# નવા કરારમાં સમાએલાં પુસ્તકોનાં નામ.




| | પૃષ્ઠ | | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧. માથ્થી ... ... | ૧ | ૧૫. તીમોથીને પહેલો પત્ર | ... ૩૪૬ |
| ૨. માર્ક ... ... | ૫૫ | ૧૬. તીમોથીને બીજો પત્ર | ... ૩૫૩ |
| ૩. લુક ... ... | ૮૯ | ૧૭. તીતસને પત્ર | ... ૩૫૮ |
| ૪. યોહાન ... | ... ૧૪૬ | ૧૮. ફિલેમોનને પત્ર | ... ૩૬૧ |
| ૫. પ્રેરિતોનાં કૃત્યો | ... ૧૮૮ | ૧૯. હેબ્રીઓને પત્ર | ... ૩૬૩ |
| ૬. રૂમીઓને પત્ર ... | ... ૨૪૭ | ૨૦. યાકૂબનો પત્ર | ... ૩૮૨ |
| ૭. કોરીંથીઓને પહેલો પત્ર ... | ૨૭૨ | ૨૧. પીતરનો પહેલો પત્ર | ... ૩૮૮ |
| ૮. કોરીંથીઓને બીજો પત્ર ... | ૨૯૫ | ૨૨. પીતરનો બીજો પત્ર | ... ૩૯૫ |
| ૯. ગલાતીઓને પત્ર | ... ૩૧૧ | ૨૩. યોહાનનો પહેલો પત્ર | ... ૩૯૯ |
| ૧૦. એફેસીઓને પત્ર | ... ૩૧૯ | ૨૪. યોહાનનો બીજો પત્ર | ... ૪૦૬ |
| ૧૧. ફિલિપીઓને પત્ર | ... ૩૨૭ | ૨૫. યોહાનનો ત્રીજો પત્ર | ... ૪૦૭ |
| ૧૨. કોલોસીઓને પત્ર | ... ૩૩૩ | ૨૬. યહુદાનો પત્ર | ... ૪૦૮ |
| ૧૩. થેસ્સાલોનીકીઓને પહેલો પત્ર | ૩૩૮ | ૨૭. પ્રકટીકરણ | ... ૪૧૦ |
| ૧૪. થેસ્સાલોનીકીઓને બીજો પત્ર | ૩૪૩ | | |




## સૂચના

આવા [ ] ચોરસ કૌંસમાં આવેલા શબ્દો અસલ ભાષામાં નથી, પણ અર્થ સ્પષ્ટ કરવા સારૂ આ ભાષાંતરમાં તે ઉમેરવામાં આવ્યા છે.

આવા [[ ]] બેવડા ચોરસ કૌંસમાં આવેલા શબ્દો ઘણા જૂના હસ્તલેખોમાં મળે છે ખરા પરંતુ સૌથી પુરાતન તથા વજનદાર પ્રતોમાં તે મળતા નથી.

# માત્થીની લખેલી સુવાર્તા

## પ્રભુ ઈસુના પૂર્વજો

૧ ઈસુ ખ્રિસ્ત જે દાઊદનો દીકરો, જે ઈબ્રાહીમનો દીકરો, તેની વંશાવળી.
૨ ઈબ્રાહીમથી ઈસહાક થયો, અને ઈસહાકથી યાકૂબ થયો, અને યાકૂબથી
યહુદાહ તથા તેના ભાઈઓ થયા; ૩ અને યહુદાહથી થામરને પેટ ફારેસ તથા
ઝારા થયા. અને ફારેસથી હસરૂન થયો, અને હસરૂનથી આરામ થયો. ૪ અને
આરામથી આમીનાદાબ થયો, અને આમીનાદાબથી નાહશોન થયો, અને નાહશોનથી
સલ્મોન થયો; ૫ અને સલ્મોનથી રાહાબને પેટ બોઆઝ થયો; અને બોઆઝથી
રૂથને પેટ ઓબેદ થયો; અને ઓબેદથી યિશાઈ થયો; ૬ અને યિશાઈથી દાઊદ
રાજા થયો.
અને ઉરીયાહની જે વહુ હતી તેને પેટ દાઊદથી સુલેમાન થયો; ૭ અને
સુલેમાનથી રહાબઆમ થયો; અને રહાબઆમથી આબીયાહ થયો, અને આબીયાહથી
આસા થયો; ૮ અને આસાથી યહોશાફાટ થયો, અને યહોશાફાટથી યોરામ થયો,
અને યોરામથી ઉઝીયાહ થયો; ૯ અને ઉઝીયાહથી યોથામ થયો, અને યોથામથી
આહાઝ થયો, અને આહાઝથી હઝકીયાહ થયો; ૧૦ અને હઝકીયાહથી મનાશ્શેહ
થયો; અને મનાશ્શેહથી આમોન થયો, અને આમોનથી યોશીયાહ થયો; ૧૧ અને
બાબિલના બંદીવાસને વખતે યોશીયાહથી યખોન્યાહ તથા તેના ભાઈઓ થયા.
૧૨ અને બાબિલનો બંદીવાસ થયા પછી, યખોન્યાહથી સલથાયેલ થયો, અને
સલથાયેલથી ઝરૂબ્બાબેલ થયો; ૧૩ અને ઝરૂબ્બાબેલથી અબીહુદ થયો, અને અબીહુદથી
એલીયાકીમ થયો, અને એલીયાકીમથી આઝોર થયો; ૧૪ અને આઝોરથી સાદુક
થયો, અને સાદુકથી આખીમ થયો, અને આખીમથી એલીહુદ થયો; ૧૫ અને
એલીહુદથી એલિયાઝર થયો, અને એલિયાઝરથી માત્થાન થયો, અને માત્થાનથી
યાકૂબ થયો; ૧૬ અને યાકૂબથી યુસફ જે મરિયમનો વર હતો તે થયો; એ
[મરિયમ]થી ઈસુ જે ખ્રિસ્ત કહેવાય છે તે જન્મ્યો.
૧૭ માટે ઈબ્રાહીમથી દાઊદ સુધી બધી મળીને ચૌદ પેઢી, અને દાઊદથી
બાબિલના બંદીવાસ સુધી ચૌદ પેઢી, અને બાબિલના બંદીવાસના કાળથી ખ્રિસ્ત[ના
વખત] સુધી ચૌદ પેઢી થઈ.

## પ્રભુ ઈસુનો જન્મ

૧૮ અને ઈસુ ખ્રિસ્તનો જન્મ આ પ્રમાણે થયો, એટલે તેની મા મરિયમનું
વેવિશાળ યુસફ જોડે થયા પછી, તેઓનો મિલાપ થયા અગાઉ પવિત્ર આત્માથી તે
ગર્ભવતી થએલી જણાઈ. ૧૯ અને તેનો વર યુસફ જે નીતિમાન્ માણસ હતો, તેણે

તેનું ઉઘાડી રીતે અપમાન કરવા ન ચહાતાં, તેને ગુપ્ત રીતે મૂકી દેવાનું ધાર્યું.
૨૦ પણ એ સંબંધી તે વિચારતો હતો, એટલામાં પ્રભુના દૂતે તેને સ્વપ્નમાં દર્શન
દઈને કહ્યું, કે ઓ યુસફ, દાઊદના દીકરા, તારી વહુ મરિયમને તેડી લાવવાને બી મા;
કેમકે તેને જે ગર્ભ રહેલો છે તે પવિત્ર આત્માથી છે. ૨૧ અને તેને દીકરો થશે, ને
તું તેનું નામ ઈસુ પાડશે; કેમકે જે પોતાના લોકોને તેઓનાં પાપથી તારશે તે એજ
છે. ૨૨ હવે એ બધું એ માટે થયું, કે પ્રભુએ પ્રબોધકની મારફતે જે કહાવ્યું હતું
તે પૂરૂં થાય એટલે,

૨૩ જુઓ, કુંવારી ગર્ભવતી થશે, ને તેને દીકરો થશે, અને તેનું નામ તેઓ
ઈમાનુએલ પાડશે,

જેનો અર્થ એ છે, કે દેવ આપણી સાથે. ૨૪ ત્યારે યુસફે ઊંઘમાંથી ઊઠીને જેમ પ્રભુના
દૂતે તેને આજ્ઞા આપી હતી તેમ કર્યું, એટલે તે પોતાની વહુને તેડી લાવ્યો. ૨૫ અને
તેને દીકરો થયો ત્યાં સુધી તેણે તેને જાણી નહિ; અને તેણે તેનું નામ ઈસુ પાડ્યું.

## માગીઓ પ્રભુ ઈસુની મુલાકાતે

૨ હવે હેરોદ રાજાના સમયમાં યહુદાહના બેથલેહેમમાં ઈસુ જન્મ્યો, ત્યારે
જુઓ, માગીઓએ પૂર્વથી યરૂશાલેમમાં આવીને પૂછ્યું, કે ૨ યહુદીઓનો જે
રાજા જન્મ્યો છે, તે ક્યાં છે? કેમકે પૂર્વમાં તેનો તારો જોઈને અમે તેનું ભજન કરવા
આવ્યા છીએ. ૩ અને એ સાંભળીને હેરોદ રાજા ગભરાયો, ને તેની સાથે આખું
યરૂશાલેમ પણ ગભરાયું. ૪ પછી તેણે સર્વ મુખ્ય યાજકોને તથા લોકોના શાસ્ત્રીઓને
એકઠા કરીને તેઓને પૂછ્યું, કે ખ્રિસ્તનો જન્મ ક્યાં થવો જોઈએ? ૫ ત્યારે તેઓએ
તેને કહ્યું, કે યહુદાહના બેથલેહેમમાં; કેમકે પ્રબોધકે એમ લખ્યું છે, કે ૬ ઓ
યહુદાહ દેશના બેથલેહેમ,

તું યહુદાહના સૂબાઓમાં કોઈ પ્રકારે સર્વથી નાનું નથી,
કેમકે તારામાંથી એક અધિપતિ નીકળશે,
જે મારા ઈસ્રાએલી લોકોનો પાળક થશે.

૭ ત્યારે હેરોદે તે માગીઓને ગુપ્તમાં બોલાવીને, તારો કઈ વેળાએ દેખાયો, તે વિષે
તેઓ પાસેથી ચોકસાઈથી ખબર મેળવી. ૮ અને તેણે તેઓને બેથલેહેમમાં
મોકલતાં કહ્યું, કે તમે જઈને તે બાળક સંબંધી સારી પેઠે શોધ કરો, ને જડ્યા પછી
મને ખબર આપો, એ માટે કે હું પણ આવીને તેનું ભજન કરૂં. ૯ ત્યારે તેઓ
રાજાનું કહેલું સાંભળીને ગયા, ને જુઓ, જે તારો પૂર્વમાં તેઓએ દીઠો હતો તે
તેઓની આગળ ચાલતો ગયો, ને બાળક હતો તે ઠેકાણા ઉપર આવીને થંભ્યો.
૧૦ અને તેઓ તારાને જોઈને મહા આનંદથી હરખાયા. ૧૧ અને ઘરમાં જઈને
તેઓએ બાળકને તેની મા મરિયમની પાસે દીઠો, ને પગે પડીને તેનું ભજન કર્યું;
પછી તેઓએ પોતાની જોળીઓ છોડીને સોના તથા લોબાન તથા બોળનું તેને નજરાણું
કર્યું. ૧૨ અને હેરોદ પાસે પાછા જવું નહિ, એમ સ્વપ્નમાં ચેતવણી મળ્યાથી તેઓ
બીજે માર્ગે પોતાના દેશમાં પાછા ગયા.

## મિસરમાં નાસી જવું

૧૩ અને તેઓના પાછા ગયા પછી, જુઓ, પ્રભુના દૂતે સ્વપ્નમાં યુસફને દર્શન
દઈને કહ્યું, કે ઊઠ, ને બાળક તથા તેની માને લઈને મિસરમાં નાસી જા, ને હું તને કહું
ત્યાં લગી ત્યાં જ રહે; કેમકે બાળકને મારી નાખવા સારૂ હેરોદ તેની શોધ કરવાનો
છે. ૧૪ ત્યારે તે ઊઠીને બાળક તથા તેની માને લઈને રાત્રે મિસરમાં ગયો; ૧૫ અને
હેરોદના મરણ લગી તે ત્યાં રહ્યો, એ માટે કે પ્રભુએ પ્રબોધકની મારફતે જે કહાવ્યું
હતું તે પૂરૂં થાય, કે મિસરમાંથી મેં મારા દીકરાને બોલાવ્યો.

## બેથલેહેમનાં બાળકોની હેરોદે કરેલી કતલ

૧૬ ત્યારે હેરોદને માલૂમ પડ્યું, કે માગીઓએ મને ઠગ્યો, ત્યારે તે ઘણો ગુસ્સે
થયો, ને [માણસો] મોકલીને જે વેળા સંબંધી તેણે માગીઓની પાસેથી ચોકસાઈથી
ખબર મેળવી હતી, તે વેળા પ્રમાણે બે વર્ષના તથા તેથી નાના જેટલા બાળકો
બેથલેહેમમાં તથા તેની સઘળી સીમમાં હતા, તેઓ સર્વને તેણે મારી નંખાવ્યા.
૧૭ ત્યારે યિર્મેયાહ પ્રબોધકે જે કહ્યું હતું તે પૂરૂં થયું, કે ૧૮ રડવાનો તથા મોટા
વિલાપનો પોકાર રામામાં સંભળાયો,

એટલે રાહેલ પોતાનાં બાળકો સારૂ રડતી,
ને તે દિલાસો પામવાને નહોતી ચહાતી, કેમકે તેઓ નથી.

## મિસરમાંથી પાછું આવવું

૧૯ અને હેરોદના મરણ પછી, જુઓ, પ્રભુના દૂતે મિસરમાં યુસફને સ્વપ્નમાં
દર્શન દઈને કહ્યું, કે ૨૦ ઊઠ, ને બાળક તથા તેની માને લઈને ઈસ્રાએલ દેશમાં જા:
કેમકે બાળકનો જીવ લેવાની જેઓ શોધ કરતા હતા, તેઓ મરી ગયા છે. ૨૧ ત્યારે
તે ઊઠીને બાળક તથા તેની માને લઈને ઈસ્રાએલ દેશમાં આવ્યો. ૨૨ પણ આર્ખે-
લાઉસ તેના બાપ હેરોદને ઠેકાણે યહુદાહમાં રાજ કરે છે, એ સાંભળીને તે ત્યાં જતાં
બીધો; તોપણ સ્વપ્નમાં ચેતવણી પામીને ગાલીલના પ્રાંત ભણી વળ્યો. ૨૩ અને
તે નાઝારી કહેવાશે, એનું પ્રબોધકોનું કહેલું પૂરૂં થાય તે માટે તે નાઝારેથ નામના
નગરમાં જઈ રહ્યો.

## યોહાન બાપ્તિસ્મા કરનાર તથા તેનો સંદેશો

૩ અને તે દહાડાઓમાં યોહાન બાપ્તિસ્મા કરનાર પ્રગટ થયો, ને યહુદાહના
રાનમાં ઉપદેશ કરતાં એમ કહેતો, કે ૨ પસ્તાવો કરો; કેમકે આકાશનું રાજ્ય
પાસે આવ્યું છે. ૩ કારણ કે જેના વિષે યશાયાહ પ્રબોધકે કહ્યું હતું, કે

રાનમાં પોકારનારની એવી વાણી, કે
પ્રભુનો માર્ગ તૈયાર કરો,
તેના રસ્તા સીધા કરો,

તે એજ છે. ૪ અને તે યોહાનનાં લૂગડાં ઊંટનાં રૂઆંનાં હતાં, ને તેની કમરે ચામડા-
નો પટો હતો, ને તીડો તથા રાની મધ તેનો ખોરાક હતો. ૫ ત્યારે યરૂશાલેમના
તથા યહુદાહના તથા યરદનના આખા પ્રદેશના લોક તેની પાસે ગયા; ૬ અને

તેનું ઉઘાડી રીતે અપમાન કરવા ન ચહાતાં, તેને ગુપ્ત રીતે મૂકી દેવાનું ધાર્યું.
૨૦ પણ એ સંબંધી તે વિચારતો હતો, એટલામાં પ્રભુના દૂતે તેને સ્વપ્નમાં દર્શન
દઈને કહ્યું, કે ઓ યુસફ, દાઊદના દીકરા, તારી વહુ મરિયમને તેડી લાવવાને બી મા;
કેમકે તેને જે ગર્ભ રહેલો છે તે પવિત્ર આત્માથી છે. ૨૧ અને તેને દીકરો થશે, ને
તું તેનું નામ ઈસુ પાડશે; કેમકે જે પોતાના લોકોને તેઓનાં પાપથી તારશે તે એજ
છે. ૨૨ હવે એ બધું એ માટે થયું, કે પ્રભુએ પ્રબોધકની મારફતે જે કહાવ્યું હતું
તે પૂરૂં થાય એટલે,

૨૩ જુઓ, કુંવારી ગર્ભવતી થશે, ને તેને દીકરો થશે, અને તેનું નામ તેઓ
ઈમાનુએલ પાડશે,

જેનો અર્થ એ છે, કે દેવ આપણી સાથે. ૨૪ ત્યારે યુસફે ઊંઘમાંથી ઊઠીને જેમ પ્રભુના
દૂતે તેને આજ્ઞા આપી હતી તેમ કર્યું, એટલે તે પોતાની વહુને તેડી લાવ્યો. ૨૫ અને
તેને દીકરો થયો ત્યાં સુધી તેણે તેને જાણી નહિ; અને તેણે તેનું નામ ઈસુ પાડ્યું.

## માગીઓ પ્રભુ ઈસુની મુલાકાતે

૨ હવે હેરોદ રાજાના સમયમાં યહુદાહના બેથલેહેમમાં ઈસુ જન્મ્યો, ત્યારે
જુઓ, માગીઓએ પૂર્વથી યરૂશાલેમમાં આવીને પૂછ્યું, કે ૨ યહુદીઓનો જે
રાજા જન્મ્યો છે, તે ક્યાં છે? કેમકે પૂર્વમાં તેનો તારો જોઈને અમે તેનું ભજન કરવા
આવ્યા છીએ. ૩ અને એ સાંભળીને હેરોદ રાજા ગભરાયો, ને તેની સાથે આખું
યરૂશાલેમ પણ ગભરાયું. ૪ પછી તેણે સર્વ મુખ્ય યાજકોને તથા લોકોના શાસ્ત્રીઓને
એકઠા કરીને તેઓને પૂછ્યું, કે ખ્રિસ્તનો જન્મ ક્યાં થવો જોઈએ? ૫ ત્યારે તેઓએ
તેને કહ્યું, કે યહુદાહના બેથલેહેમમાં; કેમકે પ્રબોધકે એમ લખ્યું છે, કે ૬ ઓ
યહુદાહ દેશના બેથલેહેમ,

તું યહુદાહના સૂબાઓમાં કોઈ પ્રકારે સર્વથી નાનું નથી.
કેમકે તારામાંથી એક અધિપતિ નીકળશે,
જે મારા ઈસ્રાએલી લોકોનો પાળક થશે.

૭ ત્યારે હેરોદે તે માગીઓને ગુપ્તમાં બોલાવીને, તારો કઈ વેળાએ દેખાયો, તે વિષે
તેઓ પાસેથી ચોકસાઈથી ખબર મેળવી. ૮ અને તેણે તેઓને બેથલેહેમમાં
મોકલતાં કહ્યું, કે તમે જઈને તે બાળક સબંધી સારી પેઠે શોધ કરો, ને જડ્યા પછી
મને ખબર આપો, એ માટે કે હું પણ આવીને તેનું ભજન કરૂં. ૯ ત્યારે તેઓ
રાજાનું કહેલું સાંભળીને ગયા, ને જુઓ, જે તારો પૂર્વમાં તેઓએ દીઠો હતો તે
તેઓની આગળ ચાલતો ગયો, ને બાળક હતો તે ઠેકાણા ઉપર આવીને થંભ્યો.
૧૦ અને તેઓ તારાને જોઈને મહા આનંદથી હરખાયા. ૧૧ અને ઘરમાં જઈને
તેઓએ બાળકને તેની મા મરિયમની પાસે દીઠો, ને પગે પડીને તેનું ભજન કર્યું;
પછી તેઓએ પોતાની જોળી છોડીને સોના તથા લોબાન તથા બોળનું તેને નજરાણું
કર્યું. ૧૨ અને હેરોદ પાસે પાછા જવું નહિ, એમ સ્વપ્નમાં ચેતવણી મળ્યાથી તેઓ
બીજે માર્ગે પોતાના દેશમાં પાછા ગયા.

## મિસરમાં નાસી જવું

૧૩ અને તેઓના પાછા ગયા પછી, જુઓ, પ્રભુના દૂતે સ્વપ્નમાં યુસફને દર્શન
દઈને કહ્યું, કે ઊઠ, ને બાળક તથા તેની માને લઈને મિસરમાં નાસી જા, ને હું તને કહું
ત્યાં લગી ત્યાં જ રહે; કેમકે બાળકને મારી નાખવા સારૂ હેરોદ તેની શોધ કરવાનો
છે. ૧૪ ત્યારે તે ઊઠીને બાળક તથા તેની માને લઈને રાત્રે મિસરમાં ગયો; ૧૫ અને
હેરોદના મરણ લગી તે ત્યાં રહ્યો, એ માટે કે પ્રભુએ પ્રબોધકની મારફતે જે કહાવ્યું
હતું તે પૂરૂં થાય, કે મિસરમાંથી મેં મારા દીકરાને બોલાવ્યો.

## બેથલેહેમનાં બાળકોની હેરોદે કરેલી કતલ

૧૬ ત્યારે હેરોદને માલૂમ પડ્યું, કે માગીઓએ મને ઠગ્યો, ત્યારે તે ઘણો ગુસ્સે
થયો, ને [માણસો] મોકલીને જે વેળા સંબંધી તેણે માગીઓની પાસેથી ચોકસાઈથી
ખબર મેળવી હતી, તે વેળા પ્રમાણે બે વર્ષના તથા તેથી નાના જેટલા બાળકો
બેથલેહેમમાં તથા તેની સઘળી સીમમાં હતા. તેઓ સર્વને તેણે મારી નંખાવ્યા.
૧૭ ત્યારે યિર્મેયાહ પ્રબોધકે જે કહ્યું હતું તે પૂરૂં થયું, કે ૧૮ રડવાનો તથા મોટા
વિલાપનો પોકાર રામામાં સંભળાયો,

એટલે રાહેલ પોતાનાં બાળકો સારૂ રડતી,
ને તે દિલાસો પામવાને નહોતી ચહાતી, કેમકે તેઓ નથી.

## મિસરમાંથી પાછું આવવું

૧૯ અને હેરોદના મરણ પછી, જુઓ, પ્રભુના દૂતે મિસરમાં યુસફને સ્વપ્નમાં
દર્શન દઈને કહ્યું, કે ૨૦ ઊઠ, ને બાળક તથા તેની માને લઈને ઈસ્રાએલ દેશમાં જા:
કેમકે બાળકનો જીવ લેવાની જેઓ શોધ કરતા હતા, તેઓ મરી ગયા છે. ૨૧ ત્યારે
તે ઊઠીને બાળક તથા તેની માને લઈને ઈસ્રાએલ દેશમાં આવ્યો. ૨૨ પણ આર્ખે-
લાઉસ તેના બાપ હેરોદને ઠેકાણે યહુદાહમાં રાજ કરે છે, એ સાંભળીને તે ત્યાં જતાં
બીધો; તોપણ સ્વપ્નમાં ચેતવણી પામીને ગાલીલના પ્રાંત ભણી વળ્યો. ૨૩ અને
તે નાઝારી કહેવાશે, એવું પ્રબોધકોનું કહેલું પૂરૂં થાય તે માટે તે નાઝારેથ નામના
નગરમાં જઈ રહ્યો.

## યોહાન બાપ્તિસ્મા કરનાર તથા તેનો સંદેશો

૩ અને તે દહાડાઓમાં યોહાન બાપ્તિસ્મા કરનાર પ્રગટ થયો, ને યહુદાહના
રાનમાં ઉપદેશ કરતા એમ કહેતો, કે ૨ પસ્તાવો કરો; કેમકે આકાશનું રાજ્ય
પાસે આવ્યું છે. ૩ કારણ કે જેના વિષે યશાયાહ પ્રબોધકે કહ્યું હતું, કે

રાનમાં પોકારનારની એવી વાણી, કે
પ્રભુનો માર્ગ તૈયાર કરો,
તેના રસ્તા સીધા કરો,

તે એજ છે. ૪ અને તે યોહાનનાં લૂગડાં ઊંટનાં રૂઆંનાં હતાં, ને તેની કમરે ચામડા-
નો પટો હતો, ને તીડો તથા રાની મધ તેનો ખોરાક હતો. ૫ ત્યારે યરૂશાલેમના
તથા યહુદાહના તથા યરદનના આખા પ્રદેશના લોક તેની પાસે ગયા; ૬ અને

પોતાનાં પાપ કબૂલ કરીને તેઓ યરદન નદીમાં તેનાથી બાપ્તિસ્મા પામ્યા. ૭ પણ
ફરોશીઓમાંના તથા સાદુકીઓમાંના ઘણાને તેનાથી બાપ્તિસ્મા પામવા સારુ આવતા
જોઈને તેણે તેઓને કહ્યું, કે ઓ સર્પોના વંશ, આવનાર કોપથી નાસવાને કોણે તમને
ચેતાવ્યા? ૮ તો પસ્તાવો [કરનારાને] શોભે એવાં ફળ આપો; ૯ અને તમારા
મનમાં એમ કહેવાનું ન ધારો, કે ઈબ્રાહીમ અમારો બાપ છે: કેમકે હું તમને કહું
છું, કે આ પથ્થરોમાંથી દેવ ઈબ્રાહીમને સારુ છોકરાં ઉત્પન્ન કરી શકે છે. ૧૦ અને
હમણાં જ ઝાડોની જડ પર કુહાડો મુકાયો છે: માટે દરેક ઝાડ જે સારું ફળ નથી
આપતું તે કપાય છે, ને અગ્નિમાં નખાય છે. ૧૧ પસ્તાવાને સારુ હું પાણીએ તમારું
બાપ્તિસ્મા કરું છું ખરો, પણ જે મારી પાછળ આવનાર છે તે મારા કરતાં સમર્થ
છે, ને તેનાં ચંપલ હું ઉચકવા યોગ્ય નથી; તે તમારું બાપ્તિસ્મા પવિત્ર આત્માએ
તથા અગ્નિએ કરશે. ૧૨ તેનું સૂપડું તેના હાથમાં છે, ને તે પોતાની ખળીને પૂરેપૂરી
સાફ કરશે, ને પોતાના ઘઉં ભંડારમાં ભરશે, પણ ભૂસું ન હોલવાનાર અગ્નિમાં તે
બાળી નાખશે.

## પ્રભુ ઈસુનું બાપ્તિસ્મા

૧૩ ત્યારે ઈસુ યોહાનથી બાપ્તિસ્મા પામવા સારુ ગાલીલથી યરદન [નદીએ]
તેની પાસે આવ્યો. ૧૪ પણ યોહાને તેને વારતાં કહ્યું, કે તારાથી મારે બાપ્તિસ્મા
પામવું જોઈએ, ને શું તું મારી પાસે આવે છે? ૧૫ પણ ઈસુએ તેને ઉત્તર દીધો, કે
હમણાં એમ થવા દે: કેમકે સર્વ ન્યાયીપણું એમ પૂરું કરવું આપણને ઘટારત છે.
ત્યારે તેણે તેને બાપ્તિસ્મા પામવા દીધું. ૧૬ અને ઈસુ બાપ્તિસ્મા પામીને તરત
પાણીમાંથી નીકળી આવ્યો; અને જુઓ, તેને સારુ આકાશ ઉઘડાયું, ને દેવના
આત્માને કબૂતરની પેઠે ઊતરતો ને પોતા પર આવતો તેણે દીઠો. ૧૭ અને જુઓ,
એવી આકાશવાણી થઈ, કે આ મારો વહાલો દીકરો છે, એના પર હું પ્રસન્ન છું.

## રાનમાં પ્રભુ ઈસુનું પરીક્ષણ

૪ ત્યાર પછી ઈસુનું પરીક્ષણ શેતાનથી થાય એ માટે આત્મા તેને રાનમાં લઈ
ગયો. ૨ અને ચાળીસ રાતદહાડા સુધી ઉપવાસ કર્યા પછી તેને ભૂખ લાગી.
૩ અને પરીક્ષણ કરનારે તેની પાસે આવીને કહ્યું, કે જો તું દેવનો દીકરો છે, તો આ
પથ્થરોને કહે, કે તેઓ રોટલી થઈ જાય. ૪ પણ તેણે ઉત્તર દીધો, કે એમ લખેલું છે,
કે માણસ એકલી રોટલીથી નહિ, પણ દરેક શબ્દ જે દેવના મોંમાંથી નીકળે છે તેથી
જીવશે. ૫ ત્યારે શેતાન તેને પવિત્ર નગરમાં લઈ જાય છે, ને મંદિરના બુરજ પર તેને
બેસાડે છે; ૬ અને તેને કહે છે, કે જો તું દેવનો દીકરો છે, તો પોતાને હેઠળ પાડી
નાખ; કેમકે એમ લખેલું છે, કે

તે પોતાના દૂતોને તારા સંબંધી આજ્ઞા કરશે;
ને તેઓ તને પોતાના હાથો પર ધરી લેશે,
રખેને તારો પગ પથ્થર સાથે અફળાય.

૭ ઈસુએ તેને કહ્યું, એમ પણ લખેલું છે, કે પ્રભુ તારા દેવનું પરીક્ષણ તું ન કર.

૮ ફરીથી શેતાન તેને ઘણા ઊંચા પહાડ ઉપર લઈ જાય છે, ને જગતનાં સઘળાં રાજ્ય
તથા તેઓનો મહિમા તેને દેખાડે છે; ૯ અને તેને કહે છે, જો તું પગે પડીને મારૂં
ભજન કરે, તો આ સઘળાં હું તને આપીશ. ૧૦ ત્યારે ઈસુ તેને કહે છે, કે અરે
શેતાન, આઘો જા; કેમકે લખેલું છે, કે પ્રભુ તારા દેવનું ભજન કર ને તેની
એકલાની જ સેવા કર. ૧૧ ત્યારે શેતાન તેને મૂકીને જાય છે; અને જુઓ, દૂતોએ
તેની પાસે આવીને તેની સેવા કરી.

### કાપરનાહુમમાં પ્રભુ ઈસુનો નિવાસ

૧૨ યોહાન બંદીવાન કરાયો છે, એવું સાંભળીને ઈસુ ગાલીલમાં પાછો ગયો;
૧૩ અને નાઝારેથ મૂકીને ઝબુલોનની તથા નફતાલીમની સીમમાંના સમુદ્ર પાસેના
કાપરનાહુમમાં તે આવી રહ્યો: ૧૪ એ માટે કે યશાયાહ પ્રબોધકે જે કહ્યું હતું
તે પૂરૂં થાય, કે

૧૫ ઝબુલોનના પ્રાંતના તથા નફતાલીમના પ્રાંતના,
યરદન પાસેના સમુદ્રના રસ્તાઓમાં,
એટલે વિદેશીઓના ગાલીલમાંના
૧૬ જે લોક અંધારામાં બેઠેલા હતા,
તેઓએ મોટું અજવાળું દીઠું,
ને મરણસ્થાનમાં તથા મરણછાયામાં જેઓ બેઠેલા હતા,
તેમના પર અજવાળું પ્રકાશ્યું.

### પ્રભુ ઈસુનો સુવાર્તાપ્રસારનો આરંભ

૧૭ ત્યારથી ઈસુ પ્રગટ કરવા તથા કહેવા લાગ્યો, કે પસ્તાવો કરો, કેમકે
આકાશનું રાજ્ય પાસે આવ્યું છે.

### પ્રથમ શિષ્યોનું તેડું

૧૮ અને ઈસુ ગાલીલના સમુદ્રને કાંઠે ચાલતો હતો, ત્યારે તેણે બે ભાઈઓને,
એટલે સીમોન જે પીતર કહેવાય છે તેને તથા તેના ભાઈ આંદ્રિયાને સમુદ્રમાં જાળ
નાખતા દીઠા, કેમકે તેઓ માછી હતા. ૧૯ અને તે તેઓને કહે છે, કે મારી પાછળ
આવો, ને હું તમને માણસોને પકડનારા કરીશ. ૨૦ અને તેઓ તરત જાળો મૂકીને
તેની પાછળ ગયા. ૨૧ અને ત્યાંથી આગળ જતાં તેણે બીજા બે ભાઈઓને, એટલે
ઝબદીના દીકરા યાકૂબને તથા તેના ભાઈ યોહાનને, તેઓના બાપ ઝબદીની સાથે
વહાણમાં પોતાની જાળો સાંધતા જોઈને તેઓને પણ તેડ્યા. ૨૨ ત્યારે તેઓ તરત
વહાણને તથા પોતાના બાપને મૂકીને તેની પાછળ ગયા.

### ગાલીલમાં પ્રવાસ તથા કામ

૨૩ અને ઈસુ તેઓનાં સભાસ્થાનોમાં ઉપદેશ કરતો, ને રાજ્યની સુવાર્તા પ્રગટ
કરતો, ને લોકોમાં હરેક પ્રકારનો રોગ તથા દુઃખ મટાડતો, આખા ગાલીલમાં ફર્યો.
૨૪ ત્યારે આખા સુરીઆમાં તેની કીર્તિ ફેલાઈ ગઈ, ને સઘળાં માંદાંઓને, એટલે
અનેક જાતનાં રોગીઓને તથા પીડાતાઓને તથા ભૂતવળગેલાઓને તથા ફેફરાંવાળાઓને

તથા પક્ષઘાતીઓને તેઓ તેની પાસે લાવ્યા; અને તેણે તેઓને સાજા કર્યાં.
૨૫ અને ગાલીલથી તથા દકાપલીસથી તથા યરૂશાલેમથી તથા યહુદાહથી તથા યરદનને
પેલે પારથી લોકોનાં ટોળેટોળાં તેની પાછળ ગયાં.

## પહાડ પરનું ભાષણ

૫ ત્યારે ઘણા લોકને જોઈને તે પહાડ પર ચઢી ગયો; અને તેના બેઠા પછી
તેના શિષ્યો તેની પાસે આવ્યા. ૨ અને તેણે પોતાનું મોં ઉઘાડીને તેઓને
ઉપદેશ કરતાં કહ્યું, કે

## ધન્યતાઓ

૩ આત્મામાં જેઓ રાંક છે તેઓને ધન્ય છે; કેમકે આકાશનું રાજ્ય તેઓનું છે.
૪ જેઓ શોક કરે છે તેઓને ધન્ય છે; કેમકે તેઓ દિલાસો પામશે.
૫ જેઓ નમ્ર છે તેઓને ધન્ય છે; કેમકે તેઓ પૃથ્વીનું વતન પામશે.
૬ જેઓને ન્યાયીપણાની ભૂખ તથા તરસ છે તેઓને ધન્ય છે; કેમકે તેઓ
ધરાશે.
૭ દયાળુઓને ધન્ય છે; કેમકે તેઓ દયા પામશે.
૮ મનમાં જેઓ શુદ્ધ છે તેઓને ધન્ય છે; કેમકે તેઓ દેવને જોશે.
૯ સલાહ કરાવનારાઓને ધન્ય છે; કેમકે તેઓ દેવના દીકરા કહેવાશે.
૧૦ ન્યાયીપણાને લીધે જેઓની સતાવણી કરાઈ છે તેઓને ધન્ય છે; કેમકે
આકાશનું રાજ્ય તેઓનું છે. ૧૧ જ્યારે લોક તમારી નિંદા કરશે, ને પૂઠે લાગશે,
ને મારે લીધે તમારી વિરુદ્ધ તરેહ તરેહની ભૂંડી વાત અસત્યતાથી કહેશે, ત્યારે
તમને ધન્ય છે. ૧૨ તમે આનંદ કરો તથા ઘણા હરખાઓ; કેમકે આકાશમાં
તમારો બદલો મોટો છે; કેમકે તમારી અગાઉના પ્રબોધકોની પૂઠે તેઓ એમજ
લાગ્યા હતા.

## મીઠા તથા દીવા પરથી મળતો બોધ

૧૩ તમે જગતનું મીઠું છો; પણ જો મીઠું બેસ્વાદ થયું હોય તો તે શાથી
ખારૂં કરાશે? બહાર ફેંકાવા તથા માણસોના પગ તળે ખૂંદાવા વગર તે બીજા કંઈ
કામનું નથી. ૧૪ તમે જગતનું અજવાળું છો. પહાડ પર વસાવેલું નગર સંતાઈ
રહી શકતું નથી. ૧૫ અને દીવો કરીને તેને માપ તળે નહિ, પણ દીવી પર મુકવામાં
આવે છે, ત્યારે ઘરમાંનાં બધાંને તે અજવાળું આપે છે. ૧૬ તેમજ તમે તમારૂં
અજવાળું લોકોની આગળ એવું પ્રકાશવા દો કે તેઓ તમારી રૂડી કરણીઓ જોઈને
આકાશમાંના તમારા બાપની સ્તુતિ કરે.

## પુરાતન નિયમ તથા પ્રભુ ઈસુનો નિયમ

૧૭ નિયમશાસ્ત્ર અથવા પ્રબોધકોની વાતોનો નાશ કરવાને હું આવ્યો છું,
એમ ન ધારો; હું નાશ કરવા તો નહિ, પણ પૂર્ણ કરવા આવ્યો છું. ૧૮ કેમકે
હું તમને ખચીત કહું છું, કે આકાશ તથા પૃથ્વી જ્યાં રહે ત્યાં સુધી સઘળાં પૂરાં
થયા વગર નિયમશાસ્ત્રમાંથી એક કાનો અથવા એક માત્રા જતી રહેશે નહિ.

૧૯ એ માટે આ સૌથી નાની આજ્ઞાઓમાંની એક જો કોઈ તોડશે, ને માણસોને એવું
કરતાં શીખવશે, તો તે આકાશના રાજ્યમાં સૌથી નાનો કહેવાશે; પણ જે કોઈ તે
પાળશે ને શીખવશે તે આકાશના રાજ્યમાં મોટો કહેવાશે. ૨૦ કેમકે હું તમને કહું છું
કે શાસ્ત્રીઓના તથા ફરોશીઓના ન્યાયીપણા કરતાં જો તમારું ન્યાયીપણું વધારે ન
હોય, તો આકાશના રાજ્યમાં તમે નહિ જ પેસશો.

## ક્રોધ તથા ખૂન

૨૧ હત્યા ન કર, ને જે કોઈ હત્યા કરે તે અપરાધી ઠરવાના જોખમમાં આવશે,
એમ પુરાતન કાળમાં લોકોને કહેલું હતું, એ તમે સાંભળ્યું છે; ૨૨ પણ હું તમને કહું
છું, કે જે કોઈ પોતાના ભાઈ પર અમથો ક્રોધ કરે છે, તે અપરાધી ઠરવાના જોખમમાં
આવશે; ને જે પોતાના ભાઈને પાજી કહેશે તે ન્યાયસભાથી અપરાધી ઠરવાના
જોખમમાં આવશે; ને જે તેને કહેશે કે તું મૂર્ખ છે, તે અગ્નિની ગેહેન્નાના જોખમમાં
આવશે. ૨૩ એ માટે જો તું તારું અર્પણ વેદી પાસે લાવે, ને ત્યાં તને યાદ આવે કે
મારા ભાઈને મારે વિરુદ્ધ કંઈ છે, ૨૪ તો ત્યાં વેદી આગળ તારું અર્પણ મૂકીને જા,
પહેલાં તારા ભાઈની સાથે સલાહ કર, ને ત્યાર પછી આવીને તારું અર્પણ ચઢાવ.
૨૫ જ્યાં સુધી તું તારા વાદીની જોડે માર્ગમાં છે, ત્યાં સુધી તેની સાથે વહેલો મળી
જા; રખેને વાદી તને ન્યાયાધીશને સોંપે, ને ન્યાયાધીશ તને સિપાઈને સોંપે, ને તું
કેદખાનામાં નંખાય. ૨૬ હું તને ખચીત કહું છું કે તું છેલ્લી દમડી ચૂકવીશ નહિ, ત્યાં
લગી તું ત્યાંથી બહાર નીકળનાર જ નથી.

## અશુદ્ધતા

૨૭ વ્યભિચાર ન કર, એમ કહેલું હતું, એ તમે સાંભળ્યું છે; ૨૮ પણ હું તમને
કહું છું, કે સ્ત્રી ઉપર જે કોઈ ખોટી નજર કરે છે, તેણે એટલામાં જ પોતાના મનમાં
તેની જોડે વ્યભિચાર કર્યો છે. ૨૯ અને જો તારી જમણી આંખ તને ઠોકર ખવડાવે,
તો તેને કાઢી નાખીને તારી પાસેથી ફેંકી દે, કેમકે તારા અવયવોમાંના એકનો નાશ
થાય, ને તારું આખું શરીર નરકમા ન નખાય, એ તને ગુણકારક છે. ૩૦ અને જો તારો
જમણો હાથ તને ઠોકર ખવડાવે, તો તેને કાપી નાખીને તારી પાસેથી ફેંકી દે, કેમકે
તારા અવયવોમાંના એકનો નાશ થાય, ને તારું આખું શરીર નરકમા ન નંખાય, એ
તને ગુણકારક છે. ૩૧ જે કોઈ પોતાની સ્ત્રીને મૂકી દે તે તેને ફારગતી લખી આપે,
એમ પણ કહેલું હતું. ૩૨ પણ હું તમને કહું છું કે વ્યભિચારના કારણ વગર જે કોઈ
પોતાની સ્ત્રીને મૂકી દે, તે તેની પાસે વ્યભિચાર કરાવે છે; ને જે કોઈ તે મૂકી
દીધેલીની જોડે લગ્ન કરે છે તે પણ વ્યભિચાર કરે છે.

## સમ તથા સત્યતા

૩૩ વળી, તું જૂઠા સમ ન ખા, પણ પ્રભુ પ્રત્યે તારા સમ પૂરા કર, એમ
પુરાતન કાળમાં લોકોને કહેલું હતું, એ તમે સાંભળ્યું છે; ૩૪ પણ હું તમને કહું છું, કે
કંઈ જ સમ ન ખાઓ; આકાશના નહિ, કેમકે તે દેવનું રાજ્યાસન છે: ૩૫ અને

પૃથ્વીના નહિ, કેમકે તે તેનું પાયાસન છે: અને યરૂશાલેમના નહિ, કેમકે તે મોટા
રાજાનું નગર છે. ૩૬ અને તું તારા માથાના, પણ સમ ન ખા, કેમકે તારાથી એક
નિમાળો ધોળો અથવા કાળો કરી શકાતો નથી. ૩૭ પણ તમારૂં બોલવું તે હાનું હા,
ને નાનું ના હોય કેમકે એ કરતાં અધિક જે કંઈ છે તે ભૂંડાથી છે.

## બદલો વાળવા વિષે

૩૮ આંખને બદલે આંખ, ને દાંતને બદલે દાંત, એમ કહેલું હતું, એ તમે સાંભળ્યું
છે. ૩૯ પણ હું તમને કહું છું કે જે ભૂંડો હોય તેની સામા ન થાઓ: પણ જે કોઈ
તારા જમણા ગાલ પર તમાચો મારે, તેની તરફ બીજો પણ ફેરવ. ૪૦ અને જે તારૂં
બદન લેવા સારૂ તારા પર દાવો કરે, તેને તારો અંગરખો પણ લેવા દે. ૪૧ અને
જે કોઈ બળાત્કારથી તને એક ગાઉ લઈ જાય, તેની સાથે બે ગાઉ જા. ૪૨ જે કોઈ
તારી પાસે માગે છે તેને તું આપ, ને તારી કને જે ઉછીનું લેવા ચાહે છે, તેનાથી મોં
ન ફેરવ.

## પ્રેમ તથા સંપૂર્ણ ચારિત્ર્ય

૪૩ તું તારા પડોશી પર પ્રીતિ કર, ને તારા વૈરી ઉપર દ્વેષ કર, એમ કહેલું હતું,
એ તમે સાંભળ્યું છે: ૪૪ પણ હું તમને કહું છું કે તમે તમારા વૈરીઓ પર પ્રીતિ
કરો, ને જેઓ તમારી પૂઠે લાગે છે તેઓને સારૂ પ્રાર્થના કરો; ૪૫ એ માટે કે તમે
આકાશમાંના તમારા બાપના દીકરા થાઓ; કારણ કે તે પોતાના સૂરજને ભૂંડા તથા
ભલા પર ઉગાવે છે, ને ન્યાયી તથા અન્યાયી પર વરસાદ વરસાવે છે. ૪૬ કેમકે જેઓ
તમારા પર પ્રીતિ કરે છે, તેઓ પર જો તમે પ્રીતિ કરો છો, તો તમને શું ફળ છે?
દાણીઓ પણ શું એમ નથી કરતા? ૪૭ અને જો તમે કેવળ તમારા ભાઈઓને સલામ
કરો છો, તો તેમાં તમે વિશેષ શું કરો છો? વિદેશીઓ પણ શું એમ નથી કરતા? ૪૮ એ
માટે જેવો તમારો આકાશમાંનો બાપ સંપૂર્ણ છે તેવા તમે સંપૂર્ણ થાઓ.

## ગુપ્ત દાનધર્મ

૬ માણસો તમને જુએ એવા હેતુથી તેઓની આગળ તમારાં ધર્મકૃત્યો કરવાથી
સાવધાન રહો; નહિ તો આકાશમાંના તમારા બાપથી તમને ફળ મળવાનું નથી.

૨ એ માટે જ્યારે તું દાનધર્મ કરે, ત્યારે જેમ ઢોંગીઓ સભાસ્થાનોમાં તથા
રસ્તાઓમાં માણસોથી વખાણ પામવાને કરે છે, તેમ તું પોતાની આગળ રણશિંગડું
ન વગાડ; હું તમને ખચીત કહું છું કે તેઓ પોતાનો બદલો પામી ચૂક્યા છે. ૩ પણ
તું જ્યારે દાનધર્મ કરે, ત્યારે જે તારો જમણો હાથ કરે તે તારો ડાબો હાથ ન જાણે;
૪ એ માટે કે તારાં દાનધર્મ ગુપ્તમાં થાય; ને ગુપ્તમાં જોનાર તારો બાપ તને તેનો
બદલો આપશે.

## ગુપ્ત પ્રાર્થના

૫ અને જ્યારે તમે પ્રાર્થના કરો છો ત્યારે ઢોંગીઓના જેવા ન થાઓ; કેમકે
માણસો તેઓને જુએ, માટે સભાસ્થાનોમાં તથા રસ્તાઓનાં નાકાંઓ પર ઊભા રહીને

પ્રાર્થના કરવાનું તેમને પસંદ છે; હું તમને ખચીત કહું છું કે તેઓ પોતાનો બદલો પામી
ચૂક્યા છે. ૬ પણ જ્યારે તું પ્રાર્થના કરે, ત્યારે તારી ઓરડીમાં પેસ, ને તારું બારણું
બંધ કરીને ગુપ્તમાંના તારા બાપની પ્રાર્થના કર, ને ગુપ્તમાં જોનાર તારો બાપ તને
બદલો આપશે. ૭ અને તમે પ્રાર્થના કરતાં વિદેશીઓની પેઠે અમથો લવારો ન
કરો, કેમકે તેઓ ધારે છે કે અમારા ઘણા બોલવાથી અમારું સાંભળવામાં આવશે.
૮ એ માટે તમે તેઓના જેવા ન થાઓ; કેમકે જેની તમને અગત્ય છે, તે તેની
પાસે માગ્યા અગાઉ તમારો બાપ જાણે છે.

## 'પ્રભુની પ્રાર્થના'

૯ માટે તમે આ પ્રમાણે પ્રાર્થના કરો: ઓ આકાશમાંના અમારા બાપ, તારું
નામ પવિત્ર મનાઓ, ૧૦ તારું રાજ્ય આવો; જેમ આકાશમાં તેમ પૃથ્વી પર તારી
ઇચ્છા પૂરી થાઓ. ૧૧ દિવસની અમારી રોટલી આજ અમને આપ. ૧૨ અને
જેમ અમે અમારા ઋણીઓને માફ કર્યાં છે, તેમ તું અમારાં ઋણો અમને માફ
કર. ૧૩ અને અમને પરીક્ષણમાં ન લાવ, પણ ભૂડાથી અમારો છૂટકો કર.
[[ કેમકે રાજ્ય તથા પરાક્રમ તથા મહિમા સર્વકાળ સુધી તારાં છે. આમેન.]]
૧૪ કેમકે જો તમે માણસોને તેઓના અપરાધ માફ કરો, તો તમારો આકાશમાંનો
બાપ તમને પણ માફ કરશે. ૧૫ પણ જો તમે માણસોને તેઓના અપરાધ માફ
નહિ કરો, તો તમારો બાપ તમારા અપરાધ પણ તમને માફ નહિ કરશે.

## ઉપવાસ

૧૬ વળી જ્યારે તમે ઉપવાસ કરો, ત્યારે ઢોંગીઓની પેઠે લેવાઈ ગએલા મોંના
ન થાઓ, કેમકે લોકોને ઉપવાસી દેખાવા સારૂ તેઓ પોતાનાં મોં કસાણાં કરે છે.
હું તમને ખચીત કહું છું કે તેઓ પોતાનો બદલો પામી ચૂક્યા છે. ૧૭ પણ તું
ઉપવાસ કરે, ત્યારે તારા માથા પર તેલ ચોપડ, ને તારું મોં ધો; ૧૮ એ માટે કે
માણસોને નહિ, પણ તારો બાપ જે ગુપ્તમાં છે તેને તું ઉપવાસી દેખાય, ને ગુપ્તમાં
દેખનાર તારો બાપ તને બદલો આપશે.

## ખરું દ્રવ્ય

૧૯ પૃથ્વી પર પોતાને સારૂ દ્રવ્ય એકઠું ન કરો, જ્યાં કીડા તથા કાટ નાશ કરે
છે, ને જ્યાં ચોરો ખાતર પાડીને ચોરી જાય છે. ૨૦ પણ તમે પોતાને સારૂ આકાશમાં
દ્રવ્ય એકઠું કરો, જ્યાં કીડા અથવા કાટ નાશ નથી કરતા, ને જ્યાં ચોરો ખાતર
પાડીને ચોરી જતા નથી. ૨૧ કેમકે જ્યાં તમારું દ્રવ્ય છે ત્યાં જ તમારું ચિત્ત
પણ રહેશે.

## અજવાળું તથા અંધારું

૨૨ શરીરનો દીવો તે આંખ છે; એ માટે જો તારી આંખ નિર્મળ હોય, તો
તારું આખું શરીર પ્રકાશે ભરેલું થશે. ૨૩ પણ જો તારી આંખ ભૂંડી હોય, તો
તારું આખું શરીર અંધકારે ભરેલું થશે; માટે તારામાં જે અજવાળું છે, તે જો

અંધકારરૂપ હોય, તો તે અંધકાર કેટલો મોટો! ૨૪ કોઈથી બે ધણીની ચાકરી કરાય નહિ, કેમકે તે એક પર દ્વેષ કરશે, ને બીજા પર પ્રીતિ કરશે, અથવા તે એકના પક્ષનો થશે, ને બીજાનો તિરસ્કાર કરશે, દેવની તથા દ્રવ્યની સેવા તમારાથી કરાય નહિ ૨૫ એ માટે હુ તમને કહુ છુ કે તમારા જીવને સારૂ ચિંતા ન કરો, કે અમે શું ખાઈશું અથવા શું પીઈશું, અને તમારા શરીરને સારૂ ચિંતા ન કરો, કે અમે શુ પહેરીશુ શુ જીવ ખોરાક કરતા, ને શરીર લૂગડા કરતા અધિક નથી?

## ચિંતા તથા ઈશ્વર પર ભરોસો

૨૬ આકાશના પક્ષીઓને જુઓ, તેઓ તો વાવતા નથી ને કાપતા નથી ને વખારોમા ભરતા નથી તો પણ તમારો આકાશમાંનો બાપ તેઓનુ પાલન કરે છે, તો તેઓ કરતા તમે અધિક નથી શું? ૨૭ અને ચિંતા કરવાથી તમારામાંનો કોણ પોતાના કદને એક હાથભર વધારી શકે છે? ૨૮ અને લૂગડા સંબંધી તમે ચિંતા શા માટે કરતા છો? ખેતરના ફૂલઝાડોનો વિચાર કરો કે તેઓ કેવા વધે છે, તેઓ મહેનત કરતા નથી તેઓ કાંતતા પણ નથી ૨૯ તો પણ હુ તમને કહુ છુ કે સુલેમાન પણ પોતાના સઘળા મહિમામા તેઓમાના એકના જેવો પહેરેલો ન હતો ૩૦ એ માટે ખેતરનુ ઘાસ જે આજ છે ને કાલે ભઠ્ઠીમા નંખાય છે તેને જો દેવ એવુ પહેરાવે છે તો, ઓ અલ્પવિશ્વાસીઓ, તમને શુ એથી વિશેષ નહિ પહેરાવશે? ૩૧ માટે અમે શું ખાઈએ અથવા શું પીઈએ અથવા શુ પહેરીએ એમ કહેતા ચિંતા ન કરો ૩૨ કારણ કે એ સઘળા વાના વિદેશીઓ શોધે છે, કેમ તમારો આકાશમાંનો બાપ જાણે છે કે એ બધાની તમને અગત્ય છે ૩૩ પણ તમે પહેલા તેના રાજ્યને તથા તેના ન્યાયીપણાને શોધો, એટલે એ બધા વાના પણ તમને અપાશે ૩૪ તે માટે આવતી કાલને સારૂ ચિંતા ન કરો કેમકે આવતી કાલ પોતા[ની વાતો]ની ચિંતા કરશે, દહાડાને સારૂ તે દહાડાનુ દુઃખ બસ છે

## દોષિત ઠરાવવા વિષે

૭ તમે કોઈને દોષિત ન ઠરાવો એ માટે કે તમને કોઈ દોષિત ન ઠરાવે ૨ કેમ જેમ તમે બીજાને દોષિત ઠરાવશો તેમ તેઓ તમને પણ દોષિત ઠરાવશે, અને જે માપથી તમે માપી આપો છો તેથી જ તમને માપી અપાશે ૩ અને તું તારી આંખમાંનો ભારોટિયો ધ્યાનમા ન લાવતા તારા ભાઈની આંખમાનુ તણખલુ શા માટે જુએ છે? ૪ અથવા તું તારા ભાઈને કેમ કહેશે કે તારી આંખમાથી તણખલુ મને કાઢવા દે, પણ જો તારી પોતાની જ આંખમા તો ભારોટિયો છે? ૫ ઓ ઢોંગી પહેલા તું પોતાની જ આંખમાથી ભારોટિયો કાઢ, અને ત્યાર પછી તારા ભાઈની આંખમાથી તણખલુ કાઢવાને તને સારી પેઠે સૂઝશે

૬ જે પવિત્ર તે કૂતરાઓની આગળ ન નાખો, ને તમારા મોતી ભૂંડોની આગળ ન ફેંકો, રખેને તેઓ તે પોતાના પગ તળે છૂંદે ને તમને ફાડી નાખે

## પ્રાર્થનાને ઉત્તેજન

૭ માગો, તો તમને અપાશે, શોધો, તો તમને જડશે; ઠોકો, તો તમારે સારૂ

ઉઘાડાશે. ૮ કેમકે જે હરેક માગે છે તે પામે છે, ને જે શોધે છે તેને જડે છે, ને જે
ઠોકે છે તેને સારૂ ઉઘાડવામાં આવશે. ૯ તમારામાં એવું કયું માણસ છે, કે જો તેનો
દીકરો તેની પાસે રોટલી માગે, તો તે તેને પથ્થર આપશે? ૧૦ અથવા જો માછલું
માગે, તો તેને સાપ આપશે? ૧૧ તે માટે જો તમે ભૂડા છતાં તમારાં છોકરાંઓને
સારાં વાનાં આપી જાણો છો, તો તમારા આકાશમાંના બાપની પાસે જેઓ માગે છે
તેઓને કેટલાં વિશેષે કરીને તે સારાં વાનાં આપશે?

## સોનેરી નિયમ

૧૨ માટે જે જે તમે ચાહો છો કે બીજા માણસ તમને કરે, તે તે તમે પણ
તેઓને કરો; કેમકે નિયમશાસ્ત્ર તથા પ્રબોધકો[ની વાતોનો સાર] એજ છે.

## બે માર્ગ

૧૩ તમે સાંકડે બારણેથી માંહે પેસો; કેમકે જે માર્ગ નાશમાં પહોંચાડે છે, તે
ચોડો છે, ને તેનું બારણું પહોળું છે, ને ઘણા તેમાં થઈને પેસે છે. ૧૪ કેમકે જે
માર્ગ જીવનમાં પહોંચાડે છે, તે સાંકડો છે, ને તેનું બારણું સાંકડું છે. અને જેઓને
તે જડે છે તેઓ થોડાજ છે.

## ખરા તથા ખોટા ઉપદેશકો

૧૫ જે જૂઠા ઉપદેશકો ઘેટાંને વેશે તમારી પાસે આવે છે, પણ માંહે ફાડી
ખાનારાં વરૂ[ના જેવા] છે, તેઓ સંબંધી સાવધાન રહો. ૧૬ તેઓનાં ફળથી તમે
તેઓને ઓળખશો. શું લોકો કાંટાના ઝાડ પરથી દ્રાક્ષા, અથવા ઉટકટારી પરથી
અંજીર તોડે છે? ૧૭ તેમજ હરેક સારૂં ઝાડ સારાં ફળ આપે છે, ને ખરાબ ઝાડ નઠારાં
ફળ આપે છે. ૧૮ સારૂં ઝાડ નઠારાં ફળ આપી શકતું નથી, ને ખરાબ ઝાડ સારાં ફળ
આપી શકતું નથી. ૧૯ હરેક ઝાડ જે સારૂં ફળ નથી આપતું તે કપાય છે, ને અગ્નિમાં
નંખાય છે. ૨૦ તે માટે તેઓના ફળથી તમે તેઓને ઓળખશો.

## કહેણી તથા કરણી

૨૧ જેઓ મને પ્રભુ, પ્રભુ, કહે છે, તેઓ સર્વ આકાશના રાજ્યમાં પેસશે એમ તો
નહિ, પણ જેઓ મારા આકાશમાંના બાપની ઇચ્છા પ્રમાણે કરે છે [તેઓજ પેસશે].
૨૨ તે દહાડે ઘણા મને કહેશે, કે પ્રભુ, પ્રભુ, શું અમે તારે નામે પ્રબોધ કર્યો નથી?
અને તારે નામે ભૂતોને કાઢ્યાં નથી? અને તારે નામે ઘણા પરાક્રમી કામો કર્યાં
નથી? ૨૩ ત્યારે હું તેઓને સાફ કહીશ કે મેં તમને કદી પણ ઓળખ્યા નહિ;
ઓ ભૂંડું કરનારાઓ, તમે મારી પાસેથી દૂર જાઓ.

## બે પ્રકારના પાયા

૨૪ એ માટે જે કોઈ મારી આ વાતો સાંભળે છે, ને પાળે છે, તેને એક ડાહ્યા
માણસની ઉપમા આપવામાં આવશે, કે જેણે પોતાનું ઘર ખડક પર બાંધ્યું; ૨૫ અને
વરસાદ વરસ્યો, ને રેલ આવી, ને વાવાઝોડાં થયાં, ને તે ઘર પર સપાટા લાગ્યા;
પણ તેનો પાયો ખડક પર નાખેલો હતો, માટે તે પડ્યું નહિ. ૨૬ અને જે કોઈ મારી
આ વાતો સાંભળે છે, ને પાળતો નથી, તેને એક મૂર્ખ માણસની ઉપમા આપવામાં

આવશે, કે જેણે પોતાનું ઘર રેતી પર બાંધ્યું; ૨૭ અને વરસાદ વરસ્યો, ને રેલ
આવી, ને વાવાઝોડાં થયાં, ને તે ઘર પર સપાટા લાગ્યા, ને તે પડી ગયું; અને તેનો
નાશ મોટો થયો.

૨૮ અને ઈસુ એ વાતો કહી રહ્યો, ત્યારે એમ થયું, કે લોક તેના ઉપદેશથી
અચરત થયા; ૨૯ કેમકે શાસ્ત્રીઓની પેઠે નહિ, પણ જેને અધિકાર હોય છે તેની
પેઠે તે તેઓને ઉપદેશ કરતો હતો.

## કોઢીઆનું શુદ્ધ કરાવું

૮ અને પહાડ પરથી તે ઊતર્યો, ત્યારે અતિ ઘણા લોક તેની પાછળ ગયા ૨ અને
જુઓ, એક કોઢીઆએ આવીને તેને પગે લાગીને કહ્યું, કે ઓ પ્રભુ, જો તું
ચાહે તો તું મને શુદ્ધ કરી શકે છે. ૩ ત્યારે તેણે હાથ લાંબો કર્યો, ને તેને અડકીને
કહ્યું, હું ચાહું છું, તું શુદ્ધ થા. અને તરત તે પોતાના કોઢથી શુદ્ધ થયો ૪ પછી
ઈસુ તેને કહે છે, કે જોજે, તું કોઈને કહીશ મા; પણ જા, યાજકને પોતાને દેખાડ, ને
તેઓને માટે સાક્ષી તરીકે જે અર્પણ મુસાએ ઠરાવ્યું હતું તે ચઢાવ

## જમાદારના ચાકરનું સાજા કરાવું

૫ અને ઈસુ કાપરનાહુમમાં પેઠો, ત્યારે એક જમાદારે તેની પાસે આવીને તેને
વિનતી કરી, કે ૬ ઓ પ્રભુ, મારો ચાકર ઘરમા પક્ષઘાતી થઈને પડેલો છે, ને તેને
ભારે પીડા થાય છે ૭ ત્યારે તે તેને કહે છે, કે હું આવીને તેને સાજો કરીશ ૮ અને
જમાદારે ઉત્તર દીધો, કે ઓ પ્રભુ, તું મારા છાપરા તળે આવે એવો હું યોગ્ય નથી;
પણ તું કેવળ શબ્દ કહે, એટલે મારો ચાકર સાજો થશે ૯ કેમકે હું પણ પરાધીન
માણસ છું, ને સિપાઈઓ મારે સ્વાધીન છે, અને એકને હું કહું છું, કે જા, ને તે
જાય છે; ને બીજાને [કહું છું, કે] આવ, ને તે આવે છે; ને મારા દાસને [કહું છું, કે]
એ કર, ને તે તે કરે છે ૧૦ ત્યારે ઈસુ તે સાંભળીને અચરત થયો, ને પાછળ
આવનારાઓને તેણે કહ્યું, હું તમને ખચીત કહું છું, કે એટલો વિશ્વાસ મેં ઈસ્રાએલમા
પણ જોયો નથી ૧૧ અને હું તમને કહું છું કે પૂર્વથી તથા પશ્ચિમથી ઘણા લોક
આવશે, ને ઈબ્રાહીમની તથા ઈસ્હાકની તથા યાકૂબની સાથે આકાશના રાજ્યમા
બેસશે, ૧૨ પણ રાજ્યના દીકરાઓ બહારના અંધારામા નંખાશે, કે જ્યાં રડવું ને
દાંત પીસવું થશે ૧૩ અને ઈસુએ તે જમાદારને કહ્યું, કે જા, જેવો તેં વિશ્વાસ કર્યો
છે તેવું જ તને થાઓ. અને તેજ ઘડીએ તેનો ચાકર સાજો થયો

## સીમોનની સાસુ તથા બીજાં ઘણાંનું સાજા કરાવું

૧૪ અને ઈસુએ પીતરના ઘરમાં આવીને તેની સાસુને તાવે માંદી પડેલી દીઠી.
૧૫ અને તે તેના હાથને અડક્યો, એટલે તેનો તાવ જતો રહ્યો, ને તેણે ઊઠીને
તેની સેવા કરી ૧૬ અને સાંજ પડી ત્યારે તેઓ ઘણા ભૂતવળગેલાઓને તેની
પાસે લાવ્યા, ને તેણે શબ્દથી તે આત્માઓને બહાર કાઢ્યા, ને સઘળા માંદાઓને
સાજાં કર્યાં ૧૭ એ માટે કે યશાયાહ પ્રબોધકે જે કહ્યું હતું તે પૂરૂં થાય, કે તેણે
પોતે આપણા મંદવાડ લીધા, ને આપણા રોગ ભોગવ્યા.

## થનાર શિષ્યોની કસોટીઓ

૧૮ અને ઈસુએ લોકોનો મોટો સમુદાય પોતાની આસપાસ ભેગો થએલો દીઠો,
ત્યારે પેલે પાર જવાની તેણે આજ્ઞા કરી. ૧૯ અને એક શાસ્ત્રીએ પાસે આવીને
તેને કહ્યું, કે ઓ ઉપદેશક, જ્યાંકહીં તું જઈશ ત્યાં હું તારી પાછળ આવીશ. ૨૦ ત્યારે
ઈસુ તેને કહે છે, કે લોંકડાને દર હોય છે, ને આકાશનાં પક્ષીઓને માળા હોય છે;
પણ માણસના દીકરાને માથું ટેકવવાનો ઠામ નથી. ૨૧ અને તેના શિષ્યોમાંથી
બીજાએ કહ્યું, કે પ્રભુ, મને રજા આપ કે હું જઈને પહેલાં મારા બાપને દાટી આવું.
૨૨ પણ ઈસુએ તેને કહ્યું, કે તું મારી પાછળ આવ, ને મૂએલાઓને પોતાના
મૂએલાઓને દાટવા દે.

## તોફાનનું શાંત કરાવું

૨૩ અને હોડી પર તે ચઢયો ત્યારે તેના શિષ્યો તેની સાથે ગયા. ૨૪ અને
જુઓ, સમુદ્રમાં એવું મોટું તોફાન થયું કે તે હોડી મોજાંઓથી ઢંકાઈ ગઈ; પણ તે
પોતે ઊંઘતો હતો. ૨૫ ત્યારે તેઓએ તેની પાસે આવીને તેને જગાડીને કહ્યું, કે
ઓ પ્રભુ, અમને બચાવ, અમે નાશ પામીએ છીએ. ૨૬ અને તે તેઓને કહે છે,
ઓ અલ્પવિશ્વાસીઓ, તમે શા વાસ્તે ભયભીત થયા છો? પછી તેણે ઊઠીને પવનને
તથા સમુદ્રને ધમકાવ્યા; અને મહા શાંતિ થઈ. ૨૭ ત્યારે તે માણસોએ અચરત
થઈને કહ્યું, કે એ શા તરેહનું માણસ છે કે પવન તથા સમુદ્ર પણ એનું માને છે!

## ગાડરેનોના ભૂતવળગેલા

૨૮ અને પેલે પાર ગાડરેનોના દેશમાં તે પહોંચ્યો ત્યારે ભૂતવળગેલા બે
માણસ કબરોમાંથી નીકળતા તેને મળ્યા. તેઓ એવા બિહામણા હતા કે તે માર્ગે કોઈથી
જવાતું ન હતું. ૨૯ અને જુઓ, તેઓએ બૂમ પાડતાં કહ્યું, કે ઓ દેવના દીકરા,
અમારે ને તારે શું છે? સમય અગાઉ તું અમને પીડા દેવાને અહીં આવ્યો છે
શું? ૩૦ હવે તેઓથી બહુ આઘું ઘણાં ભૂંડાનું એક ટોળું ચરતું હતું. ૩૧ અને ભૂતોએ
તેને વિનંતી કરી, કે જો તું અમને કાઢે તો ભૂંડોના ટોળામાં અમને મોકલ. ૩૨ અને
તેણે તેઓને કહ્યું, કે જાઓ. પછી તેઓ નીકળીને ભૂંડામાં પેઠા; અને જુઓ, આખું
ટોળું કરાડા પરથી સમુદ્રમાં ધસી પડ્યું, ને પાણીમાં બૂડી મૂઉં. ૩૩ ત્યારે ચરાવનારા
નાઠા, ને નગરમાં જઈને તેઓએ સઘળું કહી જણાવ્યું; ને ભૂતવળગેલાઓને શું થયું
તે પણ કહ્યું. ૩૪ ત્યારે જુઓ, આખું નગર ઈસુને મળવાને બહાર આવ્યું; અને
તેને જોઈને તેઓએ તેને વિનંતી કરી, કે અમારી સીમોમાંથી જા.

## પક્ષઘાતીનું સાજા કરાવું

૯ ત્યારે હોડીમાં બેસીને તે પેલે પાર ગયો, ને પોતાના નગરમાં આવ્યો. ૨ અને
જુઓ, ખાટલે પડેલા એક પક્ષઘાતીને લોક તેની પાસે લાવ્યા, ને ઈસુએ
તેઓનો વિશ્વાસ જોઈને પક્ષઘાતીને કહ્યું, કે દીકરા, હિંમત રાખ, તારાં પાપ તને માફ
થયાં છે. ૩ ત્યારે જુઓ, શાસ્ત્રીઓમાંના કેટલાએક પોતાના મનમાં કહ્યું, કે એ દુર્ભાષણ
કરે છે. ૪ ત્યારે ઈસુએ તેઓના વિચાર જાણીને કહ્યું, કે તમે તમારા મનમાં શા માટે

ભુંડા વિચાર કરો છો? ૫ કેમકે એ બેમાનું વધારે સહેલું કયું છે, એમ કહેવું
કે તારાં પાપ તને માફ થયાં છે, અથવા એમ કહેવું કે ઊઠીને ચાલ્યો જા? ૬ પણ
માણસના દીકરાને પૃથ્વી પર પાપોની માફી આપવાનો અધિકાર છે, એ તમે જાણો
માટે, (ત્યારે તે પક્ષઘાતીને કહે છે કે) ઊઠ, તારો ખાટલો ઉચકીને તારે ઘેર ચાલ્યો
જા ૭ અને તે ઊઠીને પોતાને ઘેર ગયો ૮ અને તે જોઈને લોક ભયભીત થયા, ને
દેવે માણસોને એવો અધિકાર આપ્યો માટે તેઓએ તેની સ્તુતિ કરી

## માત્થીનું તેડું

૯ અને ઈસુએ ત્યાંથી જતાં માત્થી નામે એક માણસને દાણ લેવાની ચોકી
પર બેઠેલો દીઠો, ને તેણે તેને કહ્યું કે તું મારી પાછળ આવ ત્યારે તે ઊઠીને તેની
પાછળ ગયો

૧૦ અને એમ થયું, કે ઘરમાં તે જમવા બેઠો ત્યારે જુઓ, ઘણા દાણીઓ તથા
પાપીઓ આવીને ઈસુની તથા તેના શિષ્યોની સાથે બેઠા. ૧૧ અને ફરોશીઓએ એ
એ જોઈને તેના શિષ્યોને કહ્યું કે તમારો ઉપદેશક દાણીઓની તથા પાપીઓની સાથે
શા માટે ખાય છે? ૧૨ અને તેણે એ સાંભળીને તેઓને કહ્યું, કે જેઓ સાજા છે
તેઓને વૈદની અગત્ય નથી, પણ જેઓ માંદા છે તેઓને છે ૧૩ પણ યજ્ઞ કરતાં
હું દયા ચાહું છું, એનો શો અર્થ છે, તે જઈને શીખો, કેમકે ન્યાયીઓને નહિ
પણ પાપીઓને તેડવા હું આવ્યો છું

## ઉપવાસ

૧૪ ત્યારે યોહાનના શિષ્યો તેની પાસે આવીને કહે છે, કે અમે તથા ફરોશીઓ
ઘણીવાર ઉપવાસ કરીએ છીએ, પણ તારા શિષ્યો ઉપવાસ નથી કરતા, એનું કારણ
શું? ૧૫ ત્યારે ઈસુએ તેઓને કહ્યું, કે જ્યાં સુધી વર જાનૈયાઓની સાથે છે, ત્યાં સુધી
શું તેઓ શોક કરી શકે છે? પણ એવા દહાડા આવશે કે વર તેઓની પાસેથી લઈ
લેવાશે, ત્યારે તેઓ ઉપવાસ કરશે ૧૬ વળી કોરા લુગડાનું થીંગડું જૂના લુગડામાં
કોઈ નથી દેતું કેમકે તે થીગડાથી તે લુગડું ખેંચાય છે, ને તે વધારે ફાટી જાય છે
૧૭ વળી નવો દ્રાક્ષારસ જૂની મસકોમાં કોઈ નથી ભરતું, જો ભરે તો મસકો ફાટી
જાય, ને દ્રાક્ષારસ વહી જાય ને મસકોનો નાશ થાય, પણ નવો દ્રાક્ષારસ નવી
મસકોમાં ભરવામાં આવે છે જેથી બંનેનું રક્ષણ થાય છે

## યાઐરસની દીકરી તથા લોહીવાવાળી સ્ત્રી

૧૮ તે તેઓને આ વાત કહેતો હતો, તેવામાં જુઓ, એક અધિકારી આવીને
તેને પગે લાગીને કહે છે, કે મારી દીકરી હવે તો મરી ગઈ હશે, પણ તું આવીને
તારો હાથ તેના પર મૂક, એટલે તે જીવતી થશે ૧૯ ત્યારે ઈસુ ઊઠીને પોતાના
શિષ્યો સુદ્ધાં તેની પાછળ ગયો ૨૦ અને જુઓ, એક સ્ત્રીને બાર વરસથી લોહીવા
હતો, તે તેની પછવાડે આવીને તેના લુગડાની કોરને અડકી, ૨૧ કેમકે તેણે
પોતાના મનમાં ધાર્યું, કે જો હું માત્ર એના લુગડાને અડકું તો હું સાજી થઈ જઈશ.
૨૨ ત્યારે ઈસુએ પાછા ફરીને તથા તેને જોઈને કહ્યું, કે દીકરી, હિંમત રાખ,

તારા વિશ્વાસે તને સાજી કરી છે. અને તે સ્ત્રી તેજ ઘડીથી સાજી થઈ. ૨૩ પછી
જ્યારે ઈસુએ તે અધિકારીના ઘરમાં આવીને વાંસળી વગાડનારાઓને તથા લોકને
કકળાટ કરતા જોયા, ૨૪ ત્યારે તેણે કહ્યું, કે આઘા ખસો; કેમકે છોડી મરી નથી
ગઈ, પણ ઊંઘે છે. અને તેઓએ તેને હસી કાઢયો. ૨૫ અને લોકોને બહાર
કાઢવામાં આવ્યા ત્યારે તેણે માંહે જઈને તેનો હાથ પકડયો; ને તે છોડી ઊઠી.
૨૬ અને તે વાતની ચર્ચા તે આખા દેશમાં ફેલાઈ ગઈ.

### બે આંધળા

૨૭ અને ઈસુ ત્યાંથી જતો હતો, તેવામાં બે આંધળા તેની પાછળ જઈને બૂમ
પાડવા લાગ્યા, કે ઓ દાઊદના દીકરા, અમારા પર દયા કર. ૨૮ અને ઘરમાં તે
આવ્યો, ત્યારે તે આંધળાઓ તેની પાસે આવ્યા, ને ઈસુ તેઓને કહે છે, કે હું એ
કરી શકું છું એવો તમને વિશ્વાસ છે શું? તેઓ તેને કહે છે, કે હા, પ્રભુ. ૨૯ ત્યારે
તે તેઓની આંખોને અડકીને કહે છે, કે તમારા વિશ્વાસ પ્રમાણે તમને
થાઓ. ૩૦ અને તેઓની આંખો ઊઘડી ગઈ. પછી ઈસુએ તેઓને સખત આજ્ઞા
આપી, કે જોજો, કોઈ જાણે નહિ. ૩૧ પણ તેઓએ બહાર જઈને તે આખા દેશમાં
તેની કીર્તિ ફેલાવી.

### ભૂતવળગેલો મૂંગો માણસ

૩૨ અને તેઓ બહાર ગયા ત્યારે જુઓ, ભૂતવળગેલા એક મૂગા માણસને તેની
પાસે લાવવામાં આવ્યો. ૩૩ અને ભૂત કાઢવામાં આવ્યું ત્યારે તે મૂંગો બોલ્યો, ને
લોકોએ અચરત થઈને કહ્યું, કે ઈસ્રાએલમાં આવું કદી જોવામાં આવ્યું નથી.
૩૪ પણ ફરોશીઓએ કહ્યું, કે તે ભૂતોના સરદારથી ભૂતોને કાઢે છે.
૩૫ અને ઈસુ તેઓનાં સભાસ્થાનોમાં બોધ કરતો, ને રાજ્યની સુવાર્તા પ્રગટ
કરતો, ને હરેક [પ્રકારનો] રોગ તથા હરેક [પ્રકારની] બીમારી ટાળતો, સઘળાં
નગરોમાં તથા ગામોમાં ફરતો ગયો.

### લોકો પ્રત્યે પ્રભુ ઈસુની દયા

૩૬ અને લોકોને જોઈને તેને તેઓ પર દયા આવી; કેમકે તેઓ પાળક
વગરનાં ઘેટાંના જેવા હેરાન થએલા તથા વેરાઈ ગએલા હતા. ૩૭ ત્યારે તે પોતાના
શિષ્યોને કહે છે, કે ફસલ પુષ્કળ છે ખરી, પણ મજૂરો થોડા છે. ૩૮ એ માટે તમે
ફસલના ધણીની પ્રાર્થના કરો, કે તે પોતાની ફસલને સારૂ મજૂરો મોકલે.

### બાર પ્રેરિતો તથા તેઓને સોંપેલું કામ

૧૦ પછી તેણે પોતાના બાર શિષ્યોને પાસે તેડીને અશુદ્ધ આત્માઓને
કાઢવાનો, તથા હરેક તરેહનો મંદવાડ તથા હરેક જાતનો રોગ ટાળવાનો
અધિકાર તેઓને આપ્યો.
૨ અને તે બાર પ્રેરિતોનાં નામ આ છે: પહેલો, સીમોન જે પીતર કહેવાય છે તે,
ને તેનો ભાઈ આંદ્રિયા; ઝબદીનો દીકરો યાકૂબ, તથા તેનો ભાઈ યોહાન; ૩ ફિલિપ
તથા બારથલમુ; થોમા તથા માથ્થી દાણી; અલફીનો દીકરો યાકૂબ તથા થાદી

૪ સીમોન કનાની, તથા યહુદા ઈસ્કારીઓત, જે તેને પરસ્વાધીન કરનાર પણ હતો
૫ ઈસુએ તે બારેને મોકલીને એવી આજ્ઞા આપી, કે

તમે વિદેશીઓને માર્ગે ન જાઓ ને સમરૂનીઓના કોઈ નગરમા ન પેસો, ૬ પણ
તેના કરતા ઈસ્રાએલના ઘરના ખોવાએલા ઘેટાની પાસે જાઓ ૭ અને તમે જતા
જતા એમ પ્રસિદ્ધ કરો, કે આકાશનુ રાજ્ય પાસે આવ્યુ છે ૮ માદાઓને સાજા
કરો, રક્તપિત્તીઓને શુદ્ધ કરો, મુએલાઓને ઉઠાડો, ભૂતોને કાઢો તમે મફત પામ્યા,
મફત આપો ૯ સોનુ કે રૂપુ કે તાંબુ તમારા કમરબંધમા ન રાખો ૧૦ મુસાફરીને
સારૂ ઝોળી અથવા બે અંગરખા, અથવા જોડા, અથવા લાકડી પણ ન લો,
કેમકે મજૂર પોતાના પોષણને યોગ્ય છે ૧૧ અને જે જે નગરમા કે ગામમા તમે
જાઓ, તેમા યોગ્ય કોણ છે એની તપાસ કરો, ને ત્યાથી નીકળતા સુધી તેને ત્યા
રહો ૧૨ અને ઘરમા જઈને તેનાને સલામ કહો ૧૩ અને જો તે ઘર યોગ્ય હોય
તો તમારી કુશળતા તેના પર આવશે, પણ જો તે યોગ્ય નહિ હોય તો તમારી કુશળતા
તમારા પર પાછી આવશે ૧૪ અને જો કોઈ તમારો આવકાર નહિ કરે, ને તમારી
વાતો નહિ સાભળે તો તે ઘરમાથી અથવા તે નગરમાથી નીકળતા તમે તમારા પગ
પરની ધૂળ ખંખેરી નાખો. ૧૫ હુ તમને ખચીત કહુ છુ, કે ન્યાયકાળે સદોમ તથા
ગમોરાહ દેશના હાલ તે નગરના કરતા સહેલ થશે

૧૬ જુઓ, વરૂઓમા ઘેટાના જેવા હુ તમને મોકલુ છુ, માટે તમે સાપના જેવા
હોશિયાર, તથા કબૂતરના જેવા સાલસ થાઓ ૧૭ અને તમે માણસોથી સાવધાન
રહો, કેમકે તેઓ તમને ન્યાયસભામા સોપશે, ને તેઓના સભાસ્થાનોમા તમને
કોરડા મારશે ૧૮ અને તેઓને તથા વિદેશીઓને માટે સાક્ષીને અર્થે મારે લીધે
તમે હાકેમોની તથા રાજાઓની આગળ લઈ જવાશો ૧૯ પણ જ્યારે તેઓ તમને
પકડાવે ત્યારે તમે ચિંતા ન કરો કે અમે શી રીતે અથવા શુ બોલીએ કેમકે શુ
બોલવુ તે તેજ ઘડીએ તમને અપાશે. ૨૦ કેમકે જે બોલે છે તે તો તમે નથી પણ
તમારા બાપનો જે આત્મા તે તમારામા બોલે છે ૨૧ અને ભાઈ ભાઈને તથા
બાપ દીકરાને મારી નખાવવાને સોપી દેશે, ને છોકરા માબાપની સામે ઉઠીને
તેઓને મારી નખાવશે ૨૨ અને મારા નામને સારૂ સહુ તમારો દ્વેષ કરશે તો
પણ જે કોઈ અંત સુધી ટકશે તે તારણ પામશે. ૨૩ અને જ્યારે તેઓ એક
નગરમા તમારી પૂઠે લાગે ત્યારે તમે બીજામા નાસી જાઓ, કેમકે હુ તમને ખચીત
કહુ છુ કે માણસનો દીકરો આવે ત્યા સુધી ઈસ્રાએલના સઘળા નગરોમા તમે ફરી
વળશો નહિ.

૨૪ ચેલો ગુરુ કરતા મોટો નથી, ને દાસ પોતાના શેઠ કરતા મોટો નથી ૨૫ ચેલો
પોતાના ગુરુ સરખો હોય, ને દાસ પોતાના શેઠ સરખો હોય તો તેજ બસ
છે જો ઘરના ધણીને તેઓએ બાલઝબુલ કહ્યો છે, તો તેના ઘરના લોકોને કેટલું
વિશેષ કરીને તેઓ એમજ કહેશે? ૨૬ તે માટે તેઓથી તમે બીહો મા, કેમકે
ઉઘાડું નહિ કરાશે એવું કંઈ ઢાકેલુ નથી, ને પ્રગટ નહિ થશે એવુ કંઈ ગુપ્ત નથી.

૨૭ હું તમને અંધારામાં જે કહું છું તે તમે અજવાળામાં કહો, ને તમે કાને જે સાંભળો
છો તે ધાબાંઓ પરથી પ્રગટ કરો. ૨૮ અને શરીરને જેઓ મારી નાખે છે, પણ
આત્માને મારી નાખી શકતા નથી, તેઓથી બીહો મા; પણ એના કરતાં આત્મા
તથા શરીર એ બન્નેનો નાશ નરકમાં જે કરી શકે છે તેનાથી બીહો. ૨૯ પૈસાની
બે ચક્લી વેચાતી નથી શું? તો પણ તમારા બાપ[ની ઇચ્છા] વગર તેમાંથી એક
ભોંય પર પડનાર નથી. ૩૦ અને તમારા માથાના નિમાળા પણ બધા ગણેલા છે.
૩૧ તે માટે બીહો મા; ઘણી ચક્લીઓ કરતાં તમે મૂલ્યવાન છો. ૩૨ માટે માણસોની
આગળ જે કોઈ મને કબૂલ કરશે, તેને હું પણ મારા આકાશમાંના બાપની આગળ
કબૂલ કરીશ. ૩૩ પણ માણસોની આગળ જે કોઇ મારો નકાર કરશે, તેનો નકાર
હું પણ મારા આકાશમાંના બાપની આગળ કરીશ.

૩૪ પૃથ્વી પર શાંતિ કરાવવાને હું આવ્યો છું એમ ન ધારો; શાંતિ તો નહિ,
પણ તરવાર ચલાવવાને હું આવ્યો છું. ૩૫ કેમકે માણસને તેના બાપને ઉલટો, તથા
દીકરીને તેની માને ઉલટી, તથા વહુને તેની સાસુને ઉલટી કરવાને હું આવ્યો છું.
૩૬ અને માણસનો વૈરી તેના ઘરમાંના જ થશે. ૩૭ મારા કરતાં જે બાપ અથવા
મા પર વત્તી પ્રીતિ કરે છે તે મારે યોગ્ય નથી; અને દીકરા કે દીકરી પર જે મારા
કરતાં વત્તી પ્રીતિ કરે છે તે મારે યોગ્ય નથી. ૩૮ અને પોતાનો વધસ્તંભ ઉચકીને
મારી પાછળ જે આવતો નથી તે મારે યોગ્ય નથી. ૩૯ જે પોતાનો જીવ બચાવે છે
તે તેને ખોશે, ને મારે લીધે જે પોતાનો જીવ ખોય છે તે તેને બચાવશે.

૪૦ જે તમારો આવકાર કરે છે તે મારો પણ આવકાર કરે છે, ને જે મારો
આવકાર કરે છે તે મારા મોકલનારનો પણ આવકાર કરે છે. ૪૧ પ્રબોધકને નામે
પ્રબોધકનો આવકાર જે કરે છે, તે પ્રબોધકનું ફળ પામશે; અને ન્યાયીને નામે
ન્યાયીનો આવકાર જે કરે છે તે ન્યાયીનું ફળ પામશે. ૪૨ અને હું તમને ખચીત
કહું છું કે શિષ્યને નામે જે કોઈ આ નાનામાના એકને માત્ર ટાઢા પાણીનું પ્યાલું
પીવાને આપે, તે તેનું ફળ પામ્યા વિના રહેશે જ નહિ.

૧૧ અને ઈસુ પોતાના બાર શિષ્યોને આજ્ઞા આપી ચૂક્યો, ત્યારે એમ
થયું કે બોધ કરવાને તથા વાત પ્રગટ કરવાને તે ત્યાંથી તેઓનાં
નગરોમાં ગયો.

### યોહાન બાપ્તિસ્મા કરનાર

૨ હવે યોહાને કેદખાનામાં ખ્રિસ્તનાં કામ સંબંધી સાંભળીને પોતાના શિષ્યોને
મોકલીને તેને પુછાવ્યું, કે ૩ આવનાર તે તુંજ છે, કે અમે બીજાની રાહ જોઈએ?
૪ ત્યારે ઈસુએ તેઓને ઉત્તર દીધો, કે તમે જે જે સાંભળો છો ને જુઓ છો, તે
જઈને યોહાનને કહી દેખાડો, કે ૫ આંધળા દેખતા થાય છે, ને પાંગળા ચાલતા
થાય છે, રક્તપિત્તીઓ શુદ્ધ કરાય છે, ને બહેરા સાંભળતા થાય છે, મૂએલા ઉઠાડાય
છે, ને દરિદ્રીઓને સુવાર્તા પ્રગટ કરાય છે. ૬ અને જે કોઇ મારા સંબંધી ઠોકર
નહિ ખાય તેને ધન્ય છે. ૭ અને તેઓ પાછા જતા હતા ત્યારે ઈસુ યોહાન

સંબંધી લોકોને કહેવા લાગ્યો, કે તમે રાનમાં શું જોવા નીકળ્યા? શું પવનથી હાલતા
બરૂને? ૮ પણ તમે શું જોવા નીકળ્યા? શું ઝીણાં લૂગડાં પહેરેલા માણસને? જુઓ,
જેઓ ઝીણાં લૂગડાં પહેરે છે તેઓ રાજમહેલોમાં છે. ૯ તો તમે શું જોવા નીકળ્યા?
શું પ્રબોધકને? હું તમને કહું છું, કે હા, પ્રબોધક કરતાં જે ઘણો અધિક તેને.
૧૦ જેના સંબંધી એમ લખેલું છે, કે

જો, હું મારા દૂતને તારા મોં આગળ મોકલું છું,
જે તારી આગળ તારો માર્ગ સિદ્ધ કરશે,

તે એજ છે. ૧૧ હું તમને ખચીત કહું છું, કે સ્ત્રીઓથી જેટલા જન્મ્યા છે, તેઓમાં
યોહાન બાપ્તિસ્મા કરનાર કરતાં કોઈ મોટો ઉત્પન્ન થયો નથી, તો પણ આકાશના
રાજ્યમાં જે નાનો છે તે પણ તેના કરતાં મોટો છે. ૧૨ અને યોહાન બાપ્તિસ્મા
કરનારના વખતથી તે હજી સુધી આકાશના રાજ્ય પર બળાત્કાર કરાય છે, ને
બળાત્કાર કરનારાઓ બળાત્કારથી તે લઈ લે છે. ૧૩ કેમકે બધા પ્રબોધકોએ તથા
નિયમશાસ્ત્રે યોહાન લગી પ્રબોધ કર્યો છે. ૧૪ અને જો તમે માનવા ચાહો તો
એલીયાહ જે આવનાર છે તે એજ છે. ૧૫ જેને સાંભળવાને કાન છે તે સાંભળે.
૧૬ પણ આ પેઢીને હું શાની ઉપમા આપું? તે છોકરાના જેવી છે, કે જેઓ
ચોગાનોમાં બેસીને પોતના સાથીઓને હાંક મારતા કહે છે, કે ૧૭ અમે તમારી
આગળ વાંસળી વગાડી, પણ તમે નાચ્યા નહિ, અમે શોક કર્યો, પણ તમે રડ્યા
નહિ. ૧૮ કેમકે યોહાન ખાતોપીતો નથી આવ્યો, ત્યાં તેઓ કહે છે, કે તેને ભૂત
વળગ્યું છે. ૧૯ માણસનો દીકરો ખાતોપીતો આવ્યો, ત્યાં તેઓ કહે છે, કે જુઓ,
ખાવરો ને દારૂબાજ માણસ, દાણીઓનો તથા પાપીઓનો મિત્ર! પણ જ્ઞાન પોતાનાં
કૃત્યોથી યથાર્થ ઠરે છે.

## અવિશ્વાસ કરનારાં નગરોને અફસોસ

૨૦ ત્યારે જે નગરોમાં તેનાં પરાક્રમી કામો ઘણાં થયાં હતાં, તેઓએ પસ્તાવો
નહિ કર્યો, માટે તે તેઓ ઉપર દોષ મૂકવા લાગ્યો, કે ૨૧ ઓ ખોરાજીન, તને હાય!
હાય! ઓ બેથસાઈદા, તને હાય! હાય! કેમકે જે પરાક્રમી કામો તમારામાં થયાં
તે જો તૂર તથા સીદોનમાં થયાં હોત તો તેઓએ ટાટ પહેરી રાખમાં બેસીને ક્યારનો
પસ્તાવો કર્યો હોત. ૨૨ વળી હું તમને કહું છું કે ન્યાયકાળે તૂર તથા સીદોનને
તમારા કરતાં સહેલ પડશે. ૨૩ અને, ઓ કપરનાહુમ, તું જે આકાશ સુધી ઊંચું
કરાશે શું? તું પાતાળ સુધી નીચું ઉતરશે, કેમકે જે પરાક્રમી કામો તારામાં થયાં
તે જો સદોમમાં થયાં હોત, તો તે આજ લગી રહેત. ૨૪ વળી હું તમને કહું છું કે
ન્યાયકાળે સદોમ દેશને તારા કરતાં સહેલ પડશે.

## બાળકના જેવું મન

૨૫ તે વેળા ઈસુએ કહ્યું, કે ઓ બાપ, આકાશ તથા પૃથ્વીના પ્રભુ, હું તારી
સ્તુતિ કરું છું કેમકે જ્ઞાનીઓ તથા ચતુરોથી તેં એ વાતો ગુપ્ત રાખી, ને
બાળકોની આગળ પ્રગટ કરી છે. ૨૬ હા, ઓ બાપ, કેમકે તને એવું સારું લાગ્યું

## પ્રભુ ઈસુનું પોતાનું કામ

૨૭ મારા બાપે મને સઘળું સોંપ્યું છે; અને બાપ વગર દીકરાને કોઈ જાણતો
નથી, ને દીકરા વગર, તથા જેને દીકરો પ્રગટ કરવા ચાહે તેના વગર, બાપને કોઈ
જાણતો નથી. ૨૮ ઓ વૈતરું કરનારાઓ તથા ભારથી લદાયલાઓ, તમે સઘળા મારી
પાસે આવો, ને હું તમને વિસામો આપીશ. ૨૯ મારી ઝૂંસરી તમે પોતા પર લો, ને
મારી પાસે શીખો, કેમકે હું મનમાં નમ્ર તથા રાંકડો છું, ને તમે તમારા જીવમાં
વિસામો પામશો. ૩૦ કેમકે મારી ઝૂંસરી સહેલ છે, ને મારો બોજો હલકો છે.

## વિશ્રામવાર પાળવા વિષે

૧૨ તે વેળાએ ઈસુ વિશ્રામવારે અનાજનાં ખેતરોમાં થઈને જતો હતો; અને
તેના શિષ્યોને ભૂખ લાગી હતી, ને તેઓ કણસલાં તોડવા તથા ખાવા
લાગ્યા. ૨ ત્યારે ફરોશીઓએ તે જોઈને તેને કહ્યું, કે જો, વિશ્રામવારે જે કરવું ઉચિત
નથી તે તારા શિષ્યો કરે છે. ૩ પણ તેણે તેઓને કહ્યું, કે જ્યારે દાઊદ તથા તેના
સાથીઓ ભૂખ્યા હતા, ત્યારે તેણે જે કર્યું તે શું તમે વાંચ્યું નથી? ૪ કે તેણે દેવના
ઘરમાં પેસીને અર્પેલી રોટલી, જે તેને તથા તેના સાથીઓને ખાવી ઉચિત ન હતી,
પણ એકલા યાજકોને ઉચિત હતી, તે તેણે ખાધી. ૫ અથવા શું નિયમશાસ્ત્રમાં
તમે એમ નથી વાંચ્યું, કે વિશ્રામવારે મંદિરમાં યાજકો વિશ્રામવારને અપવિત્ર કર્યા
છતાં પણ નિર્દોષ છે? ૬ પણ હું તમને કહું છું કે મંદિર કરતાં અહીં એક મોટો છે.
૭ વળી યજ્ઞ કરતાં હું દયા ચાહું છું, એનો અર્થ જો તમે જાણતા હોત તો નિર્દોષને તમે
દોષિત ન ઠરાવત. ૮ કેમકે માણસનો દીકરો વિશ્રામવારનો પણ પ્રભુ છે.

## સુકાઈ ગએલા હાથવાળા માણસનું સાજા કરાવું

૯ અને તે ત્યાંથી નીકળીને તેઓના સભાસ્થાનમાં આવ્યો; ૧૦ અને જુઓ,
ત્યાં એક માણસ હતો, જેનો હાથ સુકાઈ ગએલો હતો. અને ઈસુ પર આરોપ મૂકવા
સારૂ તેઓએ તેને પૂછ્યું, કે શું વિશ્રામવારે સાજું કરવું ઉચિત છે? ૧૧ ત્યારે તેણે
તેઓને કહ્યું, કે તમારામાં એવું કયું માણસ હશે, કે જેને એક ઘેટું હોય, ને
વિશ્રામવારે જો તે ખાડામાં પડે તો તે તેને પકડીને બહાર નહિ કાઢશે? ૧૨ તો
માણસ ઘેટા કરતાં કેટલું ઉત્તમ છે? એ માટે વિશ્રામવારે સારૂં કરવું ઉચિત છે.
૧૩ ત્યાર પછી પેલા માણસને તે કહે છે, કે તારો હાથ લાંબો કર. અને તેણે તે
લાંબો કર્યો, અને તે હાથ બીજાના જેવો સાજો થયો.

## પ્રભુ ઈસુને મારી નાખવાનું કાવતરું

૧૪ ત્યારે ફરોશીઓએ નીકળીને તેને મારી નાખવાને માટે તેની વિરુદ્ધ મસલત
કરી. ૧૫ પણ ઈસુ એ જાણીને ત્યાંથી નીકળી ગયો; ને ઘણા લોક તેની પાછળ
ગયા; અને બધાને સાજા કરીને ૧૬ તેણે તેઓને સખત આજ્ઞા આપી, કે તમારે મને
પ્રગટ નહિ કરવો. ૧૭ એ માટે કે યશાયાહ પ્રબોધકે જે કહ્યું હતું તે પૂરૂં થાય, કે
૧૮ જુઓ, મારો સેવક, જેને મેં પસંદ કર્યો;

મારો પ્રિય, જેના પર મારો જીવ પ્રસન્ન છે,
તે પર હું મારો આત્મા મૂકીશ,
ને તે વિદેશીઓને ન્યાયકરણ પ્રગટ કરશે
૧૯ તે ઝઘડો નહિ કરશે, ને બૂમ નહિ પાડશે,
ને તેની વાણી રસ્તાઓમાં કોઈ નહિ સાંભળશે
૨૦ જ્યાં લગી ન્યાયકરણને તે જયમાં નહિ પહોંચાડે,
ત્યાં લગી છૂંદેલું બરુ તે ભાંગી નહિ નાખશે,
ને ધુમાતું શણ પણ તે નહિ હોલવશે
૨૧ અને વિદેશીઓ તેના નામ પર આશા રાખશે

## ભૂતની બાધના વિષે આક્ષેપ તથા જવાબ

૨૨ તે વખતે ભૂતવળગેલા કોઈ આંધળા મૂંગા માણસને તેઓ તેની પાસે
લાવ્યા, અને તેણે તેને સાજો કર્યો, એટલે જે આંધળો તથા મૂંગો હતો તે બોલવા
ને જોવા લાગ્યો ૨૩ અને સર્વ લોકોએ અચરત થઈને કહ્યું, કે શું એ દાઊદનો દીકરો
નથી? ૨૪ પણ ફરોશીઓએ તે સાંભળીને કહ્યું, કે ભૂતોના સરદાર બાલઝબુલ[ની
મદદ] વગર તે ભૂતોને કાઢતો નથી ૨૫ ત્યારે ઈસુએ તેઓનો વિચાર જાણીને
તેઓને કહ્યું, કે પ્રત્યેક રાજ્ય જેમાં ફૂટ પડે, તે તૂટી પડે છે, અને પ્રત્યેક નગર
અથવા ઘર જેમાં ફૂટ પડે, તે સ્થિર નહિ રહેશે. ૨૬ અને જો શેતાન શેતાનને કાઢે
તો તે પોતે પોતાની સામે થયો, તો પછી તેનું રાજ્ય શી રીતે સ્થિર રહે? ૨૭ અને
જો હું બાલઝબુલની મદદથી ભૂતોને કાઢું છું તો તમારા દીકરા કોનાથી કાઢે છે?
માટે તેઓ તમારા ન્યાયાધીશ થશે ૨૮ પણ જો હું દેવના આત્માથી ભૂતોને કાઢું
છું, તો દેવનું રાજ્ય તમારી પાસે આવ્યું છે [એમ સમજો] ૨૯ વળી કોઈ બળવાનના
ઘરમાં જઈને તે બળવાનને પહેલવહેલાં બાંધ્યા વિના તેનો સામાન કોઈથી કેમ
લૂંટાય? પણ તેને બાંધ્યા પછી તે તેનું ઘર લૂંટી લેશે ૩૦ જે મારા પક્ષનો નથી
તે મારી વિરુદ્ધ છે, ને જે મારી સાથે સંગ્રહ નથી કરતો, તે વેરી નાખે છે ૩૧ એ
માટે હું તમને કહું છું કે દરેક પાપ તથા દુર્ભાષણ માણસોને માફ કરાશે, પણ
પવિત્ર આત્માની વિરુદ્ધ જે દુર્ભાષણ તે માણસને માફ નહિ કરાશે ૩૨ અને
માણસના દીકરાની વિરુદ્ધ જે કોઈ કંઈ કહેશે તે તેને માફ કરાશે, પણ પવિત્ર
આત્માની વિરુદ્ધ જે કોઈ કંઈ કહેશે, તે તેને માફ નહિ કરાશે, આ યુગમાં પણ
નહિ ને આવનાર યુગમાં પણ નહિ. ૩૩ ઝાડ સારું અને તેનું ફળ સારું કરો, અથવા
ઝાડ નઠારું ને તેનું ફળ પણ નઠારું કરો, કેમકે ઝાડ ફળથી ઓળખાય છે ૩૪ ઓ
સર્પોના વંશ, તમે ભૂંડા છતાં સારી વાતો તમારાથી શી રીતે કહી શકાય? કેમકે
મનના ભરપૂરપણામાંથી મોં બોલે છે ૩૫ સારું માણસ મનના સારા ભંડારમાંથી
સારું કાઢે છે, ને નઠારું માણસ નઠારા ભંડારમાંથી નઠારું કાઢે છે ૩૬ વળી હું
તમને કહું છું, કે માણસો જે દરેક નકામી વાત બોલશે, તે સંબંધી ન્યાયકાળે

તેઓને જવાબ આપવો પડશે. ૩૭ કેમકે તારી વાતોથી તું ન્યાયી ઠરાવાશે, અને
તારી વાતોથી તું અન્યાયી પણ ઠરાવાશે.

### નિશાનીની માગણીનો નકાર

૩૮ ત્યારે કેટલાએક શાસ્ત્રીઓએ તથા ફરોશીઓએ તેને ઉત્તર દીધો, કે ઓ
ઉપદેશક, અમારે કંઈ નિશાની જોવી છે. ૩૯ પણ તેણે તેઓને ઉત્તર દીધો, કે દુષ્ટ
તથા વ્યભિચારી પેઢી નિશાની માગે છે, પણ યૂના પ્રબોધકની નિશાની સિવાય કોઈ
નિશાની તેને અપાશે નહિ. ૪૦ કેમકે જેમ યૂના ત્રણ રાતદહાડા મોટા માછલાના
પેટમાં રહ્યો હતો, તેમ માણસનો દીકરો પણ ત્રણ રાતદહાડા પૃથ્વીના પેટમાં રહેશે.
૪૧ ન્યાયકાળે નીનવેહનાં માણસ આ પેઢી સાથે ઊઠીને ઊભાં રહેશે, ને તેને અપરાધી
ઠરાવશે; કેમકે યૂનાનો ઉપદેશ સાંભળીને તેઓએ પસ્તાવો કર્યો, પણ જુઓ, યૂના
કરતાં અહીં એક મોટો છે. ૪૨ દક્ષિણની રાણી આ પેઢીની સાથે ન્યાયકાળે ઊઠીને
એને અપરાધી ઠરાવશે; કેમકે પૃથ્વીને છેડેથી સુલેમાનનું જ્ઞાન સાંભળવાને તે આવી;
પણ જુઓ, સુલેમાન કરતાં અહીં એક મોટો છે.

### અપૂર્ણ સુધારાનાં જોખમો

૪૩ માણસમાંથી નીકળ્યા પછી અશુદ્ધ આત્મા ઉજ્જડ જગામાં વિસામો શોધતો
ફરે છે, પણ નથી પામતો; ૪૪ ત્યારે તે કહે છે, કે જે ઘરમાંથી હું નીકળ્યો તેમાં જ
હું પાછો જઈશ; ને જ્યારે તે આવે છે ત્યારે ખાલી તથા વાળેલું તથા વ્યવસ્થિત તે
તેને જુએ છે. ૪૫ પછી જઈને પોતા કરતાં ભૂંડા બીજા સાત આત્માઓને તે પોતાની
સાથે લેતો આવે છે, ને તેઓ તેમાં પેસીને ત્યાં રહે છે; અને તે માણસની છેલ્લી
અવસ્થા પહેલીના કરતાં ભૂંડી થાય છે, તેમ આ દુષ્ટ પેઢીને પણ થશે.

### ખરું ભ્રાતૃમંડળ

૪૬ લોકોને તે હજુ વાત સંભળાવતો હતો એટલામાં જુઓ, તેની મા તથા
તેના ભાઈઓ આવીને બહાર ઊભાં હતાં, ને તેની સાથે વાત કરવા ચહાતાં હતાં.
૪૭ ત્યારે કોઈએ તેને કહ્યું, કે જો, તારી મા ને તારા ભાઈઓ બહાર ઊભાં છે, ને
તેઓ તારી સાથે વાત કરવા માગે છે. ૪૮ પણ પેલા કહેનારને તેણે ઉત્તર દીધો, કે
મારી મા કોણ છે? અને મારા ભાઈઓ કોણ છે? ૪૯ અને તેણે પોતાના શિષ્યોની
તરફ પોતાનો હાથ લાંબો કરીને કહ્યું, કે જુઓ, મારી મા, ને મારા ભાઈઓ!
૫૦ કેમકે મારા આકાશમાંના બાપની ઇચ્છા પ્રમાણે જે કોઈ કરે, તેજ મારો ભાઈ
તથા બહેન તથા મા છે.

### બી વાવનારનું દૃષ્ટાંત

૧૩ તેજ દહાડે ઈસુ ઘરમાંથી નીકળીને સમુદ્રને કિનારે બેઠો. ૨ અને અતિ
ઘણા લોક તેની પાસે એકઠા થયા માટે હોડી પર તે ચઢી બેઠો; અને સર્વ
લોક કિનારે ઊભા રહ્યા. ૩ અને દૃષ્ટાંતોમાં તેણે તેઓને ઘણી વાતો કહી, કે જુઓ,
વાવનાર વાવવાને બહાર ગયો. ૪ અને તે વાવતો હતો ત્યારે કેટલાંએક [બી]
રસ્તાની કોરે પડ્યાં, એટલે પક્ષીઓ આવીને તે ખાઈ ગયાં. ૫ અને કેટલાંએક

પથ્થરવાળી ભોંય પર પડ્યાં જ્યાં ઘણી માટી ન હતી, ને તેને માટીનું ઊંડાણ ન હતું
માટે તે વહેલાં ઊગી નીકળ્યાં ૬ પણ જ્યારે સૂરજ ઊગ્યો ત્યારે તે ચિમળાઈ ગયાં,
અને જડ નહિ હોવાથી તે સુકાઈ ગયાં ૭ અને કેટલાએક કાંટાના જાળામાં પડ્યાં,
ને કાંટાના જાળાએ વધીને તેને દાબી નાખ્યાં ૮ અને બીજાં સારી ભોંય પર પડ્યાં,
ને તેઓએ ફળ આપ્યાં કેટલાંકે સોગણાં ને કેટલાંકે સાઠગણાં ને કેટલાંકે ત્રીસગણાં
૯ જેને સાંભળવાને કાન છે તે સાંભળે

## દૃષ્ટાંતોનો ઉપયોગ

૧૦ પછી શિષ્યોએ પાસે આવીને તેને કહ્યું કે તું તેઓની સાથે દૃષ્ટાંતોમાં
શા માટે બોલે છે? ૧૧ ત્યારે તેણે તેઓને ઉત્તર દીધો, કે આકાશના રાજ્યના મર્મ
જાણવાનું તમને આપેલું છે, પણ તેઓને નથી આપેલું ૧૨ કેમકે જેની પાસે છે
તેને અપાશે ને તેની પાસે પુષ્કળ થશે, પણ જેની પાસે નથી તેની પાસે જે છે,
તે પણ તેની પાસેથી લઈ લેવાશે ૧૩ એ માટે હું તેઓની સાથે દૃષ્ટાંતોમાં બોલું છું,
કેમકે જોતાં તેઓ જોતા નથી ને સાંભળતાં તેઓ સાંભળતા નથી ને સમજતા
પણ નથી, ૧૪ અને યશાયાહની વાત તેઓના સંબંધમાં પૂરી થઈ છે જે કહે
છે કે

તમે સાંભળતાં સાંભળશો પણ સમજશો નહિ,
ને જોતાં જોશો પણ તમને સૂઝશે નહિ
૧૫ કેમકે એ લોકોનાં મન જડ થઈ ગયાં છે
ને તેઓના કાન બહેરા થઈ ગયા છે
ને તેઓએ પોતાની આંખો મીંચી છે
રખેને તેઓને આંખે સૂઝે
ને તેઓ કાને સાંભળે
ને મનથી સમજે,
ને ફરે,
અને હું તેઓને સાજા કરું

૧૬ પણ તમારી આંખોને ધન્ય છે, કેમકે તેઓ જુએ છે, અને તમારા કાનોને
[ધન્ય છે] કેમકે તેઓ સાંભળે છે ૧૭ કેમકે હું તમને ખચીત કહું છું
કે તમે જે જે જુઓ છો તે તે ઘણા પ્રબોધકોએ તથા ન્યાયીઓએ જોવા ચાહ્યા
પણ જોયા નહિ, અને તમે જે જે સાંભળો છો તે સાંભળવા તેઓએ ચાહ્યા
પણ સાંભળ્યા નહિ.

## બી વાવનારના દૃષ્ટાંતનો ખુલાસો

૧૮ હવે વાવનારનું દૃષ્ટાંત સાંભળો ૧૯ જ્યારે રાજ્યનું વચન કોઈ સાંભળે છે,
ને નથી સમજતો, ત્યારે શેતાન આવીને તેના મનમાં જે વાવેલું છે તે છીનવી લઈ
જાય છે, રસ્તાની કોરે જે બી વાવેલું તે એજ છે ૨૦ અને પથ્થરવાળી ભોંય પર
જે બી વાવેલું તે એ છે, કે તે વચન સાંભળીને તરત હરખથી તેને માની લે છે

૨૧ તો પણ તેના પોતામાં જડ નહિ હોવાથી તે થોડી જ વાર ટકે છે, અને જ્યારે
વચનને લીધે વિપત્તિ અથવા સતાવણી આવે છે, ત્યારે તરત તે ઠોકર ખાય છે.
૨૨ અને કાંટાનાં જાળાંમાં જે બી વાવેલું તે એ છે, કે તે વચન સાંભળે છે, પણ આ
જગતની ચિંતા તથા દ્રવ્યની માયા વચનને દાબી નાખે છે, ને તે નિષ્ફળ થઈ જાય
છે. ૨૩ અને સારી ભોંય પર જે બી વાવેલું તે એ છે, કે તે વચન સાંભળે છે, ને
સમજે છે, ને તેને નિશ્ચે ફળ લાગે છે, એટલે કોઈને સોગણાં, તો કોઈને સાઠગણાં,
અને કોઈને ત્રીસગણાં લાગે છે.

## કડવા દાણાનું દૃષ્ટાંત

૨૪ તેણે તેઓની આગળ બીજું દૃષ્ટાંત કહ્યું, કે આકાશનું રાજ્ય પોતાના ખેતરમાં
સારૂં બી વાવનાર માણસના જેવું છે. ૨૫ પણ માણસો ઊંઘતા હતા તેવામાં તેનો
વૈરી આવીને ઘઉંમાં કડવા દાણા વાવીને ચાલ્યો ગયો. ૨૬ પણ જ્યારે છોડવા
ઊગ્યા, ને તેમને ઉંબીઓ આવી, ત્યારે કડવા દાણા પણ દેખાયા. ૨૭ ત્યારે તે
ઘરધણીના ચાકરોએ પાસે આવીને તેને કહ્યું, કે સાહેબ, તેં શું તારા ખેતરમાં સારૂં
બી વાવ્યું નહોતું? તો તેમાં કડવા દાણા ક્યાંથી આવ્યા? ૨૮ અને તેણે તેઓને કહ્યું,
કે કોઈ વૈરીએ એ કર્યું છે; ત્યારે ચાકરોએ તેને કહ્યું, કે તારી મરજી હોય તો અમે
જઈને તેને એકઠા કરીએ. ૨૯ પણ તેણે કહ્યું, ના, રખેને તમે કડવા દાણા એકઠા
કરતાં ઘઉંને પણ તેની સાથે ઉખેડો. ૩૦ કાપણી સુધી બન્નેને સાથે વધવા દો.
અને કાપણીની મોસમમાં હું કાપનારાઓને કહીશ, કે તમે પહેલાં કડવા દાણાને એકઠા
કરો, ને બાળવા સારૂ તેના ભારા બાંધો, પણ ઘઉં મારી વખારમાં ભરો.

## રાઈના દાણાનું તથા ખમીરનું દૃષ્ટાંત

૩૧ તેણે તેઓની આગળ બીજું એક દૃષ્ટાંત કહ્યું, કે આકાશનું રાજ્ય રાઈના
બી જેવું છે, જેને એક જણે લઈને પોતાના ખેતરમાં વાવ્યું. ૩૨ સઘળાં બી કરતાં
તે નાનું છે, પણ વધ્યા પછી છોડવા કરતાં તે મોટું થાય છે, ને તે એવું ઝાડ પણ
થાય છે કે આકાશનાં પક્ષીઓ આવીને તેની ડાળીઓ પર વાસો કરે છે.

૩૩ તેણે તેઓને બીજું દૃષ્ટાંત કહ્યું, કે આકાશનું રાજ્ય ખમીર જેવું છે, કે જેને
એક સ્ત્રીએ લઈને ત્રણ માપ લોટમાં મેળવી દીધું, એટલે સુધી કે તે બધો ખમીરવાળો
થઈ ગયો.

૩૪ એ બધી વાતો ઈસુએ લોકોને દૃષ્ટાંતોમાં કહી; અને દૃષ્ટાંત વગર તેણે
તેઓને કંઈ કહ્યું નહિ; ૩૫ એ માટે કે પ્રબોધકે જે કહ્યું હતું તે પૂરું થાય, કે

હું મારૂં મોં ઉઘાડીને દૃષ્ટાંતો કહીશ,
ને જગતનો પાયો નાખ્યાના વખતથી જે છાનાં રખાયાં છે તે હું
પ્રગટ કરીશ.

## કડવા દાણાના દૃષ્ટાંતનો ખુલાસો

૩૬ ત્યાર પછી લોકોને મૂકીને તે ઘરમાં ગયો; અને તેના શિષ્યોએ તેની પાસે
આવીને કહ્યું, કે ખેતરના કડવા દાણાના દૃષ્ટાંતનો અર્થ અમને કહે. ૩૭ ત્યારે

તેણે તેઓને ઉત્તર દીધો, ૩૭ સારૂ બી જે વાવે છે તે માણસનો દીકરો છે, ૩૮ અને ખેતર
જગત છે, ને સારા બી રાજ્યના છૈયા છે, પણ કડવા દાણા શેતાનના છૈયા છે,
૩૯ અને જે વૈરીએ તે વાવ્યા તે શેતાન છે, ને કાપણી જગતનો અંત છે, ને કાપનારા
દૂતો છે ૪૦ એ માટે જેમ કડવા દાણા એકઠા કરાય છે, અને અગ્નિમા બાળી નખાય
છે, તેમ આ જગતને અંતે પણ થશે ૪૧ માણસનો દીકરો પોતાના દૂતોને મોકલશે,
ને તેઓ ઠોકર ખવડાવનારી બધી વસ્તુઓને તથા ભૂંડુ કરનારાઓને તેના
રાજ્યમાથી એકઠા કરશે ૪૨ અને તેઓને બળતી ભઠ્ઠીમા નાખી દેશે, ત્યા રડવુ ને
દાત પીસવુ થશે ૪૩ ત્યારે ન્યાયીઓ પોતાના બાપના રાજ્યમા સૂરજની પેઠે
પ્રકાશશે જેને સાભળવાને કાન છે તે સાભળે

## મૂલ્યવાન મોતીનું, સતાડેલા દ્રવ્યનું તથા જાળનું દૃષ્ટાંત

૪૪ વળી આકાશનુ રાજ્ય ખેતરમા સતાડેલા દ્રવ્ય જેવુ છે, કે જે એક માણસને
જડયુ, પછી તેણે તે છાનુ રાખ્યુ ને તેના હર્ષને લીધે જઈને પોતાનુ સર્વસ્વ વેચી
નાખીને તેણે તે ખેતર વેચાતુ લીધુ

૪૫ વળી આકાશનુ રાજ્ય સારા મોતી શોધનાર કોઈએક વેપારીના જેવું છે,
૪૬ તેને એક અતિ મૂલ્યવાન મોતીની શોધ લાગી ત્યારે પછી જઈને તેણે પોતાનુ
સર્વસ્વ વેચી નાખીને તે વેચાતુ લીધુ

૪૭ વળી આકાશનુ રાજ્ય જાળના જેવુ છે, કે જેને લોકે સમુદ્રમા નાખી ને
દરેક જાતનુ તેમા સમેટયુ ૪૮ અને જ્યારે તે ભરાઈ ગઈ ત્યારે તેઓ તેને
કિનારે ખેંચી લાવ્યા ને બેસીને જે સારૂ હતુ તે તેઓએ વાસણોમા એકઠુ કર્યું પણ
નઠારૂ ફેંકી દીધુ ૪૯ એમજ જગતને અંતે પણ થશે દૂતો આવીને ન્યાયીઓમાથી
ભૂડાઓને જુદા પાડશે, ૫૦ અને તેઓને બળતી ભઠ્ઠીમા ફેંકી દેશે, ત્યા રડવુ ને
દાત પીસવુ થશે

૫૧ શુ તમે એ બધી વાતો સમજ્યા? તેઓ તેને કહે છે, હા ૫૨ ત્યારે
તેણે તેઓને કહ્યુ કે દરેક શાસ્ત્રી જે આકાશના રાજ્યનો શિષ્ય થયો છે તે એક
ઘરધણી કે જે પોતાના ભંડારમાથી નવી તથા જૂની વસ્તુઓ કાઢે છે તેના જેવો છે

## નાઝારેથમા પ્રભુ ઈસુનો નકાર

૫૩ અને એમ થયુ કે ઈસુ એ દૃષ્ટાંતો કહી રહ્યો ત્યારે તે ત્યાથી જતો રહ્યો
૫૪ અને પોતાના દેશમા આવીને તેણે તેઓના સભાસ્થાનમા તેઓને એવો બોધ કર્યો
કે તેઓ અચરત થઈને બોલ્યા કે આ માણસની પાસે આવુ જ્ઞાન તથા આવા
પરાક્રમી કામો ક્યાથી? ૫૫ શુ એ સુતારનો દીકરો નથી? એની માનુ નામ મરિયમ
નથી શુ? અને શુ યાકૂબ તથા યુસફ તથા સીમોન તથા યહુદાહ તેના ભાઈઓ નથી?
૫૬ અને શુ એની સઘળી બહેનો આપણી પાસે નથી? તો આ માણસને આ
બધુ ક્યાથી? ૫૭ અને તેઓએ તેના સંબધી ઠોકર ખાધી પણ ઈસુએ તેઓને કહ્યુ
કે પ્રબોધક પોતાના દેશ તથા પોતાના ઘર સિવાય [બીજે કોઈ] માન વગરનો
નથી. ૫૮ અને તેઓના અવિશ્વાસને લીધે તેણે ત્યા ઘણા પરાક્રમી કામ કર્યા નહિ

## યોહાન બાપ્તિસ્મા કરનારનું મરણ

૧૪ તે વેળા હેરોદ રાજાએ ઈસુની કીર્તિ સાંભળીને ૨ પોતાના ચાકરોને કહ્યું, કે
આ તો યોહાન બાપ્તિસ્મા કરનાર છે; તે મુએલાંમાંથી ઊઠયો છે, એ માટે
એવાં પરાક્રમી કામો તેનાથી થાય છે. ૩ કેમકે હેરોદે તેના ભાઈ ફિલિપની વહુ
હેરોદિયાસને લીધે યોહાનને પકડયો હતો, ને તેને બાંધીને કેદખાનામાં નાખ્યો હતો.
૪ કેમકે યોહાને તેને કહ્યું હતું, કે તેને તારે રાખવી ઉચિત નથી. ૫ અને તે તેને
મારી નાખવા ઇચ્છતો હતો, પણ લોકોથી તે બીતો હતો, કેમકે તેઓ તેને પ્રબોધક
માનતા હતા. ૬ પણ હેરોદની વરસગાંઠ આવી, ત્યારે હેરોદિયાસની દીકરીએ
તેઓની આગળ નાચીને હેરોદને ખુશ કર્યો. ૭ ત્યારે તેણે સમ ખાઈને વચન આપ્યું
કે જે કંઈ તું માગે તે હું તને આપીશ. ૮ ત્યારે તેની માના સમજાવ્યા પ્રમાણે તે
બોલી, કે યોહાન બાપ્તિસ્મા કરનારનું માથું મને કથરોટમાં આપ. ૯ અને રાજા
દિલગીર થયો, તો પણ પોતે સમ ખાધા હતા તેને લીધે તથા તેની સાથે ખાવા
બેઠેલાઓને લીધે, તેણે તે આપવાનો હુકમ કર્યો. ૧૦ અને તેણે [માણસોને]
મોકલીને યોહાનનું માથું કેદખાનામાં કપાવ્યું. ૧૧ પછી કથરોટમાં તેનું માથું
આણીને છોકરીને આપવામાં આવ્યું, ને તે પોતાની માની પાસે તે લઈ ગઈ.
૧૨ ત્યારે તેના શિષ્યોએ આવીને તેનું મુડદું ઉઠાવી લઈ જઈને દાટયું, ને જઈને ઈસુને
ખબર આપી.

## પાંચ હજારને જમાડવું

૧૩ હવે એ સાંભળીને ઈસુ ત્યાંથી હોડીમાં ઉજાડ ઠેકાણે એકાંત ગયો, ને લોકો
તે સાંભળીને નગરોમાંથી પગરસ્તે તેની પાછળ ગયા. ૧૪ અને તેણે નીકળીને ઘણા
લોકોને દીઠા, ત્યારે તેઓ પર તેને દયા આવી; અને તેણે તેઓમાંનાં માંદાંઓને
સાજા કર્યાં. ૧૫ અને સાંજ પડી ત્યારે તેના શિષ્યો તેની પાસે આવીને કહે છે, કે
આ ઠેકાણું ઉજાડ છે, ને હવે વખત થઈ ગયો છે; માટે લોકોને વિદાય કર કે તેઓ
ગામોમાં જઈને પોતાને સારૂ ખાવાનું વેચાતું લે. ૧૬ પણ ઈસુએ તેઓને કહ્યું, કે
તેઓને જવાની જરૂર નથી; તમે તેઓને ખાવાનું આપો. ૧૭ અને તેઓએ તેને
કહ્યું, કે અહીં અમારી પાસે માત્ર પાંચ રોટલી ને બે માછલી છે. ૧૮ ત્યારે તેણે કહ્યું,
કે તે અહીં મારી પાસે લાવો. ૧૯ પછી તેણે લોકોને ઘાસ પર બેસવાની આજ્ઞા
આપી, ને તે પાંચ રોટલી તથા બે માછલી લઈ આકાશ તરફ જોઈને તેણે આશીર્વાદ
માગ્યો, ને રોટલી ભાંગીને શિષ્યોને આપી, ને શિષ્યોએ લોકોને [આપી]. ૨૦ અને
તેઓ સહુ ખાઈને ધરાયાં; પછી છાંડેલા કકડાઓથી બાર ટોપલી ભરાઈ. ૨૧ અને
જેઓએ ખાધું તેઓ સ્ત્રીછોકરાં ઉપરાંત આશરે પાંચ હજાર પુરુષ હતા.

## સમુદ્ર પર પ્રભુ ઈસુનું ચાલવું

૨૨ અને તરત તેણે શિષ્યોને હઠ કરીને હોડીમાં બેસાડ્યા, ને તેઓને પોતાની
આગળ પેલે પાર મોકલ્યા, એ માટે કે તે પોતે લોકોને વિદાય કરે. ૨૩ અને

લોકોને વિદાય કર્યા પછી તે પ્રાર્થના કરવાને પહાડ પર એકાંતે ગયો; અને સાંજ
પડી ત્યારે તે ત્યાં એકલો હતો. ૨૪ પણ તે વખતે હોડી સમુદ્ર મધ્યે મોજાઓથી
ડામાડોળ થતી હતી, કેમકે પવન સામો હતો. ૨૫ અને રાતના ચોથે પહોરે તે
સમુદ્ર પર ચાલતો તેઓની પાસે આવ્યો. ૨૬ અને શિષ્યોએ તેને સમુદ્ર પર
ચાલતો દીઠો, ત્યારે તેઓએ ગભરા થઈને કહ્યું, એ તો કોઈ ભૂત છે; ને બીકથી તેઓએ
બૂમ પાડી. ૨૭ પણ તરત ઈસુએ તેઓને કહ્યું, કે હિંમત રાખો, એ તો હું છું, બીહો મા.
૨૮ ત્યારે પીતરે તેને ઉત્તર દીધો, કે પ્રભુ, એ જો તું હોય, તો મને આજ્ઞા આપ કે હું
પાણી પર ચાલીને તારી પાસે આવું. ૨૯ અને તેણે કહ્યું, કે આવ. ત્યારે પીતર
હોડી પરથી ઊતરીને ઈસુ પાસે જવાને પાણી પર ચાલવા લાગ્યો. ૩૦ પણ પવન
દેખીને તે બીનો ને ડૂબવા લાગ્યો, તેથી તેણે બૂમ પાડી, કે ઓ પ્રભુ, મને બચાવ.
૩૧ અને ઈસુએ લાંબો હાથ કરીને તેને પકડી લીધો, ને તેને કહે છે, કે અરે
અલ્પવિશ્વાસી, તેં સંદેહ કેમ આણ્યો? ૩૨ અને તેઓ હોડીમાં ચઢ્યા એટલે
પવન બંધ પડ્યો. ૩૩ અને હોડીમાં જેઓ હતા તેઓએ તેને પગે લાગીને કહ્યું, કે
ખરેખર તું દેવનો દીકરો છે.

૩૪ અને તેઓ પાર ઊતરીને ગેન્નેસારેત દેશમાં આવ્યા. ૩૫ અને જ્યારે તે
જગાના લોકોએ તેને ઓળખ્યો, ત્યારે તેઓએ તે આખા દેશમાં ચોતરફ [માણસોને]
મોકલીને બધા માંદાઓને તેની પાસે આણ્યા. ૩૬ અને તેઓએ તેને વિનતી કરી
કે કેવળ તારા લૂગડાની કોરને જ તું અમને અડકવા દે; અને જેટલા અડક્યા તેટલા
સાજા થયા.

## સંપ્રદાયોની અવગણના વિષે આક્ષેપ તથા જવાબ

૧૫ તે પ્રસંગે યરૂશાલેમથી ફરોશીઓ તથા શાસ્ત્રીઓ ઈસુની પાસે આવીને
કહે છે, કે ૨ તારા શિષ્યો વડીલોના સંપ્રદાયનું ઉલ્લંઘન કેમ કરે છે? કેમકે
તેઓ હાથ ધોયા વગર રોટલી ખાય છે. ૩ પણ તેણે તેઓને ઉત્તર દીધો, કે તમે
તમારા સંપ્રદાયથી દેવની આજ્ઞાનું ઉલ્લંઘન કેમ કરો છો? ૪ કેમકે દેવે કહ્યું છે, કે
તું તારા બાપનું તથા તારી માનું સન્માન કર, ને જે કોઈ બાપની અથવા માની
નિંદા કરે તે જાનથી માર્યો જાય. ૫ પણ તમે કહો છો, કે જે કોઈ પોતાના બાપને
કે માને કહેશે, કે જે વડે મારાથી તને લાભ થયો હોત તે દેવને અર્પિત છે;
૬ તો તે ભલે પોતાના બાપનું કે પોતાની માનું સન્માન ન કરે, એમ તમે તમારા
સંપ્રદાયથી દેવની આજ્ઞા રદ કરી છે. ૭ ઓ ઢોંગીઓ, યશાયાહે તમારા સંબંધી
ઠીક જ કહ્યું છે, કે

૮ આ લોક પોતાના હોઠોથી મને માન આપે છે,
પણ તેઓનાં મન મારાથી વેગળાં જ રહે છે.
૯ અને તેઓ મારી ફોકટ ભક્તિ કરે છે,
કેમકે પોતાના મત તરીકે તેઓ માણસોની આજ્ઞાઓ શીખવે છે.

૧૦ પછી તેણે લોકોને પાસે બોલાવીને તેઓને કહ્યું, કે સાંભળો તથા સમજો.
૧૧ મોંમાં જે જાય છે તે માણસને વટાળતું નથી, પણ મોંમાંથી જે નીકળે છે તેજ
માણસને વટાળે છે. ૧૨ ત્યારે તેના શિષ્યોએ પાસે આવીને તેને કહ્યું, કે આ વાત
સાંભળીને ફરોશીઓએ ઠોકર ખાધી, એ શું તું જાણે છે? ૧૩ પણ તેણે ઉત્તર દીધો,
કે જે રોપા મારા આકાશમાંના બાપે રોપ્યા નથી, તે દરેક ઉખેડી નંખાશે. ૧૪ તેઓને
રહેવા દો, તેઓ આંધળા દોરનારા છે; અને જો આંધળો આંધળાને દોરે તો બન્ને
ખાડામાં પડશે. ૧૫ ત્યારે પીતરે તેને ઉત્તર દીધો, કે આ દૃષ્ટાંતનો અર્થ અમને કહે.
૧૬ અને તેણે કહ્યું, કે શું હજી સુધી તમે પણ અણસમજુ છો? ૧૭ શું તમે હજી નથી
સમજતા કે જે કંઈ મોંમાં પેસે છે, તે પેટમાં જાય છે, ને સંડાસમાં નીકળી જાય છે?
૧૮ પણ જે મોંમાંથી નીકળે છે, તે હૃદયમાંથી આવે છે, ને તેજ માણસને વટાળે છે.
૧૯ કેમકે ભૂંડી કલ્પનાઓ, હત્યાઓ, વ્યભિચારો, વ્યભિચારો, ચોરીઓ, જૂઠી સાક્ષીઓ,
તથા નિંદાઓ હૃદયમાંથી નીકળે છે. ૨૦ માણસને જે વટાળે છે તે એજ છે; પણ
અણધોએલે હાથે ખાવું એ માણસને વટાળતું નથી.

## વિદેશી છોકરીનું સાજા કરાવું

૨૧ અને ઈસુ ત્યાંથી નીકળીને સૂર તથા સીદોનની સીમમાં ગયો. ૨૨ અને
જુઓ, એક કનાની સ્ત્રીએ તે સીમમાંથી આવીને બૂમ પાડીને તેને કહ્યું, કે ઓ
પ્રભુ, દાઊદના દીકરા, મારા પર દયા કર; મારી દીકરી ભૂતથી બહુ પીડા પામે
છે. ૨૩ પણ તેણે તેને કશો જવાબ આપ્યો નહિ; અને તેના શિષ્યોએ આવીને
તેને વિનંતી કરી, કે તેને વિદાય કર, કેમકે તે આપણી પાછળ બૂમ પાડ્યા કરે છે.
૨૪ પણ તેણે ઉત્તર દીધો, કે ઈસ્રાએલના ઘરનાં ખોવાએલાં ઘેટાં સિવાય બીજા
કોઈની પાસે હું મોકલાયો નથી. ૨૫ પછી તેણે આવીને તેને પગે લાગીને કહ્યું, કે
ઓ પ્રભુ, મને મદદ કર. ૨૬ પણ તેણે ઉત્તર દીધો, કે છોકરાંની રોટલી લઈને
કૂતરાંને નાખવી વાજબી નથી. ૨૭ પણ તેણે કહ્યું, કે ખરું, પ્રભુ, કેમકે કૂતરાં
તો પોતાના ધણીઓની મેજ પરથી જે કકડા પડે છે તે ખાય છે. ૨૮ ત્યારે ઈસુએ
તેને ઉત્તર દીધો, કે ઓ બાઈ, તારો વિશ્વાસ મોટો છે; જેવું તું ચાહે છે તેવું તને
થાઓ. અને તેજ ઘડીએ તેની દીકરી સાજી થઈ.

## ઘણાંઓનું સાજા કરાવું

૨૯ ત્યાર પછી ઈસુ ત્યાંથી નીકળીને ગાલીલના સમુદ્ર પાસે આવ્યો; અને
પહાડ પર ચઢીને તે ત્યાં બેઠો. ૩૦ અને પાંગળાંઓને, આંધળાંઓને, મૂંગાંઓને,
ઠૂંઠાંઓને, તથા બીજાં ઘણાંઓને પોતાની સાથે લઈને ઘણા લોકો તેની પાસે આવ્યા,
અને ઈસુના પગ પાસે તેઓએ તેમને મૂક્યાં, ને તેણે તેઓને સાજાં કર્યાં; ૩૧ અને
જ્યારે લોકોએ જોયું કે મૂંગાંઓ બોલતાં થયાં છે, ઠૂંઠાંઓ સાજાં થયાં છે, પાંગળાંઓ
ચાલતાં થયાં છે, અને આંધળાંઓ દેખતાં થયાં છે, ત્યારે તેઓ આશ્ચર્ય પામ્યા, ને
ઈસ્રાએલના દેવની તેઓએ સ્તુતિ કરી.

## ચાર હજારને જમાડવું

૩૨ અને ઈસુએ પોતાના શિષ્યોને પાસે તેડીને કહ્યું, કે આ લોકો પર મને
દયા આવે છે, કેમકે આજ ત્રણ દહાડા થયા તેઓ મારી સાથે રહ્યા છે, ને તેઓની
પાસે કંઈ ખાવાનું નથી, ને તેઓને ભૂખ્યા વિદાય કરવાને હું નથી ચહાતો, રખેને
વાટમાં તેઓ નિર્બળ થઈ જાય ૩૩ અને શિષ્યો તેને કહે છે, કે આટલા બધા લોક
તૃપ્ત થાય તેટલી રોટલી અમે રાનમાં ક્યાંથી લાવીએ? ૩૪ ત્યારે ઈસુ તેઓને કહે
છે, કે તમારી પાસે કેટલી રોટલી છે? અને તેઓએ કહ્યું, કે સાત, ને નાની માછલી
થોડીએક છે ૩૫ ત્યારે તેણે લોકોને જમીન પર બેસવાની આજ્ઞા કરી, ૩૬ અને
તે સાત રોટલી તથા માછલી લઈ તેણે સ્તુતિ કરીને ભાંગી, ને પોતાના શિષ્યોને
આપી, ને શિષ્યોએ પછી લોકોને આપી ૩૭ અને બધા ખાઈને તૃપ્ત થયા, પછી
છાંડેલા કકડાઓની તેઓએ સાત ટોપલી ભરી ૩૮ અને જેઓએ ખાધું તેઓ
સ્ત્રીછોકરા ઉપરાંત ચાર હજાર પુરુષ હતા ૩૯ અને લોકોને વિદાય કર્યા પછી
હોડીમાં બેસીને તે માગદાનની સીમમાં આવ્યો

## નિશાનીની માગણીનો નકાર

૧૬ અને ફરોશીઓએ તથા સાદુકીઓએ આવીને તેનું પરીક્ષણ કરતાં માગ્યું,
કે અમને આકાશથી ચિહ્ન દેખાડ ૨ પણ તેણે તેઓને ઉત્તર દીધો, કે
સાંજ પડે છે ત્યારે તમે કહો છો કે ઉઘાડ થશે, કેમકે આકાશ રતુમડું છે ૩ અને
સવારે [તમે કહો છો], કે આજ ઝડી પડશે, કેમકે આકાશ રતુમડું તથા અંધારાએલું
છે તમે આકાશનું રૂપ પારખી જાણો છો ખરા, પણ સમયોના ચિહ્ન તમે
પારખી નથી શકતા ૪ ભૂંડી તથા વ્યભિચારી પેઢી ચિહ્ન માગે છે, પણ યૂનાના
ચિહ્ન વગર બીજું કોઈ ચિહ્ન તેઓને અપાશે નહિ અને તેઓને મૂકીને તે
ચાલ્યો ગયો

## અધાપા વિષે શિષ્યોને ઠપકો

૫ અને શિષ્યો પેલે પાર ગયા, પણ રોટલી લેવાનું વિસરી ગયા હતા ૬ ત્યારે
ઈસુએ તેઓને કહ્યું કે ફરોશીઓના તથા સાદુકીઓના ખમીર વિષે તમે સાવધાન
થાઓ ને ખબરદાર રહો ૭ ત્યારે તેઓએ માહોમાહે વિચાર કરીને કહ્યું, કે આપણે
રોટલી નથી લાવ્યા [માટે તે એમ કહે છે] ૮ ઈસુએ એ જાણીને તેઓને કહ્યું, કે
ઓ અલ્પવિશ્વાસીઓ, તમારી પાસે રોટલી નથી તે માટે તમે માહોમાહે કેમ વિચાર
કરો છો? ૯ શું હજી સુધી તમે નથી સમજતા, ને પેલા પાંચ હજાર પુરુષ વચ્ચે
પાંચ રોટલી, ને તમે કેટલી ટોપલી ઉઠાવી, તેનું શું તમને સ્મરણ નથી? ૧૦ વળી
પેલા ચાર હજાર પુરુષ વચ્ચે સાત રોટલી, ને તમે કેટલી ટોપલી ઉઠાવી, તેનું પણ
શું તમને સ્મરણ નથી? ૧૧ તમે કેમ નથી સમજતા કે મેં તમને રોટલી સંબંધી
કહ્યું નહોતું, પણ ફરોશીઓના તથા સાદુકીઓના ખમીર વિષે તમે સાવધાન રહો
[એમ મેં કહ્યું હતું] ૧૨ ત્યારે તેઓ સમજ્યા કે રોટલીના ખમીર સંબંધી નહિ,
પણ ફરોશીઓના તથા સાદુકીઓના મત વિષે સાવધાન રહેવાનું તેણે કહ્યું હતું

## પીતરનો ઇકરાર

૧૩ અને ઈસુએ કાઈસારીઆ ફિલિપ્પીની સીમમાં આવીને પોતાના શિષ્યોને
પૂછ્યું, કે માણસનો દીકરો કોણ છે, એ વિષે લોકો શું કહે છે? ૧૪ ત્યારે તેઓએ
તેને કહ્યું, કે કેટલાએક [કહે છે], યોહાન બાપ્તિસ્મા કરનાર, ને કેટલાએક એલીયાહ,
ને કેટલાએક યિર્મેયાહ, અથવા પ્રબોધકોમાંનો એક. ૧૫ તે તેઓને કહે છે, પણ હું
કોણ છું, તે વિષે તમે શું કહો છો? ૧૬ ત્યારે સીમોન પીતરે ઉત્તર દીધો, કે તું
મસીહ, જીવતા દેવનો દીકરો છે. ૧૭ અને ઈસુએ તેને ઉત્તર દીધો, કે સીમોન
બાર-યોના, તને ધન્ય છે: કેમકે માંસે તથા લોહીએ નહિ, પણ મારા આકાશમાંના
બાપે તને એ જણાવ્યું છે. ૧૮ અને હું પણ તને કહું છું કે તું પીતર છે, ને આ પથ્થર
પર હું મારી મંડળી બાંધીશ, ને તેની વિરુદ્ધ હાડેસની સત્તાનું જોર નહિ ચાલે.
૧૯ આકાશના રાજ્યની કૂંચીઓ હું તને આપીશ, ને પૃથ્વી પર તું જે કંઈ બાંધશે,
તે આકાશમાં બંધાશે; અને પૃથ્વી પર તું જે કંઈ છોડશે, તે આકાશમાં પણ છોડાશે.
૨૦ ત્યારે તેણે શિષ્યોને આજ્ઞા આપી, કે હું ખ્રિસ્ત છું એ તમારે કોઈને કહેવું નહિ.

## પ્રભુ ઈસુની પોતાના મરણ તથા પુનરુત્થાન વિષે આગાહી

૨૧ ત્યારથી માંડીને ઈસુ પોતાના શિષ્યોને જણાવવા લાગ્યો, કે હું યરૂશાલેમમાં
જાઉં, ને વડીલો તથા મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓને હાથે ઘણું વેઠું, ને માર્યો જાઉં,
ને ત્રીજે દહાડે પાછો ઊઠું, એ જરૂરનું છે. ૨૨ ત્યારે પીતર તેને એક બાજુએ લઈ
જઈને તેને ઠપકો દેવા લાગ્યો, ને કહ્યું, કે અરે પ્રભુ, એ તારાથી દૂર રહો; એવું તને
કદી થશે નહિ. ૨૩ પણ તેણે પાછા ફરીને પીતરને કહ્યું, કે અરે શેતાન, મારી
પછવાડે જા; તું મને ઠોકરરૂપ છે; કેમકે દેવની વાતો પર નહિ, પણ માણસોની
વાતો પર તું ચિત્ત લગાડે છે.

## સ્વનકારનું ફરમાન

૨૪ પછી ઈસુએ પોતાના શિષ્યોને કહ્યું, કે જો કોઈ મારી પાછળ આવવા ચાહે,
તો તેણે પોતાનો નકાર કરવો, ને પોતાનો વધસ્તંભ ઉંચકીને મારી પાછળ આવવું.
૨૫ કેમકે જે કોઈ પોતાનો જીવ બચાવવા ચાહે છે, તે તેને ખોશે; પણ જે કોઈ
મારે લીધે પોતાનો જીવ ખોશે, તે તેને બચાવશે. ૨૬ કેમકે જો માણસ આખું
જગત મેળવે, ને પોતાના જીવની હાનિ પામે, તો તેને શો લાભ થશે? અથવા
માણસ પોતાના જીવને બદલે શું આપશે? ૨૭ કેમકે માણસનો દીકરો પોતાના બાપના
મહિમાએ પોતાના દૂતો સુદ્ધાં આવશે, ત્યારે તે પ્રત્યેકને તેનાં કામ પ્રમાણે બદલો
ભરી આપશે. ૨૮ હું તમને ખચીત કહું છું, કે અહીં જેઓ ઊભા છે તેઓમાંના
કેટલાએક એવા છે કે માણસના દીકરાને તેના રાજ્યમાં આવતો દેખશે ત્યાં સુધી
મરણ પામશે જ નહિ.

## પ્રભુ ઈસુનું રૂપાંતર

૧૭ અને છ દહાડા પછી ઈસુ પીતરને તથા યાકૂબને તથા તેના ભાઈ યોહાનને
સાથે લઈને તેમને એક ઉંચા પહાડ પર એકાંતમાં લઈ જાય છે:

૨ અને તેઓની આગળ તેનું રૂપાંતર થયું, એટલે તેનું મોં સૂર્યના જેવું તેજસ્વી થયું
ને તેનાં લૂગડાં અજવાળાના જેવાં ઉજળાં થયાં ૩ ત્યારે, જુઓ, મુસા તથા
એલીયાહ તેની જોડે વાત કરતા તેઓને દેખાયા ૪ અને પીતરે ઈસુને ઉત્તર દીધો
કે પ્રભુ, આપણે અહીં રહેવું સારૂ છે, જો તારી મરજી હોય તો હું અહીં ત્રણ માંડવા
બાંધું, એક તારે સારૂ, ને એક મુસાને સારૂ, ને એક એલીયાહને સારૂ ૫ તે
બોલતો હતો એટલામાં, જુઓ, એક ચળકતી વાદળીએ તેઓના પર છાયા કરી,
અને જુઓ, વાદળીમાંથી એવી વાણી થઈ, કે આ મારો વહાલો દીકરો છે, એના પર
હું પ્રસન્ન છું, તેનું સાંભળો ૬ અને શિષ્યો એ સાંભળીને ઉંધા પડ્યા, ને બહુ બ
બીધા ૭ ત્યારે ઈસુએ પાસે આવીને તેઓને અડકીને કહ્યું, કે ઉઠો, ને બીહો મા
૮ અને તેઓએ પોતાની નજર ઉંચી કરી તો એકલા ઈસુ વિના તેઓએ કોઈને
દીઠો નહિ

અને તેઓ પહાડ પરથી ઉતરતા હતા, ત્યારે ઈસુએ તેઓને એવી આજ્ઞા
કરી કે માણસનો દીકરો મુએલાંમાંથી પાછો ઉઠે ત્યાં સુધી આ જે તમે દીઠું તે
કોઈને કહેશો ના ૧૦ ત્યારે તેના શિષ્યોએ તેને પુછ્યું, કે શાસ્ત્રીઓ કેમ કહે છે
કે એલીયાહે પહેલાં આવવું જોઈએ? ૧૧ અને ઈસુએ તેઓને ઉત્તર દીધો કે
એલીયાહ આવે છે ખરો, ને બધું યથાસ્થિત કરશે, ૧૨ પણ હું તમને કહું છું,
કે એલીયાહ આવી ચુક્યો છે ને તેઓએ તેને ઓળખ્યો નહિ પણ જેમ તેઓએ
ચાહ્યું તેમ તેઓએ તેને કર્યું, તેમ જ માણસનો દીકરો પણ તેઓથી દુઃખ સહેશે
૧૩ ત્યારે શિષ્યો સમજ્યા કે યોહાન બાપ્તિસ્મા કરનાર સંબંધી તેણે તેઓને
કહ્યું હતું

## ભૂતવળગેલા છોકરાનું સાજા કરવું

૧૪ અને જ્યારે તેઓ લોકોની ભીડ પાસે આવ્યા ત્યારે એક માણસે તેની
પાસે આવીને તેની આગળ ઘૂંટણ ટેકવીને કહ્યું કે ૧૫ ઓ પ્રભુ, મારા દીકરા પર
દયા કર કેમકે તેને ફેફરનું દરદ છે, ને તે ઘણો પીડાય છે, કેમકે તે ઘણી વાર
અગ્નિમાં ને ઘણી વાર પાણીમાં પડી જાય છે ૧૬ અને તેને હું તારા શિષ્યોની પાસે
લાવ્યો હતો, પણ તેઓ તેને સાજો કરી ન શક્યા ૧૭ ત્યારે ઈસુએ તેને ઉત્તર દીધો
કે ઓ અવિશ્વાસી તથા આડી પેઢી ક્યાં સુધી હું તમારી સાથે રહીશ? ક્યાં સુધી
હું તમારૂં સહીશ? તેને મારી પાસે અહીં લાવો ૧૮ પછી ઈસુએ તે ભૂતને
ધમકાવ્યું, અને તે તેનમાંથી નીકળ્યું, ને છોકરો તે ઘડીથી સાજો થયો
૧૯ ત્યારે શિષ્યોએ એકાંતમાં ઈસુની પાસે આવીને કહ્યું કે અમે તેને કેમ કાઢી ન
શક્યા? ૨૦ ત્યારે તેણે તેઓને કહ્યું, કે તમારા અવિશ્વાસને લીધે, કેમકે હું તમને
ખચીત કહું છું કે તમને રાઈના દાણા જેટલો વિશ્વાસ હોય તો તમે આ પહાડને
કહેશો કે તું અહીંથી ત્યાં ખસી જા ને તે ખસી જશે, ને તમને કંઈ અશક્ય થશે
નહિ [૨૧ પણ પ્રાર્થના તથા ઉપવાસ વગર એ જાત નીકળતી નથી ]

## મરણ વિષે બીજી આગાહી

૨૨ અને તેઓ ગાલીલમાં રહેતા હતા ત્યારે ઈસુએ તેઓને કહ્યું, કે માણસનો
દીકરો માણસોના હાથમાં સોંપાશે; ૨૩ અને તેઓ તેને મારી નાખશે, ને ત્રીજે
દહાડે તે પાછો ઊઠશે. ત્યારે તેઓ બહુ દિલગીર થયા.

## પ્રભુ ઈસુ મંદિરનો કર ભરે છે

૨૪ અને તેઓ કાપરનાહુમમાં આવ્યા ત્યારે કર લેનારાઓએ પીતરની પાસે
આવીને કહ્યું, કે શું તમારો ઉપદેશક [મંદિરના] કરનું નાણું નથી આપતો? ૨૫ તેણે
કહ્યું, કે હા. અને ઘરમાં તે આવ્યો ત્યારે [તેના બોલવા] અગાઉ ઈસુએ કહ્યું, કે
સીમોન, તને શું લાગે છે? પૃથ્વીના રાજાઓ કોની પાસેથી દાણ અથવા કર લે છે?
પોતાના દીકરાઓ પાસેથી કે પારકાઓ પાસેથી? ૨૬ અને પીતરે તેને કહ્યું, કે
પારકાઓ પાસેથી. ત્યારે ઈસુએ તેને કહ્યું, ત્યારે દીકરાઓ તો છૂટા છે. ૨૭ તો
પણ આપણે તેઓને ઠોકર ન ખવડાવીએ માટે તું સમુદ્રકિનારે જઈને ગલ નાખ;
અને જે માછલી પહેલી આવે તેને પકડી લે, ને જ્યારે તું તેનું મોં ઉઘાડશે ત્યારે
તેમાંથી તને નાણું મળશે, તે લઈને મારે ને તારે સારુ તેઓને આપ.

## નમ્રતા વિષે ઉપદેશ

૧૮ તેજ વેળાએ શિષ્યોએ ઈસુની પાસે આવીને કહ્યું, કે આકાશના રાજ્યમાં
સૌથી મોટું કોણ છે? ૨ ત્યારે તેણે એક બાળકને પાસે બોલાવીને તેને
તેઓની વચ્ચે ઊભું રાખીને ૩ કહ્યું, કે હું તમને ખચીત કહું છું, કે જો તમે નહિ ફરો,
ને બાળકોના જેવા નહિ થાઓ, તો આકાશના રાજ્યમાં તમે નહિજ પેસશો.
૪ માટે જે કોઈ પોતાને આ બાળકના જેવું દીન કરશે, તેજ આકાશના રાજ્યમાં
સૌથી મોટું છે. ૫ વળી જે કોઈ મારે નામે એવા એક બાળકનો અંગીકાર કરે
છે તે મારો પણ અંગીકાર કરે છે.

## ઠોકર ખવડાવવા વિષે ચેતવણી

૬ પણ આ નાનાઓ જેઓ મારા પર વિશ્વાસ કરે છે, તેઓમાંના એકને જે
કોઈ ઠોકર ખવડાવશે તે કરતાં તેની કોટે ઘંટીનું પડ બંધાય, ને તે સમુદ્રના ઊંડાણમાં
ડુબાડાય એ તેને માટે સારૂં છે. ૭ ઠોકરોને લીધે જગતને અફસોસ છે! ઠોકરો
આવવાની અગત્ય તો છે, પણ જે માણસથી ઠોકર આવે છે તેને અફસોસ છે!
૮ માટે જો તારો હાથ અથવા તારો પગ તને ઠોકર ખવડાવે, તો તેને કાપી નાખીને
તારી પાસેથી ફેંકી દે; તારા બે હાથ અથવા બે પગ છતાં તું અનંત અગ્નિમાં નંખાય,
એ કરતાં લંગડો અથવા ઠૂંઠો થઈ જીવનમાં પેસવું એ તારે માટે સારૂં છે. ૯ અને
જો તારી આંખ તને ઠોકર ખવડાવે, તો તેને કાઢી નાખીને તારી પાસેથી
ફેંકી દે; બન્ને આંખ છતાં તું નરકાગ્નિમાં નંખાય, એ કરતાં કાણો થઈને જીવનમાં
પેસવું એ તારે માટે સારૂં છે. ૧૦ સાવધાન રહો કે આ નાનાઓમાંના
એકને તમે ન વખોડો. કેમકે હું તમને કહું છું કે આકાશમાં તેઓના

દૂત મારા આકાશમાના બાપનું મો સદા જુએ છે [[૧૧ કેમકે જે ખોવાએલું તેને
બચાવવાને માણસનો દીકરો આવ્યો છે ]]

## ભૂલા પડેલા ઘેટાનું દૃષ્ટાંત

૧૨ તમે શું ધારો છો? જો કોઈ માણસની પાસે સો ઘેટા હોય, ને તેમાથી એક
ભૂલું પડે, તો શું નવ્વાણુંને મૂકીને તે ભૂલા પડેલાને શોધવા તે પહાડ પર જતો
નથી? ૧૩ અને જો તે તેને જડે તો હું તમને ખચીત કહુ છું, કે જે નવ્વાણુ ભૂલા
પડેલા ન હતા, તેઓના કરતા તેને લીધે તે વધારે હરખાય છે ૧૪ એમ આ
નાનાઓમાથી એકનો નાશ થાય એવી તમારા આકાશમાના બાપની ઇચ્છા નથી.

## અપરાધ કરનારાઓ પ્રત્યે વર્તન

૧૫ વળી જો તારો ભાઈ તારી વિરુદ્ધ અપરાધ કરે, તો જા, ને તેને એકાંતે લઈ
જઈને તેનો દોષ તેને કહે, જો તે તારું સાભળે તો તેં તારા ભાઈને મેળવી લીધો
છે ૧૬ પણ જો તે ન સાભળે, તો બીજા એક બે જણને તારી સાથે લે, એ માટે
કે દરેક વાત બે અથવા ત્રણ શાહેદોના મોથી સાબિત થાય ૧૭ અને જો તે
તેઓનું ન માને, તો મડળીને કહે, ને જો મડળીનુ પણ તે ન માને તો તેને વિદેશી
તથા દાણીના જેવો ગણ ૧૮ હુ તમને ખચીત કહુ છુ, કે જે કંઈ તમે પૃથ્વી પર
બાધશો, તે આકાશમા બંધાશે, અને જે કંઈ તમે પૃથ્વી પર છોડશો તે
આકાશમા છોડાશે

## એકત્ર પ્રાર્થના

૧૯ વળી હુ તમને કહુ છુ કે જો પૃથ્વી પર તમારામાના બે કંઈ પણ વાત સબંધી
એક ચિત્તના થઈને માગશે, તો મારા આકાશમાના બાપથી તેઓને સારુ તે કરાશે.
૨૦ કેમકે જ્યા બે અથવા ત્રણ મારે નામે એકઠા થએલા હોય ત્યા તેઓની
વચમા હુ છુ

## ક્ષમા કરવાની ફરજ તથા અનુપકારી ચાકરનું દૃષ્ટાંત

૨૧ ત્યારે પછી પીતરે તેની પાસે આવીને કહ્યું, કે ઓ પ્રભુ, મારો ભાઈ મારી
વિરુદ્ધ કેટલી વાર અપરાધ કરે, ને હુ તેને માફ કરું? શું સાત વાર સુધી?
૨૨ ઈસુએ તેને કહ્યું, કે સાત વાર સુધીનુ હુ તને નથી કહેતો, પણ સિત્તેરગણી સાત
વાર સુધી ૨૩ એ માટે આકાશના રાજ્યને એક રાજાની ઉપમા અપાય છે કે જેણે
પોતાના ચાકરોની પાસે હિસાબ લેવા માગ્યો. ૨૪ અને તે હિસાબ લેવા લાગ્યો
ત્યારે તેઓએ દશ હજાર તાલન્તના એક દેવાદારને તેની પાસે આણ્યો ૨૫ પણ
વાળી આપવાનુ તેની પાસે કંઈ નહિ હોવાથી, તેના શેઠે તેને તથા તેની સ્ત્રીને
તથા તેના છોકરાને તથા તેની પાસે જે કંઈ હતું તે સઘળુ વેચીને દેવુ વાળવાની
આજ્ઞા કરી ૨૬ એ માટે તે ચાકરે તેને પગે લાગીને વિનતી કરી કે સાહેબ,
ધીરજ રાખ, ને હુ તારું બધુ વાળી આપીશ. ૨૭ ત્યારે તે ચાકરના શેઠને દયા
આવ્યાથી તેણે તેને છોડી દીધો, ને દેવુ તેને માફ કર્યું ૨૮ પણ તેજ ચાકરે બહાર
જઈને પોતાના સાથી ચાકરોમાના એકને દીઠો, કે જે તેના સો દીનારનો દેવાદાર

હતો, અને તેણે તેનો ટોટો પકડીને કહ્યું, કે તારૂં દેવું વાળ. [૨૯] ત્યારે તેના સાથી
ચાકરે તેને પગે લાગીને તેને વિનંતી કરી, કે ધીરજ રાખ, ને હું તારૂં વાળી આપીશ.
[૩૦] અને તેણે તેનું માન્યું નહિ, પણ જઈને દેવું વાળે ત્યાં લગી તેણે તેને કેદખાનામાં
નાખ્યો. [૩૧] ત્યારે જે જે થયું તે તેના સાથી ચાકરો જોઈને ઘણા દિલગીર થયા,
ને તેઓએ જઈને જે જે થયું તે બધું પોતાના શેઠને કહી સંભળાવ્યું. [૩૨] ત્યારે
તેના શેઠે તેને બોલાવીને કહ્યું, કે અરે દુષ્ટ ચાકર, તેં મને વિનંતી કરી, માટે મેં તને
તે બધું લેણું માફ કર્યું. [૩૩] મેં તારા પર જેવી દયા કરી તેવી દયા શું તને પણ
તારા સાથી ચાકર પર કરવી ઘટારત ન હતી? [૩૪] અને તેના શેઠે ગુસ્સે થઈને
તેનું બધું દેવું વાળે ત્યાં સુધી તેને પીડા આપનારાઓને સોંપ્યો. [૩૫] એ પ્રમાણે
જો તમે પોતપોતાના ભાઈઓના અપરાધ તમારા અંતઃકરણથી માફ નહિ કરો,
તો મારો આકાશમાંનો બાપ પણ તમને એમજ કરશે.

## ફારગતી વિષે પ્રશ્ન

૧૯ અને ઈસુએ એ વાતો પૂરી કર્યા પછી એમ થયું કે ગાલીલથી નીકળીને
યરદનને પેલે પારની યહુદાહની સીમોમાં તે આવ્યો. [૨] અને અતિ ઘણા
લોક તેની પાછળ ગયા, ને ત્યાં તેણે તેઓને સાજા કર્યા.

[૩] અને ફરોશીઓએ તેની પાસે આવીને તેનું પરીક્ષણ કરતાં પૂછ્યું, કે શું હરેક
કારણને લીધે માણસ પોતાની સ્ત્રીને મૂકી દે એ ઉચિત છે? [૪] અને તેણે ઉત્તર દીધો,
કે શું તમે એમ નથી વાંચ્યું, કે જેણે તેઓને ઉત્પન્ન કર્યાં તેણે તેઓને આરંભથી
નરનારી ઉત્પન્ન કર્યાં, [૫] ને કહ્યું, કે તે કારણને લીધે માણસ પોતાનાં માબાપને
મૂકીને પોતાની સ્ત્રીને વળગી રહેશે; અને બન્ને એક દેહ થશે? [૬] માટે તેઓ
હવેથી બે નથી, પણ એક દેહ છે. એ માટે દેવે જેને જોડ્યું છે તેને માણસે જુદું
પાડવું નહિ. [૭] તેઓ તેને કહે છે, કે તો મુસાએ એવી આજ્ઞા કેમ આપી, કે
ફારગતી આપીને તેને મૂકી દેવી? [૮] તે તેઓને કહે છે, કે મુસાએ તમારાં હૃદયની
કઠણતાને લીધે તમને તમારી સ્ત્રીઓને મૂકી દેવા દીધી, પણ આરંભથી એવું ન હતું.
[૯] અને હું તમને કહું છું, કે વ્યભિચારના કારણ વગર જે કોઈ પોતાની સ્ત્રીને મૂકી
દઈને બીજીને પરણે, તે વ્યભિચાર કરે છે; અને તે મૂકી દીધેલીની જોડે જે પરણે
તે પણ વ્યભિચાર કરે છે. [૧૦] તેના શિષ્યો તેને કહે છે, કે જો સ્ત્રી સંબંધી પુરુષનો
એવો હાલ છે, તો પરણવું સારૂં નથી. [૧૧] ત્યારે તેણે તેઓને કહ્યું, કે સર્વથી એ
વાત પળાતી નથી, પણ જેઓને તે આપેલું છે તેઓથી જ. [૧૨] કેમકે કેટલાએક
ખોજા છે કે જેઓ પોતાની માના પેટથી એવા જન્મેલા છે; અને કેટલાએક ખોજા છે
કે જેઓને માણસોએ ખોજા બનાવેલા છે; વળી કેટલાએક ખોજા છે કે જેઓએ
આકાશના રાજ્યને લીધે પોતાને ખોજા કરેલા છે. જે પાળી શકે તે પાળે.

## બાળકોને આશીર્વાદ

[૧૩] ત્યાર પછી તેઓ બાળકોને તેની પાસે લાવ્યાં, એ માટે કે તે તેઓ પર
હાથ મૂકીને પ્રાર્થના કરે; અને શિષ્યોએ તેઓને ધમકાવ્યાં. [૧૪] પણ ઈસુએ કહ્યું, કે

બાળકોને મારી પાસે આવવા દો, ને તેઓને વારો મા; કેમકે આકાશનું રાજ્ય
એવાઓનું જ છે. ૧૫ પછી તેઓ પર હાથ મૂકીને તે ત્યાંથી ગયો.

### દ્રવ્યવાન જુવાન માણસ અનંતજીવન શોધે છે

૧૬ અને જુઓ, કોઈએકે તેની પાસે આવીને કહ્યું, કે ઉપદેશક, સર્વકાળનું
જીવન પામવા સારુ હું શું સારું કરું? ૧૭ ત્યારે તેણે તેને કહ્યું, તું મને સારા
વિષે કેમ પૂછે છે? સારો તો એક જ છે, પણ જો તું જીવનમાં પેસવા ચહે છે
તો આજ્ઞાઓ પાળ. ૧૮ તે તેને કહે છે કે કયી કયી? ત્યારે ઈસુએ કહ્યું કે
તું હત્યા ન કર, તું વ્યભિચાર ન કર, તું ચોરી ન કર, તું જૂઠી સાક્ષી ન પૂર.
૧૯ પોતાના મા બાપને માન આપ, ને પોતાના પડોશી પર પોતાના જેવી પ્રીતિ કર.
૨૦ તે જુવાન તેને કહે છે કે એ બધી તો હું પાળતો આવ્યો છું; હજી મારામાં
શું અધૂરું છે? ૨૧ ઈસુએ તેને કહ્યું, કે જો તું સંપૂર્ણ થવા ચહે છે, તો જઈને તારું
જે છે તે વેચી નાખ, ને દરિદ્રીઓને આપી દે, એટલે આકાશમાં તને દ્રવ્ય મળશે,
અને આવીને મારી પાછળ ચાલ. ૨૨ પણ તે જુવાન એ વાત સાંભળીને દિલગીર
થઈને ચાલ્યો ગયો, કેમકે તેની મિલકત ઘણી હતી.

### દ્રવ્યના ગેરફાયદા

૨૩ ત્યારે ઈસુએ પોતાના શિષ્યોને કહ્યું, કે હું તમને ખચીત કહું છું કે
દ્રવ્યવાનને આકાશના રાજ્યમાં પેસવું કઠણ છે. ૨૪ વળી હું તમને ફરીથી કહું છું કે
દ્રવ્યવાનને દેવના રાજ્યમાં પેસવા કરતાં સોયના નાકામાં થઈને ઊંટને જવું સહેલું છે.
૨૫ ત્યારે તેના શિષ્યો એ સાંભળીને ઘણા અચરત થયા, ને કહ્યું, તો કોણ
તારણ પામી શકે? ૨૬ પણ ઈસુએ તેઓની સામું જોઈને તેઓને કહ્યું કે માણસોને
તો એ અશક્ય છે, પણ દેવને સર્વ શક્ય છે. ૨૭ ત્યારે પીતરે તેને ઉત્તર દીધો,
જો, અમે બધું મૂકીને તારી પાછળ આવ્યા છીએ; તો અમને શું મળશે?
૨૮ અને ઈસુએ તેઓને કહ્યું, હું તમને ખચીત કહું છું કે પુનરુત્પત્તિમાં
માણસનો દીકરો પોતાના મહિમાના રાજ્યાસન પર બેસશે, ત્યારે તમે મારી
પાછળ આવનારા પણ ઈસ્રાએલના બાર કુળનો ન્યાય કરતાં બાર રાજ્યાસનો પર બેસશો.
૨૯ અને જે કોઈએ ઘરોને, કે ભાઈઓને, કે બહેનોને, કે બાપને, કે માને,
કે છોકરાંને, કે ખેતરોને મારા નામને લીધે મૂકી દીધાં છે, તે સોગણાં પામશે,
ને અનંતજીવનનો વારસો પામશે. ૩૦ પણ ઘણા જેઓ પહેલા તેઓ છેલ્લા થશે,
અને જેઓ છેલ્લા તેઓ પહેલા થશે.

### દ્રાક્ષાવાડીના મજૂરોનું દૃષ્ટાંત

૨૦ કેમકે આકાશનું રાજ્ય એક ઘરધણીના જેવું છે, જે પોતાની દ્રાક્ષાવાડીને
સારુ મજૂરો પરોઢિયાને મજૂરીમાં બહાર ગયો. ૨ અને તેણે મજૂરોની
સાથે રોજનો એક દીનાર ઠરાવીને પોતાની દ્રાક્ષાવાડીમાં તેઓને મોકલ્યા.
૩ અને આશરે પહોર દહાડો ચઢતાં બહાર જઈને તેણે ચોકમાં બીજાઓને
નવરા ઊભા રહેલા દીઠા. ૪ અને તેણે તેઓને કહ્યું, કે તમે પણ દ્રાક્ષાવાડીમાં જાઓ

ને જે કંઈ યોગ્ય હશે, તે હું તમને આપીશ. અને તેઓ ગયા. ૫ વળી આશરે
બપોરે તથા ત્રીજે પહોરે બહાર જઈને તેણે તેજ પ્રમાણે કર્યું. ૬ અને આશરે
અગિયારમી હોરાએ પણ તેણે બહાર જઈને બીજાઓને નવરા ઊભા રહેલા દીઠા;
ત્યારે તે તેઓને કહે છે, કે આખો દહાડો તમે કેમ અહીં નવરા ઊભા રહો છો?
૭ તેઓ તેને કહે છે, કે કોઈએ અમને મજૂરીએ રાખ્યા નથી તે માટે. તે તેઓને
કહે છે, કે તમે પણ દ્રાક્ષાવાડીમાં જાઓ. ૮ અને સાંજ પડી ત્યારે દ્રાક્ષાવાડીનો
ધણી પોતાના કારભારીને કહે છે, કે મજૂરોને બોલાવીને છેલ્લાથી માંડીને પહેલા
સુધી તેઓનું વેતન આપ. ૯ અને જેઓને તેણે આશરે અગિયારમી હોરાએ
રાખ્યા હતા, તેઓ જ્યારે આવ્યા ત્યારે તેઓને એક એક દીનાર મળ્યો. ૧૦ પછી
જેઓ પહેલા આવ્યા હતા, તેઓ એવું ધારતા હતા કે અમને વધારે મળશે; પણ
તેઓને પણ એક એક દીનાર મળ્યો. ૧૧ ત્યારે તે લઈને તેઓએ ઘરધણીની
વિરુદ્ધ કચકચ કરી, ૧૨ ને કહ્યું, કે આ પાછલાઓએ માત્ર એક જ કલાક કામ
કર્યું છે, અને તેં તેઓને અમ આખા દિવસનો બોજો તથા લૂ સહન કરનારાઓની
બરોબર ગણ્યા છે. ૧૩ પણ તેણે તેઓમાંના એકને ઉત્તર દીધો, કે મિત્ર, હું
તારો કશો અન્યાય નથી કરતો; શું તેં મારી સાથે એક દીનાર પરઠયો નહોતો?
૧૪ તારું લઈને ચાલ્યો જા; જેટલું તને તેટલું આ છેલ્લાને પણ આપવાની મારી
મરજી છે. ૧૫ જે મારું છે તે મારી મરજી પ્રમાણે વાપરવાનો શું મને હક નથી?
અથવા હું સારો છું માટે તારી આંખ ભૂડી છે શું? ૧૬ એમ જેઓ છેલ્લા તેઓ
પહેલા, અને જેઓ પહેલા તેઓ છેલ્લા થશે.

## મરણ વિષે ત્રીજી આગાહી

૧૭ અને ઈસુએ યરૂશાલેમ જતાં, રસ્તે બાર શિષ્યોને એકાંતમાં લઈ જઈને
તેઓને કહ્યું, કે ૧૮ જુઓ, આપણે યરૂશાલેમ જઈએ છીએ, ને માણસનો દીકરો
મુખ્ય યાજકોને તથા શાસ્ત્રીઓને સ્વાધીન કરાશે, ને તેઓ તેના પર મરણદંડ
ઠરાવશે. ૧૯ અને ઠઠ્ઠામશ્કરી કરવાને તથા કોરડા મારવાને, તથા વધસ્તંભે જડવાને
તેઓ તેને વિદેશીઓને સોંપી દેશે; અને ત્રીજે દહાડે તે પાછો ઉઠાડાશે.

## દુનિયાઈ માનની માગણી

૨૦ ત્યારે ઝબદીના દીકરાઓની માએ પોતાના દીકરાઓની સાથે તેની પાસે
આવીને તથા પગે લાગીને તેની કને કંઈ માગ્યું. ૨૧ અને તેણે તેને કહ્યું,
કે તું શું માગે છે? તે તેને કહે છે, કે આ મારા બે દીકરા તારા રાજ્યમાં, એક
તારે જમણે હાથે ને બીજો તારે ડાબે હાથે બેસે, એવી આજ્ઞા તું કર. ૨૨ પણ
ઈસુએ તેઓને ઉત્તર દીધો, કે તમે જે માગો છો તે તમે સમજતાં નથી; જે પ્યાલું
હું પીવાનો છું તે તમે પીઈ શકો છો? તેઓ તેને કહે છે, અમે પીઈ શકીએ છીએ.
૨૩ તે તેઓને કહે છે, કે તમે મારું પ્યાલું પીશો ખરા, પણ જેઓને સારુ મારા બાપે
સિદ્ધ કરેલું છે તેઓના વગર બીજાઓને મારે જમણે હાથે ને ડાબે હાથે બેસવા દેવું
એ મારું નથી. ૨૪ અને દશે એ સાંભળ્યું ત્યારે તેઓ એ બન્ને ભાઈ પર ગુસ્સે થયા.

## ખરી મોટાઈ

૨૫ પણ ઈસુએ તેઓને પાસે તેડીને કહ્યું, કે તમે જાણો છો કે વિદેશીઓના
રાજાઓ તેઓ પર ધણીપણું કરે છે, ને જેઓ મોટા છે તેઓ તેઓના પર અધિકાર
ચલાવે છે. ૨૬ પણ તમારામાં એવું ન થાય; પણ તમારામાં જે કોઈ મોટો થવા
ચાહે, તે તમારો સેવક થાય; ૨૭ અને જે કોઈ તમારામાં મુખ્ય થવા ચાહે, તે
તમારો દાસ થાય; ૨૮ જેમ માણસનો દીકરો સેવા કરાવવાને નહિ, પણ સેવા
કરવાને, તથા ઘણા લોકની ખંડણીને સારૂ પોતાનો જીવ આપવાને આવ્યો છે તેમ.

## બે આંધળાનું દેખતા થવું

૨૯ અને તેઓ યરેખોમાંથી નીકળતા હતા, ત્યારે લોકોનો મોટો સમુદાય તેની
પાછળ ચાલતો હતો. ૩૦ અને જુઓ, બે આંધળા રસ્તાની કોરે બેઠેલા હતા,
અને ઈસુ પાસે થઈને જાય છે તે સાંભળીને તેઓએ બૂમ પાડી, કે ઓ પ્રભુ,
દાઊદના દીકરા, અમારા પર દયા કર. ૩૧ અને લોકે તેઓને ધમકાવીને કહ્યું, કે
છાના રહો; પણ તેઓએ વત્તી બૂમ પાડી કે ઓ પ્રભુ, દાઊદના દીકરા, અમારા
પર દયા કર. ૩૨ ત્યારે ઈસુએ ઊભા રહીને તેઓને તેડીને કહ્યું, કે હું તમારે વાસ્તે
શું કરૂં, એ વિષે તમારી શી ઇચ્છા છે? ૩૩ તેઓ તેને કહે છે, કે પ્રભુ, અમારી
આંખો ઊઘડી જાય. ૩૪ ત્યારે ઈસુને દયા આવી, ને તે તેઓની આંખોને અડક્યો
ને તરત તેઓ દેખતા થયા; અને તેઓ તેની પાછળ ચાલ્યા.

## યરૂશાલેમમાં વિજયવંત પ્રવેશ

૨૧ અને જ્યારે તેઓ યરૂશાલેમની નજીક આવ્યા, ને જૈતૂનના પહાડ પાસે
બેથફાગે સુધી પહોંચ્યા, ત્યારે ઈસુએ બે શિષ્યને મોકલીને ૨ કહ્યું, કે
તમે સામા ગામમાં જાઓ, ને તેમાં પેસતાં જ બાંધેલી એક ગધેડી તથા તેની જોડે
બચ્ચું દેખશો; તેઓને છોડીને મારી પાસે લાવો. ૩ અને જો કોઈ તમને કંઈ
કહે તો તમારે કહેવું, કે પ્રભુને તેઓનો ખપ છે, એટલે તે તેઓને લાગલો મોકલી
દેશે. ૪ હવે આ એ માટે થયું કે પ્રબોધકે જે કહ્યું હતું તે પૂરૂં થાય, કે

૫ સિયોનની દીકરીને એમ કહો, કે
જો, તારો રાજા તારી પાસે આવે છે,
તે નમ્ર છે, તથા ગધેડા પર, હા, બોલા પર,
એટલે ગધેડીના વછેરા પર, સવાર થઈને [આવે છે].

૬ ત્યારે શિષ્યોએ જઈને ઈસુએ તેઓને ફરમાવ્યું હતું તેમ કર્યું; ૭ અને તેઓ
ગધેડીને બચ્ચા સુદ્ધાં લાવ્યા, ને પોતાનાં લૂગડાં તેઓ પર નાખ્યાં; અને તે તેઓ પર
સવાર થયો. ૮ અને લોકોમાંના ઘણાખરાએ પોતાનાં લૂગડાં રસ્તામાં પાથર્યાં, ને
બીજાઓએ ઝાડો પરથી ડાળીઓ કાપીને રસ્તામાં પાથરી. ૯ અને આગળ ચાલનાર
તથા પાછળ આવનાર લોકે પોકાર્યું, કે દાઊદના દીકરાને હોસાન્ના, પ્રભુને નામે જે આવે
છે તે આશીર્વાદિત છે; પરમ ઊંચામાં હોસાન્ના. ૧૦ અને જ્યારે તે યરૂશાલેમમાં
આવ્યો ત્યારે તે આખા નગરે ખળભળી ઊઠીને કહ્યું, કે એ કોણ છે? ૧૧ ત્યારે લોકોએ

કહ્યું, કે ઈસુ પ્રબોધક, જે ગાલીલના નાઝારેથનો, તે એ છે.

## મંદિરનું શુદ્ધિકરણ

૧૨ પછી ઈસુ દેવના મંદિરમાં ગયો, ને મંદિરમાં જેઓ વેચતા તથા ખરીદતા હતા,
તે સર્વને તેણે કાઢી મૂક્યા; અને નાણાવટીઓના બાજટ, તથા કબૂતર વેચનારાઓનાં
આસનો તેણે ઉંધાં વાળ્યાં; ૧૩ અને તેણે તેઓને કહ્યું, કે મારૂં ઘર પ્રાર્થનાનું ઘર
કહેવાશે, એમ લખેલું છે; પણ તમે એને લૂંટારાઓનું કોતર કર્યું છે. ૧૪ અને
આંધળા તથા લંગડા તેની પાસે મંદિરમાં આવ્યા, ને તેણે તેઓને સાજા કર્યાં.
૧૫ પણ જે ચમત્કારો તેણે કર્યા, તથા જે છોકરાં મંદિરમાં મોટે ઘાંટે દાઊદના દીકરાને
હોસાના કહેતાં હતાં, તેઓને જ્યારે મુખ્ય યાજકોએ તથા શાસ્ત્રીઓએ દીઠાં, ત્યારે
તેઓ બહુ ગુસ્સે થયા. ૧૬ અને તેઓએ તેને કહ્યું, કે એઓ શું કહે છે, તે શું તું
સાંભળે છે? ત્યારે ઈસુ તેઓને કહે છે, કે હા, બાળકોનાં તથા ધાવણાંઓનાં મોંથી
તેં સ્તુતિ સંપૂર્ણ કરાવી છે, એ શું તમે કદી નથી વાંચ્યું? ૧૭ પછી તેઓને મૂકીને નગર
બહાર બેથાનીઆમાં જઈને તે ત્યાં ઉતર્યો.

## નિષ્ફળ અંજીરી

૧૮ હવે સવારે નગરમાં પાછો આવતાં તે ભૂખ્યો થયો. ૧૯ અને રસ્તાની કોરે
એક અંજીરીને જોઈને તે તેની પાસે ગયો, પણ તેના પર એકલાં પાતરાં વગર બીજું
કંઈ ન મળવાથી તેણે તેને કહ્યું, કે હવેથી તારા પર કદી ફળ ન લાગો; અને એકદમ
તે અંજીરી સુકાઈ ગઈ. ૨૦ અને એ જોઈને શિષ્યો અચરત થઈને બોલ્યા, કે અંજીરી
કેવી રીતે એકદમ સુકાઈ ગઈ? ૨૧ ત્યારે ઈસુએ તેઓને ઉત્તર દીધો, કે હું તમને
ખચીત કહું છું, જો તમને વિશ્વાસ હોય, ને તમે સંદેહ ન લાવો, તો આ અંજીરીને જે-
થયું તે તમે કરશો એટલું જ નહિ, પણ જો તમે આ પહાડને કહેશો, કે તું ઉચકાઈને
સમુદ્રમાં નખા, તો તેમજ થશે. ૨૨ અને જે કંઈ તમે વિશ્વાસ રાખીને પ્રાર્થનામાં
માગશો, તે સઘળું તમે પામશો.

## પ્રભુ ઈસુના અધિકાર વિષે પ્રશ્ન

૨૩ પછી મંદિરમાં આવીને તે બોધ કરતો હતો, એટલામાં મુખ્ય યાજકોએ તથા
લોકોના વડીલોએ તેની પાસે આવીને કહ્યું, કે તું ક્યા અધિકારથી એ કામો કરે છે?
અને એ અધિકાર તને કોણે આપ્યો? ૨૪ ત્યારે ઈસુએ તેઓને ઉત્તર દીધો, કે
હું પણ તમને એક સવાલ પૂછીશ, તેનો જવાબ જો તમે આપશો તો હું ક્યા
અધિકારથી એ કામો કરૂં છું, તે હું પણ તમને કહીશ. ૨૫ જે બાપ્તિસ્મા યોહાન
કરતો તે ક્યાંથી હતું? આકાશથી કે માણસોથી? ત્યારે તેઓએ માંહોમાંહે વિચાર
કરીને કહ્યું, જો આપણે કહીએ કે આકાશથી, તો તે આપણને કહેશે, કે ત્યારે તમે
તેના પર કેમ વિશ્વાસ કર્યો નહિ? ૨૬ અને જો આપણે કહીએ કે માણસોથી, તો
લોકોથી આપણે બીહીએ છીએ, કેમકે સહુ યોહાનને પ્રબોધક માને છે. ૨૭ પછી
તેઓએ ઈસુને ઉત્તર દીધો, કે અમે નથી જાણતા. તેણે પણ તેઓને કહ્યું, કે હું ક્યા
અધિકારથી એ કામો કરૂં છું તે હું પણ તમને નથી કહેતો.

## બે દીકરાઓનું દૃષ્ટાંત

૨૮ પણ તમે શું ધારો છો? એક જણને બે દીકરા હતા; ને તેણે પહેલાની
પાસે આવીને કહ્યું, કે દીકરા, તું આજ દ્રાક્ષાવાડીમાં જઈને કામ કર. ૨૯ ત્યારે તેણે
ઉત્તર દીધો કે હું નથી જવાનો; તો પણ પછીથી તે પસ્તાઈને ગયો. ૩૦ અને
બીજાની પાસે આવીને તેણે તેમજ કહ્યું ત્યારે તેણે ઉત્તર દીધો, સાહેબ, હું જાઉં છું,
તો પણ તે ગયો નહિ ૩૧ તો તે બન્નેમાંથી કોણે બાપની ઇચ્છા પ્રમાણે કર્યું? તેઓ
તેને કહે છે, કે પહેલાએ ઈસુ તેઓને કહે છે, કે હું તમને ખચીત કહું છું, કે
દાણીઓ તથા કસબણો તમારી અગાઉ દેવના રાજ્યમાં જાય છે ૩૨ કેમકે યોહાન
ન્યાયને માર્ગે તમારી પાસે આવ્યો, તો પણ તમે તેના ઉપર વિશ્વાસ નહિ કર્યો, પણ
દાણીઓએ તથા કસબણોએ તેના પર વિશ્વાસ કર્યો, અને એ જોયા પછી પણ તમે
પસ્તાવો કર્યો નહિ કે તમે તેના પર વિશ્વાસ કરો

## દ્રાક્ષાવાડીનું દૃષ્ટાંત

૩૩ એક બીજું દૃષ્ટાંત સાંભળો એક ઘરધણી હતો જેણે દ્રાક્ષાવાડી રોપી, ને
તેની આસપાસ વાડ કરી, ને તેમાં દ્રાક્ષાકુંડ ખોદ્યો, ને બુરજ બનાવ્યો, ને ખેડૂતોને
તે ઇજારે આપી, ને પરદેશ ગયો ૩૪ અને ફળની ઋતુ પાસે આવી ત્યારે તેણે ફળ
લેવા સારૂ પોતાના ચાકરોને તે ખેડૂતોની પાસે મોકલ્યા ૩૫ ત્યારે ખેડૂતોએ તેના
ચાકરોને પકડીને એકને માર્યો, ને બીજાને મારી નાખ્યો, ને ત્રીજાને પથ્થરે માર્યો
૩૬ વળી તેણે પહેલા કરતાં બીજા વધારે ચાકરોને મોકલ્યા, પણ તેઓએ તેઓને
તેમજ કર્યું ૩૭ પણ પાછળથી તેણે પોતાના દીકરાને તેઓની પાસે મોકલીને કહ્યું,
કે તેઓ મારા દીકરાની અદબ રાખશે ૩૮ પણ ખેડૂતોએ દીકરાને જોઈને માહોમાહે
કહ્યું, કે એ તો વારસ છે, ચાલો, આપણે એને મારી નાખીએ ને એનો વારસો લઈ
લઈએ ૩૯ ત્યારે તેઓએ તેને પકડ્યો, ને દ્રાક્ષાવાડીમાંથી બહાર કાઢીને તેને મારી
નાખ્યો ૪૦ એ માટે જ્યારે દ્રાક્ષાવાડીનો ધણી આવશે ત્યારે એ ખેડૂતોને તે શું
કરશે? ૪૧ તેઓ તેને કહે છે, કે તે દુષ્ટોનો તે પૂરો નાશ કરશે, અને એવા બીજા
ખેડૂતો કે જેઓ ઋતુએ તેને ફળ પહોંચાડે તેઓને દ્રાક્ષાવાડી તે ઇજારે આપશે
૪૨ ઈસુ તેઓને કહે છે, કે

જે પથ્થરનો નકાર ઘર બાંધનારાઓએ કર્યો,

તેજ ખૂણાનો મુખ્ય પથ્થર થયો

એ પ્રભુથી બન્યું, અને આપણી નજરમાં આશ્ચર્યકારક છે

એ શું તમે શાસ્ત્રમાં કદી નથી વાંચ્યું? ૪૩ એ માટે હું તમને કહું છું, કે દેવનું રાજ્ય
તમારી પાસેથી લઈ લેવાશે, ને જે પ્રજા તેનાં ફળ આપશે, તેઓને અપાશે ૪૪ અને
આ પથ્થર પર જે કોઈ પડશે, તેના કુકડેકુકડા થઈ જશે, પણ જેના પર તે પડશે,
તેનો ભૂકો તે કરી નાખશે ૪૫ અને મુખ્ય યાજકો તથા ફરોશીઓ તેનાં દૃષ્ટાંતો
સાંભળીને સમજ્યા કે તે અમારા સંબંધી બોલે છે ૪૬ અને તેઓએ તેને પકડવાની
કોશિશ કરી, પણ લોકોથી તેઓ બીધા, કેમકે લોકો તેને પ્રબોધક માનતા હતા

## લગ્નજમણનું દૃષ્ટાંત

૨૨ અને ઈસુએ ફરીથી તેઓને દૃષ્ટાંતમાં ઉત્તર દીધો, કે, ૨ આકાશનું રાજ્ય
એક રાજાના જેવું છે, જેણે પોતાના દીકરાના લગ્નનું જમણ કર્યું. ૩ અને
લગ્નમાં નહોતરેલાઓને તેડવા સારૂ તેણે પોતાના ચાકરોને મોકલ્યા, પણ તેઓએ
આવવા ચાહ્યું નહિ. ૪ ફરી તેણે બીજા ચાકરોને મોકલીને કહ્યું, કે નહોતરેલાઓને
કહો, જુઓ, મેં મારૂં જમણ તૈયાર કર્યું છે; મારા બળદ તથા પુષ્ટ જનાવરો
કાપ્યાં છે, ને સઘળાં વાનાં તૈયાર છે; લગ્નમાં આવો. ૫ પણ તેઓએ એ ગણકાર્યું
નહિ; અને તેઓ પોતપોતાને માર્ગે ચાલ્યા ગયા, કોઈ તેના ખેતરમાં, ને કોઈ
તેના વેપાર પર ગયો; ૬ અને બાકીનાઓએ તેના ચાકરોને પકડ્યા, ને
તેમનું અપમાન કરીને તેમને મારી નાખ્યા. ૭ એથી રાજા ગુસ્સે થયો, ને તેણે
પોતાનું લશ્કર મોકલીને તે ખૂનીઓનો નાશ કર્યો, ને તેઓનું નગર બાળી નાખ્યું.
૮ પછી તે પોતાના ચાકરોને કહે છે, કે લગ્નનું જમણ તૈયાર છે ખરૂં, પણ નહોતરેલા
યોગ્ય ન હતા. ૯ એ માટે તમે રસ્તાઓનાં નાકાં પર જાઓ, ને જેટલા તમને
મળે તેટલાને લગ્નમાં બોલાવો. ૧૦ અને તે ચાકરોએ બહાર રસ્તાઓમાં જઈને
ભલાભૂંડા જેટલા તેઓને મળ્યા તે સર્વને એકઠા કર્યા, એટલે મહેમાનોથી લગ્નની
ભરતી થઈ. ૧૧ અને મહેમાનોને જોવા સારૂ રાજા માંહે આવ્યો, ત્યારે તેણે ત્યાં
લગ્નનો પોષાક પહેર્યા વગરના એક જણને દીઠો. ૧૨ ત્યારે તે તેને કહે છે, કે
ઓ મિત્ર, તું લગ્નનો પોષાક પહેર્યા વિના અહીં કેમ આવ્યો? અને તે અણબોલ્યો
રહ્યો. ૧૩ ત્યારે રાજાએ ચાકરોને કહ્યું, કે એના હાથપગ બાંધીને એને બહારના
અંધકારમાં ફેંકી દો; ત્યાં રડવું ને દાંત પીસવું થશે. ૧૪ કેમકે તેડેલા ઘણા છે,
પણ પસંદ કરેલા થોડા [છે].

## કર આપવા વિષે પ્રશ્ન

૧૫ હવે તેને શી રીતે વાતમાં સપડાવીએ એ સંબંધી ફરોશીઓએ જઈને
મનસૂબો કર્યો. ૧૬ પછી તેઓએ પોતાના શિષ્યોને હેરોદીઓ સુદ્ધાં તેની પાસે
મોકલીને કહેવડાવ્યું, કે ઉપદેશક, અમે જાણીએ છીએ કે તું સાચો છે, ને સચ્ચાઈથી
દેવનો માર્ગ શીખવે છે, ને તું કોઈની દરકાર નથી કરતો, કેમકે માણસનું મોં તું નથી
રાખતો. ૧૭ માટે તું શું ધારે છે? કાઈસારને કર આપવો ઉચિત છે કે નહિ?
તે અમને કહે. ૧૮ પણ ઈસુએ તેઓની ભૂંડાઈ જાણીને કહ્યું, કે ઓ ઢોંગીઓ,
તમે મારૂં પરીક્ષણ કેમ કરો છો? ૧૯ કરનું નાણું મને દેખાડો. ત્યારે તેઓ
એક દીનાર તેની પાસે લાવ્યા. ૨૦ ત્યારે તે તેઓને કહે છે, કે આ સૂરત તથા લેખ
કોનાં છે? ૨૧ તેઓ તેને કહે છે, કે કાઈસારનાં. ત્યારે તે તેઓને કહે છે, કે જે
કાઈસારનાં તે કાઈસારને, તથા જે દેવનાં તે દેવને ભરી આપો. ૨૨ અને એ
સાંભળીને તેઓ અચરત થયા, ને તેને મૂકીને ચાલ્યા ગયા.

## પુનરુત્થાન વિષે પ્રશ્ન

૨૩ તેજ દહાડે સાદુકીઓ જેઓ કહે છે કે પુનરુત્થાન નથી, તેઓએ તેની

પાસે આવીને તેને પૂછ્યું, ૨૪ ઉપદેશક, મુસાએ કહ્યું છે, કે જો કોઈ નછોરવો મરી
જાય, તો તેનો ભાઈ તેની સ્ત્રીને પરણીને પોતાના ભાઈને સારૂ વંશ ઉપજાવે.
૨૫ તો અમારામાં સાત ભાઈ હતા, ને પહેલો પરણીને મરી ગયો. અને તે નછોરવો
હોઈને પોતાના ભાઈને સારૂ પોતાની સ્ત્રી મૂકી ગયો. ૨૬ તે પ્રમાણે બીજો તથા
ત્રીજો એમ સાતમા સુધી તેઓ મરી ગયા. ૨૭ અને સહુથી છેલ્લે તે સ્ત્રી પણ મરી
ગઈ. ૨૮ હવે પુનરુત્થાનમાં પેલા સાતમાંથી તે કોની સ્ત્રી થશે? કેમકે તે સહુની
થઈ હતી. ૨૯ ત્યારે ઈસુએ તેઓને ઉત્તર દીધો, કે ધર્મલેખો તથા દેવનું પરાક્રમ
નહિ જાણવાને લીધે તમે ભૂલ ખાઓ છો. ૩૦ કેમકે પુનરુત્થાનમાં તેઓ પરણતા
નથી, ને પરણાવતા નથી, પણ, આકાશમાંના દૂતો જેવા હોય છે. ૩૧ પણ
મૂએલાઓના પુનરુત્થાન સંબંધી, દેવે જે તમને કહ્યું તે શું તમે નથી વાંચ્યું,
૩૨ કે હું ઈબ્રાહીમનો દેવ તથા ઈસ્હાકનો દેવ તથા યાકૂબનો દેવ છું? તે
મૂએલાંઓનો દેવ નથી, પણ જીવતાંઓનો છે. ૩૩ ત્યારે લોકો એ સાંભળીને તેના
બોધથી અચરત થયા.

## સૌથી મોટી આજ્ઞા વિષે પ્રશ્ન

૩૪ પણ જ્યારે ફરોશીઓએ સાંભળ્યું કે તેણે સાદુકીઓનાં મોં બંધ કર્યાં ત્યારે
તેઓ એકઠા થયા. ૩૫ અને તેઓમાંથી એક પંડિતે તેનું પરીક્ષણ કરવા સારૂ તેને
પૂછ્યું, કે ૩૬ ઓ ઉપદેશક, નિયમશાસ્ત્રમાં સહુથી મોટી આજ્ઞા કયી છે? ૩૭ ત્યારે
તેણે તેને કહ્યું, કે પ્રભુ તારા દેવ પર તું તારા પૂરા હૃદયથી, ને તારા પૂરા જીવથી, ને
તારા પૂરા મનથી પ્રીતિ કર ૩૮ પહેલી ને મોટી આજ્ઞા એ છે. ૩૯ અને બીજી
આજ્ઞા એના જેવી જ છે, એટલે જેવી પોતા પર તેવી પોતાના પડોશી પર તું પ્રીતિ
કર. ૪૦ આ બે આજ્ઞા આખા નિયમશાસ્ત્ર તથા પ્રબોધકોનો પાયો છે.

## મસીહ વિષે પ્રશ્ન

૪૧ હવે ફરોશીઓ એકઠા મળેલા હતા, ત્યારે ઈસુએ તેઓને એવું પૂછ્યું, કે
૪૨ મસીહ સંબંધી તમે શું ધારો છો? તે કોનો દીકરો છે? તેઓ તેને કહે છે,
કે દાઊદનો. ૪૩ તે તેઓને કહે છે, તો આત્મા વડે દાઊદ તેને પ્રભુ કેમ કહે છે?
૪૪ [જેમકે,]

પ્રભુએ મારા પ્રભુને કહ્યું, કે
તારા શત્રુઓને હું તારૂં પાયાસન કરૂં
ત્યાં સુધી તું મારે જમણે હાથે બેસ.

૪૫ હવે જો દાઊદ તેને પ્રભુ કહે છે, તો તે શી રીતે તેનો દીકરો કહેવાય? ૪૬ અને
એક પણ શબ્દનો ઉત્તર કોઈ તેને આપી શક્યો નહિ, તેમજ તે દહાડેથી તેને કંઈ
પૂછવાને કોઈએ છાતી ચલાવી નહિ.

## શાસ્ત્રીઓ તથા ફરોશીઓને અફસોસ

૨૩ ત્યાર પછી ઈસુએ લોકોને તથા પોતાના શિષ્યોને કહ્યું, કે ૨ શાસ્ત્રીઓ
તથા ફરોશીઓ મુસાના આસન પર બેસે છે; ૩ માટે જે કંઈ તેઓ

તમને ફરમાવે, તે કરો તથા પાળો; પણ તેઓનાં કામ પ્રમાણે ન કરો, કેમકે
તેઓ કહે છે ખરા, પણ કરતા નથી. ૪કેમકે ભારે અને ઊંચકતાં મહા મુસીબત
પડે એવા બોજા તેઓ માણસોની ખાંધો પર ચઢાવે છે, પણ તેઓ પોતે
પોતાની એક આંગળી પણ તેને લગાડવા ચહાતા નથી. ૫અને લોકો તેઓને
જુએ એવા હેતુથી તેઓ પોતાનાં સઘળાં કામ કરે છે; તેઓ પોતાનાં સ્મરણપત્રોને
પહોળાં બનાવે છે, ને પોતાનાં લૂગડાંની કોર વધારે છે. ૬વળી જમણવારોમાં
મુખ્ય જગાઓ, તથા સભાસ્થાનોમાં મુખ્ય આસનો, ૭તથા ચૌટાંઓમાં સલામો,
તથા માણસ તેઓને રાબ્બી કહે, એવું તેઓ ચાહે છે. ૮પણ તમે રાબ્બી ન
કહેવાઓ; કેમકે એક જ તમારો ગુરુ છે, ને તમે સઘળા ભાઈઓ છો. ૯અને
પૃથ્વી પર તમે કોઈને તમારો બાપ ન કહો, કેમકે એક જે આકાશમાં છે, તે તમારો
બાપ છે. ૧૦અને તમે સ્વામી ન કહેવાઓ, કેમકે એક, જે ખ્રિસ્ત, તે તમારો
સ્વામી છે. ૧૧પણ તમારામાં જે મોટો છે તે તમારો સેવક થાય. ૧૨અને જે
કોઈ પોતાને ઊંચો કરશે, તે નીચો કરાશે; અને જે કોઈ પોતાને નીચો કરશે, તે
ઊંચો કરાશે.

૧૩અને, ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ છે! કેમકે
લોકોની સામે તમે આકાશનું રાજ્ય બંધ કરો છો; કેમકે તેમાં તમે પોતે પેસતા નથી,
ને જેઓ પેસવા ચાહે છે તેઓને તમે પેસવા દેતા નથી. [[૧૪ઓ શાસ્ત્રીઓ તથા
ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ છે! કેમકે વિધવાઓનાં ઘર તમે ખાઈ જાઓ
છો, ને ઢોંગથી લાંબી પ્રાર્થનાઓ કરો છો, તે સારૂ તમે વત્તો દંડ ભોગવશો.]]

૧૫ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ છે! કેમકે એક
શિષ્ય કરવા સારૂ તમે સમુદ્ર તથા પૃથ્વી ફરી વળો છો; અને તે થાય છે ત્યારે તમે
તેને પોતા કરતાં બમણો નરકનો દીકરો બનાવો છો.

૧૬ઓ આંધળા દોરનારાઓ, તમને અફસોસ છે! તમે કહો છો, કે જો કોઈ
મંદિરના સમ ખાય, તો તેમાં કંઈ નહિ; પણ જો કોઈ મંદિરના સોનાના સમ ખાય
તો તેથી તે બંધાએલો છે. ૧૭ઓ મૂર્ખો તથા આંધળાઓ, વિશેષ મોટું તે કયું?
સોનું કે સોનાને પવિત્ર કરનારૂં મંદિર? ૧૮અને, જો કોઈ હોમવેદીના સમ ખાય
તો તેમાં કંઈ નહિ; પણ જો કોઈ તે પરના અર્પણના સમ ખાય તો તેથી તે
બંધાએલો છે. ૧૯ઓ આંધળાઓ, વિશેષ મોટું તે કયું? અર્પણ કે અર્પણને
પવિત્ર કરનારી હોમવેદી? ૨૦એ માટે જે કોઈ હોમવેદીના સમ ખાય છે, તે તેના
તથા જે સઘળાં તેના પર છે તેના પણ સમ ખાય છે. ૨૧અને જે કોઈ મંદિરના
સમ ખાય છે, તે તેના તથા તેમાં જે છે તેના પણ સમ ખાય છે. ૨૨અને
આકાશના સમ જે ખાય છે, તે દેવના આસનના તથા તે પર બિરાજનારના પણ સમ
ખાય છે.

૨૩ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ છે! કેમકે ફુદીનાનો
તથા સુવાનો તથા જીરાનો દશમો ભાગ તમે આપો છો; પણ નિયમશાસ્ત્રની મોટી

વાતો, એટલે ન્યાયકરણ તથા દયા તથા વિશ્વાસ, તે તમે પડતા મૂક્યા છે; તમારે
આ કરવાં, ને એ પડતાં મૂકવાં જોઈતાં ન હતાં ૨૪ ઓ આંધળા દોરનારાઓ, તમે
મચ્છરને ગાળી કાઢો છો, પણ ઊંટને ગળી જાઓ છો

૨૫ ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ છે! કેમકે તમે
થાળીવાટકો બહારથી સાફ કરો છો, પણ તેમની માંહે જુલમ તથા અન્યાય ભરેલા
છે ૨૬ ઓ આંધળા ફરોશી, તું પહેલાં થાળીવાટકો માંહેથી સાફ કર, કે તે
બહારથી પણ સાફ થઈ જાય

૨૭ ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ છે! કેમકે
તમે ધોળેલી કબરના જેવા છો, જે બહારથી શોભાયમાન દેખાય છે ખરી, પણ
માંહે મુડદાંનાં હાડકાંએ તથા હરેક અશુદ્ધપણાએ ભરેલી છે ૨૮ તેમ તમે પણ
માણસોની આગળ બહારથી ન્યાયી દેખાઓ છો ખરા, પણ માંહે ઢોંગે તથા ભૂંડાઈએ
ભરેલા છો

૨૯ ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ છે! કેમકે તમે
પ્રબોધકોની કબરો બાંધો છો, ને ન્યાયીઓની કબરો શણગારો છો, ૩૦ અને
કહો છો, કે જો અમે અમારા બાપદાદાઓના દિવસોમાં હોત, તો તેઓની સાથે
પ્રબોધકોના ખૂનમાં અમે ભાગિયા ન થાત ૩૧ એથી તમે પોતા સંબંધી સાક્ષી
આપો છો કે પ્રબોધકોને મારી નાખનારાઓના દીકરા તમે જ છો ૩૨ તો તમારા
બાપદાદાઓનું માપ ભરી દો ૩૩ ઓ સર્પો, સાપોના વંશ, નરકના દંડથી તમે
કેવી રીતે બચશો? ૩૪ એ માટે, જુઓ, પ્રબોધકોને તથા જ્ઞાનીઓને તથા શાસ્ત્રીઓને
હું તમારી પાસે મોકલું છું, ને તમે તેઓમાંના કેટલાએકને મારી નાખશો, ને
વધસ્તંભે જડશો, ને તેઓમાંના કેટલાએકને તમારાં સભાસ્થાનોમાં કોરડા મારશો, ને
નગરેનગર તેઓની પૂઠે લાગશો, ૩૫ કે ન્યાયી હાબેલના લોહીથી તે બારખીઆના
દીકરા ઝખરીઆ, જેને મંદિરની તથા હોમવેદીની વચ્ચે તમે મારી નાખ્યો, તેના
લોહી સુધી જે બધા ન્યાયીઓનું લોહી પૃથ્વી પર વહેવડાવવામાં આવ્યું છે, તે
તમારા પર આવે ૩૬ હું તમને ખચીત કહું છું કે એ બધું આ પેઢી ઉપર આવશે

### યરૂશાલેમના નાશ વિષે પ્રભુ ઈસુનો વિલાપ

૩૭ ઓ યરૂશાલેમ, ઓ યરૂશાલેમ, પ્રબોધકોને મારી નાખનાર, ને તારી પાસે
મોકલેલાઓને પથ્થરે મારનાર! જેમ મરઘી પોતાનાં બચ્ચાંને પાંખો તળે એકઠાં કરે
છે, તેમ તારાં છોકરાંને એકઠાં કરવાનું મેં કેટલી વાર ચાહ્યું, પણ તમે ચાહ્યું નહિ?
૩૮ જુઓ, તમારે સારૂ તમારૂં ઘર ઉજ્જડ મૂકાયું છે ૩૯ કેમકે હું તમને કહું છું કે
જ્યાં સુધી તમે એમ નહિ કહો કે પ્રભુને નામે જે આવે છે તે આશીર્વાદિત છે, ત્યાં
સુધી હવેથી તમે મને નહિ જ દેખશો

### મંદિરના નાશ તથા જગતના અંત વિષે આગાહી

૨૪ અને ઈસુ મંદિરમાંથી નીકળીને માર્ગે ચાલતો હતો, ત્યારે તેના શિષ્યો
તેને મંદિરનાં બાંધકામો દેખાડવાને તેની પાસે આવ્યા ૨ ત્યારે તેણે

તેઓને ઉત્તર દીધો, કે શું તમે એ બધાં નથી દેખતા? હું તમને ખચીત કહું છું,
કે પાડી નહિ નંખાય, એવો એક પણ પથ્થર બીજા ઉપર અહીં રહેવા દેવાશે નહિ.

૩ પછી જૈતુનના પહાડ પર તે બેઠો હતો, તેવામાં તેના શિષ્યોએ એકાંતમાં
તેની પાસે આવીને કહ્યું, કે એ બધું ક્યારે થશે? અને તારા આવવાની તથા
જગતના અંતની શી નિશાની થશે? તે અમને કહે. ૪ ત્યારે ઈસુએ તેઓને ઉત્તર
દીધો કે સાવધાન રહો, કે તમને કોઈ ભુલાવે નહિ. ૫ કેમકે હું તો ખ્રિસ્ત છું, એમ
કહેતા ઘણા મારે નામે આવશે, ને તેઓ ઘણાને ભુલાવશે. ૬ અને લડાઈઓ તથા
લડાઈઓની અફવા તમારા સાંભળવામાં આવશે; પણ જોજો, ગભરાતા ના, કેમકે એ
બધું થવાની અગત્ય છે, પણ તેટલેથી અંત નહિ આવે. ૭ કેમકે પ્રજા પ્રજાની વિરુદ્ધ,
તથા રાજ્ય રાજ્યની વિરુદ્ધ ઊઠશે, દુકાળો તથા મરકીઓ તથા ઠેકાણે ઠેકાણે
ધરતીકંપ થશે. ૮ પણ એ બધાં તો દુ:ખોનો આરંભ જ છે. ૯ ત્યારે તેઓ તમને
વિપત્તિમાં નાખશે, ને તમને મારી નાખશે, ને મારા નામને લીધે સર્વ પ્રજાઓ તમારો
દ્વેષ કરશે. ૧૦ અને તે વેળાએ ઘણા ઠોકર ખાશે, ને એકબીજાને પરસ્વાધીન
કરાવશે, ને એકબીજા પર વેર રાખશે. ૧૧ અને જૂઠા પ્રબોધકો ઘણા ઊઠશે, ને
ઘણાને ભુલાવશે, ૧૨ અને અન્યાય વધી જવાના કારણથી ઘણાખરાનો પ્રેમ ઠંડો
થઈ જશે. ૧૩ પણ અંત સુધી જે કોઈ ટકશે તેજ તારણ પામશે. ૧૪ અને સર્વ
પ્રજાઓને સાક્ષીરૂપ થવા સારુ રાજ્યની આ સુવાર્તા આખા જગતમાં પ્રગટ કરાશે;
અને ત્યારે જ અંત આવશે.

૧૫ એ માટે ઉજ્જડની અમંગળપણા[ની નિશાની] જે સંબંધી દાનીયેલ પ્રબોધકે
કહેલું છે, તેને જ્યારે તમે પવિત્ર જગાએ ઊભેલી જુઓ (જે વાંચે તે સમજે),
૧૬ ત્યારે જેઓ યહુદાહમાં હોય તેઓ પહાડો પર નાસી જાય; ૧૭ ધાબા પર જે
હોય તે પોતાના ઘરમાંનો સામાન લેવાને ન ઊતરે; ૧૮ અને ખેતરમાં જે હોય તે
પોતાનું લૂગડું લેવાને પાછો ન ફરે. ૧૯ અને તે દિવસોમાં જેઓ ગર્ભવતી હોય,
તથા જેઓ ધવડાવતી હોય, તેઓને અફસોસ છે. ૨૦ પણ તમારું નાસવું શિયાળામાં
કે વિશ્રામવારે ન થાય, તે માટે તમે પ્રાર્થના કરો. ૨૧ કેમકે તે વેળા એવી મોટી
વિપત્તિ આવી પડશે કે તેના જેવી જગતના આરંભથી તે હમણાં સુધી થઈ નથી, ને
કદી થશે પણ નહિ. ૨૨ અને જો તે દહાડા ઓછા કરવામાં ન આવત તો કોઈ પણ
માણસ બચી ન શકત; પણ પસંદ કરેલાઓની ખાતર તે દહાડા ઓછા કરાશે.
૨૩ ત્યારે જો કોઈ તમને કહે, કે જુઓ, ખ્રિસ્ત અહીં અથવા ત્યાં છે, તો તમે માનતા
ના; ૨૪ કેમકે જૂઠા ખ્રિસ્ત તથા જૂઠા પ્રબોધકો ઊઠશે, ને એવા મોટા ચમત્કાર
તથા અદ્ભુત કૃત્યો કરી દેખાડશે કે જો બની શકે તો પસંદ કરેલાઓને પણ તેઓ
ભુલાવશે. ૨૫ જુઓ, મેં અગાઉથી તમને કહ્યું છે. ૨૬ એ માટે જો તેઓ તમને કહે,
કે જુઓ, તે રાનમાં છે, તો બહાર ન જતા; જુઓ, તે ઓરડીઓમાં છે, તો ન
માનતા. ૨૭ કેમકે જેમ વીજળી પૂર્વથી નીકળીને પશ્ચિમ સુધી ચમકે છે, તેમજ
માણસના દીકરાનું આવવું થશે. ૨૮ જ્યાં મુડદું હોય, ત્યાં ગીધો એકઠાં થશે.

૨૯ અને તે દહાડાઓની વિપત્તિ પછી, સૂરજ તરત અંધકારરૂપ થઈ જશે, ને
ચંદ્ર પોતાનું અજવાળું નહિ આપે, ને આકાશથી તારા ખરશે, ને આકાશનાં પરાક્રમો
હલાવાશે. ૩૦ અને ત્યારે માણસના દીકરાની નિશાની આકાશમાં દેખાશે, ને ત્યારે
પૃથ્વી પરનાં સઘળાં કુળો શોક કરશે; અને માણસના દીકરાને પરાક્રમ તથા મોટા
મહિમાસહિત તેઓ આકાશના મેઘ પર આવતો દેખશે. ૩૧ અને રણશિંગડાના
મોટા અવાજસહિત તે પોતાના દૂતોને મોકલશે, ને તેઓ ચારે દિશામાંથી, આકાશના
એક છેડાથી તે બીજા છેડા સુધી, તેના પસંદ કરેલાઓને એકઠા કરશે.

## જાગૃત રહેવાની જરૂર

૩૨ હવે અંજીરી પરથી તેનું દૃષ્ટાંત શીખો. જ્યારે તેની ડાળી કુમળી થઈ હોય
છે, ને પાંદડાં ફૂટવા માંડે છે, ત્યારે તમે જાણો છો કે ઉનાળો પાસે આવ્યો છે.
૩૩ એમજ જ્યારે તમે પણ તે બધાં થતાં જુઓ, ત્યારે તમારે જાણવું કે તે પાસે
એટલે બારણા આગળ જ છે. ૩૪ હું તમને ખચીત કહું છું, કે એ બધાં પૂરાં નહિ થશે
ત્યાં સુધી આ પેઢી ગુજરી નહિ જશે. ૩૫ આકાશ તથા પૃથ્વી જતાં રહેશે, પણ મારી
વાતો જતી રહેશે નહિ. ૩૬ પણ તે દહાડા તથા તે ઘડી સંબંધી બાપ વગર કોઈ પણ
જાણતો નથી, આકાશના દૂતો નહિ તેમજ દીકરો પણ નહિ. ૩૭ અને જેમ નુહના
સમયમાં થયું, તેમજ માણસના દીકરાનું આવવું પણ થશે. ૩૮ કેમકે જેમ જળપ્રલયની
અગાઉ નુહ વહાણમાં ચઢી બેઠો ત્યાં સુધી તેઓ ખાતાપીતા, ને પરણતાપરણાવતા
હતા; ૩૯ અને જળપ્રલય આવીને સહુને તાણી લઈ ગયો ત્યાં સુધી તેઓ ન
સમજ્યા, તેમજ માણસના દીકરાનું આવવું પણ થશે. ૪૦ તે વખતે ખેતરમાં બે
માણસ હશે; એક લેવાશે ને બીજો પડતો મુકાશે. ૪૧ બે સ્ત્રીઓ ઘંટીએ દળતી
હશે; એક લેવાશે ને બીજી પડતી મુકાશે. ૪૨ માટે જાગતા રહો, કેમકે તમે જાણતા
નથી કે કયે દિવસે તમારો પ્રભુ આવશે.

## સારા તથા ભૂંડા ચાકરોનું દૃષ્ટાંત

૪૩ પણ એ જાણો કે ચોર કયે પહોરે આવશે એ જો ઘરધણી જાણતો હોત, તો
તે જાગતો રહેત, ને પોતાના ઘરમાં તેને ખાતર પાડવા ન દેત. ૪૪ એ માટે તમે
પણ તૈયાર રહો; કેમકે જે ઘડીએ તમે ધારતા નથી તેજ ઘડીએ માણસનો દીકરો
આવશે. ૪૫ તો જે ચાકરને તેના ધણીએ પોતાના ઘરનાંને વખતસર ખાવાનું
આપવા સારુ પોતાના ઘરનો કારભારી ઠરાવ્યો છે, તેવો વિશ્વાસુ તથા બુદ્ધિમાન
ચાકર કોણ છે? ૪૬ જે ચાકરને તેનો ધણી આવીને એમ કરતો દેખે, તેને ધન્ય છે.
૪૭ હું તમને ખચીત કહું છું, કે તે તેને પોતાની બધી સંપત્તિનો કારભારી ઠરાવશે.
૪૮ પણ જો કોઈ ભૂંડો ચાકર પોતાના મનમાં કહે, કે મારા ધણીને આવતાં વાર છે;
૪૯ અને બીજા ચાકરોને તે મારવા તથા છાકટાઓની સાથે ખાવાપીવા લાગે;
૫૦ તો જે દહાડે તે તેની વાટ જોતો નથી, ને જે ઘડી તે જાણતો નથી, તેવે વખતે
તે ચાકરનો ધણી આવશે. ૫૧ ને તે તેને કાપી નાખશે, ને તેનો ભાગ ઢોંગીઓની
સાથે ઠરાવશે; ત્યાં રડવું ને દાંત પીસવું થશે.

## દશ કુમારિકાઓનું દૃષ્ટાંત

૨૫ તો આકાશના રાજ્યને દશ કુમારિકાઓની ઉપમા અપાશે, કે જેઓ પોત-
પોતાની મશાલો લઈને વરને મળવા સારૂ બહાર નીકળી. ૨ અને તેઓમાંની
પાંચ મૂર્ખ હતી ને પાંચ બુદ્ધિમાન હતી. ૩ કેમકે મૂર્ખીઓએ પોતાની મશાલો લીધી
ખરી, પણ તેઓએ સાથે તેલ લીધું નહિ. ૪ પણ બુદ્ધિવંતીઓએ પોતાની મશાલો
સાથે પોતાની કુપ્પીમાં તેલ લીધું. ૫ અને વરને આવતાં વાર લાગી એટલામાં તેઓ
સર્વ ઝોકાં ખાઈને ઉંઘી ગઈ. ૬ અને મધરાતે બૂમ પડી, કે જુઓ, વર આવ્યો!
તેને મળવાને નીકળો. ૭ ત્યારે તે સર્વ કુમારિકાઓએ ઉઠીને પોતપોતાની મશાલો
તૈયાર કરી. ૮ અને મૂર્ખીઓએ બુદ્ધિવંતીઓને કહ્યું, કે તમારા તેલમાંથી અમને
આપો, કેમકે અમારી મશાલો હોલવાઈ જાય છે. ૯ પણ બુદ્ધિવંતીઓએ ઉત્તર દીધો,
કે કદાચ અમને તથા તમને પૂરૂં નહિ પડે, માટે તમે વેચનારાઓની પાસે જઈને
પોતપોતાને સારૂ વેચાતું લો. ૧૦ અને તેઓ વેચાતું લેવા ગઈ એટલામાં વર આવી
પહોંચ્યો, ને જેઓ તૈયાર હતી તેઓ તેની જોડે લગ્નજમણમાં ગઈ; અને બારણું
બંધ કરવામાં આવ્યું. ૧૧ પછી તે બીજી કુમારિકાઓએ આવીને કહ્યું, કે ઓ
સ્વામી, સ્વામી, અમારે સારૂ ઉઘાડ. ૧૨ પણ તેણે ઉત્તર દીધો, હું તમને ખચીત
કહું છું કે હું તમને ઓળખતો નથી. ૧૩ માટે તમે જાગતા રહો, કેમકે તે દહાડો
અથવા તે ઘડી તમે જાણતા નથી.

## તાલંતનું દૃષ્ટાંત

૧૪ કેમકે [તેનું આવવું] એક માણસના જેવું છે, જેણે પરદેશ જતી વખતે
પોતાના ચાકરોને બોલાવીને પોતાની સંપત્તિ તેઓને સોંપી. ૧૫ એકને તેણે પાંચ
તાલંત, ને બીજાને બે, ને ત્રીજાને એક, એમ હરેકને પોતપોતાની શક્તિ પ્રમાણે
આપ્યું; અને તે પરદેશ ગયો. ૧૬ પછી જેને પાંચ તાલંત મળ્યા હતા, તે તરત
જઈને વેપાર કરીને તે વડે બીજા પાંચ તાલંત કમાયો. ૧૭ તેમજ જેને બે, તે પણ
બીજા બે કમાયો. ૧૮ પણ જેને એક તાલંત મળ્યો હતો તેણે જઈને જમીનમાં
ખોદીને પોતાના ધણીનું નાણું દાટી મૂક્યું. ૧૯ અને લાંબી મુદ્દત પછી તે ચાકરોનો
ધણી આવે છે, ને તેઓ પાસેથી હિસાબ લે છે. ૨૦ ત્યારે જેને પાંચ તાલંત મળ્યા
હતા તે બીજા પાંચ તાલંત પણ લેતો આવ્યો, ને કહ્યું, કે પ્રભુ, તેં મને પાંચ તાલંત
સોંપ્યા હતા; જો, હું તે ઉપરાંત બીજા પાંચ તાલંત કમાયો છું. ૨૧ ત્યારે તેના
પ્રભુએ તેને કહ્યું, કે શાબાશ, સારા તથા વિશ્વાસુ ચાકર, તું થોડામાં વિશ્વાસુ માલૂમ
પડયો છે; હું તને ઘણા પર ઠરાવીશ: તું તારા પ્રભુના આનંદમાં પેસ. ૨૨ અને જેને
બે તાલંત મળ્યા હતા, તેણે પણ પાસે આવીને કહ્યું, કે પ્રભુ, તેં મને બે તાલંત
સોંપ્યા હતા, જો હું તે ઉપરાંત બીજા બે તાલંત કમાયો છું. ૨૩ તેના પ્રભુએ
તેને કહ્યું, કે શાબાશ, સારા તથા વિશ્વાસુ ચાકર, તું થોડામાં વિશ્વાસુ માલૂમ પડયો
છે; હું તને ઘણા પર ઠરાવીશ: તું તારા પ્રભુના આનંદમાં પેસ. ૨૪ પછી જેને
એક તાલંત મળ્યો હતો, તેણે પણ પાસે આવીને કહ્યું, કે પ્રભુ, જ્યાં તેં નથી વાવ્યું

ત્યાથી તું કાપનાર ને જ્યા તેં નથી વેર્યું ત્યાથી તું એકઠુ કરનાર છે, એવો કરડો
માણસ મેં તને જાણ્યો ૨૫ માટે હુ બીનો, ને જઈને તારો તાલન્ત મેં ભોયમા દાટી
મૂક્યો, જો તને તારૂ પહોચ્યુ છે ૨૬ અને તેના પ્રભુએ તેને ઉત્તર દીધો કે અરે
ભૂંડા તથા આળસુ ચાકર જ્યા મેં નથી વાવ્યુ ત્યાથી હુ કાપુ છું ને જ્યા મેં નથી
વેર્યું ત્યાથી હુ એકઠુ કરૂ છું એમ તું જાણતો હતો, ૨૭ તો તારે મારૂ નાણુ
શાહુકારોને સોંપવું જોઈતુ હતું કે હુ આવતુ ત્યારે મને વ્યાજ સુદ્ધા મારૂ મળત
૨૮ એ માટે એની પાસેથી તાલન્ત લઈને જેની પાસે દશ તાલન્ત છે તેને તે આપો
૨૯ કેમકે જેની પાસે છે તે દરેકને અપાશે ને તેને ઘણુ થશે, પણ જેની પાસે નથી,
તેની પાસે જે છે તે પણ તેની પાસેથી લઈ લેવામા આવશે ૩૦ અને તે નકામા
ચાકરને બહારના અંધકારમા કાઢી મૂકો, ત્યા રડવુ ને દાંત પીસવુ થશે

## ન્યાયનો દિવસ

૩૧ પણ જ્યારે માણસનો દીકરો પોતાના મહિમામા સર્વ પવિત્ર દૂતો સુદ્ધા
આવશે ત્યા તે પોતાના મહિમાના રાજ્યાસન પર બેસશે ૩૨ અને સર્વ દેશજાતિઓ
તેની આગળ એકઠી કરાશે, અને જેમ ઘેટાપાળક ઘેટાંને બકરાંથી જુદા પાડે છે,
તેમ તે તેઓને એકબીજાથી જુદાં પાડશે ૩૩ અને ઘેટાંને તે પોતાને જમણે હાથે,
પણ બકરાંને ડાબે હાથે રાખશે ૩૪ ત્યારે રાજા પોતાની જમણી તરફનાઓને
કહેશે કે મારા બાપના આશીર્વાદિતો આવો જે રાજ્ય જગતનો પાયો નાખ્યા
અગાઉ તમારે વાસ્તે તૈયાર કરેલુ છે તેનો વારસો લો, ૩૫ કેમકે હુ ભૂખ્યો હતો
ત્યારે તમે મને ખવડાવ્યુ, હુ તરસ્યો હતો ત્યારે તમે મને [પાણી] પાયુ,
હુ પારકો હતો ત્યારે તમે મને પરોણો રાખ્યો, ૩૬ હુ નાગો હતો ત્યારે
તમે મને વસ્ત્ર પહેરાવ્યા, હુ માંદો હતો ત્યારે તમે મને જોવા આવ્યા, હુ
કેદમા હતો ત્યારે તમે મારી ખબર લીધી ૩૭ ત્યારે ન્યાયીઓ તેને ઉત્તર
દેશે કે પ્રભુ ક્યારે અમે તને ભૂખ્યો દેખીને ખવડાવ્યુ અથવા તરસ્યો દેખીને
[પાણી] પાયુ? ૩૮ અને ક્યારે અમે તને પારકો દેખીને પરોણો રાખ્યો અથવા
નાગો દેખીને વસ્ત્ર પહેરાવ્યા? ૩૯ અને ક્યારે અમે તને માંદો અથવા કેદમા જોઈને
તારી ખબર લીધી? ૪૦ ત્યારે રાજા તેઓને ઉત્તર દેશે હુ તમને ખચીત કહુ છું કે
આ મારા ભાઈઓમાના બહુ નાનાઓમાથી એકને તમે તે કર્યુ એટલે તે મને કર્યું
૪૧ પછી ડાબી તરફના ઓને પણ તે કહેશે કે ઓ શાપિતો જે સાર્વકાલિક અગ્નિ
શેતાન તથા તેના દૂતોને સારૂ તૈયાર કરેલો છે તેમા તમે મારી આગળથી જાઓ
૪૨ કેમકે હુ ભૂખ્યો હતો પણ તમે મને ખવડાવ્યુ નહિ, હુ તરસ્યો હતો પણ તમે
મને [પાણી] પાયુ નહિ, ૪૩ હુ પારકો હતો પણ તમે મને પરોણો રાખ્યો
નહિ, નાગો હતો પણ તમે મને વસ્ત્ર પહેરાવ્યા નહિ, માંદો તથા કેદમા હતો પણ
તમે મારી ખબર લીધી નહિ. ૪૪ ત્યારે તેઓ પણ તેને ઉત્તર દેશે કે પ્રભુ, ક્યારે
અમે તને ભૂખ્યો, કે તરસ્યો કે પારકો કે નાગો કે માંદો, કે કેદમા દેખીને તારી સેવા
નહિ કરી? ૪૫ ત્યારે તે તેઓને ઉત્તર દેશે હુ તમને ખચીત કહુ છું, કે આ બહુ

નાનાઓમાંથી એકને તમે તે કર્યું નહિ, એટલે તે મને કર્યું નહિ. ૪૬ અને તેઓ
સાર્વકાલિક શાસનમાં જશે, પણ ન્યાયીઓ સાર્વકાલિક જીવનમાં [જશે].

### પ્રભુ ઈસુને મારી નાખવાનું કાવતરું

૨૬ અને ઈસુએ એ સર્વ વાતો પૂરી કરી ત્યારે એમ થયું કે તેણે પોતાના
શિષ્યોને કહ્યું, ૨ તમે જાણો છો કે બે દહાડા પછી પાસ્ખા પર્વ છે;
અને માણસનો દીકરો વધસ્તંભે જડાવા સારૂ પરસ્વાધીન કરાય છે. ૩ ત્યારે મુખ્ય
યાજકો તથા લોકોના વડીલો કાયાફા નામે પ્રમુખ યાજકની કચેરીમાં એકઠા થયા;
૪ અને ઈસુને કપટથી પકડીને મારી નાખવા માટે તેઓએ મનસૂબો કર્યો.
૫ પણ તેઓએ કહ્યું, કે પર્વમાં નહિ, રખેને લોકોમાં ગડબડ થાય.

### બેથાનીઆમાં પ્રભુ ઈસુનો અભિષેક

૬ અને ઈસુ બેથાનીઆમાં સીમોન કોઢિયાના ઘરમાં હતો, ૭ ત્યારે અતિ
મૂલ્યવાન અત્તરની સંગેમરમરની ડબ્બી લઈને એક સ્ત્રી તેની પાસે આવી, ને તે
જમવા બેઠો હતો ત્યારે તેના માથા પર તેણે તે રેડ્યું. ૮ પણ તેના શિષ્યોએ તે દીઠું
ત્યારે તેઓએ ગુસ્સે થઈને કહ્યું, કે એ નુકસાન શા માટે? ૯ કેમકે એ અત્તર ઘણે
મૂલ્યે વેચાત, ને દરિદ્રીઓને અપાત. ૧૦ ત્યારે ઈસુએ એ જાણીને તેઓને કહ્યું,
કે એ સ્ત્રીને તમે કેમ સતાવો છો? કેમકે એણે તો મારા પ્રત્યે ઉત્તમ કામ કર્યું છે.
૧૧ કેમકે દરિદ્રીઓ સદા તમારી સાથે છે, પણ હું સદા તમારી સાથે નથી.
૧૨ તેણે એ અત્તર મારા શરીર પર રેડ્યું એ તો મારા દટાવાની તૈયારીને સારૂ તેણે કર્યું.
૧૩ હું તમને ખચીત કહું છું, કે આખા જગતમાં જ્યાં કહીં આ સુવાર્તા પ્રસિદ્ધ કરાશે
ત્યાં એણે જે કર્યું છે તે પણ એની યાદગીરીને અર્થે કહેવામાં આવશે.

### યહુદાનો વિશ્વાસઘાત

૧૪ ત્યારે યહુદા ઈસ્કારીઓત નામે તે બારમાંના એકે મુખ્ય યાજકોની પાસે
જઈને ૧૫ કહ્યું, કે હું તેને તમારે સ્વાધીન કરૂં તો તમે મને શું આપવા રાજી છો?
અને તેઓએ તેને ત્રીસ રૂપિયા તોળી આપ્યા. ૧૬ અને ત્યારથી તેણે તેને
પરસ્વાધીન કરવાનો લાગ શોધ્યા કર્યો.

### છેલ્લું ભોજન

૧૭ અને બેખમીર રોટલીના [પર્વને] પહેલે દહાડે શિષ્યોએ ઈસુની પાસે
આવીને કહ્યું, કે તારે વાસ્તે પાસ્ખા ખાવાની અમે ક્યાં તૈયારી કરીએ? તારી શી
ઇચ્છા છે? ૧૮ ત્યારે તેણે કહ્યું, કે નગરમાં ફલાણાની પાસે જઈને તેને કહો,
ઉપદેશક કહે છે, કે મારો સમય પાસે આવ્યો છે; હું મારા શિષ્યો સુદ્ધાં તારે ઘેર
પાસ્ખા પાળવાનો છું. ૧૯ અને ઈસુએ જેમ શિષ્યોને આજ્ઞા આપી હતી,
તેમ તેઓએ કર્યું, ને પાસ્ખા તૈયાર કર્યું. ૨૦ અને સાંજ પડી ત્યારે બાર શિષ્યોની
સાથે તે જમવા બેઠો. ૨૧ અને તેઓ જમતા હતા ત્યારે તેણે તેઓને કહ્યું,
હું તમને ખચીત કહું છું, કે તમારામાંનો એક મને પરસ્વાધીન કરશે. ૨૨ ત્યારે તેઓ
ઘણા શોકાતુર થયા, ને તેઓમાંનો દરેક તેને પૂછવા લાગ્યો, કે પ્રભુ, શું તે હું છું?

૨૩ અને તેણે ઉત્તર દીધો, કે જેણે મારી સાથે થાળીમાં હાથ ઘાલ્યો છે તેજ મને
પરસ્વાધીન કરશે. ૨૪ માણસના દીકરા સંબંધી જેમ લખેલું છે તેમ તે જાય છે ખરો;
પણ જે માણસથી માણસનો દીકરો પરસ્વાધીન કરાય છે, તેને અફસોસ છે;
જો તે માણસ જન્મ્યો ન હોત, તો તે તેને માટે સારૂં હોત. ૨૫ ત્યારે તેને પરસ્વાધીન
કરનાર યહુદાએ પુછયું, કે રાબ્બી, શું તે હું છું? તે તેને કહે છે, કે તેં પોતેજ કહ્યું.
૨૬ અને તેઓ ભોજન કરતા હતા ત્યારે ઈસુએ રોટલી લઈને, તથા આશીર્વાદ
માગીને ભાંગી; અને શિષ્યોને તે આપીને કહ્યું, કે લો, ખાઓ; એ મારૂં શરીર છે.
૨૭ અને તેણે પ્યાલો લઈને તથા સ્તુતિ કરીને તેઓને આપીને કહ્યું, કે તમે
સહુ એમાંનું પીઓ. ૨૮ કેમકે [[નવા]] કરારનું એ મારૂં લોહી છે, જે પાપોની
માફીને અર્થે ઘણાઓને સારૂ વહેવડાવવામાં આવે છે. ૨૯ અને હું તમને કહું છું,
કે હું મારા બાપના રાજ્યમાં તમારી સાથે નવો દ્રાક્ષારસ નહિ પીઉં, તે દહાડા સુધી
હું હવેથી તે પીનાર જ નથી.

## શિષ્યોના નાસી જવા વિષે આગાહી

૩૦ અને ગીત ગાયા પછી તેઓ જેતુનના પહાડ ઉપર ગયા.

૩૧ ત્યારે ઈસુ તેઓને કહે છે, કે તમે સહુ આજ રાત્રે મારા સંબંધી ઠોકર ખાશો,
કેમકે એમ લખેલું છે કે હું ઘેટાંપાળકને મારીશ, ને ટોળાનાં ઘેટાં વિખેરાઈ જશે.
૩૨ પણ મારા ઉઠયા પછી હું તમારી અગાઉ ગાલીલમાં જઈશ. ૩૩ ત્યારે પીતરે
તેને ઉત્તર દીધો, જો કે બધા તારા સંબંધી ઠોકર ખાય, તો પણ હું કદી ઠોકર નહિ
ખાઈશ. ૩૪ ઈસુએ તેને કહ્યું, હું તને ખચીત કહું છું, કે આજ રાત્રે મરઘો બોલ્યા
અગાઉ તું ત્રણ વાર મારો નકાર કરીશ. ૩૫ પીતર તેને કહે છે, જો કે તારી સાથે
મારે મરવું પડે તો પણ હું તારો નકાર નહિ જ કરીશ. બધા શિષ્યોએ પણ એમજ કહ્યું.

## પ્રભુ ઈસુ ગેથશેમાનેમાં

૩૬ ત્યારે ઈસુ તેઓની સાથે ગેથસેમાને નામે એક ઠેકાણે આવે છે, ને શિષ્યોને
કહે છે, કે હું પેલે જઈને પ્રાર્થના કરૂં ત્યાં સુધી તમે અહીં બેસો. ૩૭ અને પીતરને
તથા ઝબદીના બન્ને દીકરાને સાથે લઈને પોતે શોકાતુર તથા ઉદાસ થવા લાગ્યો.
૩૮ ત્યારે તે તેઓને કહે છે, મારો જીવ મરવા જેવો ઘણો શોકાતુર છે;
તમે અહીં રહીને મારી સાથે જાગતા રહો. ૩૯ પછી તેણે થોડે આગળ જઈને ઉંધે મોઢે
પડીને એવી પ્રાર્થના કરી, કે ઓ મારા બાપ, જો બની શકે તો આ પ્યાલો મારાથી
દૂર કર; તો પણ મારી ઇચ્છા પ્રમાણે નહિ, પણ તારી ઇચ્છા પ્રમાણે થાઓ.
૪૦ પછી શિષ્યોની પાસે તે આવે છે, ને તેઓને ઉંઘતા દેખીને પીતરને કહે છે,
શું તમે એક ઘડી પણ મારી સાથે જાગતા રહી નથી શકતા? ૪૧ જાગતા રહો ને
પ્રાર્થના કરો કે તમે પરીક્ષણમાં ન આવો; આત્મા તત્પર છે ખરો, પણ શરીર
અબળ છે. ૪૨ વળી બીજી વાર તેણે જઈને પ્રાર્થના કરી, કે ઓ મારા બાપ,
જો આ પ્યાલો મારા પીધા વગર મારી પાસેથી દૂર કરી ન શકાય તો તારી ઇચ્છા

પ્રમાણે થાય. ૪૩ ત્યારે તેણે બીજી વાર આવીને તેઓને ઊંઘતા દીઠા; કેમકે
તેઓની આંખો [ઊંઘથી] ભારે થઈ હતી. ૪૪ અને તે ફરીથી તેઓને મૂકીને
ગયો, ને ત્રીજી વાર તેનીતેજ વાત કહેતાં તેણે પ્રાર્થના કરી. ૪૫ ત્યારે તે પોતાના
શિષ્યોની પાસે આવીને તેઓને કહે છે, કે હવે ઊંઘ્યા કરો, ને આરામ લો; જુઓ,
તે ઘડી પાસે આવી છે, ને માણસનો દીકરો પાપીઓના હાથમાં પરસ્વાધીન કરાય
છે. ૪૬ ઊઠો, આપણે જઈએ; જુઓ, મને જે પરસ્વાધીન કરે છે તે આવી
પહોંચ્યો છે.

## પ્રભુ ઈસુ પકડાયા

૪૭ અને તે હજી બોલતો હતો, એટલામાં જુઓ, બારમાંનો એક, એટલે યહુદા,
આવ્યો; અને તેની જોડે મુખ્ય યાજકોની તથા લોકોના વડીલોની પાસેથી ઘણા
લોકો તરવારો તથા લાકડીઓ લઈને આવ્યા. ૪૮ હવે તેને પરસ્વાધીન કરનારે
તેઓને એવી નિશાની આપી હતી, કે હું જેને ચૂમીશ તેજ તે છે; તેને પકડી લેજો.
૪૯ અને તરત તેણે ઈસુની પાસે આવીને કહ્યું, રાબ્બી, સલામ; અને તે તેને ચૂમ્યો.
૫૦ અને ઈસુએ તેને કહ્યું, કે મિત્ર, જે કરવાને તું આવ્યો છે તે કર. ત્યારે તેઓએ
પાસે આવીને ઈસુ પર હાથ નાખીને તેને પકડી લીધો. ૫૧ પછી જુઓ, ઈસુના
સાથીઓમાંના એકે હાથ લાંબો કરીને પોતાની તરવાર કાઢી, ને પ્રમુખ યાજકના
ચાકરને મારીને તેનો કાન કાપી નાખ્યો. ૫૨ ત્યારે ઈસુ તેને કહે છે, કે તારી તરવાર
તેના મ્યાનમાં પાછી ઘાલ; કેમકે જેટલા તરવાર પકડે છે તેઓ સર્વ તરવારથી નાશ
પામશે. ૫૩ શું તું એવું ધારે છે કે હું એવો શક્તિમાન નથી કે જો મારા બાપની
પાસે માગું, તો તે હમણાં જ દૂતોની બાર ફોજ કરતાં વધારે મારી પાસે નહિ મોકલી
દે? ૫૪ તો ધર્મલેખો[માં જે લખેલું છે] કે એવું થવું જ જોઈએ, તે કેવી રીતે પૂરું થશે?
૫૫ તેજ વેળા ઈસુએ લોકોને કહ્યું, કે તમે તરવારો તથા લાકડીઓ લઈને જેમ ચોરને
તેમ મને પકડવા નીકળી આવ્યા છો શું? હું રોજ મંદિરમાં બેસીને બોધ કરતો હતો
તો પણ તમે મને પકડ્યો નહોતો. ૫૬ પણ પ્રબોધકોના લેખો પૂરા થાય માટે
આ બધું થયું છે. ત્યારે બધા શિષ્યો તેને મૂકીને નાસી ગયા.

## પ્રમુખ યાજકની રૂબરૂ પ્રભુ ઈસુની તપાસ

૫૭ પછી જેઓએ ઈસુને પકડ્યો હતો, તેઓ જ્યાં શાસ્ત્રીઓ તથા વડીલો
એકઠા થયા હતા, ત્યાં કાયાફા પ્રમુખ યાજકની પાસે તેને લઈ ગયા. ૫૮ અને
પીતર દૂર રહીને તેની પાછળ પાછળ પ્રમુખ યાજકની કચેરી સુધી આવ્યો, ને માંહે
જઈને પરિણામ જોવાને ભાલદારોની સાથે બેઠો. ૫૯ અને ઈસુને મારી નાખવાને
મુખ્ય યાજકોએ તથા આખી ન્યાયસભાએ તેની વિરુદ્ધ જૂઠી શાહેદી શોધી;
૬૦ અને જોકે ઘણા જૂઠા સાક્ષી આવ્યા, તોપણ તે ન જડી; પણ પાછળથી બે
આવીને ૬૧ બોલ્યા, કે એણે એમ કહ્યું, હું દેવનું મંદિર પાડી નાખવાને તથા તેને
ત્રણ દહાડામાં પાછું બાંધવાને સમર્થ છું. ૬૨ ત્યારે પ્રમુખ યાજકે ઊભા થઈને તેને
કહ્યું, શું તું કંઈ જ ઉત્તર નથી દેતો? એઓ તારી વિરુદ્ધ કેવી શાહેદી આપે છે?

૬૩ પણ ઈસુ છાનો રહ્યો ત્યારે પ્રમુખ યાજકે તેને કહ્યું, હુ તને જીવતા દેવના સમ
દઉં છું, કે દેવનો દીકરો જે ખ્રિસ્ત તે તું છે કે નહિ, એ અમને કહે ૬૪ ઈસુ
તેને કહે છે, કે તેં પોતે જ કહ્યું, પરંતુ હુ તમને કહુ છુ, કે હવે પછી માણસના
દીકરાને પરાક્રમના જમણા હાથ પર બેઠેલો તથા આકાશના મેઘો પર આવતો તમે
દેખશો ૬૫ ત્યારે પ્રમુખ યાજકે પોતાના લૂગડાં ફાડીને કહ્યું, કે એણે દુર્ભાષણ
કર્યું છે, હવે આપણને બીજા શાહેદીઓની શી જરૂર છે? જુઓ, તમે એ દુર્ભાષણ
સાંભળ્યુ છે ૬૬ તમે શુધારો છો? અને તેઓએ ઉત્તર દીધો, કે એ મરણજોગ
છે ૬૭ ત્યારે તેઓએ તેના મો પર થૂંકીને તેને મુક્કીઓ મારી, અને બીજાઓએ
તેને થપડાક મારીને ૬૮ કહ્યું, કે ઓ ખ્રિસ્ત, તને કોણે માર્યો એ અમને કહી
બતાવ

## પીતરે કરેલો પ્રભુ ઈસુનો નકાર

૬૯ અને પીતર બહાર ચોકમાં બેઠો હતો ત્યારે એક દાસીએ તેની પાસે
આવીને કહ્યું, કે તું પણ ગાલીલના ઈસુ જોડે હતો ૭૦ પણ તેણે સહુની આગળ
નકાર કરીને કહ્યું, કે તું શું કહે છે તે હુ જાણતો નથી ૭૧ અને તે બહાર
પરસાળમાં ગયો ત્યારે બીજીએ તેને દેખીને જેઓ ત્યાં હતા તેઓને કહ્યું કે એ પણ
ઈસુ નાઝારીની જોડે હતો ૭૨ પણ તેણે સમ ખાઈને ફરીથી નકાર કર્યો, કે તે
માણસને હુ ઓળખતો નથી ૭૩ અને થોડી વાર પછી પાસે ઊભેલાઓએ આવીને
પીતરને કહ્યું કે ખરેખર તું પણ તેઓમાંનો છે, કેમકે તારી બોલીથી તું એ જણાઈ
આવે છે ૭૪ ત્યારે તે શાપ દેવા તથા સમ ખાવા લાગ્યો કે હુ તે માણસને
ઓળખતો નથી અને તરત જ મરઘો બોલ્યો ૭૫ અને જે વાત ઈસુએ પીતરને
કહી હતી, કે મરઘો બોલ્યા અગાઉ તું ત્રણ વાર મારો નકાર કરીશ, તે તેને યાદ
આવી, અને બહાર જઈને તે બહુ રડ્યો

## રોમન હાકેમ પીલાતને પ્રભુ ઈસુ સોંપાય છે

૨૭ અને સવાર થઈ ત્યારે સર્વ મુખ્ય યાજકોએ તથા લોકોના વડીલોએ ઈસુને
મારી નાખવા સારુ તેની વિરુદ્ધ મનસૂબો કર્યો ૨ પછી તેઓએ તેને
બાંધ્યો ને તેને લઈ જઈને પીલાત હાકેમને સોંપ્યો

## યહુદાનું મરણ

૩ ત્યાર પછી તે અપરાધી ઠરાવાયો એ જોઈને તેને પરસ્વાધીન કરનાર યહુદાને
પશ્ચાત્તાપ થયો, ને પેલા ત્રીસ રૂપિયા મુખ્ય યાજકોની તથા વડીલોની પાસે પાછા
લાવીને ૪ કહ્યું કે નિરપરાધી લોહી પરસ્વાધીન કર્યાથી મેં પાપ કર્યું છે ત્યારે
તેઓએ તેને કહ્યું, કે તેમાં અમારે શું? તે તું જાણે ૫ પછી મંદિરમાં રૂપિયા ફેંકી
દઈને તે નીકળ્યો, અને જઈને જાતે ફાંસો ખાધો ૬ ત્યારે મુખ્ય યાજકોએ તે
રૂપિયા લઈને કહ્યું, કે એ લોહીનું મૂલ્ય છે માટે ભંડારમાં એ નાખવા ઉચિત નથી
૭ પછી તેઓએ મનસૂબો કરીને પરદેશીઓને દાટવા સારુ તેનું કુંભારનું ખેતર વેચાતું
લીધું ૮ તે માટે આજ સુધી તે ખેતર લોહીનું ખેતર કહેવાય છે ૯ ત્યારે

યિર્મેયાહ પ્રબોધકે જે કહ્યું હતું તે પૂરું થયું, કે 'જેનું મૂલ્ય ઠરાવવામાં આવ્યું, એટલે
જેનું મૂલ્ય ઈસ્રાએલપુત્રોએ ઠરાવ્યું તેના મૂલ્યના ત્રીસ રૂપિયા તેઓએ લીધા;
૧૦ અને જેમ પ્રભુએ મને હુકમ કર્યો, તેમ કુંભારના ખેતરને સારૂ મેં તે આપ્યા.'

## પીલાતની રૂબરૂ પ્રભુ ઈસુની તપાસ

૧૧ અને ઈસુ હાકેમની આગળ ઊભો રહ્યો, ને હાકેમે તેને પૂછ્યું, કે શું તું
યહુદીઓનો રાજા છે? ત્યારે ઈસુએ તેને કહ્યું, કે તું પોતે કહે છે. ૧૨ અને મુખ્ય
યાજકોએ તથા વડીલોએ તેના પર બટ્ટો મૂક્યા છતાં તેણે કંઈ ઉત્તર દીધો નહિ.
૧૩ ત્યારે પીલાત તેને કહે છે, કે તારી વિરુદ્ધ તેઓ કેટલી શાહેદી આપે છે,
એ શું તું નથી સાંભળતો? ૧૪ પણ તેણે તેને એક શબ્દનો પણ ઉત્તર દીધો નહિ,
જેથી હાકેમ ઘણો અચરત થયો. ૧૫ હવે એવો રિવાજ હતો કે પર્વમાં જે એક
બંદીવાનને લોકો માગે, તેને તેઓને સારૂ હાકેમ છોડી દે. ૧૬ અને તે વખતે બારાબાસ
નામનો તેઓનો એક પ્રખ્યાત બંદીવાન હતો. ૧૭ તે માટે તેઓ એકઠા થયા પછી
પીલાતે તેઓને કહ્યું, હું તમારે સારૂ કોને છોડી દઉં એ વિષે તમારી શી મરજી છે?
બારાબાસને, કે ઈસુ જે ખ્રિસ્ત કહેવાય છે તેને? ૧૮ કેમકે તે જાણતો હતો કે
તેઓએ અદેખાઈથી તેને સોંપ્યો હતો. ૧૯ અને ન્યાયાસન પર તે બેઠો હતો,
ત્યારે તેની સ્ત્રીએ તેને કહેવડાવી મોકલ્યું, કે તે ન્યાયીને તું કંઈ કરતો ના, કેમકે આજ
મને સ્વપ્નમાં તેને લીધે ઘણું દુઃખ થયું છે. ૨૦ પણ મુખ્ય યાજકોએ તથા વડીલોએ
લોકને સમજાવ્યા, કે તેઓ બારાબાસને માગે, ને ઈસુને મારી નંખાવે. ૨૧ પણ
હાકેમે તેઓને ઉત્તર દીધો, કે તે બેમાંથી હું તમારે સારૂ કોને છોડી દઉં, એ વિષે
તમારી શી મરજી છે? અને તેઓએ કહ્યું, કે બારાબાસને. ૨૨ પીલાત તેઓને કહે છે,
તો ઈસુ જે ખ્રિસ્ત કહેવાય છે તેને હું શું કરૂં? સર્વ તેને કહે છે, કે તે વધસ્તંભે જડાય.
૨૩ ત્યારે તેણે કહ્યું, શા માટે? તેણે શું ભૂડું કર્યું છે? પણ તેઓએ વધારે બૂમ
પાડીને કહ્યું, કે તે વધસ્તંભે જડાય. ૨૪ અને પીલાતે જોયું કે મારૂં કંઈજ ચાલતું નથી,
પણ ઉલટી વિશેષ ગડબડ થાય છે, ત્યારે તેણે પાણી લઈને લોકોની આગળ
પોતાના હાથ ધોઈને કહ્યું, કે એ ન્યાયીના લોહી સંબંધી હું નિર્દોષ છું; તમે જાણો.
૨૫ ત્યારે સર્વ લોકોએ ઉત્તર દીધો, કે એનું લોહી અમારે માથે તથા અમારાં
સંતાનને માથે. ૨૬ પછી તેણે તેઓને સારૂ બારાબાસને છોડી દીધો; પણ ઈસુને
કોરડા મરાવીને વધસ્તંભે જડાવવા સારૂ સોંપ્યો.

## પ્રભુ ઈસુનું વધસ્તંભે જડાવું

૨૭ ત્યાર પછી હાકેમના સિપાઈઓએ ઈસુને મહેલમાં લઈ જઈને આખી પલટણ
તેની આસપાસ એકઠી કરી. ૨૮ પછી તેઓએ તેનાં લૂગડાં ઉતારી લઈને તેને કિરમજી
ઝભ્ભો પહેરાવ્યો. ૨૯ અને તેઓએ કાંટાનો મુગટ ગૂંથીને તેના માથા પર મૂક્યો;
ને તેના જમણા હાથમાં સોટી આપી, ને તેની સામા ઘૂંટણ ટેકીને તેના ઠઠ્ઠા કરતાં
કહ્યું, કે ઓ યહુદીઓના રાજા, સલામ! ૩૦ પછી તેઓ તેના પર થૂંક્યા, ને સોટી
લઈને તેના માથામાં મારી. ૩૧ અને તેના ઠઠ્ઠા કરી રહ્યા પછી તેઓએ તેના પરથી

ઝભ્ભો ઉતારી લઈને તેના જ લૂગડા તેને પહેરાવ્યા, અને વધસ્તંભે જડવાને તેઓ
તેને લઈ ગયા.

૩૨ અને તેઓ બહાર જતા હતા ત્યારે કુરેનીનો સીમોન નામે એક જણ તેઓને
મળ્યો, તેની પાસે તેઓએ તેનો વધસ્તંભ પરાણે ઉચકાવી લીધો ૩૩ અને ગલગથા
નામે એક જગા, જે ખોપરીની જગા કહેવાય છે, ત્યા તેઓ પહોચ્યા, ૩૪ ત્યારે
તેઓએ પિત્ત ભેગેલો સિરકો તેને પીવાને આપ્યો, પણ ચાખ્યા પછી તેણે તે પીવા
ના પાડી ૩૫ અને તેને વધસ્તંભે જડ્યા પછી તેઓએ ચિઠ્ઠી નાખીને તેના લૂગડા
માહોમાહે વહેંચી લીધા ૩૬ પછી તેઓએ ત્યા બેસીને તેની ચોકી કરી ૩૭ અને
તેના સબંધીનુ લખેલુ તહોમતનામુ તેના માથાની ઉપર તેઓએ લગાડ્યુ, કે ઈસુ જે
યહુદીઓનો રાજા, તે એજ છે ૩૮ ત્યારે તેઓએ તેની જોડે બે ચોરને વધસ્તંભે જડ્યા,
એકને તેની જમણી તરફ ને બીજાને તેની ડાબી તરફ ૩૯ અને પાસે થઈને
જનારાઓએ પોતાના માથા હલાવતા તથા તેની મશ્કરી કરતા ૪૦ કહ્યું, કે
અરે મંદિરને પાડી નાખનાર તથા તેને ત્રણ દહાડામા બાધનાર, તું પોતાને બચાવ,
જો તું દેવનો દીકરો હોય તો વધસ્તંભ પરથી ઊતરી આવ ૪૧ અને તેજ રીતે મુખ્ય
યાજકોએ પણ શાસ્ત્રીઓ તથા વડીલો સુદ્ધા તેના ઠઠ્ઠા કરતા કહ્યું, કે ૪૨ બીજાઓને
તેણે બચાવ્યા, પણ પોતાને તે બચાવી નથી શકતો એ તો ઈસ્રાએલનો રાજા છે,
તે હમણા વધસ્તંભ પરથી ઊતરી આવે, એટલે અમે તેના પર વિશ્વાસ કરીશું ૪૩ તે
દેવ પર ભરોસો રાખે છે, જો તે તેને ચાહતો હોય તો હમણા તે તેનો છૂટકો કરે,
કેમકે તેણે કહ્યું હતું કે હુ દેવનો દીકરો છું ૪૪ અને જે ચોરો તેની જોડે વધસ્તંભે
જડાયા હતા તેઓએ પણ એજ પ્રમાણે તેના ઠઠ્ઠા કર્યાં

## પ્રભુ ઈસુનું મરણ

૪૫ અને છઠ્ઠી હોરાથી તે નવમી હોરા સુધી આખા દેશ પર અંધકાર છવાઈ રહ્યો
૪૬ અને આશરે નવમી હોરાએ ઈસુએ મોટે ઘાંટે બૂમ પાડી, કે એલી, એલી,
લામા સાબાખ્થાની, એટલે, ઓ મારા દેવ, મારા દેવ, તેં મને કેમ મૂકી દીધો છે?
૪૭ અને જેઓ ત્યા ઊભા હતા તેઓમાથી કેટલાએક એ સાભળીને કહ્યું, કે એલીયાહને
તે બોલાવે છે ૪૮ અને તરત તેઓમાથી એક જણે દોડીને વાદળી લઈને સિરકાથી
તે ભીંજવી ને લાકડીની ટોચે બાધીને તે ચૂસવાને તેને આપી ૪૯ પણ બીજાઓએ
કહ્યું કે રહેવા દો, આપણે જોઈએ કે એલીયાહ એને છોડાવવા આવે છે કે નહિ
૫૦ પછી ઈસુએ બીજી વાર મોટે ઘાંટે બૂમ પાડીને પ્રાણ મૂક્યો ૫૧ ત્યારે જુઓ,
મંદિરનો પડદો ઉપરથી તળે સુધી ફાટીને તેના બે ભાગ થઈ ગયા ને ધરતી કાંપી,
ને ખડકો ફાટી ગયા ૫૨ ને કબરો ઉઘડી ગઈ, ને ઊંઘેલા સંતોના ઘણા શરીર ઊઠ્યા,
૫૩ ને તેના પાછા ઊઠ્યા પછી તેઓ કબરોમાથી નીકળીને પવિત્ર નગરમા ગયા,
ને ઘણાઓને દેખાયા ૫૪ ત્યારે જમાદારે તથા તેની સાથે જેઓ ઈસુની ચોકી કરતા
હતા તેઓએ ધરતીકંપ તથા જે જે થયુ, તે જોઈને બહુ બીહીને કહ્યું, કે ખરેખર
એ દેવનો દીકરો હતો. ૫૫ અને ત્યા ઘણી સ્ત્રીઓ હતી કે જેઓ ઈસુની સેવા કરતી

ગાલીલથી તેની પાછળ આવી હતી, તેઓ આઘેથી જોયા કરતી હતી; ૫૬ તેઓમાં
મરિયમ માગદાલેણ, ને યાકૂબની તથા યોસેની મા મરિયમ, તથા ઝબદીના દીકરાઓની
મા હતી.

### પ્રભુ ઈસુનું દફન

૫૭ અને સાંજ પડી ત્યારે યુસફ નામે આરીમથાઈનો એક દ્રવ્યવાન માણસ, કે
જે પોતે પણ ઈસુનો શિષ્ય હતો, તે આવ્યો. ૫૮ તેણે પીલાત પાસે જઈને ઈસુની
લાસ માગી. ત્યારે પીલાતે તે તેને સોંપવાની આજ્ઞા આપી. ૫૯ પછી યુસફે લાસ
લઈને શણના સફેદ લૂગડામાં તે વીંટાળી, ૬૦ અને ખડકમાં ખોદાવેલી પોતાની નવી
કબરમાં તેને મૂકી; અને એક મોટો પથ્થર કબરના મોં પર ગબડાવીને તે ચાલ્યો ગયો.
૬૧ અને મરિયમ માગદાલેણ તથા બીજી મરિયમ ત્યાં કબરની સામે બેઠેલી હતી.

૬૨ હવે સિદ્ધિકરણને બીજે દહાડે મુખ્ય યાજકો તથા ફરોશીઓએ પીલાત પાસે
એકઠા થઈને ૬૩ કહ્યું, કે સાહેબ, અમને યાદ છે, કે તે ઠગ જીવતો હતો ત્યારે તે કહેતો
હતો, કે ત્રણ દહાડા પછી હું ઊઠીશ. ૬૪ એ માટે ત્રણ દહાડા સુધી કબરનો જાપતો
રાખવાની આજ્ઞા કર, રખેને તેના શિષ્યો રાત્રે આવીને તેને ચોરી જાય, ને લોકોને
એમ કહે, કે મૂએલાંઓમાંથી તે ઊઠયો છે; અને છેલ્લી ભૂલ પહેલીના કરતાં મોટી થશે.
૬૫ ત્યારે પીલાતે તેઓને કહ્યું, કે ચોકીદારો તમારી પાસે છે; તમે જાઓ, ને તમારાથી
બને તેવો તેનો જાપતો રખાવો. ૬૬ પછી તેઓ ગયા, ને પથ્થર પર મહોર કરીને
તેઓએ કબર પર જાપતો રાખ્યો, અને ચોકીદારો તેમની સાથે હતા.

### પ્રભુ ઈસુનું પુનરુત્થાન

૨૮ અને વિશ્રામવારની આખરે, અઠવાડિયાને પહેલે દહાડે પોહ ફાટયો ત્યારે
મરિયમ માગદાલેણ તથા બીજી મરિયમ કબરને જોવા આવી. ૨ અને
જુઓ, મોટો ધરતીકંપ થયો, કેમકે પ્રભુનો દૂત આકાશથી ઊતર્યો, ને ત્યાં આવીને
કબરના મોં પરથી પથ્થર ગબડાવીને તેના પર બેઠો. ૩ તેનું રૂપ વીજળીના જેવું, ને
તેનું લૂગડું બરફના જેવું ઊજળું હતું. ૪ અને તેના ધાકથી ચોકીદારો ધ્રૂજી ગયા ને
મરણતોલ થઈ ગયા. ૫ ત્યારે દૂતે તે સ્ત્રીઓને કહ્યું, બીહો મા, કેમકે હું જાણું છું કે
વધસ્તંભે જડાએલા ઈસુને તમે શોધો છો. ૬ તે અહીં નથી, કેમકે તેના કહ્યા પ્રમાણે
તે ઊઠયો છે; આવો, ને જ્યાં પ્રભુ સૂતો હતો તે જગા જુઓ. ૭ અને વહેલાં જઈને
તેના શિષ્યોને કહો, કે મૂએલાંઓમાંથી તે ઊઠયો છે. અને જુઓ, તે તમારી
અગાઉ ગાલીલમાં જાય છે, ત્યાં તમે તેને દેખશો; જુઓ, મેં તમને કહ્યું છે. ૮ ત્યારે
તેઓ બીક તથા હર્ષસહિત કબરની પાસેથી વહેલી નીકળીને તેના શિષ્યોને
ખબર આપવાને દોડી ગઈ. ૯ અને જુઓ, ઈસુએ તેઓને મળીને કહ્યું, કુશળતા.
અને તેઓએ આવીને તેના પગ પકડ્યા, ને તેનું ભજન કર્યું. ૧૦ ત્યારે ઈસુ તેઓને
કહે છે, બીહો મા; જાઓ, મારા ભાઈઓને કહો, કે તેઓ ગાલીલમાં જાય, ને ત્યાં
તેઓ મને દેખશે.

૧૧ અને તેઓ જતી હતી, એટલામાં જુઓ, ચોકીદારોમાંના કેટલાએક નગરમાં

જઈને જે જે થયું તે સઘળું મુખ્ય યાજકોને કહી દીધું. ૧૨ત્યારે તેઓએ તથા
વડીલોએ એકઠા થઈને મનસૂબો કરીને તે સિપાઈઓને ઘણાં નાણાં આપીને
૧૩ સમજાવ્યું, કે તમે એમ કહો, કે અમે ઊંઘતા હતા એટલામાં તેના શિષ્યો રાત્રે
આવીને તેને ચોરી ગયા. ૧૪અને જો એ વાત હાકેમને કાને પહોંચશે, તો અમે તેને
સમજાવીને તમને બચાવી લઈશું. ૧૫પછી તેઓએ નાણાં લીધાં, ને તેમને શીખવ્યા
પ્રમાણે તેઓએ કર્યું; અને એ વાત યહુદીઓમાં આજ સુધી ચાલતી આવે છે.

## પ્રેરિતોને દર્શન તથા મહાન ફરમાન

૧૬ પણ અગિયાર શિષ્યો ગાલીલમાં એક પહાડ પર જ્યાં ઈસુએ તેઓને
[જવાનું] કહ્યું હતું, ત્યાં ગયા. ૧૭અને તેઓએ તેને જોઈને તેનું ભજન કર્યું;
પણ કેટલાએકને સંદેહ આવ્યો. ૧૮અને ઈસુએ ત્યાં આવીને તેઓને કહ્યું, કે
આકાશમાં તથા પૃથ્વી પર સર્વ અધિકાર મને અપાયો છે. ૧૯એ માટે તમે જઈને
સર્વ દેશનાઓને શિષ્ય કરો; બાપ તથા દીકરા તથા પવિત્ર આત્માને નામે તેઓને
બાપ્તિસ્મા આપતા જાઓ; ૨૦મેં તમને જે જે આજ્ઞા કરી તે સર્વ પાળવાનું તેઓને
શીખવતા જાઓ; અને જુઓ, જગતના અંત સુધી હું સર્વકાળ તમારી સાથે છું.



# માર્કની લખેલી સુવાર્તા

## યોહાન બાપ્તિસ્મા કરનાર તથા તેનો સંદેશો

૧ દેવના દીકરા ઈસુ ખ્રિસ્તની સુવાર્તાનો આરંભ; ૨જેમ યશાયાહ પ્રબોધક
[ના પુસ્તક]માં લખેલું છે, કે
જો, હું તારી આગળ મારા દૂતને મોકલું છું;
તે તારી આગળ તારો માર્ગ તૈયાર કરશે;
૩રાનમાં પોકારનારની એવી વાણી કે—
પ્રભુનો માર્ગ તૈયાર કરો,
તેના રસ્તા સીધા કરો;
૪તેમ યોહાન રાનમાં બાપ્તિસ્મા કરતો, અને પાપોની માફીને સારુ પસ્તાવાનું
બાપ્તિસ્મા પ્રસિદ્ધ કરતો હતો. ૫અને આખા યહુદાહ દેશના તથા યરૂશાલેમના
રહેવાસીઓ તેની પાસે ગયા; અને બધા પોતાનાં પાપ કબૂલ કરીને યરદન નદીમાં
તેનાથી બાપ્તિસ્મા પામ્યા. ૬અને યોહાનનો પોશાક ઊંટનાં રૂવાંનો હતો,
ને તેની કમરે ચામડાનો પટો હતો; અને તે તીડો તથા રાની મધ ખાતો હતો.
૭અને તેણે એવું પ્રગટ કર્યું, કે મારા કરતાં જે સમર્થ છે તે મારી પાછળ આવે છે;
તેના ચંપલની વાધરી હું વાંકો વળીને છોડવા યોગ્ય નથી. ૮મેં પાણીથી તમારું
બાપ્તિસ્મા કર્યું છે ખરું, પણ તે પવિત્ર આત્માથી તમારું બાપ્તિસ્મા કરશે.

## પ્રભુ ઈસુનું બાપ્તિસ્મા

૯અને તે દહાડાઓમાં એમ થયું, કે ઈસુ ગાલીલના નાઝારેથથી આવ્યો,
ને યરદનમાં યોહાનથી બાપ્તિસ્મા પામ્યો. ૧૦અને તરત પાણીમાંથી ઉપર આવીને
આકાશ ઉઘડેલું તથા પવિત્ર આત્માને કબૂતરની પેઠે પોતા પર ઊતરતો તેણે જોયો;
૧૧અને આકાશમાંથી એવી વાણી થઈ, કે તું મારો વહાલો દીકરો છે, તારા પર
હું પ્રસન્ન છું.

## પ્રભુ ઈસુનું પરીક્ષણ

૧૨અને તરત આત્મા તેને રાનમાં લઈ જાય છે. ૧૩અને રાનમાં ચાળીસ દહાડા
સુધી તે રહ્યો, ને શેતાનથી તેનું પરીક્ષણ થયું; અને જંગલી પશુઓની સાથે તે હતો;
અને દૂતોએ તેની સેવા કરી.

## પ્રભુ ઈસુના કામનો આરંભ

૧૪અને યોહાનના પરસ્વાધીન કરાયા પછી ઈસુ ગાલીલમાં આવ્યો, ને દેવની
સુવાર્તા પ્રગટ કરતાં તેણે કહ્યું, કે ૧૫સમય પૂરો થયો છે, ને દેવનું રાજ્ય પાસે
આવ્યું છે; પસ્તાવો કરો, ને સુવાર્તા પર વિશ્વાસ કરો.

## પ્રથમ શિષ્યોનું તેડું

૧૬ અને તે ગાલીલના સમુદ્રને કાંઠે ચાલતો હતો તેવામાં તેણે સીમોન તથા તેના
ભાઈ આંદ્રિયાને સમુદ્રમાં જાળ નાખતા દીઠા; કેમકે તેઓ માછલાં પકડનારા હતા.
૧૭ અને ઈસુએ તેઓને કહ્યું, કે મારી પાછળ આવો, ને હું તમને માણસોને
પકડનારા કરીશ. ૧૮ અને તરત તેઓ પોતાની જાળો મૂકીને તેની સાથે ગયા.
૧૯ અને ત્યાંથી થોડું આગળ જઈને તેણે ઝબદીના દીકરા યાકૂબ તથા તેના ભાઈ
યોહાનને વહાણમાં જાળો સાંધતા દીઠા. ૨૦ અને તરત તેણે તેઓને બોલાવ્યા;
અને તેઓ પોતાના બાપ ઝબદીને નોકરોની સાથે વહાણમાં મૂકીને તેની પાછળ ગયા.

## ભૂતવળગેલાનું સાજા કરાવું

૨૧ અને તેઓ કાપરનાહૂમમાં ગયા, ને તરત વિશ્રામવારે સભાસ્થાનમાં જઈને
તેણે ઉપદેશ કર્યો ૨૨ અને તેઓ તેના ઉપદેશથી અચરત થયા; કેમકે શાસ્ત્રીઓની
પેઠે નહિ, પણ જેને અધિકાર હોય તેની પેઠે તેણે તેઓને ઉપદેશ કર્યો. ૨૩ અને
તેઓના સભાસ્થાનમાં અશુદ્ધ આત્મા વળગેલો એક માણસ હતો; તેણે બૂમ પાડી, કે
૨૪ અરે, ઈસુ નાઝારી, અમારે ને તારે શું છે? શું તું અમારો નાશ કરવા આવ્યો છે?
તું કોણ છે, એ હું જાણું છું, એટલે દેવનો પવિત્ર. ૨૫ અને ઈસુએ તેને ધમકાવતાં કહ્યું,
કે છાનો રહે, ને તેનામાંથી નીકળી જા. ૨૬ અને અશુદ્ધ આત્મા તેને મરડી નાખીને
તથા મોટી બૂમ પાડીને તેનામાંથી નીકળી ગયો. ૨૭ અને બધા એવા અચરત
થયા કે તેઓ માંહોમાંહે પૂછવા લાગ્યા, કે આ શું છે? આ તો નવો ઉપદેશ છે!
કેમકે અધિકારથી તે અશુદ્ધ આત્માઓને પણ આજ્ઞા કરે છે, ને તેઓ તેનું માને છે.
૨૮ અને તરત તેની કીર્તિ આખા ગાલીલ પ્રાંતમાં ફેલાઈ ગઈ.

## પીતરની સાસુનું તથા બીજાં ઘણાંનું સાજા કરાવું

૨૯ અને તેઓ સભાસ્થાનમાંથી નીકળીને યાકૂબ તથા યોહાન સુદ્ધાં તરત
સીમોન તથા આંદ્રિયાના ઘરમાં ગયા. ૩૦ હવે સીમોનની સાસુ તાવે પડેલી હતી;
અને તરત તેઓએ તેના વિષે તેને કહ્યું. ૩૧ અને પાસે આવીને તેણે એનો હાથ
ઝાલીને એને ઉઠાડી; અને તરત એનો તાવ મટી ગયો; અને એણે તેઓની સેવા કરી.

૩૨ અને સાંજે સૂરજ આથમ્યો ત્યારે તેઓ બધાં માંદાંઓને તથા ભૂત-
વળગેલાંઓને તેની પાસે લાવ્યા. ૩૩ અને બારણા આગળ આખું શહેર એકઠું થયું.
૩૪ અને ઘણાં જેઓ નાનાપ્રકારના રોગથી પીડાતાં હતાં તેઓને તેણે સાજાં કર્યાં,
ને ઘણાં ભૂતોને કાઢ્યાં; અને ભૂતો તેને ઓળખતાં હતાં માટે તેણે તેઓને બોલવા
દીધાં નહિ.

## પ્રભુ ઈસુની એકાંત પ્રાર્થના તથા ગાલીલમાં મુસાફરી

૩૫ અને સવારે પોહ ફાટતાં પહેલાં ઘણો વહેલો ઊઠીને તે બહાર ગયો, ને ઉજ્જડ
ઠેકાણે જઈને તેણે ત્યાં પ્રાર્થના કરી. ૩૬ અને સીમોન તથા જેઓ તેની સાથે હતા,
તેઓ તેની પછવાડે ગયા; ૩૭ અને તે તેઓને મળ્યો ત્યારે તેઓ તેને કહે છે,

કે સહુ તને શોધે છે. ૩૮ અને તે તેઓને કહે છે, કે આપણે પાસેનાં ગામોમાં
જઈએ, કે હું ત્યાં પણ ઉપદેશ કરૂં; કેમકે એજ માટે હું આવ્યો છું. ૩૯ અને
આખા ગાલીલમાં ફરીને તેઓનાં સભાસ્થાનોમાં જઈને તે ઉપદેશ કરતો હતો ને
ભૂતો કાઢતો હતો.

## કોઢિયાનું શુદ્ધ કરાવું

૪૦ અને એક કોઢિયો તેની પાસે આવે છે, ને તેને વિનંતી કરીને તથા ઘૂંટણ
ટેકવીને કહે છે, કે જો તારી ઇચ્છા હોય તો તું મને શુદ્ધ કરી શકે છે. ૪૧ અને
ઈસુને દયા આવી, ને હાથ લાંબો કરીને તે તેને અડક્યો, ને તેને કહે છે, કે મારી
ઇચ્છા છે; તું શુદ્ધ થા. ૪૨ અને તરત તેનો કોઢ ગયો, ને તે શુદ્ધ થયો. ૪૩ અને તેણે
સખત તાકીદ કરીને તરત તેને બહાર મોકલ્યો; ૪૪ અને તે તેને કહે છે, કે જોજે,
કોઈને કંઈ કહેતો ના; પણ જઈને પોતાને યાજકને દેખાડ, અને જે કંઈ મુસાએ
ફરમાવ્યું તેનું, તારા શુદ્ધિકરણને લીધે, તેઓને માટે સાક્ષી તરીકે, અર્પણ કર.
૪૫ પણ તે નીકળી જઈને તે વાત એટલી બધી પ્રગટ કરવા તથા ફેલાવવા
લાગ્યો કે ઈસુ ફરી શહેરમાં ઉઘાડી રીતે જઈ ન શક્યો, પણ બહાર ઉજ્જડ જગાઓમાં
રહ્યો; અને લોક ચોમેરથી તેની પાસે આવતા હતા.

## પક્ષઘાતીનું સાજા કરાવું

૨ અને કેટલાએક દિવસ પછી તે ફરી કાપરનાહુમમાં ગયો, ત્યારે એવી ચર્ચા
ફેલાઈ કે તે ઘરમાં છે. ૨ અને એટલા બધા લોક એકઠા થયા કે દરવાજા પાસે
પણ જગા નહોતી; અને તે તેઓને વાત સંભળાવતો હતો. ૩ અને ચાર માણસોએ
ઉચકેલા એક પક્ષઘાતીને તેઓ તેની પાસે લાવ્યા. ૪ અને ભીડને લીધે તેઓ તેની
પાસે આવી ન શક્યા, એટલે જ્યાં તે હતો ત્યાંનું છાપરૂં તેઓએ ઉકેલ્યું, ને તે
તોડીને જે ખાટલા પર તે પક્ષઘાતી સૂતો હતો તે તેઓએ ઉતાર્યો. ૫ અને ઈસુ
તેઓનો વિશ્વાસ જોઈને પક્ષઘાતીને કહે છે, કે દીકરા, તારાં પાપ માફ થયાં છે.
૬ પણ કેટલાએક શાસ્ત્રીઓ ત્યાં બેઠા હતા, તેઓ પોતાનાં હૃદયોમાં વિચારતા હતા,
કે ૭ આ માણસ આવી રીતે કેમ બોલે છે? એ તો દુર્ભાષણ કરે છે: એક, એટલે
દેવ, તે વિના પાપની માફી કોણ આપી શકે? ૮ અને તેઓ પોતાના મનમાં એમ
વિચારે છે એ ઈસુએ પોતાના આત્મામાં તરત જાણીને તેઓને કહ્યું, કે તમે તમારાં
હૃદયોમાં એવા વિચાર કેમ કરો છો? ૯ આ બેમાંનું વધારે સહેલું કયું છે, એટલે
પક્ષઘાતીને એમ કહેવું, કે તારાં પાપ તને માફ થયાં છે; અથવા એમ કહેવું, કે ઊઠ,
ને તારો ખાટલો ઉચકીને ચાલ? ૧૦ પણ માણસના દીકરાને પૃથ્વી પર પાપ માફ
કરવાનો અધિકાર છે, એમ તમે જાણો, માટે (પક્ષઘાતીને તે કહે છે,) ૧૧ હું તને
કહું છું, કે ઊઠ, તારો ખાટલો ઉચકીને તારે ઘેર ચાલ્યો જા. ૧૨ અને તે તરત ઊઠ્યો
ને ખાટલો ઉચકીને સહુના દેખતાં ચાલ્યો ગયો; આથી સહુએ અચરતી પામીને
તથા દેવને મહિમા આપીને કહ્યું, કે અમે કદી આવું જોયું નથી.

## લેવીનું તેડું

૧૩ અને તે ફરી સમુદ્રને કાંઠે ગયો; અને બધા લોક તેની પાસે આવ્યા, ને તેણે
તેઓને બોધ કર્યો, ૧૪ અને રસ્તે જતાં તેણે આલ્ફીના દીકરા લેવીને દાણની
ચોકી પર બેઠેલો જોયો; અને તે તેને કહે છે, કે મારી પાછળ ચાલ; અને તે ઊઠીને
તેની પાછળ ચાલ્યો. ૧૫ અને એમ થયું કે તે તેના ઘરમાં જમવા બેઠો હતો, ને
ઘણા દાણીઓ તથા પાપીઓ ઈસુ તથા તેના શિષ્યોની સાથે બેઠા હતા; કેમકે
તેઓ ઘણા હતા, ને તેની પાછળ ચાલતા હતા. ૧૬ અને શાસ્ત્રીઓએ તથા
ફરોશીઓએ તેને દાણીઓની તથા પાપીઓની જોડે જમતો જોઈને તેના શિષ્યોને કહ્યું,
કે તે તો દાણીઓની તથા પાપીઓની જોડે ખાય છે ને પીએ છે. ૧૭ અને ઈસુ
એ સાંભળીને તેઓને કહે છે, કે જેઓ સાજા છે તેઓને વૈદની અગત્ય નથી, પણ
જેઓ માંદા છે તેઓને છે: હું ન્યાયીઓને નહિ, પણ પાપીઓને બોલાવવા
આવ્યો છું.

## ઉપવાસ વિષે પ્રશ્ન

૧૮ અને યોહાનના તથા ફરોશીઓના શિષ્યો ઉપવાસ કરતા હતા; અને તેઓ
આવીને તેને કહે છે, કે યોહાનના તથા ફરોશીઓના શિષ્યો ઉપવાસ કરે છે, પણ
તારા શિષ્યો ઉપવાસ નથી કરતા એનું શું કારણ? ૧૯ અને ઈસુએ તેઓને કહ્યું,
કે વર જાનૈયાની સાથે હોય, ત્યાં સુધી શું તેઓ ઉપવાસ કરી શકે? વર તેઓની
સાથે છે તેટલા વખત સુધી તેમનાથી ઉપવાસ કરી શકાય નહિ. ૨૦ પણ એવા
દિવસ આવશે કે જ્યારે વર તેઓની પાસેથી લઈ લેવાશે, ત્યારે તે દિવસે તેઓ
ઉપવાસ કરશે. ૨૧ અને કોરા લૂગડાનું થીગડું જૂના વસ્ત્રને કોઈ દેતું નથી; જો દે
તો નવું જોડેલું જૂનાને સાંધવાને બદલે ખેંચી કાઢે છે, ને તે વધારે ફાટી જાય છે.
૨૨ અને નવો દ્રાક્ષારસ જૂની મશકોમાં કોઈ ભરતું નથી; જો ભરે તો નવો દ્રાક્ષારસ
મશકોને ફાડી નાખે છે, ને દ્રાક્ષારસ તથા મશકો એ બન્નેનો નાશ થાય છે; પણ
નવો દ્રાક્ષારસ નવી મશકોમાં [ભરવામાં આવે છે]

## વિશ્રામવાર પાળવા વિષે પ્રશ્ન

૨૩ અને એમ થયું કે વિશ્રામવારે તે દાણાનાં ખેતરોમાં થઈને જતો હતો; અને
તેના શિષ્યો ચાલતાં ચાલતાં કણસલાં તોડવા લાગ્યા. ૨૪ અને ફરોશીઓએ તેને
કહ્યું, કે જો, વિશ્રામવારે જે ઉચિત નથી તે તેઓ કેમ કરે છે? ૨૫ અને તેણે
તેઓને કહ્યું, કે દાઊદને અગત્ય હતી, ને તે તથા તેના સાથીઓ ભૂખ્યા હતા, ત્યારે
તેણે શું કર્યું એ તમે કદી નથી વાંચ્યું? ૨૬ એટલે કે અબ્યાથાર મુખ્ય યાજક હતો
ત્યારે દેવના ઘરમાં પેસીને, જે અર્પેલી રોટલીઓ યાજકો સિવાય કોઈને ખાવાને
ઉચિત નથી તે તેણે ખાધી, તેમજ તેના સાથીઓને પણ આપી. ૨૭ અને તેણે
કહ્યું, કે વિશ્રામવાર માણસને અર્થે થયો, માણસ વિશ્રામવારને અર્થે નહિ; ૨૮ માટે
માણસનો દીકરો વિશ્રામવારનો પણ પ્રભુ છે.

## સુકાઈ ગએલા હાથવાળા માણસનું સાજા કરાવું

૩ અને તે ફરી સભાસ્થાનમાં ગયો; અને ત્યાં એક માણસ હતો કે જેનો હાથ
સુકાઈ ગએલો હતો. ૨ અને વિશ્રામવારે તે તેને સાજો કરશે કે નહિ, તે વિષે
તેઓએ તેના પર નજર રાખી, એ માટે કે તેઓ તેના પર દોષ મૂકે. ૩ અને પેલા
સુકાએલા હાથવાળા માણસને તે કહે છે, કે વચમાં ઉભો થા. ૪ અને તે તેઓને કહે
છે, કે વિશ્રામવારે સારૂં કરવું કે માઠું કરવું? જીવને બચાવવો કે તેને મારી નાખવો,
કયું ઉચિત છે? પણ તેઓ છાના રહ્યા. ૫ અને તેઓનાં હૃદયની કઠણતાને લીધે તે
દિલગીર થઈને ગુસ્સાસહિત ચોતરફ તેઓ ભણી જોઈને તે માણસને કહે છે, કે તારો
હાથ લાંબો કર. અને તેણે તે લાંબો કર્યો; અને તેનો હાથ સાજો થયો. ૬ અને શી
રીતે તેનો નાશ કરવો તે વિષે ફરોશીઓએ બહાર જઈને તરત હેરોદીઓની સાથે
તેની વિરુદ્ધ મનસૂબો કર્યો.

## ઘણાં સાજાં કરાયાં

૭ અને ઈસુ પોતાના શિષ્યો સુદ્ધાં નીકળીને સમુદ્રની પાસે ગયો; અને ગાલીલ-
માંથી ઘણા લોક તેની પાછળ ગયા; તેમજ યહુદાહમાંથી ૮ તથા યરૂશાલેમમાંથી તથા
અદુમમાંથી તથા યરદનને પેલે પારથી તથા તૂર તથા સીદોનની આસપાસના ઘણા
લોક તેણે જે જે [કાર્યો] કર્યાં તે સાંભળીને તેની પાસે આવ્યા. ૯ અને લોકથી
પોતે દબાય નહિ, માટે તેણે ભીડના કારણથી પોતાને સારૂ હોડી તૈયાર રાખવાનું
પોતાના શિષ્યોને કહ્યું; ૧૦ કેમકે તેણે ઘણાંને સાજા કર્યાં હતાં, અને તેથી જેટલાં
માંદાં હતાં તેટલાં તેને અડકવા સારૂ તેના પર તૂટી પડતાં હતાં. ૧૧ અને અશુદ્ધ
આત્માઓએ જ્યારે તેને દીઠો ત્યારે તેઓ તેને પગે પડીને પોકારી ઉઠ્યા, કે
તું દેવનો દીકરો છે. ૧૨ અને તેણે તેઓને બહુ તાકીદ કરી, કે મને પ્રગટ ન કરો.

## બાર પ્રેરિતોની પસંદગી

૧૩ અને તે પહાડ પર ચઢ્યો, ને જેઓને તેણે પસંદ કર્યા તેઓને તેણે બોલાવ્યા;
અને તેઓ તેની પાસે આવ્યા. ૧૪ અને તેણે બારને નીમ્યા, એ માટે કે તેઓ તેની
સાથે રહે, અને તે તેમને ઉપદેશ કરવા મોકલે, ૧૫ અને કે તેઓ અધિકાર પામીને
ભૂતો કાઢે. ૧૬ અને સીમોનની અટક તેણે પીતર પાડી; ૧૭ તથા ઝબદીનો દીકરો
યાકૂબ તથા યાકૂબનો ભાઈ યોહાન, તેઓની અટક તેણે બોઆનેરગેસ પાડી, એટલે
ગર્જનાના દીકરા; ૧૮ અને આંદ્રિયા તથા ફિલિપ તથા બારથલમી તથા માત્થી તથા
થોમા તથા આલફીનો દીકરો યાકૂબ તથા થાદી તથા સીમોન કનાની. ૧૯ તથા
તેને પરસ્વાધીન કરનાર યહુદા ઈશ્કારીઓત; એ બારને તેણે નીમ્યા.

## ભૂતની સાધના વિષેનો આક્ષેપ તથા જવાબ

અને તે એક ઘરમાં આવે છે. ૨૦ અને ફરી એટલા બધા લોક એકઠા થયા કે
તેઓ રોટલી પણ ખાઈ ન શક્યા. ૨૧ અને તેનાં સગાંઓ તે સાંભળીને તેને
પકડવા બહાર નીકળ્યાં; કેમકે તેઓએ કહ્યું, કે તે ઘેલો છે. ૨૨ અને જે શાસ્ત્રીઓ

સરદાર[ની મદદ]થી તે ભૂતોને કાઢે છે ૨૩ અને તેણે તેઓને પાસે બોલાવીને
દૃષ્ટાંતોમાં તેઓને કહ્યું, કે શેતાન શેતાનને કેમ કાઢી શકે? ૨૪ અને જો કોઈ
રાજ્યમાં માહોમાહે ફૂટ પડી હોય, તો તે રાજ્ય સ્થિર રહી શકતું નથી. ૨૫ અને
જો કોઈ ઘરમાં માહોમાહે ફૂટ પડી હોય, તો તે ઘર સ્થિર રહી શકશે નહિ.
૨૬ અને જો શેતાન પોતાની સામે થયો હોય, ને પોતામાં ફૂટ પડી હોય, તો તે નભી
શકતો નથી, પણ તેનો અંત આવ્યો [જાણવો] ૨૭ બળવાનના ઘરમાં પેસીને
જો કોઈ તે બળવાનને પહેલાં ન બાંધે તો તે તેનો સરસામાન લૂંટી શકતો નથી,
[પણ તેને બાંધ્યા] પછી તે તેનું ઘર લૂંટી લેશે ૨૮ હું તમને ખચીત કહું છું, કે
માણસોના દીકરાઓને સર્વ અપરાધોની તથા જે જે દુર્ભાષણો તેઓ કરે તે સર્વની
તેમને માફી મળશે ૨૯ પણ જે કોઈ પવિત્ર આત્માની વિરુદ્ધ દુર્ભાષણ કરે, તેને
માફી કદી મળશે નહિ, પણ તેને માથે અનંતકાળના પાપનો દોષ રહેલો છે,
૩૦ કેમકે તેઓ કહેતા હતા, કે તેને અશુદ્ધ આત્મા વળગેલો છે

## ખરું ભાતૃમંડળ

૩૧ અને તેના ભાઈઓ તથા તેની મા આવ્યાં, અને બહાર ઊભાં રહીને તેને
બોલાવવા તેઓએ તેની પાસે માણસ મોકલ્યું ૩૨ અને ઘણા લોક તેની આસપાસ
બેઠેલા હતા, તેઓએ તેને કહ્યું, કે જો, તારી મા તથા તારા ભાઈઓ બહાર ઊભાં
છે ને તને શોધે છે ૩૩ અને તેણે તેઓને ઉત્તર આપ્યો, કે મારી મા તથા મારા
ભાઈઓ કોણ છે? ૩૪ અને જેઓ તેની આસપાસ બેઠેલા હતા, તેઓની ભણી
ચોતરફ જોઈને તે કહે છે, કે જુઓ, મારી મા તથા મારા ભાઈઓ! ૩૫ કેમકે જે
કોઈ દેવની ઇચ્છા પ્રમાણે કરશે તેજ મારો ભાઈ તથા મારી બહેન તથા મારી મા છે

## બી વાવનારનું દૃષ્ટાંત

૪ અને તે સમુદ્રને કાંઠે ફરી બોધ કરવા લાગ્યો અને અતિ ઘણા લોક એકઠા
થયા હતા, માટે તે સમુદ્રમાં હોડી પર ચઢીને બેઠો, અને બધા લોક સમુદ્રની
પાસે જમીન પર હતા ૨ અને દૃષ્ટાંતોમાં તેણે તેઓને ઘણો બોધ કર્યો, અને
તેના બોધમાં તેણે તેઓને કહ્યું, ૩ સાંભળો, જુઓ, વાવનાર વાવવાને બહાર
ગયો. ૪ અને એમ થયું, કે તે વાવતો હતો ત્યારે કેટલાક [બી] રસ્તાની કોરે પડ્યાં,
ને પક્ષીઓ આવીને તે ખાઈ ગયાં ૫ અને બીજાં પથ્થરવાળી ભોંયમાં પડ્યાં, જ્યાં
ઘણી માટી ન હતી, અને ભોંય ઊંડી ન હતી, માટે તે તરત ઊગી નીકળ્યાં, ૬ અને
સૂરજ ઊગ્યો ત્યારે તે ચીમળાઈ ગયાં, અને તેને જડ ન હતી માટે તે સુકાઈ ગયાં
૭ અને બીજાં કાંટાના જાળામાં પડ્યાં, અને કાંટાના જાળાએ વધીને તેને દાબી
નાખ્યાં, અને તેણે ફળ ન આપ્યું ૮ અને બીજાં સારી ભોંયમાં પડ્યાં, અને તેણે
ઊગનારું તથા વધનારું ફળ આપ્યું, ત્રીસગણાં તથા સાઠગણાં તથા સોગણાં ફળ
આપ્યાં. ૯ અને તેણે તેઓને કહ્યું, કે જેને સાંભળવાને કાન હોય તે સાંભળે

૧૦ અને જ્યારે તે એકાંતમાં હતો ત્યારે બાર [શિષ્યો] સુદ્ધાં જેઓ તેની પાસે
હતા તેઓએ તેને એ દૃષ્ટાંતો વિષે પૂછ્યું ૧૧ અને તેણે તેઓને કહ્યું, કે દેવના

રાજ્યનો મર્મ તમને અપાયો છે; પણ જેઓ બહારના છે તેઓને સર્વ વાતો
દૃષ્ટાંતોમાં અપાય છે; ૧૨ એ માટે કે તેઓ જોતાં જુએ, પણ જાણે નહિ; અને
સાંભળતાં સાંભળે, પણ સમજે નહિ; રખેને તેઓ ફરે, ને તેઓને [પાપની] માફી
મળે. ૧૩ અને તે તેઓને કહે છે, કે શું તમે આ દૃષ્ટાંત સમજતા નથી? તો સર્વ
દૃષ્ટાંતો શી રીતે સમજશો? ૧૪ વાવનાર વચન વાવે છે. ૧૫ રસ્તાની કોર પરનાં
એ છે કે જ્યાં વચન વવાય છે, ને તેઓ સાંભળે છે કે તરત શેતાન આવીને તેઓમાં
જે વચન વવાએલું હતું તે લઈ જાય છે. ૧૬ અને એમજ જેઓ પથ્થરવાળી ભોંયમાં
વવાએલાં તેઓ એ છે, કે જેઓ વચન સાંભળીને તરત હરખથી તે માની લે છે;
૧૭ અને તેમના પોતામાં જડ હોતી નથી, પણ તેઓ થોડી વાર ટકે છે; પછી વચનને
લીધે દુઃખ અથવા સતાવણી થાય છે ત્યારે તેઓ તરત ઠોકર ખાય છે. ૧૮ અને
બીજાં જે કાંટાઓમાં વવાએલાં છે તે એ છે કે જેઓએ વચન સાંભળ્યું; ૧૯ પણ
આ કાળની ચિંતાઓ તથા દોલતની માયા તથા બીજી વસ્તુઓનો લોભ તેઓમાં
પ્રવેશ પામીને વાતને દાબી નાખે છે, ને તે નિષ્ફળ થાય છે. ૨૦ અને જેઓ
સારી ભોંયમાં વવાએલાં તેઓ એ છે, કે જેઓ વચન સાંભળે છે ને તેને ગ્રહણ
કરે છે, ને ત્રીસગણાં તથા સાઠગણાં તથા સોગણાં ફળ આપે છે.

## દીવા તથા બી પરથી મળતો બોધ

૨૧ અને તેણે તેઓને કહ્યું, કે શું માપ તળે અથવા ખાટલા તળે મૂકવા સારૂ કોઈ
દીવો લાવે છે? શું દીવી પર મૂકવા સારૂ નહિ? ૨૨ કેમકે જે કંઈ છાનું છે તે એ
માટે છે કે તે પ્રગટ કરાય, અને જે ગુપ્ત રાખેલું તે એ સારૂ છે કે તે પ્રગટમાં આવે.
૨૩ જો કોઈને સાંભળવાને કાન હોય તો તેણે સાંભળવું. ૨૪ અને તેણે તેઓને
કહ્યું, કે તમે શું સાંભળો છો તે વિષે સાવધાન રહો. જે માપથી તમે માપો છો
તેથી જ તમને પાછું માપી અપાશે; અને તમને વધતું અપાશે; ૨૫ કેમકે જેની
પાસે છે તેને આપવામાં આવશે, ને જેની પાસે નથી તેનું જે છે તે પણ તેની
પાસેથી લઈ લેવામાં આવશે.

૨૬ અને તેણે કહ્યું, કે દેવનું રાજ્ય એવું છે કે જાણે કોઈ માણસ ભોંયમાં બી નાખે;
અને રાતદહાડો ઉંઘે તથા જાગે, અને તે બી ઊગે ને વધે, ૨૭ પણ તે શી રીતે એ
તે જાણતો નથી. ૨૮ ભોંય તો પોતાની મેળે ફળ આપે છે, પહેલાં અંકુર, પછી
કણસલું, પછી કણસલામાં પૂરા દાણા. ૨૯ પણ દાણા પાક્યા પછી તરત તે દાતરડું
લગાડે છે, કેમકે કાપણીનો વખત થયો છે.

૩૦ અને તેણે કહ્યું, કે દેવના રાજ્યને શાની સાથે સરખાવીએ? અથવા તેને
શાની ઉપમા આપીએ? ૩૧ તે તો રાઈના દાણાના જેવું છે; ભોંયમાં તે વવાય
છે ત્યારે પૃથ્વી પરનાં સર્વ બી કરતાં તે નાનું છે; ૩૨ પણ વાવ્યા પછી તે ઊગી
નીકળે છે, ને સર્વ છોડવા કરતાં મોટું થાય છે, ને તેને એવી મોટી ડાળી પણ થાય છે
કે આકાશનાં પક્ષીઓ તેની છાયા નીચે વાસો કરી શકે છે.

૩૩ અને એવા ઘણા દૃષ્ટાંતોમાં જેમ તેઓ સાંભળી શકતા હતા તેમ તે તેઓને
વચન કહેતો હતો. ૩૪ અને દૃષ્ટાંત વિના તે તેઓને કંઈ કહેતો નહોતો, પણ
પોતાના શિષ્યોને એકાંતમાં તે સર્વ વાતોનો ખુલાસો કરતો.

## પ્રભુ ઈસુ તોફાન શાંત પાડે છે

૩૫ અને તે દહાડે સાંજ પડી ત્યારે તે તેઓને કહે છે, કે આપણે પેલે પાર
જઈએ. ૩૬ અને લોકને મૂકીને તે હતો એમ ને એમ તેઓ તેને પોતાની સાથે
હોડીમાં લઈ જાય છે. બીજી હોડીઓ પણ તેની સાથે હતી. ૩૭ અને પવનનું
મોટું તોફાન થયું ને હોડીમાં મોજાંઓ એવાં છૂટાં આવ્યાં કે તે ભરાઈ જવા લાગી.
૩૮ અને ઓશીકા પર [માથું ટેકવીને] તે ઊંઘતો હતો, અને તેઓ
તેને જગાડીને કહે છે, કે ઉપદેશક, અમે નાશ પામીએ છીએ તેની તને શું કંઈ
ચિંતા નથી? ૩૯ અને તેણે ઊઠીને પવનને ધમકાવ્યો તથા સમુદ્રને કહ્યું, કે છાનો
રહે, શાંત થા. અને પવન બંધ થયો, ને મહા શાંતિ થઈ. ૪૦ અને તેણે તેઓને
કહ્યું કે તમે કેમ બીકણ થયા છો? શું તમને હજુએ વિશ્વાસ નથી? ૪૧ અને
તેઓ બહુ બીધા તથા માહોમાહે બોલ્યા કે આ તે કોણ છે કે પવન તથા સમુદ્ર
પણ તેનું માને છે?

## ગેરાસીનીઓનો ભૂતવળગેલો સાજો કરાયો

૫ અને તેઓ સમુદ્રને પાર ગેરાસીનીઓના દેશમાં ગયા. ૨ અને તે હોડીમાંથી
ઊતર્યો એટલે કબરસ્તાનમાંથી અશુદ્ધ આત્મા વળગેલો એક માણસ તેને મળ્યો,
૩ તે કબરસ્તાનોમાં રહેતો હતો, અને સાંકળે પણ કોઈ તેને બાંધી શકતો
નહોતો, ૪ કેમકે તે ઘણીવાર બેડીઓએ તથા સાંકળોએ બંધાયો હતો, ને તે
સાંકળો તોડી નાખતો તથા બેડીઓ ભાંગી નાખતો, અને કોઈ તેને વશ કરી શકતો
નહોતો. ૫ અને તે નિત્ય રાતદહાડો પહાડોમાં તથા કબરોમાં બૂમ પાડતો હતો
ને પથ્થરોથી પોતાને ઘાયલ કરતો હતો. ૬ પણ ઈસુને દૂરથી જોઈને તે દોડી
આવ્યો ને તેને પગે લાગ્યો, ૭ અને મોટે ઘાંટે પોકારીને બોલ્યો, ઈસુ પરાત્પર
દેવના દીકરા, મારે ને તારે શું છે? હું તને દેવના સમ દઉં છું કે તું મને દુઃખ ન દે.
૮ કેમકે તેણે એને કહ્યું હતું કે અરે અશુદ્ધ આત્મા, તું એ માણસમાંથી નીકળ.
૯ અને તેણે તેને પૂછ્યું, કે તારું નામ શું? અને તેણે તેને ઉત્તર આપ્યો કે મારું
નામ સેના છે, કેમકે અમે ઘણા છીએ. ૧૦ અને એણે તેને ઘણી વિનંતી કરી કે તે
તેઓને દેશમાંથી કાઢી મૂકે નહિ. ૧૧ હવે ત્યાં પર્વતની બાજુ પર ભૂંડોનું એક
મોટું ટોળું ચરતું હતું. ૧૨ અને તેઓએ તેને વિનંતી કરી, કે તે ભૂંડોમાં અમે
પેસીએ માટે અમને તેઓમાં મોકલ. ૧૩ અને તેણે તેઓને રજા આપી. અને
અશુદ્ધ આત્માઓ નીકળીને ભૂંડોમાં પેઠા, અને તે ટોળું આશરે બે હજાર [ભૂંડ]
હતાં, અને તેઓ કરાડ પરથી સમુદ્રમાં ધસી પડ્યાં ને સમુદ્રમાં ગૂંગળાઈ મૂઆં.
૧૪ અને તેઓના ચરાવનારાઓએ નાસી જઈને શહેરમાં તથા ગામડાંઓમાં તેની
ખબર આપી, અને શું થયું હશે તે જોવાને લોક નીકળ્યા. ૧૫ અને ઈસુની પાસે

તેઓ આવે છે, ને જેને ભૂત વળગેલાં હતાં, એટલે જેમાં સેના હતી, તેને તેઓએ
બેઠેલો તથા [વસ્ત્ર] પહેરેલો તથા હોશમાં આવેલો જોયો; અને તેઓ બીધા.
૧૬ અને ભૂતવળગેલો કેવી રીતે [સારો] થયો હતો તે તથા ભૂંડો સંબંધીની વાત
જેઓએ જોઈ હતી તે તેઓએ લોકોને કહી સંભળાવ્યું. ૧૭ અને તેઓ તેને વિનંતી
કરવા લાગ્યા કે તે તેઓની સીમોમાંથી જતો રહે. ૧૮ અને તે વહાણમાં ચઢતો
હતો એટલામાં જેને ભૂત વળગ્યાં હતાં તેણે તેની સાથે રહેવા સારૂ વિનંતી કરી.
૧૯ પણ ઈસુએ તેને આવવા ન દીધો, પણ તેને કહે છે, કે તારે ઘેર તારાં સગાંઓની
પાસે જા, ને પ્રભુએ તારે સારૂ કેટલું બધું કર્યું છે, ને તારા પર દયા રાખી તેની
ખબર તેઓને આપ. ૨૦ અને તે ગયો, ને ઈસુએ તેને સારૂ કેટલું બધું કર્યું હતું તે
દકાપોલીસમાં પ્રગટ કરવા લાગ્યો; અને સઘળા અચંબો પામ્યા.

## યાઐરસની દીકરી જીવતી કરાઈ અને લોહીવાવાળી સ્ત્રી સાજી કરાઈ

૨૧ અને જ્યારે ઈસુ ફરી હોડીમાં બેસીને પેલે પાર ગયો, ત્યારે અતિ ઘણા લોક
તેની પાસે એકઠા થયા; અને તે સમુદ્રની પાસે હતો. ૨૨ અને સભાસ્થાનના
અધિકારીઓમાંનો યાઐરસ નામે એક જણ આવે છે, ને તેને જોઈને તેના પગ
આગળ પડે છે; ૨૩ અને તેણે તેને ઘણી વિનંતી કરીને કહ્યું, કે મારી નાની દીકરી
મરણતોલ માંદી છે; માટે આવીને તેને હાથ લગાડ, કે સારૂ કે તે સાજી થઈને જીવે.
૨૪ અને તે તેની સાથે ગયો; અને અતિ ઘણા લોકો તેની પાછળ ચાલ્યા, ને તેના
પર પડાપડી થઈ.

૨૫ અને એક સ્ત્રી હતી કે જેને બાર વરસથી લોહીવા હતો, ૨૬ ને જેણે ઘણા
વૈદોથી ઘણું સહ્યું હતું, ને પોતાનું સર્વસ્વ ખરચી નાખ્યું હતું, ને તેને કંઈ ગુણ
લાગ્યો નહોતો, પણ તેથી ઊલટું તે વધતી માંદી થઈ હતી, ૨૭ તે ઈસુ સંબંધીની
વાતો સાંભળીને ભીડમાં તેની પછવાડે આવી, ને તેના લૂગડાને અડકી. ૨૮ કેમકે
તેણે ધાર્યું, કે જો હું માત્ર તેના લૂગડાને અડકું તો હું સાજી થઈશ. ૨૯ અને
તત્કાળ તેનો રક્તસ્રાવ બંધ થઈ ગયો, ને શરીરમાં તેને લાગ્યું કે હું દરદથી સાજી
થઈ છું. ૩૦ અને મારામાંથી પરાક્રમ નીકળ્યો છે એવું તેને માલૂમ પડવાથી ઈસુએ
તરત લોકની ભીડમાં પાછળ ફરીને કહ્યું, કે મારા લૂગડાને કોણ અડક્યું? ૩૧ અને
તેના શિષ્યોએ તેને કહ્યું, તું જુએ છે કે ઘણા લોક તારા પર પડાપડી કરે છે, ને
શું તું એમ કહે છે કે મને કોણ અડક્યું? ૩૨ અને જેણે એ કામ કર્યું હતું તેને
જોવા સારૂ તેણે આસપાસ નજર ફેરવી. ૩૩ અને તેને જે થયું તે જાણીને તે સ્ત્રી
બીહીને તથા ધ્રૂજીને આવી, ને તેની આગળ પડીને તેણે તેને બધું સાચેસાચું કહી
દીધું. ૩૪ અને તેણે તેને કહ્યું, કે દીકરી, તારા વિશ્વાસે તને બચાવી છે; શાંતિએ
જા, ને તારા દરદથી સાજી થા.

૩૫ તે હજી બોલતો હતો એટલામાં સભાના અધિકારીને ત્યાંથી લોકો આવીને
કહે છે, કે તારી દીકરી તો મરી ગઈ છે; હવે તું ઉપદેશકને તસ્દી શું કરવા દે છે?
૩૬ પણ ઈસુ તે વાત પર ધ્યાન ન આપતાં સભાસ્થાનના અધિકારીને કહે છે, કે

દોડીને તેઓ ત્યાં એકઠા થયા, ને તેઓની આગળ જઈ પહોંચ્યા. ૩૪ અને તેણે
નીકળીને અતિ ઘણા લોકને દીઠા, ને તેને તેઓ પર કરુણા આવી, કેમકે તેઓ પાળક
વગરનાં ઘેટાંના જેવા હતા, અને તે તેઓને ઘણી વાતો વિષે શીખવવા લાગ્યો.

## પાંચ હજારને જમાડવું

૩૫ અને જ્યારે દહાડો ઘણો નમી ગયો ત્યારે તેના શિષ્યોએ તેની પાસે આવીને
કહ્યું, કે આ ઠેકાણું ઉજાડ છે, ને દહાડો ઘણો નમી ગયો છે, ૩૬ તેઓને વિદાય
કર કે તેઓ આસપાસના પરામાં તથા ગામોમાં જઈને પોતાને સારુ કંઈ ખાવાનું
વેચાતું લે. ૩૭ પણ તેણે તેઓને ઉત્તર આપ્યો, કે તમે તેઓને ખાવાનું આપો.
અને તેઓ તેને કહે છે, કે શું અમે જઈને બસેં દીનારની રોટલીઓ લઈને તેઓને
ખવડાવીએ? ૩૮ પણ તે તેઓને કહે છે, કે તમારી પાસે કેટલી રોટલી છે તે જઈને
જુઓ. અને ખબર કહાડ્યા પછી તેઓ તેને કહે છે, કે પાંચ તથા બે માછલી. ૩૯ અને
તેણે તેઓને હુકમ કર્યો, કે સઘળાં લીલા ઘાસ પર પંગતમાં બેસી જાય. ૪૦ અને
તેઓ હારબંધ સો સો તથા પચાસ પચાસ બેઠા. ૪૧ અને તેણે પાંચ રોટલી તથા
બે માછલી લઈને આકાશ તરફ જોઈને આશીર્વાદ માગ્યો, ને રોટલીઓ ભાગીને તેણે
તે પીરસવા સારુ પોતાના શિષ્યોને આપી, અને બે માછલી સહુને વહેંચી આપી.
૪૨ અને સહુએ ખાધું, ને તૃપ્ત થયા, ૪૩ અને તેઓએ ટુકડાની બાર ટોપલી
ભરી, ને માછલીઓમાંથી પણ કંઈ વધ્યું. ૪૪ અને રોટલી ખાનારા આશરે પાંચ
હજાર પુરુષ હતા.

## સમુદ્ર પર પ્રભુ ઈસુનું ચાલવું

૪૫ અને તત્કાળ તેણે પોતાના શિષ્યોને દબાણ કરીને હોડીમાં બેસાડ્યા, ને પોતે
લોકોને વિદાય કરે એટલામાં તેણે તેઓને પોતાની આગળ પેલે પાર બેથસેદા મોકલ્યા.
૪૬ અને તેઓને વિદાય કરીને તે પહાડ પર પ્રાર્થના કરવા ગયો. ૪૭ અને સાંજ
પડી ત્યારે હોડી સમુદ્ર મધ્યે હતી, ને તે એકલો જમીન પર હતો. ૪૮ અને પવન
સામો હોવાને લીધે તેઓ હલેસાં મારતાં હેરાન થાય છે, એ જોઈને, આશરે રાતને
ચોથે પહોર તે સમુદ્ર પર ચાલતો તેઓની પાસે આવે છે, ને જાણે તેઓથી આગળ
જવાનું તેણે કર્યું. ૪૯ અને તેઓએ તેને સમુદ્ર પર ચાલતો જોઈને ધાર્યું, કે એ
તો આભાસ છે, ને બુમ પાડી, ૫૦ કેમકે સહુ તેને જોઈને ગભરાયા. અને તરત ને
તેઓની સાથે વાત કરીને તેઓને કહે છે, કે હિંમત રાખો, એ તો હું છું, બીહો મા.
૫૧ અને તે તેઓની પાસે હોડી પર ચઢ્યો; અને પવન થંભ્યો, અને તેઓ અતિ-
શય વિસ્મિત થયા, ૫૨ કેમકે રોટલી સંબંધી તેઓ સમજ્યા નહિ પણ તેઓનાં
મન કઠણ રહ્યાં.

## ગેનેસારેત દેશમાં ઘણાંને સાજાપણું

૫૩ અને તેઓ પાર જઈને ગેનેસારેત દેશમાં આવ્યા, ને તેઓએ કિનારે લંગર
કર્યું. ૫૪ અને તેઓ હોડી પરથી ઉતર્યાં ત્યારે લોકોએ તેને તરત ઓળખ્યો,
૫૫ ને ચોતરફ તે આખા પ્રદેશમાં દોડી જઈને તે જ્યાં છે તે તેઓએ સાંભળ્યું ત્યારે

માંદાઓને ખાટલામાં ઘાલીને તેઓ ત્યાં લાવવા લાગ્યા. ૫૬ અને તે જે જે ગામોમાં
કે શહેરોમાં કે પરાંઓમાં પેઠો, ત્યાં તેઓએ માંદાઓને ચૈટાઓમાં રાખ્યા, ને તેને
વિનંતી કરી, કે તેઓને માત્ર તારા લૂગડાની કોરને અડકવા દે; અને જેટલા તેને
અડક્યા તેટલા સાજા થયા.

## સંપ્રદાયોની અવગણના વિષે આક્ષેપ તથા જવાબ

૭ અને ફરોશીઓ તથા કેટલાએક શાસ્ત્રીઓ તેની પાસે આવીને એકઠા થાય છે કે
જેઓ યરૂશાલેમથી આવ્યા હતા, ૨ ને જેઓએ જોયું હતું કે તેના કેટલાએક
શિષ્યો અશુદ્ધ, એટલે અણધોએલે, હાથે રોટલી ખાય છે. ૩ કેમકે ફરોશીઓ
તથા બધા યહુદીઓ વડીલોના સંપ્રદાય પાળીને હાથ સારીપેઠે ધોયા વિના ખાતા
નથી; ૪ અને ચૌટેથી આવીને નાહ્યા વિના તેઓ ખાતા નથી; અને વાટકા તથા
ગાગરો તથા ત્રાંબાનાં વાસણ તથા ખાટલાઓને ધોવા, ઈત્યાદિ બીજી ઘણી ક્રિયાઓ
પાળવાને તેઓએ સ્વીકાર્યું હતું. ૫ પછી ફરોશીઓ તથા શાસ્ત્રીઓ તેને પૂછે છે,
કે તારા શિષ્યો વડીલોના સંપ્રદાય પ્રમાણે ન ચાલતાં અણધોએલે હાથે રોટલી કેમ
ખાય છે? ૬ અને તેણે તેઓને કહ્યું, કે તમ ઢોંગીઓ સંબંધી યશાયાહે ઠીક પ્રબોધ
કર્યો છે, જેમ લખેલું છે, કે

આ લોક હોઠોએ મને માને છે,
પણ તેઓનાં હૃદયો મારાથી વેગળાં રહે છે.
૭ પણ તેઓ પોતાના મત દાખલ માણસોની આજ્ઞા શીખવતાં મને
વ્યર્થ ભજે છે.

૮ તમે દેવની આજ્ઞા પડતી મૂકીને માણસોના સંપ્રદાય પાળો છો. ૯ અને તેણે
તેઓને કહ્યું, કે તમે તમારા સંપ્રદાય પાળવા સારૂ દેવની આજ્ઞા ઠીક રદ કરો છો.
૧૦ કેમકે મુસાએ કહ્યું, કે તારા બાપને તથા તારી માને માન આપ, ને જે કોઈ
પોતાના બાપની કે માની નિંદા કરે તે માર્યો જાય; ૧૧ પણ તમે કહો છો, કે જો
કોઈ માણસ પોતાના બાપને કે માને કહે, કે મારાથી તને જે કંઈ લાભ થાત તે
કુરબાન, એટલે અર્પિતદાન, થએલું છે; ૧૨ તો તમે તેને તેના બાપને સારૂ કે તેની
માને સારૂ ત્યાર પછી કંઈ કરવા દેતા નથી; ૧૩ અને એમ કરીને તમારા શીખવેલા
સંપ્રદાય વડે તમે દેવનું વચન રદ કરો છો; અને એવાં ઘણાં કામો તમે કરો છો.
૧૪ અને લોકને પોતાની પાસે ફરી બોલાવીને તેણે તેઓને કહ્યું, કે તમે સહુ મારું
સાંભળો તથા સમજો. ૧૫ બહારથી માણસમાં પેસીને તેને વટાળી શકે એવું કંઈ
નથી; પણ માણસમાંથી જે નીકળે છે, તેજ માણસને વટાળે છે. [[૧૬ જો કોઈને
સાંભળવાને કાન હોય તો તે સાંભળે]]. ૧૭ અને જ્યારે લોકોની પાસેથી જઈને
તે ઘરમાં પેઠો, ત્યારે તેના શિષ્યોએ એ દૃષ્ટાંત સંબંધી તેને પૂછ્યું. ૧૮ અને તે
તેઓને કહે છે, કે શું તમે પણ એવા અણસમજુ છો? તમે જાણતા નથી, કે
માણસમાં જે જે બહારથી પેસે છે તે તેને વટાળી શકતું નથી? ૧૯ કેમકે તે એના
હૃદયમાં પેસતું નથી, પણ પેટમાં; અને તે નીકળીને સંડાસમાં જાય છે; [એવું

બી મા, માત્ર વિશ્વાસ રાખ ૩૭ અને પીતર, યાકૂબ તથા યાકૂબના ભાઈ યોહાન
સિવાય તેણે પોતાની સાથે કોઇને આવવા ન દીધું ૩૮ અને સભાના અધિકારીના
ઘરમા તેઓ આવે છે, અને ગડબડ તથા રુદન તથા વિલાપ કરનારાઓને તે જુએ
છે ૩૯ અને તે માહે આવીને તેઓને કહે છે, કે તમે કેમ ગડબડ કરો છો ને રડો
છો? છોડી તો મરી નથી ગઈ, પણ ઊંઘે છે ૪૦ અને તેઓએ તેને હસી કાઢયો
પણ સહુને બહાર કાઢીને, છોડીના માબાપને તથા જેઓ તેની સાથે હતા તેઓને
લઇને, જ્યા છોડી હતી ત્યા તે માહે જાય છે ૪૧ અને છોડીનો હાથ ઝાલીને તે તેને
કહે છે, કે તાલીથા કુમી, જેનો અર્થ એ છે, કે છોડી, હુ તને કહુ છુ, ઊઠ ૪૨ અને
તરત છોડી ઊઠીને ચાલવા લાગી, કેમકે તે બાર વરસની હતી, અને તેઓ ઘણા
વિસ્મિત થયા ૪૩ અને તેણે તેઓને તાકીદ કરી કે કોઈ એ ન જાણે, અને તેણે
તેને કંઈ ખાવાનુ આપવાની આજ્ઞા કરી

## નાઝારેથમાં પ્રભુ ઈસુનો થએલો નકાર

૬ અને ત્યાથી નીકળીને તે પોતાના દેશમા આવ્યો, અને તેના શિષ્યો તેની
પછવાડે આવ્યા. ૨ અને વિશ્રામવાર આવ્યો ત્યારે તે સભાસ્થાનમા બોધ
કરવા લાગ્યો, અને ઘણાએ એ સાભળીને દંગ થઇને કહ્યુ, કે આ સઘળુ તેની પાસે
ક્યાથી? અને તેને જે બુદ્ધિ અપાઈ તે કેવી છે! અને એના હાથથી આવા પરાક્રમી
કામો ક્યાથી થાય છે? ૩ શું એ સુતાર નથી? શું એ મરિયમનો દીકરો, યાકૂબ
તથા યોસે તથા યહુદા તથા સીમોનનો ભાઈ નથી? શું એની બહેનો અહીં
આપણી પાસે નથી? અને તેઓએ તેના સબંધી ઠોકર ખાધી ૪ પણ ઈસુએ
તેઓને કહ્યુ, કે પોતાના દેશ તથા પોતાના સગા તથા પોતાના ઘર સિવાય પ્રબોધક
[બીજે ઠેકાણે] માન વિનાનો નથી. ૫ અને તેણે થોડાક માદાઓ પર હાથ
મૂકીને તેઓને સાજા કર્યા, એ વિના તે ત્યા કંઈ ચમત્કાર કરી ન શક્યો ૬ અને
તેઓના અવિશ્વાસને લીધે તે અચરજ થયો. અને આસપાસ ગામેગામ તે બોધ
કરતો ફર્યો.

## બાર પ્રેરિતોને સોંપેલુ કામ

૭ અને બાર [શિષ્યો]ને પોતાની પાસે બોલાવીને તે તેઓને બબ્બે મોકલવા
લાગ્યો, અને તેણે તેઓને અશુદ્ધ આત્માઓ પર અધિકાર આપ્યો, ૮ અને
તેઓને ફરમાવ્યુ, કે માર્ગને સારુ કેવળ એક લાકડી વિના બીજુ કંઈ લેવુ નહિ,
રોટલી નહિ, ઝોળી નહિ, તમારા કમરબંધમા નાણુ નહિ, ૯ પણ ચપલ પહેરવા,
ને બે અંગરખા પહેરવા નહિ. ૧૦ અને તેણે તેઓને કહ્યુ, કે તમે જે કોઈ ઘરમા
પેસો ત્યાથી નીકળો ત્યા સુધી તેમા જ રહો. ૧૧ અને જ્યા કહી તેઓ તમારો
આવકાર નહિ કરે, ને તમારુ નહિ સાભળે, ત્યાથી નીકળતા તેઓની વિરુદ્ધ સાક્ષી
થવાને માટે તમારા પગ તળેની ધૂળ ખંખેરી નાખો. ૧૨ અને તેઓએ નીકળીને
એવો ઉપદેશ કર્યો, કે પસ્તાવો કરો. ૧૩ અને તેઓએ ઘણા ભૂતો કાઢયા, ને ઘણા
માદાઓને તેલ ચોળીને તેઓને સાજા કર્યા

## યોહાન બાપ્તિસ્મા કરનારનું મરણ

૧૪અને હેરોદ રાજાએ તેના વિષે સાંભળ્યું (કેમકે તેનું નામ પ્રસિદ્ધ થયું હતું);
અને તેણે કહ્યું, કે યોહાન બાપ્તિસ્મા કરનાર મુએલાંમાંથી ઊઠયો છે, ને તેથી આવાં
પરાક્રમી કામો તેનાથી થાય છે. ૧૫પણ બીજાઓએ કહ્યું, તે એલીયાહ છે; અને
બીજાઓએ [કહ્યું], કે તે પ્રબોધકોમાંના કોઈએકના જેવો એક પ્રબોધક છે. ૧૬પણ
હેરોદે તે સાંભળીને કહ્યું, કે એ તો યોહાન છે કે જેનું માથું મેં કાપી નંખાવ્યું,
તે મુએલાંમાંથી ઊઠયો છે. ૧૭કેમકે હેરોદે પોતે મોકલીને યોહાનને પકડાવ્યો હતો,
અને તેના ભાઈ ફિલિપની વહુ હેરોદિયાસને લીધે તેને કેદખાનામાં બંદીવાન કર્યો
હતો; કેમકે તે તેને પરણ્યો હતો. ૧૮કેમકે યોહાને હેરોદને કહ્યું હતું, કે તારા
ભાઈની વહુ રાખવી તને ઉચિત નથી. ૧૯અને હેરોદિયાસ તેના પર અદાવત
રાખતી, ને તેને મારી નાખવા ચહાતી, પણ એમ કરી ન શકી; ૨૦કેમકે હેરોદ
યોહાનને ન્યાયી તથા પવિત્ર માણસ જાણીને તેનાથી બીતો, ને તેની સંભાળ લેતો, ને
તેનું સાંભળીને તે બહુ ગભરાતો, પણ ખુશીથી તે તેનું સાંભળતો. ૨૧અને જ્યારે
જોગવાઈનો દહાડો આવ્યો, ત્યારે હેરોદે પોતાની વરસગાંઠને દિવસે પોતાના અમીરોને
તથા સેનાપતિઓને તથા ગાલીલના સરદારોને સારૂ મિજબાની કરાવી; ૨૨અને તેજ
હેરોદિયાસની દીકરી અંદર આવીને નાચી, ને તેથી હેરોદ તથા તેની સાથે જમવા
બેઠેલાઓ ખુશ થયા; અને રાજાએ છોડીને કહ્યું, કે જે કંઈ તું ચાહે તે મારી પાસે માગ,
ને હું તને તે આપીશ. ૨૩અને તેણે સમ ખાઈને તેને કહ્યું, કે જે કંઈ તું મારી પાસે
માગે તે મારા અર્ધા રાજ્ય સુધી હું તને આપીશ. ૨૪અને તેણે બહાર જઈને પોતાની
માને પૂછ્યું, કે હું શું માગું? ૨૫અને તેણે તેને કહ્યું, યોહાન બાપ્તિસ્મા કરનારનું
માથું. અને તરત રાજાની પાસે ઉતાવળથી માંહે આવીને તેણે કહ્યું, કે હું ચાહું છું, કે
યોહાન બાપ્તિસ્મા કરનારનું માથું કથરોટમાં હમણાંજ તું મને અપાવ. ૨૬અને રાજા
બહુ દિલગીર થયો, પણ પોતે સમ ખાધા હતા તેને લીધે તથા પોતાની સાથે બેઠેલાઓને
લીધે તેણે તેને ના કહેવાને ચાહ્યું નહિ. ૨૭અને તરત રાજાએ સિપાઈને મોકલીને
તેનું માથું લાવવાનો હુકમ કર્યો, ને તેણે જઈને કેદખાનામાં તેનું માથું કાપી નાખ્યું;
૨૮અને તેનું માથું કથરોટમાં લાવીને છોડીને આપ્યું; અને છોડીએ પોતાની
માને તે આપ્યું; ૨૯અને તેના શિષ્યો એ સાંભળીને આવ્યા, ને તેનું ધડ લઈ
ગયા, ને તેને કબરમાં મૂક્યું.

## પ્રેરિતોનું પાછું ફરવું

૩૦અને પ્રેરિતો ઈસુની પાસે એકઠા થાય છે, ને જે જે તેઓએ કર્યું હતું તથા
જે જે તેઓએ શીખવ્યું હતું, તે બધું તેઓએ તેને કહી સંભળાવ્યું. ૩૧અને તેણે
તેઓને કહ્યું, કે તમે પોતે ઉજ્જડ ઠેકાણે એકાંતમાં આવો, ને થોડો વિસામો લો;
કેમકે આવનારા ને જનારા ઘણા હતા; અને તેમને ખાવાનો પણ અવકાશ મળતો
નહોતો. ૩૨અને તેઓ હોડીમાં બેસીને ઉજ્જડ ઠેકાણે એકાંતમાં ગયા. ૩૩અને
લોકોએ તેઓને જતાં દીઠા, ને ઘણાએ તેને ઓળખ્યો, ને સર્વ શહેરોમાંથી પગે

કહીને] તેણે સર્વ ખોરાક શુદ્ધ ઠરાવ્યા ૨૦ વળી તેણે કહ્યું, કે માણસમાંથી જે
નીકળે છે તેજ માણસને વટાળે છે ૨૧ કેમકે માહેથી, એટલે માણસોના હૃદયમાંથી,
ભુંડા વિચારો નીકળે છે, એટલે છિનાળા, ચોરીઓ, હત્યાઓ, ૨૨ વ્યભિચારો, લોભ,
દુષ્ટતા, કપટ, કામાતુરપણુ, અદેખાઈ, નિંદા, અભિમાન, મૂર્ખપણુ, ૨૩ એ બધા
ભૂંડા વાના માહેથી નીકળે છે, ને માણસને વટાળે છે

## વિદેશી છોકરીનું સાજા કરાવું

૨૪ પછી તે ત્યાથી ઊઠીને તૂર તથા સીદોનની સીમોમા ગયો અને તે ઘરમા
પેઠો, ને તે કોઈ ન જાણે એવું તે ચહાતો હતો, પણ તે ગુપ્ત રહી ન શક્યો. ૨૫ કેમકે
એક સ્ત્રી જેની નાની દીકરીને અશુદ્ધ આત્મા વળગેલો હતો, તે તેના વિષે સાભળીને
આવી, ને તેના પગ આગળ પડી ૨૬ તે સ્ત્રી યુનાની હતી, ને સુરફેનીકી કુળની
હતી અને તેણે પોતાની દીકરીમાથી ભૂત કાઢવાને તેને વિનતી કરી ૨૭ પણ
ઈસુએ તેને કહ્યું, કે છોકરાંને પહેલા ધરાવા દે, કેમકે છોકરાની રોટલી લઈને કૂતરાંને
ફેંકવી એ વાજબી નથી ૨૮ પણ તેણે તેને ઉત્તર આપ્યો, કે હા, પ્રભુ કૂતરા પણ
મેજ તળે છોકરાના કકડામાથી ખાય છે ૨૯ અને તેણે તેને કહ્યું, કે આ વાતને લીધે
જા, તારી દીકરીમાથી ભૂત નીકળ્યુ છે ૩૦ અને તેણે પોતાને ઘેર આવીને જોયુ તો
છોડી ખાટલા પર સૂતેલી છે, ને તેનામાથી ભૂત નીકળ્યુ છે

## બહેરા તથા મૂગા માણસનુ સાજા કરાવું

૩૧ અને ફરી તૂરની સીમોમાથી નીકળીને, સીદોનમા થઈને દકાપોલીસની
સીમોની મધ્યે થઈને ગાલીલના સમુદ્રની પાસે તે આવ્યો ૩૨ અને તેઓ એક બહેરા
બોબડાને તેની પાસે લાવે છે, ને તેના પર હાથ મૂકવાને તેની વિનતી કરે છે ૩૩ અને
તેણે લોક પાસેથી તેને એકાતમા લઈ જઈને તેના કાનોમા પોતાની આગળી ઘાલી,
ને થૂકીને તેની જીભને અડકયો, ૩૪ અને આકાશ તરફ જોઈને તેણે નિસાસો મૂકીને
કહ્યું, કે એફફાથા, એટલે ઊઘડી જા ૩૫ અને તરત તેના કાનો ઊઘડી ગયા, ને તેની
જીભનુ બંધન છૂટ્યુ, ને તે સાફ બોલ્યો ૩૬ અને તેણે તેઓને તાકીદ કરી, કે તમારે
તે કોઈને કહેવુ નહિ, પણ જેમ જેમ તેણે વધારે તાકીદ કરી તેમ તેમ તેઓએ તે
વધારે પ્રગટ કર્યું ૩૭ અને તેઓ બેહદ અચબો પામ્યા, અને બોલ્યા, કે તેણે બધુ
સારૂ જ કર્યુ છે, તે બહેરાઓને પણ સાભળતા કરે છે, ને મૂગાઓને બોલતા કરે છે

## ચાર હજારને જમાડવુ

૮ તે દહાડાઓમા જ્યારે ફરી અતિ ઘણા લોક હતા, ને તેઓની પાસે કંઈ ખાવાનું
ન હતું, ત્યારે તે પોતાના શિષ્યોને પાસે બોલાવીને તેઓને કહે છે, કે ૨ લોક
પર મને દયા આવે છે, કેમકે હમણા ત્રણ દહાડાથી તેઓ મારી જોડે રહ્યા છે, ને
તેઓની પાસે કંઈ ખાવાનુ નથી, ૩ અને જો હું તેઓને ભૂખ્યા ઘેર મોકલુ તો
વાટમા તેઓ નિર્બળ થઈ જશે, વળી તેઓમાના કેટલાએક આઘેથી આવ્યા છે.
૪ તેના શિષ્યોએ તેને ઉત્તર આપ્યો, કે અહીં રાનમા ક્યાથી કોઈ એટલા બધાને
રોટલીથી તૃપ્ત કરી શકે? ૫ અને તેણે તેઓને પૂછ્યુ, તમારી પાસે કેટલી રોટલી
છે? અને તેઓએ તેને કહ્યું, સાત ૬ અને તેણે લોકને જમીન પર બેસવાનો હુકમ

આપ્યો; અને સાત રોટલી લઈને તેણે સ્તુતિ કરીને ભાંગી, ને પીરસવા સારૂ પોતાના
શિષ્યોને આપી; અને તેઓએ લોકને પીરસી. ૭ અને તેઓની પાસે થોડી નાની
માછલી પણ હતી; અને તેણે તે પર આશીર્વાદ માગીને તે પણ લોકોને પીરસવાનું
કહ્યું. ૮ અને તેઓ ખાઈને ધરાયા; અને તેઓએ બાકી રહેલા કકડાઓની સાત
ટોપલી ઉઠાવી. ૯ અને [ખાનારા] આશરે ચાર હજાર હતા; અને તેણે તેઓને
વિદાય કર્યા. ૧૦ અને તરત પોતાના શિષ્યોની સાથે હોડીમાં બેસીને તે દાલમાનુથાની
સીમોમાં આવ્યો.

## અંધાપા વિષે શિષ્યોને ઠપકો

૧૧ અને ફરોશીઓ નીકળી આવ્યા, ને તેનું પરીક્ષણ કરતાં તેની પાસે
આકાશમાંથી નિશાની માગીને તેની સાથે વિવાદ કરવા લાગ્યા. ૧૨ અને પોતાના
આત્મામાં ઉંડો નિસાસો મૂકીને તે કહે છે, આ પેઢી નિશાની કેમ માગે છે? હું તમને
ખચીત કહું છું, કે આ પેઢીને કંઈ જ નિશાની અપાશે નહિ. ૧૩ અને તેઓને મૂક્યા
પછી તે પાછો હોડીમાં બેસીને પેલે પાર ગયો.

૧૪ અને તેઓ રોટલી લાવવાને વીસરી ગયા હતા; અને તેઓની પાસે હોડીમાં
એક કરતાં વધારે રોટલી નહોતી. ૧૫ અને તેણે તેઓને આજ્ઞા આપી, કે જોજો,
ફરોશીઓના ખમીરથી તથા હેરોદના ખમીરથી સાવધાન રહો. ૧૬ અને તેઓએ
માંહોમાંહે સંવાદ કરીને કહ્યું, કે આપણી પાસે રોટલી નથી. ૧૭ અને ઈસુ એ
જાણીને તેઓને કહે છે, કે તમારી પાસે રોટલી નથી એ માટે તમે કેમ સંવાદ કરો
છો? હજી સુધી શું તમે નથી જાણતા, ને નથી સમજતા? શું તમારાં હૃદય કઠણ થયાં
છે? ૧૮ તમને આંખો છતાં શું તમે નથી દેખતા? અને કાનો છતાં શું તમે નથી
સાંભળતા? અને શું યાદ નથી રાખતા? ૧૯ જ્યારે પાંચ હજારને સારૂ પાંચ
રોટલી મેં ભાંગી, ત્યારે તમે કકડાઓની ભરેલી કેટલી ટોપલી ઉઠાવી? તેઓ તેને
કહે છે, કે બાર. ૨૦ અને જ્યારે ચાર હજારને સારૂ સાત, ત્યારે તમે કકડાથી
ભરેલી કેટલી ટોપલી ઉઠાવી? અને તેઓએ કહ્યું, કે સાત. ૨૧ અને તેણે તેઓને
કહ્યું, શું તમે હજી નથી સમજતા?

## એક આંધળાનું દેખતા કરાવું

૨૨ અને તે બેથસૈદામાં આવે છે. અને તેઓ તેની પાસે એક આંધળાને લાવે છે,
ને તેને અડકવા સારૂ તેઓ તેને વિનતી કરે છે. ૨૩ અને આંધળાનો હાથ પકડીને
તે તેને ગામમાંથી બહાર લઈ ગયો, ને તેની આંખોમાં થૂંકીને ને તેના પર હાથ
મૂકીને તેને પૂછ્યું, કે તું કંઈ જુએ છે? ૨૪ અને ઉંચું જોઈને તેણે કહ્યું, કે હું
માણસોને દેખું છું; કેમકે તેઓને ઝાડોના જેવા ચાલતાં દેખું છું. ૨૫ ત્યારે તેણે
ફરી તેની આંખો પર હાથ મૂક્યા; અને તેણે તાકીને જોયું, ને સાજો થયો,
ને સઘળું સ્પષ્ટ રીતે દીઠું. ૨૬ અને તેણે તેને ઘેર મોકલતાં કહ્યું, કે ગામમાં પણ
પેસતો ના.

## પીતરનો ઇકરાર

૨૭અને ઈસુ તથા તેના શિષ્યો કાઈસારીઆ ફિલિપીના ગામોમા ગયા, અને
માર્ગમા તેણે પોતના શિષ્યોને પૂછ્યુ, કે હુ કોણ છું એ વિષે માણસો શુ કહે છે?
૨૮અને તેઓએ તેને કહ્યુ, કે [કોઈ કહે છે કે] તું યોહાન બાપ્તિસ્મા કરનાર છે,
અને કોઈ [કહે છે] કે તું એલીયાહ છે, અને કોઈ [કહે છે] કે તું પ્રબોધકોમાંનો એક
છે ૨૯અને તેણે તેઓને પૂછ્યુ, પણ હુ કોણ છુ, એ વિષે તમે શુ કહો છો?
પીતરે તેને ઉત્તર આપ્યો, કે તું તો ખ્રિસ્ત છે

## પ્રભુ ઈસુની પોતાના મરણ તથા પુનરુત્થાન વિષે આગાહી

૩૦અને તેણે તેઓને તાકીદ કરી, કે મારા વિષે તમારે કોઈને કહેવુ નહિ
૩૧અને તે તેઓને શીખવવા લાગ્યો, કે માણસના દીકરાએ ઘણુ સહેવુ ને
વડીલોથી તથા મુખ્ય યાજકોથી તથા શાસ્ત્રીઓથી નાપસદ થવુ, ને માર્યા જવુ,
ને ત્રણ દહાડા પછી પાછા ઊઠવુ, એ જરૂરનુ છે ૩૨અને તે એ વાત ઉઘાડી રીતે
બોલ્યો અને પીતર તેને એક બાજુએ લઈ જઈને તેને ઠપકો આપવા લાગ્યો,
૩૩પણ તેણે પાછા ફરીને તથા પોતાના શિષ્યોને જોઈને પીતરને ઠપકો આપ્યો
કે શેતાન મારી પછવાડે જા, કેમકે તું દેવની વાતો પર નહિ પણ માણસોની
વાતો પર ચિત્ત લગાડે છે

## અનુકરણનું ફરમાન

૩૪અને તેણે પોતાના શિષ્યો સુદ્ધા લોકોને પાસે બોલાવીને તેઓને કહ્યુ, કે જો
કોઈ મારી પછવાડે આવવા ચાહે તો તેણે પોતાનો નકાર કરવો, ને પોતાનો વધસ્તભ
ઉચકીને મારી પછવાડે ચાલવુ ૩૫કેમકે જે કોઈ પોતાનો જીવ બચાવવા ચાહે છે,
તે તેને ખોશે, અને જે કોઈ મારે લીધે તથા સુવાર્તાને લીધે પોતાનો જીવ ખોશે
તે તેને બચાવશે ૩૬કેમકે જો માણસ આખુ જગત મેળવે, ને પોતાના જીવની
હાનિ પામે, તો તેને શો લાભ થાય? ૩૭વળી માણસ પોતાના જીવનો શો બદલો
આપશે? ૩૮કેમકે આ વ્યભિચારી તથા પાપી પેઢીમા જે કોઈ મારે લીધે તથા
મારી વાતોને લીધે શરમાશે, તેને લીધે માણસનો દીકરો પણ જ્યારે પોતાના
બાપના મહિમામા પવિત્ર દૂતોની સાથે આવશે, ત્યારે તે શરમાશે

૯ અને તેણે તેઓને કહ્યુ કે હુ તમને ખચીત કહુ છુ, કે અહીં ઊભા
રહેનારાઓમાના કેટલાએક એવા છે કે જેઓ પરાક્રમે આવેલુ દેવનુ રાજ્ય
જોયા પહેલા મરણ પામશે જ નહિ

## પ્રભુ ઈસુનુ રૂપાતર

૨અને છ દહાડા પછી ઈસુ પીતરને તથા યાકૂબને તથા યોહાનને સાથે લઈને
તેઓને ઊચા પહાડ ઉપર એકાતમા લઈ જાય છે, અને તેઓની આગળ તેનુ રૂપાતર
થયુ ૩અને તેના લૂગડા ઊજળા, બહુ જ સફેદ થયા, એવા કે પૃથ્વીમા કોઈ પણ
ધોબી તેવા સફેદ કરી ન શકે ૪અને એલીયાહ મુસાની સઘાતે તેઓને દેખાયો,
ને તેઓ ઈસુની સાથે વાત કરતા હતા. ૫અને પીતર ઉત્તર આપીને ઈસુને કહે

છે, કે રાબ્બી, અહીં રહેવું આપણે માટે સારૂં છે; તો અમે ત્રણ માંડવા બાંધીએ;
એક તારે વાસ્તે, ને એક મુસાને વાસ્તે, ને એક એલીયાહને વાસ્તે. ૬ કેમકે શું
બોલવું એ તેને સૂઝયું નહિ, કેમકે તેઓ બહુ બીધા હતા. ૭ અને એક વાદળું
આવ્યું ને તેઓ પર છાયા કરી; અને વાદળામાંથી એવી વાણી થઈ, કે આ મારો
વહાલો દીકરો છે, તેનું સાંભળો. ૮ અને તત્કાળ ચોતરફ જોઈને તેઓએ પછી
પોતાની સાથે એકલા ઈસુ વિના કોઈને દીઠો નહિ. ૯ અને પહાડ પરથી તેઓ
ઊતરતા હતા, ત્યારે તેણે તેઓને ફરમાવ્યું, કે તમે જે જોયું છે તે માણસનો દીકરો
મૂએલાંમાંથી પાછો ન ઊઠે ત્યાં સુધી કોઈને કહેતા ના. ૧૦ અને તેઓએ તે વાત
મનમાં રાખી, ને મૂએલાંમાંથી પાછા ઊઠવું એ શું હશે, તે વિષે માહોમાંહે વિવાદ
કરતા હતા. ૧૧ અને તેઓએ તેને પૂછ્યું, કે શાસ્ત્રીઓ કેમ કહે છે, કે પહેલાં એલીયાહે
આવવું જોઈએ? ૧૨ અને તેણે તેઓને કહ્યું, કે એલીયાહ પહેલાં આવીને સર્વને સુધારે
છે ખરો; અને માણસના દીકરા વિષે એમ કેમ લખેલું છે કે તેણે ઘણું દુઃખ સહેવું
ને તુચ્છકાર પામવો? ૧૩ પણ હું તમને કહું છું, કે એલીયાહ ખરેખર આવ્યો છે;
અને તેના વિષે લખેલું છે તે પ્રમાણે જેમ તેઓએ ચાહ્યું તેમ તેને કર્યું.

## ભૂત વળગેલા છોકરાનું સાજા કરાવું

૧૪ અને તેઓએ શિષ્યોની પાસે આવીને તેઓની આસપાસ અતિ ઘણા લોકને
તથા તેઓની સાથે વિવાદ કરતા શાસ્ત્રીઓને દીઠા. ૧૫ અને તરત તે બધા લોક
તેને જોઈને બહુ અચરતી પામ્યા, ને દોડીને તેને સલામ કરી. ૧૬ અને તેણે
તેઓને પૂછ્યું, કે તેઓની જોડે તમે શો વિવાદ કરો છો? ૧૭ અને લોકમાંથી એકે
તેને ઉત્તર આપ્યો, કે ઉપદેશક, હુ મારા દીકરાને તારી પાસે લાવ્યો, તેને મૂગો
આત્મા વળગેલો છે; ૧૮ અને જ્યાં કહીં તે તેને પકડે છે, ત્યાં તે તેને પાડી નાખે છે;
અને તે ફીણ કાઢે છે, ને દાંત પીસે છે, ને તે તવાતો જાય છે; અને મેં તારા
શિષ્યોને તેને કાઢવાનું કહ્યું; પણ તેઓ કાઢી શક્યા નહિ. ૧૯ પણ તેણે ઉત્તર
આપ્યો, કે ઓ અવિશ્વાસી પેઢી, હું ક્યા સુધી તમારી સાથે રહીશ? ક્યાં સુધી હું
તમારૂં ખમીશ? તેને મારી પાસે લાવો. ૨૦ અને તેઓ તેને તેની પાસે લાવ્યા, ને
એને જોઈને આત્માએ તરત તેને મરડયો; અને જમીન પર પડીને તે ફીણ કાઢતો
તરફડયો. ૨૧ અને તેણે એના બાપને પૂછ્યું, કે એને આ થયાને કેટલો કાળ થયો
છે? અને તેણે કહ્યું, કે બાળપણથી. ૨૨ અને તેનો નાશ કરવા સારૂ તેણે ઘણી
વેળાએ તેને આગમાં તથા પાણીમાં પણ નાખી દીધો છે; પણ જો તું કંઈ કરી શકે
તો અમારા પર કરુણા રાખીને અમને મદદ કર. ૨૩ પણ ઈસુએ તેને કહ્યું, કે જો
તું કરી શકે! વિશ્વાસ રાખનારને તો સર્વ શક્ય છે. ૨૪ અને તરત બાળકના
બાપે ઘાટો પાડતાં કહ્યું, કે હું વિશ્વાસ કરૂં છું; મારા અવિશ્વાસ વિષે મને મદદ કર.
૨૫ પણ ઘણા લોક દોડતા આવે છે, એ જોઈને ઈસુએ અશુદ્ધ આત્માને ધમકાવીને
કહ્યું, કે 'ગા તથા બહેરા આત્મા, હું તને હુકમ કરૂં છું, કે તેમાંથી નીકળ, ને ફરી
તેમાં ન પેસ. ૨૬ અને ચીસ પાડીને ને તેને બહુ મરડીને તે નીકળ્યો; અને તે

મૂઆ જેવો થઈ ગયો એવો કે ઘણાખરાએ કહ્યું, કે તે મરી ગયો છે ૨૭ પણ
ઈસુએ તેનો હાથ ઝાલીને તેને ઉઠાડયો, અને તે ઉભો થયો ૨૮ અને તે ઘરમા
આવ્યો ત્યારે તેના શિષ્યોએ તેને એકાન્તમા પૂછ્યુ, કે અમે કેમ તે કાઢી ન શક્યા?
૨૯ અને તેણે તેઓને કહ્યું, કે પ્રાર્થના સિવાય બીજા કોઈ ઉપાયથી એ જાત નીકળી
શકે એમ નથી

## મરણ વિષે બીજી આગાહી

૩૦ અને ત્યાથી નીકળીને તેઓ ગાલીલમા થઈને ગયા, અને તે કોઈ ન જાણે
એવી તેની ઇચ્છા હતી ૩૧ કેમકે તે પોતાના શિષ્યોને શીખવતો, ને તેઓને કહેતો,
કે માણસનો દીકરો માણસોના હાથમા સોંપાયો છે ને તેઓ તેને મારી નાખશે,
અને મારી નખાયા પછી તે ત્રીજે દહાડે પાછો ઉઠશે ૩૨ અને તેઓ આ વાત
સમજ્યા નહિ, ને તેને પૂછતા બીધા.

## નમ્રતા વિષે ઉપદેશ

૩૩ અને તેઓ કાપરનાહુમમા આવ્યા, અને તે ઘરમા હતો ત્યારે તેણે તેઓને
પૂછ્યુ કે તમે માર્ગમાં શો વિવાદ કરતા હતા? ૩૪ પણ તેઓ છાના રહ્યા, કેમકે
માર્ગમા તેઓ માહોમાહે વિવાદ કરતા હતા કે મુખ્ય કોણ છે? ૩૫ અને તે બેઠો
ને બારેને તેડીને તેઓને કહે છે કે જો કોઈ પહેલો થવા ચાહે તો તે સહુથી છેલ્લો
તથા સહુનો સેવક થાય ૩૬ અને તેણે એક બાળક લઈને તેઓની વચમા ઉભુ
રાખ્યુ, અને તેને બાથમા લઈને તેઓને કહ્યુ કે ૩૭ જે કોઈ મારે નામે એવા
બાળકોમાના એકનો સ્વીકાર કરે તે મારો સ્વીકાર કરે છે, અને જે કોઈ મારો
સ્વીકાર કરે છે તે કેવળ મારો જ નહિ પણ જેણે મને મોકલ્યો છે તેનો સ્વીકાર કરે છે

## મોટુ મન રાખવા વિષે

૩૮ યોહાને તેને કહ્યુ, કે ઉપદેશક અમે કોઈએકને તારે નામે ભૂત કાઢતા દીઠો,
અને અમે તેને મના કરી કારણ કે તે આપણી સાથે ચાલતો નથી ૩૯ પણ ઈસુએ
તેને કહ્યુ, કે તેને મના કરો મા કેમકે એવો કોઈ નથી કે જે મારે નામે ચમત્કાર
કરે ને સહેજ મારી નિંદા કરી શકે ૪૦ કેમકે જે આપણી વિરુદ્ધ નથી તે આપણા
પક્ષનો છે ૪૧ કેમકે હુ તમને ખચીત કહુ છું કે તમે ખ્રિસ્તના છો એ કારણથી જે
કોઈ તમને પ્યાલુ પાણી પાશે તે પોતાનુ ફળ નહિ ખોશે

## ઠોકર ખવડાવવા વિષે ચેતવણી

૪૨ અને જે નાનાઓ મારા પર વિશ્વાસ કરે છે, તેઓમાના એકને જે કોઈ ઠોકર
ખવડાવે તેને માટે તે કરતા આ સારૂ છે કે તેની કોટે ઘંટીનુ પડ બંધાય ને તે
સમુદ્રમા નંખાય ૪૩ અને જો તારો હાથ તને ઠોકર ખવડાવે તો તેને કાપી નાખ,
તને બે હાથ છતા નરકમા ન હોલવાનાર અગ્નિમા જવુ, ૪૪ તેના કરતા ઠૂંઠો
થઈને જીવનમા પેસવુ એ તારે માટે સારૂં છે ૪૫ અને જો તારો પગ તને ઠોકર
ખવડાવે, તો તેને કાપી નાખ, તને બે પગ છતા નરકાગ્નિમા નંખાવું ૪૬ તેના
કરતા લંગડો થઈને જીવનમા પેસવુ એ તારે માટે સારૂં છે ૪૭ અને જો તારી

આંખ તને ઠોકર ખવડાવે તો તેને કાઢી નાખ; તને બે આંખ છતાં નરકાગ્નિમાં
નંખાવું, ૪૮ કે જ્યાં તેઓનો કીડો મરતો નથી, ને અગ્નિ હોલવાતો નથી, તેના કરતાં
કાણો થઈને દેવના રાજ્યમાં પેસવું એ તારે માટે સારૂં છે. ૪૯ કેમકે અગ્નિથી દરેક
સલૂણું કરાશે; [[અને દરેક યજ્ઞ મીઠાથી સલૂણો કરાશે]]. ૫૦ મીઠું તો સારૂં છે;
પણ જો મીઠું સ્વાદ વગરનું થયું હોય, તો તેને શાથી ખારૂં કરશો? પોતામાં મીઠું
રાખો, ને માંહોમાંહે સલાહ રાખો.

## ફારગતી વિષે પ્રશ્ન

૧૦ અને ત્યાંથી ઊઠીને તે યરદનને પેલે પાર યહુદાહની સીમોમાં આવે છે;
અને ફરી ઘણા લોક આવીને તેની પાસે એકઠા થાય છે; અને તેના
રિવાજ પ્રમાણે તેણે ફરી તેઓને બોધ કર્યો. ૨ અને ફરોશીઓએ પાસે આવીને
તેનું પરીક્ષણ કરતાં તેને પૂછ્યું, કે શું પુરુષે પોતાની સ્ત્રીને મૂકી દેવી ઉચિત છે?
૩ પણ તેણે તેઓને ઉત્તર આપ્યો, કે મુસાએ તમને શી આજ્ઞા આપી હતી?
૪ અને તેઓએ કહ્યું, કે ફારગતી લખીને તેને મૂકી દેવાની મુસાએ રજા આપી.
૫ પણ ઈસુએ તેઓને કહ્યું, કે તમારાં હૃદયની કઠણતાને લીધે મુસાએ તમારે સારૂ
એવી આજ્ઞા લખી; ૬ પણ ઉત્પત્તિના આરંભથી દેવે તેઓને એક પુરુષ તથા એક
સ્ત્રી બનાવ્યાં. ૭ એ કારણથી માણસ પોતાનાં માબાપને મૂકીને પોતાની વહુને
વળગી રહેશે; ૮ અને તેઓ બન્ને એક દેહ થશે; એ માટે તેઓ ત્યાર પછી બે નથી,
પણ એક દેહ છે; ૯ તો દેવે જેને જોડ્યું છે તેને માણસે જુદું ન પાડવું.
૧૦ અને ઘરમાં તેના શિષ્યોએ ફરી તેજ બાબત વિષે તેને પૂછ્યું. ૧૧ અને તે
તેઓને કહે છે, કે જે કોઈ પોતાની વહુને મૂકી દે, ને બીજીને પરણે, તે તેની વિરુદ્ધ
છિનાળું કરે છે; ૧૨ અને જો વહુ પોતાના વરને મૂકી દે, ને બીજાને પરણે, તો તે
છિનાળું કરે છે.

## બાળકોને આશીર્વાદ

૧૩ અને તેઓ તેની પાસે બાળકો લાવ્યા કે તે તેઓને અડકે; અને શિષ્યોએ
તેઓને ધમકાવ્યા. ૧૪ પણ ઈસુ તે જોઈને નાખુશ થયો, ને તેણે તેઓને કહ્યું, કે
બાળકોને મારી પાસે આવવા દો, ને તેઓને વારો મા; કેમકે દેવનું રાજ્ય એવાંઓનું
છે. ૧૫ હું તમને ખચીત કહુ છું, કે જે કોઈ બાળકની માફક દેવનું રાજ્ય સ્વીકારશે
નહિ, તે એમાં પ્રવેશ કરશે જ નહિ. ૧૬ અને તેણે તેઓને બાથમાં લીધાં, ને તેઓ
પર હાથ મૂકીને તેઓને આશીર્વાદ દીધો.

## દ્રવ્યવાન જુવાન માણસ અનંતજીવન શોધે છે

૧૭ અને તે બહાર નીકળીને રસ્તે જતો હતો, ત્યારે એક જણ તેની પાસે દોડતો
આવ્યો, ને તેણે તેની આગળ ઘૂંટણ ટેકવીને પૂછ્યું, કે ઉત્તમ ઉપદેશક, અનંતજીવનનો
વારસો પામવા માટે હું શું કરૂં? ૧૮ અને ઈસુએ તેને કહ્યું, કે તું મને ઉત્તમ કેમ
કહે છે? એક, એટલે દેવ, તે વિના કોઈ ઉત્તમ નથી. ૧૯ તું આજ્ઞાઓ જાણે છે,
હત્યા ન કરવી, વ્યભિચાર ન કરવો, ચોરી ન કરવી, જૂઠી શાહેદી ન પૂરવી, ઠગાઈ

ન કરવી, માબાપનું સન્માન કરવું. ૨૦ અને તેણે તેને કહ્યું, કે ઉપદેશક, એ સર્વ
[આજ્ઞાઓ] તો હું નાનપણથી પાળતો આવ્યો છું. ૨૧ અને તેની તરફ જોઈને
ઈસુને તેના પર હેત આવ્યું, ને તેણે તેને કહ્યું, કે તું એક વાત સંબંધી અધુરો છે;
તારૂં જે છે તે જઈને વેચી નાખ, ને દરિદ્રીઓને આપી દે, ને આકાશમાં તને દોલત
મળશે; અને આવ, મારી પાછળ ચાલ. ૨૨ પણ તે વાતને લીધે તેનું મોં ઊતરી ગયું,
ને ઉદાસ થઈને તે ચાલ્યો ગયો, કેમકે તેની સંપત ઘણી હતી.

### દ્રવ્યથી પડતી હરકત

૨૩ અને ઈસુ આસપાસ જોઈને પોતાના શિષ્યોને કહે છે, કે જેઓની પાસે
દોલત છે તેઓને દેવના રાજ્યમાં પેસવું કેટલું બધું અઘરૂં પડશે! ૨૪ અને તેની
વાતોથી શિષ્યો અચંબો પામ્યા. પણ ઈસુ ફરી ઉત્તર આપીને તેઓને કહે છે, કે
છોકરા, દોલત પર ભરોસો રાખનારાઓને દેવના રાજ્યમાં પેસવું કેવું અઘરૂં છે!
૨૫ દોલતવાનોને દેવના રાજ્યમાં પેસવા કરતાં ઊંટને સોયના નાકામાં થઈને જવું
સહેલ છે. ૨૬ અને તેઓએ ઘણી અચરતી પામીને માંહોમાંહે કહ્યું, તો કોણ તારણ
પામી શકે? ૨૭ ઈસુ તેઓની તરફ જોઈને કહે છે, કે માણસોને તો એ અશક્ય છે,
પણ દેવને નથી, કેમકે દેવને સર્વ શક્ય છે. ૨૮ અને પીતર તેને કહેવા લાગ્યો, જો,
અમે બધું મુકીને તારી પાછળ આવ્યા છીએ. ૨૯ ઈસુએ તેને કહ્યું, કે હું તમને
ખચીત કહું છું, કે જે કોઈએ મારે લીધે તથા સુવાર્તાને લીધે પોતાના ઘરને કે
ભાઈઓને કે બહેનોને કે માને કે બાપને કે છોકરાંને કે ખેતરોને મુકી દીધાં હશે,
૩૦ તે હમણાં આ કાળમાં સોગણાં ઘરોને તથા ભાઈઓને તથા બહેનોને તથા માઓને
તથા છોકરાંને તથા ખેતરોને, સતાવણી સુદ્ધાં, તથા આવતા કાળમાં અનંતજીવન,
પામ્યા વગર રહેશે નહિ. ૩૧ પણ ઘણા જેઓ પહેલા તેઓ છેલ્લા, ને જેઓ છેલ્લા
તેઓ પહેલા થશે.

### મરણ વિષે ત્રીજી આગાહી

૩૨ અને યરૂશાલેમની બાજુ ચઢતાં તેઓ માર્ગમાં હતા; અને ઈસુ તેઓની
આગળ ચાલતો હતો; અને તેઓ અચંબો પામ્યા, ને પાછળ ચાલનારા બીધા.
અને તે ફરી બાર [શિષ્યો]ને પાસે બોલાવીને પોતા પર જે વીતવાનું હતું તે
તેઓને કહેવા લાગ્યો, કે ૩૩ જુઓ, આપણે યરૂશાલેમ જઈએ છીએ; અને
માણસનો દીકરો મુખ્ય યાજકોને તથા શાસ્ત્રીઓને સોંપાશે; અને તેઓ તેના
પર મરણદંડ ઠરાવશે, ને તેને વિદેશીઓને સોંપશે; ૩૪ અને તેઓ તેની મશ્કરી
કરશે, ને તેના પર થુંકશે, ને તેને કોરડા મારશે, ને તેને મારી નાખશે; અને ત્રીજે
દહાડે તે પાછો ઊઠશે.

### યાકૂબ તથા યોહાનની માગણી

૩૫ અને ઝબદીના દીકરા યાકૂબ તથા યોહાન તેની પાસે આવીને કહે છે, કે
ઉપદેશક, અમારી ઇચ્છા છે, કે અમે જે કંઈ માગીએ તે તું અમારે વાસ્તે કર.
૩૬ અને તેણે તેઓને કહ્યું, કે તમારી શી ઇચ્છા છે? હું તમારે વાસ્તે શું કરૂં?

૩૭ત્યારે તેઓએ તેને કહ્યું, કે તારા મહિમામાં અમે એક તારે જમણે હાથે, ને એક
તારે ડાબે હાથે બેસીએ, એવું અમારે વાસ્તે કર. ૩૮ પણ ઈસુએ તેઓને કહ્યું, કે
તમે જે માગો છો, તે તમે સમજતા નથી. જે પ્યાલો હું પીઉં છું તે શું તમે પીઈ
શકો છો? અને જે બાપ્તિસ્મા હું લઉં છું, તે બાપ્તિસ્મા શું તમે લઈ શકો છો?
૩૯ અને તેઓએ તેને કહ્યું, કે અમે તેમ કરી શકીએ છીએ. પણ ઈસુએ તેઓને કહ્યું,
કે જે પ્યાલો હું પીઉં છું તે તમે પીશો ખરા, ને જે બાપ્તિસ્મા હું લઉં છું તે બાપ્તિસ્મા
તમે લેશો ખરા; ૪૦ પણ મારે જમણે હાથે કે ડાબે હાથે કોઈને બેસવા દેવું એ મારું
કામ નથી, પણ જેઓને સારુ તે સિદ્ધ કરેલું છે તેઓને માટે છે.

## ખરી મોટાઈ

૪૧ અને [બાકીના] દશ એ સાંભળીને યાકૂબ તથા યોહાન સંબંધી નાખુશ થયા.
૪૨ પણ ઈસુ તેઓને પાસે બોલાવીને કહે છે, તમે જાણો છો કે વિદેશીઓ પર
જેઓ રાજ કરનારા કહેવાય છે, તેઓ તેમના પર ધણીપણું કરે છે: અને
તેઓમાં જે મોટા તેઓ તેમના પર અધિકાર ચલાવે છે. ૪૩ પણ તમારામાં એમ
નથી; પણ તમારામાં જે કોઈ મોટો થવા ચાહે, તે તમારો સેવક થાય; ૪૪ અને
જે કોઈ પ્રથમ થવા ચાહે તે સહુનો દાસ થાય. ૪૫ કેમકે માણસનો દીકરો સેવા
કરાવવાને નહિ, પણ સેવા કરવાને, ને ઘણાંની ખંડણીને સારુ પોતાનો જીવ આપ-
વાને આવ્યો છે.

## આંધળા બારતીમાયનું દેખતા કરાવું

૪૬ અને તેઓ યરેખોમાં આવે છે; અને યરેખોમાંથી તે તથા તેના શિષ્યો તથા
ઘણા લોક નીકળતા હતા, ત્યારે તિમાયનો દીકરો બારતીમાય જે આંધળો ભીખારી
હતો તે માર્ગની કોરે બેઠો હતો. ૪૭ અને એ ઈસુ નાઝારી છે, એમ સાંભળીને તે
બૂમ પાડવા તથા કહેવા લાગ્યો, કે ઓ ઈસુ, દાઊદના દીકરા, મારા પર દયા કર.
૪૮ અને ઘણાએ તેને ધમકાવ્યો, કે ચૂપ રહે; પણ તેણે વત્તી બૂમ પાડી, કે ઓ દાઊદના
દીકરા, મારા પર દયા કર. ૪૯ અને ઈસુએ ઊભા રહીને કહ્યું, કે તેને બોલાવો; અને
આંધળાને બોલાવીને તેઓ તેને કહે છે, કે હિમત રાખ; ઊઠ, તે તને બોલાવે છે.
૫૦ અને તે પોતાનું લૂગડું નાખી દઈને ઊઠયો, ને ઈસુની પાસે આવ્યો. ૫૧ અને
ઈસુએ તેને કહ્યું, કે હું તારે સારુ શું કરું, એ વિષે તારી શી ઇચ્છા છે? આંધળાએ
તેને કહ્યું, કે સ્વામી, હું દેખતો થાઉં. ૫૨ અને ઈસુએ તેને કહ્યું, કે જા; તારા વિશ્વાસે
તને બચાવ્યો છે. અને તરત તે દેખતો થયો, ને માર્ગમાં ઈસુની પાછળ ગયો.

## યરૂશાલેમમાં વિજયવંત પ્રવેશ

૧૧ અને તેઓ યરૂશાલેમની નજદીક જૈતુનના પહાડ આગળ બેથફાગે તથા
બેથાનીઆની પાસે આવે છે, ત્યારે તે પોતાના શિષ્યોમાંના બેને આગળ
મોકલે છે, ૨ ને તેઓને કહે છે, કે સામેના ગામમાં જાઓ; અને તેમાં તમે પેસશો
કે તરત એક ગધેડાનો વછેરો જેના પર કોઈ માણસ કદી બેઠું નથી, એવો તમને
બાંધેલો મળશે; તેને છોડી લાવો. ૩ અને જો કોઈ તમને પૂછે, કે તમે શા માટે

એમ કરો છો? તો એમ કહો, કે પ્રભુને તેનો ખપ છે; અને તરત તે એને અહીં
મોકલશે. ૪ અને તેઓ ગયા, ને બારણાની બહાર ખુલ્લા રસ્તામાં બાંધેલો વછેરો
તેઓને મળ્યો; અને તેઓ તેને છોડે છે. ૫ અને જેઓ ત્યાં ઊભા હતા તેઓમાંના
કેટલાએક તેઓને પૂછ્યું, કે વછેરાને તમે શું કરવા છોડો છો? ૬ અને જેમ ઈસુએ
તેઓને ફરમાવ્યું હતું તેમ તેઓએ તેઓને કહ્યું; અને તેઓએ તેમને જવા દીધા.
૭ અને તેઓ વછેરાને ઈસુની પાસે લાવ્યા, ને તેના પર પોતાનાં લૂગડાં નાખ્યાં;
અને તેના પર તે બેઠો. ૮ અને ઘણાઓએ પોતાનાં લૂગડાં રસ્તામાં પાથર્યાં; અને
બીજાઓએ ખેતરમાંથી ડાળીઓ કાપીને [રસ્તામાં પાથરી]. ૯ અને આગળ તથા
પાછળ ચાલનારાઓએ બૂમ પાડતાં કહ્યું, કે હોસાન્ના; પ્રભુને નામે જે આવે છે, તેને
ધન્ય! ૧૦ આપણા બાપ દાઊદનું રાજ્ય જે પ્રભુને નામે આવે છે, તે આશીર્વાદિત
છે; પરમ ઊંચામાં હોસાન્ના!

૧૧ અને ઈસુ યરૂશાલેમ જઈને મંદિરમાં ગયો; અને ચોતરફ બધું જોઈને સાંજ
પડ્યા પછી બારે સુદ્ધાં નીકળીને તે બેથાનીઆમાં ગયો.

## નિષ્ફળ અંજીરી

૧૨ અને બીજે દહાડે તેઓ બેથાનીઆમાંથી નીકળી આવતાં પછી તે ભૂખ્યો
થયો. ૧૩ અને એક અંજીરી જેને પાંદડાં આવ્યાં હતાં તેને આઘેથી જોઈને તે તેની
પાસે ગયો કે કદાપિ તેને તે પરથી કંઈ મળે; અને તે તેની પાસે આવ્યો ત્યારે પાંદડાં
વિના તેને કંઈ મળ્યું નહિ; કેમકે અંજીરોની ઋતુ ન હતી. ૧૪ અને ઈસુએ તેને કહ્યું,
કે હવેથી કોઈ તારા પરથી કદી ફળ ન ખાઓ. અને તેના શિષ્યોએ એ સાંભળ્યું.

## મંદિરનું શુદ્ધિકરણ

૧૫ અને તેઓ યરૂશાલેમ આવે છે; અને તે મંદિરમાં પેસીને મંદિરમાં વેચ-
નારાઓને તથા ખરીદનારાઓને કાઢી મૂકવા લાગ્યો, ને નાણાવટીઓના બાજઠ તથા
કબૂતર વેચનારાઓનાં આસનો ઊંધાં વાળ્યાં; ૧૬ અને કોઈને મંદિરમાં થઈને કંઈ
વાસણ લઈ જવા દીધું નહિ. ૧૭ અને તેઓને બોધ કરતાં તેણે કહ્યું, કે શું એમ
લખેલું નથી, કે મારૂં ઘર સર્વ દેશનાઓને સારૂ પ્રાર્થનાનું ઘર કહેવાશે? પણ તમે તેને
લૂંટારાઓનું કોતર કર્યું છે. ૧૮ અને મુખ્ય યાજકોએ તથા શાસ્ત્રીઓએ તે સાંભળ્યું,
ને તેનો નાશ શી રીતે કરવો તે વિષે શોધ કરી; કેમકે તેઓ તેનાથી બીતા, કારણ
કે સર્વ લોક તેના ઉપદેશથી અચરતી પામતા.

૧૯ અને દર સાંજે તે શહેર બહાર જતો.

## વિશ્વાસનું પરાક્રમ

૨૦ અને તેઓએ સવારે અંજીરીની પાસે થઈને જતાં તેને જડથી સુકાઈ ગએલી
જોઈ. ૨૧ અને પીતર સંભારીને તેને કહે છે, કે સ્વામી, જો, જે અંજીરીને તેં શાપ
દીધો હતો તે સુકાઈ ગઈ છે. ૨૨ અને ઈસુ તેઓને કહે છે, કે દેવ પર વિશ્વાસ
રાખો. ૨૩ કેમકે હું તમને ખચીત કહું છું, કે જે કોઈ આ પર્વતને એમ કહે કે
ખસેડાઈ જા, ને સમુદ્રમાં નખા; અને પોતાના હૃદયમાં સંદેહ ન આણતાં વિશ્વાસ

રાખશે, કે જે હું કહું છું તે થશે; તો તે તેને વાસ્તે થશે. ૨૪એ માટે હું તમને
કહું છું, કે પ્રાર્થના કરતાં જે સર્વ તમે માગો છો, તે અમે પામ્યા છીએ, એવો
વિશ્વાસ રાખો, તો તે તમને મળશે. ૨૫અને જ્યારે જ્યારે તમે ઊભા રહીને
પ્રાર્થના કરો છો, ત્યારે ત્યારે જો કોઈ તમારો અપરાધી હોય, તો તેને માફ કરો;
એ માટે કે તમારો બાપ જે આકાશમાં છે, તે પણ તમારા અપરાધો તમને માફ
કરે. ૨૬પણ જો તમે તેને માફ નહિ કરો, તો તમારો બાપ જે આકાશમાં છે તે
પણ તમારા અપરાધ તમને માફ કરશે નહિ.

## પ્રભુ ઈસુના અધિકાર વિષે પ્રશ્ન

૨૭અને ફરી તેઓ યરૂશાલેમમાં આવે છે; અને તે મંદિરમાં ફરતો હતો, ત્યારે
મુખ્ય યાજકોએ તથા શાસ્ત્રીઓએ તથા વડીલોએ તેની પાસે આવીને ૨૮તેને
કહ્યું, કે કયા અધિકારથી તું આ કામો કરે છે? અથવા આ કામો કરવાનો તને કોણે
અધિકાર આપ્યો? ૨૯અને ઈસુએ તેઓને કહ્યું, કે હું એક વાત તમને પૂછીશ;
અને તેનો તમે મને જવાબ દો, તો હું કયા અધિકારથી આ કામો કરૂં છું તે હું તમને
કહીશ. ૩૦યોહાનનું બાપ્તિસ્મા આકાશથી હતું કે માણસોથી? મને જવાબ દો.
૩૧અને તેઓએ માંહોમાંહે વિચાર કરીને કહ્યું, કે જો કહીએ, કે આકાશથી; તો તે
કહેશે, કે ત્યારે તમે તેના પર વિશ્વાસ કેમ નહિ કર્યો? ૩૨પણ જો કહીએ, કે માણસ-
થી—તો તેઓ લોકથી બીધા, કેમકે બધા લોક યોહાનને નિશ્ચે પ્રબોધક માનતા હતા.
૩૩અને તેઓ ઉત્તર આપીને ઈસુને કહે છે, કે અમે જાણતા નથી. અને ઈસુ તેઓને
કહે છે, કે હું કયા અધિકારથી આ કામો કરૂં છું તે હું પણ તમને કહેતો નથી.

## દ્રાક્ષાવાડીનું દૃષ્ટાંત

૧૨ અને તે તેઓને દૃષ્ટાંતોમાં કહેવા લાગ્યો, કે એક માણસે દ્રાક્ષાવાડી રોપી,
ને તેની આસપાસ વાડ કરી, ને દ્રાક્ષાકુંડ ખોદ્યો, ને બુરજ બાંધ્યો, ને
ખેડૂતોને તે ઈજારે આપીને પરદેશ ગયો. ૨અને મોસમે તેણે ખેડૂતોની પાસે ચાકર
મોકલ્યો, કે તે ખેડૂતો પાસેથી દ્રાક્ષાવાડીનાં ફળમાંથી કંઈ લે; ૩પણ તેઓએ
તેને પકડીને માર્યો, ને ખાલી હાથે પાછો મોકલ્યો. ૪અને ફરી તેણે બીજો ચાકર
તેઓની પાસે મોકલ્યો; અને તેઓએ તેનું માથું ફોડી નાખ્યું, ને તેને ધિક્કારીને
કાઢી મેલ્યો. ૫અને તેણે બીજો મોકલ્યો; અને તેઓએ તેને મારી નાખ્યો; અને
બીજા ઘણા મોકલ્યા; અને તેઓએ કેટલાકને કોરડા માર્યા, ને કેટલાકને મારી
નાખ્યા. ૬હવે એક બાકી હતો, જે તેનો વહાલો દીકરો હતો; એને પણ તેણે
આખરે તેઓની પાસે મોકલીને કહ્યું, કે તેઓ મારા દીકરાની અદબ રાખશે.
૭પણ તે ખેડૂતોએ માંહોમાંહે કહ્યું, કે એ તો વારસ છે; ચાલો, તેને મારી નાખીએ,
તો વારસો આપણો થશે. ૮અને તેઓએ તેને પકડીને મારી નાખ્યો, ને દ્રાક્ષા-
વાડીમાંથી બહાર ફેંકી દીધો. ૯એ માટે દ્રાક્ષાવાડીનો ધણી શું કરશે? તે આવશે,
ને એ ખેડૂતોનો નાશ કરશે, ને દ્રાક્ષાવાડી બીજાઓને આપશે. ૧૦શું તમે આ
લેખ નથી વાંચ્યો, કે

જે પથ્થરનો નકાર બાંધનારાઓએ કર્યો,
તેજ ખૂણાના મથાળાનો [પથ્થર] થયો :
૧૧ એ પ્રભુથી થયું,
ને આપણી નજરમાં આશ્ચર્યકારક છે?

૧૨ અને તેઓએ તેને પકડવાને શોધ કરી; પણ તેઓ લોકથી બીધા; કેમકે
તેઓએ જાણ્યું કે તેણે આપણા પર આ દૃષ્ટાંત કહ્યું છે; અને તેઓ તેને મૂકીને
ચાલ્યા ગયા.

## કાઈસારને કર આપવા વિષે પ્રશ્ન

૧૩ અને તેઓ તેની પાસે કેટલાએક ફરોશીઓને તથા હેરોદીઓને મોકલે છે કે
તેઓ વાતમાં તેને સપડાવે. ૧૪ અને તેઓ આવીને તેને કહે છે, કે ઉપદેશક,
અમે જાણીએ છીએ કે તું ખરો છે, ને કોઈની દરકાર કરતો નથી; કેમકે માણસોનું
મો તું રાખતો નથી, પણ સત્યતાથી દેવનો માર્ગ શીખવે છે. કાઈસારને કર આપવો
ઉચિત છે? ૧૫ આપીએ કે ન આપીએ? પણ તેણે તેઓનો ઢોંગ જાણીને તેઓને
કહ્યું, કે તમે મારું પરીક્ષણ કેમ કરો છો? એક દીનાર મારી પાસે લાવો કે હું જોઉં.
૧૬ અને તેઓ લાવ્યા. અને તે તેઓને કહે છે, કે આ સુરત તથા લેખ કોના છે?
અને તેઓએ તેને કહ્યું, કે કાઈસારના. ૧૭ અને ઈસુએ ઉત્તર આપીને તેઓને કહ્યું,
કે જે કાઈસારનાં છે તે કાઈસારને, ને જે દેવના છે તે દેવને ભરી આપો. અને
તેઓ તેનાથી ઘણો અચંબો પામ્યા.

## પુનરુત્થાન વિષે પ્રશ્ન

૧૮ અને સાદુકીઓ જેઓ કહે છે કે પુનરુત્થાન નથી, તેઓ તેની પાસે આવે
છે; અને તેઓએ તેને પૂછ્યું, કે ૧૯ ઉપદેશક, મુસાએ અમારે વાસ્તે લખ્યું, કે જો
કોઈનો ભાઈ નછોરવો મરીને વહુને મૂકે, તો તેનો ભાઈ તેની વહુને લે, ને પોતાના
ભાઈને સારુ સંતાન ઉપજાવે. ૨૦ હવે સાત ભાઈઓ હતા, અને પહેલો વહુ
પરણીને સંતાન વિના મરી ગયો. ૨૧ પછી બીજાએ તેને લીધી, ને તે મરી ગયો,
ને તે પણ કંઈ સંતાન મૂકી ગયો નહિ; અને એ પ્રમાણે ત્રીજાએ પણ; ૨૨ અને
સાતે સંતાન વગર મરી ગયા. છેવટે સ્ત્રી પણ મરી ગઈ. ૨૩ હવે પુનરુત્થાનમાં
તે તેઓમાંના કોની વહુ થશે? કેમકે સાતેની તે વહુ થઈ હતી. ૨૪ ઈસુએ તેઓને
કહ્યું, કે શું તમે એ કારણથી ભૂલ નથી કરતા, કે તમે ધર્મલેખો તથા દેવનું પરાક્રમ
જાણતા નથી? ૨૫ કેમકે મૂએલાંમાંથી ઊઠનારા પરણતા પરણાવતા નથી; પણ
આકાશમાંના દૂતોના જેવાં હોય છે. ૨૬ પણ મૂએલા લોક પાછા ઊઠે છે, તે સંબંધી,
શું તમે મુસાના પુસ્તકમાંના ઝાડી વિષેના પ્રકરણમાં નથી વાંચ્યું, કે દેવે તેને એમ
કહ્યું, કે હું ઈબ્રાહીમનો દેવ તથા ઈસ્હાકનો દેવ તથા યાકૂબનો દેવ છું? ૨૭ તે
મૂએલાઓનો દેવ નથી, પણ જીવતાઓનો દેવ છે. તમે મોટી ભૂલ કરો છો.

## સૌથી મોટી આજ્ઞા વિષે પ્રશ્ન

૨૮ અને શાસ્ત્રીઓમાંના એકે પાસે આવીને તેઓની તકરાર સાંભળી, ને તેણે

તેઓને સારો ઉત્તર આપ્યો છે એમ જાણીને તેને પૂછ્યું, કે સહુ આજ્ઞાઓમાં પહેલી
કઈ છે? ૨૯ઈસુએ તેને ઉત્તર આપ્યો, કે પહેલી એ છે, કે ઓ ઈસ્રાએલ, સાંભળ;
પ્રભુ આપણો દેવ તે પ્રભુ એકજ છે; ૩૦અને તારા પૂરા હૃદયથી, ને તારા પૂરા
જીવથી, ને તારી પૂરી બુદ્ધિથી, ને તારા પૂરા સામર્થ્યથી, પ્રભુ તારા દેવ પર તું પ્રીતિ
કર. ૩૧અને બીજી એ છે, કે જેમ તું પોતા પર પ્રીતિ કરે છે તેમ તારા પડોશી પર
પ્રીતિ કર. એઓ કરતાં બીજી કોઈ મોટી આજ્ઞા નથી. ૩૨અને શાસ્ત્રીએ તેને કહ્યું,
કે ખરેખર, ઉપદેશક, તેં ઠીક કહ્યું છે કે તે એકજ છે; અને તે વિના બીજો કોઈ
નથી; ૩૩અને પૂરા હૃદયથી, તથા પૂરી સમજણથી, તથા પૂરા સામર્થ્યથી, તેના પર
પ્રીતિ કરવી, તથા પોતા પર તેવી પોતાના પડોશી પર પ્રીતિ કરવી, તે સર્વ સકળ
દહનીયાર્પણ તથા યજ્ઞ કરતાં અધિક છે. ૩૪અને તેણે ડહાપણથી ઉત્તર આપ્યો છે
એ જોઈને ઈસુએ તેને કહ્યું, કે તું દેવના રાજ્યથી વેગળો નથી. અને ત્યાર પછી
કોઈએ તેને પૂછપરછ કરવાની હિંમત ન ધરી.

### દાઊદનો દીકરો ખ્રિસ્ત

૩૫અને મંદિરમાં બોધ કરતાં ઈસુએ ઉત્તર આપીને કહ્યું, શાસ્ત્રીઓ કેમ કહે છે
કે ખ્રિસ્ત દાઊદનો દીકરો છે? ૩૬કેમકે દાઊદે પોતે પવિત્ર આત્માથી કહ્યું, કે

પ્રભુએ મારા પ્રભુને કહ્યું, કે
તારા શત્રુઓને હું તારું પાયાસન કરું,
ત્યાં સુધી તું મારે જમણે હાથે બેસ.

૩૭દાઊદ પોતે તેને પ્રભુ કહે છે; તો તે તેનો દીકરો કેવી રીતે છે? અને બધા લોક
ખુશીથી તેનું સાંભળતું.

### શાસ્ત્રીઓ વિષે ચેતવણી

૩૮અને તેણે બોધ કરતાં તેઓને કહ્યું, કે શાસ્ત્રીઓથી સાવધાન રહો; તેઓ
જામા પહેરીને ફરવાનું તથા ચોટાઓમાં સલામો, ૩૯તથા સભાસ્થાનોમાં મુખ્ય
આસનો તથા જમણવારમાં મુખ્ય જગાઓ ચાહે છે. ૪૦તેઓ વિધવાઓનાં ઘર
ખાઈ જાય છે, ને ઢોંગ કરીને લાંબી પ્રાર્થનાઓ કરે છે; એઓને વિશેષ સજા
મળશે.

### વિધવાનું દાનાર્પણ

૪૧અને તેણે ખજાનાની સામે બેસીને, લોકો ભંડારમાં પૈસા કેવી રીતે નાખે
છે, તે જોયું; અને ઘણા પૈસાદારોએ ઘણા નાખ્યા. ૪૨અને એક દરિદ્રી વિધવાએ
આવીને બે દમડી, એટલે એક અધેલો, નાખ્યો. ૪૩અને તેણે પોતાના શિષ્યોને
પાસે બોલાવીને તેઓને કહ્યું, હું તમને ખચીત કહું છું, કે ભંડારમાં એ સર્વ નાખનારાં
કરતાં આ દરિદ્રી વિધવાએ વધારે નાખ્યું છે. ૪૪કેમકે તે સઘળાંએ પોતાનાં
ભરપૂરપણામાંથી નાખ્યું; પણ એણે પોતાની તંગીમાંથી પોતાનું સર્વસ્વ, એટલે
પોતાની સર્વ ઉપજીવિકા નાખી.

## મંદિરના નાશ તથા જગતના અંત વિષે આગાહી

૧૩ અને મંદિરમાંથી તે નીકળતો હતો ત્યારે તેનો એક શિષ્ય તેને કહે છે કે
ઉપદેશક, જો, કેવા પથ્થર તથા કેવાં બાંધકામો! ૨ અને ઈસુએ તેને
કહ્યું, કે શું તું એ મોટાં બાંધકામો જુએ છે? પાડી નહિ નખાય એવો એક પણ
પથ્થર બીજા પર અહીં રહેવા દેવાશે નહિ

૩ અને જૈતુનના પહાડ પર મંદિરની સામે તે બેઠો હતો, ત્યારે પીતરે તથા
યાકૂબે તથા યોહાને તથા આંદ્રિયાએ તેને એકાંતમાં પૂછ્યું ૪ અમને કહે, એ ક્યારે
થશે? અને જ્યારે તે બધાં પૂરાં થવાનાં હશે, ત્યારે શું ચિહ્ન થશે? ૫ અને ઈસુ
તેઓને કહેવા લાગ્યો, કે કોઈ તમને ભુલાવામાં ન નાખે, માટે સાવધાન રહો
૬ ઘણા મારે નામે આવીને કહેશે, કે તે હું છું, અને ઘણાઓને ભુલાવામાં નાખશે
૭ પણ જ્યારે તમે લડાઈઓ વિષે તથા લડાઈની અફવા વિષે સાંભળશો, ત્યારે
ગભરાશો મા, એમ થવું જ જોઈએ, પણ તેટલેથી અંત નહિ આવે ૮ કેમકે પ્રજા
પ્રજાની વિરુદ્ધ તથા રાજ્ય રાજ્યની વિરુદ્ધ ઊઠશે, ઠામેઠામ ધરતીકંપ થશે ને
દુકાળો પડશે મહાદુ:ખનો આ તો આરંભ છે

૯ પણ પોતા વિષે સાવધાન રહો, કેમકે તેઓ તમને ન્યાયસભાઓને સોંપશે,
અને સભાસ્થાનોમાં તમે કોરડાના માર ખાશો, અને તમે મારે લીધે હાકેમો તથા
રાજાઓની આગળ, તેઓને માટે શાહેદી થવા સારુ ઊભા કરાશો ૧૦ અને
પહેલાં સર્વ દેશોમાં સુવાર્તા પ્રગટ થવી જોઈએ ૧૧ અને જ્યારે તેઓ તમને
લઈ જઈને પરસ્વાધીન કરશે, ત્યારે શું બોલીએ તે વિષે અગાઉથી ચિંતા ન કરો,
પણ તે વેળા તમને જે આપવામાં આવશે તે બોલો, કેમકે બોલનાર તે તમે નહિ,
પણ પવિત્ર આત્મા છે ૧૨ અને ભાઈ ભાઈને તથા બાપ છોકરાને મરણદંડને સારુ
પરસ્વાધીન કરશે, અને છોકરા પોતાનાં માબાપની સામે ઊઠશે, ને તેઓને મારી
નખાવશે ૧૩ અને મારા નામને લીધે સહુ તમારો દ્વેષ કરશે, પણ જે અંત સુધી
ટકશે તે જ તારણ પામશે

૧૪ પણ જ્યારે તમે ઉજ્જડના અમંગળપણા[ની નિશાની] જ્યાં ઘટારત નથી ત્યાં
ઊભી રહેલી જોશો (જે વાંચે છે તેણે સમજવું) ત્યારે જેઓ યહુદાહમાં હોય તેઓ
પહાડોમાં નાસી જાય ૧૫ અને ધાબા પર જે હોય તે ઊતરીને ઘરમાંથી કંઈ
લેવા સારુ માંહે ન પેસે, ૧૬ અને જે ખેતરમાં હોય તે પોતાનું લૂગડું લેવાને પાછો
ન ફરે ૧૭ અને તે દહાડાઓમાં જેઓ ગર્ભવતી હશે તથા જેઓ ધવડાવતી
હશે તેઓને અફસોસ છે! ૧૮ અને [તમારું નાસવું] શિયાળામાં ન થાય,
માટે પ્રાર્થના કરો, ૧૯ કેમકે તે દહાડાઓમાં જેવી વિપત્તિ થશે, તેવી [વિપત્તિ]
દેવે સૃજેલી સૃષ્ટિના આરંભથી તે હજી સુધી થઈ નથી ને થશે પણ નહિ ૨૦ અને
જો પ્રભુએ એ દહાડાઓને ઓછા કર્યા ન હોત તો કોઈ માણસ બચત નહિ, પણ
જે પસંદ કરેલાઓને તેણે પસંદ કર્યા તેઓને લીધે તેણે એ દહાડાઓને ઓછા કર્યા
છે ૨૧ અને તે વેળાએ જો કોઈ તમને કહે, કે જુઓ, અહીં ખ્રિસ્ત છે, કે, જુઓ,

તે ત્યાં છે; તો માનતા ના. ૨૨ કેમકે જૂઠા ખ્રિસ્તો તથા જૂઠા પ્રબોધકો ઊઠશે;
અને ચમત્કારો તથા અદ્‌ભુત કામો કરી દેખાડશે, એ માટે, કે જો બની શકે તો,
તેઓ પસંદ કરેલાઓને પણ ભુલાવામાં નાખે. ૨૩ પણ તમે સાવધાન રહો;
જુઓ, મેં તમને સઘળું અગાઉથી કહ્યું છે.

૨૪ પણ તે દહાડાઓમાં, એ વિપત્તિ પછી, સૂરજ અંધકારરૂપ થઈ જશે, ને ચંદ્ર
પોતાનું અજવાળું નહિ આપે, ૨૫ ને આકાશના તારાઓ ખરવા લાગશે, ને
આકાશમાંનાં પરાક્રમો હલાવાશે. ૨૬ ત્યારે તેઓ માણસના દીકરાને બહુ પરાક્રમ
તથા મહિમાસહિત વાદળાંમાં આવતો જોશે. ૨૭ અને ત્યારે તે પોતાના દૂતોને
મોકલીને પૃથ્વીના છેડાથી આકાશના છેડા સુધી, ચારે દિશાથી પોતાના પસંદ
કરેલાઓને એકઠા કરશે.

### જાગૃત રહેવાની જરૂર

૨૮ હવે અંજીરી પરથી તેનું દૃષ્ટાંત શીખો: જ્યારે તેની ડાળી કુમળી જ હોય છે,
ને પાંદડાં ફૂટવા માંડે છે, ત્યારે તમે જાણો છો કે ઉનાળો પાસે આવ્યો છે.
૨૯ એમ જ તમે પણ જ્યારે તે બધાં થતાં જુઓ, ત્યારે તમારે જાણવું કે તે પાસે,
એટલે બારણા આગળ જ છે. ૩૦ હું તમને ખચીત કહું છું, કે આ બધાં પૂરાં નહિ
થાય ત્યાં સુધી આ પેઢી ગુજરી નહિ જશે. ૩૧ આકાશ તથા પૃથ્વી જતાં રહેશે,
પણ મારી વાતો જતી રહેશે નહિ. ૩૨ પણ તે દહાડા તથા તે ઘડી સંબંધી બાપ
વગર કોઈ જાણતો નથી, આકાશમાંના દૂતો નહિ ને દીકરો પણ નહિ. ૩૩ સાવધાન
રહો, જાગતા રહીને પ્રાર્થના કરો; કેમકે તે સમય ક્યારે આવશે તે તમે જાણતા
નથી. ૩૪ તે આ પ્રમાણે છે કે જાણે કોઈ પરદેશમાં પ્રવાસ કરનાર માણસે
પોતાનું ઘર છોડીને પોતાના ચાકરોને અધિકાર આપીને, એટલે પ્રત્યેકને પોતપોતાનું
કામ સોંપીને, દરવાનને પણ જાગતો રહેવાની આજ્ઞા આપી હોય. ૩૫ માટે તમે
જાગતા રહો; કેમકે તમે જાણતા નથી કે ઘરનો ધણી ક્યારે આવશે, સાંજે, કે
મધરાતે, કે મરઘો બોલતી વખતે, કે સવારે; ૩૬ રખેને તે અચાનક આવીને તમને
ઊંઘતા જુએ. ૩૭ અને જે હું તમને કહું છું તે સર્વને કહું છું, કે જાગતા રહો.

### પ્રભુ ઈસુને મારી નાખવાનું કાવતરું

૧૪ હવે બે દહાડા પછી પાસ્ખા તથા બેખમીર રોટલીનું પર્વ હતું; અને કેવી
રીતે તેને દગાથી પકડીને મારી નાખવો, એ વિષે મુખ્ય યાજકો તથા
શાસ્ત્રીઓ શોધ કરતા હતા. ૨ કેમકે તેઓએ કહ્યું, કે પર્વમાં નહિ, રખેને લોકોનું
હુલ્લડ થાય.

### બેથાનીઆમાં પ્રભુ ઈસુનો અભિષેક

૩ અને જ્યારે તે બેથાનીઆમાં સીમોન કોઢિયાના ઘરમાં હતો, અને ખાવા
બેઠો હતો, ત્યારે એક સ્ત્રી જટામાંસીના અતિ મૂલ્યવાન અત્તરની ભરેલી સંગેમરમરની
ડબ્બી લઈને આવી; અને એ ડબ્બી ભાંગીને તેણે તેના માથા પર તે રેડ્યું.
૪ પણ કેટલાએક પોતાના મનમાં નારાજ થઈને કહેવા લાગ્યા, કે અત્તરનો આવી

રીતે બગાડ શા માટે કર્યો ? ૫ કેમકે એ અત્તર ત્રણસો દીનાર કરતા વધારે કિંમતે
વેચી શકાત, ને દરિદ્રીઓને અપાત અને તેઓએ તેની વિરુદ્ધ કચકચ કરી ૬ પણ
ઈસુએ તેઓને કહ્યું, કે એને રહેવા દો, એને કેમ સતાવો છો ? એણે મારા પ્રત્યે
ભલુ કામ કર્યું છે ૭ કેમકે દરિદ્રીઓ સદા તમારી સાથે છે, ને તમે ચાહો
ત્યારે તમે તેઓનુ ભલુ કરી શકો છો, પણ હુ સદા તમારી સાથે નથી ૮ જે
તેનાથી બની શક્યુ, તે તેણે કર્યું છે, દફનને સારુ અગાઉથી તેણે મારા શરીરને
અત્તર ચોળ્યુ છે ૯ વળી હુ તમને ખચીત કહુ છું, કે આખા જગતમા, જ્યાકહીં
સુવાર્તા પ્રગટ કરાશે, ત્યા આ સ્ત્રીએ જે કર્યું છે, તે એની યાદગીરીમા કહેવામા
આવશે

## યહુદાનો વિશ્વાસઘાત

૧૦ અને બારમાનો એક, એટલે યહુદા ઇસકારીઓત, મુખ્ય યાજકોની પાસે
ગયો, એ સારુ કે તે તેઓના હાથમા તેને સોંપે ૧૧ તેઓ તે સાભળીને ખુશ થયા,
અને તેને પૈસા આપવાનુ વચન આપ્યુ તેથી તે તેને પરસ્વાધીન કરવાનો લાગ
શોધતો હતો

## છેલ્લું ભોજન

૧૨ બેખમીર રોટલીના પર્વને પહેલે દહાડે લોકો પાસ્ખાયજ્ઞ કરતા હતા, ત્યારે
તેના શિષ્યો તેને પૂછે છે, કે તું પાસ્ખા ખાય માટે અમે ક્યા જઈને તૈયારી કરીએ,
એ વિષે તારી શી ઇચ્છા છે ? ૧૩ તે પોતાના શિષ્યોમાના બેને મોકલે છે ને
તેઓને કહે છે, કે શહેરમા જાઓ, ને પાણીની ગાગર લઈ જતો એક માણસ તમને
મળશે; તેની પાછળ પાછળ જાઓ, ૧૪ અને જ્યા તે પેસે, ત્યાના ઘરધણીને
કહો, ઉપદેશક કહે છે, કે મારે ઊતરવાની ઓરડી ક્યા છે, કે જ્યા હુ મારા શિષ્યો
સાથે પાસ્ખા ખાઉ ? ૧૫ અને તે તમને એક મોટી મેડી શણગારેલી ને તૈયાર
કરેલી દેખાડશે, ત્યા આપણે સારુ તૈયારી કરો ૧૬ તે શિષ્યો નીકળીને શહેરમા
આવ્યા, ને જેવુ તેણે તેઓને કહ્યું હતું તેવુ તેઓને મળ્યુ, અને તેઓએ ત્યા
પાસ્ખા તૈયાર કર્યું

૧૭ સાંજ પડી ત્યારે બારની સાથે તે આવે છે ૧૮ તેઓ બેસીને ખાતા હતા
ત્યારે ઈસુએ કહ્યું, કે હુ તમને ખચીત કહુ છું, કે તમારામાનો એક, જે મારી સાથે
ખાય છે, તે મને પરસ્વાધીન કરશે ૧૯ તેઓ શોકાતુર થવા લાગ્યા, અને એક
પછી એક તેને પૂછવા લાગ્યા, કે શું તે હુ છું ? ૨૦ તેણે તેઓને કહ્યું કે બારમાનો
એક, જે મારી સાથે થાળીમા બોળે છે તેજ તે છે ૨૧ માણસના દીકરા સબંધી જેમ
લખેલુ છે તેમ તે જાય છે ખરો; પણ જેનાથી માણસનો દીકરો પરસ્વાધીન કરાય
છે, તે માણસને હાય હાય ! તે માણસ જો જન્મ્યો ન હોત તો તેને માટે સારું થાત.

૨૨ તેઓ ખાતા હતા ત્યારે તેણે રોટલી લઈને ને આશીર્વાદ માગીને તે ભાગી,
ને તેઓને આપીને કહ્યું, કે લો, આ મારું શરીર છે ૨૩ પછી પ્યાલો લઈને તથા

સ્તુતિ કરીને તેણે તેઓને આપ્યો; અને બધાએ તેમાંથી પીધું. ૨૪ તેણે તેઓને
કહ્યું, કે કરારનું આ મારું રક્ત છે, કે જે ઘણાંને લીધે વહેવડાવવામાં આવ્યું છે.
૨૫ હું તમને ખચીત કહું છું, કે જે દહાડે હું દેવના રાજ્યમાં નવો નહિ પીઉં, તે દહાડા
સુધી હું ફરી દ્રાક્ષાનો રસ પીનાર નથી.
૨૬ ત્યાર પછી ગીત ગાઈને તેઓ જેતુનના પહાડ પર ગયા.

## શિષ્યોના નાસી જવા વિષે આગાહી

૨૭ ઈસુ તેઓને કહે છે, કે તમે સહુ ઠોકર ખાશો; કેમકે એવું લખેલું છે, કે હું
પાળકને મારીશ, ને ઘેટાં વિખેરાઈ જશે. ૨૮ પરંતુ મારા પાછા ઊઠયા પછી હું
તમારી અગાઉ ગાલીલમાં જઈશ. ૨૯ પણ પીતરે તેને કહ્યું, કે અગરજો સઘળા
ઠોકર ખાય, તો પણ હું નહિ. ૩૦ ઈસુ તેને કહે છે, કે હું તને ખચીત કહું છું, કે
આજ રાત્રે જ, મરઘો બે વાર બોલ્યા અગાઉ, તું ત્રણ વાર મારો નકાર કરીશ.
૩૧ પણ તેણે બહુ જુસ્સાથી કહ્યું, કે મારે તારી સાથે મરવું પડે, તોપણ હું તારો
નકાર નહિ જ કરીશ. સઘળાએ પણ એમજ કહ્યું.

## પ્રભુ ઈસુ ગેથસેમાનેમાં

૩૨ તેઓ ગેથસેમાને નામે એક જગાએ આવે છે; તે પોતાના શિષ્યોને કહે છે,
કે હું [પરે જઈને] પ્રાર્થના કરું, ત્યાં સુધી અહીં બેસો. ૩૩ તે પોતાની સાથે
પીતર, યાકૂબ તથા યોહાનને લઈ જાય છે, અને તે બહુ અકળાવા તથા ઉદાસ થવા
લાગ્યો. ૩૪ પછી તે તેઓને કહે છે, મારો જીવ મરવા જેવો અતિ શોકાતુર છે;
અહીં રહીને જાગતા રહો. ૩૫ થોડે આગળ જઈને તેણે ભોંય પર પડીને પ્રાર્થના
કરી, કે જો બની શકે તો આ ઘડી મારાથી દૂર થાઓ. ૩૬ તેણે કહ્યું, કે આબા,
બાપ, તારાથી બધું થઈ શકે છે; આ પ્યાલો મારાથી દૂર કરજે; તોપણ મારી ઇચ્છા
પ્રમાણે નહિ, પણ તારી ઇચ્છા પ્રમાણે થાઓ. ૩૭ પછી તે પાછો આવે છે, ને
તેઓને ઊંઘતા જોઈને પીતરને કહે છે, કે સીમોન, શું તું ઊંઘે છે? શું તું એક ઘડી
પણ જાગતો રહી શકતો નથી? ૩૮ જાગતા રહો અને પ્રાર્થના કરો, કે તમે પરીક્ષણમાં
ન પડો; આત્મા તત્પર છે ખરો, પણ દેહ અશક્ત છે. ૩૯ ફરી તેણે જઈને એજ
શબ્દો બોલીને પ્રાર્થના કરી. ૪૦ અને પાછા આવીને તેણે તેઓને ઊંઘતા જોયા;
કેમકે તેઓની આંખો [ઊંઘથી] ઘેરએલી હતી; તેને શો જવાબ દેવો, એ તેઓ
જાણતા ન હતા. ૪૧ તે ત્રીજી વાર આવીને તેઓને કહે છે, કે હવે ઊંઘ્યા કરો તથા
આરામ લો; બસ છે, તે ઘડી આવી પહોંચી છે; જુઓ, માણસનો દીકરો
પાપીઓના હાથમાં સ્વાધીન કરાય છે. ૪૨ ઊઠો, આપણે જઈએ; જુઓ, મને જે
પરસ્વાધીન કરે છે તે પાસે આવ્યો છે.

## પ્રભુ ઈસુ પકડાયા

૪૩ તે બોલતો હતો તેજ પળે બારમાંનો એક, એટલે યહુદા, ને તેની સાથે મુખ્ય
યાજકોની તથા શાસ્ત્રીઓની તથા વડીલોની પાસેથી ઘણા લોક તરવારો તથા સોટા
લઈને પાસે આવે છે. ૪૪ હવે તેને પરસ્વાધીન કરનારે તેઓને એવી નિશાની

આપી હતી, કે જેને હું ચૂમીશ તેજ તે છે, તેને પકડીને ચોકસાઈથી લઈ જજો
૪૫ તે આવ્યો કે તરત ઈસુની પાસે જઈને તે કહે છે, કે રાબ્બી, અને તે તેને ચૂમ્યો.
૪૬ તેઓએ તેના પર હાથ નાખ્યા, ને તેને પકડી લીધો ૪૭ પણ પાસે ઊભા
રહેનારાઓમાંના એકે તરવાર તાણીને મુખ્ય યાજકના દાસને મારીને તેનો કાન કાપી
નાખ્યો ૪૮ ઈસુએ તેઓને કહ્યું, કે જેમ લૂટારાની સામે આવતા હો તેમ તરવારો
તથા સોટા લઈને મને પકડવાને આવ્યા છો શું? ૪૯ હું દરરોજ તમારી આગળ
મંદિરમાં બોધ કરતો હતો, ને તમે મને પકડ્યો નહિ, પણ શાસ્ત્રવચન પૂરાં થાય,
માટે [આમ થાય છે] ૫૦ પછી સઘળા તેને મૂકીને નાસી ગયા.

૫૧ એક જુવાન જેણે પોતાના ઉઘાડા અંગ પર શણનું લૂગડું ઓઢેલું હતું તે
તેની પાછળ પાછળ આવતો હતો, તેઓએ તેને પકડ્યો, ૫૨ પણ તે લૂગડું મૂકીને
ઉઘાડે ડીલે તેઓ પાસેથી નાસી ગયો

## પ્રમુખ યાજકની રૂબરૂ પ્રભુ ઈસુની તપાસ

૫૩ તેઓ ઈસુને પ્રમુખ યાજક પાસે લઈ ગયા, અને સર્વ મુખ્ય યાજકો,
વડીલો તથા શાસ્ત્રીઓ તેની સાથે ભેગા થાય છે ૫૪ પીતર ઘણે દૂર રહીને તેની
પાછળ પાછળ ચાલતો છેક પ્રમુખ યાજકના ચોકની અંદર આવ્યો હતો, અને
ચાકરોની સાથે બેસીને [અંગારાની] રોશનીમાં તાપતો હતો. ૫૫ હવે મુખ્ય
યાજકોએ તથા આખી ન્યાયસભાએ ઈસુને મારી નખાવવા સારુ તેની વિરુદ્ધ સાક્ષી
શોધી, પણ તેઓને કંઈ જડી નહિ ૫૬ કેમકે ઘણાઓએ તેની વિરુદ્ધ જૂઠી સાક્ષી
પૂરી, પણ તેઓની સાક્ષી મળતી આવતી નહોતી ૫૭ કેટલાએક ઊભા રહીને તેની
વિરુદ્ધ જૂઠી સાક્ષી પૂરતાં કહ્યું, કે ૫૮ અમે તેને એમ કહેતાં સાંભળ્યો કે હાથે બનાવેલા
આ મંદિરને હું પાડી નાખીશ, અને ત્રણ દહાડામાં વગર હાથે બનેલું હોય એવું બીજું
[મંદિર] બાંધીશ. ૫૯ એમાં પણ તેઓની સાક્ષી મળતી નહોતી ૬૦ પછી પ્રમુખ
યાજકે વચમાં ઊભા થઈને ઈસુને પૂછ્યું કે શું તું કંઈ ઉત્તર આપતો નથી? તેઓ
તારી વિરુદ્ધ આ કેવી સાક્ષી પૂરે છે? ૬૧ પણ તે છાનો રહ્યો ને કંઈ ઉત્તર દીધો
નહિ ફરી પ્રમુખ યાજક તેને પૂછે છે, કે શું તું સ્તુતિમાનનો દીકરો ખ્રિસ્ત છે?
૬૨ ઈસુએ તેને કહ્યું, કે હું છું, અને માણસના દીકરાને પરાક્રમની જમણી બાજુએ
બેઠેલો તથા આકાશના વાદળાંસહિત આવતો તમે દેખશો ૬૩ પ્રમુખ યાજક
પોતાનાં લૂગડાં ફાડીને કહે છે, કે હવે આપણને બીજા સાક્ષીની શી અગત્ય છે?
૬૪ તમે આ દુર્ભાષણ સાંભળ્યું છે, તમને શું લાગે છે? સર્વેએ તેને મરણદંડને યોગ્ય
ઠરાવ્યો ૬૫ પછી કેટલાક તેના પર થૂંકવા તથા તેનું મોં ઢાંકવા લાગ્યા તથા તેને
મુક્કીઓ મારીને તેને કહેવા લાગ્યા કે [તું પ્રબોધક હોય તો] કહી બતાવ, અને
ચાકરોએ તેને તમાચા માર્યા.

## પીતરે કરેલો પ્રભુ ઈસુનો નકાર

૬૬ હવે પીતર નીચે ચોકમાં હતો ત્યારે પ્રમુખ યાજકની એક દાસી ત્યાં આવે
છે, ૬૭ અને પીતરને તાપતો જોઈને તેને નિહાળીને કહે છે, કે તું પણ ઈસુ

નાઝારીની સાથે હતો. ૬૮ પણ તેણે ઇનકાર કરીને કહ્યું, કે તું શું કહે છે, તે હું
જાણતો નથી તેમ સમજતો પણ નથી. પછી તે બહાર પરસાળમાં ગયો, એટલે
મરઘો બોલ્યો. ૬૯ પછી તે દાસી તેને જોઈને પાસે ઊભા રહેનારાઓને ફરીથી કહેવા
લાગી, કે એ તેઓમાંનો છે. ૭૦ પણ તેણે ફરી ઇનકાર કર્યો. થોડી વાર પછી પાસે
ઊભા રહેનારાઓએ પીતરને ફરી કહ્યું, કે ખરેખર તું તેઓમાંનો છે; કેમકે તું
ગાલીલનો છે. ૭૧ પણ તે શાપ દેવા તથા સમ ખાવા લાગ્યો, કે જે માણસ વિષે
તમે બોલો છો, તેને હું ઓળખતો જ નથી. ૭૨ તરત મરઘો બીજી વાર બોલ્યો.
ઈસુએ પીતરને જે વાત કહી હતી, કે મરઘો બે વાર બોલ્યા અગાઉ તું ત્રણ વાર મારો
નકાર કરીશ, તે તેને યાદ આવી; અને તે પર મન લગાડીને તે રડયો.

## રોમન હાકેમ પીલાતની રૂબરૂ પ્રભુ ઈસુ

૧૫ સવાર થઈ કે તરત મુખ્ય યાજકોએ વડીલો, શાસ્ત્રીઓ તથા આખી
ન્યાયસભા સાથે મળીને મનસૂબો કર્યો, ને ઈસુને બાંધીને લઈ ગયા, ને
પીલાતને સોંપી દીધો. ૨ પીલાતે તેને પૂછ્યું, કે શું તું યહુદીઓનો રાજા છે? તેણે
તેને ઉત્તર આપ્યો, કે તું કહે છે તેજ [હું છું]. ૩ મુખ્ય યાજકોએ તેના પર ઘણાં
તહોમત મૂક્યાં. ૪ પીલાતે ફરી તેને પૂછ્યું, કે તું કંઈ જ ઉત્તર દેતો નથી? જો, તેઓ
તારા પર કેટલાં બધાં તહોમત મૂકે છે! ૫ પણ ઈસુએ બીજો કંઈ ઉત્તર દીધો નહિ,
જેથી પીલાતને આશ્ચર્ય લાગ્યું.

૬ આ પર્વમાં તેઓ જે એક બંદીવાનને માગે તેને તે છોડી દેતો. ૭ કેટલાએક
દંગો કરનારાઓએ દંગામાં ખૂન કર્યું હતું, અને તેઓની સાથે કેદમાં પડેલો એવો
એક બારાબાસ નામનો માણસ હતો. ૮ લોકો ઉપર ચઢીને તેને વિનંતી કરવા
લાગ્યા, કે જેમ તું અમારે સારૂ હમેશાં કરતો, તે પ્રમાણે કર. ૯ પીલાતે તેઓને
ઉત્તર આપ્યો, કે શું તમારી મરજી એવી છે, કે હું તમારે સારૂ યહુદીઓના રાજાને
છોડી દઉં? ૧૦ કેમકે તે જાણતો હતો કે મુખ્ય યાજકોએ અદેખાઈને લીધે તેને
સોંપી દીધો હતો. ૧૧ પણ મુખ્ય યાજકોએ લોકને ઉશ્કેર્યાં, કે તે તેઓને વાસ્તે
બારાબાસને છોડી દે. ૧૨ પણ પીલાતે ફરી તેઓને પૂછ્યું, કે જેને તમે યહુદીઓનો
રાજા કહો છો, તેને હું શું કરૂં? ૧૩ તેઓએ ફરી બૂમ પાડી, કે તેને વધસ્તંભે
જડાવ. ૧૪ પીલાતે તેઓને પૂછ્યું, કે શા માટે? તેણે શું ભૂંડું કર્યું છે? પણ
તેઓએ વિશેષ બૂમ પાડી, કે તેને વધસ્તંભે જડાવ. ૧૫ ત્યારે પીલાતે લોકને રાજી
કરવા ચહાતાં તેઓને સારૂ બારાબાસને છોડી દીધો; અને ઈસુને કોરડા મરાવીને
વધસ્તંભે જડવા સારૂ સોંપ્યો.

## સિપાઈઓ પ્રભુ ઈસુની મશ્કરી કરે છે

૧૬ સિપાઈઓ તેને પ્રેતોરિયમ નામે કચેરીમાં લઈ ગયા; ત્યાં તેઓએ આખી
ટુકડી એકઠી કરી. ૧૭ તેઓએ તેને જાંબુઓ ઝભ્ભો પહેરાવ્યો, ને કાંટાનો મુગટ
ગૂંથીને તેના માથા પર મૂક્યો; ૧૮ અને, હે યહુદીઓના રાજા, સલામ! એમ
કહીને તેઓ તેને નમસ્કાર કરવા લાગ્યા. ૧૯ તેઓએ તેના માથા પર સોટી મારી

તેના પર થૂક્યા, ને ઘૂંટણ ટેકીને તેની આગળ નમ્યા ૨૦ તેના ઠઠ્ઠા કરી રહ્યા પછી
તેઓએ તેના પરથી જાંબુઓ ઝભ્ભો ઉતારી લીધો, ને તેના પોતાના લૂગડાં તેને
પહેરાવીને તેઓ તેને વધસ્તંભે જડવા સારૂ લઈ ગયા

## પ્રભુ ઈસુનુ વધસ્તંભે જડાવુ

૨૧ સીમોન કરીને કુરેનેનો એક માણસ જે આલેકસાન્દરનો તથા રૂફસનો બાપ
હતો, તે સીમમાથી આવતા ત્યા થઈને જતો હતો, તેની પાસે તેઓએ બળાત્કારે
તેનો વધસ્તંભ ઉચકાવ્યો ૨૨ ગલગથા નામની જગા, જેનો અર્થ ખોપરીની જગા
છે ત્યા તેઓ તેને લાવે છે ૨૩ તેઓએ બોળ મેળેલો દ્રાક્ષારસ તેને પીવાને
આપવા માડયો, પણ તેણે તે લીધો નહિ ૨૪ તેઓએ તેને વધસ્તંભે જડયો, ને
પ્રત્યેકે તેના વસ્ત્રનો કયો ભાગ લેવો, તે નક્કી કરવા માટે ચિઠ્ઠીઓ નાખીને તેઓએ
તે માહોમાહે વહેંચી લીધા ૨૫ દિવસના ત્રીજે કલાકે તેઓએ તેને વધસ્તંભે જડયો
૨૬ તેના ઉપર તેઓએ એવુ તહોમતનામુ લખ્યુ હતુ કે યહૂદીઓનો રાજા
૨૭ તેની સાથે તેઓએ બે લૂટારાને વધસ્તંભે જડ્યા, એકને તેની જમણી તરફ ને
બીજાને તેની ડાબી તરફ [[ ૨૮ તે અપરાધીઓમા ગણાયો, એવુ જે શાસ્ત્રવચન
તે પૂરૂ થયુ ]] ૨૯ પાસે થઈને જનારાઓએ તેની નિંદા કરી તથા માથા હલાવીને
કહ્યુ, કે વાહરે ! મંદિરને પાડી નાખનાર તથા ત્રણ દહાડામા તેને પાછુ બાધનાર,
૩૦ તુ પોતાને બચાવ, ને વધસ્તંભ પરથી ઉતરી આવ ૩૧ એજ પ્રમાણે મુખ્ય
યાજકોએ માહોમાહે શાસ્ત્રીઓ સુદ્ધા તેના ઠઠ્ઠા કરીને કહ્યુ, કે તેણે બીજાઓને
બચાવ્યા, પણ તે પોતાને બચાવી શકતો નથી ૩૨ ઈસ્રાએલનો રાજા, ખ્રિસ્ત
હમણા વધસ્તંભ પરથી ઉતરી આવે કે અમે જોઈને વિશ્વાસ કરીએ વળી જેઓ
તેની સાથે વધસ્તંભે જડાએલા હતા તેઓએ પણ તેની નિંદા કરી

## પ્રભુ ઈસુનુ મરણ

૩૩ છઠ્ઠો કલાક થયો ત્યારે આખા દેશમા નવમા કલાક સુધી અધકાર છવાઈ
રહ્યો ૩૪ નવમા કલાકે ઈસુએ મોટે ઘાટે બૂમ પાડી કે એલોઈ, એલોઈ, લામા
શબાખ્થાની, એટલે મારા દેવ મારા દેવ તેં મને કેમ મૂકી દીધો છે? ૩૫ જેઓ
પાસે ઉભા રહેલા હતા તેઓમાના કેટલાએક તે સાભળીને કહ્યુ કે જુઓ તે
એલીયાહને બોલાવે છે ૩૬ ત્યારે એક માણસે દોડીને સરકાથી વાદળી ભરી ને
લાકડીની ટોચે બાધીને તેને ચૂસવા આપીને કહ્યુ કે રહેવા દો, આપણે જોઈએ કે
એલીયાહ તેને ઉતારવાને આવે છે કે નહિ ૩૭ ઈસુએ મોટી બૂમ પાડીને પ્રાણ
છોડયો ૩૮ [તેજ વખતે] મંદિરનો પડદો ઉપરથી તે નીચે સુધી ફાટીને તેના બે
ભાગ થઈ ગયા ૩૯ જે સૂબેદાર તેની સામે ઉભો હતો, તેણે જોયુ કે એણે આ રીતે
રીતે પ્રાણ છોડયો, ત્યારે તેણે કહ્યુ કે ખરેખર આ માણસ દેવનો દીકરો હતો
૪૦ કેટલીક સ્ત્રીઓ પણ વેગળેથી જોતી હતી, તેઓમા મરિયમ માગ્દાલેણ અને
નાના યાકૂબ તથા યોસેની મા મરિયમ અને સાલોમે હતી ૪૧ જ્યારે તે ગાલીલમા

હતો ત્યારે તેઓ તેની પાછળ ચાલીને તેની સેવા કરતી હતી; અને તેની સાથે
યરૂશાલેમમાં આવેલી બીજી પણ ઘણી સ્ત્રીઓ [ત્યાં હતી].

## પ્રભુ ઈસુનું દફન

૪૨ સાંજ પડી ત્યારે સિદ્ધિકરણનો દિવસ એટલે વિશ્રામવારનો આગલો દિવસ
હતો, માટે, ૪૩ ન્યાયસભાનો એક માનવંતો સભાસદ, આરીમથાઈનો યુસફ
આવ્યો, કે જે પોતે પણ દેવના રાજ્યની વાટ જોતો હતો; તેણે હિંમત રાખીને
પીલાતની પાસે જઈને ઈસુની લાસ માગી. ૪૪ પીલાત અચરતી પામ્યો, કે શું તે
એટલામાં મરી ગયો હોય! તેણે સૂબેદારને પોતાની પાસે બોલાવીને તેને પૂછ્યું, કે
તેને મરી ગયાને કેટલો વખત થયો? ૪૫ સૂબેદાર પાસેથી તે વિષે તેને ખબર મળી
ત્યારે તેણે યુસફને લાસ અપાવી. ૪૬ તેણે શણનું લૂગડું વેચાતું લીધું, ને તેને
ઉતારીને તેને તે શણના લૂગડામાં વિંટાળ્યો, ને ખડકમાં ખોદેલી એક કબરમાં તેને
મૂક્યો; અને તે કબરના મોં આગળ એક પથ્થર ગબડાવી મેલ્યો. ૪૭ તેને ક્યાં
મૂક્યો હતો એ મરિયમ માગદાલેણે તથા યોસેની મા મરિયમે જોયું.

## પ્રભુ ઈસુનું પુનરુત્થાન તથા દર્શનો

૧૬ વિશ્રામવાર વીતી ગયા પછી મરિયમ માગદાલેણ, યાકૂબની મા મરિયમ
તથા સાલોમે, તેઓએ તેને ચોળવા સારૂ સુગંધીદ્રવ્યો વેચાતાં લીધાં.
૨ અઠવાડિયાને પહેલે દહાડે મોટે પરોઢિયે સૂરજ ઊગતે, તેઓ કબરે આવે છે.
૩ તેઓ માંહોમાંહે કહેતી હતી, કે આપણે વાસ્તે કબરના મોં આગળથી પથ્થર કોણ
ગબડાવશે? ૪ તેઓ નજર કરીને જુએ છે, કે પથ્થર તો ગબડી ગએલો છે; તે બહુ
મોટો હતો. ૫ તેઓએ કબરમાં પેસીને સફેદ જામો પહેરેલા અને જમણી તરફ
બેઠેલા એક જુવાન માણસને જોયો; તેથી તેઓ અચરત થઈ. ૬ પણ તે તેઓને
કહે છે, કે અચરત ન થાઓ; વધસ્તંભે જડાએલા ઈસુ નાઝારીને તમે શોધો છો;
તે ઊઠ્યો છે; તે અહીં નથી; જુઓ, જે જગાએ તેને મૂક્યો હતો તે આ છે.
૭ પણ તમે જાઓ, તેના શિષ્યોને તથા પીતરને કહો, કે તે તમારી અગાઉ ગાલીલમાં
જાય છે; જેમ તેણે તમને કહ્યું હતું તેમ તમે ત્યાં તેને જોશો. ૮ પછી તેઓ બહાર
નીકળીને કબરની પાસેથી દોડી ગઈ; કેમકે તેઓને ભયથી ધ્રૂજારી આવી અને
અચંબો લાગ્યો. તેઓએ કોઈને કંઈ કહ્યું નહિ; કેમકે તેઓ બીધી હતી.

૯ અઠવાડિયાના પહેલા દહાડાને પ્રભાતે તે પાછો ઊઠીને મરિયમ માગદાલેણ,
જેનામાંથી તેણે સાત ભૂત કાઢ્યાં હતાં, તેને તે પહેલો દેખાયો. ૧૦ જેઓ તેની
સાથે રહેલા હતા, તેઓ શોક તથા રુદન કરતા હતા, ત્યારે તેણે તેઓની પાસે
જઈને ખબર આપી. ૧૧ તે જીવતો છે, ને તેના જોવામાં આવ્યો છે, એ સાંભળીને
તેઓએ માન્યું નહિ.

૧૨ તે પછી તેઓમાંના બે જણ ચાલતાં ગામડે જતા હતા, એટલામાં તે બીજા
રૂપમાં તેઓને દેખાયો. ૧૩ તેઓએ જઈને બાકી રહેલાઓને તે કહ્યું, પણ
તેઓએ તેઓનું માન્યું નહિ.

૧૪ તે પછી અગિયાર [શિષ્યો] જમવા બેઠા હતા, ત્યારે તે તેઓને દેખાયો.
તેણે તેઓના અવિશ્વાસ તથા કઠણ હૃદયને લીધે તેઓને ઠપકો દીધો; કેમકે તેના
પાછા ઊઠયા પછી જેઓએ તેને જોયો હતો, તેઓનું તેઓએ માન્યું નહોતું. ૧૫ તેણે
તેઓને કહ્યું, કે આખા જગતમાં જઈને આખી સૃષ્ટિને સુવાર્તા પ્રગટ કરો. ૧૬ જે
કોઈ વિશ્વાસ કરે તથા બાપ્તિસ્મા લે, તે તારણ પામશે; પણ જે વિશ્વાસ નહિ
કરે, તે અપરાધી ઠરશે. ૧૭ વિશ્વાસ કરનારાઓને હાથે આવા ચમત્કારો થશે:
મારે નામે તેઓ ભૂતો કાઢશે, નવી બોલીઓ બોલશે; ૧૮ સર્પોને ઉઠાવી લેશે,
અને જો તેઓ કંઈ પ્રાણઘાતક વસ્તુ પીએ, તો તેઓને કંઈ પણ ઈજા થશે નહિ;
તેઓ માંદાઓ પર હાથ મૂકશે, એટલે તેઓ સાજા થશે.

## પ્રભુ ઈસુનું આકાશગમન

૧૯ પ્રભુ ઈસુ તેઓની સાથે બોલી રહ્યા પછી આકાશમાં લઈ લેવાયો, ને દેવને
જમણે હાથે બેઠો. ૨૦ તેઓએ ત્યાંથી જઈને બધે ઠેકાણે સુવાર્તા પ્રગટ કરી; પ્રભુ
તેઓના કામમાં તેઓની સહાય કરતો, ને તેઓને હાથે થએલા ચમત્કારોથી સુવાર્તા
[ની સત્યતા] સાબિત કરતો. આમેન.

# લુકની લખેલી સુવાર્તા

## પ્રસ્તાવના

૧. આરંભથી જેઓ નજરે જોનારા તથા વચનના સેવકો હતા, તેમણે આપણને
કહ્યું છે તે પ્રમાણે, ૨આપણામાં પૂરી થએલી વાતોનું વર્ણન કરવાને ઘણાએ
હાથમાં લીધું છે; ૩માટે, ઓ નેકનામદાર થેઓફિલ, મેં પણ શરૂઆતથી સઘળી
વાતોની શોધ ચોકસાઈથી કરીને તારા પર વિગતવાર લખવાનો ઠરાવ કર્યો; ૪એ
માટે કે જે વાતો તને શીખવવામાં આવી છે, તેઓની સત્યતા તું જાણે.

## યોહાન બાપ્તિસ્મા કરનારના જન્મ વિષે આગાહી

૫યહુદાહના રાજા હેરોદની કારકિર્દીમાં અબિયાહના વર્ગમાંનો ઝખાર્યાહ નામે
એક યાજક હતો; તેની વહુ હારૂનની દીકરીઓમાંની હતી, ને તેનું નામ એલીસાબેત
હતું. ૬તેઓ બન્ને દેવની આગળ ન્યાયી હતાં, ને પ્રભુની સર્વ આજ્ઞાઓ તથા
વિધિઓ પ્રમાણે નિર્દોષ રીતે ચાલતાં હતાં. ૭તેઓને સંતાન નહોતું, કારણ કે
એલીસાબેત વાંઝણી હતી; અને તેઓ બન્ને ઘણાં ઘરડાં હતાં.

૮હવે તે પોતાના વર્ગના વારા પ્રમાણે યાજકનું કામ દેવની આગળ કરતો હતો,
૯એટલામાં યાજકપદના રિવાજ પ્રમાણે પ્રભુના મંદિરમાં જઈને ધૂપ ચઢાવવાનો
તેનો વારો આવ્યો, ૧૦ધૂપ કરતી વેળાએ લોકની આખી સભા બહાર પ્રાર્થના
કરતી હતી. ૧૧તેટલામાં ધૂપવેદીની જમણી બાજુએ પ્રભુનો એક દૂત ઊભેલો તેને
દેખાયો. ૧૨તેને જોઈને ઝખાર્યાહ ગભરાઈ ગયો, અને તેને બીક લાગી. ૧૩પણ
દૂતે તેને કહ્યું, કે ઝખાર્યાહ, બી મા; કેમકે તારી વિનંતી સાંભળવામાં આવી છે,
ને તારી વહુ એલીસાબેતને દીકરો થશે, તેનું નામ તું યોહાન પાડશે. ૧૪તને
હર્ષ તથા આનંદ પ્રાપ્ત થશે, ને તેના જન્મને લીધે ઘણાં હરખાશે; ૧૫કેમકે તે
પ્રભુની આગળ મોટો થશે, ને દ્રાક્ષારસ કે દારૂ તે પીશે નહિ; તે પોતાની માના
પેટથી પવિત્ર આત્માએ ભરપૂર થશે. ૧૬તે ઈસ્રાએલના ઘણા વંશજોને તેઓના
દેવ પ્રભુ તરફ ફેરવશે. ૧૭તે એલીયાહના આત્માએ તથા પરાક્રમે તેની આગળ
ચાલશે, એ માટે કે તે બાપોનાં મન છોકરાં તરફ તથા ન માનનારાઓને ન્યાયીઓના
જ્ઞાન પ્રમાણે [ચાલવાને] ફેરવે, અને પ્રભુને સારૂ સિદ્ધ થએલી કોમ તૈયાર કરે.
૧૮ઝખાર્યાહે દૂતને પૂછ્યું, કે એ મને શાથી જણાય? કેમકે હું ઘરડો છું, ને મારી વહુ
ઘણાં વરસની થઈ છે. ૧૯દૂતે તેને ઉત્તર આપ્યો, કે દેવની આગળ ઊભો રહેનાર
ગાબ્રીએલ હું છું; અને તારી સાથે બોલવા તથા તને આ શુભ સંદેશો કહેવા સારૂ
મને મોકલવામાં આવ્યો છે. ૨૦અને જો, એ વાત બનશે તે દિવસ લગી તું મૂંગો
રહેશે ને બોલી શકશે નહિ, કેમકે મારી વાતો જે ઠરાવેલ સમયે પૂરી થશે તેઓનો
વિશ્વાસ તેં કર્યો નહિ.

૨૧ લોકો ઝખાર્યાહની વાટ જોતા હતા, ને તેને મદિરમા વાર લાગી, માટે
અચંબો પામતા હતા ૨૨ તે બહાર આવ્યો ત્યારે તેઓની સાથે તે બોલી શક્યો
નહિ, મદિરમા તેને કંઈ દર્શન થયુ હશે એવુ તેઓ સમજ્યા, તે તેઓને ઇશારા
કરતો હતો, ને મૂગો રહ્યો ૨૩ તેના સેવા કરવાના દિવસો પૂરા થયા પછી તે
પોતાને ઘેર ગયો

૨૪ તે દહાડા પછી તેની વહુ એલીસાબેતને ગર્ભ રહ્યો, અને પાચ મહિના સુધી
તે ગુપ્ત રહી, ને કહ્યુ, કે ૨૫ માણસોમા મારુ મહેણુ ટાળવા સારુ મારા પર પ્રભુએ
પોતાની [કૃપા]દૃષ્ટિ કરવાના સમયમા મને આવુ કર્યુ છે

## પ્રભુ ઈસુના જન્મ વિષે આગાહી

૨૬ છઠ્ઠે મહિને ગાબ્રીએલ દૂતને નાઝારેથ નામે ગાલીલના એક શહેરમા એક
કુમારિકાની પાસે દેવ તરફથી મોકલવામા આવ્યો ૨૭ દાઊદના વંશના, યુસફ નામે,
એક પુરુષ જોડે તેની સગાઈ થઈ હતી, તે કુમારિકાનુ નામ મરિયમ હતુ ૨૮ દૂતે
તેની પાસે આવીને કહ્યુ, કે હે કૃપા પામેલી, સુખી રહે, પ્રભુ તારી સાથે છે
૨૯ પણ એ વાત સાભળીને તે ઘણી ગભરાઈ, ને વિચાર કરવા લાગી, કે આ તે કઈ
જાતની સલામ હશે! ૩૦ દૂતે તેને કહ્યુ, કે હે મરિયમ, બી મા, કેમકે તુ દેવથી કૃપા
પામી છે ૩૧ જો, તને ગર્ભ રહેશે, ને દીકરો થશે, ને તુ તેનુ નામ ઈસુ પાડશે
૩૨ તે મોટો થશે, ને પરાત્પરનો દીકરો કહેવાશે, અને દેવ પ્રભુ તેને તેના પિતા
દાઊદનુ રાજ્યાસન આપશે ૩૩ તે યાકૂબના ઘર પર સર્વકાળ રાજ કરશે, ને તેના
રાજ્યનો અંત આવશે નહિ ૩૪ મરિયમે દૂતને કહ્યુ, કે એ કેમ કરીને થશે? કેમકે
મે કોઈ પુરુષને જાણ્યો નથી ૩૫ દૂતે તેને ઉત્તર આપ્યો, કે પવિત્ર આત્મા તારા પર
આવશે, ને પરાત્પરનુ પરાક્રમ તારા પર આચ્છાદન કરશે, માટે જે [તારાથી]
જન્મશે તે પવિત્ર દેવનો દીકરો કહેવાશે ૩૬ જો, તારી સગી એલીસાબેતે પણ
ઘડપણમા દીકરાનો ગર્ભ ધર્યો છે, અને જે વાઝણી કહેવાતી હતી તેને આ છઠ્ઠો
મહિનો જાય છે ૩૭ કેમકે દેવ પાસેથી [આવેલુ] કોઈ પણ વચન પરાક્રમ વગરનુ
નહિ થશે ૩૮ મરિયમે તેને કહ્યુ કે જો, હુ પ્રભુની દાસી છુ, તારા કહ્યા પ્રમાણે
મને થાઓ ત્યારે દૂત તેની પાસેથી ગયો

## મરિયમ એલીસાબેતની મુલાકાતે, મરિયમનુ ગીત

૩૯ તે દિવસોમા મરિયમ ઊઠીને પહાડી દેશમા યહુદાહના એક શહેરમા
ઉતાવળથી ગઈ ૪૦ તેણે ઝખાર્યાહને ઘેર જઈને એલીસાબેતને સલામ કહી
૪૧ એલીસાબેતે મરિયમની સલામ સાભળી ત્યારે બાળક તેના પેટમા કૂદ્યુ, અને
એલીસાબેતે પવિત્ર આત્માથી ભરપૂર થઈને ૪૨ મોટો ઘાટો પાડીને કહ્યુ, કે સ્ત્રીઓમા
તને ધન્ય છે, ને તારા પેટના ફળને ધન્ય છે! ૪૩ એ [કૃપા] મને ક્યાથી કે
મારા પ્રભુની મા મારી પાસે આવે? ૪૪ કેમકે, જો, તારી સલામનો અવાજ
મારે કાને પડતા બાળક મારા પેટમા હરખથી કૂદ્યુ ૪૫ જેણે વિશ્વાસ કર્યો
તેને ધન્ય છે, કેમકે પ્રભુ તરફથી જે વાતો તેને કહેવામા આવી છે તેઓ પૂરી થશે.

૪૬ મરિયમે કહ્યું, કે

મારો જીવ પ્રભુને મોટો માને છે,
૪૭ અને દેવ મારા તારનારમાં મારો આત્મા હરખાયો છે.
૪૮ કારણ કે તેણે પોતાની દાસીની દીનાવસ્થા પર દૃષ્ટિ કરી છે;
કેમકે, જો, હવેથી સઘળી પેઢીઓ મને ધન્ય કહેશે.
૪૯ કેમકે પરાક્રમીએ મારે સારુ મહાન કૃત્યો કર્યાં છે; તેનું નામ પવિત્ર છે.
૫૦ જેઓ તેનું ભય રાખે છે તેઓ પર પેઢી દરપેઢી તેની દયા રહે છે.
૫૧ તેણે પોતાને ભુજે બળ દેખાડ્યું છે;
અને ગર્વિષ્ઠોને તેઓનાં હૃદયની કલ્પનામાં તેણે વિખેરી નાખ્યા છે.
૫૨ તેણે સરદારોને રાજ્યાસન પરથી ઉતારી નાખ્યા છે, અને તેણે દીન જનોને ઉંચા કર્યા છે.
૫૩ તેણે ભૂખ્યાંઓને સારાં વાનાંથી તૃપ્ત કર્યાં છે;
અને શ્રીમંતોને ખાલી હાથે પાછા કાઢ્યા છે.
૫૪ આપણા બાપદાદાઓને તેના કહ્યા પ્રમાણે,
ઈબ્રાહીમ પર તથા તેના વંશ પર
૫૫ સદા દયા રાખવાનું સંભારીને
તેણે પોતાના સેવક ઈસ્રાએલને સહાય કરી.
૫૬ મરિયમ આશરે ત્રણ મહિના સુધી તેની સાથે રહી, ને પછી પોતાને ઘેર ગઈ.

## યોહાન બાપ્તિસ્મા કરનારનો જન્મ; ઝખાર્યાહનું ગીત

૫૭ હવે એલીસાબેતના દહાડા પુરા થયા, એટલે તેને દીકરો થયો. ૫૮ તેના
પડોશીઓએ તથા સગાંઓએ સાંભળ્યું કે પ્રભુએ તેના પર મોટી દયા કરી છે, ત્યારે
તેઓ તેની સાથે હર્ષ પામ્યા. ૫૯ આઠમે દિવસે તેઓ છોકરાની સુન્નત કરવા
આવ્યા, ત્યારે તેઓ તેના બાપના નામ ઉપરથી તેનું નામ ઝખાર્યાહ પાડત; ૬૦ પણ
તેની માએ તેઓને કહ્યું, કે એમ નહિ; પણ તેનું નામ યોહાન પાડવું. ૬૧ તેઓએ
તેને કહ્યું, કે તારાં સગાંમાંના કોઈનું એવું નામ પાડેલું નથી. ૬૨ તેઓએ ઈશારો
કરીને તેના બાપને પૂછ્યું, કે તું તેનું શું નામ પાડવા ચાહે છે? ૬૩ ત્યારે
તેણે પાટી માગીને તેના પર લખ્યું, કે તેનું નામ યોહાન છે. ૬૪ એથી તેઓ સર્વ
અચરત પામ્યા. તરત તેનું મોં ઉઘડી ગયું, ને તેની જીભ [ છૂટી થઈ ], ને તે દેવની
સ્તુતિ કરતો બોલવા લાગ્યો. ૬૫ તેઓની આસપાસના સર્વ રહેવાસીઓને બીક
લાગી, ને યહુદાહના આખા પહાડી પ્રદેશમાં એ સર્વ વાતોની ચર્ચા ચાલી. ૬૬ વળી
જેઓએ તે વાતો સાંભળી તેઓ સઘળાએ તે પોતાના મનમાં રાખીને કહ્યું, કે ત્યારે
આ છોકરો કેવો થશે? કેમકે પ્રભુનો હાથ તેના પર હતો.

૬૭ તેના બાપ ઝખાર્યાહે પવિત્ર આત્માથી ભરપૂર થઈને એવો પ્રબોધ કર્યો, કે
૬૮ ઈસ્રાએલનો દેવ પ્રભુ સ્તુતિમાન થાઓ;

કેમકે તેણે પોતના લોકની મુલાકાત લઈને તેઓનો ઉદ્ધાર કર્યો છે.
૬૯ જગતના આરંભથી થતા આવેલા પવિત્ર પ્રબોધકોના મોથી તેણે જે
કહ્યુ હતું તે પ્રમાણે,
૭૦ તેણે પોતાના સેવક દાઊદના કુળમા,
આપણે સારૂ તારણનુ શિંગ ઊભું કર્યું છે,
૭૧ કે તે આપણા શત્રુઓથી તથા આપણા પર દ્વેષ રાખનારા સર્વના
હાથમાથી આપણને બચાવે,
૭૨ એ સારૂ કે તે આપણા બાપદાદાઓ પ્રત્યે દયા દેખાડે,
તથા પોતાનો પવિત્ર કરાર સભારે,
૭૩ એટલે તેણે આપણા બાપ ઈબ્રાહીમની આગળ જે સમ ખાધા તે
૭૪ એ માટે કે તે આપણે સારૂ એવુ કરે, કે આપણે પોતાના શત્રુઓના
હાથમાથી છુટકો પામીને,
નિર્ભયતાથી આપણા આખા આયુષ્યભર તેની આગળ
૭૫ શુદ્ધતાથી તથા ન્યાયીપણાથી તેની સેવા કરીએ
૭૬ અને, ઓ છોકરા, તું પરાત્પરનો પ્રબોધક કહેવાશે; કેમકે તું
પ્રભુની આગળ ચાલશે, એ માટે કે તું પ્રભુના માર્ગ તૈયાર કરે,
૭૭ તથા તેના લોકના પાપની માફી મળવાથી જે તારણ છે, તેનુ જ્ઞાન
તું તેઓને આપે
૭૮ આપણા દેવની ઘણી દયાથી
અરુણોદય ઉપરથી આપણા પર આવશે,
૭૯ જેથી અંધારામા તથા મરણની છાયામા જેઓ બેઠેલા છે તેઓને તે
પ્રકાશ પમાડે,
તથા આપણા પગને શાંતિના માર્ગમા દોરી જાય.

૮૦ છોકરો મોટો થયો, અને આત્મામા બળવાન થતો ગયો, અને ઈસ્રાએલમા તેના પ્રગટ થવાના દિવસ સુધી તે રાનમા રહ્યો

## પ્રભુ ઈસુનો જન્મ

૨ તે દિવસોમા કાઇસાર ઓગસ્તસે એવો ઠરાવ બહાર પાડ્યો, કે સર્વ દેશોના
લોકના નામ નોંધાય ૨ કુરેનિયસ સુરિયા[પ્રાંત]નો હાકેમ હતો, તેના
વખતમા વસ્તીની એ પ્રથમ નામુનરી થઈ હતી ૩ બધા પોતપોતાના નામ નોંધાવવા
સારૂ પોતપોતાના શહેરમા ગયા ૪ અને યુસફ પણ ગાલીલના નાઝારેથ શહેરમાથી
યહુદાહ મધ્યે દાઊદનું શહેર જે બેથલેહેમ કહેવાય છે તેમા, ૫ પોતનુ તથા પોતાની
ગર્ભવતી વેવિશાળી વહુ મરિયમનુ નામ નોંધાવવા ગયો, કેમકે તે દાઊદના વંશ તથ
કુળમાંનો હતો ૬ તેઓ ત્યા હતા, એટલામા તેના દહાડા પૂરા થયા, ૭ અને તેને
પોતાનો પ્રથમ દીકરો જન્મ્યો; તેણે તેને લુગડામા લપેટીને ગભાણમા સુવાડ્યો,
કારણ કે તેઓને સારૂ ધર્મશાળામા કંઈ જગ્યા નહોતી

૮ તે દેશમાં ઘેટાંપાળકો રાત્રે ખેતરમાં રહીને પોતાનાં ટોળાંને સાચવતા હતા.
૯ પ્રભુનો એક દૂત તેઓની પાસે આવીને ઊભો રહ્યો, ને પ્રભુના ગૌરવનો પ્રકાશ
તેઓની આસપાસ દેખાયો; અને તેઓ ઘણા ભયભીત થયા. ૧૦ દૂતે તેઓને કહ્યું,
કે બીહો મા; કેમકે, જુઓ, હું મોટા આનંદની સુવાર્તા તમને કહું છું, અને તે સર્વ
લોકોને માટે થશે. ૧૧ કેમકે આજ દાઊદના શહેરમાં તમારે સારૂ એક તારનાર,
એટલે ખ્રિસ્ત પ્રભુ, જનમ્યો છે. ૧૨ તમારે સારૂ એ નિશાની છે, કે તમે એક બાળકને
લૂગડામાં લપેટેલો ગભાણમાં સૂતેલો જોશો. ૧૩ પછી દૂતની સાથે આકાશી સેનાનો
સમુદાય એકાએક પ્રગટ થયો; તેઓ દેવની સ્તુતિ કરીને કહેતા હતા, કે

૧૪ પરમ ઉંચામાં દેવને મહિમા થાઓ,

તથા પૃથ્વી પર જે માણસો વિષે તે પ્રસન્ન છે, તેઓને શાંતિ થાઓ.

૧૫ દૂતો તેઓની પાસેથી આકાશમાં ગયા પછી, તે ઘેટાંપાળકોએ એકબીજાને
કહ્યું, કે ચાલો, આપણે બેથલેહેમ જઈએ, અને જે વાતની ખબર પ્રભુએ આપણને
આપી છે તે જોઈએ. ૧૬ તેઓ ઉતાવળથી ગયા, અને મરિયમને, યુસફને તથા
ગભાણમાં સૂતેલા બાળકને તેઓએ દીઠાં. ૧૭ તેઓને દીઠા પછી જે વાત એ છોકરા
સંબંધી તેઓને કહેવામાં આવી હતી, તે તેઓએ જાહેર કરી. ૧૮ જે વાતો
ઘેટાંપાળકોએ તેમને કહી, તેથી સર્વ સાંભળનારાઓ અચરત થયા. ૧૯ પણ મરિયમ
એ સર્વ વાતો મનમાં રાખીને તે વિષે વિચાર કરતી. ૨૦ ઘેટાંપાળકોને જેમ કહેવામાં
આવ્યું હતું તેમ તેઓએ બધું સાંભળ્યું તથા જોયું, તેને લીધે તેઓ દેવનો મહિમા
તથા સ્તુતિ કરતા પાછા ગયા.

૨૧ આઠ દહાડા પૂરા થયા પછી તેની સુન્નત કરવાનો વખત આવ્યો, ત્યારે
તેઓએ તેનું નામ ઈસુ પાડ્યું, કે જે નામ તે પેટે રહ્યા ત્યાર પહેલાં દૂતે પાડ્યું હતું.

## મંદિરમાં પ્રભુ ઈસુની રજૂઆત

૨૨ મુસાના નિયમશાસ્ત્ર પ્રમાણે તેઓના શુદ્ધિકરણના દિવસ પૂરા થયા, ૨૩ ત્યારે
જેમ પ્રભુના નિયમશાસ્ત્રમા લખેલું છે, કે પહેલો અવતરેલો દરેક નર પ્રભુને સારૂ
પવિત્ર કહેવાય, તે પ્રમાણે તેઓ તેને પ્રભુની આગળ રજૂ કરવાને, ૨૪ તથા પ્રભુના
નિયમશાસ્ત્રમાં ફરમાવ્યા પ્રમાણે એક જોડ હોલાનો અથવા કબૂતરનાં બે બચ્ચાનો
યજ્ઞ કરવા સારૂ, તેઓ તેને યરૂશાલેમ લાવ્યાં.

## શિમયોન તથા તેનું ગીત

૨૫ ત્યારે જુઓ, શિમયોન નામે એક માણસ યરૂશાલેમમાં હતો; તે ન્યાયી
તથા ધાર્મિક માણસ હતો, તે ઈસ્રાએલના દિલાસાની વાટ જોતો હતો; અને પવિત્ર
આત્મા તેના પર હતો. ૨૬ પવિત્ર આત્માએ તેને જણાવ્યું હતું, કે પ્રભુના ખ્રિસ્તને
જોયા પહેલાં તું મરશે નહિ. ૨૭ તે આત્મા[ની પ્રેરણા]થી મંદિરમાં આવ્યો.
બાળક ઈસુના સંબંધમાં નિયમશાસ્ત્રના વિધિ પ્રમાણે કરવા સારૂ તેનાં માબાપ તેને
માંહે લાવ્યાં, ૨૮ ત્યારે તેણે તેને ખોળામાં લઈને દેવની સ્તુતિ કરીને કહ્યું, કે

૨૯ ઓ સ્વામી, હવે તારા વચન પ્રમાણે

તું તારા દાસને શાંતિથી જવા દે,
૩૦ કેમકે મારી આંખોએ તારૂં તારણ દીઠું છે,
૩૧ જેને સર્વ લોકની સન્મુખ તેં સિદ્ધ કર્યું છે,
૩૨ વિદેશીઓને પ્રકાશ આપવા સારૂ,
તથા તારા ઈસ્રાએલી લોકોનો મહિમા થવા સારૂ તે પ્રકાશરૂપ છે

૩૩ તેના સંબંધી જે વાતો કહેવામાં આવી, તેથી તેનાં માબાપ અચરત થતાં
હતાં ૩૪ શિમયોને તેઓને આશીર્વાદ દીધો, અને તેની મા મરિયમને કહ્યું, કે
જો, આ બાળક ઈસ્રાએલમાંના ઘણાના પડવા, તથા પાછા ઉઠવા સારૂ તથા જેની
વિરૂદ્ધ વાધા લેવામાં આવે તેની નિશાનીરૂપ થવા સારૂ ઠરાવેલો છે ૩૫ હા, અને
તારા પોતાના જીવને તરવાર વીંધી નાખશે, એ માટે કે ઘણા [માણસોના] મનની
કલ્પના પ્રગટ થાય

## આન્ના

૩૬ આશેરના કુળની ફનુએલની દીકરી, આન્ના નામે, એક પ્રબોધિકા હતી, તે
ઘણી વૃદ્ધ થઈ હતી તે પોતાના કુંવારાપણા પછી પોતાના વરની સાથે સાત વરસ
સુધી રહી હતી, ૩૭ તે ચોર્યાસી વરસથી વિધવા હતી, તે મંદિરમાંથી નહિ ખસતાં
રાતદિવસ ઉપવાસ તથા પ્રાર્થનાઓસહિત ભક્તિ કર્યા કરતી ૩૮ તેણે તેજ ઘડીએ
ત્યાં આવીને પ્રભુની સ્તુતિ કરી, ને જેઓ યરૂશાલેમના ઉદ્ધારની વાટ જોતા હતા તે
સર્વેને તેના સંબંધી વાત કરી

## પ્રભુ ઈસુની કુમારાવસ્થા

૩૯ પ્રભુના નિયમશાસ્ત્ર પ્રમાણે બધું કરી ચૂક્યા પછી તેઓ ગાલીલમાં પોતાને
શહેર નાઝારેથ પાછા ગયા

૪૦ તે છોકરો મોટો થયો અને જ્ઞાનથી ભરપૂર થઈને બળવાન થયો, અને
દેવની કૃપા તેના પર હતી

૪૧ તેનાં માબાપ વરસોવરસ પાસ્ખાપર્વમાં યરૂશાલેમ જતાં હતાં ૪૨ તે બાર
વરસનો થયો, ત્યારે તેઓ રીત પ્રમાણે પર્વમાં ગયાં ૪૩ [પર્વના] દિવસો પૂરા
કરીને તેઓ પાછાં જવા લાગ્યાં, ત્યારે છોકરો ઈસુ યરૂશાલેમમાં પાછળ રહ્યો, અને
તેનાં માબાપને તેની ખબર પડી નહિ ૪૪ પણ તે સંઘમાં હશે એમ ધારીને તેઓએ
એક મજલ કર્યા પછી પોતાનાં સગાંઓમાં તથા ઓળખીતાઓમાં તેને શોધ્યો
૪૫ તે તેઓને જડ્યો નહિ ત્યારે તેઓ તેને શોધતાં શોધતાં યરૂશાલેમ પાછાં ગયાં
૪૬ ત્રણ દહાડા પછી તેઓએ તેને મંદિરમાં ધર્મગુરૂઓની વચમાં બેઠેલો તેઓનું
સાંભળતો તથા તેઓને સવાલો પૂછતો દીઠો ૪૭ જેઓએ તેનું સાંભળ્યું તેઓ બધા
તેની બુદ્ધિથી તથા તેના ઉત્તરોથી વિસ્મિત થયા ૪૮ તેને જોઈને તેઓ અચરતી
પામ્યાં તેની માએ તેને પૂછ્યું કે દીકરા, તું અમારી સાથે આવી રીતે કેમ વર્ત્યો?
જો, તારા બાપ તથા મેં દુખી થઈને તારી શોધ કરી ૪૯ તેણે તેઓને કહ્યું કે
તમે શા માટે મારી શોધ કરી? શું તમે જાણતાં નહોતાં કે મારા બાપને ત્યાં માર

હોવું જોઈએ? ૫૦ આ જે વાત તેણે તેઓને કહી તે તેઓ સમજ્યાં નહિ. ૫૧ તે
તેઓની સાથે ગયો, અને નાઝારેથ આવીને તે તેઓને આધીન રહ્યો; અને તેની
માએ એ સર્વ વાતો પોતાના મનમાં રાખી.

૫૨ ઈસુ જ્ઞાનમાં તથા કદમાં, ને દેવની તથા માણસોની પ્રસન્નતામાં વધતો ગયો.

## યોહાન બાપ્તિસ્મા કરનાર તથા તેનો સંદેશો

૩ હવે તીબિરિયસ કાઈસારની કારકિર્દીને પંદરમે વરસે, જ્યારે પંતિયસ પીલાત
યહુદાહનો અધિપતિ હતો, તથા હેરોદ ગાલીલનો રાજા હતો, તથા તેનો ભાઈ
ફિલિપ ઈતુરાઈ તથા ત્રાખોનીતી દેશનો રાજા હતો, તથા લુસાનિયસ આબિલેનેનો
રાજા હતો, ૨ અને આન્નાસ તથા કાયાફાસ પ્રમુખ યાજકો હતા, તે વખતે
ઝખાર્યાહના દીકરા યોહાનની પાસે રાનમાં દેવનું વચન આવ્યું. ૩ તે યરદનની
આસપાસના આખા પ્રદેશમાં પાપની માફીને સારૂ પસ્તાવાનું બાપ્તિસ્મા પ્રગટ કરતો
આવ્યો. ૪ યશાયાહ પ્રબોધકનાં વચનોના પુસ્તકમાં લખેલું છે, કે

રાનમાં ઘાંટો પાડનારની વાણી,
કે પ્રભુનો માર્ગ તૈયાર કરો,
તેના રસ્તા પાધરા કરો.
૫ હરેક નીચાણ પુરાશે,
હરેક પહાડ તથા ટેકરો નીચો કરાશે;
વાંકું સીધું કરવામાં આવશે,
ખાડાટેકરાવાળા માર્ગ સપાટ થશે;
૬ અને સર્વ દેહધારી દેવનું તારણ જોશે.

૭ ત્યારે ઘણા લોકો તેનાથી બાપ્તિસ્મા પામવા સારૂ આવ્યા, તેઓને તેણે કહ્યું, કે
ઓ સર્પોના વંશ, આવનાર કોપથી નાસવાને તમને કોણે ચેતાવ્યા? ૮ તો પસ્તાવો
[કરનારને] શોભે એવાં ફળ ઉપજાવો, અને પોતાના મનમાં એમ ન કહેવા માંડો,
કે ઈબ્રાહીમ અમારો બાપ છે; કેમકે હું તમને કહું છું, કે દેવ આ પથ્થરોમાંથી
ઈબ્રાહીમને સારૂ વંશ ઉત્પન્ન કરી શકે છે. ૯ વળી હમણાં ઝાડોની જડ પર કુહાડો
લગાડેલો છે; માટે જે કોઈ ઝાડ સારાં ફળ આપતું નથી તે કપાય છે, અને અગ્નિમાં
નંખાય છે. ૧૦ લોકોએ તેને પૂછ્યું, કે તો અમારે શું કરવું? ૧૧ તેણે તેઓને
ઉત્તર આપ્યો, કે જેની પાસે બે અંગરખા હોય તે જેની પાસે એકે નથી તેને એક
આપે. જેની પાસે ખાવાનું હોય, તે પણ એમજ કરે. ૧૨ દાણીઓ પણ બાપ્તિસ્મા
પામવા સારૂ આવ્યા, ને તેને પૂછ્યું, કે ઉપદેશક, અમારે શું કરવું? ૧૩ તેણે
તેઓને કહ્યું, કે તમારે સારૂ જે નીમેલું છે, તે કરતાં બળાત્કારથી વધારે ન લો.
૧૪ સિપાઈઓએ પણ તેને પૂછ્યું, કે અમારે શું કરવું? તેણે તેઓને કહ્યું, કે કોઈના
પર જબરદસ્તી ન કરો, તેમજ કોઈના ઉપર ખોટું તહોમત ન મૂકો; અને તમારા
પગારથી સંતોષી રહો.

૧૫ લોક [મસીહની] વાટ જોતા હતા, અને સર્વે યોહાન સંબંધી વિચાર કરતા
હતા, કે એ ખ્રિસ્ત હશે કે નહિ, ૧૬ત્યારે યોહાને સર્વને કહ્યું, હુ તો પાણીથી
તમારૂ બાપ્તિસ્મા કરૂ છુ, પણ મારા કરતા જે બળવાન છે તે આવનાર છે, તેના
ચપટની વાધરી છોડવા હુ યોગ્ય નથી, તે પવિત્ર આત્માથી તથા અગ્નિથી તમારૂ
બાપ્તિસ્મા કરશે ૧૭તેનુ સૂપડુ તેના હાથમા છે, તેથી તે પોતાની ખળીને સાફ
કરી નાખશે, અને ઘઉં પોતાની વખારમા તે ભરી રાખશે; પણ ભૂસું તે ન
હોલવાનાર અગ્નિમા બાળી નાખશે

૧૮ તેણે બીજો ઘણો બોધ કરતા લોકોની આગળ સુવાર્તા પ્રગટ કરી ૧૯ પણ
હેરોદને તેના ભાઈની વહુ હેરોદિયાસને લીધે, તથા જે ભૂડા કામ તેણે કર્યા હતા
તે બધાને લીધે યોહાને ઠપકો દીધો હતો, ૨૦ તેથી તે સર્વ ઉપરાત તેણે યોહાનને
બંદીખાનામા પૂર્યો

## પ્રભુ ઈસુનું બાપ્તિસ્મા

૨૧ હવે સર્વ લોક બાપ્તિસ્મા પામી રહ્યા ત્યાર પછી ઈસુ પણ બાપ્તિસ્મા
પામીને પ્રાર્થના કરતો હતો, એટલામા આકાશ ઉઘડી ગયુ, ૨૨ અને પવિત્ર આત્મા
કબૂતરરૂપે તેના પર ઊતર્યો, અને આકાશમાથી એવી વાણી થઈ, કે તું મારો વહાલો
દીકરો છે, તારા પર હુ પ્રસન્ન છું

## પ્રભુ ઈસુની વંશાવળી

૨૩ ઈસુ પોતે [બોધ] કરવા લાગ્યો, ત્યારે તે આશરે ત્રીસ વર્ષનો હતો, અને
(ધાર્યા પ્રમાણે) તે યુસફનો દીકરો હતો જે હેલીનો [દીકરો], ૨૪ જે માત્થાતનો,
જે લેવીનો, જે મલ્ખીનો, જે યાન્નાઈનો, જે યુસફનો, ૨૫ જે માત્તાથિયાસનો,
જે આમોસનો, જે નાહૂમનો, જે અસ્લીનો, જે નાગાઈનો, ૨૬ જે માથનો, જે
માત્તાથિયાસનો, જે સમઈનનો, જે યોસેખનો, જે યોદાનો, ૨૭ જે યોઆનાનનો,
જે રેસાનો, જે ઝરૂબ્બાબેલનો, જે શઆલ્તીએલનો જે નેરીનો, ૨૮ જે મલ્ખીનો,
જે આદ્દીનો, જે કોસામનો, જે અલ્માદામનો, જે એરનો, ૨૯ જે યોશુનો, જે
એલીએઝરનો જે યોરીમનો, જે માત્થાતનો, જે લેવીનો, ૩૦ જે સીમેયોનનો, જે
યહુદાહનો, જે યુસફનો, જે યોનામનો, જે એલિયાકીમનો, ૩૧ જે મેલેઆનો, જે
મેન્નાનો, જે માત્તાથાનો, જે નાથાનનો, જે દાઊદનો, ૩૨ જે યશાઈનો, જે ઓબેદનો,
જે બોઆઝનો, જે સલ્મોનનો, જે નાહશોનનો, ૩૩ જે અમીનાદાબનો, જે
અરનીનો, જે હેસ્રોનનો, જે પેરેસનો જે યહુદાહનો, ૩૪ જે યાકૂબનો, જે
ઈસહાકનો, જે ઈબ્રાહીમનો, જે તેરાહનો, જે નાહોરનો, ૩૫ જે સરૂગનો, જે
રેઉનો, જે પેલેગનો, જે એબેરનો, જે શેલાહનો, ૩૬ જે કાઈનાનનો, જે
આર્ફક્સાદનો, જે શેમનો, જે નુહનો, જે લામેખનો, ૩૭ જે મથુસેલાહનો, જે
હનોખનો, જે યારેદનો, જે મહાલાએલનો, જે કાઈનાનનો, ૩૮ જે અનોશનો,
જે શેથનો, જે આદમનો, જે દેવનો [દીકરો હતો]

## પ્રભુ ઈસુનું પરીક્ષણ

૪ ઈસુ પવિત્ર આત્માથી ભરપૂર થઈને યરદનથી પાછો ફર્યો, ને ચાળીસ દહાડા
સુધી આત્માથી અહીંતહીં રાનમાં દોરવાયો. ૨ તે [દરમિયાન] શેતાનથી
તેનું પરીક્ષણ થતું. તે દિવસોમાં તેણે કંઈ ખાધું નહિ, ને તે પૂરા થયા પછી તે
ભૂખ્યો થયો. ૩ શેતાને તેને કહ્યું, કે જો તું દેવનો દીકરો હોય તો આ પથ્થરને
આજ્ઞા કર, કે તે રોટલો થાય. ૪ ઈસુએ તેને ઉત્તર આપ્યો, કે એમ લખેલું છે,
કે માણસ એકલી રોટલીથી નહિ જીવશે. ૫ પછી તે તેને ઊંચી જગાએ લઈ ગયો,
અને એક પળમાં જગતનાં સઘળાં રાજ્ય તેને દેખાડ્યાં. ૬ શેતાને તેને કહ્યું, કે
આ બધાંનો અધિકાર તથા મહિમા હું તને આપીશ; કેમકે એ મારે સ્વાધીન
કરેલું છે; અને જેને હું આપવા ચાહું તેને હું આપું છું. ૭ માટે જો તું મારી
આગળ [પડીને] ભજન કરશે તો તે સઘળું તારૂં થશે. ૮ ઈસુએ તેને ઉત્તર આપ્યો,
કે એમ લખેલું છે, કે તારે તારા દેવ પ્રભુનું ભજન કરવું, ને એકલા તેની જ સેવા
કરવી. ૯ પછી તે તેને યરૂશાલેમ લઈ ગયો, ને મંદિરના બુરજ પર તેને ઊભો
રાખીને તેણે તેને કહ્યું, કે જો તું દેવનો દીકરો હોય તો અહીંથી હેઠળ પડ; ૧૦ કેમકે
લખેલું છે, કે

તે પોતાના દૂતોને તારા સંબંધી આજ્ઞા કરશે, કે તેઓ તારૂં રક્ષણ કરે;
૧૧ અને
તેઓ પોતાના હાથ પર તને ધરી લેશે,
રખેને તારો પગ પથ્થર પર અફળાય.
૧૨ ઈસુએ તેને ઉત્તર આપ્યો, કે એમ કહેલું છે, કે તારે તારા દેવનું
પરીક્ષણ ન કરવું.
૧૩ પછી શેતાન સર્વ પરીક્ષણ પૂરૂં કરીને કંઈક મુદત સુધી તેની પાસેથી ગયો.

## પ્રભુ ઈસુ નાઝારેથમાં

૧૪ ઈસુ આત્માને પરાક્રમે ગાલીલમાં પાછો આવ્યો; અને તેના સંબંધીની ચર્ચા
આસપાસના આખા પ્રદેશમાં ફેલાઈ ગઈ. ૧૫ તે તેઓનાં સભાસ્થાનોમાં બોધ
કરતો, અને સઘળાંથી તે માન પામતો.
૧૬ નાઝારેથ જ્યાં તે ઊછર્યો હતો ત્યાં તે આવ્યો, અને પોતાની રીત પ્રમાણે
વિશ્રામવારે સભાસ્થાનમાં જઈને તે વાંચવા સારૂ ઊભો થયો. ૧૭ યશાયાહ
પ્રબોધકનું પુસ્તક તેને આપવામાં આવ્યું. તેણે તે ઉઘાડીને, જ્યાં નીચે પ્રમાણે
લખેલું છે તે જગા કાઢી, કે

૧૮ પ્રભુનો આત્મા મારા પર છે,
કેમકે દરિદ્રીઓ આગળ સુવાર્તા પ્રગટ કરવા સારૂ તેણે મારો અભિષેક
કર્યો છે;
બંદીવાનોને છૂટકો
તથા આંધળાઓને દૃષ્ટિ પામવાનું જાહેર કરવા,

ઘાયલ થએલાઓને છોડાવવા,
૧૯ તથા પ્રભુનું માન્ય વરસ પ્રગટ કરવા સારૂ તેણે મને મોકલ્યો છે.

૨૦ તેણે પુસ્તક બંધ કર્યું, અને સેવકને પાછું આપીને તે બેસી ગયો; અને
સભામાં સહુની નજર તેના પર ઠરી રહી હતી. ૨૧ તે તેઓને કહેવા લાગ્યો, કે
આજ આ ધર્મલેખ તમારા સાંભળતાં પૂરો થયો છે. ૨૨ બધાએ તેને વિષે સાક્ષી
આપી, અને તેના મોંમાંથી જે કૃપાની વાતો નીકળી તેથી તેઓએ અચરત થઈને કહ્યું,
કે શું એ યુસફનો દીકરો નથી? ૨૩ તેણે તેઓને કહ્યું, કે આ કહેવત તમે નિશ્ચે
મને કહેશો, કે વૈદ, તું પોતાને સાજો કર; કાપરનાહુમમાં કરેલાં જે જે કામો વિષે
અમે સાંભળ્યું છે તેવાં કામો અહીં તારા પોતાના વતનમાં પણ કર. ૨૪ તેણે કહ્યું,
કે હું તમને ખચીત કહું છું, કે કોઈ પ્રબોધક પોતાના વતનમાં માન્ય થતો નથી.
૨૫ પણ હું તમને સાચું કહું છું, કે એલીયાહના સમયમાં સાડાત્રણ વરસ સુધી
આકાશ બંધ રહ્યું, અને આખા દેશમાં ભારે દુકાળ પડયો, તે વખતે ઈસ્રાએલમાં
ઘણી વિધવાઓ હતી; ૨૬ અને એલીયાહને તેઓમાંની કોઈને ત્યાં નહિ, પણ
સિદોનના સારફથમાં એક વિધવા હતી તેને ત્યાં મોકલવામાં આવ્યો હતો. ૨૭ વળી
એલીશા પ્રબોધકના જમાનામાં ઈસ્રાએલ દેશમાં ઘણા કોઢિયા હતા; પણ સુરિયાના
નાઅમાન સિવાય તેઓમાંનો કોઈ શુદ્ધ કરાયો ન હતો. ૨૮ એ વાત સાંભળીને
સભામાંના સઘળા ક્રોધે ભરાયા; ૨૯ અને તેઓએ ઊઠીને તેને શહેર બહાર કાઢી
મૂકયો, અને તેને હેઠળ પાડી નાખવા સારૂ જે પહાડ પર તેઓનું શહેર બાંધેલું હતું
તેની કોરે તેઓ તેને લઈ ગયા. ૩૦ પણ તે તેઓની વચમાં થઈને ચાલ્યો ગયો.

### ભૂતવળગેલાનું સાજા કરાવું

૩૧ તે ગાલીલના કાપરનાહુમ નામે શહેરમાં આવ્યો. વિશ્રામવારે તે તેઓને બોધ
કરતો હતો, ૩૨ અને તેઓ તેના બોધથી અચરત થયા, કેમકે તેનું બોલવું
અધિકારયુક્ત હતું. ૩૩ સભાસ્થાનમાં અશુદ્ધ ભૂત વળગેલો એક માણસ હતો; તેણે
મોટે ઘાંટે બૂમ પાડીને કહ્યું, કે ૩૪ અરે, ઈસુ નાઝારી, તારે ને અમારે શું છે? શું
તું અમારો નાશ કરવા આવ્યો છે? તું કોણ છે તે હું જાણું છું, એટલે દેવનો પવિત્ર.
૩૫ ઈસુએ તેને ધમકાવીને કહ્યું, કે છાનો રહે, ને તેનામાંથી નીકળ. ભૂત તેને લોકોની
વચમા પાડી નાખીને તેને કંઈ પણ નુકસાન કર્યા વિના તેમાંથી નીકળ્યું. ૩૬ તેથી
બધાને અચરત લાગ્યું. તેઓએ માહોમાંહે કહ્યું, કે આ તે કેવું વચન છે! કેમકે તે
અધિકારથી તથા પરાક્રમથી અશુદ્ધ આત્માઓને હુકમ કરે છે, એટલે તેઓ નીકળી
જાય છે. ૩૭ આસપાસના પ્રદેશની સર્વ જગાએ તેને વિષે ચર્ચા ફેલાઈ ગઈ.

### સીમોનની સાસુ તથા બીજાંઓનું સાજા કરાવું

૩૮ સભાસ્થાનમાંથી નીકળીને તે સીમોનને ઘેર ગયો. સીમોનની સાસુને સખત
તાવ આવતો હતો, ને તેના હકમાં તેઓએ તેને વિનંતી કરી. ૩૯ તેણે તેની પાસે
ઊભા રહીને તાવને ધમકાવ્યો, એટલે તેનો તાવ ઊતરી ગયો; અને તરત ઊઠીને
તે તેઓની સરભરા કરવા લાગી.

૪૦ સૂરજ આથમતી વખતે જેઓને ત્યાં નાના પ્રકારના રોગથી પીડાતાં માણસો
હતાં તેઓ તેમને તેની પાસે લાવ્યા; અને તેણે તેઓમાંના દરેક પર હાથ મૂકીને
તેઓને સાજાં કર્યાં. ૪૧ ઘણાંઓમાંથી ભૂતો પણ નીકળ્યાં, તેઓ ઘાંટા પાડીને
કહેતાં હતાં, કે તું દેવનો દીકરો છે. તેણે તેઓને ધમકાવ્યાં, અને બોલવા દીધાં
નહિ, કેમકે તેઓ જાણતાં હતાં કે તે તો ખ્રિસ્ત છે.

૪૨ દહાડો ઊગ્યો ત્યારે તે ત્યાંથી નીકળીને ઉજ્જડ ઠેકાણે ગયો; અને લોકો
તેની શોધ કરતા કરતા તેની પાસે આવ્યા, અને તે તેઓની પાસેથી જાય નહિ માટે
તેઓએ તેને અટકાવવાને યત્ન કર્યો. ૪૩ પણ તેણે તેઓને કહ્યું, કે મારે બીજાં
શહેરોમાં પણ દેવના રાજ્યની સુવાર્તા પ્રગટ કરવી જોઈએ, કેમકે એ સારૂ મને
મોકલવામાં આવ્યો છે.

૪૪ આ પ્રમાણે ગાલીલનાં સભાસ્થાનોમાં તે વાત પ્રગટ કરતો ફર્યો.

## પ્રથમ શિષ્યોનું તેડું

૫ હવે ઘણા લોક તેના પર પડાપડી કરીને દેવની વાત સાંભળતા હતા, ત્યારે તે
ગેન્નેસારેતના સરોવરને કાંઠે ઊભો રહ્યો હતો. ૨ તેણે સરોવરને કાંઠે લાંગરેલી
બે હોડી દીઠી, પણ માછીઓ તેઓ પરથી ઊતરીને જાળો ધોતા હતા. ૩ તે
હોડીઓમાંની એક સીમોનની હતી, તેના પર તે ચડયો, ને તેને કાંઠાથી થોડે દૂર
હંકારવાનું કહ્યું. તેણે તેમાં બેસીને લોકોને બોધ કર્યો. ૪ બોધ કરી રહ્યા પછી તેણે
સીમોનને કહ્યું, કે ઊંડા પાણીમાં હંકારીને [માછલાં] પકડવા સારૂ તમારી જાળો
નાખો. ૫ સીમોને તેને ઉત્તર આપ્યો, કે સ્વામી, અમે આખી રાત મહેનત કરી,
પણ કશું પકડયું નહિ: તોપણ તારા કહ્યાથી હું જાળો નાખીશ. ૬ એમ કર્યા પછી
તેઓએ માછલાનો મોટો જથ્થો ઘેરી લીધો, એટલે સુધી કે તેઓની જાળ ફાટવા
લાગી. ૭ તેઓના ભાગિયા બીજી હોડીમાં હતા તેઓને તેઓએ ઇશારો કર્યો, કે
તેઓ આવીને તેઓને સહાય કરે; તેઓએ આવીને બન્ને હોડીઓને એવી ભરી કે
તેઓ ડૂબવા લાગી. ૮ તે જોઈને સીમોન પીતરે ઈસુના પગ આગળ પડીને કહ્યું, કે
ઓ પ્રભુ, મારી પાસેથી જા; કારણ કે હું પાપી માણસ છું. ૯ કેમકે માછલાંનો જે
જથ્થો પકડાયો હતો, તેથી તે તથા તેના સર્વ સાથીઓ અચરત થયા. ૧૦ ઝબદીના
દીકરા યાકૂબ તથા યોહાન, જેઓ સીમોનના ભાગિયા હતા, તેઓને પણ અચંબો
લાગ્યો. ઈસુએ સીમોનને કહ્યું, કે બી મા; હવેથી તું માણસો પકડનાર થશે.
૧૧ હોડીઓને કાંઠે લાવ્યા પછી તેઓ બધું મૂકીને તેની પાછળ ચાલ્યા.

## કોઢિયાનું શુદ્ધ કરાવું

૧૨ તે એક શહેરમાં હતો, ત્યારે જુઓ, એક રક્તપિત્તીઓ માણસ ત્યાં હતો;
તે ઈસુને જોઈને તેને પગે પડયો; અને તેને વિનંતી કરી, કે હે પ્રભુ, જો તું ચાહે તો
તું મને શુદ્ધ કરી શકે છે. ૧૩ તેણે હાથ લાંબો કર્યો, અને તેને અડકીને કહ્યું, કે હું
ચાહું છું, તું શુદ્ધ થા; અને તરત તેનું રક્તપિત્ત જતું રહ્યું. ૧૪ તેણે તેને તાકીદ
કરી કે તારે આ વિષે કોઈને કહેવું નહિ. પણ તું જઈને યાજકને [તારૂં શરીર]

દેખાડ, અને મુસાના ફરમાવ્યા પ્રમાણે તારા શુદ્ધિકરણને લીધે, તેઓને માટે સાક્ષી તરીકે, અર્પણ ચઢાવ. ૧૫ પણ [ઈસુ] સંબંધીની ચર્ચા ઊલટી વધારે ફેલાઈ ગઈ; અને ઘણા લોક સાંભળવા સારૂ તથા પોતાના મંદવાડથી સાજા થવા સારૂ તેની પાસે એકઠા થયા. ૧૬ પણ પોતે એકાંત રાનમાં જઈને પ્રાર્થના કરતો.

## પક્ષઘાતીનું સાજા કરાવું

૧૭ એક દહાડો તે બોધ કરતો હતો ત્યારે ગાલીલના હરેક ગામમાંથી, યહુદાહથી તથા યરૂશાલેમથી આવીને ફરોશીઓ તથા નિયમોપદેશકો ત્યાં બેઠા હતા; અને [માંદા માણસોને] સાજા કરવા સારૂ પ્રભુનું પરાક્રમ તેની પાસે હતું. ૧૮ જુઓ, કેટલાએક જણ એક પક્ષઘાતી માણસને ખાટલા પર લાવ્યા; તેને માંહે લઈ જઈને તેની આગળ મૂકવાનો તેઓએ પ્રયત્ન કર્યો; ૧૯ પણ ભીડને લીધે તેને માંહે લઈ જવાનો લાગ ન મળ્યાથી તેઓએ ધાબા પર ચઢીને છાપરામાં થઈને તેને ખાટલા સુદ્ધાં ઈસુની આગળ વચ્ચે ઉતાર્યો. ૨૦ તેણે તેઓનો વિશ્વાસ જોઈને તેને કહ્યું, કે હે માણસ, તારાં પાપ તને માફ થયાં છે. ૨૧ [તે સાંભળીને] શાસ્ત્રીઓ તથા ફરોશીઓ માંહોમાંહે વિચાર કરીને કહેવા લાગ્યા, કે આ દુર્ભાષણ કરનાર કોણ છે? એકલા દેવ સિવાય બીજો કોણ પાપની માફી આપી શકે? ૨૨ પણ ઈસુએ તેઓના વિચાર જાણી લઈને તેઓને કહ્યું, કે તમે તમારા મનમાં શા તર્કવિતર્ક કરો છો? ૨૩ તારાં પાપ તને માફ થયાં છે, એમ કહેવું; અથવા, ઊઠીને ચાલ, એમ કહેવું; એ બેમાંથી વધારે સહેલું કયું છે? ૨૪ પણ પૃથ્વી પર માણસના દીકરાને પાપ માફ કરવાનો અધિકાર છે, એ તમે જાણો માટે (તેણે પક્ષઘાતીને કહ્યું કે), હું તને કહું છું, કે ઊઠ, તારો ખાટલો ઉંચકીને તારે ઘેર ચાલ્યો જા. ૨૫ તરત તે તેઓની આગળ ઊઠીને જે પર તે સૂતો હતો તે ઉંચકીને દેવની સ્તુતિ કરતો કરતો પોતાને ઘેર ગયો. ૨૬ એથી સઘળા વિસ્મિત થયા, અને તેઓએ દેવની સ્તુતિ કરી; તેઓએ ભયભીત થઈને કહ્યું, કે આજ આપણે અનુપમ જેવી વાતો જોઈ છે.

## લેવીનું તેડું

૨૭ તે પછી તે ત્યાંથી નીકળ્યો, ને લેવી નામે એક દાણીને દાણની ચોકી પર બેઠેલો જોઈને તેણે કહ્યું, કે મારી પાછળ ચાલ. ૨૮ તે સઘળું મૂકીને ઊઠ્યો ને તેની પાછળ ગયો. ૨૯ લેવીએ પોતાને ઘેર તેને સારૂ મોટી મિજબાની કરી, અને દાણીઓ તથા બીજા ઘણા માણસો તેઓની સાથે જમવા બેઠા હતા. ૩૦ ફરોશીઓએ તથા તેઓના શાસ્ત્રીઓએ તેના શિષ્યોની વિરુદ્ધ કચકચ કરીને કહ્યું, કે તમે દાણીઓ તથા પાપીઓની સાથે કેમ ખાઓ પીઓ છો? ૩૧ ઈસુએ તેઓને ઉત્તર આપ્યો, કે જેઓ સાજા છે તેઓને વૈદની અગત્ય નથી, પણ જેઓ માંદા છે તેઓને છે; ૩૨ ન્યાયીઓને નહિ, પણ પાપીઓને પસ્તાવાને સારૂ બોલાવવા હું આવ્યો છું

## ઉપવાસ વિષે પ્રશ્ન

૩૩ તેઓએ તેને કહ્યું, કે યોહાનના શિષ્યો તેમજ ફરોશીઓના શિષ્યો પણ વારંવાર ઉપવાસ તથા પ્રાર્થના કરે છે; પણ તારા શિષ્યો તો ખાયપીએ છે. ૩૪ ઈસુએ

૩૧૮૮



તેઓને કહ્યું, કે વર જાનૈયાઓની સાથે હોય ત્યાં સુધી તેઓની પાસે તમે ઉપવાસ
કરાવી શકો શું? ૩૫ પણ એવા દહાડા તો આવશે; વર તેઓની પાસેથી લઈ
લેવાશે, ત્યારે તે સમયે તેઓ ઉપવાસ કરશે. ૩૬ તેણે તેઓને એક દૃષ્ટાંત પણ કહ્યું,
કે નવા લુગડામાંથી કટકો ફાડીને કોઈ માણસ જૂના લુગડાને થિગડું દેતું નથી; જો દે
તો તે નવું ફાડી નાખશે, અને વળી નવામાંથી લીધેલું થિગડું જૂનાને મળતું નહિ
આવશે. ૩૭ વળી નવો દ્રાક્ષારસ જૂની મશકોમાં કોઈ ભરતું નથી; જો ભરે તો નવો
દ્રાક્ષારસ મશકોને ફાડી નાખે, અને પોતે ઢળી જશે, ને મશકોનો નાશ થશે. ૩૮ પણ
નવો દ્રાક્ષારસ નવી મશકોમાં ભરવો જોઈએ. ૩૯ વળી જૂનો દ્રાક્ષારસ પીધા પછી
કોઈ નવો પીવા માગતો નથી; કેમકે તે કહે છે, કે જૂનો સારો છે.

## વિશ્રામવાર પાળવા વિષે

૬ એક વિશ્રામવારને દહાડે તે ખેતરોમાં થઈને જતો હતો; ત્યારે તેના શિષ્યો
કણસલાં તોડતા હતા, અને હાથે મસળીને ખાતા હતા. ૨ પણ ફરોશીઓમાંના
કેટલાએક પૂછ્યું, કે વિશ્રામવારે જે કરવું ઉચિત નથી તે તમે કેમ કરો છો? ૩ ઈસુએ
તેઓને ઉત્તર આપ્યો, કે દાઊદ તથા તેના સાથીઓ ભૂખ્યા હતા, ત્યારે તેણે જે
કર્યું તે શું તમે વાંચ્યું નથી, ૪ કે તેણે દેવના મંદિરમાં જઈને જે અર્પેલી રોટલી
યાજક સિવાય બીજા કોઈને ખાવી ઉચિત નથી તે લઈને ખાધી, અને પોતાના
સાથીઓને પણ આપી? ૫ વળી તેણે તેઓને કહ્યું, કે માણસનો દીકરો વિશ્રામવારનો
પણ પ્રભુ છે.

૬ એક બીજે વિશ્રામવારે તે સભાસ્થાનમાં જઈને બોધ કરતો હતો; ત્યારે એક
માણસ ત્યાં હતો કે જેનો જમણો હાથ સુકાઈ ગએલો હતો. ૭ વિશ્રામવારે તે
કોઈને સાજો કરશે કે નહિ, તે વિષે શાસ્ત્રીઓ તથા ફરોશીઓ તાકી રહ્યા હતા;
એ માટે કે તેના પર દોષ મૂકવાને તેઓને નિમિત્ત મળે. ૮ પણ તેઓના વિચારો
જાણી લઈને જે માણસનો હાથ સુકાઈ ગએલો હતો તેને તેણે કહ્યું, કે ઊઠીને વચમાં
ઊભો રહે. એટલે તે ઊઠીને વચમાં ઊભો રહ્યો. ૯ પછી ઈસુએ તેઓને કહ્યું, કે હું
તમને પૂછું છું, કે વિશ્રામવારે સારું કરવું કે માઠું કરવું; જીવને બચાવવો કે તેનો
નાશ કરવો: એ બેમાંથી કયું ઉચિત છે? ૧૦ પછી તેણે ચોતરફ નજર ફેરવીને તે
માણસને કહ્યું, કે તારો હાથ લાંબો કર. તેણે તેમ કર્યું, એટલે તેનો હાથ સાજો
થયો. ૧૧ પણ તેઓ બાવરા બની ગયા; અને એકબીજાને કહેવા લાગ્યા, કે ઈસુ
વિષે આપણે શું કરીએ?

## બાર પ્રેરિતો

૧૨ તે દિવસોમાં તે ઘેરથી નીકળીને [કોઈ એક] પહાડ પર પ્રાર્થના કરવા ગયો;
અને તેણે દેવની પ્રાર્થનામાં આખી રાત કાઢી. ૧૩ દહાડો ઊગ્યો ત્યારે તેણે પોતાના
શિષ્યોને બોલાવીને તેઓમાંથી બારને પસંદ કર્યા, તેઓને તેણે પ્રેરિતો પણ
કહ્યા; ૧૪ એટલે, સીમોન જેનું નામ તેણે પીતર પણ પાડ્યું તેને તથા તેના ભાઈ
આંદ્રિયાને, યાકૂબને તથા યોહાનને, ફિલિપને તથા બારથલમીને, ૧૫ માથ્થીને તથા

પાપીઓને ઉછીનું આપે છે. ૩૫ પણ તમે તમારા વૈરીઓ પર પ્રીતિ રાખો, તેઓનું ભલું કરો, ને ક્યવાયા વગર ઉછીનું આપો; એથી તમને ઘણું પ્રતિફળ મળશે, અને તમે પરાત્પરના દીકરાઓ થશો; કેમકે અનુપકારીઓ પર તથા ભૂંડાઓ પર તે માયાળુ છે. ૩૬ માટે જેવો તમારો બાપ દયાળુ છે, તેવા તમે દયાળુ થાઓ.

## દોષિત ઠરાવવા વિષે

૩૭ કોઈનો ઇન્સાફ ન કરો, એટલે તમારો ઇન્સાફ નહિ કરાશે; કોઈને દોષિત ન ઠરાવો, અને તમને કોઈ દોષિત નહિ ઠરાવશે; છોડો ને તમે છોડાશો; ૩૮ આપો ને તમને અપાશે; સારું માપ દાબેલું ને હલાવેલું તથા ઊભરાતું તમારા ખોળામાં તેઓ [ઠાલવી] દેશે. કેમકે જે માપથી તમે માપી આપો છો, તેથી તમને પાછું માપી આપવામાં આવશે.

૩૯ તેણે તેઓને એક દૃષ્ટાંત પણ કહ્યું, કે શું આંધળો આંધળાને દોરી શકે? શું બન્‍ને ખાડામાં પડશે નહિ? ૪૦ શિષ્ય પોતાના ગુરુ કરતાં મોટો નથી, પણ પ્રત્યેક જન સંપૂર્ણ રીતે કેળવાયા પછી પોતાના ગુરુ સરખો થશે. ૪૧ તારી પોતાની આંખમાંનો ભારોટિયો ધ્યાનમાં લીધા વિના તારા ભાઈની આંખમાંનું તણખલું કેમ જુએ છે? ૪૨ અથવા તારી પોતાની આંખમાંનો ભારોટિયો ન જોતાં તું તારા ભાઈને કેમ કહી શકે, કે ભાઈ, તારી આંખમાંથી મને તણખલું કાઢવા દે? ઓ ઢોંગી, તું પહેલાં પોતાની આંખમાંથી ભારોટિયો કાઢ, અને ત્યાર પછી તારા ભાઈની આંખમાંથી તણખલું કાઢવાને તને સારી પેઠે સૂઝશે. ૪૩ કેમકે કોઈ સારા ઝાડને નઠારું ફળ આવતું નથી; વળી નઠારા ઝાડને સારું ફળ આવતું નથી. ૪૪ હરેક ઝાડ પોતાનાં ફળથી ઓળખાય છે; કેમકે કાંટાના ઝાડ પરથી લોક અંજીર વીણતા નથી, અને ઉંટકટા પરથી દ્રાક્ષા વીણતા નથી. ૪૫ સારું માણસ પોતાના મનના સારા ભંડારમાંથી સારું કાઢે છે; અને ભૂંડું માણસ પોતાના મનના ભૂંડા ભંડારમાંથી ભૂંડું કાઢે છે: કારણ કે મનના ભરપૂરપણામાંથી તેનું મોં બોલે છે.

## સાંભળવું તથા પાળવું

૪૬ તમે મને પ્રભુ, પ્રભુ, કેમ કહો છો, અને હું જે કહું છું તે કરતા નથી? ૪૭ હરેક જે મારી પાસે આવે છે, અને મારી વાતો સાંભળે છે તથા પાળે છે, તે કોના જેવો છે, એ હું તમને બતાવીશ: ૪૮ તે એક ઘર બાંધનાર માણસના જેવો છે, કે જેણે ઊંડું ખોદીને ખડક પર પાયો નાખ્યો. જ્યારે રેલ આવી, ત્યારે તે ઘરને નદીનો સપાટો લાગ્યો, પણ તે તેને હલાવી ન શક્યો; કેમકે તે સારી રીતે બાંધેલું હતું. ૪૯ પણ [મારી વાતો] જે સાંભળીને પાળતો નથી તે એક માણસના જેવો છે, કે જેણે પાયો નાખ્યા વિના ભોંય પર ઘર બાંધ્યું; તેને નદીનો સપાટો લાગ્યો, એટલે તે તરત પડી ગયું; અને તે ઘરનો સમૂળગો નાશ થયો.

## સૂબેદારના ચાકરનું સાજા કરાવું

૭ લોકોને પોતાની બધી વાતો કહી સંભળાવ્યા પછી તે કાપરનાહુમ આવ્યો. ૨ એક સૂબેદારનો ચાકર જે તેને વહાલો હતો તે માંદો પડીને મરવાની અણી

પર હતો ૩ ઈસુ સબંધી તેણે સાંભળ્યું, ત્યારે તેણે તેની પાસે યહુદીઓના વડીલોને
મોકલીને તેને વિનતી કરી, કે તું આવીને મારા ચાકરને બચાવ ૪ તેઓએ ઈસુની
પાસે આવીને તેને આગ્રહથી વિનતી કરી, કે જેને સારૂ તું આટલું કરે તેને તે યોગ્ય
છે, ૫ કેમકે તે આપણા લોક પર પ્રેમ રાખે છે, વળી તેણે [પોતાને ખરચે]
આપણું સભાસ્થાન બંધાવ્યું છે ૬ ઈસુ તેઓની સાથે ગયો તે તેના ઘરથી વેગળો
નહોતો એટલામાં સૂબેદારે તેની પાસે પોતાના કેટલાએક મિત્રોને મોકલીને તેને
કહેવડાવ્યું, કે પ્રભુ, તું તસ્દી ન લે, કેમકે તું મારા છાપરા તળે આવે, એવો હું
યોગ્ય નથી, ૭ એ કારણથી મેં પણ તારી પાસે આવવા પોતાને યોગ્ય ગણ્યો નહિ,
પણ તું શબ્દ બોલ, એટલે મારો ચાકર સાજો થશે ૮ કેમકે હું પણ તાબેદાર
માણસ છું, ને મારે તાબે સિપાઈઓ છે, એકને હું કહું છું, કે જા, એટલે તે જાય
છે, બીજાને કહું છું, કે આવ, અને તે આવે છે, અને મારા ચાકરને હું કહું છું, કે
આ કર, અને તે તે કરે છે ૯ એ વાત સાંભળીને ઈસુ તેનાથી અચરત થયો, અને
પાછા ફરીને તેણે પાછળ આવતા લોકોને કહ્યું, કે હું તમને કહું છું, કે આટલો બધો
વિશ્વાસ ઈસ્રાએલમાં પણ મારા જોવામાં આવ્યો નથી ૧૦ [સૂબેદારે] જેઓને
મોકલ્યા હતા તેઓ પાછા ઘેર આવ્યા, ત્યારે તેઓએ માંદા ચાકરને સાજો થએલો
જોયો

## વિધવાના દીકરાનું સજીવન કરાવું

૧૧ થોડી મુદ્દત પછી નાઈન નામના શહેરમાં તે ગયો, અને તેના શિષ્યો તથા
ઘણા લોક પણ તેની સંઘાતે ગયા ૧૨ હવે શહેરની ભાગળ પાસે તે આવ્યો
ત્યારે, જુઓ, તેઓ એક મુએલા માણસને બહાર લઈ જતા હતા, અને તે તેની
માનો એકનોએક દીકરો હતો, તે તો વિધવા હતી, અને શહેરના ઘણા લોક તેની
સાથે હતા ૧૩ તેને જોઈને પ્રભુને તેના પર કરુણા આવી અને તેણે તેને કહ્યું, કે
રડ મા ૧૪ તે પાસે આવીને ઠાઠડીને અડક્યો, એટલે ખાંધિયા ઊભા રહ્યા તેણે
કહ્યું, કે જુવાન, હું તને કહું છું કે ઊઠ ૧૫ ત્યારે જે મુએલો હતો તે બેઠો થયો,
અને બોલવા લાગ્યો તેણે તેને તેની માને સોંપ્યો ૧૬ એથી સઘળાને ભય લાગ્યું,
અને તેઓએ દેવની સ્તુતિ કરીને કહ્યું, કે એક મોટો પ્રબોધક આપણામાં ઊભો થયો
છે, અને દેવે પોતાના લોક પર રહેમનજર કરી છે ૧૭ તેના સબંધીની આ વાત
આખા યહુદાહમાં તથા આસપાસના સઘળા પ્રદેશમાં ફેલાઈ ગઈ

## યોહાન બાપ્તિસ્મા કરનાર

૧૮ યોહાનના શિષ્યોએ એ સર્વ વાતો તેને કહી જણાવી ૧૯ ત્યારે યોહાને
પોતાના શિષ્યોમાંના બેને પાસે બોલાવીને તેઓને પ્રભુની પાસે મોકલીને તેને
પુછાવ્યું કે જે આવનાર છે તે શું તુંજ છે કે અમે બીજાની વાટ જોઈએ? ૨૦ તે
માણસોએ તેની પાસે આવીને તેને કહ્યું કે બાપ્તિસ્મા કરનાર યોહાને તારી પાસે
અમને એવું પુછવા મોકલ્યા છે કે જે આવનાર છે તે શું તુંજ છે, કે અમે બીજાની
વાટ જોઈએ? ૨૧ તેજ વેળાએ તેણે [નાના પ્રકારના] રોગથી તથા પીડાથી તથા

ભૂંડા આત્માઓથી [પીડાતા] ઘણાઓને સાજા કર્યા, અને ઘણા આંધળાને દેખતા કર્યા. ૨૨ તેણે તેઓને ઉત્તર આપ્યો, કે તમે જે જે જોયું તથા સાંભળ્યું તે જઈને યોહાનને કહી સંભળાવો; એટલે આંધળા દેખતા થાય છે, લૂલા ચાલતા થાય છે, રક્તપિત્તીઓને શુદ્ધ કરવામાં આવે છે, બહેરા સાંભળતા થાય છે, મૂએલાઓને ઉઠાડવામાં આવે છે, દરિદ્રીઓને સુવાર્તા પ્રગટ કરવામાં આવે છે. ૨૩ અને જે કોઈ મારા સંબંધી ઠોકર નહિ ખાશે તેને ધન્ય છે.

૨૪ યોહાનના એલચીઓ ગયા પછી તે લોકને યોહાન સંબંધી પૂછવા લાગ્યો, કે તમે રાનમાં શું જોવા ગયા હતા? શું પવનથી હાલતા બરુને? ૨૫ પણ તમે શું જોવા ગયા હતા? શું ઝીણાં લૂગડાં પહેરેલા માણસને? જુઓ, જેઓ ભપકાદાર લૂગડાં પહેરે છે તથા એશઆરામ ભોગવે છે, તેઓ તો રાજદરબારમાં હોય છે. ૨૬ પણ તમે શું જોવા ગયા હતા? શું પ્રબોધકને? હું તમને કહું છું, કે હા, પ્રબોધકના કરતાં જે ઘણો મહાન, તેને. ૨૭ જેના સંબંધી એમ લખેલું છે, કે

જો, હું મારા દૂતને તારા મોં આગળ મોકલું છું,
કે જે તારી આગળ તારો માર્ગ સિદ્ધ કરશે,

તે એજ છે. ૨૮ હું તમને કહું છું, કે સ્ત્રીઓથી જેઓ જન્મ્યા છે, તેઓમાં યોહાન કરતાં કોઈ મોટો થયો નથી; તો પણ દેવના રાજ્યમાં જે માત્ર નાનો છે, તે તેના કરતાં મોટો છે. ૨૯ એ સાંભળીને સર્વ લોક તથા દાણીઓ જેઓ યોહાનના બાપ્તિસ્માથી બાપ્તિસ્મા પામ્યા હતા, તેઓએ દેવ યથાર્થ છે, એમ કબૂલ કર્યું. ૩૦ પણ ફરોશીઓ તથા પંડિતો તેનાથી બાપ્તિસ્મા પામ્યા નહોતા, માટે તેઓએ વાસ્તે દેવનો જે ઇરાદો હતો તેને તેઓએ નિરર્થક કર્યો. ૩૧ આ પેઢીના માણસોને હું શાની ઉપમા આપું? તેઓ કોના જેવા છે? ૩૨ તેઓ તો છોકરાંના જેવા છે, કે જેઓ ચોટામાં બેસીને એકબીજાને હાંક મારતાં કહે છે, કે અમે તમારી આગળ વાંસળી વગાડી, પણ તમે નાચ્યાં નહિ; અમે વિલાપ કર્યો, પણ તમે રડ્યાં નહિ. ૩૩ કેમકે યોહાન બાપ્તિસ્મા કરનાર રોટલી ખાતો કે દ્રાક્ષારસ પીતો આવ્યો નથી; અને તમે કહો છો કે તેને ભૂત વળગ્યું છે. ૩૪ માણસનો દીકરો ખાતોપીતો આવ્યો છે; અને તમે કહો છો, કે જુઓ, ખાવરો ને દારૂબાજ માણસ, દાણીઓનો તથા પાપીઓનો મિત્ર! ૩૫ પરંતુ જ્ઞાન પોતાનાં સર્વ છોકરાથી યથાર્થ મનાય છે.

## પ્રભુ ઈસુના પગને તેલ અંજન તથા બે દેવાદારોનું દૃષ્ટાંત

૩૬ કોઈએક ફરોશીએ પોતાની સાથે જમવા સારૂ તેને વિનંતી કરી. ફરોશીના ઘરમાં જઈને તે જમવા બેઠો. ૩૭ ત્યારે જુઓ, એ શહેરમાં એક પાપી સ્ત્રી હતી; તેણે જ્યારે જાણ્યું કે ફરોશીના ઘરમાં તે જમવા બેઠો છે, ત્યારે અત્તરની સંગેમરમરની એક ડબ્બી લાવીને, ૩૮ તે તેના પગ પાસે રડતી રડતી પછવાડે ઊભી રહી, અને પોતાનાં આંસુઓથી તેના પગ પલાળવા તથા પોતાના ચોટલાથી લૂછવા લાગી, તેણે તેના પગને ચૂમ્યા, અને તેમને અત્તર ચોળ્યું. ૩૯ તે જોઈને જે ફરોશીએ તેને નહોતર્યો હતો તે વિચાર કરવા લાગ્યો, કે જો આ માણસ પ્રબોધક હોત, તો

આ જે સ્ત્રી તેને અડકે છે, તે કોણ અને કેવી છે, તે તે જાણત, એટલે કે તે પાપી છે.
૪૦ ઈસુએ તેને કહ્યું, કે સીમોન, મારે તને કંઈક કહેવું છે તેણે તેને કહ્યું, કે
ઉપદેશક, કહે ૪૧ [ઈસુએ કહ્યું,] એક લેણદારને બે દેવાદાર હતા; એકને પાંચસો
દીનારનું દેવું, અને બીજાને પચાસનું હતું ૪૨ જ્યારે તેઓની પાસે વાળી આપવાનું
કંઈ નહોતું, ત્યારે તેણે બન્નેને માફ કર્યું તો તેના પર તેઓમાંનો કોણ વિશેષ પ્રેમ
રાખશે? ૪૩ સીમોને ઉત્તર આપ્યો, કે મને લાગે છે કે જેને તેણે વિશેષ માફ કર્યું તે.
તેણે કહ્યું, તેં વાજબી નિર્ણય કર્યો ૪૪ પછી તેણે પેલી સ્ત્રી તરફ મો ફેરવીને
સીમોનને કહ્યું, કે આ સ્ત્રીને તું જુએ છે? હું તારે ઘેર આવ્યો ત્યારે મારા પગ
[ધોવા]ને સારૂ તેં મને પાણી આપ્યું નહિ; પણ એણે મારા પગ આંસુથી પલાળીને
તેમને પોતાના ચોટલાથી લૂછ્યા છે ૪૫ તેં મને ચુંબન કર્યું નહિ, પણ હું માંહે
આવ્યો ત્યારથી એ મારા પગને ચુંબન કર્યા કરે છે ૪૬ તેં મારે માથે તેલ ચોળ્યું
નહિ, પણ એણે મારા પગે અત્તર ચોળ્યું છે ૪૭ માટે હું તને કહું છું, કે એના
પાપ ઘણા છે તે તેને માફ થયા છે, કેમકે એણે ઘણો પ્રેમ રાખ્યો, પણ જેને થોડું
માફ થયું છે તે થોડો પ્રેમ રાખે છે ૪૮ ત્યાર પછી તેણે એ સ્ત્રીને કહ્યું, કે તારા પાપ
માફ થયા છે ૪૯ તેની સાથે જેઓ જમવા બેઠા હતા, તેઓ વિચાર કરવા લાગ્યા,
કે એ કોણ છે કે જે પાપને પણ માફ કરે છે? ૫૦ પછી તેણે તે સ્ત્રીને કહ્યું, કે તારા
વિશ્વાસે તને બચાવી છે, શાંતિથી જા

### પ્રભુ ઈસુની સેવા કરનાર સ્ત્રીઓ

૮ થોડી મુદ્દત પછી તે શહેરેશહેર તથા ગામેગામ ઉપદેશ કરતો તથા દેવના
રાજ્યની સુવાર્તા પ્રગટ કરતો ફર્યો, અને તેની સાથે બાર [શિષ્યો] હતા.
૨ કેટલીએક સ્ત્રીઓ જેઓને ભૂંડા આત્માઓથી તથા મંદવાડમાંથી સાજી કરવામાં
આવી હતી, એટલે માગદાલેણ કહેવાએલી મરિયમ જેનામાંથી સાત ભૂત નીકળ્યા
હતા તે, ૩ હેરોદના કારભારી ખુઝાની વહુ યોહાના, સુસાન્ના તથા બીજી ઘણી સ્ત્રીઓ
જેઓ પોતાની પુંજીમાંથી તેની સેવા કરતી હતી તેઓ પણ [તેની સાથે] હતી

### બી વાવનારનું દૃષ્ટાંત

૪ જ્યારે ઘણા લોક એકઠા થયા, અને શહેરેશહેરના લોકો તેની પાસે આવ્યા,
ત્યારે તેણે દૃષ્ટાન્તદ્વારા કહ્યું, કે ૫ વાવનાર બી વાવવા ગયો તે વાવતો હતો ત્યારે
કેટલાએક [બી] માર્ગની કોરે પડ્યા, તે પગ તળે ખૂંદાઈ ગયા, અને આકાશના
પક્ષીઓ તે ખાઈ ગયા ૬ બીજાં [બી] પથ્થર પર પડ્યા; અને તેને ભીનાશ નહિ
મળવાથી ઊગ્યા તેવા જ તે ચીમળાઈ ગયા ૭ બીજા કાંટાઓમાં પડ્યા, કાંટાઓએ
તેની સાથે ઊગીને તેને દાબી નાખ્યા ૮ વળી બીજા સારી ભોંયમાં પડ્યા, તે ઊગ્યા,
અને તેને સોગણું ફળ આવ્યું એ વાતો કહેતા તેણે ઘાંટો પાડીને કહ્યું કે જેને
સાંભળવાને કાન છે તેણે સાંભળવું
૯ તેના શિષ્યોએ તેને પૂછ્યું, કે એ દૃષ્ટાન્ત[નો અર્થ] શો હશે? ૧૦ તેણે
તેઓને કહ્યું, કે દેવના રાજ્યના મર્મ જાણવાનું તમને આપેલું છે, પણ બીજાઓને તો

દૃષ્ટાંતોદ્વારે; એ માટે કે જોતાં તેઓ જુએ નહિ, ને સાંભળતાં તેઓ સમજે નહિ.
૧૧ દૃષ્ટાંત[નો અર્થ] આ છે: બી તો દેવનું વચન છે. ૧૨ માર્ગની કોરે પડેલાં
તો સાંભળનારા છે; શેતાન આવીને તેઓનાં મનમાંથી વચન લઈ જાય છે, રખેને
તેઓ વિશ્વાસ કરીને તારણ પામે. ૧૩ પથ્થર પર પડેલાં તો એ છે, કે જેઓ વચન
સાંભળીને હરખથી તેને માની લે છે; પણ તેઓને મૂળ ન હોવાથી તેઓ થોડીવાર
સુધી વિશ્વાસ કરે છે. અને પરીક્ષણની વેળાએ પાછા હઠી જાય છે. ૧૪ જે
કાંટાઓમાં પડ્યાં તે એ છે, કે જેઓએ વચન સાંભળ્યું અને પોતાને માર્ગે ચાલતાં
ચાલતાં સંસારની ચિંતા, દ્રવ્ય તથા વિલાસથી દબાઈ જાય છે, અને તેઓને પાકું
ફળ આવતું નથી. ૧૫ સારી ભોંયમાં પડેલાં એ છે, કે જેઓ સાંભળીને ચોખ્ખા તથા
રૂડા દિલથી વચન ગ્રહણ કરે છે, ને ધીરજથી ફળ આપે છે.

## દીવા પરથી મળતો બોધ

૧૬ વળી કોઈ માણસ દીવો સળગાવીને તેને વાસણ તળે ઢાંકતો નથી, અથવા
ખાટલા નીચે મૂકતો નથી; પણ માંહે આવનારાઓને અજવાળું મળે માટે દીવી પર
મૂકે છે. ૧૭ કેમકે પ્રગટ નહિ કરાશે, એવું કંઈ છાનું નથી; અને જણાશે નહિ,
તથા ઉઘાડું નહિ થશે, એવું કંઈ ગુપ્ત પણ નથી. ૧૮ માટે તમે કેવી રીતે સાંભળો
છો તે વિષે સાવધાન રહો; કેમકે જેની પાસે છે તેને આપવામાં આવશે; અને જેની
પાસે નથી તેની પાસેથી તેના ધારવા પ્રમાણે તેનું જે છે તે પણ લઈ લેવાશે.

## ખરૂં ભ્રાતૃમંડળ

૧૯ તેની મા તથા તેના ભાઈઓ તેને મળવા આવ્યાં, પણ લોકની ભીડને લીધે
તેઓ તેની નજીક જઈ શક્યાં નહિ. ૨૦ તેને [કોઈએ] ખબર આપી, કે તારી
મા તથા તારા ભાઈઓ બહાર ઊભાં રહ્યાં છે, તેઓ તને મળવા ચાહે છે. ૨૧ પણ
તેણે તેઓને ઉત્તર આપ્યો, કે આ જેઓ દેવની વાત સાંભળે છે, તથા પાળે છે તેઓ
મારી મા તથા મારા ભાઈઓ છે.

## પ્રભુ ઈસુ તોફાન શાંત કરે છે

૨૨ એ અરસામાં એક દહાડો તે પોતાના શિષ્યોની સાથે હોડી પર ચઢ્યો;
ત્યારે તેણે તેઓને કહ્યું, કે આપણે સરોવરને પેલે પાર જઈએ; અને તેઓ
નીકળ્યા. ૨૩ તેઓ હંકારતા હતા એટલામાં તે ઊંઘી ગયો; સરોવર પર પવનનું
તોફાન થયું; જેથી હોડીમાં પાણી ભરાઈ જવા લાગ્યું, અને તેઓ જોખમમાં આવી
પડ્યા. ૨૪ તેઓએ તેની પાસે આવીને તેને જગાડીને કહ્યું, કે હે સ્વામી, સ્વામી,
અમારો નાશ થાય છે. પછી તેણે ઊઠીને પવનને તથા પાણીનાં મોજાંને ધમકાવ્યાં;
એટલે તેઓ બંધ પડ્યાં, ને શાંતિ થઈ. ૨૫ તેણે તેઓને પૂછ્યું, કે તમારો વિશ્વાસ
ક્યાં છે? તેઓ બીને અચરત થયા, અને માંહોમાંહે કહ્યું, કે આ તે કોણ છે કે પવનને
તથા પાણીને પણ આજ્ઞા કરે છે, ને તેઓ તેનું માને છે?

## ગેરાસીનીઓના ભૂતવળગેલાનું સાજા કરાવું

૨૬ ગાલીલની સામેના ગેરાસીનીઓના દેશમાં તેઓ જઈ પહોંચ્યા. ૨૭ તે

કાંઠે ઊતર્યો, ત્યારે શહેરમાંથી એક માણસ તેને મળ્યો, જેને ભૂતો વળગેલાં હતાં;
તે ઘણી મુદતથી લૂગડાં પહેરતો ન હતો, અને ઘરમાં નહિ, પણ કબરોમાં રહેતો
હતો. ૨૮ તેણે ઈસુને દીઠો ત્યારે તે બૂમ પાડીને તેની આગળ પડ્યો, ને મોટે
ઘાટે કહ્યું, કે ઓ ઈસુ, પરાત્પર દેવના દીકરા, મારે ને તારે શું છે? હું તને વિનંતી
કરું છું, કે મને પીડા ન દે. ૨૯ કારણ કે તેણે તે માણસમાંથી અશુદ્ધ આત્માને
નીકળવાનો હુકમ કર્યો હતો, કેમકે તે વારે વારે તેને વળગતું હતું: અને સાંકળોથી
તથા બેડીઓથી તેઓ તેને બાંધી રાખતા હતા; પણ બંધનો તોડી નાખીને તે ભૂત
તેને રાનમાં હાંકી જતું હતું. ૩૦ ઈસુએ તેને પૂછ્યું, કે તારું નામ શું છે? તેણે
કહ્યું, કે સેના; (કેમકે તેમાં ઘણાં ભૂતો પેઠાં હતાં). ૩૧ [ભૂતોએ] તેને વિનંતી
કરી, કે અમને નીકળીને ઊંડાણમાં જવાનો હુકમ ન કર. ૩૨ હવે ત્યાં ઘણાં ભૂંડોનું
એક ટોળું પહાડ પર ચરતું હતું; તેઓએ તેને વિનંતી કરી, કે અમને તેઓમાં
પેસવાની રજા આપ. તેણે તેઓને રજા આપી. ૩૩ ભૂતો તે માણસમાંથી નીકળીને
ભૂંડોમાં પેઠાં; તે ટોળું કરાડા પરથી સરોવરમાં ધસી પડીને ડૂબી મૂર્યું. ૩૪ જે
થયું તે જોઈને ચરાવનારા નાઠા, અને શહેરમાં તથા ગામડાંમાં તે જાહેર કર્યું. ૩૫ જે
થયું તે જોવા સારુ લોક નીકળ્યા, અને ઈસુની પાસે આવ્યા; ત્યારે જે માણસમાંથી
ભૂતો નીકળ્યાં હતાં તેને તેઓએ [લૂગડાં] પહેરેલો તથા શુદ્ધિમાં આવેલો ઈસુના
પગ આગળ બેઠેલો દીઠો; અને તેઓ બીધા. ૩૬ ભૂતવળગેલો માણસ શી
રીતે સાજો થયો, તે જેઓએ જોયું હતું તેઓએ તેમને કહ્યું. ૩૭ ગેરાસીનીઓના
આસપાસના દેશમાંના સર્વ લોકે તેને વિનંતી કરી, કે અમારી પાસેથી ચાલ્યો જા;
કેમકે તેઓને ઘણી દહેશત લાગી હતી. પછી હોડી પર ચઢીને તે પાછો ગયો.
૩૮ પણ જે માણસમાંથી ભૂતો નીકળ્યાં હતાં તેણે [ઈસુની] સાથે રહેવાની વિનંતી
કરી; પણ તેણે તેને વિદાય કરીને કહ્યું, કે ૩૯ તારે ઘેર પાછો જા, અને દેવે તારે
સારુ કેવાં મોટાં કામ કર્યાં છે તે કહી જણાવ. તેણે જઈને ઈસુએ કેવાં મોટાં કામ
તેને સારુ કર્યાં હતાં, તે આખા શહેરમાં પ્રગટ કર્યું.

### યાઐરસની દીકરીનું સજીવન કરાવું તથા લોહીવાવાળી સ્ત્રીનું સાજા કરાવું

૪૦ ઈસુ પાછો આવ્યો, ત્યારે લોકોએ તેનો આવકાર કર્યો; કેમકે બધા તેની
વાટ જોતા હતા. ૪૧ જુઓ, યાઐરસ નામે એક માણસ આવ્યો, તે સભાસ્થાનનો
અધિકારી હતો. તેણે ઈસુને પગે પડીને તેને વિનંતી કરી, કે મારે ઘેર આવ;
૪૨ કેમકે તેને આશરે બાર વરસની એકનીએક દીકરી હતી, તે મરવા પડી હતી.
તે જતો હતો તે દરમિયાન ઘણા લોકે તેના પર પડાપડી કરી.

૪૩ એક સ્ત્રીને બાર વરસથી લોહીવા હતો, તેણે પોતાની બધી પૂંજી વૈદો પાછળ
ખરચી નાખી હતી, પણ કોઈ તેને સાજી કરી શક્યું નહોતું. ૪૪ તે તેની પછવાડે
આવીને તેના લૂગડાની કોરને અડકી, અને તરત તેનો લોહીવા બંધ થયો. ૪૫ ત્યારે
ઈસુએ પૂછ્યું, કે મને કોણ અડક્યું? બધાએ ના પાડી, ત્યારે પીતર તથા જેઓ

તેની સાથે હતા તેઓએ તેને કહ્યું, કે સ્વામી, તારા ઉપર ઘણા લોક પડાપડી કરે
છે, અને [તને] ચગદી નાખે છે. ૪૬ પણ ઈસુએ તેઓને કહ્યું, કે કોઈ મને અડક્યું
ખરું; કેમકે મારામાંથી પરાક્રમ નીકળ્યું એવી મને ખબર પડી. ૪૭ જ્યારે સ્ત્રીએ
જાણ્યું કે હું ગુપ્ત રહી નથી, ત્યારે તે ધ્રૂજતી ધ્રૂજતી આવી, અને તેના પર આગળ
પડીને શા કારણથી તે તેને અડકી હતી, અને શી રીતે તરત સાજી થઈ હતી, તે
તેણે બધા લોકની આગળ તેને કહી સંભળાવ્યું. ૪૮ તેણે તેને કહ્યું, કે દીકરી,
તારા વિશ્વાસે તને સાજી કરી છે; શાંતિથી જા.

૪૯ તે હજી બોલતો હતો એટલામાં સભાસ્થાનના અધિકારીને ત્યાંથી એક
જણે આવીને તેને કહ્યું, કે તારી દીકરી મરી ગઈ છે; ઉપદેશકને તસ્દી ન દે.
૫૦ પણ તે સાંભળીને ઈસુએ તેને ઉત્તર આપ્યો, કે બી મા; માત્ર વિશ્વાસ કર,
એટલે તે સાજી થશે. ૫૧ તે ઘરમાં આવ્યો, ત્યારે પીતર, યાકૂબ, યોહાન તથા
છોકરીનાં માબાપ સિવાય તેણે કોઈને પોતાની સાથે માંહે આવવા દીધું નહિ.
૫૨ તેને સારુ બધાં રડતાં તથા વિલાપ કરતાં હતાં; પણ તેણે તેઓને કહ્યું, કે રડો
મા; કેમકે તે મરી ગઈ નથી, પણ ઊંઘે છે. ૫૩ તે મરી ગઈ છે એમ જાણીને તેઓએ
તેને હસી કાઢ્યો. ૫૪ પણ તેણે તેનો હાથ પકડીને મોટે ઘાંટે કહ્યું, કે હે છોકરી,
ઊઠ. ૫૫ તેનો આત્મા પાછો આવ્યો, ને તે તરત ઊઠી; અને તેણે તેને ખાવાનું
આપવાનો હુકમ કર્યો. ૫૬ તેનાં માબાપ અચરત થયાં; પણ તેણે તેઓને આજ્ઞા
આપી, કે જે થયું તે કોઈને કહેતાં ના.

## બાર પ્રેરિતોને સોંપેલું કામ

૯ તેણે [પોતાના] બાર [શિષ્યો]ને બોલાવીને તેઓને સઘળાં ભૂતો પર,
તથા રોગો ટાળવાને પરાક્રમ તથા અધિકાર આપ્યાં; ૨ વળી દેવનું રાજ્ય
પ્રગટ કરવા તથા માંદાઓને સાજાં કરવા તેણે તેઓને મોકલ્યા. ૩ તેણે તેઓને
કહ્યું, કે મુસાફરીને સારુ તમે કંઈ પણ લેતા ના, લાકડી નહિ, ઝોળી નહિ, રોટલી
નહિ, કે નાણું પણ નહિ; વળી બબ્બે અંગરખા રાખશો નહિ. ૪ જે કોઈ ઘરમાં
તમે જાઓ, ત્યાં જ રહો, ને ત્યાંથી જ નીકળો. ૫ તે શહેરમાંથી તમે નીકળો ત્યારે
જેટલાએ તમારો અંગીકાર કર્યો ન હોય, તેટલાની વિરુદ્ધ સાક્ષી તરીકે તમારા પગ
પરની ધૂળ ખંખેરી નાખજો. ૬ તેઓ [ત્યાંથી] નીકળ્યા, અને ગામેગામ સુવાર્તા
પ્રગટ કરતા તથા સર્વ ઠેકાણે રોગ મટાડતા ગયા.

## હેરોદની મૂંઝવણ

૭ હવે જે થયું તે સઘળું સાંભળીને હેરોદ રાજા બહુ ગુંચવણમાં પડ્યો, કેમકે
કેટલાએક એમ કહેતા હતા, કે યોહાન મૂએલાંમાંથી ઊઠ્યો છે. ૮ પણ કેટલાએક
કહેતા હતા, કે એલીયાહ પ્રગટ થયો છે; અને બીજાઓ કહેતા હતા, કે પુરાતન
પ્રબોધકોમાંનો એક પાછો ઊઠ્યો છે. ૯ હેરોદે કહ્યું, કે મેં યોહાનનું માથું કાપી
નંખાવ્યું; પણ જેના સંબંધી હું આવી વાતો સાંભળું છું તે કોણ છે? અને
તેણે તેને જોવા ચાહ્યું.

## પાંચ હજારને જમાડવું

૧૦ પ્રેરિતોએ પાછા આવીને તેઓએ જે જે કર્યું હતું તે તેને કહી સંભળાવ્યું
પછી તે તેઓને તેડીને બેથસાઈદા નામના શહેરમાં એકાંતમાં ગયો ૧૧ પણ એ
જાણીને ઘણા લોકો તેની પછવાડે ગયા, અને તેણે તેઓનો આવકાર કરીને તેઓને
દેવના રાજ્ય સંબંધી વાત કરી, અને જેઓને સાજા થવાની ગરજ હતી તેઓને સાજા
કર્યા ૧૨ દહાડો નમવા લાગ્યો ત્યારે બાર [શિષ્યોએ] આવીને તેને કહ્યું, કે
લોકોને વિદાય કર કે તેઓ આસપાસના ગામોમાં તથા પરામાં જઈને ખાવાનું
વેચાતું લે, કેમકે આપણે અહીં ઉજ્જડ ઠેકાણે છીએ ૧૩ પણ તેણે તેઓને કહ્યું,
કે તમે તેઓને ખાવાનું આપો તેઓએ તેને કહ્યું, કે અમારી પાસે તો પાંચ
રોટલી ને બે માછલી સિવાય બીજું કંઈ નથી, અમે જઈને એ સઘળા લોકોને
સારૂ ખાવાનું વેચાતું લાવીએ તોજ [બને] ૧૪ કેમકે તેઓ આશરે પાંચ હજાર
પુરુષ હતા તેણે પોતાના શિષ્યોને કહ્યું, કે આગળે પચાસ પચાસની પંગતમાં
તેઓને બેસારો. ૧૫ તેઓએ તેમ કર્યું, અને સર્વને બેસાડયા ૧૬ પછી પાંચ
રોટલી અને બે માછલી લઈને તેણે આકાશ તરફ જોઈને તેઓને આશીર્વાદ દીધો
અને તે ભાગીને લોકને પીરસવા સારૂ શિષ્યોને આપી ૧૭ તેઓ સર્વ ખાઈને
તૃપ્ત થયા, અને છાંડેલા કકડા વીણીને તેઓએ બાર ટોપલી ભરી

## પીતરનો ઇકરાર

૧૮ તે એકાંતમાં પ્રાર્થના કરતો હતો, ત્યારે તેના શિષ્યો તેની સાથે હતા, તેણે
તેઓને પૂછ્યું, કે હું કોણ છું, તે વિષે લોકો શું કહે છે? ૧૯ તેઓએ તેને ઉત્તર
આપ્યો, કે યોહાન બાપ્તિસ્મા કરનાર, પણ કેટલાએક [કહે છે,] કે એલીયા હ,
વળી બીજા [કહે છે,] કે પુરાતન પ્રબોધકોમાંનો એક પાછો ઉઠયો છે ૨૦ તેણે
તેઓને પૂછ્યું, કે પણ હું કોણ છું તે વિષે તમે શું કહો છો? પીતરે ઉત્તર આપ્યો,
કે દેવનો ખ્રિસ્ત

## પ્રભુ ઈસુની પોતાના મરણ તથા પુનરુત્થાન વિષે આગાહી

૨૧ પણ તેણે તેઓને સખત આજ્ઞા કરી, કે એ વાત કોઈને કહેતા ના ૨૨ વળી
તેણે તેઓને કહ્યું, કે માણસના દીકરાએ ઘણું સહેવું, વડીલોથી તથા યાજકોથી
તથા શાસ્ત્રીઓથી નાપસંદ થવું તથા માર્યા જવું, અને ત્રીજે દહાડે પાછા ઉઠવું
જરૂરનું છે

## સ્વનકારનું ફરમાન

૨૩ તેણે સઘળાને કહ્યું, કે જો કોઈ મારી પાછળ આવવા ચાહે, તો તેણે પોતાનો
નકાર કરવો, અને દરરોજ પોતાનો વધસ્તંભ ઉચકીને મારી પાછળ ચાલવું ૨૪ કેમકે
જે કોઈ પોતાનો જીવ બચાવવા ચાહે છે, તે તેને ખોશે, પણ જે કોઈ મારે લીધે
પોતાનો જીવ ખોશે, તે તેને બચાવશે ૨૫ કેમકે જો કોઈ માણસ આખું જગત
મેળવીને પોતાનો [આત્મા] ખોએ, અથવા તેની હાનિ પામે, તો તેને શો લાભ?
૨૬ કેમકે જે કોઈ મારે લીધે તથા મારી વાતોને લીધે લજવાશે, તેને લીધે જ્યારે

માણસનો દીકરો પોતાના તથા બાપના તથા પવિત્ર દૂતોના મહિમામાં આવશે ત્યારે
તે લજવાશે. ૨૭ પણ હું તમને સાફ કહું છું, કે અહીં જેઓ ઊભા છે તેઓમાંના
કેટલાએક એવા છે કે જેઓ દેવનું રાજ્ય નહિ જોશે ત્યાં સુધી મરણ પામશે જ નહિ.

## પ્રભુ ઈસુનું રૂપાંતર

૨૮ એ વાતો કહ્યાને આશરે આઠ દહાડા પછી તે પીતર, યોહાન તથા યાકૂબને
તેડીને પ્રાર્થના કરવા સારૂ પહાડ પર ગયો. ૨૯ તે પ્રાર્થના કરતો હતો ત્યારે તેના
ચહેરાનું સ્વરૂપ બદલાઈ ગયું, અને તેનાં વસ્ત્ર ઊજળાં [તથા] ચળકતાં થયાં. ૩૦ ત્યારે
જુઓ, બે પુરુષ, એટલે મુસા તથા એલીયાહ, તેની સાથે વાત કરતા હતા. ૩૧ તેઓ
મહિમાવાન દેખાતા હતા, અને યરૂશાલેમમાં તેનું જે મરણ થવાનું હતું તે સંબંધી વાત
કરતા હતા. ૩૨ હવે પીતર તથા જેઓ તેની સાથે હતા તેઓ ઊંઘથી ઘેરાએલા હતા;
પણ જ્યારે તેઓ જાગી ઊઠયા, ત્યારે તેઓએ તેનો મહિમા દીઠો, તથા તેની સાથે
જે બે પુરુષ ઊભા હતા તેઓને પણ દીઠા. ૩૩ તેઓ તેની પાસેથી વિદાય થતા
હતા, ત્યારે પીતરે ઈસુને કહ્યું, કે સ્વામી, અહીં રહેવું આપણે માટે સારૂં છે;
[હું કહે] તો અમે ત્રણ માંડવા બનાવીએ; એક તારે સારૂ, એક મુસાને સારૂ
અને એક એલીયાહને સારૂ; પણ પોતે શું બોલતો હતો તે તે સમજતો નહોતો.
૩૪ તે બોલતો હતો, એટલામાં એક વાદળું આવ્યું, અને તેણે તેઓ પર છાયા કરી;
તેઓ વાદળામાં પેઠા ત્યારે તેઓ બીધા. ૩૫ વાદળામાંથી એવી વાણી થઈ, કે આ
મારો દીકરો છે, મારો પસંદ કરેલો; તેનું સાંભળો. ૩૬ તે વાણી થયા પછી ઈસુ
એકલો દેખાયો. તેઓ છાના રહ્યા, અને તેઓએ જે જે જોયું હતું તેમાંનું કંઇ પણ
તે દિવસોમાં કોઈને કહ્યું નહિ.

## ભૂતવળગેલા છોકરાનું સાજા કરાવું

૩૭ બીજે દહાડે તેઓ પહાડ પરથી ઊતર્યા, ત્યારે ઘણા લોક તેને મળ્યા.
૩૮ અને, જુઓ, લોકોમાંથી એક માણસે ઘાંટો પાડીને કહ્યું, કે ઉપદેશક, હું તને વિનંતી
કરૂં છું, કે મારા દીકરા પર કૃપાદૃષ્ટિ કર; તે મારો એકનોએક પુત્ર છે; ૩૯ અને એક
[અશુદ્ધ] આત્મા તેને વળગે છે. તે એકાએક બૂમ પાડે છે; અને તે તેને એવો મરડી
નાખે છે કે તેને ફીણ આવે છે, અને તેને ઘણી ઈજા કરીને માંડમાંડ તેને છોડે છે.
૪૦ તેને કાઢવાની મેં તારા શિષ્યોને વિનંતી કરી, પણ તેઓ તે કાઢી શક્યા નહિ.
૪૧ ઈસુએ તેને ઉત્તર આપ્યો, કે ઓ અવિશ્વાસી તથા આડી પેઢી, હું ક્યાં સુધી
તમારી સાથે રહીને તમારૂં સહન કરૂં? તારા દીકરાને અહીં લાવ. ૪૨ તે આવતો
હતો એટલામાં ભૂતે તેને પછાડી નાખીને તેને બહુ મરડયો. પણ ઈસુએ અશુદ્ધ
આત્માને ધમકાવ્યો, અને છોકરાને સારો કર્યો, ને તેને તેના બાપને પાછો સોંપ્યો.

## મરણ વિષે બીજી આગાહી

૪૩ તેઓ બધા દેવના આવા મહા પરાક્રમથી વિસ્મિત થયા.

પણ તેણે જે જે કર્યું તે સઘળું જોઈને સર્વ વિસ્મિત થતા હતા, ત્યારે તેણે પોતાના
શિષ્યોને કહ્યું, કે ૪૪ આ વચનો તમારા કાનમાં ઊતરવા દો; કેમકે માણસનો

દીકરો માણસોના હાથમાં સોંપાશે ૪૫ પણ એ વાત તેઓ સમજ્યા નહિ, અને
તેઓથી તે ગુપ્ત રખાઈ, કે તેઓ તે સમજે નહિ; અને તે સંબંધી તેને પૂછતાં
તેઓ બીવા.

### નમ્રતા તથા મોટું મન

૪૬ તેઓમાં વાદવિવાદ શરૂ થયો કે આપણામાં સૌથી મોટો કોણ થાય?
૪૭ પણ ઈસુએ તેઓના મનના વિચાર જાણીને એક બાળકને લઈને પોતાની પાસે
ઊભું રાખ્યું ૪૮ તેણે તેઓને કહ્યું, કે જે કોઈ મારે નામે આ બાળકનો અંગીકાર કરે
છે, તે મારો અંગીકાર કરે છે; અને જે કોઈ મારો અંગીકાર કરે છે તે મારા મોકલનાર-
નો અંગીકાર કરે છે; કેમકે તમ સર્વમાં જે સૌથી નાનો છે તેજ મોટો છે

૪૯ યોહાને તેને કહ્યું, કે સ્વામી, અમે એક માણસને તારે નામે ભૂતોને કાઢતાં
જોયો; અને અમે તેને મના કરી, કારણ કે તે આપણી સાથે ચાલતો નથી ૫૦ પણ
ઈસુએ તેને કહ્યું, કે તેને મના ન કરો, કેમકે જે કોઈ તમારી વિરુદ્ધ નથી, તે તમારા
પક્ષનો છે

### આવકાર નહિ કરનાર સમરૂનીઓ

૫૧ તેને ઉપર લઈ લેવાવાના દિવસો પૂરા થવા આવ્યા, ત્યારે તેણે યરૂશાલેમ
જવા સારૂ પોતાનું મો [તે બાજુ] દૃઢ રાખ્યું ૫૨ તેણે પોતાની આગળ એલચીઓ
મોકલ્યા, તેઓ તેને સારૂ તૈયારી કરવા માટે સમરૂનીઓના એક ગામમાં ગયા.
૫૩ તેઓએ તેનો આવકાર કર્યો નહિ, કારણ કે તેનું મો યરૂશાલેમ ભણી હતું
૫૪ એ જોઈને તેના શિષ્યો યાકૂબ તથા યોહાને તેને પૂછ્યું, કે પ્રભુ, શું, તારી એવી
ઇચ્છા છે કે અમે આજ્ઞા કરીએ કે આકાશથી આગ પડીને તેઓનો નાશ કરે?
૫૫ પણ તેણે પાછા ફરીને તેઓને ધમકાવ્યા ૫૬ પછી તેઓ બીજે ગામ ગયા.

### શિષ્યપણાની કસોટીઓ

૫૭ તેઓ માર્ગે ચાલતા હતા, તેવામાં કોઈએક તેને કહ્યું, કે પ્રભુ, જ્યાં જ્યાં તું
જઈશ ત્યાં હું તારી પાછળ આવીશ. ૫૮ ઈસુએ તેને કહ્યું, કે લોંકડાંને દર હોય છે,
અને આકાશનાં પક્ષીઓને માળા હોય છે, પણ માણસના દીકરાને માથું મૂકવાનું
ઠામઠેકાણું નથી. ૫૯ તેણે બીજાને કહ્યું, કે મારી પાછળ આવ પણ તેણે તેને કહ્યું.
કે પ્રભુ, મને રજા આપ કે હું પહેલાં જઈને મારા બાપને દાટું ૬૦ પણ તેણે
તેને કહ્યું, કે મૂએલાઓને પોતાના મૂએલાઓને દાટવા દે, પણ તું જઈને દેવના
રાજ્ય[ની વાત] પ્રગટ કર ૬૧ એક બીજાએ પણ તેને કહ્યું, કે પ્રભુ, હું તારી પાછળ
આવીશ, પણ પહેલવહેલાં જેઓ મારે ઘેર છે તેઓને છેલ્લી સલામ કરી આવવાની
મને રજા આપ. ૬૨ પણ ઈસુએ તેને કહ્યું, કે કોઈ માણસ હળ પર હાથ દીધા પછી
પછવાડે જુએ તો તે દેવના રાજ્યને યોગ્ય નથી.

### સિત્તેર શિષ્યોનું મોકલાવું તથા પાછા આવવું

૧૦ આ બીનાઓ બન્યા પછી પ્રભુએ બીજા સિત્તેર શિષ્યોને ઠરાવ્યા, અને
જે પ્રત્યેક શહેર તથા જગામાં તે પોતે જવાનો હતો, ત્યાં તેઓમાંના

બબ્બેને પોતાની આગળ મોકલ્યા. ૨ તેણે તેઓને કહ્યું, કે ફસલ પુષ્કળ છે ખરી,
પણ મજૂરો થોડા છે; માટે તમે ફસલના ધણીની પ્રાર્થના કરો કે તે પોતાની ફસલને
સારૂ મજૂરો મોકલે. ૩ ચાલ્યા જાઓ; જુઓ, હું તમને વરૂઓમાં ઘેટાંનાં બચ્ચાં
જેવાં મોકલું છું. ૪ થેલી કે ઝોળી કે જોડા લેતા ના; અને માર્ગે કોઇને પણ સલામ
કરતા ના. ૫ વળી જે કોઈ ઘરમાં તમે પેસો ત્યાં પ્રથમ એમ કહો, કે આ ઘરનાંને
શાંતિ થાઓ. ૬ જો કોઇ શાંતિનો પુત્ર ત્યાં હોય તો તમારી શાંતિ તેના પર રહેશે;
પણ જો નહિ હોય, તો તે તમારી પાસે પાછી વળશે. ૭ તે ને તેજ ઘરમાં રહો,
અને તેઓની પાસે જે હોય તે ખાતાપીતા રહો; કેમકે મજૂર પોતાના મુસારાને
યોગ્ય છે. ઘેરેઘેર જતા ના. ૮ જે કોઈ શહેરમાં તમે જાઓ, અને તેઓ તમારો
આવકાર કરે, તો તેઓ તમારી આગળ જે કંઈ મૂકે તે ખાઓ; ૯ તેમાંનાં
માંદાંઓને સાજાં કરો, અને તેઓને કહો, કે દેવનું રાજ્ય તમારી પાસે આવ્યું છે.
૧૦ પણ જે કોઈ શહેરમાં તમે જાઓ, અને તેઓ તમારો આવકાર ન કરે, તો તેના
રસ્તાઓમાંથી નીકળી જઇને એમ કહો, કે ૧૧ તમારા શહેરની જે ધૂળ અમારા
પગને લાગેલી છે તે પણ અમે તમારી સામે ખંખેરી નાખીએ છીએ; તો પણ એટલું
જાણજો કે દેવનું રાજ્ય પાસે આવ્યું છે. ૧૨ હું તમને કહું છું, કે તે દહાડે તે
શહેરના કરતાં સદોમના હાલ સહેલ થશે. ૧૩ ઓ ખોરાજીન, તને હાયહાય!
ઓ બેથસાઈદા, તને હાયહાય! કેમકે તમારામાં જે પરાક્રમી કામો થયાં છે, તે જો
તૂર તથા સીદોનમાં થયાં હોત, તો તેઓએ ક્યારનોએ તાટમાં તથા રાખમાં બેસીને
પસ્તાવો કર્યો હોત. ૧૪ તથાપિ ન્યાયકાળે તમારા કરતાં તૂર તથા સીદોનને સહેલું
પડશે. ૧૫ વળી, ઓ કાપરનાહુમ, તું આકાશ સુધી ઉંચું કરાશે શું? તું તો હાડેસ
સુધી નીચું નખાશે. ૧૬ જે કોઈ તમારૂં સાંભળે છે તે મારૂં સાંભળે છે; અને જે
કોઈ તમારો નકાર કરે છે તે મારો નકાર કરે છે; અને જે કોઈ મારો નકાર કરે છે
તે મારા મોકલનારનો નકાર કરે છે.

૧૭ તે સિત્તેર હરખાતા હરખાતા પાછા આવ્યા, અને તેઓએ કહ્યું, કે પ્રભુ,
તારા નામથી ભૂતો પણ અમારે તાબે થયાં છે. ૧૮ તેણે તેઓને કહ્યું, કે મેં શેતાનને
વીજળીની પેઠે આકાશથી પડેલો જોયો. ૧૯ જુઓ, મેં તમને સર્પો તથા
વીંછુઓ પર પગ મૂકવાનો, તથા શત્રુના બધા પરાક્રમ પર અધિકાર આપ્યો છે;
અને તમને કશાથી પણ ઈજા થશે નહિ. ૨૦ પરંતુ આત્માઓ તમારે તાબે થયા,
તેને લીધે હરખાઓ મા; પણ તમારાં નામ આકાશમાં લખેલાં છે, તેને લીધે
હરખાઓ.

## પ્રભુ ઈસુએ કરેલી ઉપકારસ્તુતિ

૨૧ તેજ વેળાએ પવિત્ર આત્માથી હરખાઇને તે બોલ્યો, કે ઓ બાપ, આકાશ
તથા પૃથ્વીના ધણી, હું તારી સ્તુતિ કરૂં છું, કે જ્ઞાનીઓથી તથા બુદ્ધિમાનોથી તેં એ
વાત ગુપ્ત રાખીને બાળકોને પ્રગટ કરી છે; હા, બાપ, કેમકે એ તને સારૂં લાગ્યું.
૨૨ મારા બાપે મને સઘળું સોંપ્યું છે; અને દીકરો કોણ છે, એ બાપ વિના બીજો

કોઈ જાણતો નથી; તેમજ બાપ કોણ છે, એ દીકરા વિના તથા જેને દીકરો પ્રગટ
કરવા ચાહે તે વિના બીજો કોઈ જાણતો નથી. ૨૩ તેણે શિષ્યો તરફ ફરીને તેઓને
એકાંતમાં કહ્યું, કે તમે જે જુઓ છો, તે જેઓની આંખો જુએ તેઓને ધન્ય છે!
૨૪ કેમકે હું તમને કહું છું, કે તમે જે જુઓ છો તે ઘણા પ્રબોધકો, તથા રાજાઓ
જોવા ચહાતા હતા, પણ તેઓ તે જોવા પામ્યા નહિ; અને તમે જે સાંભળો છો તે
તેઓ સાંભળવા ચહાતા હતા, પણ તેઓ તે સાંભળવા પામ્યા નહિ.

## અનંતજીવન કેવી રીતે પામવું

૨૫ જુઓ, એક પંડિતે ઊભા થઈને તેનું પરીક્ષણ કરતાં કહ્યું, કે ઉપદેશક,
અનંતજીવનનો વારસો પામવા સારુ મારે શું કરવું? ૨૬ તેણે તેને પૂછ્યું, કે
નિયમશાસ્ત્રમાં શું લખેલું છે? તું શું વાંચે છે? ૨૭ તેણે ઉત્તર આપ્યો, કે તારા દેવ
પ્રભુ પર તારા ખરા હૃદયથી તથા તારા ખરા જીવથી તથા તારા પૂરા સામર્થ્યથી તથા
તારા ખરા મનથી પ્રેમ રાખવો; અને જેવો પોતા પર તેવો તારા પડોશી પર
[પ્રેમ રાખવો]. ૨૮ તેણે તેને કહ્યું, કે તેં ઠીક ઉત્તર આપ્યો છે; એમ કર, એટલે
તું જીવશે. ૨૯ પણ તેણે પોતાને ન્યાયી ઠરાવવાની ઇચ્છા રાખીને ઈસુને કહ્યું,
મારો પડોશી કોણ છે?

## ભલા સમરૂનીનું દૃષ્ટાંત

૩૦ ઈસુએ ઉત્તર આપ્યો, કે એક પુરુષ યરૂશાલેમથી યરેખો જતો હતો; અને
તે લૂંટારાના હાથમાં પડ્યો, અને તેઓ તેનાં લૂગડાં ઉતારી લઈને તથા તેને મારીને
તેને અધમૂઓ મૂકીને ચાલ્યા ગયા. ૩૧ દૈવયોગે એક યાજક તે માર્ગે થઈને જતો
હતો; અને તે તેને જોઈને બીજી બાજુએ ચાલ્યો ગયો. ૩૨ એમજ એક લેવી પણ
તે ઠેકાણે આવ્યો, ત્યારે તેને જોઈને તે પણ બીજી બાજુએ ચાલ્યો ગયો. ૩૩ પણ
એક સમરૂની માર્ગે ચાલતાં ચાલતાં જ્યાં તે પડ્યો હતો ત્યાં આવ્યો; અને તેને
જોઈને તેને કરુણા આવી. ૩૪ તે તેની પાસે ગયો, તેના ઘા પર તેલ તથા દ્રાક્ષારસ
રેડીને પાટા બાંધ્યા; અને તેને પોતાના જાનવર પર બેસાડીને ઉતારામાં લઈ ગયો,
અને તેની માવજત કરી. ૩૫ બીજે દહાડે તેણે બે દીનાર કાઢીને ઉતારાવાળાને
આપીને કહ્યું, કે એની માવજત કરજે; અને એ કરતાં જે કંઈ વધારે ખરચ લાગશે
તે હું પાછો આવીશ ત્યારે તને આપીશ. ૩૬ હવે તું શું ધારે છે, લૂંટારાના હાથમાં
પડેલા માણસનો પડોશી એ ત્રણમાંનો કોણ ઠર્યો? ૩૭ તેણે તેને કહ્યું, કે જેણે તેના
પર દયા કરી તે. ઈસુએ તેને કહ્યું, કે તું જઈને એ પ્રમાણે કર.

## મારથા તથા મરિયમ

૩૮ તેઓ માર્ગે ચાલતા હતા તે દરમિયાન તે એક ગામમાં પેઠો; અને મારથા
નામે એક સ્ત્રીએ પોતાને ઘેર તેનો પરોણો રાખ્યો. ૩૯ મરિયમ નામે તેની એક બહેન
હતી, તે ઈસુના ચરણ આગળ બેસીને તેની વાત સાંભળતી હતી. ૪૦ પણ મારથા
કામ ઘણું હોવાથી ગભરાઈ; તેથી તેણે તેની પાસે આવીને કહ્યું, કે પ્રભુ, મારી બહેને
મને કામ કરવાને એકલી મૂકી છે, તેની શું તને ચિંતા નથી? તેથી તેને કહે કે તે મને

સહાય કરે. ૪૧ પણ પ્રભુએ તેને ઉત્તર આપ્યો, કે માર્થા, માર્થા, તું ઘણી વાતો
વિષે ચિંતા કરે છે અને ગભરાય છે; ૪૨ પણ એક વાતની જરૂર છે; અને મરિયમે
સારો ભાગ પસંદ કર્યો છે, કે જે તેની પાસેથી લઈ લેવાશે નહિ.

## 'પ્રભુની પ્રાર્થના'

૧૧ તે એક ઠેકાણે પ્રાર્થના કરતો હતો. તે કરી રહ્યા પછી તેના શિષ્યોમાંના
એકે તેને કહ્યું, કે પ્રભુ, યોહાને પોતાના શિષ્યોને પ્રાર્થના કરતાં શીખવ્યું
તેમ તું પણ અમને શીખવ. ૨ તેણે તેઓને કહ્યું, કે તમે પ્રાર્થના કરો, ત્યારે કહો,
કે ઓ [[આકાશમાંના અમારા]] બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો;
[[જેમ આકાશમાં તેમ પૃથ્વી પર તારી ઇચ્છા પૂરી થાઓ]]; ૩ દિવસની અમારી
રોટલી રોજ રોજ અમને આપ; ૪ અને અમારાં પાપ અમને માફ કર; કેમકે અમે
પોતે પણ અમારા હરેક ઋણીને માફ કરીએ છીએ. અને અમને પરીક્ષણમાં ન લાવ;
[[પણ ભૂંડાથી અમારો છૂટકો કર]].

## આગ્રહી પ્રાર્થનાનું દૃષ્ટાંત

૫ તેણે તેઓને કહ્યું, કે તમારામાંના કોઈને મિત્ર હોય, અને મધરાતે તે તેની
પાસે જઈને તેને એવું કહે, કે મિત્ર, મને ત્રણ રોટલી ઉછીની આપ; ૬ કેમકે મારો
એક મિત્ર મુસાફરીએથી મારે ત્યાં આવ્યો છે, તેની આગળ પીરસવાનું મારી પાસે
કંઈ નથી. ૭ તો શું, તે માંહેથી ઉત્તર આપતાં એમ કહેશે, કે મને તસ્દી ન દે:
હમણાં બારણું બંધ છે, અને મારાં છોકરાં મારી પાસે ખાટલામાં છે; હું તો ઊઠીને
તને આપી શકતો નથી? ૮ હું તમને કહું છું, કે તે તેનો મિત્ર છે, તેને લીધે તે
ઊઠીને તેને નહિ આપે, તોપણ તેના આગ્રહને લીધે તે ઊઠશે, અને જોઈએ તેટલી
[રોટલી] તેને આપશે. ૯ હું તમને કહું છું, કે માગો, તો તમને આપવામાં આવશે;
શોધો, તો તમને જડશે; ઠોકો, તો તમારે સારૂ ઉઘાડવામાં આવશે. ૧૦ કેમકે
જે કોઈ માગે છે તે પામે છે; જે શોધે છે તેને જડે છે; અને જે ઠોકે છે તેને સારૂ
ઉઘાડવામાં આવશે. ૧૧ વળી તમારામાંના કોઈ બાપની પાસેથી જો તેનો છોકરો
રોટલી માગે તો શું તે તેને પથ્થર આપશે? અથવા જો માછલી [માગે] તો શું
માછલીને બદલે તે તેને સાપ આપશે? ૧૨ અથવા તે ઈંડું માગે તો શું તે તેને વીંછુ
આપશે? ૧૩ માટે જો તમે ભૂંડા છતાં તમારાં છોકરાંને સારાં દાન આપી જાણો છો,
તો આકાશમાંના બાપની પાસેથી જેઓ માગે, તેમને તે પવિત્ર આત્મા આપશે,
તે કેટલું વિશેષ ખાતરીપૂર્વક છે?

## ભૂતની સાધના વિષે આક્ષેપ તથા જવાબ

૧૪ તે એક મૂંગા ભૂતને કાઢતો હતો. તે ભૂત નીકળ્યા પછી તે મૂંગો માણસ
બોલ્યો, તેથી લોકો અચરત થયા. ૧૫ પણ તેઓમાંના કેટલાએક કહ્યું, કે ભૂતોના
સરદાર બાલઝબુલ[ની મદદ]થી તે ભૂતોને કાઢે છે. ૧૬ બીજાઓએ તેનું પરીક્ષણ
કરતાં તેની પાસે આકાશમાંથી નિશાની માગી. ૧૭ પણ તેઓના વિચાર જાણીને
તેણે તેઓને કહ્યું, કે જે કોઈ રાજ્યમાં ફૂટ પડે તે ઉજ્જડ થાય છે; અને ઘરમાં ફૂટ-

પડે તો તે પડી જાય છે; ૧૮ જો શેતાન પોતાની સામો થએલો હોય તો તેનું રાજ્ય
કેમ નભે? કેમકે તમે કહો છો, કે બાલઝબુલ[ની મદદ]થી હું ભૂતોને કાઢું છું. ૧૯ જો
હું બાલઝબુલ[ની મદદ]થી ભૂતોને કાઢું છું, તો તમારા દીકરાઓ કોણ[ની મદદ]થી
કાઢે છે? માટે તેઓ તમારા ન્યાયાધીશ થશે. ૨૦ પણ જો હું દેવની આંગળીથી
ભૂતોને કાઢું છું, તો દેવનું રાજ્ય તમારામાં આવ્યું છે. ૨૧ બળવાન માણસ
હથિયારબંધ થઈને પોતાની હવેલી સાચવે છે, ત્યારે તેનો માલ સલામત રહે છે;
૨૨ પણ જ્યારે તેના કરતાં કોઈ બળવાન માણસ તેના પર આવી પડીને તેને જીતે,
ત્યારે તેનાં જે હથિયાર પર તે ભરોસો રાખતો હતો તે સર્વ તે તેની પાસેથી લઈ
લે છે, અને તેની લૂટ વહેંચે છે. ૨૩ જે મારા પક્ષનો નથી તે મારી વિરુદ્ધ છે, અને
જે મારી સાથે સમેટતો નથી તે વેરી નાખે છે.

## અપૂર્ણ સુધારામાં રહેલું જોખમ

૨૪ અશુદ્ધ આત્મા માણસમાંથી નીકળ્યા પછી નિર્જળ જગાઓમાં વિસામો
શોધતો ફરે છે; પણ તે જડતો નથી, ત્યારે તે કહે છે, કે મારા જે ઘરમાંથી હું
નીકળ્યો તેમાં હું પાછો જઈશ. ૨૫ જ્યારે તે આવે છે ત્યારે તે તેને વાળેલું તથા
શોભાયમાન કરેલું માલૂમ પડે છે. ૨૬ પછી તે જઈને પોતાના કરતાં ભૂંડા બીજા
સાત આત્માઓને તેડી લાવે છે, અને તેઓ માંહે આવીને ત્યાં રહે છે; અને તે
માણસની છેલ્લી અવસ્થા પહેલાંના કરતાં ભૂંડી થાય છે.

૨૭ તે આ વાતો કહેતો હતો, ત્યારે લોકોમાંથી એક સ્ત્રીએ મોટે ઘાટે તેને કહ્યું,
કે જે ઉદરમાં તું રહ્યો, અને જે થાનને તું ધાવ્યો તેઓને ધન્ય છે! ૨૮ પણ તેણે
કહ્યું, કે તે કરતાં જેઓ દેવની વાત સાંભળે છે અને પાળે છે તેઓને ધન્ય છે!

## નિશાનીઓ માગવા વિષે ચેતવણી

૨૯ લોકો સંખ્યાબંધ તેની પાસે ભેગા થતા હતા ત્યારે તે કહેવા લાગ્યો, કે આ
પેઢી તો ભૂંડી પેઢી છે; તે નિશાની માગે છે; પણ યૂનાની નિશાની વિના બીજી
નિશાની તેને આપવામાં આવશે નહિ. ૩૦ કેમકે જેમ યૂના નીનવીઓને નિશાનીરૂપ
થયો, તેમ માણસનો દીકરો પણ આ પેઢીને થશે. ૩૧ દક્ષિણની રાણી આ પેઢીનાં
માણસોની સાથે ન્યાયકાળે ઊઠશે, અને તેઓને દોષિત ઠરાવશે; કેમકે પૃથ્વીના
છેડાથી તે સુલેમાનનું જ્ઞાન સાંભળવા આવી હતી; અને જુઓ, સુલેમાનના કરતાં
અહીં એક મોટો છે.

૩૨ નીનવેહના માણસો આ પેઢીની સાથે ન્યાયકાળે ઊઠશે, અને તેને દોષિત
ઠરાવશે; કેમકે યૂનાનો ઉપદેશ સાંભળીને તેઓએ પસ્તાવો કર્યો; અને જુઓ,
યૂનાના કરતાં અહીં એક મોટો છે.

## દીવા પરથી મળતો બોધ

૩૩ કોઈ માણસ દીવો સળગાવીને ભોંયરામાં કે માપ તળે તેને મૂકતો નથી, પણ
દીવી પર [મૂકે છે], એ માટે કે માંહે આવનારાઓ તેનું અજવાળું જુએ. ૩૪ તારા

શરીરનો દીવો તારી આંખ છે. જ્યારે તારી આંખ નિર્મળ હોય છે, ત્યારે તારૂં આખું શરીર પણ પ્રકાશે ભરેલું હોય છે; પણ તે ભૂંડી હોય છે, ત્યારે તારૂં શરીર પણ અંધકારે ભરેલું હોય છે. ૩૫ તેથી તારામાં જે અજવાળું છે તે અંધકાર ન હોય, માટે સાવધાન રહે. ૩૬ માટે જો તારૂં આખું શરીર પ્રકાશથી ભરેલું હોય, અને તેનો કોઈ પણ ભાગ અંધકારરૂપ ન હોય, તો જેમ દીવો પોતાની રોશનીથી તને અજવાળું આપે છે તેમ [તારૂં શરીર] પ્રકાશથી ભરેલું થશે.

## ફરોશીઓ તથા પંડિતોને અફસોસ

૩૭ તે બોલતો હતો ત્યારે એક ફરોશીએ પોતાની સાથે જમવાને તેને નોતર્યો. અને તે માંહે જઈને જમવા બેઠો. ૩૮ જમવા પહેલાં તે નાહ્યો નહિ, તે જોઈને ફરોશી અચરત થયો. ૩૯ પ્રભુએ તેને કહ્યું, કે તમે ફરોશીઓ તો થાળીવાટકો બહારથી શુદ્ધ કરો છો; પણ તમારૂં અંતર જુલમે તથા ભૂંડાઈએ ભરેલું છે. ૪૦ અરે મૂર્ખો, જેણે બહારનું બનાવ્યું તેણે માંહેનું પણ બનાવ્યું નહિ શું? ૪૧ પરંતુ માંહેની વસ્તુઓ દાનધર્મમાં આપો; અને, જુઓ, બધું તમને શુદ્ધ છે.

૪૨ પણ તમો ફરોશીઓને અફસોસ છે! કેમકે તમે ફુદીનાનો, સિતાબનો તથા સઘળી વનસ્પતિનો દશાંશ આપો છો; પણ ન્યાય તથા દેવની પ્રીતિ તમે પડતાં મૂકો છો; તમારે આ કરવાં જોઈતાં હતાં, અને એ ન મૂકવાં જોઈતાં હતાં. ૪૩ તમો ફરોશીઓને અફસોસ છે! કેમકે તમે સભાસ્થાનોમાં મુખ્ય આસનો તથા ચૌટાંઓમાં સલામો ચાહો છો. ૪૪ તમને અફસોસ છે! કેમકે જે કબરો દેખાતી નથી, અને જેના ઉપર માણસો અજાણતાં ચાલે છે, તેઓના જેવા તમે છો.

૪૫ ત્યારે પંડિતોમાંના એકે તેને કહ્યું, કે ઉપદેશક, એમ કહેવાથી તું અમને પણ મહેણું મારે છે. ૪૬ તેણે કહ્યું, કે ઓ પંડિતો, તમને પણ અફસોસ છે! કારણ કે તમે માણસો પર એવા બોજા ચઢાવો છો કે જે ઉંચકતાં મહા મુસીબત પડે છે, અને તમે પોતે તે બોજાઓને તમારી એક આંગળી પણ લગાડતા નથી. ૪૭ તમને અફસોસ છે! કેમકે જે પ્રબોધકોને તમારા બાપદાદાઓએ મારી નાખ્યા, તેઓની કબરો તમે બાંધો છો. ૪૮ તો તમે સાક્ષી છો, અને તમારા બાપદાદાઓનાં કામોને સંમતિ આપો છો; કેમકે તેઓએ તેમને મારી નાખ્યા હતા, અને તમે [તેમની કબરો] બાંધો છો. ૪૯ એ માટે દેવના જ્ઞાને પણ કહ્યું, કે હું પ્રબોધકો તથા પ્રેરિતોને તેઓની પાસે મોકલીશ; તેઓમાંના કેટલાએકને તેઓ મારી નાખશે અને સતાવશે; ૫૦ જેથી જગતના આરંભથી સઘળા પ્રબોધકોના વહેવડાવેલા લોહીનો બદલો આ પેઢીના લોક પાસેથી લેવામાં આવે; ૫૧ હા, હું તમને કહું છું કે હાબેલના લોહીથી તે ઝખાર્યાહ જે હોમવેદી તથા પવિત્રસ્થાનની વચ્ચે માર્યો ગયો, તેના લોહી સુધી એ સર્વેનો બદલો આ પેઢીના લોક પાસેથી લેવામાં આવશે. ૫૨ તમો પંડિતોને અફસોસ છે! કેમકે તમે જ્ઞાનની કુંચી લઈ લીધી છે; તમે પોતે માંહે પેઠા નથી, અને જેઓ માંહે પેસતા હતા તેઓને તમે અટકાવ્યા છે.

૫૩ તે ત્યાંથી નીકળ્યો, તે પછી શાસ્ત્રીઓ તથા ફરોશીઓ ઝનુનથી તેની સામે

થઈને તેને ઘણી વાતો વિષે બોલવાને છેડવા લાગ્યા ૫૪ તેના મોમાંથી કંઈ વાત પકડી લેવા સારૂ તેઓ ટાંપી રહ્યા

## ઢોંગ વિષે ચેતવણી

૧૨ એટલામાં હજારો લોક એકઠા થયા, તે એટલે સુધી કે તેઓ એકબીજા પર પડાપડી કરતા હતા, ત્યારે સૌથી પહેલાં તે પોતાના શિષ્યોને કહેવા લાગ્યો, કે ફરોશીઓના ખમીરથી સાવધાન રહો, તે તો ઢોંગ છે ૨ પણ પ્રગટ નહિ કરાશે એવું કંઈ ઢંકાએલું નથી, અને નહિ જણાશે એવું કંઈ ગુપ્ત નથી ૩ માટે જે કંઈ તમે અંધારામાં કહ્યું છે તે અજવાળામાં સંભળાશે, અને ઓરડીમાં જે કંઈ તમે કાનમાં કહ્યું હશે તે ધાબા પર પ્રગટ કરાશે

## શિષ્યોને ઉત્તેજન

૪ મારા મિત્રો હું તમને કહું છું, કે જેઓ શરીરને મારી નાખે, અને તે પછી બીજું કંઈ કરી ન શકે, તેઓથી બીહો મા ૫ પણ તમારે કોનાથી બીહવું તે વિષે હું તમને ચેતવણી આપીશ, મારી નાખ્યા પછી નરકમાં નાખી દેવાનો જેને અધિકાર છે તેનાથી બીહો, હા, હું તમને કહું છું કે તેનાથી બીહો ૬ શું પાંચ ચકલી બે પૈસે વેચાતી નથી? તો પણ દેવની દૃષ્ટિમાં તેઓમાની એકે વિસારેલી નથી ૭ પણ તમારા માથાના નિમાળા પણ સઘળા ગણાએલા છે બીહો મા ઘણી ચકલીઓ કરતાં તમે મૂલ્યવાન છો ૮ હું તમને કહું છું કે માણસોની આગળ જે કોઈ મને કબૂલ કરશે તેને દેવના દૂતોની આગળ માણસનો દીકરો કબૂલ કરશે ૯ પણ માણસોની આગળ જે કોઈ મારો નકાર કરશે તેનો નકાર દેવના દૂતોની આગળ કરવામાં આવશે ૧૦ જે કોઈ માણસના દીકરાની વિરુદ્ધ વાત બોલશે, તેને તે માફ કરવામાં આવશે, પણ પવિત્ર આત્માની વિરુદ્ધ જે કોઈ દુર્ભાષણ કરે તેને તે માફ કરવામાં આવશે નહિ ૧૧ જ્યારે તેઓ તમને સભાસ્થાનોમાં અને અધિપતિઓ તથા અધિકારીઓની આગળ લઈ જશે, ત્યારે અમારે કેવી રીતે અથવા શો ઉત્તર આપવો, અથવા અમારે શું કહેવું તે વિષે ચિંતા ન કરો, ૧૨ કેમકે તમારે જે કહેવું જોઈએ તે તેજ ઘડીએ પવિત્ર આત્મા તમને શીખવશે.

## લોભ તથા ધનવાન મૂર્ખનું દૃષ્ટાંત

૧૩ લોકમાંથી એક જણે તેને કહ્યું, કે ગુરુ, મારા ભાઈને કહે કે તે વારસાનો ભાગ મને આપે ૧૪ તેણે તેને કહ્યું, કે ઓ માણસ, મને તમારા પર ન્યાયાધીશ કે વહેંચી આપનાર કોણે ઠરાવ્યો? ૧૫ તેણે તેઓને કહ્યું કે સાવધાન રહો અને સર્વ [પ્રકારના] લોભથી દૂર રહો, કેમકે કોઈનું જીવન તેની પુષ્કળ મિલકતમાં રહેલું નથી ૧૬ તેણે તેઓને એવું એક દૃષ્ટાંત કહ્યું કે એક ધનવાન માણસની ભોંયમાંથી ઘણી ઊપજ થઈ ૧૭ તેણે મનમાં એવો વિચાર કર્યો કે હું શું કરૂં? કેમકે મારી ઊપજ ભરી મૂકવાને મારી પાસે જગા નથી ૧૮ તેણે કહ્યું, કે હું આમ કરીશ મારી વખારોને પાડી નાખીને હું તે કરતાં મોટી બંધાવીશ, અને ત્યાં મારૂં બધું અનાજ તથા મારી માલમિલકત ભરી મૂકીશ. ૧૯ હું મારા જીવને કહીશ, કે ઓ

જીવ, ઘણાં વરસને માટે ઘણી માલમિલકત તારે સારૂ રાખી મૂકેલી છે; આરામ લે,
ખા, પી, આનંદ કર. ૨૦ પણ દેવે તેને કહ્યું, કે ઓ મૂર્ખ, આજ રાત્રે તારો જીવ
તારી પાસેથી માગી લેવામાં આવે છે; ત્યારે જે વસ્તુઓ તેં સિદ્ધ કરી છે તે કોની
થશે? ૨૧ જે પોતાને સારૂ દ્રવ્યનો સંગ્રહ કરે છે, અને દેવ પ્રત્યે ધનવાન નથી,
તે તેવો જ છે.

## ચિંતા કરવા વિષે ચેતવણી

૨૨ તેણે પોતાના શિષ્યોને કહ્યું, એ માટે હું તમને કહું છું, કે [તમારા] જીવને
સારૂ ચિંતા ન કરો, કે અમે શું ખાઈશું; તેમ તમારા શરીરને સારૂ પણ ન કરો, કે
અમે શું પહેરીશું. ૨૩ કેમકે ખોરાક કરતાં જીવ, અને વસ્ત્ર કરતાં શરીર, અધિક છે.
૨૪ કાગડાઓનો વિચાર કરો; તેઓ તો વાવતા નથી અને કાપતા નથી, તેઓની
પાસે વખાર કે કોઠાર નથી; તોપણ દેવ તેઓનું પોષણ કરે છે: પક્ષીઓ કરતાં તમે
કેટલા વિશેષ મૂલ્યવાન છો! ૨૫ ચિંતા કરવાથી તમારામાંનો કોણ પોતાના કદને
એક હાથભર વધારી શકે છે? ૨૬ માટે જે સૌથી નાનું કામ તે જો તમે કરી નથી
શકતા, તો બીજા વિષે તમે કેમ ચિંતા કરો છો? ૨૭ ફૂલઝાડોનો વિચાર કરો, તેઓ
કેવાં વધે છે: તેઓ મહેનત કરતાં નથી, તેઓ કાંતતાં પણ નથી; તોપણ હું તમને
કહું છું, કે સુલેમાન પણ પોતાના સઘળા વૈભવમાં તેઓમાંના એકના જેવો પહેરેલો
ન હતો. ૨૮ એ માટે ખેતરનું ઘાસ જે આજ છે અને કાલે ભઠ્ઠીમાં ફેંકાય છે, તેને
જો દેવ એવું પહેરાવે છે, તો, ઓ અલ્પવિશ્વાસીઓ, તે તમને પહેરાવશે એ કેટલું
વિશેષ ખાતરીપૂર્વક છે? ૨૯ અમે શું ખાઈશું તથા શું પીશું, એની શોધ ન કરો,
અને મનમાં સંદેહ ન રાખો. ૩૦ કેમકે જગતના લોકો એ સઘળાં વાનાં શોધે છે;
પણ તમારો બાપ જાણે છે કે એ વાનાંની તમને અગત્ય છે. ૩૧ પરંતુ તમે તેનું
રાજ્ય શોધો, અને એ વાનાં પણ તમને આપવામાં આવશે. ૩૨ ઓ નાની ટોળી,
બીહો મા; કેમકે તમને રાજ્ય આપવાની તમારા બાપની ખુશી છે. ૩૩ તમારી
પાસે જે છે તે વેચીને દાનધર્મ કરો; જીર્ણ નહિ થાય એવી થેલીઓ, એટલે આકાશમાં
અખૂટ દ્રવ્ય, પોતાને સારૂ મેળવો; ત્યાં ચોર આવતો નથી, અને કીડો ખાઈ
જતો નથી. ૩૪ કેમકે જ્યાં તમારૂં દ્રવ્ય છે ત્યાં જ તમારૂં ચિત્ત રહેશે.

## જાગૃત રહેવાની જરૂર તથા દૃષ્ટાંત

૩૫ તમારી કમરો બાંધેલી તથા તમારા દીવા સળગેલા રાખો; ૩૬ અને જે
માણસો પોતાનો ધણી લગ્નમાંથી ક્યારે પાછો આવે તેની વાટ જુએ છે, કે તે આવીને
ઠોકે કે તત્કાળ તેઓ તેને સારૂ દ્વાર ઉઘાડે, તેઓના જેવા તમે થાઓ. ૩૭ જે દાસોને
ધણી આવીને જાગતા જોશે તેઓને ધન્ય છે; હું તમને ખચીત કહું છું, કે તે પોતાની
કમરે બાંધીને તેઓને જમવા બેસાડશે, અને આવીને તેઓની સેવા કરશે. ૩૮ જો
તે બીજે પહોરે આવે, કે ત્રીજે પહોરે આવે, અને તેઓને એમ [કરતાં] જુએ, તો
તે દાસોને ધન્ય છે! ૩૯ પણ આટલું સમજો કે ઘરધણી જાણતો હોત, કે કઈ

પકડીને તેને ઘણી વાતો વિષે બોલવાને છંછેડવા લાગ્યા ૫૪ તેના મોંમાંથી કંઈ વાત
પકડી લેવા સારૂ તેઓ ટાંપી રહ્યા.

## ઢોંગ વિષે ચેતવણી

૧૨ એટલામાં હજારો લોક એકઠા થયા, તે એટલે સુધી કે તેઓ એકબીજા
પર પડાપડી કરતા હતા, ત્યારે સૌથી પહેલાં તે પોતાના શિષ્યોને કહેવા
લાગ્યો, કે ફરોશીઓના ખમીરથી સાવધાન રહો; તે તો ઢોંગ છે. ૨ પણ પ્રગટ
નહિ કરાશે એવું કંઈ ઢાંકેલું નથી; અને નહિ જણાશે એવું કંઈ ગુપ્ત નથી. ૩ માટે
જે કંઈ તમે અંધારામાં કહ્યું છે તે અજવાળામાં સંભળાશે; અને ઓરડીમાં જે કંઈ
તમે કાનમાં કહ્યું હશે તે ધાબા પર પ્રગટ કરાશે.

## શિષ્યોને ઉત્તેજન

૪ મારા મિત્રો, હું તમને કહું છું, કે જેઓ શરીરને મારી નાખે, અને તે પછી
બીજું કંઈ કરી ન શકે, તેઓથી બીહો મા. ૫ પણ તમારે કોનાથી બીવું તે વિષે હું
તમને ચેતવણી આપીશ; મારી નાખ્યા પછી નરકમાં નાખી દેવાનો જેને અધિકાર
છે તેનાથી બીહો; હા, હું તમને કહું છું, કે તેનાથી બીહો. ૬ શું પાંચ ચકલી બે
પૈસે વેચાતી નથી? તો પણ દેવની દૃષ્ટિમાં તેઓમાંની એક વિસારેલી નથી ૭ પરંતુ
તમારા માથાના નિમાળા પણ સઘળા ગણાએલા છે બીહો મા, ઘણી ચકલીઓ કરતાં
તમે મુલ્યવાન છો. ૮ હું તમને કહું છું, કે માણસોની આગળ જે કોઈ મને કબૂલ
કરશે તેને દેવના દૂતોની આગળ માણસનો દીકરો કબૂલ કરશે ૯ પણ માણસોની
આગળ જે કોઈ મારો નકાર કરશે તેનો નકાર દેવના દૂતોની આગળ કરવામાં આવશે.
૧૦ જે કોઈ માણસના દીકરાની વિરુદ્ધ વાત બોલશે, તેને તે માફ કરવામાં આવશે,
પણ પવિત્ર આત્માની વિરુદ્ધ જે કોઈ દુર્ભાષણ કરે તેને તે માફ કરવામાં આવશે
નહિ. ૧૧ જ્યારે તેઓ તમને સભાસ્થાનોમાં અને અધિપતિઓ તથા અધિકારીઓની
આગળ લઈ જશે, ત્યારે અમારે કેવી રીતે અથવા શો ઉત્તર આપવો, અથવા
અમારે શું કહેવું, તે વિષે ચિંતા ન કરો; ૧૨ કેમકે તમારે જે કહેવું જોઈએ તે તેજ
ઘડીએ પવિત્ર આત્મા તમને શીખવશે

## લોભ તથા ધનવાન મુર્ખનું દૃષ્ટાંત

૧૩ લોકોમાંથી એક જણે તેને કહ્યું, કે ગુરુ, મારા ભાઈને કહે કે તે વારસાનો
ભાગ મને આપે ૧૪ તેણે તેને કહ્યું, કે ઓ માણસ, મને તમારા પર ન્યાયાધીશ
કે વહેંચી આપનાર કોણે ઠરાવ્યો? ૧૫ તેણે તેઓને કહ્યું, કે સાવધાન રહો, અને
સર્વ [પ્રકારના] લોભથી દૂર રહો; કેમકે કોઈનું જીવન તેની પુષ્કળ મિલકતમાં રહેલું
નથી ૧૬ તેણે તેઓને એવું એક દૃષ્ટાંત કહ્યું, કે એક ધનવાન માણસની ભોંયમાંથી
ઘણી ઉપજ થઈ, ૧૭ તેણે મનમાં એવો વિચાર કર્યો, કે હું શું કરૂં? કેમકે મારી
ઉપજ ભરી મૂકવાને મારી પાસે જગા નથી. ૧૮ તેણે કહ્યું, કે હું આમ કરીશ:
મારી વખારોને પાડી નાખીને હું તે કરતાં મોટી બંધાવીશ; અને ત્યાં મારૂં બધું
અનાજ તથા મારી માલમિલકત ભરી મૂકીશ. ૧૯ હું મારા જીવને કહીશ, કે ઓ

જીવ, ઘણાં વરસને માટે ઘણી માલમિલકત તારે સારૂ રાખી મૂકેલી છે; આરામ લે,
ખા, પી, આનંદ કર. ૨૦ પણ દેવે તેને કહ્યું, કે ઓ મૂર્ખ, આજ રાત્રે તારો જીવ
તારી પાસેથી માગી લેવામાં આવે છે: ત્યારે જે વસ્તુઓ તેં સિદ્ધ કરી છે તે કોની
થશે? ૨૧ જે પોતાને સારૂ દ્રવ્યનો સંગ્રહ કરે છે, અને દેવ પ્રત્યે ધનવાન નથી,
તે તેવો જ છે.

## ચિંતા કરવા વિષે ચેતવણી

૨૨ તેણે પોતાના શિષ્યોને કહ્યું, એ માટે હું તમને કહું છું, કે [તમારા] જીવને
સારૂ ચિંતા ન કરો, કે અમે શું ખાઈશું; તેમ તમારા શરીરને સારૂ પણ ન કરો, કે
અમે શું પહેરીશું. ૨૩ કેમકે ખોરાક કરતાં જીવ, અને વસ્ત્ર કરતાં શરીર, અધિક છે.
૨૪ કાગડાઓનો વિચાર કરો; તેઓ તો વાવતા નથી અને કાપતા નથી, તેઓની
પાસે વખાર કે કોઠાર નથી; તોપણ દેવ તેઓનું પોષણ કરે છે: પક્ષીઓ કરતાં તમે
કેટલા વિશેષ મૂલ્યવાન છો! ૨૫ ચિંતા કરવાથી તમારામાંનો કોણ પોતાના કદને
એક હાથભર વધારી શકે છે? ૨૬ માટે જે સૌથી નાનું કામ તે જો તમે કરી નથી
શકતા, તો બીજા વિષે તમે કેમ ચિંતા કરો છો? ૨૭ ફૂલઝાડોનો વિચાર કરો, તેઓ
કેવાં વધે છે: તેઓ મહેનત કરતાં નથી, તેઓ કાંતતાં પણ નથી; તોપણ હું તમને
કહું છું, કે સુલેમાન પણ પોતાના સઘળા વૈભવમાં તેઓમાંના એકના જેવો પહેરેલો
ન હતો. ૨૮ એ માટે ખેતરનું ઘાસ જે આજ છે અને કાલે ભઠ્ઠીમાં ફેંકાય છે, તેને
જો દેવ એવું પહેરાવે છે, તો, ઓ અલ્પવિશ્વાસીઓ, તે તમને પહેરાવશે એ કેટલું
વિશેષ ખાતરીપૂર્વક છે? ૨૯ અમે શું ખાઈશું તથા શું પીશું, એની શોધ ન કરો,
અને મનમાં સંદેહ ન રાખો. ૩૦ કેમકે જગતના લોકો એ સઘળાં વાનાં શોધે છે;
પણ તમારો બાપ જાણે છે કે એ વાનાંની તમને અગત્ય છે. ૩૧ પરંતુ તમે તેનું
રાજ્ય શોધો, અને એ વાનાં પણ તમને આપવામાં આવશે. ૩૨ ઓ નાની ટોળી,
બીહો મા; કેમકે તમને રાજ્ય આપવાની તમારા બાપની ખુશી છે. ૩૩ તમારી
પાસે જે છે તે વેચીને દાનધર્મ કરો; જીર્ણ નહિ થાય એવી થેલીઓ, એટલે આકાશમાં
અખૂટ દ્રવ્ય, પોતાને સારૂ મેળવો; ત્યાં ચોર આવતો નથી, અને કીડો ખાઈ
જતો નથી. ૩૪ કેમકે જ્યાં તમારૂં દ્રવ્ય છે ત્યાં જ તમારૂં ચિત્ત રહેશે.

## જાગૃત રહેવાની જરૂર તથા દૃષ્ટાંત

૩૫ તમારી કમરો બાંધેલી તથા તમારા દીવા સળગેલા રાખો; ૩૬ અને જે
માણસો પોતાનો ધણી લગ્નમાંથી ક્યારે પાછો આવે તેની વાટ જુએ છે, કે તે આવીને
ઠોકે કે તત્કાળ તેઓ તેને સારૂ દ્વાર ઉઘાડે, તેઓના જેવા તમે થાઓ. ૩૭ જે દાસોને
ધણી આવીને જાગતા જોશે તેઓને ધન્ય છે; હું તમને ખચીત કહું છું, કે તે પોતાની
કમર બાંધીને તેઓને જમવા બેસાડશે, અને આવીને તેઓની સેવા કરશે. ૩૮ જો
તે બીજે પહોરે આવે, કે ત્રીજે પહોરે આવે, અને તેઓને એમ [કરતાં] જુએ, તો
તે દાસોને ધન્ય છે! ૩૯ પણ આટલું સમજો કે ઘરધણી જાણતો હોત, કે કઈ

ઘડીએ ચોર આવશે, તો તે જાગતો રહીને પોતાના ઘરમાં ખાતર પડવા ન દેત.
૪૦ તમે પણ તૈયાર રહો; કેમકે તમારા ધારવામાં નહિ હોય એવી ઘડીએ માણસનો
દીકરો આવશે.

## સમયનાં ચિહ્નો

૪૧ પીતરે પૂછ્યું, કે પ્રભુ, તું આ દૃષ્ટાંત અમને, કે સર્વને કહે છે? ૪૨ પ્રભુએ
કહ્યું, કે જેને તેનો ધણી પોતાનાં ઘરનાંઓને યોગ્ય સમયે અન્ન આપવા સારૂ પોતાના
ઘર પર ઠરાવશે એવો વિશ્વાસુ તથા શાણો કારભારી કોણ છે? ૪૩ જે દાસને તેનો
ધણી આવીને એમ કરતો જોશે તેને ધન્ય છે! ૪૪ હુ તમને સાચું કહું છુ, કે તે
પોતાની સર્વ માલમિલ્કત પર તેને [કારભારી] ઠરાવશે. ૪૫ પણ જો તે દાસ
પોતાના મનમાં કહેશે કે મારો ધણી આવતાં વાર લગાડે છે; અને દાસોને તથા
દાસીઓને મારવા [માંડશે], અને ખાવાપીવા તથા છાકટો થવા માંડશે; ૪૬ તો
જે દહાડે તે વાટ જોતો નથી, ને જે ઘડી તે જાણતો નથી, [તે ઘડીએ] તે દાસનો
ધણી આવશે, ને તેને કાપી નાખીને, તેનો ભાગ અવિશ્વાસીઓની સાથે ઠરાવશે.
૪૭ જે દાસ પોતાના ધણીની ઇચ્છા જાણ્યા છતાં પોતે સિદ્ધ થયો નહિ હોય, અને
તેની ઇચ્છા પ્રમાણે વર્ત્યો નહિ હોય, તે ઘણો માર ખાશે. ૪૮ પણ જેણે અજાણતાં
ફટકા યોગ્ય કામ કર્યું હશે, તે થોડો જ માર ખાશે. જે કોઈને ઘણું આપેલું છે,
તેની પાસેથી ઘણું માગવામાં આવશે; અને જેને ઘણું સોંપેલું છે, તેની પાસેથી
વધારે માગવામા આવશે.

૪૯ હુ પૃથ્વી પર આગ નાખવા આવ્યો છુ; અને જો તે સળગી ચૂકી હોય તો હુ
[બીજું] શું ચાહુ? ૫૦ પણ મારે એક બાપ્તિસ્મા પામવાનુ છે; અને તે પૂરૂં થાય
ત્યાં સુધી હુ કેવો સંકોચમા આવેલો છુ! ૫૧ શું તમે ધારો છો કે પૃથ્વી ઉપર
શાંતિ કરાવવા હુ આવ્યો છું? હું તમને કહુ છું, કે ના; પણ તેથી ઊલટું ફૂટ પાડવા
[આવ્યો છું]. ૫૨ કેમકે હવે એક ઘરમાં પાચમાં ફૂટ પડશે, એટલે ત્રણ બેની સામા,
અને બે ત્રણની સામા થશે. ૫૩ બાપ દીકરાની સામો, તથા દીકરો બાપની સામો
થશે; મા દીકરીની સામી, ને દીકરી પોતાની માની સામી થશે; સાસુ પોતાની
વહુની સામી, અને વહુ પોતાની સાસુની સામી થશે, એમ તેઓમાં ફૂટ પડશે.

૫૪ તેણે લોકોને પણ કહ્યું, કે તમે પશ્ચિમથી વાદળી ચઢતી જુઓ છો, કે તરત તમે
કહો છો, કે ઝાપટું આવશે; અને એમજ થાય છે. ૫૫ જ્યારે દક્ષિણનો વા વાય
છે, ત્યારે તમે કહો છો, કે લૂ વાશે; અને એમજ થાય છે. ૫૬ ઓ ઢોંગીઓ,
પૃથ્વીનુ તથા આકાશનુ રૂપ તમે પારખી જાણો છો; તો આ સમય તમે કેમ પારખી
નથી જાણતા? ૫૭ અને વાજબી શું છે તે તમે પોતાની મેળે કેમ પારખતા નથી?
૫૮ તું તારા વાદીની સાથે અધિકારીની આગળ જતો હોય ત્યારે માર્ગમાં તેનાથી
છૂટકો પામવા સારૂ યત્ન કર; રખેને તે તને ન્યાયાધીશ આગળ ઘસડી લઈ જાય,
અને ન્યાયાધીશ તને સિપાઈને સ્વાધીન કરે, અને સિપાઈ તને બંદીખાનામાં નાખે.
૫૯ હુ તને કહું છું, કે તું છેલ્લી દમડી ચૂકવશે, ત્યાં સુધી તું ત્યાંથી નીકળવાનો નથી.

## પસ્તાવો કરવા વિષે બોધ

૧૩ હવે તેજ સમયે ત્યાં કેટલાએક હાજર હતા કે જેઓએ પીલાતે જે ગાલીલી-
ઓનું લોહી તેઓના યજ્ઞો સાથે ભેળી દીધું હતું તેઓ વિષે તેને કંહી
જણાવ્યું. ૨ તેણે તેઓને ઉત્તર આપ્યો, કે એ ગાલીલીઓ પર એવી [વિપત્તિઓ]
પડી તેથી તેઓ બીજા બધા ગાલીલીઓ કરતાં વિશેષ પાપી હતા, એમ તમે ધારો છો
શું? ૩ હું તમને કહું છું, કે ના; પણ જો તમે પસ્તાવો કરશો નહિ, તો તમે સર્વે
તેજ પ્રમાણે નાશ પામશો. ૪ અથવા સીલોઅમમાં જે અઢાર માણસ પર બુરજ
પડયો, ને તેઓને મારી નાખ્યા, તેઓ યરૂશાલેમમાંના બીજા સર્વે રહેવાસીઓ કરતાં
વિશેષ ગુનેગાર હતા, એમ તમે ધારો છો શું? ૫ હું તમને કહું છું, કે ના; પણ જો
તમે પસ્તાવો કરશો નહિ, તો તમે સર્વ તેમજ નાશ પામશો.

## નિષ્ફળ અંજીરીનું દૃષ્ટાંત

૬ વળી તેણે આ દૃષ્ટાંત કહ્યું, કે કોઈએક માણસની દ્રાક્ષાવાડીમાં એક અંજીરી
રોપેલી હતી. તે તેના પરથી ફળ શોધતો આવ્યો, પણ એકે જડયું નહિ. ૭ ત્યારે
તેણે દ્રાક્ષાવાડીના માળીને કહ્યું, કે જો, આ ત્રણ વરસથી આ અંજીરી પરથી હું ફળ
શોધતો આવ્યો છું, અને એકે જડતું નથી; તેને કાપી નાખ; તે વળી ભોંય કેમ
નકામી રોકે છે? ૮ તેણે તેને ઉત્તર આપ્યો, કે સાહેબ, તેને આ વરસ પણ રહેવા દે,
એટલામાં હું તેની આસપાસ ખોદું, ને ખાતર નાખું; ૯ જો ત્યાર પછી તેને ફળ
આવે, તો ઠીક; અને નહિ આવે, તો તેને કાપી નાખજે.

## વિશ્રામવારે એક સ્ત્રીનું સાજા કરાવું

૧૦ વિશ્રામવારે તે એક સભાસ્થાનમાં બોધ કરતો હતો. ૧૧ જુઓ, જેને અઢાર
વરસથી મંદવાડનો આત્મા વળગેલો હતો એવી એક સ્ત્રી ત્યાં હતી; તે કુબડી હતી,
અને કોઈ પણ રીતે સીધી ઊભી થઈ શકતી નહિ. ૧૨ તેને જોઈને ઈસુએ તેને
બોલાવીને કહ્યું, કે બાઈ, તારા મંદવાડથી તું છૂટી થઈ છે. ૧૩ તેણે તેના પર હાથ
મૂક્યા, કે તરત તે ટટાર થઈ, અને દેવની સ્તુતિ કરી. ૧૪ વિશ્રામવારે ઈસુએ તેને
સાજી કરી, માટે સભાસ્થાનના અધિકારીએ ગુસ્સે થઈને લોકોને કહ્યું, કે છ દહાડા છે
કે જેમાં માણસોએ કામ કરવું જોઈએ; એ માટે તે [દિવસો]એ તમે આવીને સાજા
થાઓ, પણ વિશ્રામવારે નહિ. ૧૫ પણ પ્રભુએ તેને ઉત્તર આપ્યો, કે ઓ ઢોંગીઓ,
તમારામાંનો હરેક પોતપોતાના બળદને તથા ગધેડાને કોઢમાંથી છોડીને વિશ્રામવારે
પાવા સારૂ લઈ જતો નથી શું? ૧૬ આ સ્ત્રી જે ઈબ્રાહીમની દીકરી છે, અને જેને
શેતાને અઢાર વરસથી બાંધી રાખી હતી, તેને વિશ્રામવારે બંધનમાંથી છોડાવવી
જોઈતી નહોતી શું? ૧૭ તેણે એ વાતો કહી ત્યારે તેના બધા સામાવાળા લજવાયા;
અને જે બધાં મહિમાવંત કામો તેણે કર્યાં તેને લીધે બધા લોકો હર્ષ પામ્યા.

## રાઈના બીનું તથા ખમીરનું દૃષ્ટાંત

૧૮ એ પછી તેણે કહ્યું, કે દેવનું રાજ્ય શાના જેવું છે? અને હું તેને શાની ઉપમા

આપું? ૧૯ તે રાઈના બી જેવું છે, જેને એક જણે લઈને પોતાની વાડીમાં નાખ્યું;
તે વધીને મોટું ઝાડ થયું, અને આકાશનાં પક્ષીઓએ તેની ડાળીઓ પર વાસો કર્યો.
૨૦ વળી તેણે કહ્યું, કે હું દેવના રાજ્યને શાની ઉપમા આપું? ૨૧ તે ખમીર જેવું
છે, તેને એક સ્ત્રીએ લઈને ત્રણ માપ લોટમાં ઘાલ્યું, અને પરિણામે તે બધો
ખમીરવાળો થયો.

## જીવનમાં પેસવાનું સાંકડું બારણું

૨૨ તે યરૂશાલેમ ભણી મુસાફરી કરતાં શહેરેશહેર તથા ગામેગામ બોધ કરતો
ગયો. ૨૩ એક જણે તેને પૂછ્યું, કે પ્રભુ, તારણ પામનાર થોડા છે શું? તેણે તેઓને
કહ્યું, કે ૨૪ સાંકડા બારણામાં થઈને પેસવાને યત્ન કરો; કેમકે હું તમને કહું છું, કે
ઘણા પેસવા ચહાશે, પણ [પેસી] શકશે નહિ. ૨૫ જ્યારે ઘરધણી ઉઠીને બારણું
બંધ કરશે, અને તમે બહાર ઉભા રહીને બારણું ઠોકવા માંડશો, અને કહેશો, કે
પ્રભુ, અમારે સારૂ ઉઘાડ; અને તે તમને ઉત્તર આપશે, કે તમે ક્યાંના છો એ હું
જાણતો નથી; ૨૬ ત્યારે તમે કહેવા લાગશો, કે અમે તારી સમક્ષ ખાધુંપીધું હતું,
અને તેં અમારા રસ્તાઓમા બોધ કર્યો હતો; ૨૭ તે તમને કહેશે, કે હું તમને કહું છું,
કે તમે ક્યાંના છો એ હું જાણતો નથી; રે અન્યાય કરનારા, તમે સર્વે મારી પાસેથી
જાઓ. ૨૮ જ્યારે તમે ઈબ્રાહીમને, ઈસ્હાકને, યાકૂબને તથા બધા પ્રબોધકોને દેવના
રાજ્યમાં જોશો, અને પોતાને બહાર કાઢી મૂકેલા [જોશો], ત્યારે તમે રડશો તથા
દાંત પીસશો. ૨૯ તેઓ પૂર્વ તથા પશ્ચિમથી, ઉત્તર તથા દક્ષિણથી આવીને દેવના
રાજ્યમા બેસશે. ૩૦ જુઓ, [કેટલાક] જેઓ છેલ્લા છે તેઓ પહેલા થશે, અને
[કેટલાક] જેઓ પહેલા છે તેઓ છેલ્લા થશે.

## હેરોદની વિરુદ્ધતા

૩૧ તેજ ઘડીએ કેટલાએક ફરોશીઓએ તેની પાસે આવીને કહ્યું, કે અહીંથી
નીકળી જા; કેમકે હેરોદ તને મારી નાખવા ચાહે છે. ૩૨ તેઓને તેણે કહ્યું, કે તમે
જઈને તે લોકડાને કહો, જુઓ, આજકાલ હું ભૂતોને કાઢું છું, અને રોગ મટાડું છું,
ને ત્રીજે દહાડે હું સંપૂર્ણ કરાઈશ. ૩૩ તો પણ આજે, કાલે તથા પરમ દહાડે મારે
ચાલવું જોઈએ; કેમકે કોઈ પ્રબોધક યરૂશાલેમની બહાર નાશ પામે એવું બની
શકતું નથી.

## યરૂશાલેમ સબંધી વિલાપ

૩૪ ઓ યરૂશાલેમ, યરૂશાલેમ, પ્રબોધકોને મારી નાખનાર તથા તારી પાસે
મોકલેલાઓને પથ્થરે મારનાર! જેમ મરઘી પોતાનાં બચ્ચાંને પાંખો વડે એકઠાં
કરે છે, તેમ મેં કેટલીવાર તારાં છોકરાંને એકઠાં કરવાનું ચાહ્યું, પણ તમે ચાહ્યું નહિ!
૩૫ જુઓ, તમારૂં ઘર તમારે સારૂ [ઉજ્જડ કરી] મૂકવામાં આવ્યું છે; હું તમને કહું
છું, કે તમે કહેશો, કે પ્રભુને નામે જે આવે છે તેને ધન્ય છે, ત્યાં સુધી તમે મને ફરી
જોનાર નથી.

## વિશ્રામવારે જલંદરવાળાનું સાજા કરવું

૧૪ ફરોશીઓના અધિકારીઓમાંના એકને ઘેર વિશ્રામવારે તે રોટલી
ખાવા ગયો, ત્યારે તેઓ તેના પર તાકી રહ્યા હતા. ૨ એક માણસ તેની
આગળ હતો, તેને જલંદરનો રોગ થયો હતો. ૩ ઈસુએ પંડિતોને તથા ફરોશીઓને
પૂછ્યું, કે વિશ્રામવારે સાજું કરવું ઉચિત છે કે નહિ? ૪ પણ તેઓ છાના રહ્યા. તેણે
તેને ઝાલીને સાજો કર્યો, અને તેને જવા દીધો. ૫ તેણે તેઓને કહ્યું, કે તમારામાંના
કોઈનું ગધેડું અથવા બળદ કૂવામાં પડ્યો હોય, તો વિશ્રામવારે તે તેને તરત નહિ
કાઢે શું? ૬ એ વાતનો પ્રત્યુત્તર તેઓ તેને આપી શક્યા નહિ.

## નમ્રતા તથા પરોણાચાકરી

૭ નોતરેલાઓ કેવી રીતે મુખ્ય આસનો પસંદ કરતા, તે જોઈને તેણે તેઓને
એક દૃષ્ટાંત કહ્યું, કે ૮ કોઈ તને લગ્નમાં નોતરે ત્યારે મુખ્ય આસન પર ન બેસ;
રખેને તારા કરતાં કોઈ માનવંતો માણસ તેણે નોતરેલો હોય, ૯ અને જેણે તને તથા
તેને નોતર્યા તે આવીને તને કહે, કે એને જગા આપ; ત્યારે તારે લજવાઈને સહુથી
નીચી જગાએ બેસવું પડશે. ૧૦ પણ કોઈ તને નોતરે ત્યારે સહુથી નીચી જગાએ
જઈને બેસ; કે જેણે તને નોતર્યો તે આવે ત્યારે તે તને કહે, કે મિત્ર, ઉપર આવ;
ત્યારે તારી સાથે જમવા બેઠેલા સર્વની આગળ તને માન મળશે. ૧૧ કેમકે જે કોઈ
પોતાને ઊંચો કરે છે તેને નીચો કરવામાં આવશે; અને જે પોતાને નીચો કરે છે
તેને ઊંચો કરવામાં આવશે.

૧૨ જેણે તેને નોતર્યો હતો તેને પણ તેણે કહ્યું, કે જ્યારે તું દિવસનું કે રાતનું
ખાણું આપે, ત્યારે તારા મિત્રોને, તારા ભાઈઓને, તારાં સગાંઓને કે શ્રીમંત
પડોશીઓને ન બોલાવ; રખેને તેઓ પણ તને પાછા નોતરે, અને તને બદલો મળે.
૧૩ પણ જ્યારે તું મિજબાની આપે ત્યારે દરિદ્રીઓને, અપંગોને, લંગડાઓને તથા
આંધળાઓને બોલાવ; ૧૪ તેથી તું ધન્ય થશે; કેમકે તને બદલો આપવાને તેઓની
પાસે કંઈ નથી; પણ ન્યાયીઓના પુનરુત્થાનમાં તને બદલો આપવામાં આવશે.

## લગ્નજમણનું દૃષ્ટાંત

૧૫ એ વાત સાંભળીને તેની સાથે જમવા બેઠેલાઓમાંના એકે તેને કહ્યું, કે દેવના
રાજ્યમાં જે રોટલી ખાશે તેને ધન્ય છે! ૧૬ પણ તેણે તેને કહ્યું, કે કોઈએક માણસે
રાતનું મોટું ખાણું કર્યું, અને ઘણાને નોતર્યા. ૧૭ વાળુ વખતે તેણે પોતાના દાસને
નોતરેલાઓને આમંત્રણ કરવા મોકલ્યો, કે ચાલો; હમણાં બધું તૈયાર [થયું] છે.
૧૮ સર્વ એક મતે બાનું કાઢવા લાગ્યા. પહેલાએ તેને કહ્યું, કે મેં ખેતર વેચાતું
લીધું છે, તેથી મારે ત્યાં જઈને તે જોવાની અગત્ય છે; હું તને વિનંતી કરું છું, કે મને
માફ કર. ૧૯ બીજાએ તેને કહ્યું, કે પાંચ જોડ બળદ વેચાતા લીધા છે, તેઓને
પારખવા હું હમણાં જાઉં છું; હું તને વિનંતી કરું છું, કે તું મને માફ કર. ૨૦ બીજાએ
કહ્યું, કે હું સ્ત્રી પરણ્યો છું, માટે મારાથી અવાશે નહિ. ૨૧ પછી તે દાસે આવીને

પોતાના ધણીને એ વાતો કહી, ત્યારે ઘરધણીએ ગુસ્સે થઈને પોતાના દાસને કહ્યું,
કે શહેરના રસ્તાઓમા તથા ગલીઓમા જલદી જઈને દરિદ્રીઓને, અપંગોને,
આંધળાઓને તથા લંગડાઓને અહીં તેડી લાવ ૨૨ તે દાસે કહ્યું, કે સાહેબ, તારા
હુકમ પ્રમાણે કરવામા આવ્યુ છે, અને હજી પણ જગા છે ૨૩ ધણીએ દાસને કહ્યું,
કે સડકે તથા પગથીએ જઈને તેઓને આગ્રહ કરીને તેડી લાવ, કે મારૂ ઘર ભરાઈ
જાય ૨૪ કેમકે હુ તમને કહુ છું, કે પેલા નોતરાએલા માણસોમાંનો કોઈ પણ મારૂં
વાળુ ચાખશે નહિ

## શિષ્ય થવા માટે આપવાનો ભોગ

૨૫ હવે ઘણા લોક તેની સાથે જતા હતા, તેઓને તેણે પાછા ફરીને કહ્યું, કે ૨૬ જો
કોઈ મારી પાસે આવે, અને પોતાના બાપનો, માનો, વહુનો, છોકરાનો, ભાઈઓનો
તથા બહેનોનો, હા, પોતાના જીવનો પણ દ્વેષ ન કરે, તો તે મારો શિષ્ય થઈ શકતો
નથી ૨૭ જે કોઈ પોતાનો વધસ્તંભ ઉચકીને મારી પાછળ આવતો નથી તે મારો
શિષ્ય થઈ શકતો નથી ૨૮ કેમકે તમારામા એવો કોણ છે કે જે બુરજ બાંધવા
ચાહે, પણ પહેલવહેલા બેસીને ખરચ નહિ ગણે કે તે પૂરો કરવા જેટલુ મારી પાસે
છે કે નહિ? ૨૯ રખેને પાયો નાખ્યા પછી તે પૂરો કરી શકે નહિ, ત્યારે જેઓ
જુએ તેઓ સર્વે તેની મશ્કરી કરવા લાગે, ૩૦ અને કહે, કે આ માણસ બાંધવા
લાગ્યો, પણ પૂરૂ કરી શક્યો નહિ ૩૧ અથવા કયો રાજા એવો છે કે જે બીજા
રાજાની સામે લડાઈ કરવા જતા પહેલા બેસીને વિચાર નહિ કરે, કે જે વીસ હજાર
[સિનિકો] લઈને મારી સામે આવે છે, તેની સામે હુ દશ હજારથી થઈ શકીશ કે નહિ?
૩૨ નહિ તો બીજો હજી ઘણે વેગળે છે, એટલામા તે એલચીઓને મોકલીને સલાહની
શરતો વિષે પુછશે ૩૩ તે પ્રમાણે તમારામાંનો જે કોઈ પોતાની સર્વ વસ્તુઓનો
ત્યાગ કરતો નથી, તે મારો શિષ્ય થઈ શકતો નથી ૩૪ મીઠુ તો સારૂ છે, પરંતુ જો
મીઠુ પણ સ્વાદ વગરનુ થયુ હોય, તો તે શાથી ખારૂ કરી શકાશે? ૩૫ ભોંયને
વાસ્તે અથવા ખાતરને વાસ્તે પણ તે યોગ્ય નથી, પણ તેને બહાર નાખી દે છે
જેને સાંભળવાને કાન છે તેણે સાંભળવુ

## ખોવાએલુ ઘેટુ

૧૫ હવે તેનુ સાંભળવા સારૂ સઘળા દાણીઓ તથા પાપીઓ તેની પાસે
આવતા હતા ૨ ફરોશીઓએ તથા શાસ્ત્રીઓએ બન્નેએ કચકચ કરીને
કહ્યું, કે આ માણસ પાપીઓનો અંગીકાર કરે છે, અને તેઓની સાથે ખાય છે

૩ તેણે તેઓને આ દૃષ્ટાંત કહ્યું, કે ૪ તમારામા એવુ કયુ માણસ હોય કે જો તેને
સો ઘેટા હોય અને તેઓમાંનુ એક ખોવાયુ હોય તો પેલા નવ્વાણુને રાનમા મૂકીને
ખોવાએલુ જડે ત્યાલગી તે તેની શોધમા નહિ જાય? ૫ અને તે તેને જડે છે, ત્યારે
હર્ષથી તે તેને પોતાની ખાંધ પર ચઢાવે છે ૬ તે ઘેર આવીને પોતાના મિત્રોને તથા
પડોશીઓને બોલાવે છે, અને તેઓને કહે છે કે મારી સાથે આનંદ કરો, કેમકે મારૂ
ઘેટુ ખોવાયુ હતુ તે મને જડયુ છે ૭ હુ તમને કહુ છું, કે એજ રીતે જે નવ્વાણુ

ન્યાયીઓને પસ્તાવાની અગત્ય નથી, તેઓના કરતાં એક પાપી પસ્તાવો કરે તેને
લીધે આકાશમાં આનંદ થશે.

### ખોવાએલી અધેલી

૮ અથવા કયી સ્ત્રી એવી હોય કે જો તેની પાસે દશ અધેલી હોય, અને
તેઓમાંની એક અધેલી ખોવાઈ જાય, તો તે દીવો કરીને ઘર નહિ વાળે, અને જડે
ત્યાં લગી તેની શોધ સારીપેઠે નહિ કરે? ૯ તે તેને જડે ત્યારે તે પોતાની સખીઓ
તથા પડોશણોને બોલાવીને કહે છે, કે મારી સાથે આનંદ કરો, કેમકે મારી અધેલી
ખોવાઈ ગઈ હતી, તે મને જડી છે. ૧૦ હું તમને કહું છું કે તેમજ એક પાપી પસ્તાવો
કરે, તેને લીધે દેવના દૂતોની સમક્ષ હર્ષ થાય છે.

### ઉડાઉ દીકરો

૧૧ વળી તેણે કહ્યું, કે એક માણસને બે દીકરા હતા; ૧૨ તેઓમાંના નાનાએ
બાપને કહ્યું, કે બાપા, મિલકતનો મારો જે ભાગ આવે તે મને આપ; તેથી તેણે
તેઓને પોતાની પૂંજી વહેંચી આપી. ૧૩ થોડા દહાડા પછી નાનો દીકરો સઘળું
એકઠું કરીને દૂર દેશમાં ગયો; અને ત્યાં બદફેલીમાં પોતાની સંપત્તિ ઉડાવી નાખી.
૧૪ તેણે બધું ખરચી નાખ્યા પછી તે દેશમાં ભારે દુકાળ પડયો; તેને તંગી પડવા
લાગી. ૧૫ તેથી તે જઈને તે દેશના વતનીઓમાંના એકને ત્યાં રહ્યો; તેણે પોતાના
ખેતરમાં ભૂંડો ચારવા સારૂ તેને મોકલ્યો. ૧૬ જે શિંગો ભૂંડો ખાતાં હતાં તે
[શિંગો]થી પોતાનું પેટ ભરવાને તેને મન થતું હતું; કોઈ તેને કશું આપતું નહિ.
૧૭ તે સાવચેત થયો ત્યારે તેણે કહ્યું, કે મારા બાપના કેટલા બધા મજૂરોને પુષ્કળ
રોટલી મળે છે, અને હું તો અહીં ભૂખે મરૂ છું! ૧૮ હું અહીંથી ઊઠીને મારા બાપની
પાસે જઈશ, અને તેને કહીશ, કે બાપા, મેં આકાશ સામે તથા તારી આગળ પાપ
કર્યું છે; ૧૯ હવે હું તારો દીકરો કહેવાવાને યોગ્ય નથી રહ્યો; તારા મજૂરોમાંના
એકના જેવો મને ગણ. ૨૦ પછી તે ઊઠીને પોતાના બાપની પાસે ગયો. અને તે હજી
ઘણે વેગળે હતો એટલામાં તેના બાપે તેને દીઠો, અને તેને દયા આવી, અને દોડીને
તેને ભેટયો, અને તેને ચૂમીઓ કરી. ૨૧ દીકરાએ તેને કહ્યું, કે બાપા, મેં આકાશ સામે
તથા તારી આગળ પાપ કર્યું છે; હવે હું તારો દીકરો કહેવાવાને યોગ્ય નથી. ૨૨ પણ
બાપે પોતાના નોકરોને કહ્યું, કે સારામાં સારો જામો જલદી કાઢીને એને પહેરાવો;
અને હાથે વીંટી ઘાલો, પગમાં જોડા પહેરાવો; ૨૩ અને પાળેલા વાછરડાને
લાવીને કાપો, કે આપણે ખાઈને આનંદ કરીએ. ૨૪ કેમકે આ મારો દીકરો મુઓ
હતો, તે પાછો જીવતો થયો છે; તે ખોવાએલો હતો, પણ પાછો જડયો છે. પછી
તેઓ આનંદ કરવા લાગ્યા. ૨૫ હવે તેનો વડો દીકરો ખેતરમાં હતો; તે ત્યાંથી
આવતાં ઘરની નજીક આવી પહોંચ્યો, ત્યારે તેણે ગાયનનો તથા નાચનો અવાજ
સાંભળ્યો. ૨૬ તેણે ચાકરોમાંના એકને બોલાવીને પૂછ્યું, કે આ શું છે? ૨૭ તેણે તેને
કહ્યું, કે તારો ભાઈ પાછો આવ્યો છે; તેથી તારા બાપે પાળેલા વાછરડાને કપાવ્યો

માટે જવાને રાજી નહોતો, તેથી તેના બાપે બહાર આવીને તેને આજીજી કરી
૨૯ પણ તેણે બાપને કહ્યું, કે આટલા બધા વરસથી હુ તારી ચાકરી કરૂ છુ અને તારી
આજ્ઞા મેં કદી ઉથાપી નથી, તોપણ મારા મિત્રોની સાથે ખુશાલી કરવા સારૂ તેં મને
લવારૂં સરખુ પણ કદી આપ્યુ નથી ૩૦ પણ આ તારો દીકરો કસબણોની સાથે
તારી મિલકત ખાઈ ગયો, તે પાછો આવ્યો ત્યારે તેં તેને સારૂ પાળેલા વાછરડાને
કપાવ્યો છે. ૩૧ તેણે તેને કહ્યું, કે દીકરા, તું નિત્ય મારી સાથે છે, અને મારૂ સઘળુ
તારૂ જ છે ૩૨ તને ખુશી થવુ તથા હરખાવુ ઉચિત હતું, કેમકે આ તારો ભાઈ મૂઓ
હતો, અને તે પાછો જીવતો થયો છે, અને ખોવાએલો હતો, તે પાછો જડયો છે

## અન્યાયી કારભારી

૧૬ તેણે શિષ્યોને કહ્યું, કે એક શ્રીમંત માણસ હતો, તેની પાસે એક કારભારી
હતો, તેની આગળ તેના ઉપર એવુ તહોમત મુકવામા આવ્યુ, કે તે
તમારી મિલકત ઉડાવી દે છે ૨ તેણે તેને બોલાવીને પૂછ્યુ, કે તારે વિષે હુ જે
સાંભળુ છુ તે શુ છે? તારા કારભારનો હિસાબ આપ, કેમકે હવેથી તું કારભારી
રહી શકશે નહિ ૩ કારભારીએ પોતાના મનમા કહ્યું, કે હુ શું કરૂ? કેમકે મારો
ધણી મારી પાસેથી કારભાર લઈ લે છે મારામા ખોદવાની શક્તિ નથી, ભિક્ષા
માગતા હું લજવાઉ છુ ૪ તે મને કારભારમાથી કાઢી મૂકે ત્યારે લોકો પોતાના
ઘરોમા મારો અંગીકાર કરે માટે મારે શુ કરવુ તેની મને સૂઝ પડે છે ૫ પછી તેણે
પોતાના ધણીના દરેક દેણદારને બોલાવીને તેમાના પહેલાને કહ્યું, કે મારા ધણીનુ
તારે કેટલુ દેવુ છે? ૬ તેણે કહ્યું, કે સો માપ તેલ તેણે તેને કહ્યું કે તારૂ ખાતુ લે,
અને જલદી બેસીને પચાસ લખ ૭ પછી તેણે બીજાને કહ્યું કે તારે કેટલુ દેવુ છે?
તેણે કહ્યું, કે સો માપ ઘઉં તેણે તેને કહ્યું કે તારૂ ખાતું લે, અને એંસી લખ
૮ તેના ધણીએ અન્યાયી કારભારીને વખાણ્યો, કારણ કે તે હોશિયારીથી વર્ત્યો
હતો, કેમકે આ જગતના દીકરાઓ પોતાની પેઢી વિષે અજવાળાના દીકરાઓ કરતા
હોશિયાર હોય છે

## દ્રવ્યનો ખરો ઉપયોગ

૯ હુ તમને કહુ છુ, કે અન્યાયીપણાના દ્રવ્ય વડે પોતાને સારૂ મિત્રો કરી લો,
કે જ્યારે તે થઈ રહે ત્યારે તેઓ સદાકાળના માંડવાઓમા તમારો અંગીકાર કરે
૧૦ જે બહુ થોડામા વિશ્વાસુ છે તે ઘણામા પણ વિશ્વાસુ છે, અને જે બહુ થોડામા
અન્યાયી છે તે ઘણામા પણ અન્યાયી છે ૧૧ માટે જો અન્યાયી દ્રવ્ય સબંધી તમે
વિશ્વાસુ થયા ન હો, તો ખરૂ [દ્રવ્ય] તમને કોણ સોંપશે? ૧૨ અને જો તમે પરાયા
[દ્રવ્ય]મા વિશ્વાસુ થયા ન હો, તો જે તમારૂ પોતાનુ તે તમને કોણ સોંપશે?
૧૩ કોઈ ચાકર બે ધણીઓની ચાકરી કરી શકતો નથી, કેમકે તે એકનો દ્વેષ કરશે,
અને બીજા પર પ્રેમ કરશે, અથવા તે એકના પક્ષનો થશે, અને બીજાને તુચ્છ
ગણશે. દેવની તથા દ્રવ્યની ચાકરી તમે ન [illegible] શકતા

## ફરોશીઓને ઠપકો

૧૪ ફરોશીઓ દ્રવ્યલોભી હતા, તેઓએ એ સઘળી વાતો સાંભળીને તેના ઠઠ્ઠાં
કર્યાં. ૧૫ તેણે તેઓને કહ્યું, કે તમે પોતાને માણસોની આગળ ન્યાયી દેખાડો છો;
પણ દેવ તમારાં અંતઃકરણ જાણે છે; કેમકે માણસોમાં જે ઉત્તમ ગણેલું છે તે દેવની
દૃષ્ટિમાં કંટાળારૂપ છે. ૧૬ નિયમશાસ્ત્ર તથા પ્રબોધકો યોહાન લગી હતા; તે
વખતથી દેવના રાજ્યની સુવાર્તા પ્રગટ કરવામાં આવે છે, અને હરેક માણસ તેમાં
બળાત્કારથી પેસે છે. ૧૭ પરંતુ શાસ્ત્રની એક પણ માત્રા રદ થાય, તે કરતાં આકાશ-
તથા પૃથ્વીને જતું રહેવું સહેલ છે. ૧૮ જે કોઈ પોતાની સ્ત્રીને છોડીને બીજીને પરણે
છે, તે વ્યભિચાર કરે છે; અને વરે છોડેલી સ્ત્રીને જે પરણે તે પણ વ્યભિચાર કરે છે.

## દ્રવ્યવાન માણસ તથા ભિખારી લાજરસ

૧૯ એક શ્રીમંત માણસ હતો, તે કિરમજી રંગનાં ઝીણાં વસ્ત્ર પહેરતો હતો, અને
નિત્ય દબદબાસહિત મોજમજા મારતો હતો. ૨૦ લાજરસ નામે એક ભિખારી જેને
આખે શરીરે ફોલ્લા હતા, તે તેના દરવાજા આગળ પડેલો હતો. ૨૧ શ્રીમંતની મેજ-
પરથી પડેલા કકડા વડે તે પેટ ભરવા ચહાતો હતો; વળી કૂતરા પણ આવીને તેના
ફોલ્લા ચાટતા હતા. ૨૨ તે ભિખારી મરી ગયો ત્યારે દૂતો તેને ઈબ્રાહીમની ગોદમાં
લઈ ગયા; શ્રીમંત પણ મરી ગયો, અને તેને દાટવામાં આવ્યો. ૨૩ હાડેસમાં પીડા
ભોગવતાં તેણે પોતાની આંખો ઉંચી કરીને વેગળેથી ઈબ્રાહીમને તથા તેની ગોદમાં
બેઠેલા લાજરસને જોયા. ૨૪ તેણે ઘાંટો પાડીને કહ્યું, કે ઈબ્રાહીમ બાપ, મારા પર
દયા કરીને લાજરસને મોકલ, કે તે પોતાની આંગળીનું ટેરવું પાણીમાં બોળીને મારી
જીભને ઠંડી કરે; કેમકે આ બળતામાં હું વેદના પામું છું. ૨૫ પણ ઈબ્રાહીમે તેને
કહ્યું, દીકરા, તારા જીવનમાં તું તારાં સારાં વાનાં પામ્યો હતો, અને લાજરસ તો
ભૂંડાં વાનાં [પામ્યો હતો] તે સંભાર; પણ હમણાં અહીં તે દિલાસો પામે છે, અને
તું વેદના પામે છે. ૨૬ એ સર્વ ઉપરાંત, અમારી તથા તમારી વચમાં એક મોટી
ખાઈ આવેલી છે, તેથી જેઓ અહીંથી તમારી પાસે આવવા ચાહે, તેઓ આવી ન
શકે; અને ત્યાંથી કોઈ અમારી પાસે આ પાર પણ આવી શકે નહિ. ૨૭ તેણે કહ્યું, કે
બાપ, હું તને વિનંતી કરૂં છું, કે તેને મારા બાપને ઘેર મોકલ; ૨૮ કેમકે મારે પાંચ
ભાઈઓ છે, કે તે તેઓને શાહેદી આપે, રખેને તેઓ પણ આ પીડાને ઠેકાણે આવી
પડે. ૨૯ પણ ઈબ્રાહીમ કહે છે, કે તેઓની પાસે મુસા તથા પ્રબોધકો છે; તેઓનું
તેઓ સાંભળે. ૩૦ તેણે કહ્યું, કે ઈબ્રાહીમ બાપ, એમ નહિ; પણ જો કોઈ મૂએલાં-
માંથી [ઊઠીને] તેઓની પાસે જાય, તો તેઓ પસ્તાવો કરે. ૩૧ તેણે તેને કહ્યું, કે
જો મુસા તથા પ્રબોધકોનું તેઓ નહિ સાંભળે, તો જો મૂએલાંઓમાંથી કોઈ ઊઠે,
તો પણ તેઓ માનવાના નથી.

## કેટલીક બાબતો વિષે બોધ

૧૭ તેણે પોતાના શિષ્યોને કહ્યું, કે ઠોકર ખાવાના પ્રસંગ ન આવે એમ બની
શકતું નથી; પણ જેનાથી તે આવે છે તેને અફસોસ છે! ૨ કોઈ આ

નાનાઓમાના એકને ઠોકર ખવાડે, એ કરતા તેની કોટે ઘંટીનુ પડ બાધીને તેને
સમુદ્રમા નાખવામા આવે, તે તેને માટે સારૂ છે ૩ સાવચેત રહો, જો તારો ભાઈ
અપરાધ કરે, તો તેને ઠપકો દે, અને જો તે પસ્તાવો કરે, તો તેને માફ કર ૪ જો
તે એક દહાડામા સાત વાર તારો અપરાધ કરે, અને સાત વાર તારી તરફ ફરીને
કહે, કે હુ પસ્તાઉ છુ, તો તેને માફ કર.

૫ પ્રેરિતોએ પ્રભુને કહ્યુ, કે અમારો વિશ્વાસ વધાર ૬ પ્રભુએ કહ્યુ, કે જો તમને
રાઈના દાણા જેટલો વિશ્વાસ હોત તો તમે આ ગુલ્લર ઝાડને કહેત, કે તું ઉખડીને
સમુદ્રમા રોપાઈ જા, તો તે તમારૂ માનત ૭ પણ તમારામાનો એવો કોણ છે કે
જેનો ચાકર ખેડતો અથવા ચારતો હોય, તે [ચાકર] જ્યારે ખેતરમાથી આવે, ત્યારે
તેને કહે, કે આવીને તરત જમવા બેસ? ૮ એથી ઉલટુ, શુ તે તેને એમ નહિ કહેશે,
કે મારૂ વાળુ સિદ્ધ કર, અને હુ ખાઈપી રહુ ત્યા સુધી કમર બાધીને મારી સેવા
કર, અને પછી તું ખાજેપીજે? ૯ તે દાસે તેની આજ્ઞા પાળી માટે તે તેનો ઉપકાર
માને છે શું? ૧૦ તેમ જે આજ્ઞાઓ તમને આપેલી છે તે સર્વ પાળ્યા પછી
તમારે પણ એમ કહેવુ, કે અમે નકામા ચાકરો છીએ, કેમકે જે કરવાની અમારી
ફરજ હતી તેજ અમે કર્યુ છે

### દશ કોઢિયાનુ શુદ્ધ કરાવુ

૧૧ યરૂશાલેમ જતા તે સમરૂન તથા ગાલીલમા થઈને જતો હતો ૧૨ એક
ગામમા તે પેઠો, એટલે દશ રક્તપિત્તીઆ તેને સામે મળ્યા, તેઓએ વેગળા ઊભા
રહીને ૧૩ ઘાંટો પાડીને કહ્યુ કે હે ઈસુ સ્વામી અમારા પર દયા કર ૧૪ તેઓને
જોઈને તેણે કહ્યુ કે જાઓ, તમે તમારા [શરીરને] યાજકોને દેખાડો તેઓને રસ્તે
ચાલતા ચાલતા શુદ્ધ કરવામા આવ્યા ૧૫ તેઓમાનો એક, પોતે સાજો થયો છે
એ જોઈને, મોટે ઘાંટે દેવની સ્તુતિ કરતો પાછો ફર્યો ૧૬ તેણે સાષ્ટાંગ દંડવત્
પ્રણામ કરીને તેનો ઉપકાર માન્યો, તે સમરૂની હતો ૧૭ ઈસુએ તેને પૂછ્યુ, કે શું
દશે જણને શુદ્ધ કરવામા આવ્યા નહોતા? બીજા નવ ક્યા છે? ૧૮ દેવનો મહિમા
પ્રગટ કરવાને પાછો ફરે, એવો આ પરદેશી વિના કોઈ મળ્યો નહિ શુ?
૧૯ તેણે તેને કહ્યુ કે ઊઠીને ચાલ્યો જા, તારા વિશ્વાસે તને બચાવ્યો છે

### રાજ્યનું આગમન

૨૦ ફરોશીઓએ તેને પૂછ્યુ, કે દેવનુ રાજ્ય ક્યારે આવશે? ત્યારે તેણે તેઓને
ઉત્તર આપ્યો કે દેવનુ રાજ્ય દૃશ્ય રીતે નથી આવતું, ૨૧ અને એમ નહિ કહેવામા
આવશે, કે જુઓ, આ રહ્યું! કે, પેલું રહ્યું? કેમકે દેવનુ રાજ્ય તમારામા છે

૨૨ તેણે શિષ્યોને કહ્યુ, કે એવા દહાડા આવશે કે જ્યારે માણસના દીકરાના
દિવસોમાના એકને તમે જોવા ચાહશો, પણ તમે જોશો નહિ ૨૩ તેઓ તમને કહેશે,
કે જુઓ, પેલો રહ્યો! જુઓ, આ રહ્યો! તમે જતા ના, અને એમની પાછળ
ચાલતા ના ૨૪ કેમકે ચમકતી વીજળી એક દિશાથી બીજી દિશા સુધી આકાશમા
પ્રકાશે છે, તેમ માણસના દીકરાનુ પોતાના સમયમા થશે ૨૫ પણ તે પહેલા તેને ઘણુ

સહન કરવું પડશે, અને આ પેઢીથી તેને નાપસંદ થવું પડશે. ૨૬ જેમ નુહના
દિવસોમાં થયું, તેમજ માણસના દીકરાના દિવસોમાં પણ થશે. ૨૭ નુહ વહાણમાં
પેઠો અને જળપ્રલયે આવીને બધાંનો નાશ કર્યો તે દિવસ લગી તેઓ ખાતા, પીતા,
પરણતા, પરણાવાતા હતા. ૨૮ તેમજ લુતના દિવસોમાં પણ થયું; તેઓ ખાતા, પીતા,
વેચાતું લેતા આપતા, રોપતા, બાંધતા હતા; ૨૯ પણ લુત સદોમમાંથી નીકળ્યો તે
દિવસે આગ તથા ગંધક આકાશમાંથી વરસ્યાં, અને તેથી બધાંનો નાશ થયો; ૩૦ જે
દિવસે માણસનો દીકરો પ્રગટ થશે તે દિવસે તે પ્રમાણે જ થશે. ૩૧ તે દિવસે જે
ધાબા પર હોય, અને તેનો સામાન ઘરમાં હોય તો તે લેવા સારૂ તેણે નીચે ઊતરવું
નહિ; જે ખેતરમાં હોય તેણે પણ પાછા ફરવું નહિ. ૩૨ લુતની વહુને સંભારો.
૩૩ જે કોઈ પોતાનો જીવ બચાવવા પ્રયત્ન કરશે, તે તેને ખોશે; અને જે કોઈ તેને
ખોશે તે તેને બચાવશે. ૩૪ હું તમને કહું છું, કે તે રાત્રે એક ખાટલામાં બે જણ
હશે; તેમાંનો એક લઈ લેવાશે, અને બીજો પડતો મુકાશે. ૩૫ બે સ્ત્રી સાથે દળતી
હશે; તેમાંની એક લઈ લેવાશે, અને બીજી પડતી મુકાશે. [[ ૩૬ ખેતરમાં બે જણ
હશે; તેમાંનો એક લેવાશે, અને બીજો પડતો મુકાશે ]]. ૩૭ તેઓએ તેને પૂછ્યું,
કે પ્રભુ, ક્યાં? તેણે તેઓને કહ્યું, કે જ્યાં મુડદું હશે, ત્યાં ગીધો પણ એકઠાં થશે.

## અન્યાયી ન્યાયાધીશ

૧૮ સર્વદા પ્રાર્થના કરવી જોઈએ, અને કાયર થવું નહિ, તે [શીખવવા] સારૂ
તેણે તેઓને એક દૃષ્ટાંત કહ્યું, કે ૨ એક શહેરમાં એક ન્યાયાધીશ હતો,
જે દેવથી બીતો નહોતો, તેમજ માણસને ગણકારતો નહોતો; ૩ તે શહેરમાં એક
વિધવા હતી; તે વારંવાર તેની પાસે આવીને કહેતી, કે મારા વાદીની પાસેથી મને
દાદ અપાવ. ૪ કેટલીક મુદત સુધી તે [એમ કરવા] ઇચ્છતો ન હતો; પણ પછી
તેણે પોતાના મનમાં કહ્યું, કે જો કે હું દેવથી બીતો નથી, અને માણસને ગણકારતો
નથી; ૫ તો પણ આ વિધવા મને તસ્દી દે છે, માટે હું તેને દાદ અપાવીશ, રખેને
તે વારેઘડીએ આવીને મને થકવે. ૬ પ્રભુએ કહ્યું, કે તે અન્યાયી ન્યાયાધીશ શું કહે
છે તે સાંભળો. ૭ તો દેવ પોતાના પસંદ કરેલા, કે જેઓ તેને રાતદહાડો વિનવે છે,
અને જેઓના વિષે તે ખામોશી રાખે છે, તેઓને દાદ શું નહિ આપશે? ૮ હું તમને
કહું છું કે તે જલદી તેઓને દાદ આપશે. પરંતુ માણસનો દીકરો આવશે, ત્યારે પૃથ્વી
પર તેને વિશ્વાસ જડશે શું?

## ફરોશી તથા દાણી

૯ કેટલાએક પોતાના વિષે અભિમાન રાખતા હતા કે અમે ન્યાયી છીએ, ને
બીજાઓને તુચ્છકારતા હતા; તેઓને પણ તેણે આ દૃષ્ટાંત કહ્યું, કે ૧૦ બે માણસ
પ્રાર્થના કરવા સારૂ મંદિરમાં ગયા; એક ફરોશી, અને બીજો દાણી. ૧૧ ફરોશીએ ઊભા
રહીને પોતાના મનમાં પ્રાર્થના કરી, કેઓ દેવ, બીજા માણસોના જેવો જુલમી, અન્યાયી,
વ્યભિચારી, અથવા આ દાણીના જેવો હું નથી, માટે હું તારી ઉપકારસ્તુતિ કરૂં છું.
૧૨ અઠવાડિયામાં હું બે વાર ઉપવાસ કરૂં છું, અને મારી બધી આવકનો દશમો

ભાગ આપું છું ૧૩ પણ દાણીએ વેગળે ઊભા રહીને પોતાની આંખો આકાશ તરફ
ઊંચી કરવા ન ચહાતાં છાતી કૂટીને કહ્યું, કે ઓ દેવ, હુ પાપી છુ, મારા પર દયા કર.
૧૪ હુ તમને કહુ છું, કે પેલા કરતા એ માણસ ન્યાયી ઠરીને પોતાને ઘેર ગયો; કેમકે
જે કોઈ પોતાને ઊંચો કરે છે તેને નીચો કરવામા આવશે, અને જે પોતાને નીચો
કરે છે તેને ઊંચો કરવામા આવશે

## બાળકોને આશીર્વાદ

૧૫ તેઓ તેની પાસે પોતાના બાળકોને પણ લાવ્યા, કે તે તેઓને સ્પર્શ કરે;
પણ શિષ્યોએ તે જોઈને તેઓને ધમકાવ્યા ૧૬ પરંતુ ઈસુએ તેઓને પાસે બોલાવીને
કહ્યું, કે બાળકોને મારી પાસે આવવા દો, તેઓને વારો મા; કેમકે દેવનુ રાજ્ય
એવાઓનુ છે ૧૭ હુ તમને ખચીત કહુ છું, કે જે કોઈ દેવનુ રાજ્ય બાળકની પેઠે
નહિ સ્વીકારે, તે તેમા નહિ જ પેસશે

## અનંતજીવન અને દ્રવ્યથી પડતી અડચણો

૧૮ એક અધિકારીએ તેને પૂછ્યુ, કે ઉત્તમ ઉપદેશક, અનંતજીવનનો વારસો
પામવાને હુ શું કરૂ? ૧૯ ઈસુએ તેને કહ્યુ, કે તું મને ઉત્તમ કેમ કહે છે? એક, એટલે
દેવ, વિના ઉત્તમ કોઈ નથી ૨૦ તું આજ્ઞાઓ જાણે છે, કે વ્યભિચાર ન કર, હત્યા
ન કર, ચોરી ન કર, જૂઠી શાહેદી ન પૂર, પોતાના માબાપને માન આપ. ૨૧ તેણે
કહ્યું, કે એ બધું તો હુ મારા નાનપણથી પાળતો આવ્યો છું ૨૨ એ સાભળીને ઈસુએ
તેને કહ્યું, કે તું હજી એક વાત સબંધી અધૂરો છે, તારૂ જે છે તે બધુ વેચી નાખીને,
તે દરિદ્રીઓને આપી દે, અને આકાશમા તને દ્રવ્ય મળશે, અને પછી મારી પાછળ
ચાલ ૨૩ પણ એ સાભળીને તે બહુ ઉદાસ થયો, કેમકે તે બહુ શ્રીમંત હતો
૨૪ ઈસુએ તેના પર જોઈને કહ્યુ, કે જેઓની પાસે સંપત્તિ છે, તેઓને દેવના રાજ્યમા
પેસવુ કેવુ અઘરૂ છે! ૨૫ કેમકે શ્રીમંતને દેવના રાજ્યમા પેસવુ, તે કરતા ઊંટને
સોયના નાકામા થઈને જવું સહેલ છે ૨૬ તે વાત સાભળનારાઓએ પૂછ્યુ, કે તો
કોણ તારણ પામી શકે? ૨૭ પણ તેણે કહ્યુ, કે માણસોને જે અશક્ય છે તે દેવને
શક્ય છે ૨૮ પીતરે કહ્યુ, કે જુઓ, અમે પોતાનુ [બધુ] મૂકીને તારી પાછળ આવ્યા
છીએ. ૨૯ તેણે તેઓને કહ્યુ, કે હુ તમને ખચીત કહુ છું, કે જે કોઈએ ઘરને, વહુને,
ભાઈઓને, માબાપને, કે છોકરાને, દેવના રાજ્યને લીધે મૂક્યા હશે, ૩૦ તે આ
કાળમા બહુગણુ તથા આવનાર યુગમા અનંતજીવન પામ્યા વિના રહેશે નહિ.

## મરણ વિષે ત્રીજી આગાહી

૩૧ તેણે બારેને પાસે બોલાવીને તેઓને કહ્યુ, કે જુઓ, આપણે યરૂશાલેમ જઈએ
છીએ, અને માણસના દીકરા સબંધી પ્રબોધકોએ જે લખેલુ છે તે સર્વ પૂર્ણ કરવામા
આવશે. ૩૨ કેમકે તે વિદેશીઓને સ્વાધીન કરાશે, તેના ઠઠ્ઠા તથા અપમાન કરાશે,
અને તેના પર તેઓ થૂકશે; ૩૩ વળી કોરડા મારીને તેઓ તેને મારી નાખશે, અને
ત્રીજે દહાડે તે પાછો ઊઠશે. ૩૪ પણ એમાંનું કંઈ પણ તેઓના સમજવામા આવ્યુ
નહિ; આ વાત તેઓથી ગુપ્ત રહી, અને જે કહેવામા આવ્યુ તે તેઓ સમજ્યા નહિ.

## એક આંધળાનું દેખતા કરાવું

૩૫ તે યરેખો પાસે આવતો હતો, ત્યારે માર્ગની કોરે ભીખ માગતો એક
આંધળો બેઠેલો હતો; ૩૬ ઘણા લોકોને પાસે થઈને જતા સાંભળીને તેણે પૂછ્યું, કે
આ શું હશે? ૩૭ તેઓએ તેને કહ્યું, કે ઈસુ નાઝારી પાસે થઈને જાય છે.
૩૮ તેણે બૂમ પાડીને કહ્યું, કે ઓ ઈસુ, દાઊદના દીકરા, મારા પર દયા કર.
૩૯ જેઓ આગળ જતા હતા તેઓએ તેને ધમકાવ્યો, કે છાનો રહે; પણ તેણે
વિશેષ પોકે પાડીને કહ્યું, કે દાઊદના દીકરા, મારા પર દયા કર. ૪૦ ઈસુએ ઊભા
રહીને તેને પોતાની પાસે લાવવાનો હુકમ કર્યો; અને તે પાસે આવ્યો, ત્યારે તેણે
તેને પૂછ્યું, કે ૪૧ હું તારે વાસ્તે શું કરું, તારી શી ઇચ્છા છે? તેણે કહ્યું, કે પ્રભુ, હું
દેખતો થાઉં. ૪૨ ઈસુએ તેને કહ્યું, કે તું દેખતો થા; તારા વિશ્વાસે તને બચાવ્યો
છે. ૪૩ તરત તે દેખતો થયો, અને દેવનો મહિમા પ્રગટ કરતો તે તેની પાછળ
ચાલ્યો; તે જોઈને બધા લોકોએ દેવની ઉપકારસ્તુતિ કરી.

## જાખી દાણી

૧૯ તે યરેખોમાં થઈને જતો હતો. ૨ જાખી નામે એક પુરુષ હતો, તે મુખ્ય
દાણી હતો, અને શ્રીમંત હતો. ૩ તેણે ઈસુને જોવા કોશિશ કરી કે તે
કોણ છે; પણ ભીડને લીધે તે તેને જોઈ શક્યો નહિ, કેમકે તે ઠીંગણો હતો.
૪ તેથી આગળ દોડી જઈને તે તેને જોવા સારૂ એક ગુલ્લરઝાડ પર ચઢ્યો; કેમકે તેજ
રસ્તે થઈને તે જવાનો હતો. ૫ તે જગાએ આવીને ઈસુએ ઊંચે જોઈને તેને કહ્યું,
કે જાખી, તું જલદી ઊતરી આવ; કેમકે આજ મારે તારે ઘેર ઊતરવાનું છે. ૬ તે જલદી
ઊતરી આવ્યો, અને તેણે આનંદથી તેનો આવકાર કર્યો. ૭ તે જોઈને સઘળાએ
કચકચ કરીને કહ્યું, કે એક પાપી માણસને ત્યાં તે પરોણો રહેવા ગયો છે.
૮ જાખીએ ઊભા રહીને પ્રભુને કહ્યું, કે પ્રભુ, હું મારી સંપત્તિનો અર્ધો ભાગ દરિદ્રી-
ઓને આપું છું; જો અન્યાયથી મેં કોઈનું કંઈ પડાવી લીધું હોય, તો હું તેને ચોગણું
પાછું આપીશ. ૯ ઈસુએ તેને કહ્યું, કે આજ આ ઘેર તારણ આવ્યું છે, કારણ કે તે
પણ ઈબ્રાહીમનો દીકરો છે. ૧૦ કેમકે ખોવાએલું શોધવા તથા તારવા સારૂ માણસનો
દીકરો આવ્યો છે.

## મહોરનું દૃષ્ટાંત

૧૧ તેઓ આ વાતો સાંભળતા હતા, ત્યારે તેણે એક દૃષ્ટાંત પણ કહ્યું, કેમકે તે
યરૂશાલેમ પાસે આવ્યો હતો, અને તેઓ એમ ધારતા હતા, કે દેવનું રાજ્ય
હમણાં જ પ્રગટ થશે. ૧૨ માટે તેણે કહ્યું, કે એક કુલીન માણસ પોતાને સારૂ રાજ્ય
મેળવીને પાછા આવવા[નો ઇરાદો રાખીને] દૂર દેશ ગયો. ૧૩ તેણે પોતાના દશ
ચાકરોને બોલાવીને તેઓને દશ મહોર આપીને કહ્યું, કે હું આવું ત્યાં લગી તેનો
વહીવટ કરો. ૧૪ પણ તેના શહેરના માણસો તેના પર દ્વેષ રાખતા હતા, અને
તેની પાછળ એલચીઓને મોકલીને કહેવડાવ્યું, કે એ માણસ અમારા પર રાજ કરે
એવું અમે ચહાતા નથી. ૧૫ તે રાજ્ય મેળવીને પાછો આવ્યો, ત્યારે જે ચાકરોને

તેણે નાણું આપ્યું હતું, તેઓને તેણે પોતની પાસે બોલાવવાનું કહ્યું, એ માટે કે
તેઓ શું શું કમાયા તે તે જાણે. ૧૬ ત્યારે પહેલાએ તેની આગળ આવીને કહ્યું, કે સાહેબ,
તારી એક મહોરે બીજી દશ મહોર પેદા કરી છે. ૧૭ તેણે તેને કહ્યું, કે શાબાશ,
ભલા ચાકર, તું જૂજ વાતમાં વિશ્વાસુ માલૂમ પડ્યો છે, માટે દશ શહેરોનો
અધિકારી થા. ૧૮ બીજાએ આવીને કહ્યું, કે સાહેબ, તારી એક મહોરે બીજી પાંચ
મહોર પેદા કરી છે. ૧૯ તેણે તેને પણ કહ્યું, કે તું પણ પાંચ શહેરોનો ઉપરી થા.
૨૦ બીજાએ આવીને કહ્યું, કે સાહેબ, જો, તારી મહોર આ રહી, મેં રૂમાલમાં બાંધીને
તેને રાખી મૂકી હતી, ૨૧ કારણ કે હું તારાથી બીધો, કેમકે તું કઠણ માણસ છે,
તેં જે મૂક્યું ન હોય તે તું ઉઠાવે છે, અને તેં જે વાવ્યું ન હોય તે તું કાપે છે.
૨૨ તેણે તેને કહ્યું, ઓ ભૂંડા ચાકર, તારા પોતના મોંથી હું તારો ન્યાય કરીશ. હું
કઠણ માણસ છું, મેં જે મૂક્યું ન હોય, તે હું ઉઠાવું છું, અને જે વાવ્યું ન હોય તે હું
કાપું છું, એમ તું જાણતો હતો, ૨૩ માટે શાહુકારને ત્યાં મારૂં નાણું તેં કેમ નહોતું
આપ્યું, કે હું આવીને વ્યાજ સુદ્ધાં મારૂં વસૂલ કરત? ૨૪ પછી જેઓ પાસે ઉભા
હતા તેઓને તેણે કહ્યું, કે તેની પાસેથી તે મહોર લઈ લો, અને જેની પાસે દશ
મહોર છે તેને તે આપો. ૨૫ તેઓએ તેને કહ્યું, કે સાહેબ, તેની પાસે તો દશ
મહોર છે! ૨૬ હું તમને કહું છું, કે જે કોઈની પાસે છે, તેને આપવામાં આવશે,
અને જેની પાસે નથી તેનું જે છે તે પણ તેની પાસેથી લઈ લેવામાં આવશે.
૨૭ પરંતુ આ મારા વૈરી જેઓ ચાહાતા નહોતા કે હું તેઓ પર રાજ કરૂં, તેઓને
અહીં લાવો, અને મારી આગળ મારી નાખો.

## યરૂશાલેમમાં વિજયવંત પ્રવેશ

૨૮ એમ કહ્યા પછી તે યરૂશાલેમને માર્ગે તેમની આગળ ચાલતો થયો.

૨૯ તે બેથફાગે તથા બેથાનીની પાસે જૈતુન નામના પહાડ આગળ આવ્યો, ત્યારે
તેણે શિષ્યોમાંના બેને એમ કહીને મોકલ્યા, કે ૩૦ સામેના ગામમાં જાઓ; તેમાં
પેસતાં જ એક [ ગધેડાનું] વછેરૂં બાંધેલું તમને મળશે, તે પર કોઈ માણસ કદી બેઠું
નથી, તેને છોડી લાવો. ૩૧ જો કોઈ તમને પૂછે, કે તેને કેમ છોડો છો? તો એમ
કહેજો, કે પ્રભુને એનો ખપ છે. ૩૨ જેઓને તેણે મોકલ્યા તેઓ ગયા, અને જેમ
તેણે તેઓને કહ્યું હતું તેમ પ્રમાણે તેઓને મળ્યું. ૩૩ તેઓ વછેરૂં છોડતા હતા ત્યારે
તેના ધણીઓએ તેમને પૂછ્યું, કે તમે વછેરૂં કેમ છોડો છો? ૩૪ તેઓએ જવાબ
આપ્યો, કે પ્રભુને તેનો ખપ છે. ૩૫ તેઓ તેને ઈસુની પાસે લાવ્યા, અને વછેરા
પર પોતના લૂગડાં નાખીને ઈસુને તેના પર બેસાડ્યો. ૩૬ તે જતો હતો ત્યારે તેઓએ
પોતાનાં લૂગડાં માર્જમા પાથર્યાં. ૩૭ તે નજીક, જૈતુન પહાડના ઢોળાવ પાસે,
આવી પહોંચ્યો, ત્યારે જે પરાક્રમી કામો તેઓએ જોયાં હતાં, તે સઘળાંને લીધે
શિષ્યોનો આખો સમુદાય હર્ષથી મોટે ઘાંટે દેવની સ્તુતિ કરવા કહેવા લાગ્યો, કે

૩૮ પ્રભુને નામે જે રાજા આવે છે તેને ધન્ય છે!
આકાશમાં શાંતિ તથા પરમ ઉચ્ચમાં મહિમા [થાઓ]!

૩૯ લોકોમાંથી કેટલાએક ફરોશીઓએ તેને કહ્યું, કે ઉપદેશક, તારા શિષ્યોને
ધમકાવ. ૪૦ તેણે તેઓને ઉત્તર આપ્યો, કે હું તમને કહું છું કે જો એઓ છાના
રહેશે તો પથરા પોકારી ઊઠશે.

### યરૂશાલેમ વિષે પ્રભુ ઈસુનો વિલાપ

૪૧ તે પાસે આવ્યો ત્યારે શહેરને જોઈને તેણે તેને માટે રડીને કહ્યું, કે ૪૨ જો
તેં, હા તેં, [તારી] શાંતિને લગતાં જે વાનાં છે તે આજે જાણ્યાં હોત તો કેવું સારૂં!
પણ હમણાં તેઓ તારી આંખોથી ગુપ્ત રખાએલાં છે. ૪૩ કેમકે તારા ઉપર એવા
દિવસો આવી પડશે કે જ્યારે તારા વૈરીઓ તારી સામા પાળ બાંધશે, તને ઘેરો
ઘાલીને ચારે તરફથી તને સંકડાવશે, ૪૪ તેઓ તને તથા તારામાં વસતાં તારાં
છોકરાંને જમીન પર પછાડી નાખશે; અને તેઓ તારામાં એક પથ્થર પર બીજો
પથ્થર રહેવા દેશે નહિ; કેમકે તારી કૃપાદૃષ્ટિનો સમય તેં જાણ્યો નહિ.

### પ્રભુ ઈસુ મંદિરને શુદ્ધ કરે છે

૪૫ પછી તે મંદિરમાં ગયો, અને વેચનારાઓને માંહેથી કાઢી મૂકવા લાગ્યો.
૪૬ તેણે તેઓને કહ્યું, કે એમ લખેલું છે, કે મારૂં ઘર પ્રાર્થનાનું ઘર થશે; પણ તમે
તેને લૂંટારાઓનું કોતર કર્યું છે.

૪૭ તે રોજ મંદિરમાં બોધ કરતો હતો, પણ મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ તથા
લોકના મુખીઓ તેને મારી નાખવાની કોશિશ કરતા હતા; ૪૮ પણ શું કરવું તે
તેઓને સૂઝયું નહિ: કેમકે બધા લોક એકાગ્રચિત્તે તેનું સાંભળતા હતા.

### પ્રભુ ઈસુના અધિકાર વિષે પ્રશ્ન

૨૦ તે અરસામાં એક દિવસે તે મંદિરમાં લોકોને બોધ કરતો અને સુવાર્તા
પ્રગટ કરતો હતો, ત્યારે મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ, વડીલો સુદ્ધાં,
પાસે આવીને ઊભા રહ્યા. ૨ તેની સાથે વાત કરતાં તેઓએ પૂછ્યું, કે અમને કહે,
કે ક્યા અધિકારથી તું આ કામો કરે છે? અથવા આ અધિકાર તને કોણે આપ્યો છે?
૩ તેણે તેઓને ઉત્તર આપ્યો, કે હું પણ તમને એક વાત પૂછું છું; તે મને કહો:
૪ યોહાનનું બાપ્તિસ્મા આકાશથી હતું કે માણસોથી? ૫ તેઓ માંહોમાંહે વિચાર
કરવા લાગ્યા, કે જો આકાશથી કહીએ; તો તે કહેશે, તો તમે તેનું કેમ માન્યું નહિ?
૬ પણ જો માણસોથી કહીએ; તો બધા લોક આપણને પથ્થરે મારશે, કેમકે તેઓને
ખાતરી છે કે યોહાન પ્રબોધક હતો. ૭ તેઓએ ઉત્તર આપ્યો, કે તે ક્યાંથી હતું
તે અમે જાણતા નથી. ૮ ત્યારે ઈસુએ તેઓને કહ્યું, કે હું પણ તમને કહેતો નથી કે
ક્યા અધિકારથી હું આ કામો કરૂં છું.

### દ્રાક્ષાવાડીનું દૃષ્ટાંત

૯ તે લોકોને એક દૃષ્ટાંત કહેવા લાગ્યો, કે એક માણસે દ્રાક્ષાવાડી રોપી; ને તે
ખેડૂતોને ઈજારે આપી, અને લાંબી મુદ્દત સુધી પરદેશ જઈ રહ્યો. ૧૦ મોસમે તેણે
ખેડૂતોના પાસે એક ચાકરને મોકલ્યો, કે તેઓ દ્રાક્ષાવાડીનાં ફળનો [ભાગ] તેને આપે;
પણ ખેડૂતોએ તેને મારીને ખાલી હાથે પાછો મોકલ્યો. ૧૧ વળી તેણે બીજા એક

ચાકરને મોકલ્યો; તેને પણ તેઓએ મારીને તથા અપમાન કરીને ખાલી હાથે પાછો
મોકલ્યો. ૧૨ તેણે વળી ત્રીજાને મોકલ્યો; તેને પણ તેઓએ ઘાયલ કરીને બહાર
કાઢયો. ૧૩ દ્રાક્ષાવાડીના ધણીએ કહ્યું, કે હું શું કરું? હું મારા વહાલા દીકરાને
મોકલીશ; તેને જોઈને કદાપિ તેઓ તેની અદબ રાખશે. ૧૪ પણ ખેડૂતોએ જ્યારે
તેને જોયો ત્યારે તેઓએ માંહોમાંહે મનસૂબો કરીને કહ્યું, કે આ વારસ છે; ચાલો,
આપણે તેને મારી નાખીએ, કે વારસો આપણને મળે. ૧૫ તેઓએ તેને વાડીમાંથી
બહાર કાઢીને મારી નાખ્યો. માટે દ્રાક્ષાવાડીનો ધણી તેઓને શું કરશે? ૧૬ તે
આવીને તે ખેડૂતોનો નાશ કરીને દ્રાક્ષાવાડી બીજાઓને આપશે. એ સાંભળીને
તેઓએ કહ્યું, કે એવું ન થાઓ. ૧૭ પણ તેણે તેઓની તરફ જોઈને કહ્યું, તો આ
જે લખેલું છે તે શું છે, એટલે,

> જે પથ્થરનો બાંધનારાઓએ નકાર કર્યો,
> તેજ ખૂણાનું મથાળું થયો?
> ૧૮ તે પથ્થર પર જે કોઈ પડશે તેના ટુકડેટુકડા થઈ જશે;
> પણ જેના પર તે પડશે તેનો તે ભૂકો કરી નાખશે.

## કર આપવા વિષે પ્રશ્ન

૧૯ શાસ્ત્રીઓએ તથા મુખ્ય યાજકોએ તેજ ઘડીએ તેના પર હાથ નાખવાની
કોશિશ કરી; પણ તેઓ લોકથી બીતા; કેમકે તેઓએ જાણ્યું, કે તેણે આ દૃષ્ટાંત
અમારા પર કહ્યું છે. ૨૦ તેના પર નજર રાખીને તેઓએ ન્યાયી હોવાનું ઢોંગ
રાખનારા જાસૂસોને મોકલ્યા, એ સારૂ કે તેઓ તેને વાતમાં પકડીને તેને હાકેમના
કબજામાં તથા અધિકારમાં સોંપી દે. ૨૧ તેઓએ તેને પૂછ્યું, કે ઉપદેશક, અમે
જાણીએ છીએ કે તારૂં કહેવું અને શીખવવું સત્ય છે, અને તું કોઈનું મોં રાખતો નથી,
પણ સચાઈથી દેવનો માર્ગ શીખવે છે; ૨૨ તો આપણે કાઈસારને કર આપવો
ઉચિત છે કે નહિ? ૨૩ પણ તેણે તેઓનું કપટ જાણીને તેઓને કહ્યું, કે ૨૪ મને એક
દીનાર દેખાડો. એના પર કોની છાપ તથા કોનો લેખ છે? તેઓએ કહ્યું, કે
કાઈસારનાં. ૨૫ ત્યારે તેણે તેઓને કહ્યું, તો જે કાઈસારનાં છે તે કાઈસારને, અને જે
દેવનાં છે તે દેવને ભરી આપો. ૨૬ તેઓ આ વાતમાં તેને પકડી શક્યા નહિ; અને
તેના ઉત્તરથી આશ્ચર્ય પામીને તેઓ છાના રહ્યા.

## પુનરુત્થાન વિષે પ્રશ્ન

૨૭ સાદુકીઓ જેઓ કહે છે કે પુનરુત્થાન નથી; તેઓમાંના કેટલાએક તેની પાસે
આવીને તેને પૂછ્યું, કે ૨૮ ઉપદેશક, મુસાએ અમારે વાસ્તે લખ્યું છે, કે જો કોઈનો
ભાઈ, વહુ [જીવતી] છતાં, નિ:સંતાન મરણ પામે, તો તેનો ભાઈ તેની વહુને લઈને
પોતાના ભાઈને સારૂ સંતાન ઉપજાવે. ૨૯ વારૂ, સાત ભાઈ હતા; પહેલો વહુ પરણીને
નિ:સંતાન મરણ પામ્યો; ૩૦ પછી બીજાએ [તેને લીધી]; ૩૧ અને ત્રીજાએ
પણ તેને લીધી; આ પ્રમાણે સાતે સંતાન મૂક્યા વગર મરી ગયા. ૩૨ પછી સ્ત્રી
પણ મરી ગઈ. ૩૩ તો પુનરુત્થાનમાં તે તેઓમાંથી કોની સ્ત્રી થશે? કેમકે સાતેની

તે વહુ થઈ હતી. ૩૪ ઈસુએ તેઓને કહ્યું, કે આ જગતના છોકરા પરણે છે તથા
પરણાવાય છે; ૩૫ પણ જેઓ તે જગતને તથા મૂએલાંમાંથી પુનરુત્થાન પામવાને
યોગ્ય ગણાય છે, તેઓ પરણતાં નથી અને પરણાવાતા નથી; ૩૬ કેમકે તેઓને
ફરીથી મરવાનું નથી; કારણ કે તેઓ દેવદૂતોના સરખાં છે; અને પુનરુત્થાનના
દીકરા હોવાથી તેઓ દેવના દીકરા છે. ૩૭ વળી ઝાડવાં [નામના પ્રકરણ]માં મુસા
પ્રભુને ઈબ્રાહીમનો દેવ, ઈસહાકનો દેવ તથા યાકૂબનો દેવ કહે છે, ત્યારે તે પણ એવું
જણાવે છે કે મૂએલાં ઉઠાડાય છે. ૩૮ હવે તે મૂએલાંનો દેવ નથી, પણ જીવતાંનો છે;
કેમકે સઘળા તેને અર્થે જીવે છે. ૩૯ શાસ્ત્રીઓમાંના કેટલાએક ઉત્તર આપ્યો, કે
ઉપદેશક, તેં ઠીક કહ્યું. ૪૦ અને એ પછી તેને કંઈ પૂછવાને તેઓની છાતી ચાલી નહિ.

## શું ખ્રિસ્ત દાઊદનો દીકરો છે?

૪૧ તેણે તેઓને કહ્યું, કે ખ્રિસ્ત દાઊદનો દીકરો છે, એમ લોકો કેમ કહે છે?
૪૨ કેમકે ગીતશાસ્ત્રમાં દાઊદ પોતે કહે છે, કે પ્રભુએ મારા પ્રભુને કહ્યું, કે ૪૩ હું તારા
શત્રુઓને તારૂં પાયાસન કરૂં ત્યાં લગી તું મારે જમણે હાથે બેસ. ૪૪ દાઊદ તો તેને
પ્રભુ કહે છે, માટે તે તેનો દીકરો કેમ હોય?

## શાસ્ત્રીઓથી સાવધાન રહેવાની ચેતવણી

૪૫ સઘળા લોકના સાંભળતાં તેણે પોતાના શિષ્યોને કહ્યું, કે ૪૬ શાસ્ત્રીઓથી
સાવધાન રહો, કેમકે તેઓ જામા પહેરીને ફરવાનું, ચૌટાંઓમાં સલામો, તથા
સભાસ્થાનમાં મુખ્ય આસનો તથા જમણવારમાં મુખ્ય જગાઓ ચાહે છે; ૪૭ તેઓ
વિધવાઓનાં ઘર ખાઈ જાય છે, અને ઢોંગથી લાંબી લાંબી પ્રાર્થનાઓ કરે છે; તેઓ
વિશેષ શિક્ષા ભોગવશે.

## વિધવાની બે દમડી

૨૧ તેણે ઊંચે જોયું તો શ્રીમંતોને [ધર્મ]ભંડારમાં દાન નાખતા દીઠા. ૨ એક
દરિદ્રી વિધવાને તેમાં બે દમડી નાખતી તેણે દીઠી. ૩ ત્યારે તેણે કહ્યું, કે
હું તમને સાચું કહું છું, કે આ દરિદ્રી વિધવાએ એ સઘળાઓ કરતાં વધારે નાખ્યું છે;
૪ કેમકે એ સહુએ પોતાના વધારામાંથી દાનોમાં કંઈક નાખ્યું; પણ એણે પોતાની
તંગીમાંથી પોતાની જે ઉપજીવિકા હતી તે બધી નાખી દીધી.

## યરૂશાલેમના નાશ તથા જગતના અંત વિષે આગાહી

૫ સુંદર પથ્થરોથી તથા દાનોથી મંદિર કેવું સુશોભિત કરેલું છે તે વિષે કેટલાએક
વાત કરતા હતા, ત્યારે તેણે કહ્યું, કે ૬ આ બધું તમે જુઓ છો ખરા, પણ એવા
દિવસો આવશે કે જ્યારે પાડી નહિ નંખાશે એવો એક પણ પથ્થર બીજા પથ્થર પર
અહીં રહેવા દેવામાં આવશે નહિ. ૭ તેઓએ તેને પૂછ્યું, કે ઉપદેશક, તો એ ક્યારે
થશે? અને જ્યારે આ વાતો પૂરી થવાની હશે ત્યારે શું ચિહ્ન હશે? ૮ તેણે તેઓને
કહ્યું, કે કોઈ તમને ના ભુલાવે માટે સાવધાન રહો; કેમકે મારે નામે ઘણા આવીને
કહેશે, કે તે હું છું; અને સમય પાસે આવ્યો છે; તમે તેઓની પછવાડે જશો મા.

૯ જ્યારે તમે લડાઈઓ તથા હુલ્લડોના સમાચાર સાંભળશો ત્યારે ગભરાશો મા, કેમકે
આ બધું પ્રથમ થવું જોઈએ, પણ એટલેથી જ અંત નથી.

૧૦ વળી તેણે તેઓને કહ્યું કે પ્રજા પ્રજાની વિરુદ્ધ તથા રાજ્ય રાજ્યની વિરુદ્ધ
ઊઠશે, ૧૧ અને મોટા મોટા ધરતીકંપો [થશે], તથા ઠામેઠામ દુકાળો પડશે તથા
મરકીઓ ચાલશે, અને આકાશમાંથી ભયંકર ઉત્પાત તથા મોટાં મોટાં ચિહ્નો થશે
૧૨ પણ એ સર્વ થયા પહેલાં મારા નામને લીધે તેઓ તમારા પર હાથ નાખશે, અને
તમને સતાવીને સભાસ્થાનો તથા બંદીખાના[ના અધિકારીઓ]ને હવાલે કરશે, અને
રાજાઓ તથા હાકેમોની આગળ લઈ જશે ૧૩ એ તમારે સારુ સાક્ષીરૂપ થઈ પડશે
૧૪ માટે તમે પોતાના મનમાં નિશ્ચય કરો, કે પ્રત્યુત્તર કેવી રીતે દેવો તે વિષે
આગળથી ચિંતા ન કરવી ૧૫ કેમકે હું તમને એવું મો તથા એવી બુદ્ધિ આપીશ, કે
તમારો કોઈ પણ વિરોધી પ્રત્યુત્તર આપી શકશે નહિ અને સામો પણ થઈ શકશે
નહિ ૧૬ વળી માબાપથી, ભાઈઓથી સગાંથી તથા મિત્રોથી પણ તમને પરસ્વાધીન
કરવામાં આવશે, અને તમારામાંના કેટલાએકને તેઓ મારી નંખાવશે ૧૭ વળી
મારા નામને લીધે સઘળા તમારો દ્વેષ કરશે ૧૮ પણ તમારા માથાનો એક નિમાળો
પણ નાશ પામશે નહિ ૧૯ તમારી ધીરજથી તમે તમારા જીવને બચાવશો

૨૦ જ્યારે યરૂશાલેમને ફોજોથી ઘેરાએલું તમે જોશો, ત્યારે જાણજો કે તેનો ઉજ્જડ
થવાનો [સમય] પાસે આવ્યો છે ૨૧ ત્યારે જેઓ યહૂદાહમાં હોય તેઓએ
પહાડોમાં નાસી જવું, જેઓ [શહેર]માં હોય તેઓએ બહાર નીકળી જવું, અને
જેઓ સીમમાં હોય તેઓએ [શહેર]માં આવવું નહિ ૨૨ કેમકે એ વેર વાળવાના
દિવસો છે જેથી જે જે લખેલું છે, તે બધું પૂરું થાય ૨૩ તે દિવસોમાં જેઓ
ગર્ભવતી હશે તથા જેઓ ધવડાવતી હશે તેઓને અફસોસ છે। કેમકે દેશ પર
મોટી વિપત્તિ અને આ લોક પર કોપ આવી પડશે. ૨૪ તેઓ તરવારની ધારથી
માર્યા જશે અને ગુલામ થઈને બધા દેશોમાં લઈ જવામાં આવશે, અને
વિદેશીઓના સમયો પૂરા નહિ થશે ત્યાં સુધી યરૂશાલેમ વિદેશીઓથી ખૂંદી નંખાશે
૨૫ સૂર્ય, ચંદ્ર તથા તારાઓમાં ચિહ્નો થશે, પૃથ્વી ઉપર પ્રજાઓ સમુદ્ર તથા
મોજાઓની ગર્જનાથી ત્રાસ પામીને ગભરાશે, ૨૬ અને પૃથ્વી ઉપર જે આવી
પડવાનું છે તેની બીકથી તથા તેની વાટથી માણસો નિર્ગત થશે, કેમકે આકાશમાંના
પરાક્રમો હાલી ઊઠશે ૨૭ ત્યારે તેઓ માણસના દીકરાને પરાક્રમ તથા મહા
મહિમાસહિત વાદળામાં આવતો જોશે ૨૮ પણ આ વાતો થવા લાગે ત્યારે તમે
નજર ઊંચી કરીને તમારાં માથાં ઊંચાં કરો, કેમકે તમારો ઉદ્ધાર પાસે આવ્યો છે
એમ સમજવું

### જાગૃત રહેવાની જરૂર

૨૯ તેણે તેઓને એક દૃષ્ટાંત કહ્યું, કે અંજીરી તથા સર્વ ઝાડને જુઓ ૩૦ તેઓ
જ્યારે ફૂટવા માંડે છે ત્યારે તમે તે જોઈને પોતાની મેળે જાણો છો કે ઉનાળો નજીક
આવ્યો છે ૩૧ તેમજ તમે પણ આ સઘળાં થતાં જુઓ, ત્યારે જાણજો કે દેવનું

રાજ્ય પાસે છે. ૩૨ હું તમને ખચીત કહું છું, કે સઘળાં પૂરાં નહિ થશે ત્યાં સુધી આ પેઢી ટળી જશે નહિ. ૩૩ આકાશ તથા પૃથ્વી જતાં રહેશે; પણ મારી વાતો જતી રહેવાની નથી.

૩૪ પણ તમે પોતાના વિષે સાવધાન રહો, રખેને અતિશય ખાનપાનથી, તથા સંસારી ચિંતાથી તમારાં મન જડ થઈ જાય, જેથી તે દિવસ ફાંદાની પેઠે તમારા પર ઓચિંતો આવી પડે. ૩૫ કેમકે તે દિવસ આખી પૃથ્વી ઉપરના સર્વ વસનારા પર આવી પડશે. ૩૬ પણ હર વખત જાગતા રહો, અને વિનંતી કરો, કે આ બધું જે થવાનું છે, તેમાંથી બચી જવાને તથા માણસના દીકરાની આગળ ઉભા રહેવાને તમે પ્રબળ થાઓ.

૩૭ દરરોજ તે મંદિરમાં દહાડે બોધ કરતો હતો; અને રાત્રે તે જૈતુન નામના પહાડ પર રહેતો હતો. ૩૮ તેનું સાંભળવા સારૂ બધા લોક પરોઢિયે તેની પાસે મંદિરમાં આવતા હતા.

## યહુદાનો વિશ્વાસઘાત

૨૨ હવે બેખમીર રોટલીનું પર્વ જે પાસ્ખા કહેવાય છે, તે પાસે આવ્યું. ૨ તેને શી રીતે મારી નાખવો, તેની તજવીજ મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ કરતા હતા; કેમકે તેઓ લોકથી બીતા હતા.

૩ યહુદા જે ઇસકારીઓત કહેવાતો હતો, જે બારમાંનો એક હતો, તેમાં શેતાન પેઠો. ૪ તેણે જઈને મુખ્ય યાજકો તથા સરદારોના હાથમાં તેને શી રીતે સ્વાધીન કરવો, તે સંબંધી તેઓની સાથે મસલત કરી. ૫ તેથી તેઓએ ખુશ થઈને તેને પૈસા આપવાનું વચન આપ્યું. ૬ તે તેણે કબૂલ કર્યું, અને લોકો હાજર ન હોય તેવે પ્રસંગે તેને તેઓના હાથમાં સ્વાધીન કરવાનો લાગ તે તાકી રહ્યો.

## છેલ્લા ભોજનની તૈયારી

૭ બેખમીર રોટલીનો દિવસ આવ્યો કે જેમાં પાસ્ખાયજ્ઞ કરવો જોઈએ. ૮ તેણે પીતરને તથા યોહાનને એમ કહીને મોકલ્યા, કે તમે જઈને આપણે સારૂ પાસ્ખા સિદ્ધ કરો કે આપણે તે ખાઈએ. ૯ તેઓએ તેને પૂછ્યું, કે અમે ક્યાં સિદ્ધ કરીએ એ વિષે તારી શી ઇચ્છા છે? ૧૦ તેણે તેઓને કહ્યું, કે શહેરમાં પેસતાં પાણીની ગાગર લઈને જતો એક પુરુષ તમને સામો મળશે; તે જે ઘરમાં જાય ત્યાં તેની પાછળ પાછળ જજો. ૧૧ અને ઘરધણીને પૂછજો, કે ઉપદેશક તને કહે છે, કે મારા શિષ્યોની સાથે હું પાસ્ખા ખાઉં તે ઉતારાની ઓરડી ક્યાં છે? ૧૨ તે તમને સરસામાનસહિત એક મોટી મેડી દેખાડશે; ત્યાં તમે તૈયારી કરો. ૧૩ તેઓ ગયા, અને જેમ તેણે તેઓને કહ્યું હતું તેમ તેઓને જડ્યું; અને તેઓએ પાસ્ખા તૈયાર કર્યું.

## છેલ્લું ભોજન

૧૪ વખત થયો ત્યારે તે બેઠો, અને તેની સાથે બાર પ્રેરિતો પણ બેઠા. ૧૫ તેણે તેઓને કહ્યું, કે [મરણ] સહ્યા પહેલાં આ પાસ્ખા તમારી સાથે ખાવાની મને ઘણી

ઇચ્છા હતી ૧૬ કેમકે હુ તમને કહુ છું, કે દેવના રાજ્યમા તે પૂરૂ નહિ થાય
ત્યા લગી હુ તે ફરી ખાવાનો નથી ૧૭ તેણે પ્યાલો લઇને સ્તુતિ કરીને કહ્યુ,
કે આ લો, અને માહોમાહે વહેંચો ૧૮ કેમકે હુ તમને કહુ છું, કે દેવનુ રાજ્ય નહિ
આવે ત્યા સુધી હુ હવે પછી દ્રાક્ષાનો રસ પીનાર નથી ૧૯ પછી તેણે રોટલી લઇને
સ્તુતિ કરીને ભાગી, અને તેઓને આપીને કહ્યુ, કે આ મારૂ શરીર છે, તે તમારે સારૂ
આપવામા આવે છે, મારી યાદગીરીમા આ કરો ૨૦ તેજ પ્રમાણે વાળુ કર્યા પછી
તેણે પ્યાલો લઇને કહ્યુ, કે આ પ્યાલો તમારે સારૂ વહેવડાવેલા મારા લોહીમાંનો નવો
કરાર છે ૨૧ પણ જુઓ, જે મને પરસ્વાધીન કરે છે તેનો હાથ મારી સાથે મેજ
પર છે ૨૨ માણસનો દીકરો ઠરાવ્યા પ્રમાણે જાય છે ખરો, પણ જે તેને પરસ્વાધીન
કરે છે તે માણસને અફસોસ છે! ૨૩ તેઓ માહોમાહે પૂછપરછ કરવા લાગ્યા, કે
આપણામાંનો કોણ આ કામ કરવાનો હશે?

## ખરી મોટાઈ

૨૪ આપણામા કોણ મોટો ગણાય છે તે સબંધી પણ તેઓમા વાદવિવાદ શરૂ
થયો ૨૫ તેણે તેઓને કહ્યુ, કે વિદેશીઓના રાજાઓ તેમના પર ધણીપણુ કરે છે,
અને જેઓ તેમના પર અધિકાર ચલાવે છે તેઓ પરોપકારી કહેવાય છે ૨૬ પણ
તમે એવા ન થાઓ, પણ તમારામા જે મોટો હોય, તેણે નાના જેવા થવુ, અને જે
આગેવાન હોય તેણે સેવા કરનારના જેવા થવુ ૨૭ કેમકે આ બેમા કયો મોટો છે,
જમવા બેસનાર કે સેવા કરનાર? શું જમવા બેસનાર [મોટો] નથી? પણ હુ
તમારામા સેવા કરનારના જેવો છું ૨૮ મારા પરીક્ષણોમા મારી સાથે રહેનાર
તમે જ છો ૨૯ જેમ મારા બાપે મને [રાજ્ય] ઠરાવી આપ્યુ છે, તેમ હુ તમને રાજ્ય
ઠરાવી આપુ છું ૩૦ કે તમે મારા રાજ્યમા મારી મેજ પર ખાઓ તથા પીઓ, અને
તમે ઈસ્રાએલના બારે કુળોનો ન્યાય ઠરાવતા રાજ્યાસનો પર બેસશો

## પીતરના નકારની આગાહી

૩૧ સીમોન સીમોન જો, શેતાને ઘઉંની પેઠે ચાળવા સારૂ તમને [કબજે લેવા]
માગ્યા ૩૨ પણ મેં તારે સારૂ વિનંતી કરી, કે તારો વિશ્વાસ ખૂટે નહિ, અને તું
તારા ફર્યા પછી તારા ભાઈઓને સ્થિર કરજે ૩૩ તેણે તેને કહ્યુ, કે પ્રભુ હુ તારી
સાથે બંદીખાન મા જવાને તથા મરવાને પણ તૈયાર છુ ૩૪ તેણે તેને કહ્યુ, કે પીતર,
હુ તને કહુ છું કે આજ મરઘો બોલ્યા અગાઉ, હુ તેને ઓળખતો નથી, એમ [કહીને]
તું ત્રણ વાર મારો નકાર કરશે

૩૫ પછી તેણે તેઓને પૂછ્યુ કે જ્યારે થેલી તથા ઝોળી તથા જોડાં વિના મેં
તમને મોકલ્યા ત્યારે તમને કશાની ખોટ પડી? તેઓએ કહ્યું, કે કશાની નહિ.
૩૬ ત્યારે તેણે તેઓને કહ્યુ, પણ હમણા જેની પાસે થેલી હોય તે તે રાખે, અને
ઝોળી પણ રાખે, અને જેની પાસે તરવાર નહિ હોય તે પોતનુ લૂગડું વેચીને
[તરવાર] ખરીદી રાખે ૩૭ કેમકે હુ તમને કહુ છું, કે અપરાધીઓની સાથે તે ગણાયો
એ જે લખેલુ છે તે મારામા હજી પૂરૂ થવુ જોઈએ, કારણ કે મારા વિષેની વાતો પૂરી

થાય છે. ૩૮ તેઓએ કહ્યું, કે પ્રભુ, જો, બે તરવાર આ રહી; તેણે તેઓને કહ્યું,
કે એ બસ છે.

## ગેથસેમાને

૩૯ બહાર નીકળીને તે પોતાની રીત પ્રમાણે જૈતુન પહાડ પર ગયો; શિષ્યો
પણ તેની પાછળ પાછળ ગયા. ૪૦ તે તે ઠેકાણે આવ્યો, ત્યારે તેણે તેઓને કહ્યું, કે
પ્રાર્થના કરો કે તમે પરીક્ષણમાં ન પડો. ૪૧ આશરે પથ્થર ફેંકાય તેટલે છેટે તે
તેઓથી દૂર ગયો; અને ઘૂંટણ ટેકવીને તેણે પ્રાર્થના કરીને કહ્યું, કે ૪૨ હે બાપ,
જો તારી ઇચ્છા હોય, તો આ પ્યાલો મારાથી દૂર કર: તો પણ મારી ઇચ્છા પ્રમાણે
નહિ, પણ તારી ઇચ્છા પ્રમાણે થાઓ. ૪૩ આકાશમાંથી એક દૂત તેને બળ આપતો
દેખાયો. ૪૪ તેણે કષ્ટ સાથે વિશેષ આગ્રહથી પ્રાર્થના કરી; અને તેનો પરસેવો
ભોંય પર પડતાં લોહીનાં ટીપાં જેવો થયો. ૪૫ પ્રાર્થના કરીને ઊઠ્યા પછી તે પોતાના
શિષ્યો પાસે પાછો આવ્યો, ત્યારે તેણે તેઓને શોકને લીધે ઊંઘેલા દીઠા. ૪૬ તેણે
તેઓને કહ્યું, કે કેમ ઊંઘો છો? ઊઠીને પ્રાર્થના કરો, કે તમે પરીક્ષણમાં ન પડો.

## પ્રભુ ઈસુ પકડાયા

૪૭ તે હજી બોલતો હતો એટલામાં તો ઘણા લોક આવ્યા, અને યહુદા કરીને
બારમાંનો એક તેઓની આગળ ચાલતો હતો; તે ઈસુને ચુંબન કરવા સારૂ તેની પાસે
આવ્યો. ૪૮ પણ ઈસુએ તેને પૂછ્યું, યહુદા, શું તું માણસના દીકરાને ચુંબન કરીને
પરસ્વાધીન કરે છે? ૪૯ જેઓ તેની આસપાસ હતા તેઓએ શું થવાનું છે તે જોઈને
તેને પૂછ્યું, પ્રભુ, અમે તરવાર મારીએ શું? ૫૦ તેઓમાંના એકે મુખ્ય યાજકના
ચાકરને ઝટકો મારીને તેનો જમણો કાન કાપી નાખ્યો. ૫૧ પણ ઈસુએ ઉત્તર
આપ્યો, કે આટલું જ થવા દો. તેણે તેના કાનને સ્પર્શ કરીને તેને સારો કર્યો.
૫૨ જે મુખ્ય યાજકો, મંદિરના સરદારો તથા વડીલો તેની સામે આવ્યા હતા, તેઓને
ઈસુએ કહ્યું, જેમ તમે લૂંટારાની સામે આવતા હો તેમ તરવારો તથા સોટા લઈને
આવ્યા છો શું? ૫૩ હું રોજ તમારી સાથે મંદિરમાં હતો, ત્યારે તમે મારા પર
હાથ નહોતા નાખ્યા; પણ આ તમારી ઘડી તથા અંધકારનું સામર્થ્ય છે.

## પીતરે કરેલો પ્રભુ ઈસુનો નકાર

૫૪ તેઓ તેને પકડીને લઈ ગયા, અને મુખ્ય યાજકના ઘરમા લાવ્યા. પણ
પીતર છેટે રહીને તેની પાછળ પાછળ ચાલતો હતો. ૫૫ ચોકની વચમાં અગ્નિ
સળગાવીને તેઓ સાથે બેઠા હતા, ત્યારે પીતર તેઓની વચમાં બેઠો. ૫૬ એક છોકરીએ
તેને [અગ્નિના] પ્રકાશમાં બેઠેલો દેખીને તેની તરફ એકી નજરે જોઈ રહીને કહ્યું, કે
આ માણસ પણ તેની સાથે હતો. ૫૭ પણ તેણે ઇનકાર કરીને કહ્યું, કે બાઈ, હું તેને
ઓળખતો નથી. ૫૮ થોડી વાર પછી બીજાએ તેને જોઈને કહ્યું, કે તું પણ તેઓમાંનો
એક છે. પણ પીતરે કહ્યું, અરે ભાઈ, હું [એમાંનો] નથી. ૫૯ આશરે એક કલાક
પછી વળી બીજાએ ખાતરીપૂર્વક કહ્યું, કે ખરેખર આ માણસ પણ તેની સાથે હતો;
કેમકે તે ગાલીલનો છે. ૬૦ પણ પીતરે કહ્યું, અરે ભાઈ, તું શું કહે છે તે હું જાણતો

નથી. તે બોલતો હતો કે તરત મરઘો બોલ્યો. ૬૧ પ્રભુએ ફરીને પીતરની સામું
જોયું. તેણે તેને કહ્યું હતું, કે આજ મરઘો બોલ્યા અગાઉ તું ત્રણ વાર મારો નકાર
કરશે, એ પ્રભુનું વચન પીતરને યાદ આવ્યું. ૬૨ પછી તે બહાર જઈને બહુ જ રડયો.
૬૩ જે માણસોના હવાલામાં ઈસુ હતો તેઓએ તેના ઠઠ્ઠા કરીને તેને માર માર્યો.
૬૪ તેઓએ તેની આંખોએ પાટો બાંધીને તેને પૂછ્યું, કે કહી બતાવ; તને કોણે
માર્યો? ૬૫ તેઓએ તેની નિંદા કરીને તેની વિરુદ્ધ બીજું ઘણું કહ્યું.

## પ્રભુ ઈસુ મુખ્ય યાજકોની રૂબરૂ

૬૬ દહાડો ઊગતાં જ લોકના વડીલોની સભા, મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ
સાથે, ભેગા થઈ; તેને પોતાની ન્યાયસભામાં લઈ જઈને તેઓએ કહ્યું, કે ૬૭ જો તું
ખ્રિસ્ત હોય, તો અમને કહે. પણ તેણે તેઓને કહ્યું, કે જો હું તમને કહું, તો તમે
વિશ્વાસ કરવાના નથી; ૬૮ અને જો હું પૂછીશ, તો તમે મને ઉત્તર આપવાના નથી.
૬૯ પણ હવે પછી માણસનો દીકરો દેવના પરાક્રમને જમણે હાથે બિરાજશે.
૭૦ બધાએ કહ્યું, તો શું, તું દેવનો દીકરો છે? તેણે તેઓને કહ્યું, કે તમે કહો છો કે
હું તે છું. ૭૧ તેઓએ કહ્યું, કે હવે આપણને બીજા પુરાવાની શી અગત્ય છે? કેમકે
આપણે પોતે તેના મોંથી જ સાંભળ્યું છે.

## પ્રભુ ઈસુ રોમન હાકેમ પીલાતની રૂબરૂ

૨૩ તે પછી તેઓનો આખો સમુદાય ઊઠીને તેને પીલાતની પાસે લઈ ગયો.
૨ તેઓ તેના પર એવું તહોમત મૂકવા લાગ્યા, કે અમને એવું માલૂમ
પડ્યું છે કે આ માણસ અમારા લોકને ભુલાવે છે, અને કાઈસારને ખંડણી આપવાની
મના કરે છે, અને, હું પોતે ખ્રિસ્ત રાજા છું, એમ કહે છે. ૩ પીલાતે તેને પૂછ્યું,
શું તું યહુદીઓનો રાજા છે? તેણે તેને ઉત્તર આપ્યો, કે તું કહે છે. ૪ પીલાતે
મુખ્ય યાજકોને તથા લોકોને કહ્યું, આ માણસમાં મને કંઈ અપરાધ જણાતો નથી.
૫ પણ તેઓએ વિશેષ આગ્રહથી કહ્યું, કે ગાલીલથી માંડીને અહીં લગી આખા
યહુદાહમાં તે બોધ કરીને લોકને ઉશ્કેરે છે.

## પ્રભુ ઈસુ હેરોદની રૂબરૂ

૬ પણ પીલાતે તે સાંભળ્યું ત્યારે તેણે પૂછ્યું, કે શું આ માણસ ગાલીલનો છે?
૭ તે હેરોદના તાબાનો છે એમ તેણે જાણ્યું, ત્યારે તેણે તેને હેરોદની પાસે મોકલ્યો;
[હેરોદ] પોતે પણ તે સમયે યરૂશાલેમમાં હતો.
૮ હવે હેરોદ ઈસુને જોઈને ઘણો હર્ષ પામ્યો; કેમકે તેના સંબંધી તેણે સાંભળ્યું
હતું, તેને લીધે તે ઘણા દહાડાથી તેને જોવા ઇચ્છતો હતો; અને મારા દેખતાં તે
કંઈ ચમત્કાર કરશે એવી આશા પણ તે રાખતો હતો. ૯ તેણે તેને ઘણી ઘણી વાતો
પૂછી; પણ તેણે તેને કંઈ ઉત્તર આપ્યો નહિ. ૧૦ મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ
તેના ઉપર જુસ્સાથી તહોમત મૂકતા ઊભા હતા. ૧૧ હેરોદે પોતાના સિપાઈઓ-
સહિત તેનો ધિક્કાર કરીને તથા ઠઠ્ઠા કરીને તથા તેને ભપકાદાર વસ્ત્ર પહેરાવીને

પીલાતની પાસે પાછો મોકલ્યો. ૧૨ તેજ દહાડે પીલાત તથા હેરોદ એકબીજાના
મિત્ર થયા; આગળ તો તેઓ એકબીજા પર વૈર રાખતા હતા.

## પીલાત, બારાબાસ તથા પ્રભુ ઈસુ

૧૩ પીલાતે મુખ્ય યાજકોને તથા અધિકારીઓને તથા લોકને એકઠા બોલાવીને
૧૪ કહ્યું, કે આ માણસ લોકને ભુલાવે છે, એવું કહીને તમે તેને મારી પાસે લાવ્યા છો;
પણ મેં તમારી આગળ તેની તપાસ કર્યા છતાં, જે વાતોનું તમે તેના પર તહોમત મૂકો
છો તે સંબંધી કંઈ પણ અપરાધ આ માણસમાં મને જણાયો નથી; ૧૫ તેમજ હેરોદને
પણ જણાયો નથી; કેમકે તેણે તેને અમારી પાસે પાછો મોકલ્યો; મરણદંડને યોગ્ય
તેણે કંઈ કર્યું નથી. ૧૬ માટે હું તેને કંઈક શિક્ષા કરીને છોડી દઈશ. ૧૭ [[હવે તે પર્વ
પર તેને તેઓને સારૂ કોઈએકને છોડી દેવો પડતો હતો]]. ૧૮ પણ તેઓએ સામટો
મોટો ઘાંટો પાડીને કહ્યું, કે એને લઈ જા, અને બારાબાસને અમારે વાસ્તે છોડી દે.
૧૯ (એને તો શહેરમાં કંઈ દંગો તથા હત્યા કર્યાને લીધે બંદીખાનામાં નાખવામાં
આવ્યો હતો). ૨૦ ત્યારે ઈસુને છોડવાની ઇચ્છા રાખીને પીલાત ફરીથી તેઓની
સાથે બોલ્યો. ૨૧ પણ તેઓએ પોકારીને કહ્યું, કે એને વધસ્તંભે જડાવ, વધસ્તંભે
જડાવ. ૨૨ તેણે ત્રીજી વાર તેઓને પૂછ્યું, કે શા વાસ્તે? તેણે શું ભૂંડું કર્યું છે?
તેનામાં મરણદંડ યોગ્ય મને કંઈ પણ જણાયું નથી; માટે હું તેને કંઈક શિક્ષા કરીને
છોડી દઈશ. ૨૩ પણ તેઓએ મોટે ઘાટે બોલીને દુરાગ્રહથી માગણી કરી, કે એને
વધસ્તંભે જડાવ. તેઓના ઘાંટા આખર ફાવ્યા. ૨૪ તેઓના માગ્યા પ્રમાણે
કરવાનો પીલાતે હુકમ કર્યો. ૨૫ દંગો તથા ખૂન કર્યાને લીધે જે માણસને બંદીખાનામાં
નાખવામાં આવ્યો હતો, અને જેની તેઓએ માગણી કરી હતી, તેને તેણે છોડી
દીધો; પણ ઈસુને તેણે તેઓની ઇચ્છાને સ્વાધીન કર્યો.

## પ્રભુ ઈસુનું વધસ્તંભે જડાવું

૨૬ તેઓ તેને લઈ જતા હતા ત્યારે સીમોન કરીને કુરેનેનો એક માણસ
સીમમાંથી આવતો હતો, તેને પકડીને તેઓએ તેની ખાંધે વધસ્તંભ ચઢાવ્યો, કે તે
તે ઉચકીને ઈસુની પાછળ ચાલે.

૨૭ લોકો તેમજ રડનારી તથા વિલાપ કરનારી સ્ત્રીઓ, સંખ્યાબંધ માણસો,
તેની પાછળ પાછળ ચાલતાં હતાં. ૨૮ પણ ઈસુએ તેઓની તરફ પાછા ફરીને કહ્યું,
કે યરૂશાલેમની દીકરીઓ, મારે માટે રડો મા, પણ પોતાને માટે તથા પોતાનાં
છોકરાંને માટે રડો. ૨૯ કેમકે એવા દિવસો આવે છે કે જેમાં તેઓ કહેશે, કે જેઓ
વાંઝણી છે તથા જેઓના પેટે કદી સંતાન થયું નથી, અને જેઓએ કદી ધવડાવ્યું
નથી, તેઓને ધન્ય છે! ૩૦ ત્યારે તેઓ પહાડોને કહેવા માંડશે, કે અમારા પર
પડો; અને ટેકરાઓને [કહેશે,] કે અમને ઢાંકી નાખો. ૩૧ કેમકે જો તેઓ લીલા
ઝાડને આમ કરે છે, તો સૂકાને શું નહિ કરશે?

૩૨ વળી બીજા બે માણસ ગુનેગાર હતા, તેઓને મારી નાખવા સારૂ તેઓ તેની
સાથે લઈ જતા હતા.

૩૩ ખોપરી નામની જગાએ તેઓ આવ્યા, ત્યારે તેઓએ ત્યાં તેને તથા
ગુનેગારોમાંના એકને જમણી તરફ અને બીજાને ડાબી તરફ, વધસ્તંભે જડ્યા.
૩૪ ઈસુએ કહ્યું, હે બાપ, તેઓને માફ કર; કેમકે તેઓ જે કરે છે તે તેઓ જાણતા
નથી. ચિઠ્ઠીઓ નાખીને તેઓએ તેનાં લૂગડાં માંહોમાંહે વહેંચી લીધાં. ૩૫ લોક
જોતા ઊભા હતા. અધિકારીઓ પણ તેનો તુચ્છકાર કરીને કહેતા હતા, કે તેણે
બીજાઓને બચાવ્યા; જો એ દેવનો ખ્રિસ્ત, [એટલે] તેનો પસંદ કરેલો, હોય તો તે
પોતાને બચાવે. ૩૬ સિપાઈઓએ પણ તેના ઠઠ્ઠા કર્યા, અને પાસે આવીને તેને
સરકો આપવા લાગ્યા, ૩૭ અને કહ્યું, કે જો તું યહુદીઓનો રાજા છે, તો તું પોતાને
બચાવ. ૩૮ તેના ઉપર એવો લેખ પણ લખેલો હતો, કે આ યહુદીઓનો
રાજા છે.

૩૯ તેની સાથે ટાંગેલા ગુનેગારોમાંના એકે તેની નિંદા કરીને કહ્યું, શું તું ખ્રિસ્ત
નથી? તું પોતાને તથા અમને બચાવ. ૪૦ પરંતુ બીજાએ ઉત્તર આપતાં તેને
ધમકાવીને કહ્યું, કે તું તેજ શિક્ષા ભોગવે છે, તે છતાં શું તું દેવથી પણ બીતો નથી?
૪૧ આપણે તો વાજબી રીતે [ભોગવીએ છીએ]; કેમકે આપણે આપણાં કામનું
યોગ્ય ફળ પામીએ છીએ; પણ એણે કંઈ પણ ખોટું કર્યું નથી. ૪૨ તેણે કહ્યું, કે
હે ઈસુ, તું તારા રાજ્યમાં આવે ત્યારે મને સંભારજે. ૪૩ તેણે તેને કહ્યું, કે હું તને
ખચીત કહું છું, કે આજ તું મારી સાથે પારાદેસમાં હોઈશ.

## પ્રભુ ઈસુનું મરણ

૪૪ હમણાં લગભગ બપોર થયા હતા, અને ત્યારથી ત્રીજા પહોર લગી સૂરજ[નું
તેજ] ઘેરાઈ જવાથી આખા દેશમાં અંધકાર વ્યાપી રહ્યો. ૪૫ વળી મંદિરનો પડદો
વચમાંથી ફાટી ગયો. ૪૬ ઈસુએ મોટી બૂમ પાડીને કહ્યું, કે ઓ બાપ, હું મારો
આત્મા તારા હાથમાં સોંપું છું; એમ કહીને તેણે પ્રાણ છોડયો. ૪૭ જે થયું હતું તે
જોઈને સૂબેદારે દેવની સ્તુતિ કરીને કહ્યું, કે ખરેખર આ તો ન્યાયી માણસ હતો.
૪૮ જે લોક એ જોવા સારૂ એકઠા થયા હતા તેઓ સર્વે, જે થયું હતું તે જોઈને,
પોતાની છાતી કૂટતા પાછા ગયા. ૪૯ તેના સઘળા ઓળખીતાઓ તથા જે સ્ત્રીઓ
ગાલીલમાંથી તેની પાછળ પાછળ આવી હતી, તેઓ દૂર ઊભાં રહીને આ જોતાં હતાં.

## પ્રભુ ઈસુનું દફન

૫૦ હવે યુસફ નામે ન્યાયસભાનો એક સભાસદ હતો, તે સારો તથા ન્યાયી
માણસ હતો; ૫૧ તે યહુદીઓના એક શહેર આરીમથાઈનો હતો (તેણે તેઓના
મનસૂબા તથા કામમાં પોતાની સંમતિ આપી નહોતી), તે પણ દેવના રાજ્યની
રાહ જોતો હતો. ૫૨ તેણે પીલાતની પાસે જઈને ઈસુનું શબ માગ્યું. ૫૩ તેણે તેને
ઉતારીને શણને લૂગડે વીંટાળ્યું, અને ખડકમાં ખોદેલી કબરમાં તેને મૂક્યું, કે જ્યાં
કદી કોઈને અગાઉ મૂકવામાં આવ્યો નહોતો. ૫૪ તે દિવસ સિદ્ધિકરણનો હતો,
અને વિશ્રામવાર પણ નજીક આવ્યો હતો. ૫૫ જે સ્ત્રીઓ તેની સાથે ગાલીલમાંથી

આવી હતી, તેઓએ પણ પાછળ પાછળ જઈને કબર જોઈ, અને તેનું શબ શી રીતે
મૂક્યું હતું તે પણ જોયું. ૫૬ તેઓએ પાછી આવીને સુગંધી તથા અત્તર સિદ્ધ કર્યાં.

આજ્ઞા પ્રમાણે વિશ્રામવારે તેઓએ વિશ્રામ લીધો.

### ખાલી કબર

૨૪ અઠવાડિયાને પહેલે દહાડે, પ્રભાતે, જે સુગંધીદ્રવ્યો તેઓએ સિદ્ધ કર્યાં,
હતાં, તે લઈને તેઓ કબરે આવી. ૨ તેઓએ કબર પરથી પથ્થર
ગબડાવી દીધેલો દીઠો. ૩ તેઓ માંહે પેઠી, પણ પ્રભુ ઈસુનું શબ તેઓએ દીઠું નહિ.
૪ એ સંબંધી તેઓ ગૂંચવણમાં પડી હતી, ત્યારે ચળકતાં લૂગડાં પહેરેલા બે પુરુષો
તેઓની પાસે ઊભા રહ્યા. ૫ તેઓએ બીહીને જમીન સુધી પોતાનાં માથાં નમાવ્યાં,
ત્યારે તેઓએ તેઓને કહ્યું, કે મૂએલાંઓમાં તમે જીવતાને કેમ શોધો છો? ૬ તે
અહીં નથી, પણ ઊઠયો છે; તે ગાલીલમાં હતો, ૭ ત્યારે તેણે તમને કહ્યું હતું, કે
પાપી માણસોના હાથમાં માણસનો દીકરો પરસ્વાધીન કરાય, તથા વધસ્તંભે જડાય
તથા ત્રીજે દિવસે પાછો ઊઠે એ અવશ્યનું છે, તે યાદ કરો. ૮ તેણે કહેલી વાત
તેઓને યાદ આવી. ૯ અને કબર આગળથી પાછી આવીને તેઓએ અગિયાર
[શિષ્યો]ને તથા બીજા સર્વને એ બધી વાતો કહી સંભળાવી. ૧૦ હવે જેઓએ આ
વાતો પ્રેરિતોને કહી તે મરિયમ માગદાલેણ, યોહાન્ના, યાકૂબની [મા] મરિયમ તથા
તેમની સાથેની બીજી બાઈઓ હતી. ૧૧ એ વાતો તેઓને પોકળ લાગી; અને
તેઓએ તેઓનું માન્યું નહિ. ૧૨ પણ પીતર ઊઠીને કબરે દોડી ગયો; અને નીચાં
વળીને માંહે જોયું તો તેણે લૂગડાં એકલાં પડેલાં દીઠાં; અને જે થયું હતું તે સંબંધી
પોતાના મનમાં આશ્ચર્ય પામતો તે પોતાને ઘેર ગયો.

### એમ્મૌસ જનારાઓને પ્રભુ ઈસુનું દર્શન

૧૩ તેજ દહાડે તેઓમાંના બે એમ્મૌસ નામનું એક ગામ યરૂશાલેમથી ચારેક
ગાઉ આઘું છે, ત્યાં જતા હતા. ૧૪ આ બધી બનેલી બીનાઓ વિષે તેઓ એક
બીજાની સાથે વાત કરતા હતા. ૧૫ તેઓ એકબીજાની સાથે વાત કરતા તથા
માંહોમાંહે સવાલ પૂછતા હતા, એટલામાં ઈસુ પોતે તેઓની પાસે આવીને તેઓની
સાથે ચાલ્યો. ૧૬ પણ તેઓની આંખો બંધાઈ ગએલી હોવાથી તેઓ તેને ઓળખી
શક્યા નહિ. ૧૭ તેણે તેઓને પૂછ્યું, કે તમે ચાલતાં ચાલતાં એકબીજાની સાથે શી
વાત કરો છો? તેઓ ઉદાસ થઈને ઊભા રહ્યા. ૧૮ કલીઓપાસ નામે એકે ઉત્તર
આપ્યો, કે શું, યરૂશાલેમમાં રહેનારાઓમાંનો એકલો તુંજ આ દિનરોમાં બનેલી
બીનાઓ નથી જાણતો? ૧૯ તેણે તેઓને પૂછ્યું, કે કઈ બીનાઓ? તેઓએ તેને
કહ્યું, કે ઈસુ નાઝારી, જે દેવની આગળ તથા સઘળા લોકની આગળ કામમાં તથા
વચનમાં પરાક્રમી પ્રબોધક હતો; ૨૦ વળી કેવી રીતે મુખ્ય યાજકોએ તથા અમારા
અધિકારીઓએ તેને મરણદંડ ભોગવવા સારૂ પરસ્વાધીન કર્યો, અને તેને વધસ્તંભે
જડાવ્યો તે સંબંધી [સર્વ] બીનાઓ. ૨૧ પણ અમે આશા રાખતા હતા, કે જે
ઈસ્રાએલને ઉદ્ધાર આપનારો હતો તે એજ છે; વળી એ સર્વ ઉપરાંત, આ બનાવ

બન્યાને આજ ત્રીજો દહાડો થયો. ૨૨ વળી અમારામાંની કેટલીએક સ્ત્રીઓ કબર
આગળ વહેલી ગઈ હતી, તેઓએ અમને આશ્ચર્ય પમાડ્યું; ૨૩ એટલે તેઓએ તેનું
શબ દીઠું નહિ, ત્યારે તેઓએ આવીને કહ્યું, કે અમને દૂતોનું દર્શન પણ થયું હતું,
કે જેઓએ કહ્યું કે તે જીવતો છે. ૨૪ અમારી સાથેના કેટલાએક કબર આગળ ગયા
ત્યારે જેમ સ્ત્રીઓએ કહ્યું હતું, તેમજ તેઓને માલૂમ પડ્યું; પણ તેને તેઓએ દીઠો
નહિ. ૨૫ તેણે તેઓને કહ્યું, કે ઓ અબુદ્ધજનો, તથા પ્રબોધકોએ જે કહ્યું છે,
તે સર્વ પર વિશ્વાસ કરવામાં મંદબુદ્ધિનાઓ! ૨૬ શું ખ્રિસ્તે એ બધું સહેવું અને
પોતાના મહિમામાં પેસવું જોઈતું નહોતું? ૨૭ પછી મુસાથી તથા સઘળા પ્રબોધકોથી
માંડીને તેણે બધા ધર્મલેખોમાંથી પોતાના સંબંધની વાતોનો ખુલાસો કરી બતાવ્યો.
૨૮ જે ગામ તેઓ જતા હતા તેની નજીક તેઓ પહોંચ્યા, ત્યારે તેણે જાણે કે
આગળ જવાનું કર્યું. ૨૯ તેઓએ તેને આગ્રહ કર્યો, કે અમારી સાથે રહે; કેમકે
સાંજ થવા આવી છે, અને દહાડો નમી ગયો છે. તેઓની સાથે રહેવા સારુ
તે માંહે ગયો. ૩૦ તે તેઓની સાથે જમવા બેઠો ત્યારે તેણે રોટલી લઈને સ્તુતિ
કરીને ભાંગી, અને તેઓને આપી. ૩૧ ત્યારે તેઓની આંખો ઊઘડી, અને તેઓએ
તેને ઓળખ્યો; પણ તે તેઓની દૃષ્ટિમાંથી અદૃશ્ય થઈ ગયો. ૩૨ તેઓએ એક-
બીજાને કહ્યું, કે જ્યારે તે માર્ગે આપણી સાથે વાત કરતો હતો, અને ધર્મલેખોનો
ખુલાસો આપણને કરી બતાવતો હતો, ત્યારે આપણાં મન આપણામાં ઉલ્લાસી
નહોતાં થતાં શું? ૩૩ તેજ ઘડીએ તેઓ ઊઠીને યરૂશાલેમ ભણી પાછા વળ્યા,
અને અગિયાર [શિષ્યો]ને તથા તેઓની સાથેનાં માણસોને ત્યાં એકઠાં થએલાં દીઠાં,
૩૪ કે જેઓ કહેતાં હતાં, કે પ્રભુ ખરેખર ઊઠ્યો છે, અને સીમોનને દર્શન આપ્યું
છે. ૩૫ ત્યારે પેલાઓએ માર્ગમાં બનેલી બીના તથા રોટલી ભાંગતાં તે તેમનાથી
કેવી રીતે ઓળખાયો હતો તે કહી બતાવ્યું.

## પ્રેરિતોને પ્રભુ ઈસુનું દર્શન

૩૬ એ વાતો તેઓ કહેતા હતા એટલામાં [ઈસુ] પોતે તેઓની વચમાં ઊભો
રહીને તેઓને કહે છે, કે તમને શાંતિ થાઓ. ૩૭ પણ તેઓએ ગભરાઈને તથા
ભયભીત થઈને એમ ધાર્યું કે અમારા જોવામાં કોઈ આત્મા આવે છે. ૩૮ તેણે
તેઓને પૂછ્યું, કે તમે કેમ ગભરાઓ છો? અને તમારા મનમાં તર્કવિતર્ક કેમ થાય
છે? ૩૯ મારા હાથ તથા પગ જુઓ, કે એ હું પોતે છું; મને હાથ અડકાડીને
જુઓ; કેમકે જેમ તમે જુઓ છો કે મને માંસ તથા હાડકાં છે તેમ આત્માને હોતાં
નથી. ૪૦ એ કહ્યા પછી તેણે પોતાના હાથ તથા પોતાના પગ તેઓને દેખાડ્યા.
૪૧ તેઓ હર્ષને લીધે હજી વિશ્વાસ કરતા નહોતા, અને આશ્ચર્ય પામતા હતા, ત્યારે
તેણે તેઓને પૂછ્યું, કે તમારી પાસે અહીં કંઈ ખાવાનું છે? ૪૨ તેઓએ તેને થોડી
માછલીનો એક કકડો આપ્યો. ૪૩ તે લઈને તેણે તેઓની આગળ ખાધો.

૪૪ તેણે તેઓને કહ્યું, કે હું તમારી સાથે હતો ત્યારે મેં જે વાતો તમને કહી હતી,
કે મૂસાના નિયમશાસ્ત્રમાં તથા પ્રબોધકો[નાં પુસ્તકો]માં તથા ગીતશાસ્ત્રમાં મારા

સંબંધી જે લખેલું છે તે બધું પૂરું થવું જોઈએ. ૪૫ ત્યારે ધર્મલેખો સમજવા સારૂ
તેણે તેઓનાં મન ખોલ્યાં. ૪૬ તેણે તેઓને કહ્યું, કે એમ લખેલું છે, કે ખ્રિસ્તે
દુઃખ સહન કરવું, અને ત્રીજે દહાડે મુએલાંઓમાંથી પાછા ઊઠવું જોઈએ; ૪૭ અને
યરૂશાલેમથી માંડીને સઘળી પ્રજાઓને તેના નામમાં પસ્તાવો તથા પાપનિવારણ પ્રગટ
કરાવાં જોઈએ. ૪૮ એ વાતના સાક્ષીઓ તમે છો. ૪૯ હું મારા બાપનું વચન તમારા
પર મોકલું છું; પણ તમે ઉપરથી પરાક્રમે વેષ્ટિત થાઓ, ત્યાં સુધી શહેરમાં રહેજો.

## સ્વર્ગારોહણ

૫૦ બેથાનીઆની સામે તેઓને બહાર લઈ જઈને તેણે પોતાના હાથ પ્રસારીને
તેઓને આશીર્વાદ દીધો. ૫૧ તે તેઓને આશીર્વાદ દેતો હતો, એટલામાં તે તેઓથી
છૂટો પડયો, અને આકાશમાં લઈ જવામાં આવ્યો. ૫૨ તેનું ભજન કરીને તેઓ બહુ
આનંદ કરતા યરૂશાલેમમાં પાછા વળ્યા; ૫૩ અને તેઓ નિત્ય મંદિરમાં દેવની
સ્તુતિ કરતા હતા.

# યોહાનની લખેલી સુવાર્તા

## પ્રસ્તાવના

1 આદિએ શબ્દ હતો, અને શબ્દ દેવની સંઘાતે હતો, અને શબ્દ દેવ હતો.
2 તેજ આદિએ દેવની સંઘાતે હતો. 3 તેનાથી સઘળું ઉત્પન્ન થયું; એટલે
જે કંઈ થયું છે તે તેના વિના ઉત્પન્ન થયું નહિ. 4 તેનામાં જીવન હતું; તે જીવન
માણસોનું અજવાળું હતું. 5 તે અજવાળું અંધારામાં પ્રકાશે છે; પણ અંધારાએ
તેને સ્વીકાર્યું નહિ. 6 દેવે મોકલેલો એક માણસ આવ્યો, તેનું નામ યોહાન હતું.
7 તે સાહેદીને સારૂ આવ્યો કે અજવાળા વિષે તે સાહેદી આપે, એ માટે કે સર્વ
તેનાથી વિશ્વાસ કરે. 8 તે તો તે અજવાળું ન હતો, પણ તે અજવાળા વિષે સાહેદી
આપવાને [તે આવ્યો હતો]. 9 ખરૂ અજવાળું તે હતું, કે જે જગતમાં આવીને
દરેક માણસને પ્રકાશ આપે છે. 10 તે જગતમાં હતો, અને જગત તેનાથી ઉત્પન્ન
થયું હતું, તો પણ જગતે તેને ઓળખ્યો નહિ. 11 તે પોતાનાંની પાસે આવ્યો,
પણ પોતાના [લોકો]એ તેનો અંગીકાર કર્યો નહિ. 12 પણ જેટલાંએ તેનો અંગીકાર
કર્યો, એટલે જેટલાં તેના નામ પર વિશ્વાસ કરે છે, તેટલાંને તેણે દેવનાં છોકરાં
થવાનો અધિકાર આપ્યો. 13 તેઓ લોહીથી નહિ, કે દેહની ઇચ્છાથી નહિ, કે
માણસની ઇચ્છાથી નહિ, પણ દેવથી જન્મ પામ્યાં. 14 શબ્દ સદેહ થઈને
આપણામાં વસ્યો (અને બાપના એકાકીજનિત દીકરાના મહિમા જેવો તેનો મહિમા
અમે દીઠો), તે કૃપા તથા સત્યતાથી ભરપૂર હતો. 15 યોહાન તેના વિષે સાહેદી
આપે છે અને ઘાંટો પાડતાં કહે છે, કે જેના વિષે મેં કહ્યું છે, કે મારી પાછળ જે
આવે છે તે મારી આગળ થયો છે, કેમકે તે મારી અગાઉ હતો, તે એજ છે. 16 કેમકે
અમે સર્વે તેની ભરપૂરીમાંથી કૃપા પર કૃપા પામ્યા. 17 કેમકે નિયમશાસ્ત્ર મુસાની
મારફતે આપવામાં આવ્યું; પણ કૃપા તથા સત્યતા ઈસુ ખ્રિસ્તની મારફતે આવી.
18 દેવને કોઈ માણસે કદી દીઠો નથી; એકાકીજનિત દીકરો, કે જે બાપની ગોદમાં
છે, તેણે તેને પ્રગટ કર્યો છે.

## પ્રભુ ઈસુ વિષે યોહાન બાપ્તિસ્મા કરનારની સાક્ષી

19 જ્યારે યહુદીઓએ યરૂશાલેમથી યાજકોને તથા લેવીઓને યોહાન પાસે એવું
પૂછવા સારૂ મોકલ્યા, કે તું કોણ છે? ત્યારે તેની સાહેદી આ હતી: 20 એટલે તેણે
કબુલ કર્યું, અને નકાર કર્યો નહિ; પણ કબુલ કર્યું, કે હું તો ખ્રિસ્ત નથી. 21 તેઓએ
તેને પૂછ્યું, તો શું? તું એલીયાહ છે? તે કહે છે, કે હું તે નથી. શું તું તે [આવ-
નાર] પ્રબોધક છે? તેણે તેઓને ઉત્તર આપ્યો, કે ના. 22 માટે તેઓએ તેને
પૂછ્યું, કે તું કોણ છે? કે જેઓએ અમને મોકલ્યા તેઓને અમે ઉત્તર આપીએ.
તું પોતાના વિષે શું કહે છે? 23 તેણે કહ્યું, કે યશાયાહ પ્રબોધકે જે કહ્યું, કે પ્રભુનો

માર્ગ પાધરો કરો, તે પ્રમાણે રાનમાં ઘાંટો પાડનારની વાણી હું છું. ૨૪ ફરોશીઓ
પાસેથી તેઓને મોકલવામાં આવ્યા હતા. ૨૫ તેઓએ તેને પૂછ્યું, કે જો તું તે
ખ્રિસ્ત નથી, અથવા એલીયાહ નથી, અથવા તે [આવનાર] પ્રબોધક નથી, તો તું
બાપ્તિસ્મા શા માટે કરે છે? ૨૬ યોહાને તેઓને ઉત્તર આપ્યો, કે હું પાણીથી
બાપ્તિસ્મા કરૂં છું; પણ તમારી વચ્ચે એક ઉભો રહેલો છે, તેને તમે ઓળખતા નથી;
૨૭ તેજ મારી પાછળ આવે છે, અને તેના ચંપલની વાધરી છોડવા હું યોગ્ય નથી.
૨૮ યરદનને પેલે પાર બેથાનીઆમાં જ્યાં યોહાન બાપ્તિસ્મા કરતો હતો, ત્યાં એ
બીનાઓ બની.

૨૯ બીજે દહાડે યોહાન પોતાની પાસે ઈસુને આવતો જોઈને કહે છે, કે જુઓ,
દેવનું હલવાન, કે જે જગતનું પાપ હરણ કરે છે! ૩૦ જેના વિષે મેં કહ્યું, કે મારી
પાછળ એવો એક પુરુષ આવે છે કે જે મારી આગળ થયો છે; કેમકે તે મારી અગાઉ
હતો, તે એજ છે. ૩૧ મેં તેને ઓળખ્યો ન હતો; પણ ઈસ્રાએલની આગળ તે
પ્રગટ થાય, એ માટે હું પાણીથી બાપ્તિસ્મા કરતો આવ્યો છું. ૩૨ યોહાને શાહેદી
આપી, કે આત્માને કબૂતરની પેઠે આકાશથી ઉતરતો મેં દીઠો; તે તેના પર રહ્યો.
૩૩ મેં તેને ઓળખ્યો ન હતો; પણ જેણે મને પાણીથી બાપ્તિસ્મા કરવાને મોકલ્યો,
તેણેજ મને કહ્યું, કે જેના પર તું આત્માને ઉતરતો તથા રહેતો જોશે, તેજ પવિત્ર
આત્માથી બાપ્તિસ્મા કરનાર છે. ૩૪ મેં જોયું છે, અને શાહેદી આપી છે કે એજ
દેવનો દીકરો છે.

## યોહાન બાપ્તિસ્મા કરનારના શિષ્યો અને પ્રભુ ઈસુ

૩૫ બીજે દહાડે યોહાન તેના બે શિષ્યોની સાથે ફરી ઉભો રહેલો હતો. ૩૬ તેણે
ઈસુને ચાલતો જોઈને કહ્યું, કે જુઓ, દેવનું હલવાન! ૩૭ તે બે શિષ્યો તેનું બોલવું
સાંભળીને ઈસુની પાછળ ગયા. ૩૮ તેઓને પાછળ આવતા જોઇને ઈસુએ ફરીને
તેઓને પૂછ્યું, કે તમે શું શોધો છો? તેઓએ તેને કહ્યું, રાબ્બી (જેનો અર્થ ગુરૂ
થાય છે), તું ક્યાં રહે છે? ૩૯ તેણે તેઓને કહ્યું, કે આવીને જુઓ. માટે તેઓ
ગયા, અને તે જ્યાં રહેતો હતો તે સ્થળ જોયું; અને તે દહાડે તેઓ તેની સાથે રહ્યા;
તે વખતે આસરે દશમી હોરા થઇ હતી (એટલે બપોર પછી ચાર વાગ્યા હતા).
૪૦ જે બે [શિષ્યો] યોહાનનું બોલવું સાંભળીને તેની પાછળ ગયા, તેઓમાંનો એક
સીમોન પીતરનો ભાઈ આંદ્રિયા હતો. ૪૧ તે પ્રથમ પોતાના ભાઈ સીમોનને મળીને
તેને કહે છે, કે મસીહ (જેનો અર્થ ખ્રિસ્ત છે તે) અમને મળ્યો છે. ૪૨ તે તેને
ઈસુની પાસે લઇ આવ્યો; ઈસુએ તેની સામે જોઈને કહ્યું, કે તું યોનાનો દીકરો
સીમોન છે; તું કેફા કહેવાશે (જેનો અર્થ પથ્થર છે).

૪૩ બીજે દહાડે ઈસુને ગાલીલમાં જવાની ઈચ્છા થઈ, અને ફિલિપને મળીને તેણે
તેને કહ્યું, કે મારી પાછળ આવ. ૪૪ હવે ફિલિપ તો બેથસાઈદાનો, એટલે આંદ્રિયા
તથા પીતરના શહેરનો, હતો. ૪૫ ફિલિપે નાથાનાએલને મળીને કહ્યું, કે નિયમ-
શાસ્ત્રમાં જેના સંબંધી મુસાએ તથા પ્રબોધકોએ લખેલું તે, એટલે નાઝારેથનો ઈસુ,

યુસફનો દીકરો, અમને મળ્યો છે. ૪૬ ત્યારે નાથાનાએલે તેને પૂછ્યું, કે શું નાઝા-
રેથમાંથી કંઈ સારૂં નીકળી શકે? ફિલિપ તેને કહે છે, કે આવીને જો. ૪૭ ઈસુ
નાથાનાએલને પોતાની પાસે આવતો જોઈને તેને વિષે કહે છે, કે જુઓ, આ ખરે-
ખરો ઈસ્રાએલી છે, એનામાં કંઈ પણ કપટ નથી! ૪૮ નાથાનાએલ તેને કહે છે, કે
તું મને ક્યાંથી ઓળખે છે? ઈસુએ તેને ઉત્તર દીધો, કે ફિલિપે તને તેડ્યો ત્યાર
પહેલાં, તું અંજીરી તળે હતો, ત્યારે મેં તને દીઠો. ૪૯ નાથાનાએલે તેને ઉત્તર દીધો,
કે રાબ્બી, તું દેવનો દીકરો છે; તું ઈસ્રાએલનો રાજા છે. ૫૦ ઈસુએ તેને કહ્યું, કે
મેં તને અંજીરી તળે દીઠો, એવું મેં તને કહ્યું તેથી શું તું વિશ્વાસ કરે છે? એ કરતાં
તું મોટી વાતો જોશે. ૫૧ તે તેને કહે છે, કે હું તમને ખચીત ખચીત કહું છું, કે તમે
આકાશ ઉઘડેલું, અને દેવના દૂતોને માણસના દીકરા ઉપર ચઢતા અને ઉતરતા જોશો.

## કાના ગામમાં લગ્ન

૨ ત્રીજે દહાડે ગાલીલના કાનામાં લગ્ન હતું; ત્યાં ઈસુની મા હતી. ૨ ઈસુને તથા
તેના શિષ્યોને પણ તે લગ્નમાં નહોતર્યા હતા. ૩ દ્રાક્ષારસ ખૂટ્યો ત્યારે ઈસુની
મા તેને કહે છે, કે તેઓની પાસે દ્રાક્ષારસ નથી. ૪ ઈસુ તેને કહે છે, કે બાઈ, મારે
ને તારે શું? મારો સમય હજી આવ્યો નથી. ૫ તેની માતા ચાકરોને કહે છે, કે જે
કંઈ તે તમને કહે તે કરો. ૬ હવે યહુદીઓની શુદ્ધ કરવાની રીત પ્રમાણે દરેકમાં
બબ્બે કે ત્રણ ત્રણ મણ પાણી માય એવાં પથ્થરનાં છ કુંડાં ત્યાં મૂકેલાં હતાં. ૭ ઈસુ
તેઓને કહે છે, કે તે કુંડાંમા પાણી ભરો. એટલે તેઓએ તેઓને છલોછલ ભર્યાં.
૮ પછી તે તેઓને કહે છે, કે હવે કાઢીને જમણના કારભારી પાસે લઈ જાઓ.
તેઓ તે લઈ ગયા. ૯ જ્યારે જમણના કારભારીએ પાણીનો બનેલો દ્રાક્ષારસ
ચાખ્યો, અને તે ક્યાંથી આવ્યો એ તે જાણતો નહોતો (પણ જે ચાકરોએ પાણી
કાઢ્યું હતું તેઓ જાણતા હતા), ત્યારે જમણનો કારભારી વરને બોલાવીને ૧૦ કહે
છે, કે દરેક માણસ પહેલાં સારો દ્રાક્ષારસ મૂકે છે; અને માણસોએ સારીપેઠે પીધા
પછી નરસો; પણ તેં અત્યાર સુધી સારો દ્રાક્ષારસ રાખ્યો છે. ૧૧ ઈસુએ પોતાના
ચમત્કારોનો આ આરંભ ગાલીલના કાનામાં કરીને પોતાનો મહિમા દેખાડ્યો; અને
તેના શિષ્યોએ તેના પર વિશ્વાસ કર્યો..

૧૨ એ પછી તે, તેની મા, તેના ભાઈઓ તથા તેના શિષ્યો કપરનાહુમમાં ઉતરી
આવ્યાં; પણ ત્યાં તેઓ ઘણા દહાડા રહ્યાં નહિ.

## મંદિરનું શુદ્ધિકરણ

૧૩ યહુદીઓનું પાસ્ખા પર્વ પાસે આવ્યું હતું, તેથી ઈસુ યરૂશાલેમ ગયો.
૧૪ મંદિરમાં ગોધા, ઘેટાં તથા કબૂતર વેચનારાઓને તથા નાણાંવટીઓને બેઠેલા
તેણે દીઠા; ૧૫ ત્યારે તેણે ઝીણી દોરીઓનો કોરડો બનાવીને તે સર્વને, ઘેટાં તથા
ગોધા સુદ્ધાં, મંદિરમાંથી કાઢી મૂક્યાં; નાણાંવટીઓનાં નાણાં વેરી નાખ્યાં અને
બાજઠો ઉંધા વાળ્યા; ૧૬ અને કબૂતર વેચનારાઓને પણ તેણે કહ્યું, કે એ બધું
અહીંથી લઈ જાઓ; મારા બાપના ઘરને વેપારનું ઘર ન કરો. ૧૭ તેના શિષ્યોને

યાદ આવ્યું કે એમ લખેલું છે, કે તારા ઘરની આસ્થા મને ખાઈ નાખે છે.
૧૮ એ માટે યહુદીઓએ તેને પૂછ્યું, કે તું એ કામો કરે છે, તો અમને શી નિશાની
દેખાડે છે? ૧૯ ઈસુએ તેઓને ઉત્તર દીધો, કે આ મંદિરને પાડી નાખો, તો હું
એને ત્રણ દહાડામાં ઊભું કરીશ. ૨૦ ત્યારે યહુદીઓએ કહ્યું, કે આ મંદિરને બાંધતાં
છેતાળીસ વર્ષ લાગ્યાં છે, અને શું તું એને ત્રણ દહાડામાં ઊભું કરશે? ૨૧ પણ તે
તો પોતાના શરીરરૂપી મંદિર વિષે બોલ્યો હતો. ૨૨ તે માટે જ્યારે તેને મરી
ગએલાંઓમાંથી ઉઠાડવામાં આવ્યો ત્યારે તેના શિષ્યોને યાદ આવ્યું, કે તેણે તેઓને
એ કહ્યું હતું; અને તેઓએ લેખ પર તથા ઈસુના બોલેલા વચન પર વિશ્વાસ કર્યો.

૨૩ હવે પાસ્ખા પર્વને વખતે તે યરૂશાલેમમાં હતો, ત્યારે જે ચમત્કારો તે કરતો
હતો તે જોઈને ઘણાએ તેના નામ પર વિશ્વાસ કર્યો. ૨૪ પણ ઈસુએ તેમનો વિશ્વાસ
ન કર્યો, કેમકે તે સર્વને જાણતો હતો, ૨૫ અને માણસ વિષે કોઈ શાહેદી આપે એવી
તેને અગત્ય ન હતી; કેમકે માણસમાં શું છે એ તે પોતે જાણતો હતો.

## નીકોદેમસ સાથે વાતચિત

૩ નીકોદેમસ નામે ફરોશીઓમાંનો એક જણ હતો, તે યહુદીઓનો અધિકારી
હતો. ૨ તેણે રાત્રે [ઈસુની] પાસે આવીને તેને કહ્યું, કે રાબ્બી, અમે
જાણીએ છીએ કે તું દેવની પાસેથી આવેલો ઉપદેશક છે; કેમકે જો કોઈ માણસની
સાથે દેવ ન હોય તો જે ચમત્કારો તું કરે છે તે તે કરી નહિ શકે. ૩ ઈસુએ તેને
ઉત્તર આપ્યો, કે હું તને ખચીત ખચીત કહું છું, જો કોઈ માણસ નવો જન્મ પામ્યું
ન હોય, તો તે દેવનું રાજ્ય જોઈ શકતું નથી. ૪ નીકોદેમસ તેને કહે છે, કે માણસ
ઘરડો થઈને જન્મ કેમ પામી શકે? તે શું બીજી વાર પોતાની માના ઉદરમાં પેસીને
જન્મ લઈ શકે છે? ૫ ઈસુએ ઉત્તર આપ્યો, કે હું તને ખચીત ખચીત કહું છું કે
જો કોઈ માણસ પાણીથી તથા આત્માથી જન્મ્યું ન હોય, તો દેવના રાજ્યમાં તે
જઈ શકતું નથી. ૬ જે દેહથી જન્મેલું છે તે દેહ છે; અને જે આત્માથી જન્મેલું છે
તે આત્મા છે. ૭ મેં તને કહ્યું, કે તમારે નવો જન્મ પામવો જોઈએ, એથી આશ્ચર્ય
પામતો ના. ૮ વા જ્યાં ચાહે છે ત્યાં વાય છે, અને તું તેનો અવાજ સાંભળે છે,
પણ તે ક્યાંથી આવે છે, અને ક્યાં જાય છે, એ તું નથી જાણતો; હરેક જે આત્માથી
જન્મેલું છે તે તેના જેવું જ છે. ૯ નીકોદેમસે તેને ઉત્તર આપ્યો, કે એ વાતો કેમ
બની શકે? ૧૦ ઈસુએ તેને કહ્યું, કે તું ઈસ્રાએલનો ઉપદેશક થઈને શું એ વાતો
નથી જાણતો? ૧૧ હું તને ખચીત ખચીત કહું છું, કે અમે જે જાણીયે છીએ તે
કહીએ છીએ, અને જે દીઠું છે તેની શાહેદી પૂરીએ છીએ; પણ તમે અમારી શાહેદી
માનતા નથી. ૧૨ જો મેં તમને પૃથ્વી પરની વાતો કહી, છતાં તમે વિશ્વાસ કરતા
નથી, તો હું તમને આકાશમાંની વાતો કહું તો તમે કેમ વિશ્વાસ કરશો?
૧૩ આકાશમાંથી ઊતરેલો માણસનો દીકરો જે આકાશમાં છે તે વિના આકાશમાં કોઈ
નથી ચઢ્યું. ૧૪ જેમ મુસાએ રાનમાં સર્પને ઊંચો કર્યો, તેમ માણસના દીકરાને

ઊંચો કરાવાની જરૂર છે, ૧૫ એ માટે કે જે કોઈ વિશ્વાસ કરે તે તેનામા અનંત-
જીવન પામે

૧૬ કેમકે દેવે જગત પર એટલી પ્રીતિ કરી કે તેણે પોતાનો એકાકીજનિત દીકરો
આપ્યો, એ સારૂ કે જે કોઈ તેના પર વિશ્વાસ કરે તેનો નાશ ન થાય, પણ તે
અનંતજીવન પામે ૧૭ કેમકે જગતનો ન્યાય કરવા સારૂ નહિ, પણ તેનાથી જગતનુ
તારણ થાય તે માટે દેવે પોતાના દીકરાને જગતમા મોકલ્યો છે ૧૮ તેના પર જે
વિશ્વાસ કરે છે, તે અપરાધી ઠરતો નથી, પણ જે વિશ્વાસ નથી કરતો, તે અપરાધી
ઠરી ચૂક્યો છે, કેમકે દેવના એકાકીજનિત દીકરાના નામ પર તેણે વિશ્વાસ કર્યો
નથી. ૧૯ અપરાધી ઠરાવવાનુ કારણ એ છે, કે જગતમા અજવાળુ આવ્યા છતા
માણસોએ અજવાળાના કરતા અંધારૂં ચાહ્યુ, કેમકે તેઓના કામ ભુંડા હતા ૨૦ કેમકે
જે કોઈ ભૂડું કરે છે તે અજવાળાનો દ્વેષ કરે છે, અને પોતાના કામ ન વખોડાય માટે
અજવાળા પાસે આવતો નથી ૨૧ પણ જે સત્ય કરે છે તે પોતાના કામ દેવથી
કરાયા છે એ પ્રગટ થાય માટે અજવાળા પાસે આવે છે

## પ્રભુ ઈસુ વિષે યોહાન બાપ્તિસ્મા કરનારની બીજી સાક્ષી

૨૨ એ પછી ઈસુ પોતાના શિષ્યો સુદ્ધા યહુદાહ દેશમા આવ્યો, ત્યા તેઓની
સાથે રહીને તે [લોકોને] બાપ્તિસ્મા આપતો હતો ૨૩ યોહાન પણ સાલીમની
પાસેના એનોનમા બાપ્તિસ્મા કરતો હતો, કેમકે ત્યા પાણી ઘણુ હતું, અને લોક
આવીને બાપ્તિસ્મા પામતા હતા ૨૪ કેમકે હજી સુધી યોહાન કેદખાનામા નખાયો
ન હતો ૨૫ તે પ્રસગે યોહાનના શિષ્યોને કોઈ એક યહુદી સાથે શુદ્ધિકરણ વિષે
વાદવિવાદ થયો ૨૬ તેઓએ યોહાનની પાસે આવીને તેને કહ્યુ કે રાબ્બી, જે
તારી સાથે યરદનને પેલે પાર હતો, જેને વિષે તેં શાહેદી પૂરી છે, તે તો બાપ્તિસ્મા
કરે છે અને સઘળા તેની પાસે આવે છે ૨૭ યોહાને ઉત્તર દીધો, કે જો કોઈ
માણસને આકાશથી આપવામા આવ્યુ ન હોય, તો તે કંઈ પામી શકતો નથી ૨૮ તમે
પોતે મારા સાક્ષી છો કે મેં કહ્યુ કે હુ તે ખ્રિસ્ત નથી, પણ તેની આગળ મોકલાએલો
છું ૨૯ જેને કન્યા છે તેજ વરરાજા છે, પણ વરરાજાનો મિત્ર જે ઊભો રહીને તેનુ
સાભળે છે, તે વરરાજાની વાણીથી બહુ આનદ પામે છે, એ માટે મારો એ આનદ
સપૂર્ણ થયો છે ૩૦ તે વધતો જાય, પણ હુ ઘટતો જાઉં, એ અવશ્યનુ છે

૩૧ જે ઉપરથી આવે છે તે સર્વની ઉપર છે, જે પૃથ્વીનો છે તે પૃથ્વીનો જ છે,
અને પૃથ્વીનુ બોલે છે, જે આકાશથી આવે છે તે સર્વની ઉપર છે ૩૨ તેણે જે
દીઠુ અને સાભળ્યુ છે, તેની શાહેદી તે પૂરે છે, પણ તેની શાહેદી કોઈ માનતું નથી.
૩૩ જેણે તેની શાહેદી માની છે, તેણે દેવ ખરો છે, એ વાત પર મહોર કરી છે
૩૪ કેમકે જેને દેવે મોકલ્યો છે તે દેવના વચન બોલે છે, કેમકે [દેવ] માપથી આત્મા
નથી આપતો ૩૫ બાપ દીકરા પર પ્રીતિ કરે છે, અને તેણે સઘળુ તેના હાથમા
સોંપ્યુ છે ૩૬ દીકરા પર જે વિશ્વાસ કરે છે, તેને અનતજીવન છે, પણ દીકરાનુ
જે નથી માનતો, તે જીવન નહિ દેખશે, પણ તેના પર દેવનો કોપ રહે છે

## પ્રભુ ઈસુ અને સમરૂની સ્ત્રી

૪ હવે ફરોશીઓના સાંભળવામાં આવ્યું કે યોહાનના કરતાં ઈસુ ઘણાને શિષ્ય
કરીને તેઓને બાપ્તિસ્મા આપે છે. ૨ (ઈસુ પોતે તો નહિ, પણ તેના શિષ્યો
બાપ્તિસ્મા આપતા હતા), એ પ્રભુએ જાણ્યું, ૩ ત્યારે તે યહુદાહ મુકીને ફરી ગાલીલ-
માં ગયો. ૪ સમરૂનમાં થઈને તેને જવું પડ્યું. ૫ માટે જે ખેતર યાકૂબે પોતાના
દીકરા યુસફને આપ્યું હતું તેની પાસે સમરૂનમાં સૈખાર નામે એક શહેર આગળ તે
આવે છે; ૬ ત્યાં યાકૂબનો કૂવો હતો. માટે ઈસુ ચાલવાથી થાકેલો હોવાથી કૂવા
પર એવો ને એવો જ બેઠો; તે વેળા આશરે બપોર થયા હતા. ૭ એક સમરૂની
સ્ત્રી પાણી ભરવાને આવે છે; ઈસુ તેને કહે છે, કે મને પાણી પા. ૮ (તેના શિષ્યો
ખાવાનું વેચાતું લેવાને શહેરમાં ગયા હતા). ૯ ત્યારે તે સમરૂની સ્ત્રી તેને કહે છે, કે
હું સમરૂની સ્ત્રી છતાં તું યહુદી થઈને મારી પાસે પાણી કેમ માગે છે? (કેમકે સમ-
રૂનીઓ જોડે યહુદીઓ કંઈ પણ વહેવાર રાખતા નથી). ૧૦ ઈસુએ તેને ઉત્તર
આપ્યો, કે દેવના દાનને તથા જે તને કહે છે, કે મને પાણી પા, તે કોણ છે, એ જો
તું જાણતી હોત, તો તું તેની પાસે માગત, અને તે તને જીવતું પાણી આપત. ૧૧ સ્ત્રી
તેને કહે છે, કે પ્રભુ, તારી પાસે [પાણી] કાઢવાનું કંઈ નથી, ને કૂવો ઉંડો છે;
તો તે જીવતું પાણી તારી પાસે ક્યાંથી હોય? ૧૨ અમારા પૂર્વજ યાકૂબે અમને આ
કૂવો આપ્યો, અને પોતે, તેનાં છોકરાંએ તથા ઢોરોએ એમાંનું પીધું, તેના કરતાં શું
તું મોટો છે? ૧૩ ઈસુએ તેને ઉત્તર દીધો, કે જે કોઈ આ પાણી પીએ તેને ફરી
તરસ લાગશે; ૧૪ પણ જે પાણી હું આપીશ, તે જે કોઈ પીએ તેને કદી તરસ
લાગશે નહિ; પણ જે પાણી હુ તેને આપીશ તે તેનામાં પાણીનો ઝરો થશે, તે
અનંતજીવન સુધી ઝર્યા કરશે. ૧૫ સ્ત્રી તેને કહે છે, કે પ્રભુ, તે પાણી મને આપ,
કે મને તરસ ન લાગે અને પાણી ભરવા મારે આટલે દૂર આવવું ન પડે. ૧૬ ઈસુ
તેને કહે છે, કે જા, તારા વરને અહીં તેડી લાવ. ૧૭ સ્ત્રીએ તેને ઉત્તર દીધો, કે
મારે વર નથી. ૧૮ ઈસુ તેને કહે છે, તેં ઠીક કહ્યું, કે મારે વર નથી; કેમકે તને પાંચ
વર હતા, અને હમણાં જે તારી સાથે રહે છે તે તારો વર નથી, એ તેં ખરૂં કહ્યું.
૧૯ સ્ત્રી તેને કહે છે, કે પ્રભુ, તું પ્રબોધક છે એમ મને માલૂમ પડે છે. ૨૦ અમારા
પિતૃઓ આ પહાડ પર ભજન કરતા હતા; પણ તમે કહો છો, કે જે જગાએ ભજન
કરવું જોઈએ તે યરૂશાલેમમાં છે. ૨૧ ઈસુ તેને કહે છે, કે બાઈ, મારૂં માન; એવી
વેળા આવે છે કે જ્યારે તમે આ પહાડ પર અથવા યરૂશાલેમમાં પણ બાપનું ભજન
નહિ કરશો. ૨૨ જેને તમે જાણતા નથી તેને તમે ભજો છો; અમે જેને જાણીએ
છીએ તેને અમે ભજીએ છીએ: કેમકે તારણ યહુદીઓમાંથી છે. ૨૩ પણ એવી વેળા
આવે છે, અને હાલ આવી છે, કે જ્યારે ખરા ભજનારા આત્માથી તથા સત્યતાથી
બાપનું ભજન કરશે: કેમકે એવા ભજનારાઓને બાપ ઇચ્છે છે. ૨૪ દેવ આત્મા
છે; અને જેઓ તેને ભજે છે, તેઓએ આત્માથી તથા સત્યતાથી તેનું ભજન કરવું
જોઈએ. ૨૫ સ્ત્રી તેને કહે છે, કે મસીહ (જે ખ્રિસ્ત કહેવાય છે તે) આવે છે, એ

હુ જાણુ છુ, તે આવશે ત્યારે તે આપણને બધું કહી બતાવશે ૨૬ ઈસુ તેને કહે
છે, કે તારી સાથે જે બોલે છે તે હુ તે છુ

૨૭ એટલામા તેના શિષ્યો આવ્યા, અને સ્ત્રીની સાથે તે વાત કરતો હતો માટે
તેઓ આશ્ચર્ય પામ્યા, તો પણ તું શુ ચાહે છે, અથવા તેની જોડે તું શા વાસ્તે વાત
કરે છે, એમ કોઈએ પુછ્યુ નહિ ૨૮ ત્યારે તે સ્ત્રી પોતાની ગાગર ત્યા મૂકીને શહેર
મા જઈ, અને લોકોને કહે છે, કે ૨૯ આવો, જેટલુ મેં કર્યું તે બધુ જેણે મને કહી
દેખાડ્યુ તે માણસને જુઓ, તેજ ખ્રિસ્ત છે કે શુ? ૩૦ તેઓ શહેરમાથી નીકળીને
તેની પાસે આવવા લાગ્યા ૩૧ તેટલામા શિષ્યોએ તેને વિનતી કરી, કે રાબ્બી,
જમ ૩૨ પણ તેણે તેઓને કહ્યુ, કે મારી પાસે ખાવાનુ અન્ન છે કે જે વિષે તમને
ખબર નથી ૩૩ માટે શિષ્યોએ માહોમાહે કહ્યુ, એને સારૂ શું કોઈ કંઈ ખાવાનુ
લાવ્યું હશે? ૩૪ ઈસુ તેઓને કહે છે, જેણે મને મોકલ્યો છે, તેની ઇચ્છા પૂરી
કરવી અને તેનુ કામ પૂરૂ કરવુ, એ મારૂ અન્ન છે ૩૫ તમે શું નથી કહેતા કે ચાર
મહિના પછી ફસલ આવશે? જુઓ, હુ તમને કહુ છુ કે તમારી આંખો ઉંચી કરીને
ખેતરો જુઓ, કે તેઓ કાપણીને સારૂ પાકી ચૂક્યા છે ૩૬ જે કાપે છે તે મુસારો
પામે છે, અને અનંત જીવનદાયક ફળનો સંગ્રહ કરે છે, જેથી વાવનાર તથા કાપનાર
બન્ને સાથે હર્ષ પામે ૩૭ કેમકે આમા એ કહેવત ખરી પડે છે, કે એક વાવે છે, અને
બીજો કાપે છે ૩૮ જેને માટે તમે મહેનત કરી નથી, તે કાપવાને મેં તમને મોકલ્યા
છે, બીજાઓએ મહેનત કરી છે, અને તેઓની મહેનતમા તમે પેઠા છો

૩૯ જે સ્ત્રીએ શાહેદી આપી, કે જેટલુ મેં કર્યું તે બધુ તેણે મને કહી દેખાડ્યુ,
તેની વાતથી તે શહેરના ઘણા સમરૂનીઓએ તેના પર વિશ્વાસ કર્યો ૪૦ માટે
સમરૂનીઓએ તેની પાસે આવીને તેને વિનતી કરી, કે તું અમારી સાથે રહે, અને
બે દહાડા સુધી તે ત્યા રહ્યા ૪૧ તેની વાતથી બીજા ઘણાએ વિશ્વાસ કર્યો,
૪૨ તેઓએ તે સ્ત્રીને કહ્યુ, કે હવે અમે [એકલા] તારા કહેવાથી વિશ્વાસ નથી કરતા,
કેમકે અમે પોતે સાંભળીને જાણીએ છીએ કે જે જગતનો ત્રાતા તે નિશ્ચે એજ છે

## અમીરના દીકરાનું સાજા કરાવુ

૪૩ એ બે દહાડા પછી તે ત્યાથી નીકળીને ગાલીલમા ગયો ૪૪ કેમકે ઈસુએ
પોતે શાહેદી આપી, કે પ્રબોધકને પોતાના દેશમા કંઈ માન નથી ૪૫ હવે તે
ગાલીલમા આવ્યો, ત્યારે ગાલીલીઓએ તેનો આદરકાર કર્યો, કેમકે જે કામ તેણે
યરૂશાલેમમા પર્વની વેળાએ કર્યા હતા, તે સઘળા તેઓએ દીઠા હતા, કેમકે તેઓ
પણ પર્વમા ગયા હતા

૪૬ ગાલીલના કાનામા જ્યા તેણે પાણીનો દ્રાક્ષારસ બનાવ્યો હતો, ત્યા તે ફરી
આવ્યો ત્યા એક અમીર હતો, તેનો દીકરો કાપરનાહુમમા માંદો હતો ૪૭ તેણે
સાંભળ્યુ કે ઈસુ યહુદાહથી ગાલીલમા આવ્યો છે, ત્યારે તેણે તેની પાસે જઈને તેને
વિનતી કરી કે આવીને મારા દીકરાને સાજો કર, કેમકે તે મરવાની અણી પર હતો
૪૮ ત્યારે ઈસુએ તેને કહ્યુ, કે ચિન્હો તથા ચમત્કાર દીઠા વગર તમે વિશ્વાસ કરવાના

નથી. ૪૯ અમીર તેને કહે છે, કે પ્રભુ, મારા દીકરાના મરવા અગાઉ આવ. ૫૦ ઈસુ
તેને કહે છે, કે ચાલ્યો જા; તારો દીકરો જીવતો રહ્યો છે. જે વાત ઈસુએ તેને કહી,
તે પર વિશ્વાસ કરીને તે માણસ ચાલ્યો ગયો. ૫૧ તે ચાલ્યો જતો હતો, એટલામાં
તેના ચાકરો તેને સામા મળ્યા, તેઓએ તેને કહ્યું, કે તારો દીકરો જીવતો રહ્યો છે.
૫૨ તેણે તેઓને પૂછ્યું, કે કયી ઘડીએ તે સાજો થવા લાગ્યો? ત્યારે તેઓએ તેને
કહ્યું, કે કાલે બપોર પછી એક વાગે તેનો તાવ જતો રહ્યો. ૫૩ એથી બાપે જાણ્યું; કે
જે ઘડીએ ઈસુએ મને કહ્યું હતું, કે તારો દીકરો જીવતો રહ્યો છે તેજ ઘડીએ એ થયું;
અને તેણે પોતે તથા તેના ઘરનાં સઘળાંએ વિશ્વાસ કર્યો. ૫૪ ઈસુએ ફરી યહુદાહથી
ગાલીલમાં આવીને આ બીજો ચમત્કાર કર્યો.

## બેથેસ્દાના કુંડ આગળનો માંદો

૫ એ બીનાઓ બન્યા પછી યહુદીઓનું એક પર્વ હતું; તે વખતે ઈસુ યરૂશાલેમ
ગયો.

૨ હવે યરૂશાલેમમાં મેંઢાભાગળની પાસે એક કુંડ છે, તે હેબ્રી ભાષામાં બેથેસ્દા
કહેવાય છે, તેને [લગતી] પાંચ પરસાળ છે. ૩ તેઓમાં રોગી, આંધળા, લંગડા, સુકાઈ
ગએલાં અંગોવાળા, ઘણા માણસો પડી રહેલા હતા [[તેઓ પાણી હાલવાની વાટ
જોતા હતા. ૪ કેમકે કોઈ કોઇ વેળા એક દૂત તે કુંડમાં ઊતરીને પાણીને હલાવતો હતો;
ત્યારે પાણી હલાવ્યા પછી જે કોઇ પહેલો તેમાં ઊતરતો, તેને જે કંઈ રોગ લાગેલો
હોય તેથી તે નીરોગી થતો.]]. ૫ ત્યાં એક જણ હતો, તે આડત્રીસ વરસથી માંદો
હતો. ૬ તેને પડેલો જોઈને તથા ઘણા કાળથી તે એવોજ છે, એ જાણીને ઈસુ તેને
પુછે છે, કે શું તું સાજો થવા ચાહે છે? ૭ તે માંદાએ તેને ઉત્તર આપ્યો, કે પ્રભુ,
જે વેળા પાણી હાલે છે, તે વેળા મને કુંડમાં ઉતારવાને મારી પાસે કોઇ હોતું નથી;
પણ હું ઊતરવા જાઉં છું, એટલામાં બીજો મારી અગાઉ ઊતરી પડે છે.

૮ ઈસુ તેને કહે છે, કે ઊઠ, તારું બિછાનું ઉચકીને ચાલ. ૯ તરત તે માણસ સાજો
થઈને પોતાનું બિછાનું ઉચકીને ચાલતો થયો.

હવે તે દહાડે વિશ્રામવાર હતો. ૧૦ તે માટે જેને સાજો કરવામાં આવ્યો હતો તેને
યહુદીઓએ કહ્યું, કે આજે વિશ્રામવાર છે, એટલે તારે બિછાનું ઉચકવું ઉચિત નથી.
૧૧ પણ તેણે તેઓને એવો ઉત્તર આપ્યો, કે જેણે મને સાજો કર્યો: તેણે મને કહ્યું, કે
તારું બિછાનું ઉચકીને ચાલ. ૧૨ તેઓએ તેને પૂછ્યું, કે તને જેણે એમ કહ્યું, કે બિછાનું
ઉચકીને ચાલ, તે માણસ કોણ છે? ૧૩ પણ તે કોણ છે, એ પેલો સાજો થએલો
માણસ જાણતો નહોતો; કેમકે તે ઠેકાણે ભીડ હતી, માટે ઈસુ ત્યાંથી ખસી ગયો
હતો. ૧૪ પછી મંદિરમાં તેને મળીને ઈસુએ કહ્યું, કે જો, તું સાજો થયો છે; હવેથી
પાપ ન કર, રખેને તારા પર વિશેષ [વિપત્તિ] આવી પડે. ૧૫ તે માણસે જઈને
યહુદીઓને કહ્યું, કે જેણે મને સાજો કર્યો તે ઈસુ છે. ૧૬ એ કામો ઈસુએ વિશ્રામવારે
કર્યાં હતાં; માટે યહુદીઓ તેની પુઠે લાગ્યા. ૧૭ પણ ઈસુએ તેઓને ઉત્તર દીધો,
કે મારો બાપ અત્યાર. સુધી કામ કરે છે, અને હું પણ કામ કરૂં છું. ૧૮ તે માટે

તેને મારી નાખવાને યહુદીઓએ વિશેષ પ્રયત્ન કર્યો, કેમકે તેણે વિશ્રામવાર ભંગ
કર્યો એટલુ જ નહિ, પણ દેવને પોતાનો બાપ કહીને પોતાને દેવ સમાન કર્યો.

### ઈશ્વર પર આધાર

૧૯ ત્યારે ઈસુએ તેઓને ઉત્તર આપ્યો, કે હુ તમને ખચીત ખચીત કહુ છું, કે
દીકરો બાપને જે કંઈ કરતો જુએ છે તે સિવાય પોતે કંઈ કરી નથી શકતો, કેમકે
તે જે જે કરે છે તે તે દીકરો પણ કરે છે, ૨૦ કેમકે બાપ દીકરા પર પ્રેમ કરે છે,
અને પોતે જે કંઈ કરે છે તે બધુ તે તેને દેખાડે છે, અને તે તેને એ કરતા મોટા
કામ દેખાડશે, એ માટે કે તમે આશ્ચર્ય પામો ૨૧ કેમકે જેમ બાપ મુએલાઓને
ઉઠાડીને તેમને સજીવન કરે છે, તેમજ દીકરો પણ ચાહે તેઓને સજીવન કરે છે
૨૨ કેમકે બાપ કોઈનો ન્યાય ચૂકવતો નથી, પણ ન્યાય ચૂકવવાનુ સઘળુ કામ તેણે
દીકરાને સોપ્યુ છે, ૨૩ કે જેમ બધા બાપને માન આપે છે, તેમ દીકરાને પણ માન
આપે દીકરાને જે માન નથી આપતો, તે તેના મોકલનાર બાપને પણ માન નથી
આપતો ૨૪ હુ તમને ખચીત ખચીત કહુ છું કે જે મારા વચન સાભળે છે, અને
મને મોકલનાર પર વિશ્વાસ કરે છે, તેને અનંતજીવન છે, તે અપરાધી નહિ ઠરશે,
પણ મરણમાથી નીકળીને જીવનમા આવ્યો છે ૨૫ હુ તમને ખચીત ખચીત કહુ છુ,
કે એવી વેળા આવે છે અને હમણા આવી ચૂકી છે, કે જ્યારે મુએલાઓ દેવના
દીકરાની વાણી સાભળશે, અને સાભળનારા જીવતા થશે ૨૬ કેમકે જેમ બાપને
પોતામા જીવન છે, તેમ દીકરાને પણ પોતામા જીવન રાખવાનુ તેણે આપ્યુ
૨૭ ન્યાય ચૂકવવાનો અધિકાર પણ તેણે તેને આપ્યો, કેમકે તે માણસનો દીકરો છે
૨૮ એથી તમે આશ્ચર્ય ન પામો, કેમકે એવી વેળા આવે છે કે જ્યારે જેઓ કબરમા
છે તેઓ સર્વ તેની વાણી સાભળશે, ૨૯ અને જેઓએ સારા કામ કર્યા છે, તેઓ
જીવનનુ ઉત્થાન પામવા સારૂ, અને જેઓએ ભૂંડા કામ કર્યા છે, તેઓ દંડનુ ઉત્થાન
પામવા સારૂ નીકળી આવશે

### પ્રભુ ઈસુ વિષે સાક્ષી

૩૦ હુ મારી મેળે કંઈ કરી શકતો નથી, જે પ્રમાણે હુ સાભળુ છુ, તે પ્રમાણે
ન્યાય ઠરાવુ છું, અને મારો ન્યાય અદલ છે, કેમકે હુ મારી પોતાની ઇચ્છા નહિ,
પણ જેણે મને મોકલ્યો છે, તેની ઇચ્છા પૂરી કરવા ચાહુ છું ૩૧ જો હુ પોતા વિષે
શાહેદી આપુ તો મારી શાહેદી ખરી નથી. ૩૨ મારા વિષે જે શાહેદી આપે છે
તે બીજો છે, અને જે શાહેદી મારા વિષે તે આપે છે, તે ખરી છે, એ હુ જાણુ છું
૩૩ તમે યોહાન પાસે માણસ મોકલ્યા તમને તેણે સત્ય વિષે શાહેદી આપી છે,
૩૪ તો પણ જે શાહેદી હુ સ્વીકારૂ છું તે માણસો તરફથી નથી, પણ તમે તારણ
પામો માટે હુ એ વાતો કહુ છુ ૩૫ તે સળગતો તથા પ્રકાશતો દીવો હતો, તેના
અજવાળામા ઘડીભર આનંદ કરવાને તમે રાજી હતા ૩૬ પણ યોહાનની [શાહેદી]
કરતા મારી પાસે મોટી શાહેદી છે, કેમકે જે કામો બાપે મને પૂરા કરવાને આપ્યા છે,
એટલે જે કામો હુ કરૂ છું તેજ મારે વિષે શાહેદી આપે છે કે બાપે મને મોકલ્યો છે.

૩૭ વળી બાપે મને મોકલ્યો છે, તેણે પણ મારે વિષે શાહેદી આપી છે. તમે
કદી તેની વાણી નથી સાંભળી, અને તેનું રૂપ પણ દીઠું નથી. ૩૮ તેની વાત તમારામાં
રહેલી નથી; કેમકે જેને તેણે મોકલ્યો, તેના પર તમે વિશ્વાસ નથી કરતા. ૩૯ તમે
શાસ્ત્ર તપાસી જુઓ છો, કેમકે તેઓથી તમને અનંતજીવન છે, એમ તમે ધારો
છો; અને મારે વિષે શાહેદી આપનાર તે એજ છે. ૪૦ જીવન પામવા સારૂ
તમે મારી પાસે આવવા ચહાતા નથી. ૪૧ હું માણસો તરફથી મહિમા લેતો નથી.
૪૨ પણ હું જાણું છું કે દેવ પરની પ્રીતિ તમારામાં નથી. ૪૩ હું મારા બાપને નામે
આવ્યો છું, પણ તમે મારો અંગીકાર કરતા નથી; જો કોઈ બીજો પોતાને નામે આવશે,
તો તેનો તમે અંગીકાર કરશો. ૪૪ તમે એકબીજાથી માન પામો છો, પણ જે માન
એકલા દેવથી છે તે તમે શોધતા નથી, તો તમે વિશ્વાસ શી રીતે કરી શકો?
૪૫ હું બાપની આગળ તમારા પર દોષ મૂકીશ, એમ ન ધારો; તમારા પર
દોષ મૂકનાર એક, એટલે મુસા, છે, તેના પર તમે ભરોસો રાખો છો. ૪૬ કેમકે
જો તમે મુસા પર વિશ્વાસ કર્યો હોત, તો તમે મારા પર પણ વિશ્વાસ કરત;
કેમકે તેણે મારે વિષે લખેલું છે. ૪૭ પણ જો તમે તેના લેખો પર વિશ્વાસ નથી
કરતા, તો મારી વાતો પર તમે કેમ વિશ્વાસ કરશો?

## પાંચ હજારને જમાડવું

૬ એ પછી ગાલીલનો સમુદ્ર જે તીબેરીઆસનો [ કહેવાય ] છે, તેને પેલે પર ઈસુ
ગયો. ૨ લોકોનો મોટો સમુદાય તેની પાછળ ગયો; કેમકે તેણે માંદાઓ પર
જે ચમત્કાર કર્યા હતા, તે તેઓએ દીઠા હતા. ૩ ઈસુ પહાડ પર ગયો, અને ત્યાં
તે પોતાના શિષ્યો સાથે બેઠો. ૪ હવે યહુદીઓનું પાસ્ખા પર્વ પાસે આવ્યું હતું.
૫ માટે ઈસુ નજર ઉંચી કરીને પોતાની પાસે મોટો સમુદાય આવતો જોઈને ફિલિપને
પૂછે છે, કે તેમને ખાવાને માટે આપણે રોટલી ક્યાંથી વેચાતી લઈએ? ૬ પણ
તેણે તેને પારખવા સારૂ એ પૂછ્યું; કેમકે તે શું કરવાનો હતો તે તે પોતે જાણતો
હતો. ૭ ફિલિપે તેને ઉત્તર આપ્યો, કે બસો દીનારની રોટલી તેઓને સારૂ બસ
નથી, કે તેઓમાંના દરેકને થોડું થોડું મળે. ૮ તેના શિષ્યોમાંનો એક, એટલે
સીમોન પીતરનો ભાઈ આંદ્રિયા, તેને કહે છે, કે ૯ એક જુવાન અહીં છે, તેની
પાસે જવની પાંચ રોટલી, અને બે માછલી છે; પણ તે આટલાં બધાંને કેમ પહોંચે?
૧૦ ઈસુએ કહ્યું, કે લોકોને બેસાડો. હવે તે ઠેકાણે ઘણું ઘાસ હતું. તેઓ બેસી
ગયા, અને પુરુષોની સંખ્યા આશરે પાંચેક હજારની હતી. ૧૧ ત્યારે ઈસુએ તે
રોટલીઓ લીધી, અને સ્તુતિ કરીને બેઠેલાઓને પીરસી; માછલીઓમાંથી પણ
જેટલું જોઈતું હતું તેટલું એજ રીતે આપ્યું. ૧૨ તેઓ ધરાયા પછી તે પોતાના શિષ્યોને
કહે છે, કે કંઈ નકામું ન જાય માટે છાંડેલા કકડા એકઠા કરો. ૧૩ તે માટે તેઓએ
તે એકઠા કર્યા, અને તે જવની પાંચ રોટલીમાંના જે છાંડેલા કકડા જમનારાઓએ
રહેવા દીધા હતા, તેઓની બાર ટોપલી ભરી. ૧૪ માટે તે લોકોએ ઈસુએ કરેલો
એ ચમત્કાર જોઈને કહ્યું, કે જે પ્રબોધક જગતમાં આવનાર છે, તે નિશ્ચે આજ છે.

## પ્રભુ ઈસુનું એકાંતગમન અને પાણી પર ચાલવું

૧૫ લોક આવીને મને રાજા કરવા સારૂ જબરદસ્તીથી પકડવાના છે, એ જાણીને
ઈસુ બીજી વાર પહાડ પર એકલો ચાલ્યો ગયો.
૧૬ સાંજ પડી ત્યારે તેના શિષ્યો સમુદ્રકાંઠે ગયા. ૧૭ હોડીમાં બેસીને તેઓ
કપરનાહુમ જવાને સમુદ્રને પેલે પાર જતા હતા, તે વખતે અંધારૂં થયું હતું, અને
ઈસુ હજી તેઓની પાસે આવ્યો ન હતો. ૧૮ ભારે વા વાયાથી સમુદ્ર ઉછળતો
હતો. ૧૯ જ્યારે તેઓ હલેસાં મારીને આશરે એકેક ગાઉ ગયા, ત્યારે ઈસુને
સમુદ્ર પર ચાલતો અને હોડીની પાસે આવતો દેખીને તેઓ બીધા. ૨૦ પણ તે
તેઓને કહે છે, કે એ તો હું છું; બીહો મા. ૨૧ ત્યારે ખુશીથી તેઓએ તેને
હોડીમાં લીધો, અને તેઓ જ્યાં જતા હતા તે જગાએ હોડી તરત આવી પહોંચી.

## જીવનની રોટલી

૨૨ બીજે દહાડે જે લોક સમુદ્રને પેલે પાર ઉભા રહ્યા હતા તેઓએ જોયું, કે એક
હોડી વિના બીજી તે ઠેકાણે ન હતી, અને તે હોડી પર ઈસુ પોતાના શિષ્યો સાથે
ચઢ્યો ન હતો, પણ એકલા તેના શિષ્યો ગયા હતા; ૨૩ (તોપણ જ્યાં પ્રભુએ
સ્તુતિ કર્યા પછી તેઓએ રોટલી ખાધી હતી, તે ઠેકાણા પાસેના તીબેરીઅસથી
[બીજી] હોડીઓ આવી). ૨૪ માટે જ્યારે તે લોકોએ જોયું કે ઈસુ તેમજ તેના
શિષ્યો તે ઠેકાણે નથી, ત્યારે તેઓ પોતે હોડીઓમાં બેસીને ઈસુની શોધ કરતા
કરતા કપરનાહુમ આવ્યા. ૨૫ પછી સમુદ્રને પેલે પાર તેઓએ તેને મળીને તેને
પૂછ્યું, કે રાબ્બી, તું ક્યારે અહીં આવ્યો? ૨૬ ઈસુએ તેઓને ઉત્તર આપ્યો,
કે હું તમને ખચીત ખચીત કહું છું, કે તમે ચમત્કાર જોયા તે માટે તમે મને શોધતા
નથી, પણ તમે રોટલી ખાઈને ધરાયા તે માટે [શોધો છો]. ૨૭ જે અન્ન નાશવંત
છે તેને સારૂ નહિ, પણ જે અન્ન અનંતજીવન સુધી ટકે છે, જે માણસનો દીકરો
તમને આપશે, તેને સારૂ મહેનત કરો; કેમકે દેવ બાપે તેના પર મહોર કરી છે.
૨૮ ત્યારે તેઓએ તેને પૂછ્યું, કે અમે દેવનાં કામ કરીએ તે સારૂ અમારે શું કરવું
જોઈએ? ૨૯ ઈસુએ તેઓને ઉત્તર આપ્યો, કે જેને તેણે મોકલ્યો છે તેના પર
તમે વિશ્વાસ કરો, એજ દેવનું કામ છે. ૩૦ માટે તેઓએ તેને કહ્યું, કે તું શો
ચમત્કાર દેખાડે છે કે અમે તે જોઈને તારા પર વિશ્વાસ કરીએ? તું શું કામ કરે છે?
૩૧ અમારા બાપદાદાઓએ તો રાનમાં માન્ના ખાધું; જેમ લખેલું છે, કે તેણે
આકાશમાંથી તેઓને ખાવાને રોટલી આપી. ૩૨ ત્યારે ઈસુએ તેઓને કહ્યું, કે
હું તમને ખચીત ખચીત કહું છું કે તે રોટલી મુસાએ આકાશમાંથી તમને આપી
નથી; પણ આકાશમાંથી જે ખરી રોટલી [આવે] છે, તે મારો બાપ તમને આપે
છે. ૩૩ કેમકે આકાશમાંથી જે ઉતરીને જગતને જીવન આપે છે, તે દેવની રોટલી
છે. ૩૪ ત્યારે તેઓએ તેને કહ્યું, કે પ્રભુ, તે રોટલી સદા અમને આપ. ૩૫ ઈસુએ
તેઓને કહ્યું, કે જીવનની રોટલી હું છું; જે મારી પાસે આવે છે તેને ભૂખ
નહિ જ લાગશે, અને જે મારા પર વિશ્વાસ કરે છે, તેને કદી તરસ નહિ જ લાગશે.

૩૬ પણ મેં તમને કહ્યું, કે તમે મને જોયો છે, તો પણ વિશ્વાસ નથી કરતા. ૩૭ બાપ
મને જે આપે છે તે સઘળું મારી પાસે આવશે; અને જે મારી પાસે આવે છે તેને
હું કાઢી નહિ જ મૂકીશ. ૩૮ કેમકે હું મારી પોતાની ઇચ્છા નહિ, પણ જેણે મને
મોકલ્યો છે તેની ઇચ્છા પૂરી કરવાને આકાશથી ઊતર્યો છું. ૩૯ જેણે મને મોકલ્યો
છે તેની ઇચ્છા એ છે, કે તેણે મને જે આપ્યું છે, તે સર્વમાંથી હું કંઈ ખોઉં નહિ, પણ
છેલ્લે દહાડે તેને પાછું ઉઠાડું. ૪૦ કેમકે મારા બાપની ઇચ્છા એ છે, કે જે કોઈ
દીકરાને જોઈને તેના પર વિશ્વાસ કરશે, તેને અનંતજીવન મળશે; અને છેલ્લે દહાડે
હું તેને પાછો ઉઠાડીશ.

૪૧ એ માટે યહુદીઓએ તેને વિષે કચકચ કરી; કેમકે તેણે કહ્યું હતું, કે
આકાશમાંથી ઊતરેલી રોટલી હું છું. ૪૨ તેઓએ કહ્યું, કે યુસફનો દીકરો, ઈસુ,
જેનાં માબાપને અમે ઓળખીએ છીએ, તે શું એજ નથી? ત્યારે તે હમણાં એમ
કેમ કહે છે, કે આકાશમાંથી હું ઊતર્યો છું? ૪૩ ઈસુએ તેઓને ઉત્તર આપ્યો, કે
તમે માંહોમાંહે કચકચ ન કરો. ૪૪ જે મારા બાપે મને મોકલ્યો છે, તેના ખેંચ્યા
વિના કોઈ માણસ મારી પાસે આવી નથી શકતો; અને છેલ્લે દહાડે હું તેને પાછો
ઉઠાડીશ. ૪૫ પ્રબોધકો[નાં પુસ્તકો]માં એમ લખેલું છે, કે તેઓ સઘળા દેવથી
શીખેલા થશે. જે કોઈ બાપની પાસેથી સાંભળીને શીખ્યો છે, તે મારી પાસે આવે
છે. ૪૬ કેમકે કોઈ માણસે બાપને જોયો નથી; દેવની પાસેથી જે આવ્યો છે,
તેણે જ બાપને જોયો છે. ૪૭ હું તમને ખચીત ખચીત કહું છું, કે જે વિશ્વાસ કરે છે,
તેને અનંતજીવન છે. ૪૮ હું જીવનની રોટલી છું. ૪૯ તમારા બાપદાદાઓએ રાનમાં
માન્ના ખાધું, અને તેઓ મરી ગયા. ૫૦ જે રોટલી આકાશમાંથી ઊતરે છે, તે એજ
છે કે જો કોઈ તે ખાય તો તે મરે નહિ. ૫૧ જે જીવતી રોટલી આકાશમાંથી ઊતરી છે
તે હું છું; જો કોઈ એ રોટલી ખાય, તો તે સદા જીવતો રહેશે; વળી જે રોટલી હું
આપીશ તે મારું માંસ છે, તે જગતના જીવનને સારૂ [હું આપીશ].

૫૨ એ માટે યહુદીઓએ માંહોમાંહે વાદવિવાદ કરતાં કહ્યું, કે એ માણસ પોતાનું
માંસ આપણને ખાવાને શી રીતે આપી શકે? ૫૩ ત્યારે ઈસુએ તેઓને કહ્યું, કે હું
તમને ખચીત ખચીત કહું છું, કે જો તમે માણસના દીકરાનું માંસ ન ખાઓ, અને તેનું
લોહી ન પીઓ, તો તમારામાં જીવન નથી. ૫૪ જે કોઈ મારૂં માંસ ખાય છે અને
મારૂં લોહી પીએ છે, તેને અનંતજીવન છે; અને છેલ્લે દહાડે હું તેને પાછો ઉઠાડીશ.
૫૫ કેમકે મારૂં માંસ ખરેખરૂં ખાવાનું છે, અને મારૂં લોહી ખરેખરૂં પીવાનું છે.
૫૬ જે મારૂં માંસ ખાય છે અને મારૂં લોહી પીએ છે, તે મારામાં રહે છે અને હું
તેનામાં રહું છું. ૫૭ જેમ જીવતા બાપે મને મોકલ્યો છે, અને હું બાપને આશરે જીવું
છું; તેમ જે મને ખાય છે, તે પણ મારે આશરે જીવશે. ૫૮ જે રોટલી આકાશમાંથી
ઊતરી તે એજ છે; જેમ [તમારા] બાપદાદાઓ ખાઈને મરી ગયા તેવી એ નથી;
આ રોટલી જે ખાય છે તે સદા જીવતો રહેશે. ૫૯ તેણે કાપરનાહુમના સભાસ્થાનમાં
બોધ કરતાં એ વાતો કહી.

તે ક્યાં છે? ૧૨ તેને વિષે લોકોમાં ઘણી ચર્ચા ચાલી; કેમકે કેટલાએક કહ્યું, કે તે
ભલો માણસ છે; બીજાઓએ કહ્યું, કે એમ નથી, પણ લોકોને તે ભુલાવે છે. ૧૩ તો
પણ યહુદીઓના ધાકને લીધે તેને વિષે કોઈ ખુલ્લી રીતે બોલ્યું નહિ.

## પ્રભુ ઈસુ ઈશ્વર તરફથી આવ્યા છે એવું તેમનું શિક્ષણ

૧૪ પણ પર્વ અધવાર્યું ત્યારે ઈસુએ મંદિરમાં જઈને બોધ કર્યો. ૧૫ ત્યારે
યહુદીઓએ આશ્ચર્ય પામીને કહ્યું, કે એ માણસ કદી પણ શીખ્યો નથી, તેમ છતાં
તે વિદ્યા ક્યાંથી જાણે છે? ૧૬ માટે ઈસુએ તેઓને ઉત્તર આપ્યો, કે મારો બોધ
તો મારો પોતાનો નથી, પણ જેણે મને મોકલ્યો તેનો છે. ૧૭ જો કોઈ તેની ઇચ્છા
પૂરી કરવા ચાહે, તો આ બોધ વિષે તે સમજશે, કે એ દેવથી છે કે હું પોતાથી
બોલું છું. ૧૮ જે પોતાથી બોલે છે તે પોતાનો મહિમા શોધે છે; પણ જે પોતાના
મોકલનારનો મહિમા શોધે છે તે જ ખરો છે, અને તેનામાં કંઈ અન્યાય નથી. ૧૯ શું
મુસાએ તમને નિયમશાસ્ત્ર આપ્યું નથી? પણ તમારામાંનો કોઈ તે નિયમશાસ્ત્ર
પાળતો નથી. તમે મને મારી નાખવાની કેમ કોશિશ કરો છો? ૨૦ લોકોએ ઉત્તર
આપ્યો, કે તને ભૂત વળગેલું છે; કોણ તને મારી નાખવાની કોશિશ કરે છે?
૨૧ ઈસુએ તેઓને ઉત્તર આપ્યો, કે મેં એક કામ કર્યું, અને તમે સઘળા આશ્ચર્ય
પામ્યા છો. ૨૨ આ કારણથી મુસાએ તમને સુન્નતનો નિયમ આપ્યો છે (તે મુસાથી
છે એમ તો નહિ, પણ બાપદાદાઓથી છે); અને તમે વિશ્રામવારે માણસની સુન્નત
કરો છો. ૨૩ મુસાના નિયમશાસ્ત્રનું ઉલ્લંઘન ન થાય, એટલા સારુ જો કોઈ માણસની
સુન્નત વિશ્રામવારે કરવામાં આવે છે; તો મેં વિશ્રામવારે એક માણસને પૂરો સાજો
કર્યો, તે માટે શું તમે મારા પર ગુસ્સે થયા છો? ૨૪ દેખાવ પ્રમાણે ન્યાય ન ઠરાવો,
પણ યથાર્થ ન્યાય ઠરાવો.

૨૫ ત્યારે યરૂશાલેમમાંના કેટલાએક કહ્યું, કે જેને તેઓ મારી નાખવાની કોશિશ
કરે છે, તે શું એ જ નથી? ૨૬ પણ જુઓ, એ તો પ્રગટ રીતે બોલે છે, અને તેઓ
તેને કંઈ કહેતા નથી! અધિકારીઓ શું ખરેખર જાણતા હશે કે એ ખ્રિસ્ત જ છે?
૨૭ તો પણ અમે એ માણસને જાણીએ છીએ કે તે ક્યાંથી [આવેલો] છે; પણ જ્યારે
ખ્રિસ્ત આવશે ત્યારે કોઈ જાણશે નહિ કે તે ક્યાંથી [આવ્યો] છે. ૨૮ એ માટે
ઈસુએ મંદિરમાં બોધ કરતાં ઘાંટો પાડીને કહ્યું, કે તમે મને જાણો છો, અને હું ક્યાંથી
[આવ્યો] છું તે પણ તમે જાણો છો; અને હું તો મારી મેળે આવ્યો નથી, પણ
જેણે મને મોકલ્યો છે તે સત્ય છે, તેને તમે જાણતા નથી. ૨૯ હું તેને જાણું છું;
કેમકે હું તેની પાસેથી [આવ્યો] છું, અને તેણે મને મોકલ્યો છે. ૩૦ માટે તેઓએ
તેને પકડવાને પ્રયત્ન કર્યો; પણ તેનો સમય હજી આવ્યો ન હતો, માટે કોઈએ તેના
પર હાથ નાખ્યો નહિ. ૩૧ પણ લોકોમાંથી ઘણાએ તેના પર વિશ્વાસ કર્યો; અને
તેઓએ કહ્યું, કે ખ્રિસ્ત આવશે, ત્યારે આ માણસે જે ચમત્કારો કર્યા છે તે કરતાં શું
તે વધારે કરશે? ૩૨ તેને વિષે લોક એવી કચકચ કરતા હતા, એ ફરોશીઓએ
સાંભળ્યું, ત્યારે મુખ્ય યાજકોએ તથા ફરોશીઓએ તેને પકડવાને બાલદાર મોકલ્યા.

## અવિશ્વાસુ શિષ્યો

૬૦ એ માટે તેના શિષ્યોમાના ઘણાએ એ સાભળીને કહ્યુ, કે આ કઠણ વાત છે,
એ કોણ સાભળી શકે? ૬૧ પણ મારા શિષ્યો એ વિષે કચકચ કરે છે એ ઈસુએ
પોતાના મનમા જાણીને તેઓને કહ્યુ, કે શું એ તમને ઠોકર ખવડાવે છે? ૬૨ ત્યારે
માણસનો દીકરો જ્યા પહેલા હતો ત્યા જો તેને પાછો ચડતા તમે દેખો તો કેમ?
૬૩ જે જીવાડે છે તે આત્મા છે, માસથી કંઈ લાભ થતો નથી જે વાતો મે
તમને કહી છે, તે આત્મા તથા જીવન છે ૬૪ પણ તમારામાના કેટલાએક
અવિશ્વાસીઓ છે કેમકે કોણ અવિશ્વાસીઓ છે, અને કોણ તેને પરસ્વાધીન
કરવાનો છે, એ ઈસુ પ્રથમથી જાણતો હતો ૬૫ તેણે કહ્યુ, કે મે એજ કારણથી
તમને કહ્યુ, કે બાપ તરફથી તેને આપવામા આવ્યુ ન હોય તો કોઈ મારી પાસે
આવી શકતો નથી

૬૬ આ સાભળીને તેના શિષ્યોમાના ઘણાક પાછા જઈને ત્યાર પછી તેની સાથે
ચાલ્યા નહિ

## પીતરનો ઇકરાર

૬૭ તે માટે ઈસુએ બાર [શિષ્યો]ને પૂછ્યુ, કે શું તમે પણ જતા રહેવા ચાહો
છો? ૬૮ સીમોન પીતરે તેને ઉત્તર દીધો, કે પ્રભુ, અમે કોની પાસે જઈએ?
અનતજીવનની વાતો તો તારી પાસે છે ૬૯ અમે વિશ્વાસ કર્યો છે અને જાણીએ
છીએ કે દેવનો પવિત્ર તે તુ જ છે ૭૦ ઈસુએ તેઓને ઉત્તર દીધો, કે શું મે તમ
બારને પસદ નહોતા કર્યા? પણ તમારામાનો એક જણ તો શેતાન છે ૭૧ તેણે તો
સીમોનના [દીકરા] યહુદા ઇસકારીઓત વિષે તે કહ્યુ, કેમકે એ, બારમાનો એક
છતા, તેને પરસ્વાધીન કરનાર હતો

## પ્રભુ ઈસુ તથા તેના ભાઈઓ

૭ એ પછી ઈસુ ગાલીલમા ફર્યો, કેમકે યહુદીઓ તેને મારી નાખવા શોધતા હતા,
માટે યહુદાહમા ફરવાને તે ચહાતો નહોતો ૨ હવે યહુદીઓનુ માડવાપર્વ
પાસે આવ્યુ હતુ ૩ માટે તેના ભાઈઓએ તેને કહ્યુ, કે અહીંથી નીકળીને યહુદાહમા
જા, કે તુ જે કામો કરે છે તે તારા શિષ્યો પણ જુએ ૪ કેમકે કોઈ પોતે પ્રસિદ્ધ
થવાને ચહાતો હોવાથી ગુપ્ત રીતે કંઈ કરતો નથી, જો તુ એ કામો કરે છે, તો
જગતની આગળ પોતાને જાહેર કર ૫ કેમકે તેના ભાઈઓએ પણ તેના પર વિશ્વાસ
કર્યો ન હતો ૬ ત્યારે ઈસુ તેઓને કહે છે, કે મારો સમય હજી આવ્યો નથી, પણ
સઘળા સમય તમને સરખા છે ૭ જગત તમારો દ્વેષ કરી નથી શકતુ, પણ મારો
તો તે દ્વેષ કરે છે, કેમકે તે વિષે હુ એવી શાહેદી આપુ છુ કે તેના કામ ભૂડા છે
૮ તમે આ પર્વમા જાઓ, મારો સમય હજી પૂરો થયો નથી, માટે હુ આ પર્વમા
જતો નથી ૯ તે તેઓને એ વાત કહીને ગાલીલમા જ રહ્યો

૧૦ પરંતુ તેના ભાઈઓ પર્વમા ગયા પછી તે પણ પ્રગટરૂપે તો નહિ, પણ જાણે
કે છાની રીતે, ત્યા ગયો ૧૧ ત્યારે યહુદીઓએ પર્વમા તેની શોધ કરતા કહ્યુ, કે

તે ક્યાં છે? ૧૨ તેને વિષે લોકોમાં ઘણી ચર્ચા ચાલી; કેમકે કેટલાએક કહ્યું, કે તે
ભલો માણસ છે; બીજાઓએ કહ્યું, કે એમ નથી, પણ લોકોને તે ભુલાવે છે. ૧૩ તો
પણ યહુદીઓના ધાકને લીધે તેને વિષે કોઈ ખુલ્લી રીતે બોલ્યું નહિ.

## પ્રભુ ઈસુ ઈશ્વર તરફથી આવ્યા છે એવું તેમનું શિક્ષણ

૧૪ પણ પર્વ અધવાર્યું ત્યારે ઈસુએ મંદિરમાં જઈને બોધ કર્યો. ૧૫ ત્યારે
યહુદીઓએ આશ્ચર્ય પામીને કહ્યું, કે એ માણસ કદી પણ શીખ્યો નથી, તેમ છતાં
તે વિદ્યા ક્યાંથી જાણે છે? ૧૬ માટે ઈસુએ તેઓને ઉત્તર આપ્યો, કે મારો બોધ
તો મારો પોતાનો નથી, પણ જેણે મને મોકલ્યો તેનો છે. ૧૭ જો કોઈ તેની ઇચ્છા
પૂરી કરવા ચાહે, તો આ બોધ વિષે તે સમજશે, કે એ દેવથી છે કે હું પોતાથી
બોલું છું. ૧૮ જે પોતાથી બોલે છે તે પોતાનો મહિમા શોધે છે; પણ જે પોતાના
મોકલનારનો મહિમા શોધે છે તે જ ખરો છે, અને તેનામાં કંઈ અન્યાય નથી. ૧૯ શું
મુસાએ તમને નિયમશાસ્ત્ર આપ્યું નથી? પણ તમારામાંનો કોઈ તે નિયમશાસ્ત્ર
પાળતો નથી. તમે મને મારી નાખવાની કેમ કોશિશ કરો છો? ૨૦ લોકોએ ઉત્તર
આપ્યો, કે તને ભૂત વળગેલું છે; કોણ તને મારી નાખવાની કોશિશ કરે છે?
૨૧ ઈસુએ તેઓને ઉત્તર આપ્યો, કે મેં એક કામ કર્યું, અને તમે સઘળા આશ્ચર્ય
પામ્યા છો. ૨૨ આ કારણથી મુસાએ તમને સુન્નતનો નિયમ આપ્યો છે (તે મુસાથી
છે એમ તો નહિ, પણ બાપદાદાઓથી છે); અને તમે વિશ્રામવારે માણસની સુન્નત
કરો છો. ૨૩ મુસાના નિયમશાસ્ત્રનું ઉલ્લંઘન ન થાય, એટલા સારૂ જો કોઈ માણસની
સુન્નત વિશ્રામવારે કરવામાં આવે છે; તો મેં વિશ્રામવારે એક માણસને પૂરો સાજો
કર્યો, તે માટે શું તમે મારા પર ગુસ્સે થયા છો? ૨૪ દેખાવ પ્રમાણે ન્યાય ન ઠરાવો,
પણ યથાર્થ ન્યાય ઠરાવો.

૨૫ ત્યારે યરૂશાલેમમાંના કેટલાએક કહ્યું, કે જેને તેઓ મારી નાખવાની કોશિશ
કરે છે, તે શું એ જ નથી? ૨૬ પણ જુઓ, એ તો પ્રગટ રીતે બોલે છે, અને તેઓ
તેને કંઈ કહેતા નથી! અધિકારીઓ શું ખરેખર જાણતા હશે કે એ ખ્રિસ્ત જ છે?
૨૭ તો પણ અમે એ માણસને જાણીએ છીએ કે તે ક્યાંથી [આવેલો] છે; પણ જ્યારે
ખ્રિસ્ત આવશે ત્યારે કોઈ જાણશે નહિ કે તે ક્યાંથી [આવ્યો] છે. ૨૮ એ માટે
ઈસુએ મંદિરમાં બોધ કરતાં ઘાંટો પાડીને કહ્યું, કે તમે મને જાણો છો, અને હું ક્યાંથી
[આવ્યો] છું તે પણ તમે જાણો છો; અને હું તો મારી મેળે આવ્યો નથી, પણ
જેણે મને મોકલ્યો છે તે સત્ય છે, તેને તમે જાણતા નથી. ૨૯ હું તેને જાણું છું;
કેમકે હું તેની પાસેથી [આવ્યો] છું, અને તેણે મને મોકલ્યો છે. ૩૦ માટે તેઓએ
તેને પકડવાને પ્રયત્ન કર્યો; પણ તેનો સમય હજી આવ્યો ન હતો, માટે કોઈએ તેના
પર હાથ નાખ્યો નહિ. ૩૧ પણ લોકોમાંથી ઘણાએ તેના પર વિશ્વાસ કર્યો; અને
તેઓએ કહ્યું, કે ખ્રિસ્ત આવશે, ત્યારે આ માણસે જે ચમત્કારો કર્યા છે તે કરતાં શું
તે વધારે કરશે? ૩૨ તેને વિષે લોક એવી કચકચ કરતા હતા, એ ફરોશીઓએ
સાંભળ્યું, ત્યારે મુખ્ય યાજકોએ તથા ફરોશીઓએ તેને પકડવાને બાલદાર મોકલ્યા.

૩૩ ત્યારે ઈસુએ કહ્યું, કે હજી થોડી વાર હુ તમારી સાથે છુ, પછી જેણે મને મોકલ્યો
છે તેની પાસે હુ જાઉં છુ ૩૪ તમે મને શોધશો, પણ હુ તમને નહિ જડીશ, અને
જ્યા હુ [જાઉં] છુ ત્યા તમે આવી નથી શકતા ૩૫ ત્યારે યહુદીઓએ માહોમાહે
કહ્યું, કે આ માણસ ક્યા જશે કે આપણને જડશે જ નહિ? શુ હેલેનીઓમા વેરાઈ
ગએલાઓની પાસે જઈને તે હેલેનીઓને બોધ કરશે? ૩૬ તમે મને શોધશો, પણ
હુ તમને નહિ જડીશ, અને જ્યા હુ [જાઉં] છુ, ત્યા તમે આવી નથી શકતા એવી
જે વાત તેણે કહી તે શી છે?

## જીવનુ પાણી

૩૭ હવે પર્વને છેલ્લે તથા મોટે દહાડે ઈસુએ ઊભા રહીને ઘાંટો પાડતા કહ્યું, કે
જો કોઈ તરસ્યો હોય, તો તે મારી પાસે આવીને પીએ ૩૮ શાસ્ત્રના વચન
પ્રમાણે જે કોઈ મારા પર વિશ્વાસ કરે છે, તેના પેટમાથી જીવતા પાણીની નદીઓ
વહેશે ૩૯ પણ તેના પર વિશ્વાસ કરનારાઓને જે આત્મા મળવાનો હતો તે વિષે
તેણે એ કહ્યું, કેમકે ઈસુને હજી મહિમાવાન કરવામા આવ્યો ન હતો માટે પવિત્ર
આત્મા હજી [આપવામા આવ્યો] ન હતો ૪૦ તે માટે લોકોમાથી કેટલાએક એ
વાતો સાભળીને કહ્યું કે [આવનાર] પ્રબોધક ખચીત એજ છે ૪૧ બીજાઓએ કહ્યું,
કે એજ ખ્રિસ્ત છે પણ કેટલાએક કહ્યું, કે શું ગાલીલમાથી ખ્રિસ્ત આવવાનો છે?
૪૨ શું શાસ્ત્રમા એવુ નથી લખેલુ કે દાઊદના વંશમાથી તથા બેથલેહેમ ગામમા
દાઊદ હતો ત્યાથી ખ્રિસ્ત આવવાનો છે? ૪૩ એ માટે તેને વિષે લોકોમા ફૂટ પડી
૪૪ તેઓમાના કેટલાએક તેને પકડવા ચાહ્યું, પણ તેના પર કોઈએ હાથ
નાખ્યો નહિ

૪૫ ત્યારે ભાલદારો મુખ્ય યાજકોની તથા ફરોશીઓની પાસે આવ્યા, તેઓએ
તેઓને પૂછ્યુ, કે તમે તેને કેમ લાવ્યા નહિ? ૪૬ ભાલદારોએ ઉત્તર આપ્યો, કે
એના જેવુ કદી કોઈ માણસ બોલ્યું નથી ૪૭ ત્યારે ફરોશીઓએ તેઓને ઉત્તર
દીધો, કે શું, તમે પણ ભુલાવો ખાધો? ૪૮ અધિકારીઓમાથી અથવા ફરોશી
ઓમાથી શું કોઈએ તેના પર વિશ્વાસ કર્યો છે? ૪૯ પણ આ જે લોક નિયમ
શાસ્ત્ર જાણતા નથી તેઓ શાપિત છે ૫૦ નીકોદેમસ (તેઓમાનો એક, જે અગાઉ
તેની પાસે આવ્યો હતો, તે) તેઓને પૂછે છે, ૫૧ માણસનુ સાભળ્યા અગાઉ,
અને તે જે કરે છે તે જાણ્યા વિના આપણુ નિયમશાસ્ત્ર શું તેનો ન્યાય ઠરાવે છે?
૫૨ તેઓએ તેને ઉત્તર આપ્યો, કે શું તું પણ ગાલીલનો છે? શોધ કરીને જો, કેમકે
કોઈ પ્રબોધક ગાલીલમાથી ઉત્પન્ન થવાનો નથી [૫૩ પછી તેઓ પોતપોતાને
ઘેર ગયા,

## વ્યભિચારમા પકડાએલી સ્ત્રી

૮ પણ ઈસુ જૈતુનના પહાડ પર ગયો ૨ પરોઢિયે તે ફરી મંદિરમા આવ્યો
ત્યારે સઘળા લોક તેની પાસે આવ્યા, અને તેણે બેસીને તેઓને બોધ કર્યો
૩ ત્યારે શાસ્ત્રીઓ તથા ફરોશીઓ વ્યભિચારમા પકડાએલી એક બાયડીને લાવે છે;

અને તેને વચમાં ઊભી રાખીને, ૪ તેઓ તેને કહે છે, કે ગુરુ, આ બાયડી વ્યભિ-
ચાર કરતાં જ પકડાઈ છે. ૫ હવે મુસાએ નિયમશાસ્ત્રમાં આપણને આજ્ઞા આપી
છે, કે એવીઓને પથ્થરે મારવી; તો તું તેને વિષે શું કહે છે? ૬ પણ તેના
પર દોષ મૂકવાનું [કારણ] તેમને મળી આવે માટે તેનું પરીક્ષણ કરતાં તેઓએ
એ કહ્યું. પણ ઈસુએ નીચા વળીને ભોંય પર આંગળીએ લખ્યું. ૭ તેઓએ તેને
પૂછ્યા કર્યું, ત્યારે તેણે ઊભા થઈને તેઓને કહ્યું, કે તમારામાં જે કોઈ પાપ
વગરનો હોય તે પહેલો તેના પર પથ્થર નાખે. ૮ ફરી તેણે નીચા વળીને આંગળી
વડે ભોંય પર લખ્યું. ૯ તેઓ એ સાંભળીને ઘરડાથી માંડીને એક પછી એક નીકળી
ગયા, અને એકલા ઈસુને તથા વચમાં ઊભી રહેલી બાયડીને મૂકી ગયા. ૧૦ ત્યારે
ઈસુ ઊભો થયો, અને તેને પૂછ્યું, કે બાઈ, તેઓ ક્યાં છે? શું કોઈએ તને
દોષિત ઠરાવી નથી? ૧૧ તેણે કહ્યું, કે પ્રભુ, કોઈએ નહિ. ત્યારે ઈસુએ કહ્યું,
કે હું પણ તને દોષિત નથી ઠરાવતો; તું ચાલી જા; હવેથી પાપ કરતી ના.]]

## જગતનું અજવાળું

૧૨ ઈસુએ ફરી તેઓને કહ્યું, કે જગતનું અજવાળું હું છું; જે મારી પાછળ
આવે છે, તે અંધકારમાં નહિ ચાલશે, પણ જીવનનું અજવાળું પામશે. ૧૩ ત્યારે
ફરોશીઓએ તેને કહ્યું, કે તું તારે પોતાને વિષે શાહેદી આપે છે; તારી શાહેદી
ખરી નથી. ૧૪ ઈસુએ તેઓને ઉત્તર આપ્યો, કે જો હું પોતાને વિષે શાહેદી આપું
છું, તોપણ મારી શાહેદી ખરી છે; કેમકે હું ક્યાંથી આવ્યો છું, અને ક્યાં જાઉં છું,
એ હું જાણું છું; પણ તમે નથી જાણતા કે હું ક્યાંથી આવું છું, અથવા ક્યાં જાઉં
છું. ૧૫ તમે દેહ પ્રમાણે ન્યાય ઠરાવો છો; હું કોઈનો ન્યાય ઠરાવતો નથી.
૧૬ વળી જો હું ન્યાય ઠરાવું તો મારો ન્યાય ખરો છે; કેમકે હું એકલો નથી, પણ
હું તથા બાપ જેણે મને મોકલ્યો છે [તે બન્ને છીએ]. ૧૭ વળી તમારા
નિયમશાસ્ત્રમાં પણ લખેલું છે, કે બે માણસની શાહેદી ખરી છે. ૧૮ હું મારે
પોતાને વિષે શાહેદી આપનાર છું, અને બાપ જેણે મને મોકલ્યો છે તે મારે વિષે
શાહેદી આપે છે. ૧૯ ત્યારે તેઓએ તેને પૂછ્યું, કે તારો બાપ ક્યાં છે? ઈસુએ
ઉત્તર આપ્યો, કે તમે મને તેમજ મારા બાપને પણ ઓળખતા નથી; જો તમે મને
ઓળખત, તો તમે મારા બાપને પણ ઓળખત. ૨૦ મંદિરમાં તે બોધ કરતો હતો
ત્યારે તેણે ભંડાર આગળ એ વાતો કહી, પણ કોઈએ તેને પકડ્યો નહિ; કેમકે તેનો
સમય હજી સુધી આવ્યો ન હતો.

## આવનાર નાશ વિષે ચેતવણી

૨૧ તેથી તેણે તેઓને ફરીથી કહ્યું, કે હું જવાનો છું, અને તમે મને શોધશો,
અને તમે તમારા પાપમાં મરશો; જ્યાં હું જવાનો છું, ત્યાં તમે આવી શકતા નથી.
૨૨ તેથી યહુદીઓએ કહ્યું, કે શું તે આપઘાત કરશે? કેમકે તે કહે છે, કે જ્યાં હું
જવાનો છું, ત્યાં તમે આવી શકતા નથી. ૨૩ તેણે તેઓને કહ્યું, કે તમે નીચેના
છો, હું ઉપરનો છું; તમે આ જગતના છો, હું આ જગતનો નથી. ૨૪ એ માટે મેં

તમને કહ્યું, કે તમે તમારાં પાપમાં મરશો; કેમકે હું [તે] છું, એવો જો તમે વિશ્વાસ
નહિ કરો, તો તમે તમારાં પાપમાં મરશો. ૨૫ તે માટે તેઓએ તેને પુછ્યું, કે તું
કોણ છે? ઈસુએ તેઓને કહ્યું, કે પ્રથમથી જે હું કહેતો આવ્યો છું તેજ. ૨૬ મારે
તમારે વિષે કહેવાનું તથા ન્યાય ઠરાવવાનું ઘણું છે; તો પણ જેણે મને મોકલ્યો
છે, તે ખરો છે; અને મેં તેની પાસેથી જે વાતો સાંભળી છે, તે હું જગતને કહું છું.
૨૭ તે અમારી સાથે બાપ વિષે વાત કરે છે, તે તેઓ સમજ્યા નહિ. ૨૮ તે માટે
ઈસુએ કહ્યું, કે જ્યારે તમે માણસના દીકરાને ઊંચો કરશો ત્યારે તમે સમજશો કે હું
[તેજ] છું, અને હું મારી પોતાની મેળે કંઈ કરતો નથી, પણ જેમ બાપે મને શીખવ્યું
છે, તેમ હું એ વાતો કહું છું. ૨૯ વળી જેણે મને મોકલ્યો છે તે મારી સાથે છે; તેણે
મને એકલો મુક્યો નથી; કેમકે જે કામો તેને ગમે છે તે હું નિત્ય કરૂં છું ૩૦ તે એ
વાતો કહેતો હતો, ત્યારે ઘણાએ તેના પર વિશ્વાસ કર્યો.

## યહુદીઓ સાથે વાદવિવાદ

૩૧ તેથી જે યહુદીઓએ તેના પર વિશ્વાસ કર્યો હતો, તેઓને ઈસુએ કહ્યું, કે
જો તમે મારા વચનમાં રહો, તો ખરેખર તમે મારા શિષ્યો છો, ૩૨ અને તમે સત્યને
જાણશો, અને સત્ય તમને મુક્ત કરશે ૩૩ તેઓએ તેને ઉત્તર આપ્યો, કે અમે
ઈબ્રાહીમના વંશજો છીએ, અને હજી કદી કોઈના દાસત્વમાં આવ્યા નથી, તો તું
કેમ કહે છે, કે તમને મુક્ત કરવામાં આવશે? ૩૪ ઈસુએ તેઓને ઉત્તર આપ્યો,
કે હું તમને ખચીત ખચીત કહું છું, કે જે કોઈ પાપ કર્યા કરે છે, તે પાપનો દાસ છે.
૩૫ હવે જે દાસ છે તે હમેશાં ઘરમાં રહેતો નથી, પણ દીકરો હમેશાં રહે છે ૩૬ માટે
જો દીકરો તમને મુક્ત કરે, તો તમે ખરેખર મુક્ત થશો. ૩૭ તમે ઈબ્રાહીમના
વંશજો છો એ હું જાણું છું; પણ મારૂં વચન તમારામાં વૃદ્ધિ પામતું નથી, માટે તમે
મને મારી નાખવાની કોશિશ કરો છો. ૩૮ મેં [મારા] બાપની પાસે જે જોયું છે,
તે હું કહું છું; અને તમે પણ [તમારા] બાપની પાસેથી જે સાંભળ્યું છે, તે તમે કરો
છો ૩૯ તેઓએ ઉત્તર આપ્યો, કે ઈબ્રાહીમ અમારો બાપ છે ઈસુ તેઓને કહે
છે, કે જો તમે ઈબ્રાહીમનાં સંતાન હો, તો ઈબ્રાહીમનાં કામ કરો ૪૦ પણ મને,
એટલે દેવની પાસેથી જે સત્ય મેં સાંભળ્યું તે તમને કહેનાર મનુષ્યને, તમે હમણાં
મારી નાખવાની કોશિશ કરો છો; ઈબ્રાહીમે એવું કર્યું નહોતું ૪૧ તમે તમારા
બાપનાં કામ કરો છો તેઓએ તેને કહ્યું, કે અમે વ્યભિચારથી જન્મ્યા નથી, અમારો
એકજ બાપ છે, એટલે દેવ ૪૨ ઈસુએ તેઓને કહ્યું, જો દેવ તમારો બાપ હોત,
તો તમે મારા પર પ્રેમ રાખત; કેમકે હું દેવમાંથી નીકળીને આવ્યો છું, કેમકે હું મારી
પોતાની મેળે આવ્યો નથી, પણ તેણે મને મોકલ્યો છે ૪૩ મારૂં બોલવું તમે શા
કારણથી સમજતા નથી? મારૂં વચન તમે સાંભળી શકતા નથી તે કારણથી ૪૪ તમે
તમારા બાપ શેતાનના છો, અને તમારા બાપની દુર્વાસના પ્રમાણે તમે કરવા ચાહો
છો. તે પ્રથમથી મનુષ્યઘાતક હતો, અને તેનામાં સત્ય નથી, તેથી તે સત્યમાં
સ્થિર રહ્યો નહિ. જ્યારે તે જૂઠું બોલે છે, ત્યારે તે પોતાથીજ બોલે છે; કેમકે તે

જૂઠો અને જૂઠાનો બાપ છે. ૪૫ પણ હું સત્ય કહું છું, તેથી તમે મારૂં માનતા નથી.
૪૬ તમારામાંનો કોણ મારા પર પાપ સાબિત કરે છે? જો હું સત્ય કહું છું, તો શા
માટે તમે મારૂં માનતા નથી? ૪૭ જે દેવનો છે, તે દેવનાં વચન સાંભળે છે; તમે
દેવના નથી, માટે તમે તે સાંભળતા નથી. ૪૮ યહુદીઓએ તેને ઉત્તર આપ્યો, કે તું
સમરૂની છે, અને તને ભૂત વળગેલું છે, એ અમારૂં કહેવું શું વાજબી નથી? ૪૯ ઈસુએ
ઉત્તર આપ્યો, કે મને ભૂત વળગેલું નથી; પણ હું મારા બાપને માન આપું છું, અને
તમે મારૂં અપમાન કરો છો. ૫૦ પણ હું મારૂં પોતાનું માન શોધતો નથી; શોધનાર
તથા ન્યાય કરનાર એક છે. ૫૧ હું તમને ખચીત ખચીત કહું છું, કે જો કોઈ મારું
વચન પાળે, તો તે કદી મોત દેખશે નહિ, ૫૨ યહુદીઓએ તેને કહ્યું, તને ભૂત
વળગેલું છે, એવી અમને હવે ખાતરી થઈ છે. ઈબ્રાહીમ તેમજ પ્રબોધકો પણ
મરી ગયા છે; પણ તું કહે છે, કે જો કોઈ મારાં વચન પાળે, તો તે કદી મોત પામશે
નહિ. ૫૩ શું તું અમારા પિતા ઈબ્રાહીમ કરતાં મોટો છે? તે તો મરણ પામ્યો છે,
અને પ્રબોધકો પણ મરણ પામ્યા છે; તું કોણ હોવાનો દાવો કરે છે? ૫૪ ઈસુએ
ઉત્તર આપ્યો, કે જો હું પોતાને માન આપું, તો મારૂં માન કંઈ જ નથી; મને માન
આપનાર તો મારો બાપ છે, જેના વિષે તમે કહો છો, કે તે અમારો દેવ છે.
૫૫ વળી તમે તેને ઓળખ્યો નથી; પણ હું તેને ઓળખું છું; જો હું કહું કે હું તેને
નથી ઓળખતો, તો હું તમારા જેવો જૂઠો ઠરૂં; પણ હુ તેને ઓળખું છું, અને તેનું
વચન પાળું છું; ૫૬ તમારો બાપ ઈબ્રાહીમ મારો સમય જોવા[ની આશાથી] હર્ષ
પામ્યો; અને તે જોઈને તેને આનંદ થયો. ૫૭ ત્યારે યહુદીઓએ તેને કહ્યું, કે હજી
તો તું પચાસ વરસનો થયો નથી, અને શું તેં ઈબ્રાહીમને જોયો છે? ૫૮ ઈસુએ તેઓને
કહ્યું, કે હું તમને ખચીત ખચીત કહુ છું, કે ઈબ્રાહીમનો જન્મ થયા પહેલાંનો હું છું.
૫૯ ત્યારે તેઓએ તેને મારવાને પથ્થર હાથમાં લીધા; પણ ઈસુ સંતાઈ જઈને
મંદિરમાંથી બહાર નીકળી ગયો.

## જન્મના આંધળાનું દેખતા કરાવું

૯ તે રસ્તે જતો હતો એવામાં તેણે એક જન્મથી આંધળા માણસને દીઠો.
૨ તેના શિષ્યોએ તેને પુછ્યું, કે રાબ્બી, જે પાપને લીધે એ માણસ આંધળો
જન્મ્યો, તે [પાપ] કોણે કર્યું? એણે કે એનાં માબાપે? ૩ ઈસુએ ઉત્તર આપ્યો, કે
એણે કે એનાં માબાપે પાપ કર્યું, તેથી નહિ; પણ દેવનાં કામ તેનામાં પ્રગટ થાય
માટે [એમ થયું]. ૪ જ્યાં સુધી દહાડો છે, ત્યાં સુધી જેણે મને મોકલ્યો છે તેનાં
કામ આપણે કરવાં જોઈએ: રાત આવે છે, કે જ્યારે કોઈથી કામ કરી શકાતું નથી.
૫ જ્યારે હું જગતમાં છું ત્યારે હું જગતનો પ્રકાશ છું. ૬ એમ કહીને તે ભોંય પર
થૂંક્યો, અને તે થૂંકથી કાદવ બનાવીને, તેણે તે કાદવ તે [આંધળા]ની આંખો પર
ચોપડયો; ૭ અને તેને કહ્યું, કે તું જઈને શીલોઆહ [અર્થાત્ મોકલેલા]ના કુંડમાં
ધો. ત્યારે તે ગયો, અને ધોઈને દેખતો થઈને [ઘેર] આવ્યો. ૮ તે ઉપરથી તેના
પડોશીઓએ તથા જેઓએ તેને અગાઉ ભિખારી જોયો હતો તેઓએ કહ્યું, કે જે

બેસીને ભીખ માગતો હતો, તે શું એજ નથી? ૯ કેટલાએક કહ્યું, કે [હા,] એ
તેજ છે, બીજાઓએ કહ્યું, કે ના, પણ તે તેના જેવો છે; તેણે પોતે કહ્યું, કે હુ
તેજ છુ ૧૦ તેથી તેઓએ તેને પૂછ્યુ, કે ત્યારે તારી આખો શી રીતે ઉઘડી ગઈ?
૧૧ તેણે ઉત્તર આપ્યો, કે જે માણસ ઈસુ કહેવાય છે તેણે કાદવ કર્યો, અને મારી
આખો પર તે ચોપડીને મને કહ્યું, કે તુ શીલોઆહ[ના કુંડ]મા જઈને ધો, માટે હુ
ગયો, અને ધોઈને દેખતો થયો ૧૨ ત્યારે તેઓએ તેને પૂછ્યુ, કે તે ક્યા છે?
તે કહે છે, કે હુ જાણતો નથી

૧૩ જે અગાઉ આધળો હતો, તેને તેઓ ફરોશીઓની પાસે લઈ આવ્યા
૧૪ હવે જે દિવસે ઈસુએ કાદવ કરીને તેની આખો ઉઘાડી હતી, તે દિવસે વિશ્રામવાર
હતો ૧૫ તે માટે ફરોશીઓએ પણ ફરીથી તેને પૂછ્યુ, કે તુ શી રીતે દેખતો થયો?
તેણે તેઓને કહ્યુ, કે તેણે મારી આખો પર કાદવ ચોપડયો, અને હુ ધોઈને દેખતો
થયો છુ ૧૬ તેથી ફરોશીઓમાના કેટલાએક કહ્યુ, કે તે માણસ દેવની પાસેથી
[આવ્યો] નથી, કેમકે તે વિશ્રામવાર પાળતો નથી પણ બીજાઓએ કહ્યુ, કે પાપી
માણસ એવા ચમત્કાર શી રીતે કરી શકે? એમ તેઓમા બે પક્ષ પડ્યા ૧૭ તેથી
તેઓ ફરીથી તે આધળાને પૂછે છે, કે તેણે તારી આખો ઉઘાડી માટે તેને વિષે તુ
શુ કહે છે? ત્યારે તેણે કહ્યુ, કે તે પ્રબોધક છે ૧૮ પણ યહુદીઓએ તે દેખતા
થએલાના માબાપને તેડાવ્યા ત્યા સુધી તે આધળો હતો, અને દેખતો થયો છે એમ
તેઓએ માન્યુ નહિ ૧૯ તેઓએ તેમને પૂછ્યુ, કે શુ એ તમારો દીકરો છે, કે જેને
વિષે તમે કહો છો કે એ જન્મથી આધળો હતો? તો હવે એ શી રીતે દેખતો થયો
છે? ૨૦ તેના માબાપે ઉત્તર આપ્યો, કે એ અમારો દીકરો છે, અને એ જન્મથી
આધળો હતો એ અમે જાણીએ છીએ, ૨૧ પણ હમણા એ શી રીતે દેખતો થયો
છે, તે અમે જાણતા નથી, તેમજ એની આખો કોણે ઉઘાડી તે પણ અમે જાણતા
નથી, એ પુખ્ત ઉમરનો છે, એને પૂછો, એ પોતે કહેશે ૨૨ તેના માબાપ યહુદી
ઓથી બીતા હતા માટે તેઓએ એમ કહ્યુ, કેમકે યહુદીઓએ અગાઉથી એવો ઠરાવ
કર્યો હતો, કે તે ખ્રિસ્ત છે એવુ જો કોઈ કબૂલ કરે, તો તેને સભાસ્થાનમાથી કાઢી
મૂકવો ૨૩ તે માટે તેના માબાપે કહ્યુ હતુ, કે એ પુખ્ત ઉમરનો છે, એને પોતાને
પૂછો ૨૪ તેથી જે આધળો હતો, તે માણસને તેઓએ બીજી વાર બોલાવીને કહ્યુ,
કે દેવની સ્તુતિ કર, અમે જાણીએ છીએ કે એ માણસ તો પાપી છે ૨૫ ત્યારે તેણે
ઉત્તર આપ્યો, કે તે પાપી છે કે નહિ, એ હુ જાણતો નથી, એક વાત હુ જાણુ છુ કે
હુ આધળો હતો અને હવે હુ દેખતો થયો છુ ૨૬ ત્યારે તેઓએ તેને પૂછ્યુ કે તેણે
તને શુ કર્યુ? તારી આખો તેણે શી રીતે ઉઘાડી? ૨૭ તેણે તેઓને ઉત્તર આપ્યો,
કે મે હમણા જ તમને કહ્યુ, પણ તમે સાભળ્યુ નહિ, તમે શા માટે ફરીથી સાભળવા
માગો છો? શુ તમે પણ તેના શિષ્યો થવા ચાહો છો? ૨૮ ત્યારે તેઓએ તેની
નિંદા કરીને કહ્યુ, કે તુ તેનો શિષ્ય છે, પણ અમે તો મુસાના શિષ્યો છીએ ૨૯ દેવ
મુસાની સાથે બોલ્યો, એ અમે જાણીએ છીએ, પણ એ માણસ ક્યાનો છે, તે અમે

જાણતા નથી. ૩૦ તે માણસે ઉત્તર આપ્યો, કે એ તો અજાયબ જેવું છે, કે તેણે
મારી આંખો ઉઘાડી તે છતાં પણ તે ક્યાંનો છે, એ તમે જાણતા નથી. ૩૧ આપણે
જાણીએ છીએ, કે દેવ પાપીઓનું સાંભળતો નથી; પણ જો કોઈ દેવનો ભક્ત હોય,
અને તેની ઇચ્છા પ્રમાણે કરતો હોય, તો તેનું તે સાંભળે છે. ૩૨ જગતના આરંભથી
એવું કદી પણ સાંભળવામાં આવ્યું નથી, કે જન્મથી આંધળા માણસની આંખો
કોઈએ ઉઘાડી હોય. ૩૩ જો એ માણસ દેવની પાસેથી આવ્યો ન હોત, તો તે કંઈ
પણ કરી શકત નહિ. ૩૪ તેઓએ તેને ઉત્તર આપ્યો, કે તું તો તદ્દન પાપોમાં જન્મ્યો
છે, અને શું તું અમને બોધ કરે છે? પછી તેઓએ તેને કાઢી મૂક્યો.

૩૫ તેઓએ તેને કાઢી મૂક્યો છે, એવું ઈસુએ સાંભળ્યું ત્યારે તેણે તેને શોધી
કાઢીને પૂછ્યું, કે શું તું દેવના પુત્ર પર વિશ્વાસ કરે છે? ૩૬ તેણે ઉત્તર આપ્યો,
કે હે પ્રભુ, તે કોણ છે કે હું તેના પર વિશ્વાસ કરું? ૩૭ ઈસુએ તેને કહ્યું, કે તેં તેને
જોયો છે, અને જે તારી સાથે વાત કરે છે તેજ તે છે. ૩૮ તેણે કહ્યું, કે પ્રભુ, હું
વિશ્વાસ કરું છું. પછી તેણે તેનું ભજન કર્યું. ૩૯ ત્યારે ઈસુએ કહ્યું, કે જેઓ દેખતા
નથી તેઓ દેખતા થાય, અને જેઓ દેખતા છે તેઓ આંધળા થાય, માટે ન્યાયને
સારૂ હું આ જગતમાં આવ્યો છું. ૪૦ જે ફરોશીઓ તેની પાસે હતા તેઓએ એ
વાતો સાંભળીને તેને પૂછ્યું, કે તો શું અમે પણ આંધળા છીએ? ૪૧ ઈસુએ તેઓને
કહ્યું, કે જો તમે આંધળા હોત તો તમને પાપ ન લાગત; પણ હવે તમે કહો છો, કે
અમે દેખતા છીએ, માટે તમારૂં પાપ કાયમ રહે છે.

## ઉત્તમ ઘેટાંપાળક

૧૦ હું તમને ખચીત ખચીત કહું છું, કે જે બારણામાંથી ઘેટાંના વાડામાં પેસતો
નથી, પણ બીજે કોઈ રસ્તેથી ચઢે છે, તે ચોર તથા લૂટારો છે. ૨ પણ
બારણામાંથી જે પેસે છે, તે ઘેટાંપાળક છે. ૩ દરવાન તેને સારૂ ઉઘાડે છે; અને
ઘેટાં તેનો સાદ સાંભળે છે; અને તે પોતાનાં ઘેટાંને નામ લઈને બોલાવે છે, અને
તેઓને બહાર દોરીને લઈ જાય છે. ૪ જ્યારે તે પોતાનાં સર્વ ઘેટાંને બહાર કાઢે
છે, ત્યારે તે તેઓની આગળ ચાલે છે, અને ઘેટાં તેની પાછળ પાછળ ચાલે છે; કેમકે
તેઓ તેનો સાદ ઓળખે છે. ૫ પણ અજાણ્યાની પાછળ તેઓ ચાલશે નહિ, પણ તેની
પાસેથી નાસી જશે; કેમકે અજાણ્યાઓનો સાદ તેઓ ઓળખતાં નથી. ૬ ઈસુએ
તેઓને એ દૃષ્ટાંત કહ્યું; પણ જે વાતો તેણે તેઓને કહી તે તેઓ સમજ્યા નહિ.

૭ તેથી ઈસુએ ફરીથી તેઓને કહ્યું, કે હું તમને ખચીત ખચીત કહું છું, કે ઘેટાંનું
બારણું હું છું. ૮ જેટલા મારી અગાઉ આવ્યા તેઓ સર્વે ચોર તથા લૂંટારા છે;
પણ ઘેટાંએ તેઓનું સાંભળ્યું નહિ. ૯ હું બારણું છું; મારા દ્વારા જો કોઈ પેસે, તો
તે ઉદ્ધાર પામશે, અને માંહે આવશે ને બહાર જશે, અને તેને ચરવાનું મળશે.
૧૦ ચોરી કરવા, મારી નાખવા તથા નાશ કરવા સિવાય બીજા કોઈ મતલબથી ચોર
આવતો નથી. તેઓને જીવન મળે, અને તે પુષ્કળ મળે, માટે હું આવ્યો છું. ૧૧ હું
ઉત્તમ ઘેટાંપાળક છું; ઉત્તમ ઘેટાંપાળક ઘેટાંને સારૂ પોતાનો જીવ આપે છે. ૧૨ જે

ચાકર છે અને ઘેટાંપાળક નથી, એટલે જે પોતે ઘેટાંનો ધણી નથી, તે વરુને આવતું
જોઈને ઘેટાંને મૂકીને નાસી જાય છે; પછી વરુ તેઓને પકડીને તેઓને વિખેરી નાખે
છે. ૧૩ [તે નાસી જાય છે,] કેમકે તે ચાકર છે, અને ઘેટાંની તેને કંઈ ચિંતા નથી.
૧૪ હું ઉત્તમ ઘેટાંપાળક છું; અને પોતાનાંને ઓળખું છું, ૧૫ અને જેમ બાપ મને
ઓળખે છે, અને હું બાપને ઓળખું છું તેમ મારાં પોતાનાં મને ઓળખે છે; અને
ઘેટાંને સારુ હું મારો જીવ આપું છું. ૧૬ મારાં બીજાં ઘેટાં પણ છે, તેઓ આ વાડા-
માંનાં નથી; તેઓને પણ મારે લાવવાની જરૂર છે, અને તેઓ મારો સાદ સાંભળશે;
અને એક ટોળું, એક ઘેટાંપાળક થશે. ૧૭ બાપ મારા પર પ્રેમ કરે છે, કારણ કે
હું મારો જીવ આપું છું કે હું તે પાછો લઉં. ૧૮ કોઈ મારી પાસેથી તે લેતો નથી,
પણ હું મારી પોતાની મેળે તે આપું છું; તે આપવાનો મને અધિકાર છે, અને તે
પાછો લેવાનો પણ મને અધિકાર છે; એ આજ્ઞા મારા બાપ તરફથી મને આપવામાં
આવી છે.

૧૯ આ વાતોને લીધે યહૂદીઓમાં ફરીથી પક્ષ પડ્યા. ૨૦ તેઓમાંના ઘણાએ
કહ્યું, કે તેને ભૂત વળગેલું છે, અને તે ઘેલો છે; તમે તેનું કેમ સાંભળો છો?
૨૧ બીજાઓએ કહ્યું, કે ભૂત વળગેલા માણસની એ વાતો નથી. શું ભૂત આંધળાઓની
આંખો ઉઘાડી શકે છે?

## પ્રભુ ઈસુ પ્રતિષ્ઠાપર્વમાં

૨૨ હવે યરુશાલેમમાં પ્રતિષ્ઠાપર્વ હતું; અને તે વખતે શિયાળો હતો. ૨૩ ઈસુ
મંદિરમાં સુલેમાનની પરસાળમાં ફરતો હતો. ૨૪ ત્યારે યહૂદીઓએ તેની આસ-
પાસ ફરી વળીને તેને કહ્યું, તું ક્યાં સુધી અમને સંદેહમાં રાખશે? જો તું ખ્રિસ્ત હોય
તો તે અમને સ્પષ્ટ કહે. ૨૫ ઈસુએ તેઓને ઉત્તર આપ્યો, કે મેં તો તમને કહ્યું,
પણ તમે માનતા નથી; મારા બાપને નામે જે કામો હું કરું છું, તેઓ મારે વિષે સાક્ષી
આપે છે. ૨૬ પણ તમે વિશ્વાસ કરતા નથી, કેમકે તમે મારાં ઘેટાંમાંના નથી.
૨૭ મારાં ઘેટાં મારો સાદ સાંભળે છે, વળી હું તેઓને ઓળખું છું, અને તેઓ મારી
પાછળ ચાલે છે. ૨૮ હું તેઓને અનંતજીવન આપું છું; અને કદી તેઓનો નાશ
થશે નહિ, અને મારા હાથમાંથી કોઈ તેઓને છીનવી લેશે નહિ. ૨૯ મારો બાપ
જેણે મને [તેઓને] આપ્યાં છે, તે સહુથી મોટો છે; અને બાપના હાથમાંથી કોઈ
[તેઓને] છીનવી લેવા સમર્થ નથી. ૩૦ હું તથા બાપ એક છીએ.

## યહૂદીઓની અદાવત

૩૧ [ત્યારે] યહૂદીઓએ તેને મારવાને ફરીથી પથ્થર હાથમાં લીધા. ૩૨ ઈસુએ
તેઓને ઉત્તર આપ્યો, કે મેં બાપ તરફથી તમને ઘણાં સારાં કામો દેખાડ્યાં છે, તેઓ-
માંના ક્યા કામને લીધે તમે મને પથ્થર મારો છો? ૩૩ યહૂદીઓએ તેને ઉત્તર
આપ્યો, કે કોઈ સારા કામને લીધે અમે તને પથ્થર મારતા નથી, પણ દુર્ભાષણને
લીધે; અને તું માણસ છતાં પોતાને દેવ ઠરાવે છે, તેને લીધે. ૩૪ ઈસુએ તેઓને
ઉત્તર આપ્યો, મેં કહ્યું, કે તમે દેવો છો, એમ શું તમારા નિયમશાસ્ત્રમાં લખેલું નથી

૩૫ જેઓની પાસે દેવનું વચન આવ્યું, તેઓને જો તેણે દેવો કહ્યા (અને શાસ્ત્રનો
ભંગ થતો નથી), ૩૬ તો જેને બાપે અભિષિક્ત કરીને જગતમાં મોકલ્યો, તેણે
કહ્યું, કે હું દેવનો દીકરો છું; તો શું તમે તેને એમ કહો છો કે તું દુર્ભાષણ કરે છે?
૩૭ જો હું મારા બાપનાં કામ નથી કરતો, તો મારા પર વિશ્વાસ ન કરો. ૩૮ પણ
જો હું કરૂં છું, તો જો કે તમે મારા પર વિશ્વાસ ન કરો, તોપણ તે કામો પર વિશ્વાસ
કરો; કે જેથી તમે જાણો ને સમજો, કે બાપ મારામાં છે, અને હું બાપમાં છું.
૩૯ [ત્યારે] તેઓએ ફરીથી તેને પકડવાની કોશિશ કરી, પણ તે તેઓના હાથમાંથી
નીકળી ગયો.

૪૦ પછી યરદનને પેલે પાર, જ્યાં પહેલાં યોહાન બાપ્તિસ્મા કરતો હતો, તે
ઠેકાણે તે પાછો ગયો; અને ત્યાં રહ્યો. ૪૧ ઘણા તેની પાસે આવ્યા; તેઓએ કહ્યું,
કે યોહાને કંઈ ચમત્કાર કર્યો ન હતો એ ખરૂં; પણ યોહાને એને વિષે જે જે કહ્યું,
તે બધું ખરૂં હતું. ૪૨ અને ત્યાં ઘણાએ તેના પર વિશ્વાસ કર્યો.

## લાજરસનું મૂએલાંમાંથી સજીવન કરાવું

૧૧ હવે મરિયમ તથા તેની બહેન માર્થાના ગામ બેથાનીઆનો લાજરસ નામે
એક જણ માંદો હતો. ૨ જે મરિયમે પ્રભુને અત્તર ચોળ્યું હતું, અને તેના
[૧] પગ પોતાને ચોટલે લૂછ્યા હતા, તેનો ભાઈ લાજરસ માંદો હતો. ૩ એ માટે
બહેનોએ તેને કહેવડાવી મોકલ્યું, કે પ્રભુ, જેના પર તું પ્રેમ રાખે છે, તે માંદો છે.
૪ પણ ઈસુએ એ સાંભળીને કહ્યું, કે જેથી મરણ થાય એવો આ મંદવાડ નથી; પણ
તે દેવના મહિમાને અર્થે છે કે તેથી દેવના દીકરાનો મહિમા થાય. ૫ હવે માર્થા
તથા તેની બહેન તથા લાજરસ ઉપર ઈસુ પ્રેમ રાખતો હતો. ૬ તે માંદો છે, એવી
તેને ખબર મળી ત્યારે પોતે જ્યાં હતો, તેજ ઠેકાણે તે બે દહાડા રહ્યો. ૭ ત્યાર
પછી તે તેના શિષ્યોને કહે છે, કે ચાલો, આપણે ફરીથી યહુદાહ જઈએ. ૮ શિષ્યો
તેને કહે છે, કે રાબ્બી, હમણાં જ યહુદીઓ તને પથ્થર મારવાની કોશિશ કરતા
હતા; તે છતાં તું ત્યાં પાછો જાય છે? ૯ ઈસુએ ઉત્તર આપ્યો, કે શું દિવસના
બાર કલાક નથી? દિવસે જો કોઈ ચાલે, તો તે આ જગતનો પ્રકાશ દેખે છે, માટે
ઠોકર ખાતો નથી. ૧૦ પણ જો કોઈ રાત્રે ચાલે, તો તેનામાં પ્રકાશ નથી, માટે તે
ઠોકર ખાય છે. ૧૧ તેણે એ વાતો કહી, અને ત્યાર પછી તે તેઓને કહે છે, કે
આપણો મિત્ર લાજરસ ઊંઘી ગયો છે; પણ હું તેને ઊંઘમાંથી જગાડવા સારૂ જવાનો
છું. ૧૨ ત્યારે શિષ્યોએ તેને કહ્યું, કે પ્રભુ, જો તે ઊંઘી ગયો હોય તો તે સાજો
થશે. ૧૩ ઈસુએ તો તેના મરણ વિષે કહ્યું હતું; પણ તેઓને એવું લાગ્યું કે તેણે
ઊંઘમાં વિસામો લેવા વિષે કહ્યું હતું. ૧૪ ત્યારે ઈસુએ તેઓને સ્પષ્ટ કહ્યું, કે
લાજરસ મરી ગયો છે; ૧૫ અને હું ત્યાં નહોતો, માટે તમારી ખાતર હર્ષ પામું છું,
એટલા સારૂ કે તમે વિશ્વાસ કરો; પણ ચાલો, આપણે તેની પાસે જઈએ.
૧૬ ત્યારે થોમા, જે દીદીમસ કહેવાય છે, તેણે પોતાના શિષ્યબંધુઓને કહ્યું, કે
આપણે પણ જઈએ, અને તેની સાથે મરી જઈએ.

૧૭ હવે જ્યારે ઈસુ [ત્યાં] આવ્યો ત્યારે તેને માલૂમ પડ્યું, કે તેને કબરમાં
મૂક્યાને ચાર દહાડા થઈ ગયા છે ૧૮ હવે બેથાનીઆ યરૂશાલેમની નજીક, એટલે
ગાઉએકને છેટે હતું ૧૯ માર્થા તથા મરિયમની પાસે તેમને તેઓના ભાઈ
સંબંધી દિલાસો દેવા સારૂ ઘણાએક યહુદીઓ આવ્યા હતા. ૨૦ ઈસુ આવ્યો છે,
એ સાભળીને માર્થા તેને મળવા ગઈ, પણ મરિયમ ઘરમાં બેસી રહી ૨૧ ત્યારે
માર્થાએ ઈસુને કહ્યું, કે પ્રભુ, જો તું અહીં હોત, તો મારો ભાઈ મરત નહિ ૨૨ અને
હજુ પણ તું દેવ પાસે જે કંઈ માગશે, તે દેવ તને આપશે, એ હું જાણું છું
૨૩ ઈસુ તેને કહે છે, કે તારો ભાઈ પાછો ઊઠશે ૨૪ માર્થા તેને કહે છે, કે
છેલ્લે દહાડે પુનરુત્થાનમાં તે પાછો ઊઠશે, એ હું જાણું છું ૨૫ ઈસુએ તેને કહ્યું,
કે પુનરુત્થાન તથા જીવન હું છું, જે મારા પર વિશ્વાસ કરે છે તે જો કે મરી જાય તો
પણ જીવતો થશે, ૨૬ અને જે કોઈ જીવે છે, અને મારા પર વિશ્વાસ રાખે છે, તે
કદી મરશે નહિ જ, તું શું એવો વિશ્વાસ રાખે છે? ૨૭ તે તેને કહે છે, કે હા,
પ્રભુ, મેં વિશ્વાસ રાખ્યો છે કે તું દેવનો દીકરો, ખ્રિસ્ત, જે જગતમાં આવનાર છે
તેજ છે ૨૮ એમ કહીને તે ચાલી ગઈ, અને પોતાની બહેન મરિયમને છાની રીતે
બોલાવીને કહ્યું, કે ગુરુ આવ્યો છે, અને તને બોલાવે છે ૨૯ એ સાભળીને તે
જલદીથી ઊઠીને તેની પાસે ગઈ ૩૦ (ઈસુ તો હજી ગામમાં આવ્યો નહોતો,
પણ જ્યાં માર્થા તેને મળી હતી તે જગાએ હતો.) ૩૧ ત્યારે જે યહુદીઓ તેની
સાથે ઘરમાં હતા અને તેને દિલાસો આપતા હતા, તેઓએ જોયું કે મરિયમ જલદી
ઊઠીને બહાર ગઈ, ત્યારે તે કબર આગળ વિલાપ કરવાને જાય છે, એવું ધારીને
તેઓ તેની પાછળ ગયા ૩૨ માટે જ્યાં ઈસુ હતો ત્યાં મરિયમે આવીને તેને જોયો,
ત્યારે તેણે તેને પગે લાગીને તેને કહ્યું, કે પ્રભુ, જો તું અહીં હોત, તો મારો ભાઈ
મરત નહિ ૩૩ ત્યારે તેને રડતી જોઈને, તથા જે યહુદીઓ તેની સાથે આવ્યા હતા
તેઓને પણ રડતા જોઈને, ઈસુએ મનમાં નિસાસો મૂક્યો, અને પોતે વ્યાકુળ
થયો ૩૪ તેણે પૂછ્યું, કે તમે તેને ક્યાં મૂક્યો છે? તેઓ તેને કહે છે, કે પ્રભુ,
આવીને જો. ૩૫ ઈસુ રડ્યો ૩૬ [એ જોઈને] યહુદીઓએ કહ્યું, કે જુઓ, તે
તેના પર કેટલો બધો પ્રેમ રાખતો હતો! ૩૭ પણ તેઓમાના કેટલાએકે કહ્યું, કે
જેણે આંધળાની આંખ ઉઘાડી, તેનામાં શું આ માણસ ન મરે એવું પણ કરવાની
શક્તિ ન હતી? ૩૮ તેથી ઈસુ ફરીથી નિસાસો મૂકીને કબર આગળ આવ્યો તે
તો ગુફા હતી અને તેના પર એક પથ્થર મૂક્યો હતો ૩૯ ઈસુ કહે છે કે પથ્થરને
ખસેડો મરનારની બહેન માર્થા તેને કહે છે, કે પ્રભુ, હવે તો તે ગંધાતો હશે,
કેમકે આજ તેને ચાર દહાડા થયા ૪૦ ઈસુ તેને કહે છે, કે જો તું વિશ્વાસ કરશે,
તો તું દેવનો મહિમા જોશે, એવું મેં તને નથી કહ્યું? ૪૧ ત્યારે તેઓએ પથ્થર
ખસેડ્યો અને ઈસુએ આંખો ઊંચી કરીને કહ્યું, કે હે બાપ, તેં મારું સાભળ્યું છે,
માટે હું તારો ઉપકાર માનું છું. ૪૨ અને તું નિત્ય મારું સાભળે છે, એ હું જાણતો
હતો, પણ જે લોક આસપાસ ઊભા રહેલા છે, તેઓ વિશ્વાસ કરે, કે તેં મને

મોકલ્યો છે, માટે તેઓને લીધે મેં એ કહ્યું. ૪૩ એમ બોલ્યા પછી તેણે ઉંચે સ્વરે
પોકાર્યું, કે લાજરસ, બહાર આવ. ૪૪ ત્યારે જે મરી ગએલો હતો તે કફનથી હાથે ને
પગે વીંટાળેલો બહાર આવ્યો; અને તેના મોં પર રૂમાલ બાંધેલો હતો. ઈસુએ
તેઓને કહ્યું, એનાં બંધન છોડી નાખો, અને તેને જવા દો.

૪૫ આથી જે યહુદીઓ મરિયમની પાસે આવ્યા હતા, અને તેણે જે કર્યું તે જોયું
હતું, તેઓમાંના ઘણાએ તેના પર વિશ્વાસ કર્યો. ૪૬ પણ તેઓમાંના કેટલાએક
ફરોશીઓની પાસે ગયા, અને ઈસુએ જે કામ કર્યાં હતાં, તે તેઓને કહી સંભળાવ્યાં.

## પ્રભુ ઈસુને મારી નાખવાનું મુખ્ય યાજકોનું કાવતરું

૪૭ એ માટે મુખ્ય યાજકોએ તથા ફરોશીઓએ સભા બોલાવીને કહ્યું, કે આપણે
શું કરીએ? કેમકે એ માણસ તો ઘણા ચમત્કારો કરે છે. ૪૮ જો આપણે તેને એમ
ને એમજ રહેવા દઈએ, તો સઘળા તેના પર વિશ્વાસ કરશે, અને રૂમીઓ આવીને
આપણું ઠામઠેકાણું તથા પ્રજાપણું લઈ લેશે. ૪૯ પણ તેઓમાંનો એક કાયાફાસ
નામે તે વરસે પ્રમુખ યાજક હતો, તેણે તેઓને કહ્યું, કે તમે કંઈ જ જાણતા નથી,
૫૦ અને સમજતા નથી કે લોકની વતી એક માણસ મરે, ને આખી પ્રજા નાશ ન
પામે, એ તમારે સારૂ લાભકારક છે. ૫૧ (આ તેણે પોતાના તરફથી કહ્યું ન હતું,
પણ તે વરસમાં તે પ્રમુખ યાજક હોવાથી તેણે ભવિષ્ય કહ્યું, કે લોકની વતી ઈસુ
મરશે; ૫૨ અને એકલા આ લોકની વતી નહિ, પણ દેવનાં વિખેરાઈ ગએલાં
છોકરાંઓને પણ તે એકઠાં કરીને એક કરે તે માટે). ૫૩ તેથી તે દહાડાથી માંડીને
તેઓ તેને મારી નાખવાની મસલત કરવા લાગ્યા.

૫૪ તે માટે ત્યાર પછી યહુદીઓમાં ઉઘાડી રીતે ઈસુ ફર્યો નહિ, પણ ત્યાંથી
રાનની પાસેના પ્રાંતના એફ્રાઈમ નામના શહેરમાં ગયો; અને પોતાના શિષ્યો સાથે
ત્યાં રહ્યો. ૫૫ હવે યહુદીઓનું પાસ્ખા પર્વ પાસે આવ્યું હતું; અને પાસ્ખા અગાઉ
પોતાને શુદ્ધ કરવાને માટે ઘણા લોકો બહાર ગામથી યરૂશાલેમ ગયા હતા. ૫૬ તેથી
તેઓએ ઈસુની શોધ કરી, અને મંદિરમાં ઊભા ઊભા માંહોમાંહે પૂછવા લાગ્યા કે
તમને શું લાગે છે? શું પર્વમાં તે આવવાનો નથી? ૫૭ હવે મુખ્ય યાજકોએ તથા
ફરોશીઓએ એવો હુકમ કર્યો હતો, કે તે ક્યાં છે તેની જો કોઈ માણસને ખબર પડે
તો તેણે ખબર આપવી, જેથી તેઓ તેને પકડે.

## બેથાનીઆમાં પ્રભુ ઈસુનો અભિષેક

૧૨ પાસ્ખા પર્વના છ દહાડા અગાઉ ઈસુ બેથાનીઆ આવ્યો; લાજરસ, જેને
ઈસુએ મરી ગએલાઓમાંથી ઉઠાડ્યો હતો, તે ત્યાં હતો. ૨ માટે તેઓએ
તેને સારૂ ત્યાં વાળુ કર્યું; તે વખતે માર્થા સરભરા કરતી હતી; અને તેની સાથે
જેઓ જમવા બેઠા હતા તેઓમાં લાજરસ પણ હતો. ૩ તે વેળા મરિયમે ઘણું
મૂલ્યવાન જટામાંસીનું એક શેર અત્તર લઈને ઈસુને પગે ચોળ્યું, અને પોતાને ચોટલે
તેના પગ લૂછ્યા; અત્તરની સુગંધ આખા ઘરમાં પસરી રહી. ૪ પણ તેના
શિષ્યોમાંનો એક, યહુદા ઈસ્કારીઓત, જે તેને પરસ્વાધીન કરનાર હતો, તે કહે છે, કે

૫એ અત્તર ત્રણસો દીનારે વેચીને [તે પૈસા] ગરીબોને શા માટે આપવામાં
આવ્યા નહિ? ૬હવે ગરીબોને માટે તેને દાઝ હતી એ કારણથી તેણે આમ કહ્યું
નહોતું; પણ તે ચોર હતો, અને થેલી રાખતો હતો, અને તેમાં જે નાખવામાં આવતું
તે તે ચોરી લેતો હતો, તે માટે કહ્યું. ૭ત્યારે ઈસુએ કહ્યું, કે મને દફન કરવાના
દિવસને સારૂ તેને એ રાખવા દે. ૮કેમકે ગરીબો તો સદા તમારી સાથે છે; પણ
હું સદા તમારી સાથે નથી.

૯ત્યારે યહુદીઓમાંના ઘણા લોકોને ખબર પડી કે તે ત્યાં છે, ત્યારે તેઓ
એકલા ઈસુને લીધે નહિ, પણ લાજરસ જેને તેણે મરી ગએલામાંથી ઉઠાડયો હતો,
તેને પણ જોવા સારૂ ત્યાં આવ્યા. ૧૦પણ મુખ્ય યાજકોએ લાજરસને પણ મારી
નાખવાની મસલત કરી; ૧૧કેમકે તેના કારણથી ઘણા યહુદીઓ ચાલ્યા ગયા, અને
ઈસુ પર વિશ્વાસ કર્યો.

## યરૂશાલેમમાં વિજયવંત પ્રવેશ

૧૨બીજે દહાડે પર્વમાં આવેલા ઘણા લોકોએ સાંભળ્યું, કે ઈસુ યરૂશાલેમ આવે
છે; ૧૩ત્યારે ખજૂરીની ડાળીઓ લઈને તેઓ તેને મળવાને બહાર આવ્યા; તેઓએ
પોકારીને કહ્યું, કે હોસાન્ના; પ્રભુને નામે ઈસ્રાએલનો જે રાજા આવે છે, તેને
ધન્ય છે! ૧૪ઈસુને એક ગધેડાનો વછેરો મળી આવ્યો, અને તેના પર તે બેઠો;
જેમ લખેલું છે તેમ, એટલે, કે ૧૫'ઓ સિયોનની દીકરી, બી મા; જો, તારો રાજા
ગધેડાના વછેરા પર બેસીને આવે છે.' ૧૬પ્રથમ તેના શિષ્યો એ વાતો સમજ્યા
ન હતા; પણ ઈસુ મહિમાવાન થયો, ત્યારે તેઓને યાદ આવ્યું, કે તેના સંબંધી
એ વાતો લખેલી છે, અને તેજ પ્રમાણે તેઓએ તેને માટે કર્યું હતું. ૧૭તેણે
લાજરસને કબરમાંથી બોલાવ્યો, અને મરી ગએલાઓમાંથી ઉઠાડયો, તે વખતે જે
લોક તેની સાથે હતા, તેઓએ સાક્ષી આપી. ૧૮તેણે એ ચમત્કાર કર્યો હતો એવું
તેઓએ સાંભળ્યું હતું, તે કારણથી પણ લોકો તેને મળવા ગયા. ૧૯તે માટે
ફરોશીઓએ માહોમાહે કહ્યું, કે જુઓ, તમારૂં તો કંઈ વળતું નથી; જુઓ, આખું
જગત તેની પાછળ ગયું છે.

## ગ્રીક લોકોની માગણી

૨૦હવે જેઓ પર્વમાં ભજન કરવાને આવ્યા હતા, તેઓમાંના કેટલાએક ગ્રીક
લોકો હતા; ૨૧માટે તેઓએ ગાલીલના બેથસૈદાના ફિલિપની પાસે આવીને તેને
વિનંતી કરી, કે સાહેબ, અમે ઈસુના દર્શન કરવા ચાહીએ છીએ. ૨૨ફિલિપ આવીને
આંદ્રિયાને કહે છે; અને આંદ્રિયા તથા ફિલિપ આવીને ઈસુને કહે છે. ૨૩ત્યારે
ઈસુ તેઓને ઉત્તર આપે છે, કે માણસના દીકરાને મહિમાવાન થવાની વેળા આવી
છે. ૨૪હું તમને ખચીત ખચીત કહું છું, જો ઘઉંનો દાણો ભોંયમાં પડીને મરી
નહિ જાય, તો તે એકલો રહે છે; પણ જો તે મરી જાય, તો તે ઘણું ફળ આપે
છે. ૨૫જે કોઈ પોતાના જીવ પર પ્રીતિ રાખે છે, તે તેને ખુએ છે; અને જે
આ જગતમાં પોતાના જીવ પર દ્વેષ કરે છે, તે અનંતજીવનને સારૂ તેને બચાવી

રાખશે. ૨૬ જો કોઈ મારી સેવા કરતો હોય, તો તેણે મારી પાછળ ચાલવું; અને
જ્યાં હું છું, ત્યાં મારો સેવક પણ હશે; જો કોઈ મારી સેવા કરતો હોય,
તો બાપ તેને માન આપશે. ૨૭ હવે મારો જીવ વ્યાકુળ થયો છે; હું શું કહું? હે
બાપ, મને આ ઘડીથી બચાવ. પણ એજ કારણને લીધે તો હું આ ઘડી
સુધી આવ્યો છું. ૨૮ હે બાપ, તારા નામનો મહિમા [પ્રગટ] કર. ત્યારે એવી
આકાશવાણી થઈ, કે મેં તેનો મહિમા [પ્રગટ] કર્યો છે, અને ફરી કરીશ. ૨૯ ત્યારે
જે લોકોએ પાસે ઊભા રહીને તે સાંભળ્યું હતું, તેઓએ કહ્યું, કે ગર્જના થઈ;
બીજાઓએ કહ્યું, કે દૂતે તેની સાથે વાત કરી. ૩૦ ઈસુએ ઉત્તર આપ્યો, કે એ વાણી
મારે સારૂ નહિ, પણ તમારે સારૂ થઈ છે. ૩૧ હવે આ જગતનો ન્યાય કરવામાં
આવે છે; હવે આ જગતના અધિકારીને કાઢી નાખવામાં આવશે. ૩૨ જો મને
પૃથ્વી પરથી ઊંચો કરવામાં આવશે, તો હું સર્વને મારી તરફ ખેંચીશ. ૩૩ પણ
પોતાનું મૃત્યુ શી રીતે થવાનું છે, એ સૂચવીને તેણે આ પ્રમાણે કહ્યું. ૩૪ એ માટે
લોકોએ તેને ઉત્તર આપ્યો, કે ખ્રિસ્ત સદા રહેશે એમ અમે નિયમશાસ્ત્રમાંથી સાંભળ્યું
છે; તો માણસનો દીકરો ઊંચો કરાવો જોઈએ, એમ તું કેમ કહે છે? એ માણસનો
દીકરો કોણ છે? ૩૫ ત્યારે ઈસુએ તેઓને કહ્યું, કે હજી થોડી વાર તમારી પાસે પ્રકાશ
છે; જ્યાં સુધી તમારી પાસે પ્રકાશ છે, ત્યાં સુધી ચાલો, રખેને તમારા પર અંધકાર
આવી પડે; અને અંધકારમાં જે ચાલે છે તે પોતે ક્યાં જાય છે તે તે જાણતો
નથી. ૩૬ જ્યાં સુધી તમારી પાસે પ્રકાશ છે, ત્યાં સુધી પ્રકાશ પર વિશ્વાસ રાખો,
જેથી તમે પ્રકાશના દીકરા થાઓ.

એ વાતો કહીને ઈસુ ચાલ્યો ગયો, અને તેઓનાથી સંતાઈ રહ્યો.

## અવિશ્વાસ, તથા ગુપ્ત શિષ્યો

૩૭ તેણે આટલા બધા ચમત્કારો તેઓના દેખતાં કર્યા હતા, તોપણ તેઓએ તેના
પર વિશ્વાસ કર્યો નહિ. ૩૮ યશાયાહ પ્રબોધકનું વચન પૂરૂં થાય, કે પ્રભુ, અમને
જે કહેવામાં આવ્યું છે તે કોણે માન્યું છે? અને પ્રભુનો ભુજ કોની આગળ પ્રગટ
થએલો છે? યશાયાહ પ્રબોધકનું એ વચન પૂરૂં થાય, ૩૯ માટે તેઓ વિશ્વાસ કરી
શક્યા નહિ. કેમકે યશાયાહે વળી કહ્યું હતું, કે ૪૦ તેઓ આંખોથી ન દેખે, અને
અંત:કરણથી ન સમજે, અને પાછા ન ફરે, અને હું તેઓને સારા ન કરૂં; માટે તેણે
તેઓની આંખો આંધળી કરી છે, અને તેઓનાં મન જડ કર્યાં છે. ૪૧ યશાયાહે
તેનો મહિમા જોયો તે કારણથી તેણે એ વાતો કહી; અને તે તેને વિષે બોલ્યો.
૪૨ તો પણ અધિકારીઓમાંના પણ ઘણાએ તેના પર વિશ્વાસ કર્યો; પણ રખેને
ફરોશીઓ અમને સભાસ્થાનમાંથી કાઢી મૂકે, [એવી બીકથી] તેઓએ તેને કબૂલ ન
કર્યો. ૪૩ કેમકે દેવ તરફથી થતી પ્રશંસા કરતાં તેઓ માણસોના તરફથી થતી
પ્રશંસાને વધારે ચાહતા હતા.

## પ્રભુ ઈસુના જાહેર શિક્ષણનો સાર

૪૪ ત્યારે ઈસુએ પોકારીને કહ્યું, કે મારા પર જે વિશ્વાસ રાખે છે, તે એકલા

મારા પર નહિ, પણ જેણે મને મોકલ્યો છે, તેના પર વિશ્વાસ રાખે છે. ૪૫વળી
જે મને દેખે છે, તે જેણે મને મોકલ્યો છે તેને દેખે છે. ૪૬જે કોઇ મારા પર વિશ્વાસ
રાખે છે તે અંધારામાં ન રહે, માટે જગતમાં હું પ્રકાશરૂપે આવ્યો છું. ૪૭જો કોઈ
મારી વાતો સાંભળ્યા છતાં તેમને પાળતો નથી, તો હું તેનો ન્યાય કરતો નથી; કેમકે
હું જગતનો ન્યાય કરવા માટે નહિ, પણ જગતનો ઉદ્ધાર કરવા માટે આવ્યો છું. ૪૮જે
મારો ઇનકાર કરે છે, અને મારી વાતો માનતો નથી, તેનો ન્યાય કરનાર એક છે;
જે વાત મેં કહી છે, તેજ છેલ્લે દહાડે તેનો ન્યાય કરશે. ૪૯કેમકે મેં મારા પોતાના
તરફથી કહ્યું નથી; પણ મારે શું કહેવું, અને મારે શું બોલવું, એ વિષે જે બાપે મને
મોકલ્યો છે તેણે મને આજ્ઞા આપી છે. ૫૦તેની આજ્ઞા અનંતજીવન છે, એ હું જાણું
છું; તે માટે જે કંઈ હું બોલું છું, તે જેવું બાપે મને કહ્યું છે તેવું જ હું બોલું છું.

## પ્રભુ ઈસુ શિષ્યોના પગ ધુએ છે

૧૩ હવે પાસ્ખા પર્વ અગાઉ પોતાનો આ જગતમાંથી બાપની પાસે જવાનો
સમય આવ્યો છે એ જાણીને ઈસુએ જગતમાંના પોતાના લોક, જેઓના
ઉપર તે પ્રેમ રાખતો હતો, તેઓ પર અંત સુધી પ્રેમ રાખ્યો. ૨હવે શેતાને અગાઉથી
સીમોનના દીકરા યહુદા ઇસ્કારીઓતના મનમાં તેને પરસ્વાધીન કરવાની પ્રેરણા
કરી હતી. તેઓ જમતા હતા તેવામાં, ૩બાપે સઘળાં વાનાં મારા હાથમાં સોંપ્યાં
છે, અને હું દેવની પાસેથી આવ્યો છું, અને દેવની પાસે જાઉં છું, એ જાણીને ૪[ઈસુ]
જમણ પરથી ઊઠે છે, અને પોતાનાં લૂગડાં ઉતારીને તેણે રૂમાલ લીધે, અને તેને
પોતાની કમરે બાંધ્યો. ૫ત્યાર પછી વાસણમાં પાણી રેડીને, શિષ્યોના પગ
ધોવા તથા કમરે બાંધેલા રૂમાલથી તે લૂછવા લાગ્યો. ૬એ પ્રમાણે તે સીમોન
પીતરની પાસે આવે છે. તે તેને કહે છે, કે પ્રભુ, શું તું મારા પગ ધુએ
છે? ૭ઈસુએ ઉત્તર આપ્યો, કે હું જે કરું છું, તે તું હમણાં જાણતો નથી; પણ
હવે પછી તું સમજશે. ૮પીતર તેને કહે છે, કે હું તને કદી મારા પગ ધોવા દઈશ
નહિ. ઈસુએ તેને ઉત્તર આપ્યો, કે જો હું તને ન ધોઉં, તો મારી સાથે તારો કંઈ
લાગભાગ નથી. ૯સીમોન પીતર તેને કહે છે, કે પ્રભુ, એકલા મારા પગ જ નહિ
પણ મારા હાથ તથા માથું પણ ધો. ૧૦ઈસુ તેને કહે છે, કે જે નાહેલો છે, તેના
પગ સિવાય બીજું કંઈ ધોવાની અગત્ય નથી, તે પૂરો શુદ્ધ છે; અને તમે શુદ્ધ છો,
પણ બધા નહિ. ૧૧કેમકે પોતાને પરસ્વાધીન કરનારને તે જાણતો હતો; માટે તેણે
કહ્યું, કે તમે બધા શુદ્ધ નથી.

૧૨એ પ્રમાણે તેઓના પગ ધોઈ રહ્યા પછી તેણે પોતાનાં લૂગડાં પહેર્યાં, અને
ફરીથી બેસીને તેઓને કહ્યું, કે મેં તમને શું કર્યું છે, તે તમે સમજો છો? ૧૩તમે
મને ગુરુ તથા પ્રભુ કહો છો: એ તમે ખરું જ કહો છો; કેમકે હું એજ છું. ૧૪માટે
મેં પ્રભુએ તથા ગુરુએ જો તમારા પગ ધોયા, તો તમારે પણ એકબીજાના પગ
ધોવા જોઈએ. ૧૫કેમકે જેવું મેં તમને કર્યું, તેવું તમે પણ કરો, એ માટે મેં તમને
નમૂનો આપ્યો છે. ૧૬હું તમને ખચીત ખચીત કહું છું, કે ચાકર પોતાના શેઠ કરતાં

મોટો નથી; અને જે મોકલાએલો તે પોતાના મોકલનાર કરતાં મોટો નથી. ૧૭ જો
તમે એ વાતો જાણીને તેઓને પાળો, તો તમને ધન્ય છે. ૧૮ આ હું તમારા સર્વેના
સંબંધમાં નથી કહેતો; જેઓને મેં પસંદ કર્યા છે તેઓને હું ઓળખું છું; પણ જે
મારી [સાથે] રોટલી ખાય છે, તેણે મારી સામે લાત ઉગામી છે, એ [શાસ્ત્ર]લેખ
પૂરો થવા સારૂ [એમ થવું જોઈએ]. ૧૯ જ્યારે એ થાય, ત્યારે તમે વિશ્વાસ કરો,
કે હું તે છું, એ માટે અત્યારથી તે થયાની અગાઉ હું તમને એ કહું છું. ૨૦ હું તમને
ખચીત ખચીત કહું છું, કે જે કોઈને હું મોકલું છું તેનો અંગીકાર જે કરે છે તે મારો
અંગીકાર કરે છે; અને જે મારો અંગીકાર કરે છે તે મારા મોકલનારનો અંગીકાર
કરે છે.

## પ્રભુ ઈસુ યહુદાને દ્રોહી તરીકે ઓળખાવે છે

૨૧ એમ કહ્યા પછી ઈસુ મનમાં વ્યાકુળ થયો; અને ગંભીરતાથી કહ્યું, કે હું તમને
ખચીત ખચીત કહું છું, કે તમારામાંનો એક મને પરસ્વાધીન કરશે. ૨૨ તે કોને
વિષે એમ કહે છે, એ સંબંધી શિષ્યોએ સંદેહમાં પડીને એકબીજા તરફ જોયું.
૨૩ હવે જમતી વેળાએ તેના શિષ્યોમાંનો એક, જેના પર ઈસુ પ્રેમ રાખતો હતો, તે
ઈસુની છાતીને અઢેલીને બેઠેલો હતો. ૨૪ માટે સીમોન પીતર તેને ઈશારો કરીને
કહે છે, કે તે કોને વિષે કહે છે, તે [અમને] કહે. ૨૫ ત્યારે તે જેમ ઈસુની છાતીને
અઢેલીને બેઠો હતો તેમ ને તેમજ તેને પૂછે છે, કે પ્રભુ, તે કોણ છે? ૨૬ માટે
ઈસુ ઉત્તર આપે છે, કે હું કોળિયો બોળીને જેને આપીશ, તેજ તે છે. પછી
કોળિયો બોળીને તે સીમોન ઈસકારીઓતના દીકરા યહુદાને આપે છે. ૨૭ અને
કોળિયો [લીધા] પછી તરત તેનામાં શેતાન પેઠો. માટે ઈસુ તેને કહે છે, કે તું જે
કરવાનો છે, તે જલદી કર. ૨૮ હવે તેણે તેને શા માટે એમ કહ્યું એ જમવા
બેઠેલાઓમાંનો કોઈ સમજ્યો નહિ. ૨૯ કેમકે કેટલાએક ધાર્યું, કે યહુદાની પાસે
થેલી છે તેથી ઈસુએ તેને પર્વને સારૂ આપણને જેની જેની અગત્ય છે તે ખરીદવાને
અથવા ગરીબોને કંઈ આપવાને કહ્યું. ૩૦ ત્યારે કોળિયો લઈને તે તરત બહાર
નીકળ્યો; તે વેળા રાત હતી.

## પ્રેમની નવી આજ્ઞા

૩૧ તેના બહાર ગયા પછી ઈસુ કહે છે, કે હવે માણસનો દીકરો મહિમાવાન
થયો છે, અને તેનામાં દેવ મહિમાવાન થયો છે. ૩૨ દેવ તેને પોતામાં મહિમાવાન
કરશે, અને તેને વહેલો મહિમાવાન કરશે. ૩૩ ઓ નાનાં બાળકો, હવે હું થોડીજ
વાર તમારી સાથે છું; તમે મને શોધશો, અને જેમ મેં યહુદીઓને કહ્યું હતું, કે જ્યાં
હું જાઉં છું ત્યાં તમે આવી શકતા નથી, તેમ હું હમણાં તમને પણ કહું છું. ૩૪ હું
તમને નવી આજ્ઞા આપું છું, કે તમે એકબીજા પર પ્રેમ રાખો; જેવો મેં તમારા પર
પ્રેમ રાખ્યો તેવો તમે પણ એકબીજા પર પ્રેમ રાખો. ૩૫ જો તમે એકબીજા પર પ્રેમ
રાખો, તો તેથી સર્વ માણસો જાણશે કે તમે મારા શિષ્યો છો.

## પીતરના નકાર વિષે આગાહી

૩૬ સીમોન પીતર તેને પૂછે છે, કે પ્રભુ, તું ક્યાં જાય છે? ઈસુએ તેને ઉત્તર
આપ્યો, કે જ્યાં હું જાઉં છું, ત્યાં તું મારી પાછળ હમણાં આવી શકતો નથી; પણ
પછી તું મારી પાછળ આવીશ. ૩૭ પીતર તેને કહે છે, કે પ્રભુ, હું હમણાં જ તારી
પાછળ કેમ આવી નથી શકતો? તારે સારૂ હું મારો જીવ આપીશ. ૩૮ ઈસુ ઉત્તર
આપે છે, કે શું તું મારે સારૂ તારો જીવ આપશે? હું તને ખચીત ખચીત કહું છું, કે
મરઘો બોલ્યા અગાઉ તું ત્રણ વાર મારો નકાર કરશે.

## પિતાની પાસે જવાનો માર્ગ

૧૪ તમારાં હૃદયોને વ્યાકુળ થવા ન દો; તમે દેવ પર વિશ્વાસ રાખો છો, મારા
પર પણ વિશ્વાસ રાખો. ૨ મારા બાપના ઘરમાં રહેવાનાં ઠેકાણાં ઘણાં
છે, નહિ તો હું તમને કહેત; કેમકે હું તમારે માટે જગા તૈયાર કરવાને જાઉં છું
૩ અને જો હું જઈને તમારે માટે જગા તૈયાર કરીશ, તો હું પાછો આવીશ, અને તમને
મારી પાસે લઈ જઈશ; જેથી જ્યાં હું છું ત્યાં તમે પણ [રહો]. ૪ જ્યાં હું જાઉં છું
ત્યાંનો માર્ગ તમે જાણો છો ૫ થોમા તેને કહે છે, કે પ્રભુ, તું ક્યાં જાય છે, તે
અમે જાણતા નથી; ત્યારે અમે માર્ગ કેમ કરીને જાણીએ? ૬ ઈસુ તેને કહે છે, કે
માર્ગ તથા સત્ય તથા જીવન હું છું, મારા આશ્રય વિના બાપની પાસે કોઈ આવતું
નથી. ૭ તમે જો મને ઓળખત તો મારા બાપને પણ ઓળખત; હવેથી તમે તેને
ઓળખો છો અને તેને જોયો છે. ૮ ફિલિપ તેને કહે છે, કે પ્રભુ, અમને બાપ
દેખાડ, એટલે અમારે બસ છે ૯ ઈસુ તેને કહે છે, કે ફિલિપ, આટલી મુદત સુધી
હું તમારી સાથે રહ્યો છું, તોપણ શું તું મને ઓળખતો નથી? જેણે મને જોયો છે
તેણે બાપને જોયો છે; તો તું શા માટે કહે છે, કે અમને બાપ દેખાડ? ૧૦ હું
બાપમાં છું ને બાપ મારામાં છે, એવો વિશ્વાસ તું કરે છે કે નહિ? જે વાતો હું
તમને કહું છું તે હું મારા પોતાના તરફથી નથી કહેતો; પણ બાપ મારામાં રહીને
પોતાનાં કામ કરે છે ૧૧ હું બાપમાં છું, અને બાપ મારામાં છે, એવો વિશ્વાસ
મારા પર રાખો, નહિ તો કામોને લીધે જ મારા પર વિશ્વાસ રાખો. ૧૨ હું તમને
ખચીત ખચીત કહું છું, કે હું જે કામો કરૂં છું તેજ મારા પર વિશ્વાસ રાખનાર પણ
કરશે, અને એના કરતાં પણ મોટાં કામ કરશે; કેમકે હું બાપની પાસે જાઉં છું
૧૩ અને જે કંઈ મારે નામે તમે માગશો, તે હું કરીશ, જેથી બાપ દીકરામાં મહિમાવાન
થાય. ૧૪ જો તમે મારે નામે કંઈ મારી પાસે માગશો, તો તે હું કરીશ.

## પવિત્ર આત્મા વિષે વચન

૧૫ જો તમે મારા પર પ્રેમ રાખો છો, તો મારી આજ્ઞાઓ પાળશો ૧૬ અને
હું બાપને વિનંતી કરીશ, ને તે તમને બીજો સંબોધક તમારી પાસે સદા રહેવા માટે
આપશે, ૧૭ એટલે સત્યનો આત્મા, જેને જગત પામી નથી શકતું; કેમકે તેને
તે જોતું નથી, અને તેને ઓળખતું નથી; [પણ] તમે તેને ઓળખો છો; કેમકે તે
તમારી સાથે રહે છે, અને તમારામાં વાસો કરશે ૧૮ હું તમને અનાથ નહિ મૂકીશ;

હું તમારી પાસે આવીશ. ૧૯ થોડીવાર પછી જગત મને ફરીથી જોશે નહિ, પણ
તમે મને જોશો; હું જીવું છું. માટે તમે પણ જીવશો. ૨૦ તે દહાડે તમે જાણશો,
કે હું મારા બાપમાં છું, અને તમે મારામાં છો, અને હું તમારામાં છું. ૨૧ જેની
પાસે મારી આજ્ઞાઓ છે, અને જે તેઓને પાળે છે, તેજ મારા પર પ્રેમ રાખે છે;
અને જે મારા પર પ્રેમ રાખે છે, તેના પર મારો બાપ પ્રેમ રાખશે, અને હું તેના
પર પ્રેમ રાખીશ, અને તેની આગળ હું પોતાને પ્રગટ કરીશ. ૨૨ યહુદા, જે
ઇસકારીઓત ન હતો, તે તેને પૂછે છે, કે પ્રભુ, તું અમારી આગળ પોતાને પ્રગટ કરશે,
અને જગતની આગળ નહિ, એનું શું કારણ છે? ૨૩ ઈસુએ ઉત્તર આપ્યો, કે જો
કોઈ મારા પર પ્રેમ રાખતો હશે તો તે મારૂં વચન પાળશે; અને મારો બાપ તેના
પર પ્રેમ રાખશે, અને અમે તેની પાસે આવીને તેની સાથે રહીશું. ૨૪ જે મારા
પર પ્રેમ રાખતો નથી તે મારાં વચન પાળતો નથી; અને જે વચન તમે સાંભળો
છો તે મારૂં નથી, પણ બાપ જેણે મને મોકલ્યો છે તેનું છે.

૨૫ હજી હું તમારી સાથે રહું છું તે દરમિયાન મેં તમને એ વચનો કહ્યાં છે.
૨૬ પણ સંબોધક, એટલે પવિત્ર આત્મા, જેને બાપ મારે નામે મોકલી દેશે, તે
તમને બધું શીખવશે, અને મેં જે જે તમને કહ્યું તે બધું તે તમારા સ્મરણમાં
લાવશે. ૨૭ હું તમને શાંતિ આપીને જાઉં છું; મારી શાંતિ હું તમને આપું છું;
જેમ જગત આપે છે તેમ હું તમને આપતો નથી. તમારાં હૃદયોને વ્યાકુળ થવા ન
દો, અને બીવા પણ ન દો. ૨૮ હું જાઉં છું, ને તમારી પાસે [પાછો] આવું છું,
એમ મેં તમને કહ્યું તે તમે સાંભળ્યું છે. જો તમે મારા પર પ્રેમ રાખતા હોત, તો હું
બાપની પાસે જાઉં છું, એથી તમને આનંદ થાત; કેમકે મારા કરતાં બાપ મોટો
છે. ૨૯ જ્યારે એ થાય ત્યારે તમે વિશ્વાસ રાખો માટે તે થયા અગાઉ મેં હમણાંથી
તમને કહ્યું છે. ૩૦ હવેથી તમારી સાથે હું ઘણી વાતો કરીશ નહિ, કેમકે આ
જગતનો અધિકારી આવે છે, અને મારામાં તેનું કંઈ નથી; ૩૧ પણ જગત જાણે
કે હું બાપ પર પ્રેમ રાખું છું, અને બાપે મને આજ્ઞા આપી છે, તેમ હું કરૂં છું
[એ માટે આ થાય છે]. ઉઠો, અહીંથી આપણે જઈએ.

### દ્રાક્ષાવેલો તથા ડાળીઓ

૧૫ હું ખરો દ્રાક્ષાવેલો છું, અને મારો બાપ માળી છે. ૨ મારામાંની હરેક
ડાળી જેને ફળ આવતાં નથી, તેને તે કાપી નાખે છે; અને હરેક [ડાળી]
જેને ફળ આવે છે, તેને વધારે ફળ આવે માટે તે તેને શુદ્ધ કરે છે. ૩ જે વચનો મેં
તમને કહ્યાં છે તે વડે તમે હવે શુદ્ધ થઈ ગયા છો. ૪ તમે મારામાં રહો, ને હું
તમારામાં [રહીશ]. જેમ ડાળી વેલામાં રહ્યા વિના પોતાની મેળે ફળ આપી નથી
શકતી, તેમ તમે પણ મારામાં રહ્યા વિના [ફળ] આપી શકતા નથી. ૫ હું તો
દ્રાક્ષાવેલો છું, ને તમે ડાળીઓ છો; જે મારામાં રહે છે, અને હું તેનામાં, તેજ ઘણાં
ફળ આપે છે; કેમકે મારાથી નિરાળા રહીને તમે કંઈ કરી શકતા નથી. ૬ જો કોઈ
મારામાં રહેતો નથી, તો ડાળીની પેઠે તેને બહાર ફેંકી દેવામાં આવે છે, અને તે

સુકાઈ જાય છે; પછી લોક તેઓને એકઠી કરીને અગ્નિમાં નાખે છે, ને તેઓ બળી
જાય છે. ૭ જો તમે મારામાં રહો, અને મારાં વચન તમારામાં રહે, તો જે કંઈ
તમે ચાહો તે માગો, એટલે તે તમને મળશે. ૮ તમે બહુ ફળ આપો, એમાં મારા
બાપનો મહિમા મળે છે; અને [એથી] તમે મારા શિષ્ય થશો. ૯ જેમ બાપે મારા
પર પ્રેમ રાખ્યો છે, તેમ મેં પણ તમારા પર પ્રેમ રાખ્યો છે; તમે મારા પ્રેમમાં રહો.
૧૦ જેમ હું મારા બાપની આજ્ઞાઓ પાળીને તેના પ્રેમમાં રહું છું, તેમ જો તમે
મારી આજ્ઞાઓ પાળો તો તમે મારા પ્રેમમાં રહેશો. ૧૧ તમારામાં મારો આનંદ
રહે, અને તમારો આનંદ સંપૂર્ણ થાય, એ માટે મેં તમને એ વચનો કહ્યાં છે. ૧૨ મારી
આજ્ઞા એ છે, કે જેમ મેં તમારા પર પ્રેમ રાખ્યો છે, તેમ તમે એકબીજા પર
પ્રેમ રાખો. ૧૩ પોતાના મિત્રોને સારુ જીવ આપવો, તે કરતાં મોટો પ્રેમ કોઈનો
નથી. ૧૪ જે આજ્ઞાઓ હું તમને આપું છું તે જો તમે પાળો તો તમે મારા મિત્ર
છો. ૧૫ હવેથી હું તમને દાસ કહેતો નથી; કેમકે પોતાનો શેઠ જે કરે છે તે દાસ
જાણતો નથી; પણ મેં તમને મિત્ર કહ્યા છે; કેમકે જે વાતો મેં મારા બાપ પાસેથી
સાંભળી હતી તે બધી મેં તમને જણાવી છે. ૧૬ તમે મને પસંદ કર્યો નથી. પણ મેં
તમને પસંદ કર્યા છે, ને તમને નીમ્યા છે, કે તમે જઈને ફળ આપો, અને તમારાં ફળ
કાયમ રહે; જેથી તમે મારે નામે જે કંઈ બાપની પાસે માગો તે તમને તે આપે.

## જગત અને સત્યનો આત્મા

૧૭ તમે એકબીજા પર પ્રેમ રાખો માટે હું તમને એ આજ્ઞાઓ આપું છું. ૧૮ જો
જગત તમારા પર દ્વેષ રાખે છે તો તમારા અગાઉ તેણે મારા પર દ્વેષ રાખ્યો છે,
એ તમે જાણો છો. ૧૯ જો તમે જગતના હોત તો જગત પોતાનાંના ઉપર પ્રેમ
રાખત; પરંતુ તમે જગતના નથી, પણ મેં તમને જગતમાંથી પસંદ કર્યા છે, તે
માટે જગત તમારા પર દ્વેષ રાખે છે. ૨૦ દાસ પોતાના શેઠથી મોટો નથી, એવી
જે વાત મેં તમને કહી તે યાદ રાખો. જો તેઓ મારી પૂઠે પડ્યા, તો તેઓ તમારી
પૂઠે પણ પડશે, જો તેઓએ મારાં વચન પાળ્યાં તો તેઓ તમારાં પણ પાળશે.
૨૧ પણ એ બધું મારા નામની ખાતર તેઓ તમને કરશે, કેમકે તેઓ મારા મોકલનારને
ઓળખતા નથી. ૨૨ જો હું આવ્યો ન હોત, અને તેઓને કહ્યું ન હોત, તો
તેઓને પાપ ન લાગત; પણ હવે તેઓનાં પાપ સંબંધી તેઓને કંઈ બહાનું રહ્યું
નથી. ૨૩ જે મારા પર દ્વેષ રાખે છે, તે મારા બાપ પર પણ દ્વેષ રાખે છે. ૨૪ જે
કામો બીજા કોઈએ કર્યાં નથી, તે જો મેં તેઓ મધ્યે ન કર્યાં હોત, તો તેઓને
પાપ ન લાગત; પણ હવે તેઓએ મને તથા મારા બાપને પણ જોયો છે, અને દ્વેષ
રાખ્યો છે. ૨૫ પણ તેઓના નિયમશાસ્ત્રમાં લખેલું છે, કે તેઓએ વિનાકારણ
મારા પર દ્વેષ રાખ્યો છે, તે પૂર્ણ થવા માટે [એમ થયું]. ૨૬ પણ સંબોધક, એટલે
સત્યનો આત્મા, જે બાપની પાસેથી નીકળે છે, તેને હું બાપની પાસેથી તમારી
પાસે મોકલી દઈશ; તે જ્યારે આવશે, ત્યારે તે મારા સંબંધી સાક્ષી આપશે. ૨૭ અને
તમે પણ સાક્ષી આપશો, કેમકે તમે આરંભથી મારી સાથે છો.

૧૬ કોઈ તમને ઠોકર ખવડાવે નહિ, માટે મેં તમને એ વચનો કહ્યાં છે.
૨ તેઓ તમને સભાસ્થાનોમાંથી કાઢી મૂકશે; હા, એવો સમય આવે છે કે
જે કોઈ તમને મારી નાખે તે દેવની સેવા કરે છે, એમ તેને લાગશે. ૩ તેઓ
બાપને તથા મને ઓળખતા નથી, માટે તેઓ એ કામો કરશે. ૪ પણ જ્યારે
તેમનો સમય આવે ત્યારે તમે યાદ કરો કે મેં તે તમને કહ્યું હતું, માટે એ વચનો
મેં તમને કહ્યાં છે. પહેલાંથી એ વચનો મેં તમને કહ્યાં ન હતાં, કેમકે હું તમારી
સાથે હતો. ૫ પણ હવે હું મારા મોકલનારની પાસે જાઉં છું; અને તું ક્યાં જાય
છે એમ તમારામાંનો કોઈ મને પૂછતો નથી. ૬ પણ મેં તમને એ વચનો કહ્યાં છે,
માટે તમારાં મન શોકથી ભરપૂર છે. ૭ તો પણ હું તમને સત્ય કહું છું; મારું જવું
તમને લાભકારક છે; કેમકે જો હું નહિ જાઉં, તો સંબોધક તમારી પાસે આવશે
નહિ; પણ જો હું જાઉં, તો હું તેને તમારી પાસે મોકલી દઈશ. ૮ જ્યારે તે
આવશે ત્યારે તે પાપ વિષે, ન્યાયીપણા વિષે તથા ન્યાય ચૂકવવા વિષે, જગતને
ખાતરી કરી આપશે; ૯ પાપ વિષે, કેમકે તેઓ મારા પર વિશ્વાસ કરતા નથી;
૧૦ ન્યાયીપણા વિષે, કેમકે હું બાપની પાસે જાઉં છું, અને તમે હવેથી મને જોશો
નહિ; ૧૧ ન્યાય ચૂકવવા વિષે, કેમકે આ જગતના અધિકારીનો ન્યાય ચૂકવવામાં
આવ્યો છે. ૧૨ હજી મારે તમને ઘણી વાતો કહેવાની છે, પણ હમણાં તે તમે
ખમી શકતા નથી. ૧૩ તોપણ જે સત્યનો આત્મા, તે જ્યારે આવશે, ત્યારે તે
તમને સર્વ સત્યમાં દોરી જશે; કેમકે તે પોતાના તરફથી બોલશે નહિ; પણ જે
કંઈ તે સાંભળશે તેજ તે બોલશે; અને જે જે થનાર છે તે તમને કહી દેખાડશે.
૧૪ તે મને મહિમાવાન કરશે, કેમકે મારું જે છે તેમાંનું લઈને તે તમને કહી
દેખાડશે. ૧૫ જે બાપનાં છે, તે સર્વ મારાં છે; અને તેટલા માટે મેં કહ્યું, કે મારું
જે છે તેમાંનું લઈને તે તમને કહી દેખાડશે.

## વિદાયગીરીનાં વચનો

૧૬ થોડી વાર પછી તમે મને જોશો નહિ; અને ફરી થોડી વાર પછી તમે મને
જોશો. ૧૭ એથી તેના શિષ્યોમાંના કેટલાએક માંહોમાંહે કહ્યું, થોડી વાર પછી તમે
મને જોશો નહિ, અને ફરી થોડી વાર પછી તમે મને જોશો; કેમકે હું બાપની પાસે
જાઉં છું; એવું તે આપણને કહે છે તે શું હશે? ૧૮ તેથી તેઓએ કહ્યું, કે થોડી
વાર પછી, એમ તે કહે છે તે શું છે? તે શું કહે છે એ આપણે સમજતા નથી.
૧૯ તેઓ મને પૂછવા ચાહે છે, એ ઈસુએ જાણ્યું, તેથી તેણે તેઓને કહ્યું, કે થોડી વાર
પછી તમે મને જોશો નહિ, અને ફરી થોડી વાર પછી તમે મને જોશો, એ જે મેં
કહ્યું, તે વિષે તમે માંહોમાંહે પૂછો છો? ૨૦ હું તમને ખચીત ખચીત કહું છું, કે
તમે રડશો ને શોક કરશો પણ જગત આનંદ પામશે; તમે દિલગીર થશો, પણ
તમારી દિલગીરી આનંદરૂપ થઈ જશે. ૨૧ જ્યારે સ્ત્રી પ્રસવવેદનામાં હોય છે
ત્યારે તેને શોક થાય છે, કેમકે તેનો વખત આવ્યો છે; પણ બાળકનો જન્મ થયા
પછી, જગતમાં એક માણસ જન્મ્યું છે તેના આનંદથી તે દુઃખ તેને ફરીથી યાદ

આવતું નથી ૨૨ તેમ હમણાં તો તમને દિલગીરી થાય છે ખરી, પણ હું ફરીથી
તમને મળીશ ત્યારે તમે તમારા મનમા આનંદ પામશો, અને તમારો આનંદ
તમારી પાસેથી કોઈ લઈ લેનાર નથી ૨૩ તે દહાડે તમે મને કંઈ પૂછશો નહિ
હું તમને ખચીત ખચીત કહુ છું, કે જો તમે બાપ પાસે કંઈ માગશો તો તે તમને
મારે નામે તે આપશે ૨૪ હજી સુધી મારે નામે તમે કંઈ માગ્યુ નથી, તમારો
આનંદ સંપૂર્ણ થાય માટે માગો, ને તમને મળશે

૨૫ એ વચનો મેં તમને દૃષ્ટાંતોમા કહ્યાં છે, એવો સમય આવે છે કે જ્યારે
દૃષ્ટાંતોમા હુ તમારી સાથે બોલીશ નહિ, પણ હુ તમને બાપ સંબંધી સ્પષ્ટ રીતે કહી
દેખાડીશ ૨૬ તે દહાડે મારે નામે તમે માગશો, અને હુ તમને એમ નથી કહેતો
કે હુ તમારે સારૂ બાપને વિનતી કરીશ; ૨૭ કેમકે બાપ પોતે તમારા પર પ્રેમ
રાખે છે, કેમકે તમે મારા પર પ્રેમ રાખ્યો છે, અને હુ દેવની પાસેથી આવ્યો છુ,
એવો વિશ્વાસ પણ તમે કર્યો છે ૨૮ હુ બાપ પાસેથી નીકળીને જગતમા આવ્યો
છું, વળી હુ જગતને છોડીને બાપની પાસે જાઉં છુ ૨૯ તેના શિષ્યો કહે છે,
કે જો, તું હવે સ્પષ્ટ રીતે બોલે છે, અને કંઇ દૃષ્ટાંત કહેતો નથી ૩૦ હવે અમે
જાણીએ છીએ કે તું સઘળી વાતો જાણે છે, ને કોઈ માણસ તને પૂછે એવી તને
અગત્ય નથી, એ ઉપરથી અમે વિશ્વાસ કરીએ છીએ કે તું દેવ પાસેથી આવ્યો છે
૩૧ ઈસુએ તેઓને ઉત્તર આપ્યો, કે તમે શું હવે વિશ્વાસ કરો છો? ૩૨ જુઓ,
એવી ઘડી આવે છે, હા, હમણા આવી છે કે જ્યારે તમે દરેક માણસ પોતપોતાનાની
તરફ વિખેરાઈ જશો, અને મને એકલો મૂકશો, તો પણ હુ એકલો નથી, કેમકે
બાપ મારી સાથે છે ૩૩ મારામા તમને શાંતિ મળે માટે મેં તમને એ વચનો કહ્યા
છે, જગતમા તમને સંકટ છે, પણ હિંમત રાખો, જગતને મેં જીત્યુ છે

## પ્રભુ ઈસુએ કરેલી પ્રાર્થના

૧૭ એ વાતો કહી રહ્યા પછી ઈસુએ આકાશ તરફ નજર ઊંચી કરીને કહ્યું, કે
હે બાપ, સમય આવ્યો છે, તું તારા દીકરાને મહિમાવાન કર, કે દીકરો
તને મહિમાવાન કરે ૨ કારણ કે તેં સર્વ માણસો પર તેને અધિકાર આપ્યો છે,
કે જેઓને તેં તેને આપ્યા છે તે સર્વેને તે અનંતજીવન આપે ૩ અને અનંતજીવન
એ છે કે તેઓ તને એકલા ખરા દેવને તથા ઈસુ ખ્રિસ્ત જેને તેં મોકલ્યો છે તેને
ઓળખે ૪ જે કામ કરવાનુ તેં મને સોંપ્યુ છે તે પૂરૂં કરીને મેં તને પૃથ્વી પર
મહિમાવાન કર્યો છે ૫ અને હવે, હે બાપ, જગત ઉત્પન્ન થયા અગાઉ તારી સાથે
જે મહિમા હુ ભોગવતો હતો તે વડે હુ હમણા પોતાની સાથે મને મહિમાવાન કર

૬ જગતમાંથી જે માણસો તેં મને આપ્યા છે, તેઓને મેં તારૂં નામ પ્રગટ કર્યું
છે, તેઓ તારા હતા ને તેં તેઓને મને આપ્યા છે, અને તેઓએ તારી વાત
પાળી છે ૭ હવે તેઓ જાણે છે કે જે જે તેં મને આપ્યા છે, તે સર્વ તારાથી છે
૮ કેમકે જે વચનો તેં મને આપ્યા હતા તે મેં તેઓને આપ્યા છે, અને તેઓએ તે
સ્વીકાર્યા છે, અને હુ તારી પાસેથી આવ્યો છું એ તેઓએ નિશ્ચે જાણ્યુ, અને તેં

મને મોકલ્યો છે, એવો તેઓએ વિશ્વાસ રાખ્યો. ૯ તેઓને સારુ હું વિનંતી કરું
છું; જગતને સારુ હું વિનંતી કરતો નથી, પણ જેઓને તેં મને આપ્યાં છે તેઓને
સારુ; કેમકે તેઓ તારાં છે; ૧૦ અને જે મારાં તે બધાં તારાં છે, અને જે તારાં
તે મારાં છે; અને હું તેઓમાં મહિમાવાન થયો છું.

૧૧ હવેથી હું જગતમાં નથી, પણ તેઓ જગતમાં છે, અને હું તારી પાસે આવું
છું. હે પવિત્ર બાપ, તારું નામ જે તેં મને આપ્યું છે, તે [નામ] દ્વારા આપણા જેવા
એક થવા સારુ તેઓને સંભાળી રાખ. ૧૨ હું તેઓની સાથે હતો ત્યાં સુધી તારું
નામ જે તેં મને આપ્યું છે તેમાં મેં તેઓને સંભાળી રાખ્યાં; અને મેં તેઓનું રક્ષણ
કર્યું, અને શાસ્ત્રવચન પૂર્ણ થવા સારુ વિનાશના દીકરા સિવાય તેઓમાંના કોઈનો
નાશ થયો નથી. ૧૩ પણ હવે હું તારી પાસે આવું છું; અને મારો આનંદ
તેઓમાં સંપૂર્ણ થાય, માટે હું જગતમાં એ વાતો કહું છું. ૧૪ તારું વચન મેં
તેઓને આપ્યું છે; અને જગતે તેઓના ઉપર દ્વેષ કર્યો છે, કેમકે જેમ હું જગતનો
નથી, તેમ તેઓ પણ જગતના નથી. ૧૫ તું તેઓને જગતમાંથી લઈ લે એવી
વિનંતી હું કરતો નથી, પણ તું તેઓને પાપથી બચાવે એવી [વિનંતી કરું છું].
૧૬ જેમ હુ જગતનો નથી, તેમ તેઓ જગતના નથી. ૧૭ સત્યથી તેઓને પવિત્ર કર;
તારું વચન સત્ય છે. ૧૮ જેમ તેં મને જગતમાં મોકલ્યો છે, તેમ મેં પણ તેઓને
જગતમાં મોકલ્યા છે. ૧૯ તેઓ પોતે પણ સત્યથી પવિત્ર થાય માટે તેઓને સારુ
હું પોતાને પવિત્ર કરું છું.

૨૦ વળી હું એકલા તેઓને સારુ નહિ, પણ તેઓનાં વચનદ્વારા જેઓ મારા પર
વિશ્વાસ કરે છે તેઓને સારુ પણ વિનંતી કરુ છું, કે ૨૧ તેઓ બધા એક થાય; હે
બાપ, જેમ તું મારામાં અને હું તારામાં, તેમ તેઓ પણ આપણામાં થાય, કે તેં મને
મોકલ્યો છે, એવો જગત વિશ્વાસ કરે. ૨૨ જેવા આપણે એક છીએ તેવા તેઓ
પણ એક થાય, એ માટે જે મહિમા તેં મને આપ્યો છે તે મેં તેઓને આપ્યો છે;
૨૩ [એટલે] હું તેઓમાં અને તું મારામાં થાય, જેથી તેઓ સંપૂર્ણ થઈને એક
થાય; અને જગત જાણે કે તેં મને મોકલ્યો છે, અને જેમ તેં મારા પર પ્રેમ રાખ્યો
છે, તેમ તેઓના પર પણ પ્રેમ રાખ્યો છે. ૨૪ હે બાપ, હું એમ ચાહું છું, કે જ્યાં
હું છું ત્યાં જેઓને તેં મને આપ્યાં છે તેઓ પણ મારી પાસે રહે, કે મારો જે
મહિમા તેં મને આપ્યો છે તે તેઓ જુએ; કેમકે જગતનો પાયો નાખ્યા અગાઉ તેં
મારા પર પ્રેમ રાખ્યો હતો. ૨૫ હે ન્યાયી બાપ, જગતે તો તને ઓળખ્યો નથી;
પણ મેં તને ઓળખ્યો છે; અને તેં મને મોકલ્યો છે, એમ તેઓએ જાણ્યું છે;
૨૬ અને મેં તેઓને તારું નામ જણાવ્યું છે, અને જણાવીશ; જેથી જે પ્રેમથી તેં
મારા પર પ્રેમ રાખ્યો છે, તે તેઓમાં રહે, અને હું તેઓમાં રહું.

## પ્રભુ ઈસુ પકડાયા

૧૮ એ વાતો કહીને ઈસુ પોતાના શિષ્યોસહિત કિદ્રોન નાળાને પેલે પાર
ગયો, ત્યાં એક વાડી હતી, જેમાં પોતે તથા તેના શિષ્યો ગયા. ૨ હવે

તેને પરસ્વાધીન કરનાર યહુદા પણ તે ઠેકાણું જાણતો હતો; કેમકે ઈસુ પોતાના
શિષ્યોની સાથે ઘણી વાર ત્યાં જતો હતો ૩ત્યારે યહુદા પોતાની સાથે સૈનિકોની
ટુકડી લઈને અને મુખ્ય યાજકો તથા ફરોશીઓની પાસેથી સિપાઈઓને લઈને
ફાનસો તથા મશાલો તથા હથિયારોસહિત ત્યાં આવે છે ૪ઈસુ તો પોતાના
પર જે વીતવાનું હતું તે સઘળું જાણતો હતો, તે માટે તેણે બહાર જઈને તેઓને
પૂછ્યું, કે તમે કોને શોધો છો? ૫તેઓએ તેને ઉત્તર આપ્યો, કે ઈસુ નાઝારીને
ઈસુ તેઓને કહે છે, કે હું તે છું તેને પરસ્વાધીન કરનાર યહુદા પણ તેઓની સાથે
ઊભો રહ્યો હતો ૬જ્યારે તેણે તેઓને કહ્યું, કે હું તે છું, ત્યારે તેઓ પાછા હઠ્યા,
અને ભોંય પર પડી ગયા ૭ત્યારે તેણે ફરીથી તેઓને પૂછ્યું, કે તમે કોને શોધો
છો? તેઓએ કહ્યું, કે ઈસુ નાઝારીને. ૮ઈસુએ ઉત્તર આપ્યો, કે મેં તમને કહ્યું,
કે હું તે છું; માટે જો તમે મને શોધતા હો તો આ માણસોને જવા દો, ૯જેથી
જેઓને તેં મને આપ્યા છે તેઓમાંથી એકને પણ મેં ખોયું નથી, એ વચન તે
બોલ્યો હતો તે પૂર્ણ થાય ૧૦ત્યારે પોતાની પાસે જે તરવાર હતી તે સીમોન
પીતરે કાઢી, અને પ્રમુખ યાજકના ચાકરને મારીને તેનો જમણો કાન કાપી નાખ્યો
તે ચાકરનું નામ માલ્ખસ હતું ૧૧ઈસુએ પીતરને કહ્યું, કે તરવાર મ્યાનમાં
ઘાલ, જે પ્યાલો મારા બાપે મને આપ્યો છે તે શું હું ના પીઉં?

૧૨ત્યારે [રૂમી] સૈનિકોએ, જમાદારે તથા યહુદીઓના સિપાઈઓએ ઈસુને
પકડ્યો, અને તેને બાંધીને ૧૩પ્રથમ તેને અન્નાસની પાસે લઈ ગયા, કેમકે તે
વરસના પ્રમુખ યાજક કાયાફાસનો તે સસરો હતો ૧૪હવે જે કાયાફાસે
યહુદીઓને સલાહ આપી હતી, કે લોકોને સારુ એક માણસે મરવું લાભકારક છે,
તે એજ હતો

## પીતરે કરેલો પ્રભુ ઈસુનો નકાર

૧૫પછી સીમોન પીતર તથા બીજો એક શિષ્ય ઈસુની પાછળ પાછળ ગયા હવે
તે શિષ્ય પ્રમુખ યાજકનો ઓળખીતો હતો, તેથી તે ઈસુની સાથે પ્રમુખ યાજકના
[ઘરના] ચોકમાં ગયો ૧૬પણ પીતર બહાર બારણા આગળ ઊભો રહ્યો માટે તે
બીજો શિષ્ય જે પ્રમુખ યાજકનો ઓળખીતો હતો તે બહાર આવ્યો, અને દરવાજે
સાચવનારીને કહીને પીતરને માંહે લઈ ગયો ૧૭ત્યારે તે દરવાજે સાચવનારી
દાસી પીતરને પૂછે છે, કે શું તું પણ એ માણસના શિષ્યોમાંનો છે? તે કહે છે, કે
હું નથી. ૧૮હવે ચાકરો તથા સિપાઈઓ દેવતા સળગાવીને ઊભા
રહીને તાપતા હતા, કેમકે ટાઢ પડતી હતી, પીતર પણ તેઓની સાથે ઊભો
રહીને તાપતો હતો

૧૯પ્રમુખ યાજકે ઈસુને તેના શિષ્યો વિષે તથા તેના બોધ વિષે પૂછ્યું ૨૦ઈસુએ
તેને ઉત્તર આપ્યો, કે હું જગતની આગળ પ્રગટ રીતે બોલતો આવ્યો છું;
સભાસ્થાનોમાં તથા મંદિરમાં જ્યાં સઘળા યહુદીઓ એકઠા થાય છે, ત્યાં હું નિત્ય
બોધ કરતો હતો, અને હું છાનામાં કંઈ બોલ્યો નથી ૨૧તું મને કેમ પૂછે છે?

તેઓને મેં શું કહ્યું તે મારા સાંભળનારાઓને પૂછ; મેં જે વાતો કહી તે તેઓ જાણે છે. ૨૨ ત્યારે તેણે એમ કહ્યું ત્યારે સિપાઈઓમાંનો એક પાસે ઊભો હતો, તેણે ઈસુને તમાચો મારીને કહ્યું, કે શું, તું પ્રમુખ યાજકને એવી રીતે ઉત્તર આપે છે? ૨૩ ઈસુએ તેને ઉત્તર આપ્યો, કે જો મેં ખોટું કહ્યું હોય તો તે સાબિત કર; પણ જો ખરું [કહ્યું હોય], તો તું મને કેમ મારે છે? ૨૪ ત્યારે આન્નાસે તેને બાંધીને પ્રમુખ યાજક કાયાફાસની પાસે મોકલ્યો.

૨૫ હવે સીમોન પીતર ઊભો રહીને તાપતો હતો, ત્યારે તેઓએ તેને પૂછ્યું, કે શું તું પણ એના શિષ્યોમાંનો એક છે? તેણે નકાર કરીને કહ્યું, કે હું નથી. ૨૬ જેનો કાન પીતરે કાપી નાખ્યો હતો તેનો સગો પ્રમુખ યાજકના ચાકરોમાંનો એક હતો, તે કહે છે, કે વાડીમાં મેં તને તેની સાથે જોયો નથી? ૨૭ ત્યારે પીતરે ફરીથી ન પાડી; અને તરત મરઘો બોલ્યો.

## પ્રભુ ઈસુ રોમન હાકેમ પીલાતની રૂબરૂ

૨૮ ત્યારે તેઓ ઈસુને કાયાફાસ પાસેથી દરબારમાં લઈ જાય છે; તે વખતે પરોઢિયું થયું હતું; અને તેઓ અશુદ્ધ ન થાય, અને પાસ્ખા ખાઈ શકે, માટે તેઓ પોતે દરબારમાં ગયા નહિ. ૨૯ તેથી પીલાતે તેઓની પાસે બહાર આવીને પૂછ્યું, કે એ માણસ પર તમે શું તહોમત મૂકો છો? ૩૦ તેઓએ ઉત્તર આપ્યો, કે જો એ માણસ ભૂંડું કરનાર ન હોત તો અમે એને તને સોંપત નહિ. ૩૧ ત્યારે પીલાતે તેઓને કહ્યું, કે તમે પોતે એને લઈ જાઓ, અને તમારા નિયમશાસ્ત્ર પ્રમાણે એનો ન્યાય કરો. યહુદીઓએ તેને કહ્યું, કે કોઈને મારી નાખવાનો અમને અધિકાર નથી. ૩૨ પોતે કયા મોતથી મરવાનો હતો તે સૂચવતાં ઈસુએ જે વચન કહ્યું હતું તે પૂર્ણ થાય માટે [એમ થયું].

૩૩ એથી પીલાતે ફરીથી દરબારમાં જઈને ઈસુને બોલાવીને તેને પૂછ્યું, કે શું તું યહુદીઓનો રાજા છે? ૩૪ ઈસુએ ઉત્તર આપ્યો, કે આ શું તું પોતાના તરફથી કહે છે, કે કોઈ બીજાઓએ મારા સંબંધી એ તને કહ્યું? ૩૫ પીલાતે ઉત્તર આપ્યો, કે શું હું યહુદી છું? તારા દેશના લોકોએ તથા મુખ્ય યાજકોએ તને મારે હવાલે કર્યો; તેં શું કર્યું છે? ૩૬ ઈસુએ ઉત્તર આપ્યો, કે મારું રાજ્ય આ જગતનું નથી; જો મારું રાજ્ય આ જગતનું હોત, તો મને યહુદીઓને સ્વાધીન કરવામાં ન આવે, માટે મારા સેવકો લડાઈ કરત; પણ મારું રાજ્ય તો અહીંનું નથી. ૩૭ એથી પીલાતે તેને પૂછ્યું, કે ત્યારે શું તું રાજા છે? ઈસુએ ઉત્તર આપ્યો, કે તું કહે છે કે હું રાજા છું. એજ માટે હું જન્મ્યો છું, અને એજ માટે હું જગતમાં આવ્યો છું, કે સત્ય વિષે હું સાક્ષી આપું; જે સત્યનો છે, તે દરેક મારી વાણી સાંભળે છે. ૩૮ પીલાત તેને કહે છે, કે સત્ય શું છે?

એમ કહીને તે ફરીથી યહુદીઓની પાસે બહાર આવ્યો, અને તેઓને કહે છે, કે મને તો તેનામાં કંઈ પણ ગુનો માલમ પડતો નથી. ૩૯ પણ પાસ્ખા પર્વમાં તમારે માટે એક [બંદીવાન]ને હું છોડી દઉં, એવી તમારી રીત છે; માટે હું તમારે માટે

યહુદીઓના રાજાને છોડી દઉં, એમ તમે ચાહો છો શું? ૪૦ ત્યારે તે બધાએ
ફરીથી બૂમ પાડીને કહ્યું, કે એને તો નહિ, પણ બારાબાસને  હવે બારાબાસ તો
લૂટારો હતો

## પીલાત યહુદીઓની માગણીને આધીન થાય છે

૧૯ ત્યાર પછી પીલાતે ઈસુને કોરડા મરાવ્યા  ૨ સિપાઈઓએ કાંટાનો મુગટ
ગૂંથીને તેના માથા પર મૂક્યો, અને તેને જાંબુડા રંગનો ઝભ્ભો પહેરાવ્યો,
૩ તેઓએ તેની પાસે આવીને કહ્યું કે હે યહુદીઓના રાજા, સલામ! અને તેઓએ
તેને મુક્કીઓ મારી  ૪ પછી પીલાત ફરીથી બહાર આવીને તેઓને કહે છે, કે
જુઓ, મને એનામાં કંઈ ગુનો માલૂમ પડતો નથી, એ તમે જાણો માટે હું એને
તમારી પાસે બહાર લાવું છું  ૫ ત્યારે ઈસુ કાંટાનો મુગટ તથા જાંબુડા રંગનો
ઝભ્ભો પહેરેલો એવો બહાર નીકળ્યો  પછી [પીલાત] તેઓને કહે છે, કે જુઓ,
આ માણસ! ૬ જ્યારે મુખ્ય યાજકોએ તથા સિપાઈઓએ તેને જોયો ત્યારે તેઓ-
એ બૂમ પાડીને કહ્યું, કે એને વધસ્તંભે જડો, વધસ્તંભે જડો  પીલાત તેઓને કહે
છે, કે તમે પોતે એને લઈને વધસ્તંભે જડો, કેમકે મને તો એનામાં કંઈ પણ ગુનો
માલૂમ પડતો નથી  ૭ યહુદીઓએ તેને ઉત્તર આપ્યો, કે અમારે નિયમશાસ્ત્ર છે,
તે નિયમશાસ્ત્ર પ્રમાણે એણે મરણદંડ ભોગવવો જોઈએ, કેમકે એણે પોતે દેવનો
દીકરો હોવાનો દાવો કર્યો છે  ૮ એ વાત સાંભળીને પીલાત વધારે બીધો  ૯ તે
ફરીથી દરબારમાં જઈને ઈસુને પૂછે છે, કે તું ક્યાંનો છે? પણ ઈસુએ તેને ઉત્તર
આપ્યો નહિ  ૧૦ ત્યારે પીલાત તેને કહે છે, કે શું તું મને કશું કહેતો નથી? તને
છોડી દેવાનો અધિકાર મને છે અને તને વધસ્તંભે જડાવવાનો અધિકાર પણ મને
છે, એ શું તું જાણતો નથી? ૧૧ ઈસુએ તેને ઉત્તર આપ્યો, કે ઉપરથી તને અપાયા
વગર મારા પર તને કંઈ પણ અધિકાર ન હોત, તેથી જેણે મને તને સોંપ્યો તેનું
પાપ વિશેષ છે  ૧૨ આ ઉપરથી પીલાતે તેને છોડી દેવાને કોશિશ કરી, પણ
યહુદીઓએ બૂમ પાડીને કહ્યું કે જો તું એ માણસને છોડી દે, તો તું કૈસરનો મિત્ર
નથી, જે કોઈ પોતાને રાજા ઠરાવે છે, તે કૈસરની વિરુદ્ધ બોલે છે  ૧૩ જ્યારે
પીલાતે એ વાત સાંભળી ત્યારે તે ઈસુને બહાર લાવ્યો, અને ફરસબંધી નામની
જગા, જેને હેબ્રી ભાષામાં ગાબ્બાથા કહે છે, ત્યાં ન્યાયાસન પર તે બેઠો  ૧૪ હવે
એ દિવસ પાસ્ખાની તૈયારીનો હતો, અને આશરે બપોર થયા હતા  ત્યારે તે
યહુદીઓને કહે છે, કે જુઓ, તમારો રાજા! ૧૫ ત્યારે તેઓએ મોટો પોકાર કરીને
કહ્યું, કે એને દૂર કરો, દૂર કરો, વધસ્તંભે જડો  પીલાત તેઓને કહે છે, કે
શું હું તમારા રાજાને વધસ્તંભે જડાવું? મુખ્ય યાજકોએ ઉત્તર આપ્યો, કે કૈસર
સિવાય અમારે [બીજો] કોઈ રાજા નથી  ૧૬ ત્યારે તેણે તેને વધસ્તંભે જડવાને
તેઓને સોંપ્યો  તેથી તેઓ ઈસુને પકડીને લઈ ગયા

## પ્રભુ ઈસુનું વધસ્તંભે જડાવું

૧૭ પછી તે પોતાનો વધસ્તંભ ઊંચકીને ખોપરીની જગા, જે હેબ્રી ભાષામાં

ગલગથા કહેવાય છે, ત્યાં બહાર ગયો. ૧૮ ત્યાં તેઓએ તેને તથા તેની સાથે બીજા
બેને વધસ્તંભે જડ્યા; દરેક બાજુએ એકને, તથા વચમાં ઈસુને. ૧૯ પીલાતે એક
લેખ લખીને વધસ્તંભ પર ચોઢ્યો. **ઈસુ નાઝારી, યહુદીઓનો રાજા** એવો
એ લેખ હતો. ૨૦ વળી જ્યાં ઈસુને વધસ્તંભે જડવામાં આવ્યો હતો, તે સ્થળ
શહેરની પાસે હતું; અને તે લેખ હેબ્રી, લાટિન તથા ગ્રીક ભાષામાં લખેલો હતો,
તેથી ઘણા યહુદીઓએ તે વાંચ્યો. ૨૧ એથી યહુદીઓના મુખ્ય યાજકોએ પીલાતને
કહ્યું, કે યહુદીઓનો રાજા, એમ ન લખ; પણ તેણે કહ્યું, કે હું યહુદીઓનો રાજા છું,
એમ લખ. ૨૨ પીલાતે ઉત્તર આપ્યો, કે મેં જે લખ્યું તે લખ્યું.

૨૩ હવે સિપાઈઓએ ઈસુને વધસ્તંભે જડ્યા પછી તેનાં લૂગડાં લઈ લીધાં, અને
તેના ચાર ભાગ પાડ્યા, દરેક સિપાઈને વાસ્તે એક; અને ડગલો પણ લીધો. હવે
તે ડગલો સીવણ વગરનો, ઉપરથી આખો વણેલો હતો. ૨૪ એ માટે તેઓએ
માંહોમાંહે કહ્યું, કે આપણે એને ફાડવો નહિ, પણ એ કોને મળે એ જાણવા માટે
ચિઠ્ઠીઓ નાખવી. "તેઓએ માંહોમાંહે મારાં લૂગડાં વહેંચી લીધાં, અને મારા
ડગલાને માટે ચિઠ્ઠીઓ નાખી," એમ શાસ્ત્રમાં લખેલું છે એ પૂર્ણ થાય, એ માટે
એમ બન્યું. આ કામો તો સિપાઈઓએ કર્યાં. ૨૫ હવે ઈસુના વધસ્તંભની પાસે
તેની મા, તેની માસી, ક્લોપાસની સ્ત્રી મરિયમ તથા મરિયમ માગદાલેણ ઊભાં
રહેલાં હતાં. ૨૬ તેથી જ્યારે ઈસુએ પોતાની માને તથા જેના પર પોતે પ્રેમ
રાખતો હતો તે શિષ્યને પાસે ઊભાં રહેલાં જોયાં, ત્યારે તે પોતાની માને કહે છે,
કે બાઈ, જો, તારો દીકરો! ૨૭ ત્યાર પછી તે તે શિષ્યને કહે છે, કે જો, તારી મા!
તેજ ઘડીએ તે શિષ્ય તેને પોતાને ઘેર તેડી ગયો.

૨૮ એ પછી ઈસુ હવે સઘળું પૂરું થયું એ જાણીને, શાસ્ત્રવચન પૂર્ણ થાય માટે
કહે છે, કે મને તરસ લાગી છે. ૨૯ હવે ત્યાં સરકાથી ભરેલું એક વાસણ મૂકેલું
હતું; માટે તેઓએ એક વાદળી સરકાથી ભરીને ઝૂફા પર મૂકીને તેના મોં આગળ
ધરી. ૩૦ માટે ઈસુએ સરકો લીધા પછી કહ્યું, કે સંપૂર્ણ થયું; અને માથું નમાવીને
તેણે પ્રાણ છોડ્યો.

### ભાલો ઘોંચવો અને દફન

૩૧ તે પાસ્ખાની તૈયારીનો દિવસ હતો (અને તે વિશ્રામવાર મોટો દિવસ
હતો), એથી વિશ્રામવારે તેઓનાં મુડદાં વધસ્તંભ પર ન રહે માટે યહુદીઓએ
પીલાતને વિનંતી કરી કે તેઓના પગ ભાંગીને તેઓને ઉપાડી લેવા જોઈએ. ૩૨ એથી
સિપાઈઓએ આવીને તેની સાથે વધસ્તંભે જડાએલા પહેલાના તથા બીજાના
પગ ભાંગ્યા. ૩૩ પણ જ્યારે તેઓ ઈસુની પાસે આવ્યા ત્યારે તેઓએ તેને મરણ
પામેલો જોઈને તેના પગ ભાંગ્યા નહિ. ૩૪ તો પણ એક સિપાઈએ ભાલાથી તેની
કૂખ વીંધી, એટલે તરત તેમાંથી લોહી તથા પાણી નીકળ્યાં. ૩૫ જેણે એ જોયું છે
તેણેજ આ સાક્ષી આપી છે, જેથી તમે પણ વિશ્વાસ કરો. તેની સાક્ષી ખરી છે;
અને તે સત્ય કહે છે, એ તે જાણે છે. ૩૬ કેમકે "તેનું એક પણ હાડકું ભાંગવામાં

આવશે નહિ." એ શાસ્ત્રવચન પૂર્ણ થવા સારૂ એમ બન્યું, ૩૭ વળી બીજું
શાસ્ત્રવચન છે, કે "જેને તેઓએ વીંધ્યો તેને તેઓ જોશે."

૩૮ આ બીના બન્યા પછી આરમથીઆનો યુસફ, જે ઈસુનો એક શિષ્ય હતો,
પણ યહુદીઓના ધાકને લીધે ગુપ્ત રીતે શિષ્ય હતો, તેણે ઈસુનું મુડદું લઈ જવાની
પીલાત પાસે રજા માગી, અને પીલાતે રજા આપી, તેથી તેણે આવીને તેનું મુડદું
ઉતારી લીધું ૩૯ વળી નીકોદેમસ, જે પહેલવહેલો રાત્રે ઈસુની પાસે આવ્યો
હતો, તે પણ આશરે સો શેર બોળ તથા અગરનું મિશ્ર લઈને આવ્યો ૪૦ ત્યારે
યહુદીઓની દાટવાની રીત પ્રમાણે તેઓએ ઈસુનું મુડદું લઈને, તેને સુગંધી દ્રવ્ય
લગાડીને, શણના લુગડામાં લપેટ્યું ૪૧ હવે જ્યાં તે વધસ્તંભે જડાયો હતો, તે
સ્થળે એક વાડી હતી, અને તે વાડીમાં એક નવી કબર હતી, કે જેમાં કોઈને કદી
મુકવામાં આવ્યો ન હતો ૪૨ એ માટે તેઓએ યહુદીઓના [પાસ્ખાની] તૈયારીના
દિવસને લીધે ઈસુને ત્યાં જ મુક્યો, કેમકે તે કબર પાસે હતી

## ખાલી કબર

૨૦ ત્યારે અઠવાડિયાને પહેલે [દહાડે] મોટે મળસકે અંધારૂ હતું એવામાં
મરિયમ માગદાલેણ કબર આગળ આવી, ને કબર પરથી પથ્થર ખસેડેલો
તેણે દીઠો ૨ ત્યારે તે દોડીને સીમોન પીતરની પાસે તથા બીજો શિષ્ય, જેના પર
ઈસુ પ્રેમ રાખતો હતો, તેની પાસે જઈને તેઓને કહે છે, કે તેઓએ પ્રભુને
કબરમાંથી કાઢી લીધો છે, અને તેઓએ તેને ક્યાં મૂક્યો છે તે અમે જાણતા નથી
૩ તેથી પીતર તથા પેલો બીજો શિષ્ય કબર તરફ જવા નીકળ્યા ૪ તે બન્ને
સાથે દોડ્યા, પણ પેલો બીજો શિષ્ય પીતરને પાછળ મૂકીને કબર આગળ પહેલો
પહોંચ્યો ૫ તેણે નીચા વળીને અંદર જોયું તો શણના લુગડાં પડેલાં દીઠાં, તોપણ
તે માંહે ગયો નહિ. ૬ પછી સીમોન પીતર પણ તેની પાછળ આવીને કબરમાં
પેઠો, અને તેણે પણ શણનાં લુગડાં પડેલાં દીઠાં ૭ જે રૂમાલ તેના માથા પર
બાંધેલો હતો, તે શણના લુગડાંની જોડે પડેલો ન્હોતો, પણ એક ઠેકાણે જુદો
વાળીને મૂકેલો હતો ૮ પછી બીજો શિષ્ય કે જે કબર પાસે પહેલો આવ્યો હતો,
તેણે પણ માંહે જઈને જોયું, ને વિશ્વાસ કર્યો ૯ કેમકે, તેણે મરી ગએલાઓમાંથી
પાછા ઉઠવું જોઈએ, એ શાસ્ત્રવચન તેઓ ત્યાં સુધી સમજતા ન હતા ૧૦ ત્યારે
શિષ્યો પાછા પોતાને ઘેર ગયા

## મરિયમને પ્રભુ ઈસુનું દર્શન

૧૧ પણ મરિયમ બહાર કબરની પાસે રડતી ઉભી રહી, તે રડતાં રડતાં નીચી
નમીને કબરમાં ડોકિયાં કર્યા કરતી હતી, ૧૨ અને જ્યાં ઈસુનું મુડદું મુકવામાં
આવ્યું હતું, ત્યાં ઉજળાં લુગડાં પહેરેલા બે દૂતને, એકને ઓસીકે, ને બીજાને
પાંગતે, બેઠેલા તેણે જોયા ૧૩ તેઓ તેને પૂછે છે, કે બાઈ, તું કેમ રડે છે? તે
તેઓને કહે છે, કે તેઓ મારા પ્રભુને લઈ ગયા છે, અને તેઓએ તેને ક્યાં મુક્યો છે
તે હું જાણતી નથી, માટે [હું રડું છું] ૧૪ એમ કહીને તેણે પછવાડે ફરીને ઈસુને

ઊભેલો જોયો; પણ એ ઈસુ છે, એમ તેણે જાણ્યું નહિ. ૧૫ ઈસુ તેને કહે છે, કે
બાઈ, તું કેમ રડે છે? તું કોને શોધે છે? તે માળી છે એમ ધારીને તેણે તેને કહ્યું, કે
સાહેબ, જો તેં તેને અહીંથી ઉઠાવી લીધો હોય, તો તેં તેને ક્યાં મૂક્યો છે એ મને
કહે, એટલે હું તેને લઈ જઈશ. ૧૬ ઈસુ તેને કહે છે, કે મરિયમ. તે ફરીને તેને
હેબ્રી ભાષામાં કહે છે, કે રાબ્બોની! (એટલે ગુરુજી). ૧૭ ઈસુ તેને કહે છે, કે
હજી સુધી હું બાપ પાસે ચઢી ગયો નથી, માટે મને સ્પર્શ ન કર; પણ મારા
ભાઈઓની પાસે જઈને તેઓને કહે, કે જે મારો બાપ તથા તમારો બાપ, અને
મારો દેવ તથા તમારો દેવ, તેની પાસે હું ચઢી જાઉં છું. ૧૮ મરિયમ માગદાલેણે
આવીને શિષ્યોને ખબર આપી, કે મેં પ્રભુને જોયો છે, અને તેણે મને એ વાતો
કહી છે.

## પ્રેરિતોને પ્રભુ ઈસુનું દર્શન

૧૯ ત્યારે તેજ દહાડે, એટલે અઠવાડિયાને પહેલે દિવસે, સાંજ પડ્યે શિષ્યો
જ્યાં [એકઠા થયા] હતા, ત્યાંનાં બારણાં યહુદીઓના ભયથી બંધ કરવામાં આવ્યાં
હતાં, ત્યારે ઈસુ આવ્યો અને [તેઓની] વચમાં ઊભો રહીને તેઓને કહે છે,
કે તમને શાંતિ થાઓ. ૨૦ એમ કહીને તેણે પોતાના હાથ તથા કૂખ તેઓને
દેખાડ્યાં. માટે શિષ્યો પ્રભુને જોઈને હર્ષ પામ્યા. ૨૧ તેથી ઈસુએ ફરી તેઓને
કહ્યું, કે તમને શાંતિ થાઓ; જેમ બાપે મને મોકલ્યો છે, તેમ હું તમને મોકલું છું.
૨૨ એમ કહીને તેણે તેઓના પર શ્વાસ નાખ્યો, અને તે તેઓને કહે છે, કે તમે
પવિત્ર આત્મા પામો. ૨૩ જેઓનાં પાપ તમે માફ કરો છો, તેઓનાં [પાપ] માફ
કરવામાં આવે છે; અને જેઓનાં પાપ તમે કાયમ રાખો છો, તેઓનાં [પાપ]
કાયમ રહે છે.

## થોમાને પ્રભુ ઈસુનું દર્શન

૨૪ પણ ઈસુ આવ્યો ત્યારે થોમા, બારમાંનો એક જે દીદીમસ કહેવાતો હતો,
તે તેઓની સાથે નહોતો. ૨૫ તેથી બીજા શિષ્યોએ તેને કહ્યું, કે અમે પ્રભુને જોયો
છે. પણ તેણે તેઓને કહ્યું, કે તેના હાથમાં ખીલાઓના વેહ જોયા વિના તથા મારી
આંગળી ખીલાઓના વેહમાં મૂક્યા વિના તથા તેની કૂખમાં મારો હાથ ઘાલ્યા
વિના, હું વિશ્વાસ કરવાનો જ નથી.

૨૬ આઠ દહાડા પછી ફરીથી તેના શિષ્યો [ઘર]માં હતા; થોમા પણ તેઓની
સાથે હતો; ત્યારે બારણાં બંધ કર્યાં છતાં, ઈસુએ આવીને વચમાં ઊભા રહીને
કહ્યું, કે તમને શાંતિ થાઓ. ૨૭ પછી તે થોમાને કહે છે, કે તારી આંગળી અહીં
સુધી પહોંચાડીને મારા હાથ જો; અને તારો હાથ લાંબો કરીને મારી કૂખમાં
ઘાલ; અને અવિશ્વાસી ન રહે. પણ વિશ્વાસી થા. ૨૮ થોમાએ ઉત્તર આપ્યો,
કે મારા પ્રભુ, અને મારા દેવ. ૨૯ ઈસુ તેને કહે છે; કે તેં મને જોયો છે, માટે તેં
વિશ્વાસ કર્યો છે; જેઓએ જોયા વિના વિશ્વાસ કર્યો છે તેઓને ધન્ય છે.

## આ સુવાર્તાનો હેતુ

૩૦ ઈસુએ પોતાના શિષ્યોની રૂબરૂ બીજા ઘણા ચમત્કારો કર્યા કે જેનું વર્ણન
આ પુસ્તકમા કરેલું નથી ૩૧ પણ ઈસુ તેજ ખ્રિસ્ત, દેવનો દીકરો છે, એવો તમે
વિશ્વાસ કરો, અને વિશ્વાસ કરીને તેના નામથી જીવન પામો, માટે આટલી વાતો
લખેલી છે

## તીબેરીઅસ સરોવરને કાંઠે પ્રભુ ઈસુનું દર્શન

૨૧ એ બીનાઓ બન્યા પછી તીબેરીઅસના સમુદ્રને કાંઠે ઈસુએ ફરીથી
શિષ્યોને દર્શન દીધું, અને તેણે આવી રીતે દર્શન દીધું ૨ સીમોન પીતર,
થોમા (જે દીદીમસ કહેવાતો હતો તે) ગાલીલના કાનાનો નાથાનાએલ, ઝબદીના
દીકરા, તથા તેના શિષ્યોમાના બીજા બે એઓ એકઠા થયા હતા ૩ સીમોન
પીતર તેઓને કહે છે, કે હું માછલા મારવા જાઉં છું તેઓ તેને કહે છે, કે અમે પણ
તારી સાથે આવીએ છીએ ત્યારે તેઓ નીકળીને હોડીમા બેઠા, પણ તે રાત્રે
તેઓને હાથ કંઈ આવ્યું નહિ ૪ પણ પોહ ફાટતી વેળાએ ઈસુ કિનારે ઊભો હતો,
પરંતુ તે ઈસુ છે એમ શિષ્યોએ જાણ્યું નહિ ૫ તેથી ઈસુ તેઓને કહે છે, કે છોકરા
ઓ તમારી પાસે કંઈ ખાવાનું છે? તેઓએ તેને ઉત્તર આપ્યો કે નથી ૬ ત્યારે
તેણે તેઓને કહ્યું કે હોડીની જમણી તરફ જાળ નાખો, એટલે તમને મળશે તેથી
તેઓએ [તે તરફ જાળ] નાખી, પછી એટલી બધી માછલી તેમા [ભરાઈ આવી]
કે તેઓ તેને ખેંચી શક્યા નહિ ૭ તેથી જે શિષ્ય પર ઈસુ પ્રેમ રાખતો હતો, તે
પીતરને કહે છે કે એ તો પ્રભુ છે જ્યારે સીમોન પીતરે સાંભળ્યું, કે એ પ્રભુ છે,
ત્યારે તેણે પોતાનો ડગલો પહેર્યો (કેમકે તે ઉઘાડો હતો), અને સમુદ્રમા કૂદી
પડ્યો ૮ પણ બીજા શિષ્યો હોડીમા રહીને માછલીઓથી ભરાએલી જાળ ખેંચતા
ખેંચતા આવ્યા કેમકે તેઓ કિનારેથી આઘા નહિ પણ આશરે બસો હાથ જેટલે
છેટે હતા ૯ તેઓ કિનારે ઊતર્યા ત્યારે ત્યા તેઓએ કોયલાનો દેવતા તેના પર
મૂકેલી માછલી તથા રોટલી દીઠા ૧૦ ઈસુ તેઓને કહે છે, કે તમે અત્યારે પકડેલી
માછલીઓમાથી થોડી લાવો ૧૧ એથી સીમોન પીતર [હોડી પર] ચઢીને એકસો
ત્રેપન મોટી માછલીઓથી ભરાએલી જાળ કિનારે ખેંચી લાવ્યો અને જો કે એટલી
બધી [માછલીઓ] હતી તોપણ જાળ ફાટી ગઈ નહિ ૧૨ ઈસુ તેઓને કહે છે,
આવો, નાસ્તો કરો તે પ્રભુ છે, એ જાણીને શિષ્યોમાના કોઈની તું કોણ છે એમ
તેને પૂછવાની હિંમત ચાલી નહિ ૧૩ ઈસુએ આવીને રોટલી લઈને તેઓને
આપી અને માછલી પણ [આપી] ૧૪ મરી ગએલાઓમાથી પાછા ઊઠયા પછી
ઈસુએ પોતાના શિષ્યોને આ ત્રીજી વાર દર્શન દીધું

## પીતરને પ્રભુ ઈસુના છેલ્લા શબ્દો

૧૫ હવે તેઓએ નાસ્તો કર્યા પછી ઈસુ સીમોન પીતરને પૂછે છે કે યોહાનના
દીકરા સીમોન શું તું મારા ઉપર એઓના કરતા વધારે પ્રેમ રાખે છે? તે તેને
કહે છે, કે હા પ્રભુ, તું જાણે છે કે હું તારા પર હેત રાખું છું તે તેને કહે છે,

કે તું મારાં હલવાનોને પાળ. ૧૬ તે ફરીથી બીજી વાર તેને પૂછે છે, કે યોહાનના
દીકરા સીમોન, શું તું મારા પર પ્રેમ રાખે છે? તે તેને કહે છે, કે હા, પ્રભુ;
તું જાણે છે કે હું તારા પર હેત રાખું છું. તે તેને કહે છે, કે મારાં ઘેટાંને સાચવ.
૧૭ તે ત્રીજી વાર તેને કહે છે, કે યોહાનના દીકરા સીમોન, શું તું મારા પર હેત
રાખે છે? પીતર દિલગીર થયો, કારણ કે તેણે ત્રીજી વાર તેને પૂછ્યું હતું, કે શું તું
મારા પર હેત રાખે છે? તેણે તેને કહ્યું, કે પ્રભુ, તું સઘળું જાણે છે; હું તારા પર
હેત રાખું છું એ તું જાણે છે. ઈસુ તેને કહે છે, કે મારાં ઘેટાંને પાળ. ૧૮ હું તને
ખચીત ખચીત કહું છું, કે જ્યારે તું જુવાન હતો ત્યારે પોતાની કમર બાંધીને જ્યાં
તું ચહાતો હતો ત્યાં જતો; પણ જ્યારે તું ઘરડો થશે, ત્યારે તું તારા હાથ લાંબા
કરશે, અને બીજો કોઈ તને બાંધીને જ્યાં તું જવા નહિ ચહાતો હોય ત્યાં તને લઈ
જશે. ૧૯ હવે કયા પ્રકારના મોતથી તે દેવનો મહિમા પ્રગટ કરશે, એ સૂચવતાં
તેણે એમ કહ્યું. એમ કહ્યા પછી તે તેને કહે છે, કે તું મારી પાછળ આવ. ૨૦ ત્યારે
જે શિષ્ય પર ઈસુ પ્રેમ રાખતો હતો, અને જેણે જમતી વેળાએ ઈસુની છાતી પર
અઢેલીને પૂછ્યું હતું, કે પ્રભુ, જે તને પરસ્વાધીન કરશે તે કોણ છે? તે [શિષ્ય]ને
પાછળ આવતો પીતરે પાછા ફરીને જોયો. ૨૧ તેથી પીતર તેને જોઈને ઈસુને પૂછે
છે, કે પ્રભુ, એ માણસનું શું થશે? ૨૨ ઈસુ તેને કહે છે, કે હું આવું ત્યાં સુધી તે
રહે એવી મારી ઇચ્છા હોય, તો તેમાં તારે શું? તું મારી પાછળ આવ. ૨૩ તેથી
એ વાત ભાઈઓમાં ફેલાઈ ગઈ કે તે શિષ્ય મરવાનો નથી. પણ ઈસુએ તેને વિષે
એમ નહોતું કહ્યું, કે તે મરશે નહિ; પણ એમ [કહ્યું હતું,] કે હું આવું ત્યાં સુધી
તે રહે એવી મારી ઇચ્છા હોય, તો તેમાં તારે શું?

## . સમાપ્તિ

૨૪ જે શિષ્યે આ વાતો સંબંધી સાક્ષી આપી છે અને આ વાતો લખી છે, તે
એજ છે; અને તેની સાક્ષી ખરી છે, એ અમે જાણીએ છીએ.

૨૫ ઈસુએ કરેલાં બીજાં કામો પણ ઘણાં છે, જો તેઓમાંનું દરેક લખવામાં આવે
તો એટલાં બધાં પુસ્તકો થાય કે તેનો સમાવેશ આ જગતમાં થાય નહિ, એમ હું
ધારૂં છું.

# પ્રેરિતોનાં કૃત્યો

### પ્રસ્તાવના

૧ ઈસુએ પોતાના પસંદ કરેલા પ્રેરિતોને પવિત્ર આત્માથી આજ્ઞા આપી,
૨ અને તેને ઉપર લઈ લેવામાં આવ્યો, તે દિવસ સુધી પોતે જે જે કરવા તથા
શીખવવા માંડ્યું, તે સઘળી બાબત વિષે, ઓ થીઓફીલ, મેં પહેલું પુસ્તક લખ્યું
છે, ૩ મરણ સહ્યા પછી તેણે પોતે સજીવન થયાની ઘણી સાબિતી આપી, અને
ચાળીસ દિવસ દરમિયાન તે તેઓને દર્શન દેતો, અને દેવના રાજ્ય વિષેની વાતો
કહેતો રહ્યો, ૪ તેણે તેઓની સાથે ભેગા થઈને તેઓને આજ્ઞા કરી, કે યરૂશાલેમથી
જતા ના, પણ બાપનું જે વચન તમે મારા મુખથી સાંભળ્યું છે તેની વાટ જોતા
રહેજો, ૫ કેમકે યોહાને પાણીથી બાપ્તિસ્મા કર્યું ખરું, પણ થોડા દિવસ પછી
તમે પવિત્ર આત્માથી બાપ્તિસ્મા પામશો

### પ્રભુ ઈસુનું સ્વર્ગારોહણ

૬ હવે તેઓ એકઠા થયા ત્યારે તેઓએ તેને પૂછ્યું કે પ્રભુ શું તું આ વેળાએ
ઈસ્રાએલનું રાજ્ય ફરીથી સ્થાપન કરે છે? ૭ તેણે તેઓને કહ્યું કે જે કાળ તથા
સમય બાપે પોતાના અખત્યારમાં રાખ્યા છે, તે જાણવું તમારું કામ નથી. ૮ પણ
પવિત્ર આત્મા તમારા પર આવશે ત્યારે તમે સામર્થ્ય પામશો, અને યરૂશાલેમમાં,
પવિત્ર આત્મા તમારા પર આવશે ત્યારે તમે સામર્થ્ય પામશો, અને યરૂશાલેમમાં,
આખા યહુદાહમાં સમરૂનમાં તથા પૃથ્વીના છેડા સુધી તમે મારા સાક્ષી થશો ૯ એ
વાતો કહી રહ્યા પછી તેઓના દેખતાં તેને ઉપર લઈ જવામાં આવ્યો, અને વાદળાએ
તેઓની દૃષ્ટિથી તેને ઢાંકી દીધો ૧૦ તે જતો હતો ત્યારે તેઓ આકાશ તરફ
એકી નજરે જોઈ રહેલા હતા, એવામાં ઊજળાં વસ્ત્ર પહેરેલા બે પુરુષ તેઓની પાસે
ઊભા રહેલા હતા, ૧૧ તેઓએ કહ્યું, કે ગાલીલના માણસો, તમે આકાશ તરફ
જોતા કેમ ઊભા રહ્યા છો? એજ ઈસુ, જેને તમારી પાસેથી આકાશમાં લઈ લેવામાં
આવ્યો છે તે, જેમ તમે તેને આકાશમાં જતા જોયો તેમજ [પાછો] આવશે

### બારમા પ્રેરિતની નિમણૂક

૧૨ વિશ્રામવારની મજલ જેટલે છેટે, યરૂશાલેમની પાસે જૈતુન નામે પહાડ છે,
ત્યાંથી તેઓ યરૂશાલેમ પાછા આવ્યા ૧૩ ત્યાં આવ્યા પછી જે મેડી [પર] તેઓ
રહેતા હતા, ત્યાં તેઓ ઉપર ગયા, એટલે પીતર, યોહાન, યાકૂબ, આંદ્રિયા,
ફિલિપ તથા થોમા, બાર્થોલ્મી તથા માત્થી, આલ્ફીનો [દીકરો] યાકૂબ તથા
સીમોન ઝેલોતસ, તથા યાકૂબનો [ભાઈ] યહુદા ત્યાં ગયા ૧૪ એ સઘળા, સ્ત્રીઓ-
સહિત, તથા ઈસુની મા મરિયમ અને તેના ભાઈઓ એકચિત્ત પ્રાર્થનામાં લાગુ
રહેતા હતા

૧૫ તે દિવસોમાં ભાઈઓની વચમાં (તે વખતે આશરે એકસો વીસ માણસો

ભેગાં હતાં) પીતરે ઊભા થઈને કહ્યું, કે ૧૬ભાઈઓ, જેઓએ ઈસુને પકડયો
તેઓને રસ્તો દેખાડનાર યહુદા વિષે દાઊદના મુખદ્વારા પવિત્ર આત્માએ અગાઉથી
જે કહ્યું હતું તે શાસ્ત્રવચન પૂર્ણ થવાની અગત્ય હતી. ૧૭કેમકે આપણામાં તે
ગણાયો હતો, અને આ સેવામાં તેને ભાગ મળ્યો હતો. ૧૮(હવે એ માણસે
પોતાની દુષ્ટતાના [બદલામાં મળેલા] દ્રવ્યથી એક ખેતર વેચાતું લીધું; અને ઊંધો
પડીને તે વચમાંથી ફાટી ગયો, ને તેનાં બધાં આંતરડાં નીકળી પડ્યાં. ૧૯યરૂ-
શાલેમના સર્વ રહેવાસીઓએ તે જાણ્યું, તેથી તે ખેતરનું નામ તેઓની ભાષામાં
આકેલદામા, એટલે લોહીનું ખેતર, એવું પાડવામાં આવ્યું). ૨૦કેમકે ગીત-
શાસ્ત્રમાં લખેલું છે, કે

"તેની રહેવાની જગા ઉજ્જડ થાય,
અને તેમાં કોઈ ન વસે,"
અને, "તેનું અધ્યક્ષપદ બીજો લે."

૨૧માટે યોહાનના બાપ્તિસ્માથી માંડીને પ્રભુ ઈસુને આપણી પાસેથી ઉપર લઈ
લેવામાં આવ્યો તે દિવસ સુધી તેણે આપણામાં આવજા કરી, ૨૨તે સઘળા
વખતમાં જે માણસો આપણી સાથે ફરતા હતા તેઓમાંથી એક જણે આપણી સાથે
તેના પુનરુત્થાનના સાક્ષી થવું જોઈએ. ૨૩ત્યારે યુસફ જે બાર્સાબાસ કહેવાય છે,
જેની અટક યુસ્તસ હતી તે, તથા માત્થીઅસ, એ બેને તેઓએ રજૂ કર્યા.
૨૪તેઓએ પ્રાર્થના કરી, કે હે અંતરજામી પ્રભુ, ૨૫જે સેવા તથા પ્રેરિતપદમાંથી
યહુદા પતિત થઈને પોતાને ઠેકાણે ગયો, તેની જગા પૂરવાને આ બેમાંથી કોને તેં
પસંદ કર્યો છે તે અમને દેખાડ. ૨૬પછી તેઓએ તેઓને વાસ્તે ચિઠ્ઠીઓ નાખી,
એટલે માત્થીઆસના [નામની] ચિઠ્ઠી નીકળી; પછી અગિયાર પ્રેરિતોની સાથે તે
પણ પ્રેરિત તરીકે ગણાયો.

## પવિત્ર આત્માનું દાન

૨ પચાસમાનો દિવસ આવ્યો, તે વખતે તેઓ સર્વે એક સ્થળે એકઠા થયા
હતા. ૨ત્યારે આકાશમાંથી એકાએક ભારે આંધીના ઘુઘવાટ જેવો અવાજ
આવ્યો, અને તેઓ જ્યાં બેઠા હતા તે આખું ઘર ગાજી રહ્યું. ૩અગ્નિના જેવી
છૂટી છૂટી પડતી જીભો તેઓના જોવામાં આવી; અને તેઓમાંના દરેક ઉપર [એક
એક] બેઠી. ૪તેઓ સર્વે પવિત્ર આત્માથી ભરપૂર થયા, અને આત્માએ જેમ
તેઓને બોલવાની શક્તિ આપી તેમ તેઓ અન્ય ભાષાઓમાં બોલવા લાગ્યા.

૫હવે આકાશ તળેના દરેક દેશમાંથી ધાર્મિક યહુદીઓ યરૂશાલેમમાં રહેતા
હતા. ૬તે અવાજ સાંભળવામાં આવ્યો ત્યારે ઘણા લોકો ભેગા થયા, અને દંગ
થઈ ગયા, કેમકે તેઓમાંના દરેકે પોતપોતાની ભાષામાં તેઓને બોલતા સાંભળ્યા.
૭તેઓ સર્વે વિસ્મિત થયા, અને આશ્ચર્ય પામીને એકબીજાને કહેવા લાગ્યા,
કે જુઓ, શું આ સઘળા બોલનારા ગાલીલના નથી? ૮તો આપણે આપણી
માતૃભાષામાં [તેઓને બોલતાં] કેમ સાંભળીએ છીએ? ૯પારથીઓ, માદીઓ,

એલામીઓ, મેસોપોટામ્યાના, યહુદાહના, કાપાદોકિયાના, પંતસના, આશિયાના,
૧૦ ફ્રુગિયાના, પાંફુલ્યાના, મિસરના તથા કુરેની પાસેના લિબીયાના પ્રાંતોમાંના
રહેવાસીઓ તથા રૂમી પ્રવાસીઓ, યહુદીઓ તથા યહૂદી થએલા યહુદીઓ પણ, ૧૧ ક્રેતીઓ
તથા આરબો, આપણી પોતપોતાની ભાષાઓમાં દેવનાં મોટાં કામો વિષે તેઓને
બોલતાં સાંભળીએ છીએ. ૧૨ તેઓ સર્વે વિસ્મય પામ્યા અને ગૂંચવણમાં પડીને
એકબીજાને કહેવા લાગ્યા, કે આ શું હશે? ૧૩ પણ બીજાઓએ ઠઠ્ઠામશ્કરી કરીને
કહ્યું, કે એ માણસોએ નવો દ્રાક્ષારસ પીધેલો છે.

## પચાસમાના દિવસે પીતરનું ભાષણ

૧૪ ત્યારે અગિયારની સાથે પીતરે ઊભા થઈ ઊંચે સ્વરે તેઓને કહ્યું, કે
યહુદાહના માણસો તથા યરૂશાલેમના રહેવાસીઓ, તમે સર્વે આ જાણી લો, અને મારી
વાતોને કાન દો. ૧૫ આ માણસો પીધેલા છે એમ તમે ધારો છો, પણ એમ
નથી; કેમકે [હજી તો] દિવસનો પહેલો જ પહોર છે; ૧૬ પણ એ તો યોએલ
પ્રબોધકે જે કહ્યું હતું તેજ છે; એટલે કે

૧૭ દેવ કહે છે, કે પાછલા દિવસોમાં એમ થશે, કે હું સર્વે માણસો
પર મારો આત્મા રેડી દઈશ:
અને તમારા દીકરા તથા તમારી દીકરીઓ પ્રબોધ કરશે,
તમારા જુવાનોને સદર્શનો થશે,
અને તમારા વૃદ્ધોને સ્વપ્નો આવશે;
૧૮ વળી તે સમયે હુ મારા દાસો પર તથા મારી દાસીઓ પર
મારો આત્મા રેડી દઈશ;
અને તેઓ પ્રબોધ કરશે;
૧૯ વળી હું ઉપર આકાશમા અદ્ભુત કામ,
તથા નીચે પૃથ્વી પર ચમત્કારો દેખાડીશ;
લોહી તથા અગ્નિ તથા ધુમાડાના ગોટગોટા [દેખાડીશ];
૨૦ પ્રભુનો તે મહાન તથા પ્રસિદ્ધ દિવસ આવ્યા અગાઉ સૂર્ય
અધકારરૂપ, અને ચંદ્ર લોહીરૂપ થઈ જશે;
૨૧ [તે સમયે] એમ થશે કે જે કોઈ પ્રભુને નામે પ્રાર્થના કરશે તે
તારણ પામશે.

૨૨ હે ઈસ્રાએલી માણસો, તમે આ વાતો સાંભળો: ઈસુ નાઝારી જેની મારફતે
દેવે તમારામાં જે પરાક્રમો તથા આશ્ચર્યો તથા ચમત્કારો કરાવ્યાં, જે વિષે તમે
પોતે પણ જાણો છો, તેઓ વડે તે માણસ દેવને પસંદ પડેલો છે, એવું તમારી
આગળ [સાબિત થયું] છતાં, ૨૩ દેવના સંકલ્પ તથા પૂર્વજ્ઞાન પ્રમાણે તેને
પરસ્વાધીન કરવામાં આવ્યો, તેને તમે પકડીને દુષ્ટોની હસ્તક વધસ્તંભે જડાવીને
મારી નાખ્યો; ૨૪ તેને દેવે મરણની વેદનાથી છોડાવીને ઉઠાડયો; કેમકે તેનાથી
તે બંધાઈ રહે એ અશક્ય હતું. ૨૫ કેમકે દાઊદ તેને વિષે કહે છે, કે

મેં પોતાની સંમુખ પ્રભુને નિત્ય જોયો;
તે મારે જમણે હાથે છે, તેથી મને ખસેડવામાં આવે નહિ.
૨૬ એથી મારું અંત:કરણ મગ્ન થયું, અને મારી જીભે હર્ષ કર્યો;
વળી મારો દેહ પણ આશામાં રહેશે;
૨૭ કેમકે તું મારા આત્માને હાડેસમાં રહેવા દઈશ નહિ,
વળી તું તારા પવિત્રને કોહવાણ પણ જોવા દઈશ નહિ.
૨૮ તેં મને જીવનના માર્ગ જણાવ્યા છે;
તું તારા મુખ[ના દર્શન]થી મને આનંદથી ભરપૂર કરીશ.

૨૯ ભાઈઓ, [આપણા] પૂર્વજ દાઊદ વિષે હું તમને ખુલ્લી રીતે કહી શકું છું,
કે તે મરણ પામ્યો છે, અને દટાયો પણ છે, અને તેની કબર આજ સુધી આપણે
અહીં છે. ૩૦ તે પ્રબોધક હતો, અને દેવે સમ ખાઈને મને કહ્યું છે, કે તારાં
સંતાનમાંના એકને હું તારા રાજ્યાસન પર બેસાડીશ, એવું તે જાણતો હતો; ૩૧ અને
એવું અગાઉથી જાણીને તેણે ખ્રિસ્તના પુનરુત્થાન વિષે કહ્યું, કે તેને હાડેસમાં
રહેવા દેવામાં આવ્યો નહિ, અને તેના દેહે કોહવાણ પણ જોયું નહિ. ૩૨ એ
ઈસુને દેવે ઉઠાડયો છે, અને તે વિષે અમે સર્વે સાક્ષી છીએ. ૩૩ માટે દેવને જમણે
હાથે તેને ઉપર લઈ લેવામાં આવ્યો, અને બાપ પાસેથી પવિત્ર આત્માનું વચન
પામીને, આ જે તમે જુઓ છો તથા સાંભળો છો, તે તેણે રેડ્યું છે. ૩૪ કેમકે
દાઊદ તો આકાશમાં ચઢયો નહોતો; પણ તે પોતે કહે છે,

૩૫ પ્રભુએ મારા પ્રભુને કહ્યું, કે
હું તારા શત્રુઓને તારું પાદાસન કરું,
ત્યાં સુધી તું મારે જમણે હાથે બેસ.

૩૬ એ માટે ઈસ્રાએલના તમામ લોકોએ નિશ્ચે જાણવું, કે જે ઈસુને તમે વધસ્તંભ
પર મારી નાખ્યો, તેને દેવે પ્રભુ તથા ખ્રિસ્ત બનાવ્યો છે.

૩૭ હવે આ સાંભળીને તેઓનાં મન વીંધાઈ ગયાં, અને તેઓએ પીતરને તથા
બીજા પ્રેરિતોને કહ્યું, કે ભાઈઓ, અમે શું કરીએ? ૩૮ ત્યારે પીતરે તેઓને [કહ્યું,
કે] પસ્તાવો કરો, અને ઈસુ ખ્રિસ્તને નામે તમારામાંનો દરેક બાપ્તિસ્મા પામો, કે
તમારાં પાપનું નિવારણ થાય; અને તમને પવિત્ર આત્માનું દાન મળશે. ૩૯ કેમકે
તે વચન તમારે સારુ, તમારાં છોકરાંને સારુ તથા જેઓ દૂર છે તેઓને સારુ, એટલે
આપણો દેવ પ્રભુ જેટલાંને પોતાની પાસે બોલાવશે તે સર્વેને સારુ છે. ૪૦ તેણે
બીજી ઘણી વાતો કહીને સાક્ષી આપી, તથા બોધ કર્યો, કે તમે આ જમાનાના આડા
લોકથી બચી જાઓ. ૪૧ ત્યારે જેઓએ તેની વાત સ્વીકારી તેઓ બાપ્તિસ્મા
પામ્યાં, અને તેજ દિવસે ત્રણેક હજાર માણસ ઉમેરાયાં.

## ખ્રિસ્તી મંડળનું ધાર્મિક જીવન

૪૨ તેઓ પ્રેરિતોના બોધમાં, સંગતમાં, રોટલી ભાંગવામાં તથા પ્રાર્થનામાં
દૃઢતાથી લાગુ રહ્યાં.

૪૩ બધા ભયભીત થયા, અને પ્રેરિતોથી ઘણા અદ્‌ભુત કૃત્યો તથા ચમત્કારો
થયા ૪૪ સર્વ વિશ્વાસ કરનારાઓ ભેગા રહેતા હતા, અને તેઓની બધી [મિલકત]
સામાન્ય હતી ૪૫ તેઓ પોતાની મિલકત તથા સરસામાન વેચી નાખતા, અને
દરેકની અગત્ય પ્રમાણે સર્વેને વહેંચી આપતા ૪૬ તેઓ નિત્ય મંદિરમા એકચિત્તે
[હાજર] રહેતા તથા ઘેરેઘેર રોટલી ભાંગીને ઉમંગથી તથા નિખાલસ મનથી ભોજન
કરતા હતા, ૪૭ અને તેઓ દેવની સ્તુતિ કરતા હતા, અને સર્વ લોકો તેમના પર
પ્રસન્ન હતા વળી પ્રભુ રોજરોજ તારણ પામનારાઓને તેઓમા ઉમેરતો હતો

## લંગડા ભિખારીનુ ચાલતા થવુ

૩ પ્રાર્થનાની વેળાએ, બપોરે ત્રણ વાગે, પીતર તથા યોહાન મંદિરમા જતા
હતા ૨ એક જન્મથી લંગડા માણસને [લોક] ઊંચકીને લઈ જતા હતા,
અને તેને મંદિરમા જનારાની પાસે ભીખ માગવા સારૂ મંદિરના સુંદર નામના દરવાજા
આગળ નિત્ય બેસાડતા હતા, ૩ તેણે પીતરને તથા યોહાનને મંદિરમા જતા
જોઈને ભીખ માગી ૪ ત્યારે પીતરે તથા યોહાને તેની સામુ એકીનજરે જોઈને
કહ્યુ, કે અમારી તરફ જો ૫ તેઓની પાસેથી કંઈ મળશે એવી આશાથી તેણે
તેઓ પર ધ્યાન આપ્યુ ૬ પણ પીતરે કહ્યુ, કે સોનુરૂપુ તો મારી પાસે નથી, પણ
મારી પાસે જે છે તે હુ તને આપુ છુ ઈસુ ખ્રિસ્ત નાઝારીના નામથી ચાલતો થા
૭ તેણે તેનો જમણો હાથ પકડીને તેને ઉઠાડયો, એટલે તરત તેના પગમા તથા
ઘૂંટીઓમા જોર આવ્યુ ૮ તે કૂદીને ઊભો થયો, અને ચાલવા લાગ્યો, ચાલતો ને
કૂદતો, તથા દેવની સ્તુતિ કરતો તે તેઓની સાથે મંદિરમા ગયો ૯ સર્વ લોકોએ
તેને ચાલતો તથા દેવની સ્તુતિ કરતો જોયો, ૧૦ અને તેઓએ તેને ઓળખ્યો કે
મંદિરના સુંદર [નામના] દરવાજા આગળ જે ભીખ માગવાને બેસતો હતો તે એજ
છે, અને તેને જે થયુ હતુ તેથી તેઓ બહુ આશ્ચર્ય પામ્યા

૧૧ તે [માણસ] પીતર તથા યોહાનને પકડી રહ્યો હતો, એટલામા બધા લોક
બહુ વિસ્મય પામીને સુલેમાનની કહેવાતી પરસાળમા તેઓની પાસે દોડી આવ્યા

## મંદિરમા પીતરનુ ભાષણ

૧૨ તે જોઈને પીતરે લોકોને ઉત્તર આપ્યો, કે ઈસ્રાએલી માણસો,
આને જોઈને તમે કેમ અજાયબ થાઓ છો? અને જાણે અમે અમારા પોતાના
સામર્થ્યથી અથવા ધાર્મિકપણાથી તેને ચાલતો કર્યો હોય તેમ શા માટે અમને
ધારી ધારીને જોઈ રહ્યા છો? ૧૩ ઈબ્રાહીમના ઈસહાકના તથા યાકૂબના દેવે,
એટલે આપણા પૂર્વજોના દેવે, પોતાના સેવક ઈસુને મહિમાવાન કર્યો, જેને તમે
પકડાવ્યો અને પીલાતે તેને છોડી દેવાનુ ઠરાવ્યુ હતુ ત્યારે તમે તેની આગળ
તેનો નકાર કર્યો ૧૪ પણ તમે તે પવિત્ર તથા ન્યાયીનો નકાર કર્યો, અને
આમારે સારૂ એક ખૂનીને છોડી દેવામાં આવે એવુ માગીને ૧૫ તમે જીવનના
અધિકારીને મારી નાખ્યો, તેને દેવે મૂએલાંમાથી ઉઠાડયો; અને અમે તેના
સાક્ષી છીએ. ૧૬ તેના નામ પરના વિશ્વાસથી આ માણસ જેને તમે જુઓ છો

અને ઓળખો છો, તેને તેના નામે શક્તિમાન કર્યો; હા, તેના પરના વિશ્વાસે
તમો સર્વેની આગળ તેને આ પૂરું આરોગ્ય આપ્યું છે. ૧૭હવે ભાઈઓ,
તમે તેમજ તમારા અધિકારીઓએ પણ અજ્ઞાનપણાથી તે કામ કર્યું એ હું
જાણું છું. ૧૮પણ દેવે બધા પ્રબોધકોનાં મુખદ્વારા આગળથી જે કહ્યું હતું,
કે તેનો ખ્રિસ્ત દુઃખ સહેશે, તે એ રીતે તેણે પૂર્ણ કર્યું. ૧૯માટે તમે
પસ્તાવો કરો, ને ફરો, જેથી તમારાં પાપ ભૂંસી નાખવામાં આવે; અને એમ
પ્રભુની હજૂરમાંથી તાજગીના સમયો આવે; ૨૦અને ખ્રિસ્ત, જેને તમારે
સારુ ઠરાવવામાં આવ્યો છે, તેને, એટલે ઈસુને, તે મોકલે. ૨૧દેવે જગતના
આરંભથી પોતાના પવિત્ર પ્રબોધકોનાં મુખદ્વારા જે વિષે કહ્યું છે તે સઘળાની
પુનઃસ્થાપના થવાના સમયો સુધી આકાશમાં તેણે [એટલે ઈસુએ] રહેવું
જોઈએ. ૨૨મુસાએ તો કહ્યું હતું, કે પ્રભુ દેવ તમારા ભાઈઓમાંથી મારા
જેવા એક પ્રબોધકને તમારે સારુ ઊભો કરશે, તે જે કંઈ તમને કહે તે સઘળી
બાબતો વિષે તમારે તેનું સાંભળવું. ૨૩જે કોઈ માણસ તે પ્રબોધકનું નહિ
સાંભળે, તેનો લોકમાંથી પૂરેપૂરો નાશ થશે. ૨૪વળી શમૂએલથી માંડીને
તેની પાછળ આવનાર જેટલા પ્રબોધકો બોલ્યા છે, તે સર્વેએ પણ આ દિવસો
વિષે કહ્યું છે. ૨૫તમે પ્રબોધકોનાં સન્તાન છો, અને તારી સંતતિદ્વારા પૃથ્વી
પરનાં સર્વ કુળો આશીર્વાદિત થશે, એવું ઈબ્રાહીમને કહીને દેવે તમારા પૂર્વજો
સાથે કરાર કર્યો, તેનાં [સંતાન] તમે છો. ૨૬દેવે પોતાના સેવકને ઊભો
કર્યો, ને તેને પ્રથમ તમારી પાસે મોકલ્યો, જેથી તમારાં દુષ્કૃત્યોથી ફેરવીને
તે તમારામાંના [દરેકને] આશીર્વાદ આપે.

## પીતર તથા યોહાન ન્યાયસભાની રૂબરૂ

૪ તેઓ લોકોની આગળ વાત કરતા હતા એટલામાં યાજકો, મંદિરનો સરદાર,
તથા સાદુકીઓ તેઓ પર ધસી આવ્યા; ૨કેમકે તેઓ લોકોને બોધ
કરતા હતા, અને ઈસુમાં મૂએલાનું પુનરુત્થાન [થાય છે, એવું] પ્રગટ કરતા હતા,
તે તેઓને બહુ માઠું લાગ્યું હતું. ૩તેઓએ તેમના પર હાથ નાખ્યા, અને
તે વેળા સાંજ પડી હતી, માટે બીજા દિવસ સુધી તેઓને બંદીખાનામાં રાખ્યા.
૪તોપણ જેઓએ વાત સાંભળી હતી તેઓમાંના ઘણાએ વિશ્વાસ કર્યો,
અને [વિશ્વાસ કરનારા]ની સંખ્યા આશરે પાંચ હજારની થઈ.

૫બીજે દિવસે તેઓના અધિકારીઓ, વડીલો, શાસ્ત્રીઓ, ૬તથા આન્નાસ
પ્રમુખ યાજક, કાયાફાસ, યોહાન, આલેક્સાંદર તથા પ્રમુખ યાજકના સર્વ સગા
યરૂશાલેમમાં એકઠા થયા. ૭તેઓએ તેઓને વચમાં ઊભા રાખીને પૂછ્યું, કે
કેવા પરાક્રમથી, કે કેવા નામથી તમે એ કર્યું છે? ૮ત્યારે પીતરે પવિત્ર
આત્માથી ભરપૂર થઈને તેઓને કહ્યું, કે ઓ લોકોના અધિકારીઓ તથા
વડીલો, ૯જો સારું કામ એક અશક્ત માણસના હકમાં થયું છે, કે તે શાથી
સાજો થયો છે, તે વિષે જો આજ અમારી તપાસ થાય છે, ૧૦તો તમો

સર્વેને તથા સર્વ ઈસ્રાએલી લોકોને માલૂમ થાય, કે ઈસુ ખ્રિસ્ત નાઝારી, જેને
તમે વધસ્તંભ પર મારી નાખ્યો, અને જેને દેવે મૂએલાંમાંથી ઉઠાડયો, તેના
નામથી આ માણસ સાજો થઈને અહીં તમારી આગળ ઊભો રહ્યો છે. ૧૧ જે
પથ્થર તમો બાંધનારાઓએ બાતલ કર્યો હતો તે એજ છે, તે ખૂણાનો મુખ્ય પથ્થર
થયો છે. ૧૨ બીજા કોઈથી તારણ નથી; કેમકે જેથી આપણું તારણ થાય એવું
બીજું કોઈ નામ આકાશ તળે માણસોમાં આપેલું નથી.

૧૩ ત્યારે પીતર તથા યોહાનની હિંમત જોઈને તથા તેઓ અભણ તથા
અજ્ઞાન માણસો છે, એ ધ્યાનમાં લઈને તેઓ આશ્ચર્ય પામ્યા; અને તેઓને
ઓળખ્યા કે તેઓ ઈસુની સાથે હતા. ૧૪ તે સાજા થએલા માણસને તેઓની
સાથે ઊભો રહેલો જોઈને તેઓથી કંઈ વિરુદ્ધ બોલી શકાયું નહિ. ૧૫ પણ
તેઓને સભામાંથી બહાર જવાનો હુકમ કર્યા પછી તેઓએ માંહોમાંહે વિચાર
કરીને કહ્યું, કે આ માણસોને આપણે શું કરીએ? ૧૬ કેમકે તેઓની મારફતે
એક પ્રસિદ્ધ ચમત્કાર થયો છે, એ તો યરૂશાલેમના સઘળા રહેવાસીઓને
માલૂમ છે; અને તેનો આપણે ઇનકાર કરી શકતા નથી. ૧૭ પણ લોકોમાં
તે વધારે ફેલાય નહિ, માટે આપણે તેઓને એવી ધમકી આપીએ કે હવે
પછી તમારે કોઈ પણ માણસની સાથે વાત કરતાં એ નામ લેવું નહિ.
૧૮ પછી તેઓએ તેઓને બોલાવીને તાકીદ આપી, કે વાત કરતાં તેમજ બોધ
કરતાં પણ તમારે ઈસુનું નામ બિલકુલ લેવું નહિ. ૧૯ પણ પીતર તથા
યોહાને તેઓને ઉત્તર આપ્યો, કે દેવના કરતાં તમારું સાંભળવું દેવની નજરમાં
યોગ્ય છે કે નહિ, એ તમે જ નક્કી કરો. ૨૦ કેમકે અમે જે જે જોયું તથા
સાંભળ્યું, તે કહ્યા વિના અમારાથી રહેવાય એમ નથી. ૨૧ તેઓને શિક્ષા
કરવાનું કંઈ કારણ ન જડવાથી તેઓએ લોકોને લીધે તેમને ફરીથી ધમકી
આપીને છોડી દીધા; કેમકે જે થયું હતું તેને લીધે સર્વ [લોકો] દેવને મહિમા
આપતા હતા. ૨૨ કેમકે જે માણસના હકમાં આ સાજો કરવાનો ચમત્કાર થયો હતો
તે ચાળીસ વરસથી વધારે વયનો હતો.

### પીતર તથા યોહાન પોતાના મિત્રો પાસે પાછા આવે છે

૨૩ પછી તેઓ છૂટીને પોતાના સાથીઓની પાસે ગયા, અને મુખ્ય યાજકોએ
તથા વડીલોએ તેમને જે કંઈ કહ્યું હતું, તે સઘળું તેમને કહી સંભળાવ્યું.
૨૪ તે સાંભળીને તેઓએ એક ચિત્તે દેવની આગળ મોટે સાદે કહ્યું, કે ઓ
પ્રભુ, આકાશ તથા પૃથ્વી તથા સમુદ્ર તથા તેઓમાંનાં સર્વેને ઉત્પન્ન કરનાર
[તું છે]; ૨૫ તેં તારા સેવક અમારા પૂર્વજ દાઊદના મુખદ્વારા પવિત્ર આત્માની
પ્રેરણાથી કહ્યું છે, કે

વિદેશીઓએ કેમ તોફાન કર્યું છે,
અને લોકોએ કેમ વ્યર્થ કલ્પના કરી છે?
૨૬ પ્રભુની વિરુદ્ધ તથા તેના ખ્રિસ્તની વિરુદ્ધ

પૃથ્વીના રાજાઓ સજ્જ થયા,
તથા અધિકારીઓ એકઠા થયા;

૨૭ કેમકે ખરેખર તારો પવિત્ર સેવક ઈસુ જેને તેં અભિષિક્ત કર્યો, તેની
વિરુદ્ધ હેરોદ તથા પંતીઅસ પીલાત વિદેશીઓ તથા ઈસ્રાએલી લોકોસહિત
આ શહેરમાં એકઠા થયા; ૨૮ જેથી તારા હાથે તથા તારા મનસૂબાએ જે
થવાનું આગળથી નિર્માણ થયું હતું તે સઘળું તેઓ કરે. ૨૯ હવે, હે પ્રભુ,
તું તેઓની ધમકીઓ ધ્યાનમાં લે, અને તારા સેવકોને તારી વાત પૂરેપૂરી
હિંમતથી કહેવાનું [સામર્થ્ય] આપ; ૩૦ તે દરમિયાન તું લોકોને નીરોગી
કરવાને તારો હાથ લાંબો કર; અને તારા પવિત્ર સેવક ઈસુને નામે ચમત્કારો
તથા અદ્દભુત કામો કરાવ. ૩૧ તેઓ પ્રાર્થના કરી રહ્યા ત્યારે જે મકાનમાં
તેઓ ભેગા થયા હતા તે હાલ્યું; તેઓ સર્વે પવિત્ર આત્માથી ભરપૂર થયા,
અને દેવની વાત હિંમતથી બોલવા લાગ્યા.

## સામાન્ય દ્રવ્ય

૩૨ વિશ્વાસ કરનારાઓનું મંડળ એક મનનું તથા એક જીવનું હતું, અને
પોતાનાં જે વાનાં હતાં તેમાંનું કંઈ મારું પોતાનું છે એવું કોઈ કહેતું નહિ;
પણ સઘળી વસ્તુઓ તેઓ સર્વેને સામાન્ય હતી. ૩૩ પ્રેરિતોએ મહા પરાક્રમથી
પ્રભુ ઈસુના પુનરુત્થાનની સાક્ષી પૂરી; અને તેઓ સર્વેના ઉપર ઘણી
કૃપા હતી. ૩૪ તેઓમાંના કોઈને કશાની અછત નહોતી; કારણ કે જેટલાની
પાસે ભોંય કે ઘર હતાં તેટલાએ તે વેચી નાખ્યાં. ૩૫ તેઓ વેચેલી વસ્તુઓનું
મૂલ્ય લાવીને પ્રેરિતોના પગ આગળ મૂકતા; અને જેની જેને અગત્ય હતી તે
પ્રમાણે તેને વહેંચી આપવામાં આવતું હતું.

૩૬ યુસફ કરીને એક લેવી હતો, તે સૈપ્રસનો વતની હતો, એની અટક
પ્રેરિતોએ બાર્નાબાસ (એટલે સુબોધનો દીકરો) પાડી હતી, ૩૭ તેની પાસે
ભોંય હતી, તે તેણે વેચી નાખી, અને તેનું નાણું લાવીને પ્રેરિતોના પગ
આગળ મૂક્યું.

## અનાન્યા તથા સાફીરા

૫ પણ અનાન્યા નામે એક માણસે તથા તેની સ્ત્રી સાફીરાએ પોતાની
મિલકત વેચી. ૨ તેની સ્ત્રીની સંમતિથી તેણે તેના મૂલ્યમાંથી થોડું
પોતાની પાસે રાખ્યું; અને તેણે કેટલોક ભાગ લાવીને પ્રેરિતોના પગ આગળ
મૂક્યો. ૩ પણ પીતરે કહ્યું, કે ઓ અનાન્યા, પવિત્ર આત્માને જૂઠું કહેવાનું,
તથા ભોંયના મૂલ્યમાંથી થોડું પોતાની પાસે રાખવાનું શેતાને તારા મનમાં
કેમ ભર્યું છે? ૪ તે [ભોંય] તારી પાસે હતી ત્યારે શું તે તારી નહોતી?
અને તેને વેચ્યા પછી શું [તેનું મૂલ્ય] તારે સ્વાધીન નહોતું? આવો વિચાર
તેં પોતાના મનમાં કેમ આવવા દીધો? તેં માણસોને નહિ પણ દેવને જૂઠું

કહ્યું છે ૫એ વાતો સાંભળતાંજ અનાન્યાએ પડીને પ્રાણ છોડ્યો, અને
જેઓએ એ વાત સાંભળી તે સર્વને ઘણો ભય લાગ્યો ૬પછી જુવાનોએ
ઊઠીને તેને [કફનમાં] વીંટાળ્યો, અને બહાર લઈ જઈને દાટ્યો
૭તએક કલાક પછી તેની સ્ત્રી માંહે આવી, જે થયું હતું, તેની તેને ખબર
નહોતી ૮ત્યારે પીતરે તેને પૂછ્યું, કે મને કહે, તમે શું આટલીજ કિંમતે
તે ભોંય વેચી? તેણે તેને કહ્યું, કે હા, એટલીજ કિંમતે ૯ત્યારે પીતરે તેને
કહ્યું, કે પ્રભુના આત્માનું પરીક્ષણ કરવાને તમે બન્નેએ કેમ સંપ કર્યો છે? જો,
તારા વરને દાટનારાઓના પગ બારણે આવી પહોંચ્યા છે, અને તેઓ તને
પણ લઈ જશે ૧૦તત્કાળ તેણે તેના પગ પાસે પડીને પ્રાણ છોડ્યો, પછી તે
જુવાનોએ માંહે આવીને તેને મૂએલી દીઠી, અને બહાર લઈ જઈને તેના વરને
પડખે તેને દાટી ૧૧[આથી] આખી મંડળીને તથા જે લોકોએ એ વાતો
સાંભળી તે સર્વને ઘણો ભય લાગ્યો

## પ્રેરિતોએ કરેલાં ચિહ્નો તથા ચમત્કારો

૧૨પ્રેરિતોની દસ્તક લોકોમાં ચમત્કારો તથા અદ્ભુત કામો ઘણાં થતાં,
(તેઓ સર્વે એક ચિત્તે સુલેમાનની પરસાળમાં એકઠા થતા હતા ૧૩પણ
બીજાઓમાંથી કોઈને તેઓની સાથે મળી જવાની હિંમત થતી ન હતી, તોએ
લોકો તેઓને માન આપતા, ૧૪અને પ્રભુ પર વિશ્વાસ કરનારા સંખ્યાબંધ
પુરુષો તથા સ્ત્રીઓ, વધારે ને વધારે ઉમેરાતાં ગયાં,) ૧૫એટલે સુધી કે
તેઓ માંદાને લાવીને માર્ગમાં પથારીઓ તથા ખાટલાઓ પર સુવાડતા, જેથી
પીતર પાસે થઈને જાય તો તેનો પડછાયો પણ તેઓમાંના કોઈના ઉપર પડે
૧૬વળી યરૂશાલેમની આસપાસના શહેરોમાંના ઘણા લોક માંદાને તથા અશુદ્ધ
આત્માઓથી પીડાતાને લઈને ત્યાં ભેગા થતા, અને તેઓ બધાને સાજા
કરવામાં આવતા

## પીતર તથા યોહાન ફરીથી ન્યાયસભાની રૂબરૂ

૧૭પણ પ્રમુખ યાજક તથા તેના સર્વ સાથીઓ (જેઓ સાદૂકીપંથના
હતા), તેઓને બહુ ઈર્ષા આવી ૧૮અને પ્રેરિતો ઉપર હાથ નાખીને
તેઓએ તેમને બંદીખાનામાં પૂર્યા ૧૯પણ રાત્રે પ્રભુના દૂતે બંદીખાનાનાં
બારણાં ઉઘાડ્યાં, અને તેઓને બહાર લાવીને કહ્યું, કે ૨૦તમે જાઓ, અને
મંદિરમાં ઊભા રહીને એ જીવન વિષેની સઘળી વાતો લોકોને કહી સંભળાવો
૨૧એ સાંભળીને તેઓએ પ્રભાતે મંદિરમાં જઈને બોધ કર્યો, પણ પ્રમુખ
યાજક તથા તેના સાથીઓએ આવીને સભાને બોલાવી તથા ઈસ્રાએલી લોકોના
વડીલોને એકઠા કર્યા, અને તેઓને ત્યાં લઈ આવવાને બંદીખાનામાં [માણસ]
મોકલ્યા ૨૨પણ સિપાઈઓ ત્યાં ગયા ત્યારે બંદીખાનામાં તેઓ તેમને
મળ્યા નહિ, તેઓએ પાછા આવીને ખબર આપી, કે ૨૩અમે બંદીખાનાને
સાંકળે બંધ કરેલું, તથા ચોકીદારોને બારણાં આગળ ઉભા રહેલા જોયા,

પણ અમે બારણું ઉઘાડ્યું ત્યારે અમને માંહે કોઈ માલૂમ પડ્યો નહિ. ૨૪ હવે
જ્યારે મંદિરના સરદારે તથા મુખ્ય યાજકોએ આ વાતો સાંભળી ત્યારે એ સંબંધી
તેઓ બહુ ગૂંચવણમાં પડયા, કે આનું શું પરિણામ આવશે? ૨૫ એટલામાં એક
જણે આવીને તેઓને ખબર આપી, કે જુઓ, જે માણસોને તમે બંદીખાનામાં
પૂર્યા હતા, તેઓ તો મંદિરમાં ઊભા રહીને લોકોને બોધ કરે છે. ૨૬ ત્યારે
સરદાર સિપાઈઓને સાથે લઈને જબરદસ્તી કર્યા વિના તેઓને લઈ આવ્યો;
કેમકે તેઓ લોકોથી બીતા હતા, કે રખેને તેઓ અમને પથરા મારે. ૨૭ તેઓએ
તેઓને લાવીને સભાની આગળ રજૂ કર્યા, ત્યારે પ્રમુખ યાજકે તેઓને પૂછ્યું,
કે ૨૮ અમે તમને સખત મના કરેલી હતી કે તમારે બોધ કરતાં એ નામ લેવું
નહિ; તે છતાં જુઓ, તમે તો તમારા બોધથી યરૂશાલેમને ગજાવી મૂક્યું છે,
અને એ માણસનું લોહી [ પાડવાનો દોષ ] અમારા ઉપર મૂકવા માગો છો.
૨૯ પણ પીતર તથા પ્રેરિતોએ ઉત્તર આપ્યો, કે માણસોના કરતાં દેવનું
અમારે વધારે માનવું જોઈએ. ૩૦ જે ઈસુને તમે વધસ્તંભ પર ટાંગીને મારી
નાખ્યો, તેને આપણા પૂર્વજોના દેવે ઉઠાડ્યો છે. ૩૧ તેને દેવે પોતાને જમણે
હાથે રાજા તથા તારનાર થવાને ઊંચો કર્યો છે, કે તે ઈસ્રાએલના મનમાં પશ્ચાત્તાપ
[ કરાવે ] તથા તેઓને પાપની માફી આપે. ૩૨ અમે એ વાતોના સાક્ષી
છીએ, અને દેવે પોતાની આજ્ઞા માનનારાઓને જે પવિત્ર આત્મા આપ્યો છે તે
પણ સાક્ષી છે.

૩૩ તે સાંભળીને તેઓનાં મન વીંધાઈ ગયાં, અને તેઓએ તેમને મારી
નાખવાનો મનસૂબો કર્યો. ૩૪ પણ ગમાલીએલ નામે એક ફરોશી ન્યાયશાસ્ત્રી,
જેને સઘળા લોકો માન આપતા હતા, તેણે સભામાં ઊભા થઈને હુકમ કર્યો કે
એ માણસોને થોડી વાર સુધી બહાર લઈ જાઓ. ૩૫ પછી તેણે તેઓને કહ્યું,
કે ઓ ઈસ્રાએલી માણસો, આ માણસોને તમે જે કરવા ધારો છો તે વિષે
સાવચેત રહો. ૩૬ કેમકે કેટલીક મુદત ઉપર થુદાએ બળવો કરીને કહ્યું, કે હું
એક મહાન પુરુષ છું; તેની સાથે આશરે ચારસો માણસ સામેલ થયા હતા;
તે માર્યો ગયો, અને જેટલાએ તેનું માન્યું તેઓ સર્વે વિખેરાઈ જઈને નાશ
પામ્યા. ૩૭ એના પછી વસ્તીપત્રક કરવાના વખતમાં ગાલીલના યહુદાએ બળવો
કરીને બહુ લોકોને પોતાની પછવાડે ખેંચ્યા; તે પણ નાશ પામ્યો, અને
જેટલા લોકોએ તેનું માન્યું તેઓ સર્વે વિખેરાઈ ગયા. ૩૮ હવે હું તમને કહું
છું, કે આ માણસોથી તમે આઘા રહો, અને તેમને રહેવા દો; કેમકે જો
એ મત અથવા એ કામ માણસોનું હશે તો તે ઊથલી પડશે; ૩૯ પણ જો
દેવનું હશે તો તમારાથી તે ઉથલાવી નંખાશે નહિ; નહિ તો કદાપિ તમે દેવની
સામા પણ લડનારા જણાશો. ૪૦ તેઓએ તેનું માન્યું; પછી તેઓએ પ્રેરિતોને
પોતાની પાસે પાછા બોલાવીને માર માર્યો; અને વાત કરતાં ઈસુનું નામ
લેવું નહિ, એવી આજ્ઞા કરીને તેઓએ તેમને છોડી દીધા. ૪૧ તેઓ તે નામને

લીધે અપમાન પામવા જોગ ગણાયા, તેથી હરખાતા હરખાતા તેઓ સભામાંથી ચાલ્યા ગયા. ૪૨ તેઓએ નિત્ય મંદિરમાં તથા ઘેર ઈસુ તેજ ખ્રિસ્ત છે તે વિષે શીખવવાનું તથા પ્રગટ કરવાનું છોડ્યું નહિ.

## સાત જણની નિમણૂક

૬ તે દિવસોમાં શિષ્યોની સંખ્યા વધતી જતી હતી, ત્યારે હેબ્રીઓની સામે ગ્રીક યહૂદીઓએ બડબડાટ કર્યો, કેમકે રોજ વહેંચણીમાં તેઓની વિધવાઓને પડતી મૂકવામાં આવતી હતી. ૨ ત્યારે બાર [પ્રેરિતોએ] બધા શિષ્યોને પોતાની પાસે બોલાવીને કહ્યું, કે અમે દેવની વાત પડતી મૂકીને ભાણા પીરસવાની સેવા કરીએ, એ શોભતું નથી. ૩ માટે, ભાઈઓ, તમે પોતાનામાંથી [પવિત્ર] આત્માથી તથા જ્ઞાનથી ભરપૂર એવા સાત પ્રતિષ્ઠિત માણસોને શોધી કાઢો, કે જેઓને અમે એ કામ પર નીમીએ. ૪ પણ અમે તો પ્રાર્થનામાં તથા [પ્રભુની] વાતની સેવામાં લાગુ રહીશું. ૫ એ વાત આખી મંડળીને સારી લાગી; અને વિશ્વાસથી તથા પવિત્ર આત્માથી ભરપૂર એવા સ્તેફન નામના એક માણસને, ફિલિપને, પ્રોખરસને, નિકાનોરને, તીમોનને, પાર્મેનાસને તથા અંત્યોખના યહૂદી થએલા નિકોલાસને તેઓએ પસંદ કર્યા. ૬ તેઓએ તેમને પ્રેરિતોની આગળ રજૂ કર્યા; અને તેઓએ પ્રાર્થના કરીને તેમના પર હાથ મૂક્યા.

૭ દેવની વાતનો પ્રચાર થતો ગયો, અને યરૂશાલેમમાં શિષ્યોની સંખ્યા ઘણી વધી ગઈ; ઘણા યાજકો પણ વિશ્વાસને આધીન થયા.

## સ્તેફન પર હુમલો

૮ સ્તેફન કૃપાથી તથા સામર્થ્યથી ભરપૂર હતો, તેણે લોકોમાં મોટાં અદ્ભુત કામો તથા ચમત્કારો કર્યાં. ૯ પણ લીબેરતીની કહેવાતી સભામાંના, કુરેનીના, આલેક્સાંદ્રિયાના, કીલીકીના તથા આસિયાના કેટલાએક આગળ આવીને સ્તેફન સાથે વાદવિવાદ કરવા લાગ્યા. ૧૦ પણ તે એવા જ્ઞાનથી તથા આત્માની પ્રેરણાથી બોલતો હતો કે તેઓ તેની સામે ટકી શક્યા નહિ. ૧૧ ત્યારે તેઓએ કેટલાએક માણસોને સમજાવ્યા, જેઓએ કહ્યું, કે અમે તેને મુસા તથા દેવની વિરુદ્ધ દુર્ભાષણ કરતાં સાંભળ્યો છે. ૧૨ તેઓ લોકોને, વડીલોને તથા શાસ્ત્રીઓને ઉશ્કેરીને તેના પર તૂટી પડ્યા, અને તેને પકડીને સભામાં લાવ્યા. ૧૩ તેઓએ જૂઠા સાક્ષીઓને ઊભા કર્યા, જેઓએ કહ્યું, કે એ માણસ આ પવિત્ર સ્થાન તથા નિયમશાસ્ત્રની વિરુદ્ધ દુર્ભાષણ કર્યા વિના રહેતો નથી; ૧૪ કેમકે અમે તેને એમ કહેતાં સાંભળ્યો છે, કે એ ઈસુ નાઝારી આ સ્થાનનો નાશ કરશે, અને જે રીતરિવાજો મુસાએ આપણને ફરમાવ્યા છે તેઓને એ બદલી નાખશે. ૧૫ જેઓ સભામાં બેઠેલા હતા તેઓ સર્વે તેની તરફ એકીનજરે જોઈ રહ્યા, અને તેઓને તેનું મોં દેવદૂતના મોં જેવું દેખાયું.

## સ્તેફનનું ભાષણ

૭ ત્યારે પ્રમુખ યાજકે પૂછ્યું, કે શું આ પ્રમાણે હકીકત છે? ૨[સ્તેફને]
કહ્યું, કે

ભાઈઓ તથા વડીલો, સાંભળો. આપણો પૂર્વજ ઈબ્રાહીમ હારાનમાં રહેવા
આવ્યો તે અગાઉ તે મેસોપોટામ્યામાં રહેતો હતો, ત્યારે મહિમાવાન દેવે તેને
દર્શન દઈને ૩કહ્યું, કે તું તારા દેશમાંથી તથા તારાં સગાંમાંથી નીકળ, અને
જે દેશ હું તને દેખાડું તેમાં જઈને રહે. ૪ત્યારે ખાલદી દેશમાંથી નીકળીને
તે હારાનમાં જઈ રહ્યો; અને ત્યાંથી તેનો બાપ મરણ પામ્યો ત્યાર પછી આ
દેશ જેમાં તમે હમણાં રહો છો, તેમાં [દેવે] તેને લાવીને વસાવ્યો. ૫તેણે
એ દેશમાં તેને કંઈ વતન આપ્યું નહિ; ના, એક ડગલું પણ નહિ; અને જો
કે હજી સુધી તેને સંતાન થયું નહોતું તોપણ તેણે તેને તથા તેના પછી તેના
વંશજોને વતન તરીકે [આ દેશ] આપવાનું વચન આપ્યું. ૬દેવે તેને કહ્યું,
કે તારા વંશજો પરદેશમાં રહેશે, અને [ત્યાંના લોકો] ચારસો વરસ સુધી
તેઓને ગુલામગીરીમાં રાખીને દુઃખ દેશે. ૭વળી દેવે કહ્યું, કે તેઓ જે
લોકોના ગુલામ થશે તેઓનો ન્યાય હું કરીશ, અને ત્યાર પછી તેઓ ત્યાંથી
આવીને આ ઠેકાણે મારી સેવા કરશે. ૮તેણે તેને સુન્નતનો કરાર કરાવી
આપ્યો; ત્યાર પછી [ઈબ્રાહીમથી] ઈસહાક થયો, અને તેણે આઠમે દિવસે તેની
સુન્નત કરી; પછી ઈસહાકથી યાકૂબ થયો, અને યાકૂબથી બાર પૂર્વજો થયા.
૯પછી પૂર્વજોએ યુસફ પર અદેખાઈ રાખીને તેને મિસરમાં [લઈ જવા સારૂ]
વેચી દીધો; પણ દેવ તેની સાથે હતો. ૧૦તેણે તેનાં સર્વ સંકટોમાંથી તેને
છોડાવ્યો, અને તેને એવી બુદ્ધિ આપી કે મિસરનો રાજા ફારૂન તેના પર પ્રસન્ન
થયો; તેણે તેને મિસર પર તથા પોતાના આખા મહેલ પર અધિકારી નીમ્યો.
૧૧પછી આખા મિસરમાં તથા કનાનમાં દુકાળ પડ્યો, જેથી ભારે સંકટ
આવ્યું, અને આપણા પૂર્વજોને ખાવાનું મળ્યું નહિ. ૧૨પણ યાકૂબના સાંભળવામાં
આવ્યું કે મિસરમાં અનાજ છે, ત્યારે તેણે આપણા પૂર્વજોને પહેલી
વખત ત્યાં મોકલ્યા. ૧૩પછી બીજી વખતે યુસફે પોતાના ભાઈઓને પોતાની
ઓળખાણ આપી; એટલે યુસફનું કુળ ફારૂનના જાણવામાં આવ્યું. ૧૪ત્યારે
યુસફે સંદેશો મોકલીને પોતાના બાપ યાકૂબને તથા પોતાનાં સઘળાં સગાંને,
એટલે પોણોસો માણસને પોતાની પાસે તેડાવ્યાં. ૧૫યાકૂબ મિસર ગયો,
અને [ત્યાં] તે તથા આપણા પૂર્વજો ગુજરી ગયા. ૧૬તેઓને શખેમ લઈ
જવામાં આવ્યા, અને ત્યાં જે કબરસ્તાન ઈબ્રાહીમે રૂપાનાણું આપીને હમોરના
દીકરાઓ પાસેથી વેચાતું લીધું હતું તેમાં દાટ્યા. ૧૭પણ જે વચન દેવે
ઈબ્રાહીમને આપ્યું હતું, તેનો સમય જેમ જેમ પાસે આવતો ગયો તેમ તેમ
મિસરમાં તે લોકોની વૃદ્ધિ થતી ગઈ, અને તેઓ પુષ્કળ થયા. ૧૮એવામાં
મિસરમાં એક બીજો રાજા થયો, જે યુસફને ઓળખતો નહોતો. ૧૯તેણે

આપણી કોમની સાથે કપટ કરીને આપણા પૂર્વજોને દુ ખ દીધું, એટલે તેઓના
બાળકો જીવે નહિ માટે તેઓને તેમની પાસે નાખી દેવડાવ્યા ૨૦ તે અરસામા
મુસા જન્મ્યો, તે ઘણો સુદર હતો, પોતાના બાપના ઘરમા ત્રણ મહિના સુધી
તેનું પાલન થયુ, ૨૧ પછી તેને નાખી દીધો, ત્યારે ફારૂનની દીકરીએ તેને
ઉપાડી લઈને પોતાના દીકરા તરીકે તેને પાળ્યો ૨૨ મુસાને મિસરીઓની
સર્વ વિદ્યા શીખવવામા આવી હતી, તે બોલવાચાલવામા બાહોશ, તથા કામ
કરવામા પરાક્રમી હતો ૨૩ પણ તે લગભગ ચાળીસ વરસનો થયો ત્યારે
પોતાના ઈસ્રાએલી ભાઈઓને મળવાનુ તેને મન થયુ ૨૪ તેઓમાના એક
પર અન્યાય થતો જોઈને તેણે તેને સહાય કરી અને મિસરીને મારી નાખીને
જેના પર જુલમ થતો હતો તેનુ વૈર વાળ્યુ ૨૫ દેવ મારી હસ્તક તેઓનો
છૂટકારો કરશે, એમ મારા ભાઈઓ સમજતા હશે, એવુ તેણે ધાર્યું, પણ
તેઓ સમજ્યા નહિ ૨૬ તેને બીજે દિવસે તેઓમા ટટો ચાલતો હતો તે
વખતે તે તેઓની પાસે આવ્યો, અને તેમની વચ્ચે સલાહ કરાવવાની ઇચ્છાથી
તેણે કહ્યું, કે ભલા માણસો, તમે ભાઈઓ છો, તો શા માટે એકબીજા પર
અન્યાય ગુજારો છો? ૨૭ પણ જે પોતાના પડોશી પર અન્યાય ગુજારતો હતો
તેણે તેને ધક્કો મારીને કહ્યું કે અમારા પર કોણે તને અધિકારી તથા ન્યાયાધીશ
નીમ્યો છે? ૨૮ પેલા મિસરીને તેં ગઈ કાલે મારી નાખ્યો તેમ શું તું
મને પણ મારી નાખવા ધારે છે? ૨૯ આ વાત સાંભળીને મુસા નાઠો, અને
મિદ્યાન દેશમા જઈ રહ્યો, ત્યા તેને બે દીકરા થયા ૩૦ ચાળીસ વરસ પૂરા
થયા ત્યારે દેવદૂતે સિનાય પહાડના રાનમા ઝાડવા મધ્યે અગ્નિની જ્વાળામા તેને
દર્શન દીધું ૩૧ મુસા તે દેખાવ જોઈને આશ્ચર્ય પામ્યો, અને તે તેને જોવા
સારૂ પાસે જતો હતો એવામા પ્રભુની વાણી થઈ, કે ૩૨ હુ તારા બાપ
દાદાઓનો દેવ, એટલે ઈબ્રાહીમનો, ઈસહાકનો તથા યાકૂબનો દેવ છું ત્યારે
મુસાને કપારો છૂટ્યો અને તેને જોવાની તેની છાતી ચાલી નહિ ૩૩ પ્રભુએ
તેને કહ્યુ કે તું તારા પગમાથી ચંપલ કાઢ, કેમકે જે સ્થળે તું ઊભો છે તે
પવિત્ર ભૂમિ છે ૩૪ મિસરમા જે મારા લોક છે તેઓનું દુ ખ મેં નિશ્ચ જોયુ
છે, તેઓના નિસાસા મેં સાંભળ્યા છે, અને તેઓને છોડાવવા હુ ઊતર્યો છું.
હવે ચાલ, હુ તને મિસરમા મોકલીશ. ૩૫ જે મુસાનો તેઓએ નકાર કરીને
કહ્યું હતું કે તને કોણે અધિકારી તથા ન્યાયધીશ નીમ્યો, તેને જે દૂત તેને
ઝાડવા મધ્ય દેખાયો હતો તેની હસ્તક દેવે અધિકારી તથા ઉદ્ધાર કરનાર
થવા સારૂ મોકલ્યો ૩૬ એ માણસે તેઓને બહાર લાવતા મિસર દેશમા,
રાતા સમુદ્રમા તથા ચાળીસ વરસ સુધી રાનમા અદ્ભુત કામો તથા ચમત્કારો
કર્યાં ૩૭ જે મુસાએ ઈસ્રાએલીઓને કહ્યું હતું, કે દેવ તમારા ભાઈઓમાથી
મારા જેવા એક પ્રબોધકને તમારે સારૂ ઊભો કરશે, તે એજ છે ૩૮ જે
[મુસા] રાનમાની મંડળીમા હતો, જેની સાથે સિનાય પહાડ પર દેવદૂત

બોલતો હતો, અને જે આપણા પૂર્વજોની સાથે હતો તે એજ છે; અને આપણને આપવા સારૂ તેને જીવનનાં વચનો આપવામાં આવ્યાં; ૩૯ આપણા પૂર્વજોએ તેની આજ્ઞાઓ પાળવાનું ઇચ્છ્યું નહિ, પણ પોતાની પાસેથી તેને હડસેલી મૂક્યો, અને પાછા મિસર જવાને મનમાં આતુર થયા; ૪૦ તેઓએ હારૂનને કહ્યું, કે અમારી આગળ ચાલવા સારૂ અમારે વાસ્તે દેવો બનાવ; કેમકે પેલો મુસા જે અમને મિસરમાંથી દોરી લાવ્યો તેનું શું થયું એ અમે જાણતા નથી. ૪૧ તે દિવસોમાં તેઓએ [સોનાનું] વાછરડું બનાવ્યું, અને તે મૂર્તિને બળિદાન આપ્યું, અને પોતાના હાથની કૃતિમાં હર્ષ પામ્યા. ૪૨ પણ દેવે તેઓથી વિમુખ થઈને તેઓને તજી દીધા, કે તેઓ આકાશના સૈન્યની પૂજા કરે; પ્રબોધકોના પુસ્તકમાં લખેલું છે તે પ્રમાણે,

ઓ ઈસ્રાએલના વંશજો, તમે અરણ્યમાં ચાળીસ વરસ સુધી
મને યજ્ઞો તથા બળિદાનો ચઢાવ્યાં હતાં?
૪૩ તમે મોલેખનો માંડવો તથા રેફાન દેવનો તારો,
એટલે પૂજા કરવાને જે મૂર્તિઓ તમે બનાવી,
તેઓને ઉંચકીને ચાલ્યા:
અને હું તમને બાબેલને પેલે પાર લઈ જઈશ.

૪૪ જેણે મુસાને કહ્યું, કે જે નમૂનો તે દીઠો છે તે પ્રમાણે તારે સાક્ષ્યમંડપ બનાવવો, તેના ઠરાવ મુજબ અરણ્યમાં આપણા પૂર્વજોની પાસે [તે સાક્ષ્યમંડપ] હતો. ૪૫ વળી પોતાના સમયમાં આપણા પૂર્વજો પણ યહોશુઆસહિત તે [સાક્ષ્યમંડપ]ને [અન્ય] પ્રજાઓ (જેઓને દેવે આપણા પૂર્વજોની આગળથી હાંકી કાઢી) તેઓનું વતન પ્રાપ્ત કરીને માંહે લાવ્યા તે [સાક્ષ્યમંડપ] દાઊદના વખત સુધી રહ્યો. ૪૬ [દાઊદ] પર દેવની કૃપાદૃષ્ટિ થઈ; તેણે યાકૂબના દેવને સારૂ રહેઠાણ મેળવવાની રજા માગી; ૪૭ પણ સુલેમાને તેને સારૂ મંદિર બાંધ્યું. ૪૮ તો પણ હાથે બાંધેલાં મંદિરોમાં પરાત્પર [દેવ] રહેતો નથી; જેમ પ્રબોધક કહે છે તેમ,

૪૯ આકાશ મારૂં રાજ્યાસન,
તથા પૃથ્વી મારૂં પાદાસન છે;
તો તમે મારે સારૂ કેવું મંદિર બાંધશો? એમ પ્રભુ કહે છે:
અથવા મારૂં વિશ્રામસ્થાન કયું હોય?
૫૦ શું, મેં મારે હાથે એ બધાં નથી બનાવ્યાં?

૫૧ ઓ હઠીલાઓ, અને બેસુન્નત મન તથા કાનવાળાઓ, તમે સદા પવિત્ર આત્માની સામા થાઓ છો. જેમ તમારા પૂર્વજોએ કર્યું તેમજ તમે પણ કરો છો. ૫૨ પ્રબોધકોમાંના કોને તમારા પૂર્વજોએ સતાવ્યો નહોતો? જેઓએ તે ન્યાયીના આવવા વિષે આગળથી ખબર આપી હતી તેઓને તેઓએ મારી નાખ્યા; અને હવે તમે, જેઓને દૂતોદ્વારા નિયમ મળ્યો, પણ

તમે તે પાળ્યો નહિ, ૫૩ તે તમે તે [ન્યાયી]ને પરસ્વાધીન કરનારા તથા
તેનું ખૂન કરનારા થયા છો!

## સ્તેફનનું મરણ

૫૪ આ વાતો સાંભળીને તેઓનાં મન વીંધાઈ ગયાં, અને તેઓ તેની સામે
દાંત પીસવા લાગ્યા. ૫૫ પણ પવિત્ર આત્માથી ભરપૂર થઈને તેણે આકાશ
તરફ એકીનજરે જોઈ રહેતાં, દેવનો મહિમા તથા દેવને જમણે હાથે ઈસુને
ઊભેલો જોયો. ૫૬ તેણે કહ્યું, કે જુઓ, આકાશ ખુલ્લું થએલું તથા દેવને
જમણે હાથે માણસના દીકરાને ઊભેલો હું જોઉં છું. ૫૭ પણ તેઓએ બૂમ
પાડીને પોતાના કાન બંધ કર્યા, અને તેના પર એકે સામટા ધસી આવ્યા.
૫૮ તેઓએ તેને શહેર બહાર લઈ જઈને પથરા માર્યા; સાક્ષીઓએ શાઊલ
નામે એક જુવાનના પગ આગળ પોતાનાં લૂગડાં મૂક્યાં હતાં. ૫૯ તેઓ
સ્તેફનને પથરા મારતા હતા ત્યારે તેણે [પ્રભુની] પ્રાર્થના કરીને કહ્યું, કે ઓ
પ્રભુ ઈસુ, મારા આત્માનો અંગીકાર કર. ૬૦ તેણે ઘૂંટણે પડીને મોટો ઘાંટો
પાડીને કહ્યું, કે ઓ પ્રભુ, આ દોષ તેઓને માથે ન મૂક. એમ કહીને તે
ઊંઘી ગયો.

## ખ્રિસ્તીઓની સતાવણી તથા વિખેરાઈ જવું

૮ શાઊલે તેનો ઘાત કરવાની સંમતિ આપી હતી. તેજ દહાડે યરૂશાલેમની
મંડળી પર ભારે સતાવણી શરૂ થઈ, એટલે પ્રેરિતો સિવાય તેઓ સર્વે
યહુદાહ તથા સમરૂનના પ્રાંતોમાં વિખેરાઈ ગયા. ૨ ધાર્મિક પુરુષોએ સ્તેફનને
દાટ્યો, અને તેને સારૂ ઘણો વિલાપ કર્યો. ૩ પણ શાઊલે મંડળી પર ભારે
ત્રાસ વર્તાવ્યો, એટલે ઘેરેઘેરથી પુરુષો તથા સ્ત્રીઓને ઘસડી લઈ જઈને
બંદીખાનામાં નાખ્યાં.

## ફિલિપ સમારીઆમાં

૪ જેઓ વિખેરાઈ ગયા હતા તેઓ સુવાર્તા પ્રગટ કરતા ચારેગમ ફર્યા.
૫ ફિલિપે સમારીઆ શહેરમાં જઈને તેઓને ખ્રિસ્ત વિષે બોધ કર્યો. ૬ તેણે
કહેલી વાતો સાંભળીને તથા તેણે કરેલા ચમત્કારો જોઈને લોકોએ તેની વાતો
પર એકચિત્તે ધ્યાન આપ્યું. ૭ કેમકે જેઓને અશુદ્ધ આત્માઓ વળગ્યા હતા
તેઓમાના ઘણામાંથી તેઓ મોટી બૂમ પાડતાં બહાર નીકળ્યા, અને ઘણા
પક્ષઘાતીઓને તથા લૂલાઓને સાજા કરવામાં આવ્યા. ૮ તે શહેરમાં બહુ
આનંદ થઈ રહ્યો.

## સીમોન જાદુગર

૯ પણ સીમોન નામે એક માણસ તે શહેરમાં અગાઉ જાદુ કરતો હતો,
અને હું કોઈ મહાન વ્યક્તિ છું એમ કહીને સમરૂનના લોકોને છક કરી નાખતો
હતો; ૧૦ તેઓ નાનાથી તે મોટા સુધી સર્વે તેનું સાંભળતા, તેઓ કહેતા,
કે દેવની જે મહાન શક્તિ કહેવાય છે તે એ માણસ છે. ૧૧ તેણે ઘણી

મુદતથી પોતાની જાદુક્રિયાથી તેઓને છક કરી નાખ્યા હતા, માટે તેઓ તેનું
સાંભળતા હતા. ૧૨ પણ ફિલિપ દેવના રાજ્ય તથા ઈસુ ખ્રિસ્તના નામ વિષે
સુવાર્તા પ્રગટ કરતો હતો તેવામાં તેઓનો વિશ્વાસ તેના પર બેઠો, અને પુરુષોએ
તેમજ સ્ત્રીઓએ પણ બાપ્તિસ્મા લીધું. ૧૩ સીમોને પોતે પણ વિશ્વાસ કર્યો
અને બાપ્તિસ્મા પામીને ફિલિપની સાથે રહ્યો; અને ચમત્કારો તથા મોટાં પરાક્રમી
કામો બનતાં જોઈને તે આશ્ચર્ય પામ્યો.

## પીતર તથા યોહાન સમારીઆમાં

૧૪ હવે સમરૂનીઓએ દેવની વાત સ્વીકારી છે એવું યરૂશાલેમમાં પ્રેરિતોના
સાંભળવામાં આવ્યું, એટલે તેઓએ પીતર તથા યોહાનને તેઓની પાસે મોકલ્યા.
૧૫ ત્યાં પહોંચ્યા પછી તેઓ પવિત્ર આત્મા પામે માટે તેઓએ તેઓને સારૂ
પ્રાર્થના કરી; ૧૬ કેમકે ત્યાર સુધી તેઓમાંના કોઈના ઉપર તે ઉતર્યો નહોતો;
પણ તેઓ માત્ર પ્રભુ ઈસુને નામે બાપ્તિસ્મા પામ્યા હતા. ૧૭ પછી તેઓએ
તેઓના પર હાથ મૂક્યા, એટલે તેઓ પવિત્ર આત્મા પામ્યા. ૧૮ હવે પ્રેરિતોના
હાથ મૂકવાથી પવિત્ર આત્મા આપવામાં આવે છે, એ જોઈને સીમોને તેઓને
પૈસા આપવા માંડ્યા, ૧૯ અને કહ્યું, કે તમે મને પણ એ અધિકાર આપો કે જેના
પર હું હાથ મૂકું તે પવિત્ર આત્મા પામે. ૨૦ પણ પીતરે તેને કહ્યું, કે દેવનું દાન
પૈસાથી વેચાતું લેવાનું તેં ધાર્યું માટે તારી સાથે તારા પૈસા નાશ પામો. ૨૧ આ
વાતમાં તારે લાગભાગ નથી, કેમકે તારૂં અંતઃકરણ દેવની આગળ ચોખ્ખું નથી.
૨૨ માટે તારી આ દુષ્ટતાનો પસ્તાવો કર, અને પ્રભુને વિનંતી કર, કે કદાચ તારા
અંતઃકરણનો વિચાર તને માફ થાય. ૨૩ કેમકે હું જોઉં છું કે તું પિત્તની કડવાશમાં,
અને પાપના બંધનમાં છે. ૨૪ ત્યારે સીમોને ઉત્તર આપ્યો, કે તમારી કહેલી
વાતોમાંની કોઈ પણ મારા પર ન આવે માટે તમે મારે સારૂ પ્રભુને વિનંતી કરો.
૨૫ હવે [ત્યાં] સાક્ષી આપ્યા પછી તથા પ્રભુની વાત પ્રગટ કર્યા પછી
સમરૂનીઓનાં ઘણાં ગામોમાં સુવાર્તા પ્રગટ કરીને તેઓ યરૂશાલેમ પાછા
આવ્યા.

## ફિલિપ તથા હબશી ખોજો

૨૬ પણ પ્રભુના દૂતે ફિલિપને કહ્યું, કે ઊઠ, ને યરૂશાલેમથી ગાઝાહ જવાના
માર્ગ સુધી દક્ષિણ તરફ જા; ત્યાં અરણ્ય છે. ૨૭ તે ઊઠીને ગયો; અને
જુઓ, એક હબશી ખોજો, જે હબશીઓની રાણી કાંડાકેના હાથ નીચે મોટો
અમલદાર તથા તેના સઘળા ભંડારનો કારભારી હતો, તે ભજન કરવા સારૂ
યરૂશાલેમ આવ્યો હતો. ૨૮ તે પાછો જતાં પોતાના રથમાં બેસીને યશાયાહ
પ્રબોધક[નું પુસ્તક] વાંચતો હતો. ૨૯ આત્માએ ફિલિપને કહ્યું, કે તું પાસે
જઈને એ રથની સાથે થઈ જા. ૩૦ ત્યારે ફિલિપ તેની પાસે દોડી ગયો,
અને તેને યશાયાહ પ્રબોધક[નું પુસ્તક] વાંચતો સાંભળીને પૂછ્યું, કે તું જે

વાંચે છે તે શું તું સમજે છે? ૩૧ ત્યારે તેણે કહ્યું, કે કોઈના સમજાવ્યા
સિવાય હું કેમ કરીને સમજી શકું? ત્યારે તેણે ફિલિપને વિનંતી કરી, કે
ઉપર ચઢીને મારી પાસે બેસ. ૩૨ શાસ્ત્રનું જે પ્રકરણ તે વાંચતો હતો તે એ
હતું, કે

ઘેટાની પેઠે મારી નંખાવવાને તેને લઈ જવામાં આવ્યો;
અને જેમ હલવાન પોતાના કાતરનારની આગળ મૂંગું રહે છે,
તેમ તેણે પોતાનું મોં ઉઘાડ્યું નહિ;
૩૩ તેની દીનાવસ્થામાં તેનો ન્યાય ડૂબી ગયો,
તેના જમાનાના લોકનું વર્ણન કોણ કરી દેખાડશે?
કેમકે તેનો જીવ પૃથ્વી પરથી લઈ લેવામાં આવ્યો

૩૪ ત્યારે તે ખોજાએ ફિલિપને ઉત્તર આપ્યો, કે હું તને વિનંતી કરું છું, કે પ્રભક
કોના વિષે એ કહે છે? પોતાના વિષે કે કોઈ બીજાના વિષે? ૩૫ ત્યારે ફિલિપે
બોલવાનું શરૂ કર્યું અને શાસ્ત્રની એ વાતથી આરંભ કરીને તેને ઈસુ [વિષેની સુવાર્તા]
પ્રગટ કરી ૩૬ તેઓ માર્ગે ચાલતા એક જળાશય પાસે આવી પહોંચ્યા,
ત્યારે ખોજાએ કહ્યું, કે જો, [અહીં] પાણી છે, મારે બાપ્તિસ્મા પામવાને
શી અડચણ છે? ૩૭ [ત્યારે ફિલિપે કહ્યું, કે જો તું તારા પૂરા મનથી વિશ્વાસ
કરે છે તો એ ઉચિત છે તેણે ઉત્તર આપ્યો, કે ઈસુ ખ્રિસ્ત તે દેવનો
દીકરો છે, એવું હું માનું છું] ૩૮ પછી તેણે રથ ઊભો રાખવાનો હુકમ
કર્યો, અને ફિલિપ તથા ખોજો બન્ને પાણીમાં ઊતર્યા, અને તેણે તેને બાપ્તિસ્મા
આપ્યું ૩૯ તેઓ પાણીમાંથી બહાર આવ્યા ત્યારે પ્રભુનો આત્મા ફિલિપને
લઈ ગયો, અને ખોજાએ ફરી તેને જોયો નહિ, પરંતુ તે આનંદ કરતો કરતો
પોતાને માર્ગે ચાલ્યો ગયો ૪૦ પણ ફિલિપ આઝોતસમાં જોવામાં આવ્યો,
તે કાઈસારીઆ પહોંચતા સુધી માર્ગમાંના સર્વ શહેરોમાં સુવાર્તા પ્રગટ કરતો
કરતો ગયો

## શાઊલનું બદલાણ

૯ પણ શાઊલ હજુ સુધી પ્રભુના શિષ્યોને ઘાત કરવાની ધમકીઓ આપતો
હતો પ્રમુખ યાજકની પાસે જઈને ૨ તેણે તેની પાસેથી દમસ્કમાંની
સભાઓ પર પત્રો માગ્યા કે જો તેને એ માર્ગનો કોઈ પણ પુરુષ કે સ્ત્રી મળે,
તો તે તેઓને બાંધીને યરૂશાલેમ લઈ આવે ૩ તે ચાલતા ચાલતા દમસ્ક
પાસે પહોંચ્યો, ત્યારે એવું બન્યું કે એકાએક તેની આસપાસ આકાશમાંથી
પ્રકાશ ઝળક્યો ૪ તે ભોંય પર પડી ગયો, અને તેની સાથે બોલતી એક
વાણી તેણે સાંભળી, કે શાઊલ, શાઊલ, તું મને કેમ સતાવે છે? ૫ ત્યારે તેણે
કહ્યું, કે પ્રભુ તું કોણ છે? તેણે કહ્યું, કે હું ઈસુ છું ? જેને તું સતાવે છે,
૬ પણ તું ઊઠ, શહેરમાં જા અને તારે શું કરવું તે તને કહેવામાં આવશે
૭ તેની સાથે ચાલનારા માણસો સ્તબ્ધ થઈ ગયા, કેમકે તેઓએ વાણી સાંભળી

ખરી, પણ કોઈને દીઠો નહિ. ૮ પછી શાઊલ ભોંય પરથી ઊઠયો; તેની આંખો
ઊઘડી ત્યારે તે કંઈ દેખી શકયો નહિ; એટલે તેઓ તેનો હાથ પકડીને તેને
દમસ્કમાં દોરી ગયા. ૯ ત્રણ દિવસ સુધી તે દેખી શકયો નહિ, અને તેણે કંઈ
ખાધું કે પીધું નહિ.

## શાઊલ દમસ્કમાં

૧૦ હવે દમસ્કમાં અનાન્યા નામે એક શિષ્ય હતો; તેને પ્રભુએ દર્શન દઈને
કહ્યું, કે અનાન્યા; ત્યારે તેણે કહ્યું, કે પ્રભુ, હું આ રહ્યો. ૧૧ ત્યારે પ્રભુએ
તેને કહ્યું, કે ઊઠીને પાધરા નામના રસ્તામાં જા, ને શાઊલ નામે તાર્સસના
એક માણસ વિષે યહુદાના ઘરમાં ખબર કાઢ; કેમકે જો, તે પ્રાર્થના કરે છે;
૧૨ તેણે [દર્શનમાં] જોયું છે, કે અનાન્યા નામે એક માણસ માંહે આવીને
તે દેખતો થાય માટે તેના પર હાથ મૂકે છે. ૧૩ પણ અનાન્યાએ ઉત્તર
આપ્યો, કે પ્રભુ, યરૂશાલેમમાંના તારા સંતોને એ માણસે કેટલું બધું દુઃખ
દીધું છે એ મેં ઘણા[નાં મોં]થી સાંભળ્યું છે; ૧૪ અને જેઓ તારે નામે
પ્રાર્થના કરે છે તે સર્વેને બાંધીને લઈ જવા સારૂ મુખ્ય યાજકો પાસેથી અહીં
પણ તેને અધિકાર મળ્યો છે. ૧૫ પણ પ્રભુએ તેને કહ્યું, કે તું ચાલ્યો જા;
કેમકે વિદેશીઓ, રાજાઓ તથા ઈસ્રાએલપુત્રોની આગળ મારૂં નામ પ્રગટ કરવા
સારૂ એ મારૂં પસંદ કરેલું પાત્ર છે. ૧૬ કેમકે મારા નામને લીધે તેને કેટલું
બધું દુઃખ સહન કરવું પડશે, એ હું તેને દેખાડીશ. ૧૭ ત્યારે અનાન્યા
ચાલ્યો ગયો, અને તે ઘરમાં પેઠો; અને તેના પર હાથ મૂકીને કહ્યું, કે ભાઈ
શાઊલ, પ્રભુ, એટલે ઈસુ, જે તને માર્ગમાં આવતાં દેખાયો, તેણે તું દેખતો
થાય, અને પવિત્ર આત્માથી તું ભરપૂર થાય માટે મને મોકલ્યો છે. ૧૮ ત્યારે
તેની આંખો પરથી તત્કાળ છાલાં જેવું કંઈ ખરી પડયું એટલે તે દેખતો
થયો; અને ઊઠીને તે બાપ્તિસ્મા પામ્યો. ૧૯ તેણે ભોજન કર્યું એટલે તેને
શક્તિ આવી.

પછી તે દમસ્કમાંના શિષ્યોની સાથે કેટલાએક દિવસ રહ્યો. ૨૦ તેણે
લાગલો જ સભાસ્થાનોમાં ઈસુને પ્રગટ કર્યો, કે તે દેવનો દીકરો છે. ૨૧ જેઓએ
તેનું સાંભળ્યું તેઓ સર્વે વિસ્મય પામીને બોલ્યા, કે જેણે આ નામની પ્રાર્થના
કરનારાઓનો યરૂશાલેમમાં ઘાણ વાળ્યો, અને તેઓને બાંધીને મુખ્ય યાજકોની પાસે
લઈ જવા માટે અહીં આવ્યો છે, તે શું એ નથી? ૨૨ પણ શાઊલમાં વિશેષ બળ
આવતું ગયું, અને [ઈસુ] તેજ ખ્રિસ્ત છે એનાં પ્રમાણો આપીને તેણે દમસ્કમાં
રહેનારા યહુદીઓને ગૂંચવી નાખ્યા.

૨૩ ઘણા દિવસ વીત્યા પછી યહુદીઓએ તેને મારી નાખવાની મસલત કરી;
૨૪ પણ તેઓનું કાવતરું શાઊલને માલૂમ પડયું. તેઓએ તેને મારી નાખવા સારૂ
રાતદહાડો ભાગળોની પણ ચોકી કરી; ૨૫ પણ તેના શિષ્યોએ તેને રાત્રે ટોપલામાં
[બેસાડીને] કોટ ઉપરથી ઉતારી મૂકયો.

## શાઊલ યરૂશાલેમ તથા તાર્સસમાં

૨૬ તેણે યરૂશાલેમ આવીને શિષ્યોની સાથે મળી જવાને કોશિશ કરી, પણ
તેઓ બધા તેનાથી બીતા હતા, કેમકે તે શિષ્ય છે એવું તેઓ માનતા નહોતા.
૨૭ પણ બાર્નાબાસ તેને પ્રેરિતોની પાસે તેડી ગયો, અને તેણે માર્ગમાં કેવી રીતે
પ્રભુને જોયો હતો, અને કેવી રીતે તે તેની સાથે બોલ્યો હતો, અને તેણે કેવી રીતે
દમસ્કમાં ઈસુને નામે હિંમતથી ઉપદેશ કર્યો હતો, એ તેણે તેઓને કહી દેખાડ્યું.
૨૮ ત્યાર પછી યરૂશાલેમમાં તેઓની સાથે તે આવજા કરતો રહ્યો; ૨૯ તે હિંમતથી
પ્રભુને નામે ઉપદેશ કરતો હતો, અને ગ્રીક યહૂદીઓ સાથે વાદવિવાદ કરતો હતો;
પણ તેઓ તેને મારી નાખવાનો લાગ શોધતા હતા. ૩૦ ત્યારે ભાઈઓના જાણવામાં
તે આવ્યું ત્યારે તેઓ તેને કાઈસારીઆ લઈ ગયા, અને ત્યાંથી તેઓએ તેને તાર્સસ
મોકલી દીધો.

૩૧ ત્યારે આખા યહૂદાહ, ગાલીલ તથા સમરૂનમાંની મંડળી દૃઢ થઈને શાંતિ
પામી; અને પ્રભુના ભયમાં તથા પવિત્ર આત્માના દિલાસામાં ચાલીને વધતી ગઈ.

## લુદામાં પીતરના ચમત્કાર

૩૨ પીતર બધે ફરતો ફરતો લુદામાં રહેનારા સંતોની પાસે પણ આવ્યો.
૩૩ ત્યાં તેને એનિયસ નામે એક માણસ મળ્યો, તે પક્ષાઘાતી હતો, અને આઠ
વરસથી ખાટલે પડેલો હતો. ૩૪ પીતરે તેને કહ્યું, કે એનિયસ, ઈસુ ખ્રિસ્ત તને
સાજો કરે છે; ઊઠ, અને તારું બિછાનું પાથર; એટલે તે તરત ઊઠ્યો. ૩૫ [ત્યારે]
લુદા તથા શારોનના બધા રહેવાસીઓ તેને જોઈને પ્રભુ તરફ વળ્યા.

## દરકાસ

૩૬ હવે જોપ્પામાં એક શિષ્યા હતી, તેનું નામ તાબીથા, એટલે દરકાસ,
હતું; તે બાઈ રૂડી કરણીઓમાં આગળ પડતી તથા પુષ્કળ દાનધર્મ કરતી હતી.
૩૭ તે સમયે તે માંદી પડીને ગુજરી ગઈ; અને તેઓએ તેને નવડાવીને મેડી પર
સુવાડી. ૩૮ હવે લુદા જોપ્પા પાસે હતું, તેથી પીતર ત્યાં છે એવું સાંભળીને
શિષ્યોએ બે માણસને તેની પાસે મોકલીને એવી આજીજી કરી, કે અમારી પાસે
આવવાને તું ઢીલ કરીશ નહિ. ૩૯ ત્યારે પીતર ઊઠીને તેઓની સાથે ગયો, અને
તે આવી પહોંચ્યો એટલે તેઓ તેને મેડી ઉપર લઈ ગયા; સઘળી વિધવાઓ
તેની પાસે ઊભી રહીને રુદન કરતી હતી, અને દરકાસ તેઓની સાથે હતી
ત્યારે તેણે જે અંગરખા તથા લૂગડાં બનાવ્યાં હતાં તે તેઓ તેને દેખાડતી
હતી. ૪૦ પણ પીતરે તે સર્વને બહાર કાઢીને ઘૂંટણે પડીને પ્રાર્થના કરી;
પછી મુડદા તરફ ફરીને તેણે કહ્યું, કે તાબીથા, ઊઠ. ત્યારે તેણે પોતાની
આંખો ઉઘાડી; અને પીતરને જોઈને તે બેઠી થઈ. ૪૧ પછી તેણે
તેને હાથ આપીને ઉઠાડી; અને સંતોને તથા વિધવાઓને બોલાવીને તેને
જીવતી દેખાડી. ૪૨ આખા જોપ્પામાં એ વાતની ખબર પડી એટલે ઘણાએ

પ્રભુ પર વિશ્વાસ કર્યો. ૪૩ પછી જોપ્પામાં સીમોન નામે એક ચમારને ત્યાં
[પીતર] ઘણા દહાડા રહ્યો.

## પીતર તથા કરનેલ્યસ

૧૦ હવે કાઈસારીઆમાં કરનેલ્યસ નામે એક માણસ ઈટાલીઅન નામે
ઓળખાતી પલટણનો સૂબેદાર હતો. ૨ તે ધાર્મિક હતો, અને તે
તથા તેના ઘરનાં સઘળાં માણસો પણ દેવનો ભય રાખતાં; તે લોકોને ઘણાં
દાન આપતો, અને નિત્ય દેવની પ્રાર્થના કરતો હતો. ૩ તેણે એક દિવસ
બપોરે આશરે ત્રણ વાગે દર્શનમાં દેવના એક દૂતને પોતાની પાસે આવતો,
તથા પોતાને, ઓ કરનેલ્યસ, એમ કહેતો પ્રત્યક્ષ દીઠો. ૪ ત્યારે એકીનજરે
તેની સામું જોઈ રહીને તથા ભયભીત થઈને તેણે કહ્યું, કે પ્રભુ, શું છે?
તેણે તેને કહ્યું, કે તારી પ્રાર્થનાઓ તથા તારાં દાન દેવની આગળ યાદગીરીને
સારૂ પહોંચ્યાં છે. ૫ હવે તું જોપ્પામાં માણસો મોકલીને સીમોન, જેનું બીજું
નામ પીતર છે, તેને તેડાવ. ૬ સીમોન ચમારને ત્યાં તે ઉતર્યો છે, તેનું ઘર
સમુદ્રકાંઠે છે. ૭ જે દૂતે તેની સાથે વાત કરી હતી, તેના ગયા પછી તેણે
પોતાના ઘરના ચાકરોમાંના બેને, તથા જેઓ જાથુ તેની તહેનાતમાં રહેતા હતા
તેઓમાંના એક ધાર્મિક સિપાઈને બોલાવ્યા. ૮ તેણે તેઓને બધી વાત કહી
સંભળાવીને તેઓને જોપ્પા મોકલ્યા.

૯ હવે તેને બીજે દિવસે તેઓ ચાલતાં ચાલતાં શહેરની પાસે આવી
પહોંચ્યા, તેવામાં આશરે બપોરને સમયે પીતર પ્રાર્થના કરવાને ઘરના ધાબા
પર ચઢ્યો. ૧૦ તે ભૂખ્યો થયો. અને તેને ખાવાની રુચિ થઈ; પણ તેઓ
તૈયાર કરતા હતા એટલામાં તે મૂર્છાગત થયો; ૧૧ અને આકાશ ખુલ્લું
થએલું તથા એક વાસણ મોટી ચાદરના જેવું તેના ચાર ખૂણાથી લટકાવેલું
ધરતી પર ઉતરી આવતું તેણે જોયું. ૧૨ તેમાં પૃથ્વી પરનાં સઘળી જાતનાં
ચોપગાં તથા પેટે ચાલનારાં પ્રાણીઓ તથા આકાશનાં પક્ષીઓ હતાં. ૧૩ [ત્યારે]
એવી વાણી [તેના સાંભળવામાં] આવી, કે પીતર, ઊઠ; મારીને ખા. ૧૪ પણ
પીતરે કહ્યું, કે પ્રભુ, એમ તો નહિ; કેમકે કોઈ નાપાક કે અશુદ્ધ વસ્તુ મેં
કદી ખાધી નથી. ૧૫ ત્યારે બીજી વાર [તેના સાંભળવામાં] એવી વાણી આવી,
કે દેવે જે શુદ્ધ કર્યું છે, તેને તું નાપાક ન ગણ. ૧૬ એમ ત્રણ વાર થયું;
પછી તરત તે વાસણ આકાશમાં ઉપાડી લેવામાં આવ્યું.

૧૭ હવે આ જે દર્શન મને થયું છે તેનો શો અર્થ હશે, એ વિષે પીતર
બહુ ગુંચવાતો હતો એવામાં, જુઓ, કરનેલ્યસે મોકલેલા માણસો સીમોનનું
ઘર પૂછતા પૂછતા બારણા આગળ આવીને ઉભા રહ્યા. ૧૮ તેઓએ હાંક
મારીને પૂછ્યું, કે સીમોન, જેનું બીજું નામ પીતર છે, તે શું અહીં ઉતર્યો
છે? ૧૯ હવે પીતર તે દર્શન વિષે વિચાર કરતો હતો ત્યારે [પવિત્ર]
આત્માએ તેને કહ્યું, કે જો, ત્રણ માણસો તને શોધે છે. ૨૦ માટે તું ઊઠ,

અને નીચે ઊતરીને કંઈ સંદેહ રાખ્યા વિના તેઓની સાથે જા, કેમકે મેં તેઓને
મોકલ્યા છે. ૨૧ ત્યારે પીતર ઊતરીને તે માણસોની પાસે ગયો, અને કહ્યું,
કે જુઓ, જે માણસને તમે શોધો છો તે હું છું; તમે શા માટે આવ્યા છો?
૨૨ ત્યારે તેઓએ કહ્યું, કે કરનેલ્યસ નામે એક સુબેદાર છે, તે ન્યાયી તથા દેવનો
ભય રાખનાર માણસ છે, અને તેને વિષે આખી યહુદી કોમ સારૂ બોલે છે; તેને
પવિત્ર દૂતની મારફતે સૂચના મળી છે કે તે તને પોતાને ઘેર તેડાવીને તારી વાતો
સાંભળે. ૨૩ ત્યારે તેણે તેઓને માંહે બોલાવીને પરોણા રાખ્યા.

બીજે દિવસે તે તેઓની સાથે ગયો, અને જોપ્પામાંના કેટલાએક ભાઈઓ
પણ તેની સાથે ગયા. ૨૪ બીજે દિવસે તેઓ કાઈસારીઆ આવી પહોંચ્યા,
[તે વખતે] કરનેલ્યસ પોતાનાં સગાંને તથા પ્રિય મિત્રોને એકઠાં કરીને તેઓની
વાટ જોતો હતો. ૨૫ પીતર માંહે આવ્યો ત્યારે કરનેલ્યસ તેને મળ્યો, અને
તેને પગે પડીને તેણે દંડવત્ પ્રણામ કર્યા. ૨૬ પણ પીતરે તેને ઉઠાડીને કહ્યું,
કે ઊભો થા; હું પણ માણસ છું. ૨૭ તેની સાથે વાતો કરતો કરતો તે માંહે
ગયો, ત્યારે તેણે ઘણાને એકઠા થએલાં જોયા; ૨૮ તેણે તેઓને કહ્યું, કે તમે
પોતે જાણો છો કે બીજી કોમના માણસની સાથે સંબંધ રાખવો, અથવા તેને
ત્યાં જવું, એ યહુદી માણસને ઉચિત નથી; પણ દેવે તો મને દેખાડ્યું છે, કે
મારે કોઈ પણ માણસને નાપાક અથવા અશુદ્ધ કહેવું નહિ ૨૯ તેથી જ્યારે
જ્યારે મને તેડવામાં આવ્યો ત્યારે કંઈ આનાકાની કર્યા વગર હું આવ્યો;
માટે હું પૂછું છું, કે તમે શા કારણથી મને તેડાવ્યો છે? ૩૦ કરનેલ્યસે કહ્યું,
કે ચાર દિવસ ઉપર હું આ ઘડી સુધી મારા ઘરમાં ત્રીજા પહોરની પ્રાર્થના
કરતો હતો; ત્યારે જુઓ, ચળકતો પોશાક પહેરેલો એક માણસ મારી સામે
ઊભો રહ્યો; ૩૧ તે બોલ્યો, કે કરનેલ્યસ, તારી પ્રાર્થના સાંભળવામાં આવી
છે, અને તારાં દાન દેવની સમક્ષ સ્મરણમાં આવ્યાં છે ૩૨ માટે તું માણસને
જોપ્પા મોકલીને સીમોન, જેનું બીજું નામ પીતર છે, તેને તારી પાસે તેડાવ;
તે સમુદ્રને કાંઠે સીમોન ચમારને ઘેર ઊતરેલો છે. ૩૩ માટે મેં તરત તને
તેડાવ્યો; અને તું આવ્યો તે તેં બહુ સારૂ કર્યું. હવે પ્રભુએ જે વાતો તને
ફરમાવી છે, તે સર્વ સાંભળવા સારૂ અમે સઘળા અહીં દેવની સમક્ષ હાજર
થયા છીએ.

## પીતરનું ભાષણ

૩૪ ત્યારે પીતરે વાત શરૂ કરતાં કહ્યું, કે હવે હું ખચીત સમજું છું કે
દેવ પક્ષપાતી નથી; ૩૫ પણ દરેક દેશમાં જે કોઈ તેની બીક રાખે છે, ને
ન્યાયીપણું કરે છે, તે તેને માન્ય છે. ૩૬ ઈસુ ખ્રિસ્ત (તે સર્વનો પ્રભુ છે)
તેની મારફતે શાંતિની સુવાર્તા પ્રગટ કરતાં [દેવે] ઈસ્રાએલપુત્રોની પાસે જે
વાત મોકલી, ૩૭ એટલે યોહાને બાપ્તિસ્મા પ્રગટ કર્યા પછી ગાલીલથી માંડીને
આખા યહુદાહમાં જે વાત જાહેર કરવામાં આવી તે તમે પોતે જાણો છો;

૩૮ એટલે નાઝારેથના ઈસુની વાત કે જેને દેવે પવિત્ર આત્માથી તથા
સામર્થ્યથી અભિષિક્ત કર્યો; તે ભલું કરતો તથા શેતાનથી જેઓ પીડાતા
હતા તેઓ સર્વેને સાજા કરતો ફર્યો; કેમકે દેવ તેની સાથે હતો. ૩૯ તેણે
યહૂદીઓના પ્રાંતમાં તથા યરૂશાલેમમાં જે કામો કર્યાં તે સર્વના અમે સાક્ષી
છીએ; વળી તેને તેઓએ વધસ્તંભે જડીને મારી નાખ્યો. ૪૦ તેને દેવે ત્રીજે
દિવસે ઉઠાડ્યો, અને સર્વ લોકોની આગળ નહિ, ૪૧ પણ અગાઉથી દેવના
પસંદ કરેલા જે સાક્ષીઓએ તેના મૂએલાંમાંથી ઊઠ્યા પછી તેની સાથે
ખાધુંપીધું હતું તેઓની આગળ, એટલે અમારી આગળ, તેને પ્રગટ કર્યો. ૪૨ તેણે
અમને આજ્ઞા આપી કે લોકોને ઉપદેશ કરો, અને સાક્ષી આપો કે દેવે એને જ
જીવતાંનો તથા મૂએલાંનો ન્યાયાધીશ ઠરાવેલો છે. ૪૩ તેને વિષે સઘળા
પ્રબોધકો સાક્ષી આપે છે કે જે કોઈ તેના પર વિશ્વાસ કરે છે તે તેના નામથી
પાપની માફી પામશે.

## વિધર્મીઓ પવિત્ર આત્મા તથા બાપ્તિસ્મા પામે છે

૪૪ પીતર એ વાતો કહેતો હતો એટલામાં જે લોકો વાત સાંભળતા હતા
તેઓ સર્વેના ઉપર પવિત્ર આત્મા ઊતર્યો. ૪૫ ત્યારે વિદેશીઓ પર પણ
પવિત્ર આત્માનું દાન રેડાયું છે [એ જોઈને] સુનતીઓમાંના જે વિશ્વાસ
કરનારા પીતરની સાથે આવ્યા હતા તેઓ સર્વે વિસ્મય પામ્યા. ૪૬ કેમકે
તેઓને [અન્ય] ભાષાઓમાં બોલતા, તથા દેવની સ્તુતિ કરતા તેઓએ
સાંભળ્યા. ૪૭ ત્યારે પીતરે ઉત્તર આપ્યો, કે આપણી પેઠે તેઓ પણ પવિત્ર
આત્મા પામ્યા છે, તો તેઓને બાપ્તિસ્મા આપવાને પાણીની મના કોણ કરી
શકે? ૪૮ તેણે ઈસુ ખ્રિસ્તને નામે તેઓને બાપ્તિસ્મા આપવાની આજ્ઞા આપી;
પછી તેઓએ કેટલાએક દિવસ [ત્યાં] રહેવાની તેને વિનંતી કરી.

## પીતર પોતાના કૃત્યના બચાવમાં બોલે છે

૧૧ હવે જે પ્રેરિતો તથા ભાઈઓ યહુદાહમાં હતા તેઓના સાંભળવામાં
આવ્યું, કે વિદેશીઓએ પણ દેવની વાતનો અંગીકાર કર્યો છે.
૨ જ્યારે પીતર યરૂશાલેમ પાછો આવ્યો, ત્યારે સુનતીઓએ તેની સાથે
વાદ કરતાં કહ્યું, કે ૩ તેં બેસુનતીઓને ઘેર જઈને તેઓની સાથે ખાધું.
૪ ત્યારે પીતરે તેઓને તે વાતનો વિગતવાર ખુલાસો કરીને કહ્યું, કે ૫ હું
જોપ્પા શહેરમાં પ્રાર્થના કરતો હતો, તે વખતે મને મૂર્છા આવી; અને મેં
દર્શનમાં જાણે કે એક મોટી ચાદર તેના ચાર ખૂણાથી લટકાવેલી હોય તેવું
એક વાસણ આકાશમાંથી ઊતરતું જોયું; તે મારી પાસે આવ્યું. ૬ તેના
પર એકીનજરે જોઈને મેં ધ્યાન આપ્યું તો મેં [તેમાં] પૃથ્વી પરનાં ચોપગાં
પ્રાણીઓ, રાની પશુઓ, પેટે ચાલનારાં પ્રાણીઓ તથા આકાશનાં પક્ષીઓ
દીઠાં. ૭ વળી મેં એક વાણી મને એમ કહેતી સાંભળી, કે પીતર, ઊઠ;
મારીને ખા. ૮ પણ મેં કહ્યું, પ્રભુ, એમ નહિ; કેમકે મારા મોંમાં કોઈ પણ

-નાપાક અથવા અશુદ્ધ વસ્તુ કદી પેઠી નથી. ૯ પણ તેના ઉત્તરમાં આકાશ-
માંથી બીજી વાર વાણી થઈ, કે દેવે જે શુદ્ધ કર્યું છે, તેને તું નાપાક ન
ગણ. ૧૦ એમ ત્રણ વાર થયું; પછી તે બધાંને આકાશમાં પાછાં ખેંચી
લેવામાં આવ્યાં. ૧૧ અને જુઓ, તેજ વેળાએ કાઈસારીઆથી મારી પાસે
મોકલેલા ત્રણ માણસ જે ઘરમાં અમે હતા તેની આગળ આવી ઊભા રહ્યા.
૧૨ [પવિત્ર] આત્માએ મને કહ્યું, કે કંઈ પણ ભેદ રાખ્યા વિના તું તેઓની
સાથે જા. આ છ ભાઈઓ પણ મારી સાથે આવ્યા; અને અમે તે માણસના
ઘરમાં ગયા; ૧૩ ત્યારે તેણે અમને ખબર આપી, કે મેં મારા ઘરમાં
એક દૂતને ઊભેલો જોયો, તેણે મને કહ્યું, કે [માણસને] જોપ્પા મોકલીને
સીમોન, જેનું બીજું નામ પીતર છે, તેને તેડાવ; ૧૪ તે તને એવી વાતો
કહેશે કે જેથી તું તથા તારા ઘરનાં સર્વ માણસો તારણ પામશે. ૧૫ હું
બોલવા લાગ્યો કે તરત જેમ પ્રથમ આપણા પર પવિત્ર આત્મા ઊતર્યો હતો,
તેમ તેઓ પર પણ તે ઊતર્યો. ૧૬ ત્યારે યોહાને પાણીથી બાપ્તિસ્મા કર્યું
ખરું, પણ તમે પવિત્ર આત્માથી બાપ્તિસ્મા પામશો એ પ્રભુએ કહેલી વાત
મને યાદ આવી. ૧૭ માટે જ્યારે આપણે પ્રભુ ઈસુ ખ્રિસ્ત પર વિશ્વાસ
કર્યો ત્યારે આપણને જેવું [દાન] મળ્યું તેવું જ દાન દેવે તેઓને પણ આપ્યું.
તો હું કોણ, કે દેવને અટકાવું? ૧૮ આ વાતો સાંભળીને તેઓ છાના રહ્યા,
અને દેવને મહિમા આપતા કહ્યું, કે દેવે વિદેશીઓને પણ પશ્ચાત્તાપ [કરવાનું
મન] આપ્યું છે કે તેઓ જીવન પામે.

## અંત્યોખમાં વિધર્મીઓમાંથી થએલી મંડળી

૧૯ સ્તેફનના સબબમાં થએલી સતાવણીથી જેઓ વિખેરાઈ ગયા હતા
તેઓ ફેનીકે, સૈપ્રસ તથા અંત્યોખ સુધી ગયા, પણ તેઓએ યહૂદીઓ સિવાય
કોઈને [પ્રભુની] વાત પ્રગટ કરી ન હતી. ૨૦ પણ તેઓમાંના કેટલાએક
સૈપ્રસના તથા કુરેનીના માણસો હતા, તેઓએ અંત્યોખ આવીને ગ્રીક લોકને
પણ પ્રભુ ઈસુ વિષેની સુવાર્તા કહી સંભળાવી. ૨૧ પ્રભુનો હાથ તેઓની
સાથે હતો, અને ઘણા લોકો વિશ્વાસ કરીને પ્રભુ તરફ વળ્યા. ૨૨ તેઓ
વિષેના સમાચાર યરૂશાલેમની મંડળીને કાને આવ્યા, ત્યારે તેઓએ બાર્ના-
બાસને અંત્યોખ સુધી મોકલ્યો; ૨૩ તે ત્યાં આવ્યો, ત્યારે દેવની કૃપા
જોઈને તે આનંદ પામ્યો; અને તેણે તેઓ સર્વેને દૃઢ મનથી પ્રભુને વળગી
રહેવાનો બોધ કર્યો; ૨૪ કેમકે તે સારો માણસ હતો, અને પવિત્ર આત્માથી
તથા વિશ્વાસથી ભરપૂર હતો; અને ઘણા લોક પ્રભુ[ની મંડળી]માં ઉમેરાયા.
૨૫ પછી [બાર્નાબાસ] શાઊલની શોધ કરવા સારૂ તાર્સસ ગયો; ૨૬ અને
તે મળ્યો ત્યારે તે તેને અંત્યોખ તેડી લાવ્યો. તેઓએ એક આખું વરસ
મંડળીની સાથે રહીને ઘણા લોકને બોધ કર્યો; શિષ્યો પ્રથમ અંત્યોખમાં
ખ્રિસ્તી કહેવાયા.

## બાર્નાબાસ તથા શાઊલનું યરૂશાલેમ મોકલાવું

૨૭ હવે એ દિવસોમાં પ્રબોધકો યરૂશાલેમથી અંત્યોખ આવ્યા. ૨૮ તેઓમાંના
આગાબાસ નામે એકે ઊભા થઈને આત્મા[ની પ્રેરણા]થી સૂચવ્યું, કે આખા જગતમાં
મોટો દુકાળ પડશે; અને ક્લાદીઅસની કારકીર્દિમાં તેમજ થયું. ૨૯ ત્યારે શિષ્યોએ
ઠરાવ કર્યો, કે આપણામાંના દરેક માણસે પોતપોતાની શક્તિ પ્રમાણે યહુદાહમાં
રહેનાર ભાઈઓને કંઈક મદદ મોકલવી. ૩૦ તેઓએ તેમ કર્યું, અને બાર્નાબાસ તથા
શાઊલની હસ્તક વડીલો પર તે મોકલી.

## હેરોદે કરેલી સતાવણી: કેદખાનામાંથી પીતરનો છૂટકો

૧૨ આશરે તેજ વેળાએ હેરોદ રાજાએ મંડળીના કેટલાએકની સતાવણી
કરવા હાથ લંબાવ્યા. ૨ તેણે યોહાનના ભાઈ યાકૂબને તરવારથી
મારી નખાવ્યો. ૩ યહુદીઓને એ વાત ગમે છે એમ જોઈને તેણે પીતરને
પણ પકડ્યો. તે બેખમીર રોટલીના [પર્વના] દિવસ હતા. ૪ તેણે તેને પકડીને
બંદીખાનામાં નાખ્યો, અને તેની ચોકી રાખવા સારૂ ચચ્ચાર સિપાઈઓની
ચાર ટુકડીઓને સોંપ્યો, અને પાસ્ખા [પર્વ] પછી લોકોની પાસે તેને બહાર
લાવવાનો ઇરાદો રાખ્યો. ૫ તેથી તેણે પીતરને બંદીખાનામાં રાખ્યો; પણ
મંડળી તેને સારૂ આગ્રહથી દેવની પ્રાર્થના કરતી હતી. ૬ હેરોદ તેને બહાર
લાવવાનો હતો તેની આગલી રાત્રે પીતર બે સિપાઈઓની વચ્ચે બે
સાંકળોથી બાંધેલો ઊંઘતો હતો; અને ચોકીદારો બારણા આગળ બંદીખાનાની
ચોકી કરતા હતા. ૭ ત્યારે જુઓ, પ્રભુનો દૂત તેની પાસે ઊભો રહ્યો,
અને બંદીખાનામાં પ્રકાશ થઈ રહ્યો; તેણે પીતરને કૂખમાં મારીને જગાડ્યો,
અને કહ્યું, કે જલદી ઊઠ. ત્યારે તેની સાંકળો તેના હાથ પરથી નીકળી
પડી. ૮ દૂતે તેને કહ્યું, કે કમર બાંધ, અને તારાં ચંપલ પહેર. તેણે
તેમ કર્યું. પછી તેણે તેને કહ્યું, કે તારૂં લૂગડું ઓઢીને મારી પાછળ આવ.
૯ તે બહાર નીકળીને તેની પાછળ ગયો; દૂત જે કરે છે તે ખરેખરૂં
છે એમ તે સમજતો નહોતો, પણ મને દર્શન થાય છે એમ તે ધારતો
હતો. ૧૦ તેઓ પહેલી તથા બીજી ચોકી વટાવીને શહેરમાં જવાના લોઢાને
દરવાજે પહોંચ્યા; તે તેઓને સારૂ પોતાની મેળે ઊઘડી ગયો; તેઓએ આગળ
ચાલીને એક મહોલ્લો ઓળંગ્યો; એટલે તરત દૂત તેની પાસેથી જતો રહ્યો.
૧૧ જ્યારે પીતરને ભાન આવ્યું ત્યારે તેણે કહ્યું, કે હવે હું ખચીત જાણું
છું કે પ્રભુએ પોતાના દૂતને મોકલીને હેરોદના હાથમાંથી તથા યહુદીઓની
સઘળી ધારણાથી મને છોડાવ્યો છે. ૧૨ પછી તે વિચાર કરીને યોહાન, જેનું
બીજું નામ માર્ક હતું, તેની મા મરિયમને ઘેર આવ્યો; ત્યાં ઘણાં માણસો
એકઠાં થઈને પ્રાર્થના કરતાં હતાં. ૧૩ તે આગલું બારણું ઠોકતો હતો ત્યારે
રોદા નામે એક જુવાન દાસી ખબર કાઢવા આવી. ૧૪ તેણે પીતરનો સાદ
ઓળખીને આનંદને લીધે બારણું ન ઉઘાડતાં માંહે દોડી જઈને કહ્યું, કે પીતર

બારણા આગળ ઊભો છે ૧૫ તેઓએ તેને કહ્યું કે તું ઘેલી છે પણ તેણે
ખાતરીપૂર્વક કહ્યું, કે [હું કહું છું] તેમજ છે ત્યારે તેઓએ કહ્યું, કે તેનો દૂત હશે
૧૬ પણ પીતરે ઠોક્યા કર્યું, જ્યારે તેઓએ બારણું ઉઘાડીને તેને જોયો, ત્યારે તેઓ
આશ્ચર્ય પામ્યા ૧૭ પણ તેણે છાના રહેવાને તેઓને હાથથી ઇશારો કર્યો,
અને પ્રભુ તેને શી રીતે બંદીખાનામાંથી બહાર લાવ્યો તે તેઓને કહી સમજાવ્યું
તેણે કહ્યું, કે એ સમાચાર યાકૂબને તથા [બીજા] ભાઈઓને પહોંચાડજો પછી
તે બીજી જગાએ ચાલ્યો ગયો ૧૮ સૂર્યોદય થયો ત્યારે સિપાઈઓમાં ઘણો
ગડબડાટ થઈ રહ્યો કે પીતરનું શું થયું હશે ૧૯ હેરોદે તેને શોધ્યો પણ
તે ન જડ્યો, ત્યારે તેણે ચોકીદારોની તપાસ કરી, અને તેઓને મારી નાખવાનો
હુકમ કર્યો પછી યહુદાહથી નીકળીને [હેરોદ] કાઈસારીઆ ગયો, અને
ત્યાં રહ્યો

## હેરોદનું મરણ

૨૦ હવે તુરના તથા સીદોનના લોક પર [હેરોદ] ઘણો કોપાયમાન થયો હતો,
પણ તેઓ સર્વે સંપ કરીને તેની પાસે આવ્યા, અને રાજાના મુખ્ય ખવાસ
બ્લાસ્તસને પોતાના પક્ષમાં લઈને સલાહની માગણી કરી, કેમકે તેઓના દેશના
પોષણનો આધાર રાજાના દેશ પર હતો ૨૧ પછી ઠરાવેલે દિવસે હેરોદે રાજપોશાક
પહેરીને, તથા રાજ્યાસન પર બેસીને, તેઓની આગળ ભાષણ કર્યું ૨૨ ત્યારે
લોકોએ પોકાર કર્યો, કે આ વાણી તો દેવની છે, માણસની નથી ૨૩ તેણે દેવને
મહિમા આપ્યો નહિ માટે પ્રભુના દૂતે તરત તેને માર્યો, અને કીડાથી ખવાઈ
જઈને તેણે પ્રાણ છોડ્યો

૨૪ પણ દેવની વાત પ્રસરતી અને વૃદ્ધિ પામતી ગઈ

૨૫ બાર્નાબાસ તથા શાઊલ દાનસેવા પૂરી કરીને યોહાન, જેનું બીજું નામ માર્ક
હતું, તેને સાથે લઈને યરૂશાલેમથી પાછા આવ્યા

## અંત્યોખમાંની મંડળી

૧૩ હવે અંત્યોખમાં જે મંડળી હતી, તેમાં કેટલાએક પ્રબોધકો તથા
ઉપદેશકો હતા, એટલે બાર્નાબાસ, સિમયોન જે નિગર કહેવાતો હતો તે,
કુરેનેનો લુકીઅસ, હેરોદ રાજાનો દૂધભાઈ મનાએન તથા શાઊલ ૨ તેઓ પ્રભુની
ઉપાસના અને ઉપવાસ કરતા હતા, ત્યારે પવિત્ર આત્માએ [તેઓને] કહ્યું કે જે
કામ કરવા સારૂ મેં બાર્નાબાસ તથા શાઊલને બોલાવ્યા છે તે કામને વાસ્તે તેઓને
મારે સારૂ જુદા પાડો ૩ ત્યારે તેઓએ ઉપવાસ તથા પ્રાર્થના કરીને તથા તેઓ
પર હાથ મૂકીને તેઓને વિદાય કર્યા

## બાર્નાબાસ તથા શાઊલ સૈપ્રસમાં

૪ એ પ્રમાણે પવિત્ર આત્માના મોકલવાથી તેઓ સલુકિયા ગયા, તેઓ
ત્યાંથી વહાણમાં બેસીને સૈપ્રસ ગયા ૫ તેઓ સલામીસ આવ્યા, ત્યારે

તેઓએ યહૂદીઓનાં સભાસ્થાનોમાં દેવનું વચન પ્રગટ કર્યું; યોહાન પણ સેવક
તરીકે તેઓની સાથે હતો. ૬ તેઓ તે આખો બેટ ઓળંગીને પાફોસ ગયા, ત્યાં
આગળ બાર-ઈસુ નામનો એક યહૂદી તેઓને મળ્યો, તે જાદુગર [તથા] જૂઠો
પ્રબોધક હતો. ૭ [બેટનો] હાકેમ, સર્જીઅસ પાઉલ, જે બુદ્ધિશાળી માણસ હતો,
તેની સાથે તે હતો. તે [હાકેમે] બાર્નાબાસ તથા શાઉલને પોતાની પાસે
બોલાવીને દેવનું વચન સાંભળવાની ઇચ્છા બતાવી. ૮ પણ એલીમાસ જાદુગર
(કેમકે તેના નામનો અર્થ એજ છે), તે હાકેમને વિશ્વાસ કરતાં અટકાવવાની
મતલબથી તેઓની સામો થયો. ૯ પણ શાઉલે (તે પાઉલ પણ કહેવાય છે)
પવિત્ર આત્માથી ભરપૂર થઈને તેની સામે એકીનજરે જોઈને કહ્યું, કે ૧૦ અરે
સર્વ કપટ તથા સર્વ કાવતરાંથી ભરપૂર, શેતાનના દીકરા, અને સર્વ ન્યાયીપણાના
શત્રુ, શું પ્રભુના પાધરા માર્ગને વાંકા કરવાનું તું મૂકી દઈશ નહિ? ૧૧ હવે,
જો, પ્રભુનો હાથ તારી વિરુદ્ધ છે, કેટલીક મુદત સુધી તું આંધળો રહેશે, અને
તને સૂરજનાં દર્શન થશે નહિ. ત્યારે એકાએક ધૂમર તથા અંધકાર તેના
પર આવી પડ્યાં; અને હાથ પકડીને પોતાને દોરે એવાની તેણે શોધ કરવા
માંડી. ૧૨ જે થયું તે હાકેમે જોયું ત્યારે તેણે પ્રભુ વિષેના બોધથી વિસ્મય
પામીને વિશ્વાસ કર્યો.

## પીસીદીના અંત્યોખમાં: યહૂદીઓ આગળ પાઉલનું ભાષણ

૧૩ પછી પાઉલ તથા તેના સાથીઓ પાફોસથી વહાણમાં બેસીને પામ્ફુ-
લ્યાના પેર્ગા આવ્યા; અને યોહાન તેઓને મૂકીને યરૂશાલેમ પાછો ચાલ્યો
ગયો. ૧૪ પણ તેઓ પેર્ગાથી આગળ જતાં પીસીદીના અંત્યોખ આવ્યા;
અને વિશ્રામવારે સભાસ્થાનમાં જઈને બેઠા. ૧૫ નિયમશાસ્ત્ર તથા પ્રબોધકો-
[નાં વચનો]નું વાચન પૂરૂં થયા પછી સભાસ્થાનના અધિકારીઓએ તેઓને
કહાવી મોકલ્યું, કે ભાઈઓ, જો તમારે લોકોને બોધરૂપી કંઈ વાત કહેવી
હોય તો કહી સંભળાવો. ૧૬ ત્યારે પાઉલ ઊભો થઈને અને હાથે ઈશારો
કરીને બોલ્યો, કે

ઓ ઈસ્રાએલી માણસો, તથા તમે દેવનો ભય રાખનારાઓ, સાંભળો.
૧૭ આ ઈસ્રાએલી લોકોના દેવે આપણા પૂર્વજોને પસંદ કર્યા, અને તેઓ મિસર
દેશમાં રહેતા હતા, ત્યારે તેણે તેઓને આબાદ કર્યા, અને તે તેઓને ત્યાંથી
પરાક્રમી ભુજ વડે કાઢી લાવ્યો. ૧૮ તેણે ચાળીસેક વરસ સુધી અરણ્યમાં
તેઓની વર્તણૂક સહન કરી. ૧૯ અને કનાન દેશમાંનાં સાત રાજ્યોના
લોકોનો નાશ કરીને તેણે તેઓનો દેશ આશરે ચારસો પચાસ વર્ષ સુધી
તેઓને વતન તરીકે આપ્યો. ૨૦ એ પછી તેણે શમૂએલ પ્રબોધકના વખત
સુધી તેઓને ન્યાયાધીશો આપ્યા. ૨૧ ત્યાર પછી તેઓએ રાજા માગ્યો;
ત્યારે દેવે ચાળીસ વરસ સુધી બિન્યામીનના કુળનો કીશનો દીકરો શાઉલ
તેઓને [રાજા તરીકે] આપ્યો. ૨૨ પછી તેને દૂર કરીને તેણે દાઊદને તેઓનો

રાજા થવા સારૂ ઊભો કર્યો, અને તેણે તેના સબંધી સાક્ષી આપી, કે મારો
મનગમતો એક માણસ, એટલે યિશાઈનો દીકરો દાઊદ, મને મળ્યો છે, તે
મારી બધી ઇચ્છા પૂરી કરશે ૨૩એ માણસના વંશમાંથી દેવે વચન પ્રમાણે
ઈસ્રાએલને સારૂ એક તારનારને એટલે ઈસુને ઊભો કર્યો છે ૨૪તેના
આવ્યા અગાઉ યોહાને સઘળા ઈસ્રાએલી લોકોને પસ્તાવાનું બાપ્તિસ્મા પ્રગટ
કર્યું હતું ૨૫યોહાન પોતાની દોડ પૂરી કરી રહેવા આવ્યો હતો એ
દરમિયાન તે બોલ્યો, કે હું કોણ છું એ વિષે તમે શું ધારો છો? હું તે નથી.
પણ, જુઓ, એક [જણ] મારી પાછળ આવે છે, કે જેના પગના ચંપલની
વાધરી છોડવાને હું યોગ્ય નથી ૨૬ભાઈઓ, ઈબ્રાહીમના વંશજો, તથા
તમારામાંના દેવનો ભય રાખનારાઓ, આપણી પાસે એ તારણની વાત મોકલ
વામાં આવી છે ૨૭કેમકે યરૂશાલેમના રહેવાસીઓએ તથા તેઓના અધિ
કારીઓએ તેને વિષે તથા પ્રબોધકોની જે વાતો હરેક વિશ્રામવારે વાંચવામાં
આવે છે તેમને વિષે પણ અજ્ઞાન હોવાથી તેને અપરાધી ઠરાવીને [તે
ભવિષ્યની વાતો] પૂર્ણ કરી ૨૮મોતની શિક્ષા થાય એવું કંઈ કારણ તેઓને
મળ્યું નહિ તેમ છતાં પણ તેઓએ પીલાતને તેને મારી નાખવાની વિનંતી
કરી ૨૯તેને વિષે જે લખેલું હતું તે સઘળું તેઓએ પૂર્ણ કર્યું ત્યારે વધ
સ્તંભ પરથી તેને ઉતારીને તેઓએ તેને કબરમાં મૂક્યો ૩૦પણ દેવે
મૂએલાંમાંથી તેને ઉઠાડ્યો, ૩૧અને તેની સાથે ગાલીલથી યરૂશાલેમ આવેલા
માણસોને ઘણા દિવસ સુધી તે દર્શન આપતો રહ્યો, અને તેઓ હમણાં લોકોની
આગળ તેના સાક્ષી છે ૩૨જે વચન [આપણા] પૂર્વજોને આપવામાં આવ્યું
હતું તેની વધામણી અમે તમારી પાસે લાવ્યા છીએ, કે ૩૩ઈસુને પાછો
ઉઠાડીને દેવે આપણાં છોકરાં પ્રત્યે તે [વચન] પૂર્ણ કર્યું છે, અને તે પ્રમાણે
બીજા ગીતમાં પણ લખેલું છે, કે તું મારો દીકરો છે, આજ મેં તને જન્મ
આપ્યો છે ૩૪તેણે તેને મૂએલાંમાંથી ઉઠાડ્યો, અને તે ફરીથી કદી કોહ-
વાણ પામશે નહિ તે વિષે તેણે કહ્યું છે, કે દાઊદ પરના પવિત્ર તથા અચળ
[આશીર્વાદો] હું તમને આપીશ ૩૫એ માટે તે બીજે ઠેકાણે પણ કહે છે
કે તું પોતાના પવિત્રને કોહવાણ લાગવા દઈશ નહિ. ૩૬કેમકે દાઊદ તો
પોતાના જમાનામાં દેવની ઇચ્છા પ્રમાણે સેવા કરીને ઊંઘી ગયો, અને તેને
પોતાના પૂર્વજોની પાસે મૂકવામાં આવ્યો, અને તેને કોહવાણ લાગ્યું
૩૭પણ જેને દેવે ઉઠાડ્યો, તેને કોહવાણ લાગ્યું નહિ ૩૮એ માટે, ભાઈઓ,
તમને માલૂમ થાય, કે એના દ્વારા પાપની માફી તમને પ્રગટ કરવામાં આવે
છે; ૩૯અને જે [બાબતો] વિષે મુસાના નિયમશાસ્ત્રથી તમે ન્યાયી ઠરી
શક્યા નહિ, તે સર્વ [બાબતો] વિષે દરેક વિશ્વાસ કરનાર તેના દ્વારા ન્યાયી
ઠરે છે ૪૦માટે સાવધ રહો, રખેને પ્રબોધકોના લેખમાંનું આ વચન તમારા
ઉપર આવી પડે, કે

૪૧ "ઓ તિરસ્કાર કરનારાઓ, તમે જુઓ, અને અચરત થાઓ, અને
નાશ પામો;
કેમકે તમારા સમયમાં હું એવું કાર્ય કરવાનો છું, કે
તે વિષે કોઈ તમને કહે, તો તમે તે માનશો જ નહિ."
૪૨ તેઓ [સભાસ્થાનમાંથી] નીકળતા હતા ત્યારે લોકોએ વિનંતી કરી, કે
આવતે વિશ્રામવારે એ વાતો ફરીથી અમને કહી સંભળાવજો. ૪૩ સભા વિસર્જન
થયા પછી યહુદીઓ તથા યહુદી થએલા ધાર્મિક માણસોમાંના ઘણા પાઊલ
તથા બાર્નાબાસની પાછળ ગયા; તેઓએ તેઓની સાથે વાત કરી, અને
તેઓને સમજાવ્યું કે દેવની કૃપામાં દૃઢ રહેવું.

## પ્રેરિતો વિદેશીઓની ગમ ફરે છે

૪૪ બીજે વિશ્રામવારે લગભગ આખું શહેર દેવનું વચન સાંભળવા એકઠું
થયું. ૪૫ પણ લોકોની મેદની જોઈને યહુદીઓને અદેખાઈ આવી, અને
તેઓએ પાઊલની કહેલી વાતોની વિરુદ્ધ બોલીને દુર્ભાષણ કર્યું. ૪૬ ત્યારે
પાઊલે તથા બાર્નાબાસે હિંમતથી કહ્યું, કે દેવનું વચન પ્રથમ તમને કહેવાની
જરૂર હતી. પણ તમે તેનો નકાર કરો છો, અને અનંતજીવન પામવાને તમે
પોતાને અયોગ્ય ઠરાવો છો, માટે જુઓ, અમે વિદેશીઓ તરફ ફરીએ છીએ.
૪૭ કેમકે અમને પ્રભુએ એવો હુકમ આપ્યો છે, કે
"મેં તને વિદેશીઓને સારૂ પ્રકાશ તરીકે ઠરાવ્યો છે,
"કે તું પૃથ્વીના છેડા સુધી તારણસાધક થાય."
૪૮ એ સાંભળીને વિદેશીઓએ ખુશ થઈને દેવનું વચન મહિમાવાન માન્યું;
અને અનંતજીવનને સારૂ જેટલા નિર્માણ થએલા હતા તેટલાએ વિશ્વાસ કર્યો.
૪૯ તે આખા પ્રાંતમાં પ્રભુની વાત ફેલાઈ ગઈ. ૫૦ પણ યહુદીઓએ ધાર્મિક
તથા કુલીન બાઈઓને, તથા શહેરના અધિકારીઓને ઉશ્કેરીને પાઊલ તથા
બાર્નાબાસની સતાવણી કરાવી, અને તેઓને પોતાની સરહદમાંથી કાઢી મૂક્યા.
૫૧ પણ તેઓ પોતાના પગની ધૂળ તેઓની વિરુદ્ધ ખંખેરીને ઈકોનીમાં ગયા.
૫૨ શિષ્યો આનંદથી તથા પવિત્ર આત્માથી ભરપૂર હતા.

## પાઊલ તથા બાર્નાબાસ ઈકોનીમાં

૧૪ ઈકોનીમાં તેઓ બન્ને યહુદીઓના સભાસ્થાનમાં ગયા, અને એવી
રીતે બોલ્યા કે ઘણા જ યહુદીઓએ તથા ગ્રીક લોકોએ વિશ્વાસ કર્યો.
૨ પણ અવિશ્વાસી યહુદીઓએ વિદેશીઓને ઉશ્કેરીને તેઓનાં મનમાં ભાઈઓની
વિરુદ્ધ આંટસ ઉત્પન્ન કર્યો. ૩ તેથી તેઓ લાંબી મુદત સુધી ત્યાં રહીને
પ્રભુના આશ્રયથી હિંમત રાખીને બોલતા રહ્યા, અને પ્રભુએ તેઓની
હસ્તક ચમત્કારો તથા અદ્ભુત કૃત્યો કરાવીને પોતાની કૃપાના વચનના
ટેકામાં સાક્ષી આપી. ૪ પણ શહેરના લોકોમાં ફાટફૂટ પડી; કેટલાક યહુદી-
ઓનો પક્ષ લીધો, અને કેટલાક પ્રેરિતોનો પક્ષ લીધો. ૫ તેઓનું અપમાન

કરવા તથા તેઓને પથ્થર મારવા સારૂ જ્યારે વિદેશીઓએ તથા યહુદીઓએ પોતાના અધિકારીઓસહિત હિલચાલ ઉભી કરી, ૬ ત્યારે તેની ખબર પડતાં તેઓ લુકાનીનાં શહેરો લુસ્ત્રા તથા દેર્બેમાં તથા આસપાસના પ્રાંતોમાં નાસી ગયા; ૭ ત્યાં તેઓ સુવાર્તા પ્રગટ કરતા હતા.

## પાઊલ તથા બાર્નાબાસ લુસ્ત્રામાં

૮ લુસ્ત્રામાં એક પાંગળો માણસ બેઠેલો હતો, તે જન્મથી લંગડો હતો, અને કદી ચાલ્યો ન હતો. ૯ તે પાઊલને બોલતો સાંભળતો હતો; અને [પાઊલે] તેની તરફ એકીનજરે જોઈ રહીને, તથા તેને સાજો થવાનો વિશ્વાસ છે, ૧૦ એ જાણીને મોટે સાદે કહ્યું, કે તું પોતાના પગ પર સીધો ઉભો રહે. ત્યારે તે કૂદીને ઉભો થયો, અને ચાલવા લાગ્યો. ૧૧ પાઊલે જે કર્યું હતું તે જોઈને લોકોએ લુકાનીની ભાષામાં પોકારીને કહ્યું, કે માણસોનું રૂપ લઈને દેવો આપણી પાસે ઉતરી આવ્યા છે. ૧૨ તેઓએ બાર્નાબાસને ઝૂસ કહ્યો; અને પાઊલને હેર્મેસ કહ્યો, કેમકે તે મુખ્ય બોલનાર હતો. ૧૩ હવે ઝૂસ[નું મંદિર] શહેરને મોખરે હતું, તેનો યાજક ગોધાઓ તથા ફૂલના હાર ભાગળે લાવીને લોકોસહિત બલિદાન આપવા ઇચ્છતો હતો. ૧૪ પણ બાર્નાબાસ તથા પાઊલ પ્રેરિતોએ તે વિષે સાંભળ્યું ત્યારે તેઓએ પોતાનાં લૂગડાં ફાડ્યાં, ને લોકોમાં દોડી જઈને મોટે સાદે કહ્યું, કે ૧૫ સદ્‌ગૃહસ્થો, તમે આવું કામ શા માટે કરો છો? અમે પણ તમારા જેવી પ્રકૃતિના માણસ છીએ, અને આ મિથ્યા વાતો તજી દઈને આકાશ, પૃથ્વી, સમુદ્ર તથા તેઓમાંના સઘળાને ઉત્પન્ન કરનાર જીવતા દેવની તરફ તમો ફરો, માટે અમે તમને સુવાર્તા પ્રગટ કરીએ છીએ. ૧૬ તેણે તો આગલા જમાનાઓમાં સર્વ લોકોને તેમને પોતાને માર્ગે ચાલવા દીધા; ૧૭ તો પણ કલ્યાણ કરતા, અને આકાશથી વરસાદ તથા ફળવંત ઋતુઓ તમને આપતા, અને અન્નથી તથા આનંદથી તમારાં મન તૃપ્ત કરતાં તે પોતાને વિષે સાક્ષી આપ્યા વગર રહ્યો નથી. ૧૮ તેઓએ લોકોને એ વાતો કહીને પોતાને બલિદાન આપતાં મુશ્કેલીથી અટકાવ્યા.

૧૯ પણ અંત્યોખ તથા ઇકોનીથી કેટલાક યહુદીઓ ત્યાં આવ્યા. તેઓએ લોકોને સમજાવીને પાઊલને પથ્થરો માર્યા, અને તે મરી ગયો છે એવું ધારીને તેઓ તેને શહેર બહાર ઘસડી લઈ ગયા. ૨૦ પણ તેની આસપાસ શિષ્યો ઉભા હતા તેવામાં તે ઉઠીને શહેરમાં આવ્યો; અને બીજે દિવસે બાર્નાબાસ સાથે દર્બે ગયો.

## અંત્યોખ પાછા આવે છે

૨૧ તે શહેરમાં સુવાર્તા પ્રગટ કર્યા પછી, તથા ઘણા શિષ્યો કર્યા પછી તેઓ લુસ્ત્રા તથા ઇકોની થઈને અંત્યોખ પાછા આવ્યા. ૨૨ તેઓએ શિષ્યોનાં મન દૃઢ કરતાં તેઓને વિશ્વાસમાં ટકી રહેવાને બુધ આપ્યો, અને

[કહ્યું, કે] આપણને ઘણાં સંકટમાં થઈને દેવના રાજ્યમાં જવું પડે છે.
૨૩ વળી તેઓએ દરેક મંડળીમાં [મત લઈને] તેઓને સારૂ વડીલો નીમ્યા, અને
ઉપવાસસહિત પ્રાર્થના કરીને તેમને જે પ્રભુ ઉપર તેઓએ વિશ્વાસ કર્યો
હતો તેને સોંપ્યા. ૨૪ પછી તેઓ પીસીદીઆ થઈને પામ્ફુલ્યા આવ્યા.
૨૫ પેર્ગામાં ઉપદેશ કર્યા પછી તેઓ અત્તાલીઆ આવ્યા. ૨૬ પછી ત્યાંથી
તેઓ વહાણમાં બેસીને અંત્યોખ ગયા, કે જ્યાં તેઓ જે કામ પૂરૂ કરી
આવ્યા હતા તેને સારૂ તેઓને દેવની કૃપાને સોંપવામાં આવ્યા હતા.
૨૭ તેઓએ ત્યાં આવીને મંડળીને એકઠી કરીને જે જે કામ દેવે તેઓની હસ્તક .
કરાવ્યાં હતાં તે, અને શી રીતે તેણે વિદેશીઓને સારૂ વિશ્વાસનું બારણું
ઉઘાડ્યું હતું તે બધું કહી સંભળાવ્યું. ૨૮ પછી તેઓ શિષ્યોની સાથે ત્યાં
ઘણા દિવસ રહ્યા.

## વિદેશીઓમાંથી થએલા ખ્રિસ્તીઓ અને મુસાનું નિયમશાસ્ત્ર

૧૫ કેટલાએક યહુદાહથી આવીને ભાઈઓને શીખવ્યું, કે જો મુસાના
નિયમ પ્રમાણે તમારી સુન્નત કરવામાં ન આવે તો તમે તારણ પામી
શકતા નથી. ૨ પાઊલ તથા બાર્નાબાસને તેઓની સાથે બહુ તકરાર અને
વાદવિવાદ થયો. ત્યાર પછી [ભાઈઓએ] ઠરાવ કર્યો કે પાઊલ તથા બાર્ના-
બાસ, અને પોતાનામાંના બીજા કેટલાએક એ વિવાદ સંબંધી યરૂશાલેમમાંના
પ્રેરિતો તથા વડીલો પાસે જાય. ૩ એથી મંડળીએ તેઓને વળાવ્યા પછી
તેઓએ ફેનીકે તથા સમરૂનમાં થઈને જતાં વિદેશીઓના [પ્રભુ ભણી] ફર્યાના
સમાચાર કહ્યા; અને [તે સાંભળીને] સઘળા ભાઈઓને ઘણો આનંદ થયો.
૪ તેઓ યરૂશાલેમ પહોંચ્યા ત્યારે મંડળીએ, પ્રેરિતોએ તથા વડીલોએ તેઓનો
આદરસત્કાર કર્યો, અને દેવે જે કામ તેઓની હસ્તક કરાવ્યું હતું તે સર્વ
તેઓએ તેમને કહી સંભળાવ્યું. ૫ પણ ફરોશીપંથના કેટલાએક વિશ્વાસીઓએ
ઊઠીને કહ્યું, કે તેઓની સુન્નત કરાવવી જોઈએ, તથા મુસાનું નિયમશાસ્ત્ર પાળવાનું
તેઓને ફરમાવવું જોઈએ.

### યરૂશાલેમમાં મળેલી મહાસભા

૬ ત્યારે પ્રેરિતો તથા વડીલો એ વાત વિષે વિચાર કરવાને એકઠા થયા. ૭ ઘણો
વાદવિવાદ થયા પછી પીતરે ઊભા થઈને તેઓને કહ્યું, કે

ભાઈઓ, તમે જાણો છો કે શરૂઆતમાં દેવે તમારામાંથી મને પસંદ કરીને
[ઠરાવ્યું,] કે મારા મોંથી વિદેશીઓ સુવાર્તાની વાત સાંભળે અને વિશ્વાસ
કરે. ૮ અંતરજામી દેવે જેમ આપણને તેમ તેઓને પણ પવિત્ર આત્મા
આપ્યાથી તેઓ વિષે સાક્ષી પૂરી; ૯ અને વિશ્વાસથી તેઓનાં મન પવિત્ર
કરીને આપણામાં તથા તેઓમાં કંઈ ભેદ રાખ્યો નથી. ૧૦ તો હવે જે
ઝૂંસરી આપણા પૂર્વજો તેમજ આપણે પોતે પણ સહન કરી શક્યા નહિ
તે શિષ્યોની ગરદન પર મૂકીને દેવનું પરીક્ષણ કેમ કરો છો? ૧૧ પણ

જેમ તેઓ પ્રભુ ઈસુની કૃપાથી તારણ પામશે, તેમ આપણે પણ પામીશું, એવું
આપણે માનીએ છીએ.

૧૨ત્યારે સઘળા લોક છાના રહ્યા; અને બાર્નાબાસ તથા પાઉલની
દસ્તક દેવે જે ચમત્કારો તથા અદ્‌ભુત કામો વિદેશીઓમાં કરાવ્યાં હતાં તેઓની
હકીકત તેઓએ તેમના મોંથી સાંભળી. ૧૩તેઓ બોલી રહ્યા પછી યાકૂબે
ઉત્તર આપ્યો, કે

ભાઈઓ, મારું સાંભળો; ૧૪પહેલાં દેવ વિદેશીઓમાંથી પોતાના નામની
ખાતર એક પ્રજાને [પસંદ કરી] લેવાને કઈ રીતે તેઓની મુલાકાત લીધી,
એ તો સીમોને કહી સંભળાવ્યું છે. ૧૫વળી પ્રબોધકોનાં વચનો એની સાથે
મળતાં આવે છે; લખેલું છે, કે

૧૬એ પછી હું પાછો આવીશ,
અને દાઊદનો પડી ગએલો મંડપ હું પાછો બાંધીશ;
હું તેનાં ખંડિયેર સમારીશ,
અને તેને પાછો ઊભો કરીશ;
૧૭જેથી બાકી રહેલા લોક તથા સઘળા વિદેશીઓ જેઓ મારા નામથી
ઓળખાય છે તેઓ પ્રભુને શોધે;
૧૮પ્રભુ જે દુનિયાના આરંભથી એ વાતો પ્રગટ કરે છે તે એમ
કહે છે.

૧૯માટે મારો એવો અભિપ્રાય છે કે વિદેશીઓમાંથી દેવ તરફ જેઓ ફરે
છે તેઓને આપણે હેરાન ન કરીએ; ૨૦પણ તેઓને લખી મોકલીએ કે
તમારે મૂર્તિઓની ભ્રષ્ટતાથી, વ્યભિચારથી, ગૂંગળાવીને મારેલાંથી તથા લોહીથી
દૂર રહેવું. ૨૧કેમકે પ્રાચીનકાળથી મૂસાના ઉપદેશકો દરેક શહેરમાં છે, અને
તેનાં વચનો દર વિશ્રામવારે સભાસ્થાનોમાં વંચાતાં આવે છે.

## વિદેશીઓમાંથી થએલા ખ્રિસ્તીઓ પર પત્ર

૨૨ત્યારે આખી મંડળીસહિત પ્રેરિતોએ તથા વડીલોએ પોતાનામાંથી
પસંદ કરેલા માણસોને, એટલે યહૂદા જે બાર્સાબાસ કહેવાય છે તે, તથા
સીલાસ, જેઓ ભાઈઓમાં આગેવાન હતા, તેઓને પાઉલની તથા બાર્ના-
બાસની સાથે અંત્યોખ મોકલવાનો ઠરાવ કર્યો. ૨૩તેઓની દસ્તક તેઓએ
લખી મોકલ્યું, કે અંત્યોખમાં, સિરિયામાં તથા કિલીકિયામાં, વિદેશીઓ-
માંના જે ભાઈઓ છે, તેઓને પ્રેરિતોની તથા વડીલ ભાઈઓની કુશળતા;
૨૪અમારા સાંભળવામાં આવ્યું છે કે અમારામાંથી કેટલાક જેઓને અમે
કંઈ આજ્ઞા આપી નહોતી તેઓએ [તમારી પાસે] આવીને [તેમની પોતાની]
વાતોથી તમારાં મન ભમાવીને તમને ગૂંચવણમાં નાખ્યા છે; ૨૫માટે અમોએ
સર્વાનુમતે ઠરાવ કર્યો છે, કે માણસોને પસંદ કરીને તેઓને આપણા વહાલા
બાર્નાબાસ તથા પાઉલ, ૨૬જેઓએ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના નામને

સારૂ પોતાના જીવ જોખમમાં નાખ્યા છે, તેઓની સાથે તમારી પાસે મોકલવા.
૨૭ માટે અમે યહુદાને તથા સીલાસને મોકલ્યા છે, તેઓ પોતે પણ તમને મોઢામોઢ
એજ વાતો કહેશે. ૨૮ કેમકે પવિત્ર આત્માને તથા અમને એ સારૂં લાગ્યું કે આ
અગત્યની વાતો કરતાં બારે બોજો તમારા પર મૂકવો નહિ; ૨૯ એટલે, કે મૂર્તિઓને
અર્પણ કરેલી વસ્તુઓથી, લોહીથી, તથા ગૂંગળાવીને મારેલાંથી, તથા વ્યભિચારથી,
તમારે દૂર રહેવું; જો તમે એ વાતોથી અળગા રહેશો, તો તમારૂં ભલું થશે. તમને
કુશળતા થાઓ.

૩૦ પછી તેઓ વિદાયગીરી લઈને અંત્યોખ ગયા; અને લોકોને એકઠા કરીને
તેઓએ પત્ર આપ્યો. ૩૧ તે વાંચીને તેઓ તેમાં આપેલા દિલાસાથી આનંદ
પામ્યા; ૩૨ અને યહુદા તથા સીલાસ પોતે પણ પ્રબોધકો હતા, તેઓએ ભાઈઓને
ઘણી વાતોથી સુબોધ કરીને તેઓનાં મન દૃઢ કર્યાં. ૩૩ તેઓએ કેટલીક મુદત
ત્યાં ગાળ્યા પછી, જેઓએ તેમને મોકલ્યા હતા તેઓની પાસે પાછા જવા સારૂ
ભાઈઓ પાસેથી તેઓએ શાંતિથી વિદાયગીરી લીધી. ૩૪ [[ પણ સીલાસને તો
ત્યાં રહેવું સારૂં લાગ્યું ]]. ૩૫ પણ પાઉલ તથા બાર્નાબાસ અંત્યોખમાં રહીને
બીજા ઘણા [ભાઈઓ]ની સાથે પ્રભુના વચનનું શિક્ષણ આપતા તથા ઉપદેશ
કરતા રહ્યા.

## પાઉલ તથા બાર્નાબાસનું છૂટા પડવું

૩૬ કેટલાએક દિવસ પછી પાઉલે બાર્નાબાસને કહ્યું, કે ચાલો, હવે આપણે
પાછા ફરીએ, અને જે જે શહેરોમાં આપણે પ્રભુની વાત પ્રગટ કરી હતી.
તેમાંના આપણા ભાઈઓની મુલાકાત લઈને જોઈએ કે તેઓ કેમ છે.
૩૭ યોહાન જે માર્ક કહેવાય છે, તેને પણ સાથે લેવાની બાર્નાબાસની ઇચ્છા હતી.
૩૮ પણ પાઉલે ધાર્યું કે જે આપણને પામ્ફુલ્યામાં મૂકીને પાછો જતો રહ્યો,
અને આપણી સાથે કામ કરવા આવ્યો નહિ, તેને સાથે તેડી જવો એ યોગ્ય
નથી. ૩૯ ત્યારે એવી તકરાર થઈ કે જેથી તેઓ એકબીજાથી વિખૂટા પડ્યા,
અને બાર્નાબાસ માર્કને સાથે લઈને વહાણમાં બેસીને સૈપ્રસ ગયો. ૪૦ પણ
પાઉલે શીલાસને પસંદ કર્યો, અને ભાઈઓએ તેને દેવની કૃપાને સોંપ્યા
પછી તે ચાલી નીકળ્યો. ૪૧ તેણે સિરિયામાં તથા કીલીકીઆમાં ફરીને મંડળીઓને
દૃઢ કરી.

## લુસ્ત્રામાં પાઉલ સાથે તીમોથીનું જોડાવું

૧૬ પછી તે દેર્બે તથા લુસ્ત્રા આવ્યો; ત્યાં તીમોથી નામે એક શિષ્ય
હતો; તે એક વિશ્વાસી યહુદેણનો દીકરો હતો, પણ તેનો બાપ
ગ્રીક હતો. ૨ લુસ્ત્રા તથા ઈકોનીમાંના ભાઈઓમાં તેની શાખ સારી હતી.
૩ પાઉલ તેને પોતાની સાથે લઈ જવા ચહાતો હતો, અને તે પ્રાંતોમાંના
યહુદીઓને લીધે તેણે તેની સુન્નત કરાવી; કેમકે સર્વે જાણતા હતા કે તેનો
બાપ ગ્રીક હતો. ૪ જે જે શહેરોમાં થઈને તેઓ ગયા ત્યાંના લોકોને તેઓએ

યરૂશાલેમમાંના પ્રેરિતોએ તથા વડીલોએ કરેલા ઠરાવો પાળવાને કહ્યું. ૫એ
રીતે મંડળીઓનો વિશ્વાસ દૃઢ થતો ગયો, અને તેઓની સંખ્યા રોજ રોજ
વધતી ગઈ.

## એશીઆ માઈનોરમાં પાઊલની મુસાફરી

૬પવિત્ર આત્માએ તેઓને આસિયામાં સુવાર્તાનો બોધ કરવાની મના
કરી હતી, તેથી તેઓ ફ્રુગિયા તથા ગલાતીઆના પ્રદેશમાં ફર્યા. ૭તેઓએ
મુસિયાની સરહદ સુધી આવીને બીથુનીઆ જવાનો પ્રયત્ન કર્યો; પણ
ઈસુના આત્માએ તેઓને જવા દીધા નહિ; ૮માટે તેઓ મુસિયાને બાજુએ
મૂકીને ત્રોઆસ આવ્યા. ૯રાત્રે પાઊલને એવું દર્શન થયું કે મકદોનિયાના
એક માણસે ઊભા રહીને તેને વિનવીને કહ્યું, કે મકદોનિયા આવીને અમને
સહાય કર. ૧૦તેને દર્શન થયા પછી તેઓને સુવાર્તા પ્રગટ કરવા સારૂ દેવે
અમને બોલાવ્યા છે, એવું અનુમાન કરીને અમે તરત મકદોનિયા જવાની
તજવીજ કરી.

## પાઊલ મકદોનિયા જાય છે: ફિલિપ્પીમાં

૧૧એથી અમે વહાણમાં બેસીને ત્રોઆસથી પાધરા સામોથ્રાકી આવ્યા,
અને બીજે દિવસે નીઆપોલીસ પહોચ્યા; ૧૨ત્યાંથી, અમે ફિલિપ્પી ગયા,
જે મકદોનિયા પ્રાન્તનું મુખ્ય શહેર છે, અને તે [રૂમીઓએ] વસાવેલું છે;
તે શહેરમાં અમે કેટલાએક દિવસ રહ્યા. ૧૩શહેર બહાર નદીને કાંઠે પ્રાર્થના-
સ્થાન હોવું જોઈએ એમ ધારીને અમે વિશ્રામવારે ત્યાં ગયા; અને ત્યાં
બેસીને જે સ્ત્રીઓ એકઠી થઈ હતી તેઓને અમે બોધ કર્યો. ૧૪તેઓમાં
થુઆતૈરા શહેરની જાંબુઆં [વસ્ત્ર] વેચનારી, લુદીઆ નામની એક સ્ત્રી હતી,
એ ઈશ્વરભક્ત હતી, તેણે અમારૂં સાંભળ્યું; ત્યારે પ્રભુએ તેનું અંતઃકરણ
એવું ઉઘાડ્યું, કે તેણે પાઊલની કહેલી વાતો લક્ષમાં લીધી. ૧૫તેનું તથા
તેના ઘરના માણસોનું બાપ્તિસ્મા થયા પછી તેણે કાલાવાલા કરીને કહ્યું, કે
જો તમે મને પ્રભુ પ્રત્યે વિશ્વાસુ ગણતા હો તો મારે ઘેર આવીને રહો. તેણે અમને
[આવવાનો] ઘણો આગ્રહ કર્યો.

૧૬અમે પ્રાર્થનાસ્થાને જતા હતા, ત્યારે એક જુવાન દાસી અમને મળી, તેને
અગમસૂચક આત્મા વળગ્યો હતો, અને તે ભવિષ્યકથન કરીને પોતાના માલિકોને
ઘણો લાભ કરતી હતી. ૧૭તેણે પાઊલની તથા અમારી પાછળ આવીને બૂમ
પાડીને કહ્યું, કે આ માણસો પરાત્પર દેવના સેવકો છે, કે જેઓ તમને
તારણનો માર્ગ પ્રગટ કરે છે. ૧૮તે ઘણા દિવસ સુધી એમ કર્યાં કરતી હતી.
ત્યારે પાઊલે બહુ કાયર થઈને પાછા ફરીને તે આત્માને કહ્યું, કે ઈસુ ખ્રિસ્તને
નામે હું તને આજ્ઞા કરૂં છું, કે એનામાંથી નીકળી જા. એટલે તે ને તેજ પળીએ તે
નીકળી ગયો.

## પાઊલ તથા સીલાસનો કેદખાનામાંથી છૂટકારો

૧૯ પણ તેના માલિકોએ પોતાના લાભની આશા લોપ થઈ છે, એ જોઈને
પાઊલ તથા સીલાસને પકડ્યા, અને તેઓને ચૌટામાં અધિકારીઓની પાસે
ઘસડી લાવ્યા. ૨૦ તેઓને અમલદારોની આગળ લાવીને તેઓએ કહ્યું, કે
આ માણસો યહુદી છતાં આપણા શહેરમાં બહુ ધાંધલ મચાવે છે.
૨૧ આપણ રૂમીઓને જે રીતરિવાજો માનવા અથવા પાળવા ઉચિત નથી, તે
તેઓ શીખવે છે. ૨૨ ત્યારે, સર્વ લોકો તેમની સામે ઊઠ્યા; અને
અમલદારોએ તેઓનાં લૂગડાં કાઢી નંખાવીને તેઓને ફટકા મારવાની આજ્ઞા
કરી. ૨૩ તેઓએ તેમને ઘણા ફટકા મારીને બંદીખાનામાં નાખ્યા, અને
બંદીખાનાના દરોગાને તેઓને ચોકસાઈથી રાખવાની આજ્ઞા કરી. ૨૪ એવી
આજ્ઞા મળવાથી તેણે તેઓને માંહેલા બંદીખાનામાં પૂર્યા, અને તેઓના પગ
હેડમાં ઘાલ્યા. ૨૫ મધરાતને સુમારે પાઊલ તથા સીલાસ પ્રાર્થના કરતા
હતા તથા દેવનાં સ્તોત્ર ગાતા હતા, અને બંદીવાનો તેઓનું સાંભળતા હતા;
૨૬ ત્યારે એકાએક એવો મોટો ધરતીકંપ થયો, કે બંદીખાનાના પાયા હાલી
ગયા: બધાં બારણાં તરત ઊઘડી ગયાં; અને સર્વનાં બંધનો છૂટી ગયાં.
૨૭ બંદીખાનાનો દરોગો ઊંઘમાંથી જાગી ઊઠ્યો, અને બંદીખાનાનાં બારણાં
ઉઘડાં જોઈને બંદીવાનો નાસી ગયા હશે એમ ધારીને તે તરવાર તાણીને
આપઘાત કરવા જતો હતો. ૨૮ પણ પાઊલે મોટો ઘાંટો પાડીને કહ્યું, કે
અમે સૌ અહીં છીએ, માટે તું પોતાને કંઈ ઈજા કરતો ના. ૨૯ ત્યારે
દીવો મંગાવીને તે માંહે કૂદી આવ્યો, અને ધ્રૂજતો ધ્રૂજતો પાઊલ તથા
સીલાસને પગે પડ્યો. ૩૦ તેઓને બહાર લાવીને તેણે તેઓને પૂછ્યું, કે
હે સાહેબો, તારણ પામવા સારૂ મારે શું કરવું જોઈએ? ૩૧ તેઓએ તેને
કહ્યું, કે પ્રભુ ઈસુ પર વિશ્વાસ કર, એટલે તું તથા તારા ઘરનાં સર્વ માણસો
તારણ પામશો. ૩૨ ત્યારે તેઓએ તેને તથા તેના ઘરમાં જે હતાં તે સર્વને
પ્રભુનું વચન કહી સંભળાવ્યું. ૩૩ પછી રાત્રે તેજ ઘડીએ તેણે તેઓને લઈ
જઈને તેઓના સોળ ધોયા; અને તરત તે તથા તેનાં સઘળાં માણસો
બાપ્તિસ્મા પામ્યાં. ૩૪ પછી તેણે તેઓને પોતાને ઘેર લાવીને તેઓની
આગળ ભાણું પીરસ્યું, અને પોતાના ઘરનાં સર્વ માણસો સાથે દેવ પર વિશ્વાસ
કરીને ઘણો આનંદ કર્યો.

૩૫ સૂર્યોદય થયો ત્યારે અમલદારોએ ચોબદારોને મોકલીને કહેવડાવ્યું, કે
તે માણસોને છોડી દે. ૩૬ પછી બંદીખાનાના દરોગાએ પાઊલને એ વાતની
ખબર આપી, કે અમલદારોએ તમને છોડી દેવાનું કહાવી મોકલ્યું છે; માટે
હવે તમે નીકળીને શાંતિથી ચાલ્યા જાઓ. ૩૭ પણ પાઊલે તેઓને કહ્યું,
કે અમને ગુનેગાર ઠરાવ્યા વગર તેઓએ અમો રૂમીઓને જાહેર રીતે માર
મારીને બંદીખાનામાં નાખ્યા છે; અને હવે શું તેઓ અમને છાની રીતે

બહાર કાઢી મૂકે છે? ના, એમ તો નહિ બને, પણ તેઓ પોતે આવીને
અમને બહાર કાઢી લાવે. ૩૮ત્યારે ચોબદારોએ અમલદારોને એ વાતની
ખબર આપી, અને તેઓ રૂમી છે, એ સાંભળીને તેઓ બીધા ૩૯પછી
તેઓએ આવીને તેઓના કાલાવાલા કર્યા, અને તેઓને બહાર લાવીને શહેર
આથી નીકળી જવાની વિનંતી કરી ૪૦તેઓ બંદીખાનામાથી નીકળીને
લુદીઆને ત્યા આવ્યા, અને ભાઈઓને મળીને તેઓએ તેમને દિલાસો આપ્યો,
અને ત્યાથી વિદાય થયા

## થેસ્સાલોનીકામાં

૧૭ તેઓ આમ્ફીપોલીસ તથા આપલોનિયામા થઈને થેસ્સાલોનીકા આવ્યા,
ત્યા યહુદીઓનુ એક સભાસ્થાન હતું, ૨પાઊલ પોતાના રિવાજ
પ્રમાણે ત્યા ગયો, અને ત્રણ વિશ્રામવાર તેણે ધર્મશાસ્ત્રમાથી [પ્રમાણ આપીને]
તેઓની સાથે વાદવિવાદ કર્યો ૩તેણે ખુલાસો આપીને સિદ્ધ કર્યું કે ખ્રિસ્તે
સહેવુ, તથા મૂએલામાથી પાછા ઊઠવુ એ આવશ્યક હતું, અને [એવુ પણ
કહ્યું, કે] જે ઈસુને હુ તમને પ્રગટ કરૂ છુ તેજ ખ્રિસ્ત છે ૪ત્યારે તેઓ
માના કેટલાએક તથા ધાર્મિક ગ્રીકોમાના ઘણા લોક તથા ઘણી આબરૂદાર
સ્ત્રીઓ વાત માનીને પાઊલ તથા સીલાસના સત્સંગમા ભળ્યા ૫પણ યહુદી
ઓએ અદેખાઈ રાખીને ચકલામાના કેટલાક બદમાશોને સાથે લીધા, અને
લોકોની મેદની જમાવીને આખા શહેરને ખળભળાવી મૂક્યુ, અને યાસનના ઘર
પર હુમલો કરીને તેઓને લોકોની પાસે બહાર કાઢી લાવવાનો પ્રયત્ન કર્યો
૬પણ તેઓને તેઓ જડ્યા નહિ ત્યારે યાસનને તથા કેટલાએક ભાઈઓને
શહેરના અધિકારીઓ પાસે ઘસડી લઈ જઈને તેઓએ બૂમ પાડી, કે જેઓએ
જગતને ઊથલપાથલ કર્યું છે, તેઓ અહીં પણ આવ્યા છે, ૭તેઓને યાસને
પોતાના ઘરમા રાખ્યા છે, અને એઓ સઘળા કૈસરની આજ્ઞાની વિરુદ્ધ થઈને
કહે છે, કે ઈસુ [નામે] બીજો એક રાજા છે ૮તેઓની એ વાતો સાંભળીને
લોકો તથા શહેરના અધિકારીઓ ગભરાયા ૯ત્યારે તેઓએ યાસનને તથા
બીજાઓને જામીન પર છોડી દીધા

## બેરીઆમાં

૧૦પછી ભાઈઓએ રાત્રે પાઊલ તથા સીલાસને તરત બેરીઆ મોકલી દીધા,
અને તેઓ ત્યા આવીને યહુદીઓના સભાસ્થાનમા ગયા ૧૧થેસ્સાલોનીકાના
લોક કરતા એઓ અધિક ગુણવાન હતા, કેમકે તેઓ પૂરેપૂરા ઉમંગથી
સુવાર્તાનો અંગીકાર કરીને, એ વાતો એમજ છે કે નહિ એ વિષે નિત્ય
ધર્મશાસ્ત્રનુ શોધન કરતા હતા ૧૨એથી તેઓમાના ઘણાએ વિશ્વાસ કર્યો,
તેમજ આબરૂદાર ગ્રીક બાઈઓ તથા પુરુષોમાના પણ ઘણાએ [વિશ્વાસ
કર્યો] ૧૩પણ જ્યારે થેસ્સાલોનીકાના યહુદીઓએ જાણ્યુ કે પાઊલ દેવનુ
વચન બેરીઆમા પણ પ્રગટ કરે છે ત્યારે તેઓ ત્યા પણ આવ્યા, અને લોકોને

ઉશ્કેરીને ખળભળાવ્યા. ૧૪ ત્યારે ભાઈઓએ તરત પાઉલને સમુદ્રકિનારે મોકલી
દીધો; પણ સીલાસ તથા તીમોથી ત્યાં જ રહ્યા. ૧૫ પણ પાઉલના વળાવાઓએ
તેને આથેન્સ સુધી પહોંચાડયો; પછી સીલાસ તથા તીમોથીને સારુ તેની પાસે
બનતી ઉતાવળે આવવાની આજ્ઞા લઈને તેઓ વિદાય થયા.

## આથેન્સમાં

૧૬ પાઉલ આથેન્સમાં એમની વાટ જોતો હતો તે દરમિયાન તે શહેરમાં
ઠેરઠેર મૂર્તિઓને જોઈને તેનો આત્મા ઉકળી આવ્યો. ૧૭ તેથી તે સભાસ્થાનમાં
યહુદીઓ તથા ધાર્મિક પુરુષો સાથે, અને ચૌટામાં જેઓ તેને મળતા તેઓની
સાથે નિત્ય વાદવિવાદ કરતો હતો. ૧૮ ત્યારે એપીક્યુરી તથા સ્ટોઈક [મત
માનનારા] કેટલાએક પંડિતો તેની સામા થયા. તેઓમાંના કેટલાકે કહ્યું, કે
આ લવરીખોર શું કહેવા માગે છે? બીજા કેટલાકે કહ્યું, કે તે પારકા દેવોને
પ્રગટ કરનારો દેખાય છે; કેમકે તે ઈસુ તથા પુનરુત્થાન વિષે[ની વાત] પ્રગટ
કરતો હતો. ૧૯ તેઓએ તેને અરેઓપાગસમાં લઈ જઈને કહ્યું, કે તું જે
નવો ઉપદેશ કરે છે તે અમારાથી સમજાય એમ છે? ૨૦ કેમકે તું અમને
કેટલીએક નવીન વાતો સંભળાવે છે; માટે અમે એમનો અર્થ જાણવા ઇચ્છીએ
છીએ. ૨૧ (હવે, આથેન્સના સર્વ લોકો તથા ત્યાં રહેનારા પરદેશીઓ કંઈ
નવી વાત કહેવી અથવા સાંભળવી તે સિવાય બીજા કશામાં પોતાનો વખત
ગાળતા નહોતા).

## અરેઓપાગસમાં પાઉલનું ભાષણ

૨૨ પછી પાઉલે અરેઓપાગસની વચ્ચે ઊભા થઈને કહ્યું, કે
આથેન્સના સદ્‌ગૃહસ્થો, હું જોઉં છું કે તમે બધી બાબતોમાં અતિશય ધર્મ-
ચુસ્ત છો. ૨૩ કેમકે માર્ગે ચાલતાં ચાલતાં જે [દેવદેવીઓ]ને તમે ભજો છો
તેઓને હું જોતો હતો, ત્યારે મેં એક વેદી પણ જોઈ, જેના પર **અજાણ્યા
દેવના માનમાં** એવો એક લેખ કોતરેલો હતો. માટે જેને તમે જાણ્યા વિના
ભજો છો તેને હું તમારી આગળ પ્રગટ કરું છું. ૨૪ જે દેવે જગત તથા તેમાંનું
સઘળું ઉત્પન્ન કર્યું, તે આકાશ તથા પૃથ્વીનો પ્રભુ હોવાથી હાથે બાંધેલાં મંદિરોમાં
રહેતો નથી. ૨૫ તેને માણસોના હાથની સેવા જોઈતી નથી, કેમકે તેને
કશાની ગરજ નથી; જીવન, શ્વાસોચ્છ્વાસ તથા સર્વ વસ્તુઓ તે પોતે સર્વને
આપે છે. ૨૬ તેણે માણસોની સર્વ પ્રજાઓને આખી પૃથ્વીના પૃષ્ઠ પર રહેવા
સારુ એકમાંથી ઉત્પન્ન કરી, અને તેણે તેઓને સારુ નિર્માણ કરેલા સમય તથા
તેઓના રહેઠાણની હદ ઠરાવી આપી; ૨૭ જેથી તેઓ ઈશ્વરને શોધે, કે
કદાપિ તેઓ તેને માટે ફંફોસીને તેને પામે, પરંતુ તે આપણામાંના કોઈથી
વેગળો નથી; ૨૮ કેમકે તેનામાં આપણે જીવીએ છીએ, હાલીએ છીએ, અને
હોઈએ છીએ; જેમ તમારા પોતાના જ કવિઓમાંના કેટલાએકે કહ્યું છે, કે
આપણે પણ તેનાં સંતાનો છીએ, તેમ. ૨૯ હવે આપણે દેવનાં સંતાનો છીએ.

માટે આપણે એમ ન ધારવું જોઈએ કે દેવ માણસોની કારીગરી તથા ચતુરાઈથી
કોતરેલા સોના, રૂપા કે પથ્થરના જેવો છે ૩૦ એ અજ્ઞાનપણાના સમયો પ્રત્યે
દેવે આંખ આડા કર્યા ખરા, પણ હવે સર્વ સ્થળે સઘળા માણસોને પસ્તાવો
કરવાની તે આજ્ઞા કરે છે, ૩૧ કેમકે તેણે એક દિવસ નિર્માણ કર્યો છે કે જે દિવસે
તે પોતાના નીમેલા માણસદ્વારા જગતનો અદલ ઇન્સાફ કરશે, જે વિષે તેણે તેને
મૂએલામાંથી પાછો ઉઠાડીને સર્વને ખાતરી કરી આપી છે

૩૨ જ્યારે તેઓએ મૂએલાના પુનરુત્થાન વિષે સાંભળ્યું, ત્યારે કેટલાએકે
ઠઠ્ઠામશ્કરી કરી, પણ બીજાઓએ કહ્યું, કે અમે એ સંબંધી કોઈ બીજી વાર
તારૂં સાંભળીશું ૩૩ એ રીતે પાઉલ તેઓની પાસેથી ચાલ્યો ગયો ૩૪ પણ
કેટલાએક માણસોએ તેની સંગતમાં રહીને વિશ્વાસ કર્યો તેઓમાં દીઓ
નુસીઅસ અરેઓપગગી તથા દામારીસ નામે એક બાઈ, અને તેઓ સિવાય
બીજા પણ હતા

### કોરીંથમાં

૧૮ એ પછી [પાઉલ] આથેન્સથી નીકળીને કોરીંથ આવ્યો ૨ ત્યાં
પંતસનો વતની આકુલા નામે એક યહુદી જે થોડી મુદત પર ઈટાલીથી
આવેલો હતો, તે તથા તેની સ્ત્રી પ્રિસ્કીલા તેને મળ્યા કેમકે ક્લાદીઅસે બધા
યહુદીઓને રોમમાંથી નીકળી જવાની આજ્ઞા કરી હતી, તે તેઓને ત્યાં ગયો,
૩ તે તેઓના જેવો જ ધંધો કરતો હતો માટે તે તેઓને ઘેર રહ્યો, અને તેઓ સાથે
કામ કરતા હતા, તેઓનો ધંધો તંબુ[ના કપડાં] વણવાનો હતો ૪ દરેક
વિશ્રામવારે તે સભાસ્થાનમાં જઈને વાદવિવાદ કરતો હતો અને યહુદીઓને તથા
ગ્રીકોને સમજાવતો હતો

૫ પણ જ્યારે સીલાસ તથા તીમોથી મકદોનિયાથી આવ્યા ત્યારે પાઉલે
ઉત્સાહથી [ઈસુની] વાત પ્રગટ કરતાં યહુદીઓને સિદ્ધ કરી આપ્યું, કે ઈસુ તેજ
ખ્રિસ્ત છે ૬ પણ તેઓ તેની સામે થઈને દુર્ભાષણ કરવા લાગ્યા ત્યારે તેણે
પોતાનાં વસ્ત્ર ખંખેરીને તેઓને કહ્યું કે તમારૂં લોહી તમારે માથે, હું તો નિર્દોષ
છું, હવેથી હું વિદેશીઓની પાસે જઈશ ૭ પછી તે ત્યાંથી નીકળીને તીતસ
યુસ્તસ નામે એક ઈશ્વરભક્ત હતો, તેને ઘેર ગયો, તેનું ઘર સભાસ્થાનની
જોડાજોડ હતું ૮ સભાસ્થાનના આગેવાન ક્રિસ્પસે પોતાના આખા ઘરના માણસો
સુદ્ધાં પ્રભુ પર વિશ્વાસ કર્યો, અને ઘણા કોરીંથીઓએ પણ વાત સાંભળીને
વિશ્વાસ કર્યો, અને બાપ્તિસ્મા પામ્યા ૯ પ્રભુએ રાત્રે પાઉલને દર્શનદ્વારા કહ્યું
કે તું બીહીશ ના પણ બોલજે, છાનો ન રહેજે, ૧૦ કેમકે હું તારી સાથે છું,
અને કોઈ પણ માણસ તારા પર હુમલો કરીને તને ઈજા કરશે નહિ કારણ કે
આ શહેરમાં મારા ઘણા લોક છે ૧૧ તે તેઓને દેવના વચનનો બોધ કરતો
દોઢ વરસ સુધી [ત્યાં] રહ્યો

## ગાલીઓ અને પાઊલ

૧૨ પણ ગાલીઓ આખાયાનો અધિકારી હતો, ત્યારે યહુદીઓ સંપ કરીને
પાઊલની સામે ઊભા થયા, અને તેઓએ તેને ન્યાયાસન આગળ લાવીને કહ્યું,
કે ૧૩ આ માણસ નિયમશાસ્ત્રથી ઊલટી રીતે દેવની ભક્તિ કરવાનું લોકોને
સમજાવે છે. ૧૪ પાઊલ બોલવા જતો હતો, એટલામાં ગાલીઓએ યહુદીઓને
કહ્યું, કે ઓ યહુદીઓ, જો અન્યાયની અથવા દુરાચરણની બાબત હોત, તો
તમારૂં સાંભળવું વાજબી ગણાત; ૧૫ પણ જો શબ્દો, નામો અથવા તમારા
પોતાના નિયમશાસ્ત્ર વિષેની આ તકરાર હોય, તો તમે પોતે તેનો નિકાલ કરો;
કેમકે એવી વાતોનો ન્યાય ચૂકવવા હું ઇચ્છતો નથી. ૧૬ [એમ કહીને] તેણે તેઓને
ન્યાયાસન આગળથી કાઢી મૂક્યા. ૧૭ ત્યારે તેઓ સર્વેએ સભાસ્થાનના આગેવાન
સોસ્થેનેસને પકડીને ન્યાયાસન આગળ માર માર્યો. પણ ગાલીઓએ એ વાતની
કંઈ પણ દરકાર કરી નહિ.

## પાઊલનું સિરિયામાં પાછા ફરવું

૧૮ ત્યાર પછી ઘણા દિવસ ત્યાં રહ્યા બાદ પાઊલે ભાઈઓની વિદાયગીરી
લીધી, અને પ્રિસ્કીલા તથા આકુલાની સાથે વહાણમાં બેસીને તે સિરિયા જવા
ઊપડયો; [તે પહેલાં] તેણે કેંખરીઆમાં માથું મૂંડાવ્યું હતું, કેમકે તેણે માનતા
લીધેલી હતી. ૧૯ તેઓ એફેસસ પહોચ્યાં ત્યારે તેણે તેઓને ત્યાં મૂક્યાં;
પણ પોતે સભાસ્થાનમા જઈને યહુદીઓની સાથે વાદવિવાદ કર્યો. ૨૦ તેઓએ
પોતાની સાથે વધારે મુદત રહેવાની તેને વિનંતી કરી, પણ તેણે માન્યું નહિ.
૨૧ પણ ઈશ્વરેચ્છા હશે તો હું તમારી પાસે પાછો આવીશ, એમ કહીને તેણે તેઓની
વિદાયગીરી લીધી, અને એફેસસથી વહાણમાં ઊપડયો.

૨૨ કાઈસારીઆ પહોંચ્યા પછી તેણે [યરૂશાલેમ] જઈને ત્યાંની મંડળીનાં
માણસોની મુલાકાત લીધી, અને પછી અંત્યોખ ગયો. ૨૩ કેટલોક વખત ત્યાં
રહ્યા પછી તે નીકળ્યો, અને સર્વ શિષ્યોને દૃઢ કરતો કરતો અનુક્રમે ગલાતીઆ
પ્રાંત તથા ફ્રુગિયામાં ફર્યો.

## અપોલો એફેસસમાં

૨૪ આલેકસાંદ્રિયાનો વતની આપોલસ નામે એક વિદ્વાન અને ધર્મલેખોમાં
પ્રવીણ યહુદી એફેસસ આવ્યો. ૨૫ એ માણસને પ્રભુના માર્ગનું શિક્ષણ મળ્યું
હતું; અને ઘણો ઉત્સાહી હોવાથી તે ચોકસાઈથી ઈસુ વિષેની વાતો પ્રગટ
કરતો તથા શીખવતો હતો, પણ તે એકલું યોહાનનું બાપ્તિસ્મા જાણતો હતો.
૨૬ તે હિંમતથી સભાસ્થાનમાં બોલવા લાગ્યો. પણ પ્રિસ્કીલાએ તથા આકુલાએ
તેની વાત સાંભળી, ત્યારે તેઓએ તેને પોતાને ઘેર લઈ જઈને દેવના
માર્ગનો વધારે ચોકસાઈથી ખુલાસો આપ્યો. ૨૭ પછી તે આખાયા જવાને
ઇચ્છતો હતો, ત્યારે ભાઈઓએ તેને ઉત્તેજન આપીને શિષ્યો પર લખી મોકલ્યું
કે તેઓ તેનો આદરસત્કાર કરે; તે ત્યાં આવ્યો ત્યારે જેઓએ [પ્રભુની]

કૃપાથી વિશ્વાસ કર્યો હતો, તેઓને તેણે ઘણી સહાય કરી; ૨૮ કેમકે [ઈસુ]
તેજ ખ્રિસ્ત છે,' એવું ધર્મશાસ્ત્ર ઉપરથી સાબિત કરીને એણે જાહેર [વાદ-
વિવાદ]માં યહુદીઓને પૂરેપૂરા હરાવ્યા.

### એફેસસમાં યોહાન બાપ્તિસ્મા કરનારના શિષ્યો

૧૯ જ્યારે આપોલસ કોરીંથમાં હતો, ત્યારે પાઊલ ઉપલા પ્રદેશમાં ફરીને
એફેસસ આવ્યો, અને ત્યાં કેટલાએક શિષ્યો તેને મળ્યા. ૨ તેણે
તેઓને પૂછ્યું, કે તમે વિશ્વાસ કર્યો ત્યારે તમે પવિત્ર આત્મા પામ્યા? તેઓએ
તેને કહ્યું, કે ના, પવિત્ર આત્મા છે એ અમે સાંભળ્યું પણ નથી. ૩ ત્યારે
તેણે પૂછ્યું, કે તમે કોનું બાપ્તિસ્મા પામ્યા? તેઓએ તેને કહ્યું, કે યોહાનનું
બાપ્તિસ્મા. ૪ ત્યારે પાઊલે કહ્યું, કે યોહાને પશ્ચાત્તાપનું બાપ્તિસ્મા કર્યું ખરું,
અને લોકોને કહ્યું, કે મારી પાછળ જે આવે છે તેના પર એટલે ઈસુ પર
તમારે વિશ્વાસ કરવો. ૫ એ સાંભળીને તેઓએ પ્રભુ ઈસુને નામે બાપ્તિસ્મા લીધું.
૬ જ્યારે પાઊલે તેઓના પર હાથ મૂક્યા ત્યારે તેઓના પર પવિત્ર આત્મા
આવ્યો; અને તેઓ [બીજી] ભાષાઓ બોલવા તથા પ્રબોધ કરવા લાગ્યા.
૭ તેઓ બધા મળીને બારેક પુરુષ હતા.

### પાઊલ એફેસસમાં

૮ પછી સભાસ્થાનમાં જઈને તેણે ત્રણ મહિના સુધી હિંમતથી બોધ કર્યો,
અને વાદવિવાદ કરીને દેવના રાજ્ય વિષેની બાબતો સમજાવી. ૯ પણ કેટલા-
એક દુરાગ્રહી થઈને, તથા [પ્રભુની વાતનો] અનાદર કરીને, લોકોની આગળ
એ માર્ગની નિંદા કરી, ત્યારે તેણે તેઓની પાસેથી જઈને શિષ્યોને જુદા
પાડ્યા, અને પોતે તુરાનસની શાળામાં રોજ વાદવિવાદ કરતો રહ્યો. ૧૦ બે
વર્ષ સુધી એ પ્રમાણે ચાલ્યું; તેથી આસિયામાં રહેનાર સર્વ યહુદીઓએ
તથા ગ્રીકોએ પણ પ્રભુની વાત સાંભળી. ૧૧ હવે પાઊલના હાથથી એવા
અસાધારણ ચમત્કારો કર્યા, કે ૧૨ તેણે વાપરેલાં રૂમાલો તથા લૂગડાં તેઓ
માંદાઓની પાસે લઈ જતા, અને તેમને અડકાડતા, એટલે તેઓના રોગ દૂર
થતા, અને તેઓમાંથી અશુદ્ધ આત્માઓ નીકળી જતા. ૧૩ કેટલાક ભટકતા
યહુદી ભૂવા પણ અશુદ્ધ આત્મા વળગેલા માણસો ઉપર ઈસુનું નામ ઉચ્ચારીને
કહેવા લાગ્યા, કે જે ઈસુને પાઊલ પ્રગટ કરે છે, તેની દુવાઈ હું તમને દઉં છું.
૧૪ સ્કેવા નામે એક યહુદી મુખ્ય યાજકના સાત દીકરા એમ કરતા હતા.
૧૫ પણ અશુદ્ધ આત્માએ તેઓને ઉત્તર આપ્યો કે ઈસુ વિષે હું જાણું છું,
અને પાઊલને હું ઓળખું છું; પણ તમે કોણ છો? ૧૬ ત્યારે જે માણસમાં
અશુદ્ધ આત્મા હતો તે તેઓના પર કૂદી પડ્યો, અને બન્નેને હરાવીને તેઓના
પર એવો જય મેળવ્યો કે તેઓ ઘાયલ થઈને નાગા ને નાગા ઘરમાંથી નાઠા.
૧૭ એફેસસમાં જે યહુદીઓ તથા ગ્રીકો રહેતા હતા તેઓ સર્વેને એ વાતની
ખબર પડી; ત્યારે તે સર્વેને ડર લાગ્યો, અને પ્રભુ ઈસુનું નામ મોટું મનાયું.

૧૮ વિશ્વાસી થએલાંઓમાંનાં પણ ઘણાં આવ્યાં, અને પોતાનાં કૃત્યો કબૂલ કરીને ખુલ્લાં કહી દેખાડ્યાં. ૧૯ ઘણા જાદુગરોએ પોતાનાં પુસ્તકો એકઠાં કરીને સર્વના દેખતાં તેઓને બાળી નાખ્યાં; તેઓનું મૂલ્ય ગણી જોતાં તે પચીસ હજાર રૂપિયા થયું. ૨૦ એ રીતે પ્રભુની વાત પરાક્રમથી પ્રસરતી ગઈ ને પ્રબળ થઈ.

## પાઉલની યોજના

૨૧ આ બીના બન્યા પછી પાઉલે મકદોનિયા તથા આખાયામાં થઈને યરૂશાલેમ જવાનો મનમાં નિશ્ચય કર્યો, ને કહ્યું, કે ત્યાં ગયા પછી મારે રોમ પણ જોવું જોઈએ. ૨૨ પછી તેણે પોતાના મદદનીશોમાંના બેને, એટલે તીમોથી તથા એરાસ્તસને, મકદોનિયા મોકલ્યા, અને પોતે કેટલાએક દિવસ આસિયામાં રહ્યો.

## એફેસસમાં હુલ્લડ

૨૩ એ અરસામાં એ માર્ગ વિષે ઘણી ચળવળ ઊભી થઈ. ૨૪ દેમેત્રિઅસ નામે એક સોની હતો, તે આર્તેમિસનાં રૂપાનાં દેવસ્થાનો બનાવીને કારીગરોને ઘણું કામ અપાવતો હતો. ૨૫ તેણે તેઓને તથા એના જેવા બીજા કારીગરોને એકઠા કરીને કહ્યું, કે ભાઈઓ, તમે જાણો છો કે આ ધંધાથી આપણને સારી કમાણી થાય છે. ૨૬ હમણાં તમે જુઓ છો અને સાંભળો છો, કે જે હાથથી બનાવેલા છે તે દેવો નથી, એવું સમજાવીને, એ પાઉલે, એકલા એફેસસમાં નહિ, પણ લગભગ આખા આસિયામાં ઘણા લોકોનાં મન ફેરવી નાખ્યાં છે; ૨૭ તેથી આપણા આ ધંધાનો તિરસ્કાર કરવામાં આવે એવો ભય છે એટલુંજ નહિ, પણ આર્તેમિસ મહાદેવી, જેને આખો આસિયા તથા જગત પૂજે છે, તેનું મંદિર તુચ્છ ગણાવાનો અને તેનું મહાત્મ્ય નાશ પામવાનો સંભવ છે. ૨૮ એ સાંભળીને તેઓ ક્રોધાયમાન થયા, અને પોકાર કરીને કહેવા લાગ્યા, કે એફેસીઓની આર્તેમિસની જે! ૨૯ આખા શહેરમાં એ ગડબડાટ થઈ રહ્યો; ત્યારે તેઓ મકદોનિયાના ગાયસ તથા આરીસ્તાર્ખસ, જેઓ મુસાફરીમાં પાઉલના સાથી હતા, તેઓને પકડીને બધા ભેળા થઈને અખાડામાં દોડી ગયા. ૩૦ જ્યારે પાઉલે લોકોની ભીડની અંદર પેસવા ચાહ્યું, ત્યારે શિષ્યોએ તેને જવા દીધો નહિ. ૩૧ આસિયાના મુખ્ય અધિકારીઓમાંના કેટલાએક તેના મિત્રો હતા, તેઓએ પણ તેને કહેવડાવી મોકલ્યું, કે તારે અખાડામાં જવાનું સાહસ કરવું નહિ. ૩૨ તે વખતે કેટલાએક કંઈ બૂમ પાડતા હતા, અને કેટલાએક કંઈ બૂમ પાડતા હતા; કેમકે સભામાં ગડબડ થઈ રહી હતી; અને પોતે શા કારણથી એકઠા થયા છે, એ તેઓમાંના ઘણાખરા જાણતા પણ નહોતા. ૩૩ યહુદીઓ આલેક્સાંદરને ભીડમાંથી બહાર ખેંચી કાઢીને તેને આગળ હડસેલતા હતા, ત્યારે આલેક્સાંદર હાથે ઇશારો કરીને લોકોને પ્રત્યુત્તર આપવા ઇચ્છતો હતો. ૩૪ પણ તે યહુદી છે,

એમ તેઓએ જાણ્યું, ત્યારે તેઓ સઘળાએ આશરે બે કલાક સુધી એક અવાજે બૂમ પાડી, કે એફેસીઓની આર્તેમિસની જય। ૩૫ત્યારે શહેરના નગરશેઠે લોકોને શાંત પાડીને કહ્યું, કે ઓ એફેસસના લોકો, કયું માણસ નથી જાણતું કે એફેસસ, શહેર આર્તેમિસ મહાદેવીને તથા ઝૂસ પાસેથી પડેલી મૂર્તિને પૂજનારૂં છે? ૩૬એ વાતોની વિરુદ્ધ કોઈથી બોલી શકાય એમ નથી, માટે તમારે શાંત રહેવું જોઈએ, અને કંઈ અવિચારી કૃત્ય કરવું નહિ ૩૭કેમકે તમે આ માણસોને અહીં લાવ્યા છો, તેઓ મંદિરોને લૂટનારા નથી, અને આપણી દેવીની નિંદા કરનારા પણ નથી. ૩૮માટે જો દેમેત્રિઅસને તથા તેની સાથેના કારીગરોને કોઈના ઉપર કંઈ ફરિયાદ કરવી હોય તો અદાલત ખુલ્લી છે, અને અધિકારીઓ પણ છે, માટે તેઓ એકબીજા પર ફરિયાદ માંડે ૩૯પણ જો કંઈ બીજી બાબતો વિષે તમે દાદ માગતા હો, તો કાયદેસર નીમેલી સભામાં તેનો નિર્ણય કરવામાં આવશે ૪૦કેમકે આજે વગર કારણે હુલ્લડ થયું તે વિષે આપણા ઉપર ફરિયાદ થવાનો ખરેખર ભય છે, અને તેના સંબંધમાં આ ભીડ થયાનો ખુલાસો આપણાથી આપી શકાય તેમ નથી. ૪૧તેણે એ વાતો કહીને સભાને બરખાસ્ત કરી

## પાઊલ મકદોનિયા, ગ્રીસ તથા ત્રોઆસમાં

૨૦ હુલ્લડ બંધ થયા પછી પાઊલે શિષ્યોને બોલાવીને તેઓને બોધ કર્યો, અને તેમની વિદાયગીરી લઈને મકદોનિયા જવા સારૂ તે નીકળ્યો ૨તે પ્રાંતોમાં ફરીને લોકોને ઘણો બોધ આપ્યા પછી તે ગ્રીસ દેશમાં આવ્યો ૩ત્યાં તે ત્રણ મહિના રહ્યા, પછી સિરિયા જવા સારૂ જળમાર્ગે હંકારવાની તૈયારીમાં હતો, ત્યારે યહૂદીઓએ તેની વિરુદ્ધ કાવતરૂ રચ્યું, માટે તેણે મકદોનિયામાં થઈને પાછા જવાનો ઠરાવ કર્યો ૪પુર્હુસનો [દીકરો] બેરીઆનો સોપાતર, થેસ્સાલોનીકીઓમાંના આરીસ્તાર્ખસ, સેકુંદસ, દેર્બેનો ગાયસ, તીમોથી, આસિયાના તુખીકસ તથા ત્રોફીમસ, એઓ તેની સાથે આસિયા સુધી ગયા ૫પણ તેઓ આગળ જઈને ત્રોઆસમાં અમારી વાટ જોતા હતા ૬બેખમીર રોટલીના દિવસ પછી અમે વહાણમાં બેસીને ફિલિપ્પીથી નીકળ્યા, અને પાંચ દિવસમાં તેઓની પાસે ત્રોઆસ પહોંચ્યા, અને સાત દિવસ ત્યાં રહ્યા

### યુતુખસ

૭અઠવાડિયાને પહેલે દિવસે અમે રોટલી ભાંગવાને એકઠા થયા હતા, ત્યારે પાઊલે, પોતે બીજે દિવસે નીકળવાનો હોવાથી, [શિષ્યો]ની આગળ ભાષણ કર્યું, અને મધરાત સુધી પોતાનું ભાષણ ચાલુ રાખ્યું ૮જે મેડી પર અમે એકઠા થયા હતા ત્યાં ઘણા દીવા [બળતા] હતા ૯બારીમાં બેઠેલો યુતુખસ નામે એક જુવાન ભરઊંઘમાં પડ્યો હતો, અને પાઊલ ઘણીવાર સુધી ભાષણ કરતો હતો માટે ઊંઘમાં ઘેરાઈ ગએલો હોવાથી તે [જુવાન] ત્રીજા માળથી હેઠળ પડ્યો, અને તેઓએ તેને મૂએલો ઉપાડ્યો ૧૦ત્યારે પાઊલ નીચે

ઊતરીને તેના પર પડયો, અને તેની કોટે વળગીને તેણે કહ્યું, કે ગભરાઓ મા;
કેમકે તે જીવતો છે. ૧૧ પછી તેણે ઉપર આવીને રોટલી ભાંગીને ખાધી,
અને તેઓની સાથે ઘણી વાર સુધી, એટલે છેક પોહ ફાટતાં સુધી, વાત કરી,
ત્યાર પછી તે વિદાય થયો. ૧૨ તેઓ તે જુવાનને જીવતો લાવ્યા, અને તેથી તેઓ
ઘણો આનંદ પામ્યા.

## પાઊલનું મીલેતસ જવું

૧૩ પણ અમે આગળ જઈને વહાણમાં બેસીને આસોસ જવાને ઊપડી ગયા,
ત્યાંથી પાઊલને વહાણમાં લેવાનો ઇરાદો હતો; કેમકે ત્યાંથી પગરસ્તે આવવા
ધારીને તેણે એ ગોઠવણ કરી હતી. ૧૪ આસોસમાં તે અમને મળ્યો, ત્યારે
અમે તેને વહાણમાં લઈને મીતુલેને આવ્યા. ૧૫ ત્યાંથી હંકારીને બીજે દિવસે
અમે ખીઅસની સામે પહોંચ્યા; અને બીજે દિવસે સામોસ પહોંચ્યા; અને તેને
બીજે દિવસે [[ ત્રોગુલિયામાં કંઈક થોભ્યા પછી ]] અમે મીલેતસ આવ્યા. ૧૬ કેમકે
આસિયામાં વખત ગાળવો ન પડે તે માટે પાઊલે એફેસસને બાજુ પર મૂકીને
હંકારી જવાનું ઠરાવ્યું હતુ; અને જો બની શકે તો પચાસમાના પર્વને દિવસે
પોતે યરૂશાલેમમાં હાજર થાય એ માટે તે ઉતાવળ કરતો હતો.

## એફેસસના વડીલો આગળ પાઊલનું ભાષણ

૧૭ પછી તેણે મીલેતસથી એફેસસ [ સંદેશો ] મોકલીને મંડળીના વડીલોને
પોતાની પાસે બોલાવ્યા ૧૮ તેઓ આવ્યા ત્યારે તેણે તેઓને કહ્યું, કે

આસિયામાં મેં પ્રથમ પગ મૂક્યો તે દિવસથી માંડીને એ બધો વખત હું
તમારી સાથે રહીને શી રીતે વર્ત્યો છું, ૧૯ એટલે મનની પૂરી નમ્રતાથી,
તથા આંસુઓસહિત, અને યહુદીઓનાં કાવતરાંથી મારા પર જે જે સંકટ
આવી પડ્યાં તે સહન કરીને હું પ્રભુની સેવા કરતો હતો, એ તમે પોતે જાણો
છો. ૨૦ વળી જે કંઈ વાત હિતકારક હોય તે તમને જણાવવાને મેં આંચકો
ખાધો નથી, પણ પ્રગટ રીતે તથા ઘેરેઘેર તમને બોધ કર્યો; ૨૧ અને દેવની
આગળ પસ્તાવો કરવો, તથા આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્ત પર વિશ્વાસ રાખવો,
એવી સાક્ષી મેં યહુદીઓને તથા ગ્રીકોને આપી [ તે પણ તમે જાણો છો ]. ૨૨ હવે
જુઓ, હું આત્માના બંધનમાં યરૂશાલેમ જાઉં છું, ત્યાં મારા પર શું શું
વીતવાનું છે એ હું જાણતો નથી; ૨૩ માત્ર હું એટલું જ [ જાણું છું, ] કે હરેક
શહેરમાં પવિત્ર આત્મા મને એવી સાક્ષી આપે છે કે બંધનો તથા સંકટો
તારી રાહ જુએ છે. ૨૪ પણ હું મારો જીવ વહાલો ગણીને તેની કંઈ પણ
દરકાર કરતો નથી, એ માટે કે મારી દોડ અને દેવની કૃપાની સુવાર્તાની સાક્ષી
આપવાની જે સેવા પ્રભુ ઈસુ પાસેથી મને મળી છે તે હું પૂર્ણ કરું. ૨૫ હવે
જુઓ, હું જાણું છું, કે તમે સર્વે જેઓમાં હું દેવનું રાજ્ય પ્રગટ કરતો ફર્યો
છું, તેઓ[માંનો કોઈ પણ ] મારું મોં ફરી જોશે નહિ. ૨૬ તે માટે આજ
હું તમને સાક્ષી આપું છું કે સર્વ માણસના લોહી વિષે હું નિર્દોષ છું.

૨૭ કેમકે દેવનો પૂરો મનોરથ તમને જણાવવાને મેં આંચકો ખાધો નથી. ૨૮ તમે
પોતાના સંબંધી તથા જે ટોળા ઉપર પવિત્ર આત્માએ તમને અધ્યક્ષો નીમ્યા
છે તે સર્વ સંબંધી સાવધાન રહો, જેથી દેવની જે મંડળી તેણે પોતાના લોહીથી
ખરીદી તેનું તમે પાલન કરો. ૨૯ હું જાણું છું કે મારા ગયા પછી ટોળા
પર દયા નહિ રાખે એવા ક્રૂર વરુઓ તમારામાં દાખલ થશે, ૩૦ અને
તમારા પોતાનામાંથી પણ કેટલાક માણસો ઊભા થશે, અને શિષ્યોને પોતાની
પાછળ ખેંચી લઈ જવા માટે અવળી વાતો બોલશે. ૩૧ માટે જાગતા રહો,
અને યાદ રાખો કે ત્રણ વરસ સુધી રાતદિવસ આંસુઓ પાડીને દરેકને બોધ
કરવાને હું ચૂક્યો નથી. ૩૨ હવે હું તમને દેવને તથા તેની કૃપાના વચનને
સોંપું છું, તે તમારી [આત્મિક] ઉન્નતિ કરવાને, તથા સર્વ પવિત્ર થએલાઓમાં
તમને વારસો આપવાને સમર્થ છે. ૩૩ મેં કોઈના રૂપાનો, સોનાનો કે વસ્ત્રનો
લોભ કર્યો નથી. ૩૪ તમે પોતે જાણો છો કે મને તથા મારા સાથીઓને જે
કંઈ જોઈતું હતું તે મેં આ હાથોથી પૂરું પાડ્યું છે. ૩૫ કેવી રીતે ઉદ્યોગ કરીને
તમારે નબળાઓને સહાય કરવી જોઈએ તે મેં બધી વાતે તમને કરી બતાવ્યું
છે, અને "લેવા કરતાં આપવામાં વધારે ધન્યતા છે" એ પ્રભુ ઈસુનું વચન
જે તેણે પોતે કહ્યું છે, એ તમારે યાદ રાખવું.

૩૬ એ પ્રમાણે વાત કર્યા પછી તેણે ઘૂંટણે પડીને તેઓ સર્વની સાથે પ્રાર્થના
કરી. ૩૭ તેઓ સઘળા બહુ રડ્યા, અને પાઉલની કોટે વળગીને તેઓએ તેને
ચુંબન કર્યું. ૩૮ તમે મારું મોં ફરી જોનાર નથી એ વાત તેણે કહી હતી તેથી
તેઓ વધારે ઉદાસ થયા. પછી તેઓ તેને વહાણ સુધી વળાવવા ગયા.

## મિલેતસથી તૂર

૨૧ તેઓનાથી જુદા પડ્યા પછી વહાણ હંકારીને અમે સીધા કોસ આવ્યા,
અને બીજે દિવસે રોડસ, અને ત્યાંથી પતારા આવ્યા. ૨ ત્યાં
ફિનીકે જનાર એક વહાણ મળ્યાથી અમે તેમાં બેસીને ઊપડી ગયા. ૩ પછી
સૈપ્રસ નજરે પડ્યો, એટલે તેને ડાબી તરફ મૂકીને અમે સિરિયા ગયા, અને
તૂર ઊતર્યા, કેમકે ત્યાં વહાણમાંનો માલ ઉતારવાનો હતો. ૪ અમને શિષ્યો
મળી આવ્યાથી ત્યાં અમે સાત દિવસ રહ્યા. તેઓએ આત્મા[ની પ્રેરણા]થી
પાઉલને કહ્યું, કે તારે યરૂશાલેમમાં પગ મૂકવો નહિ. ૫ તે દિવસો પૂરા થયા
પછી અમે નીકળીને આગળ ચાલ્યા, ત્યારે તેઓ સર્વે, સ્ત્રીછોકરાંસહિત,
અમને શહેરની બહાર વળાવવા આવ્યા, સમુદ્રકાંઠે ઘૂંટણે પડીને પ્રાર્થના કર્યા
પછી ૬ અમે એકબીજાને ભેટીને વહાણમાં બેઠા, અને તેઓ પાછા ઘેર ગયા.

## કાઈસારીઆમાં

૭ પછી અમે તૂરથી સફર પૂરી કરીને ટોલેમાઈસ આવી પહોંચ્યા, અને
ભાઈઓને ભેટીને એક દિવસ તેઓની સાથે રહ્યા. ૮ બીજે દિવસે અમે [ત્યાંથી]
નીકળીને કાઈસારીઆ આવ્યા, અને સુવાર્તિક ફિલિપ જે સાત [સેવકો]માંનો

એક હતો તેને ઘેર જઈને તેની સાથે રહ્યા. ૯ હવે આ માણસને ચાર કુંવારી
દીકરીઓ હતી, તેઓ પ્રબોધિકાઓ હતી. ૧૦ ત્યાં અમે ઘણા દિવસ રહ્યા, તે
દરમિયાન આગાબસ નામે એક પ્રબોધક યહુદાહથી આવ્યો. ૧૧ તેણે અમારી
પાસે આવીને પાઉલનો કમરબંધ લીધો, અને [તેનાથી] પોતાના હાથપગ બાંધીને
કહ્યું, કે પવિત્ર આત્મા કહે છે, કે જે માણસનો આ કમરબંધ છે તેને યરૂશાલેમમાંના
યહૂદીઓ આવી રીતે બાંધીને વિદેશીઓના હાથમાં સોંપશે. ૧૨ એ સાંભળીને
અમે તથા ત્યાંના લોકે પણ તેને યરૂશાલેમ ન જવાની વિનંતી કરી. ૧૩ ત્યારે
પાઉલે તેમને ઉત્તર આપ્યો, કે તમે શું કરવા રડો છો, અને મારું દિલ દુખાવો છો?
હું તો એકલો બંધાવાને નહિ, પણ પ્રભુ ઈસુના નામની ખાતર યરૂશાલેમમાં
મરવાને પણ તૈયાર છું. ૧૪ જ્યારે તેણે માન્યું નહિ ત્યારે, પ્રભુની ઇચ્છા
પ્રમાણે થાઓ, એમ કહીને અમે છાના રહ્યા.

## યરૂશાલેમમાં

૧૫ ત્યાર પછી અમે અમારો સરસામાન લઈને યરૂશાલેમ ગયા. ૧૬ કાઈ-
સારીઆમાંથી કેટલાએક શિષ્યો અમારી સાથે આવ્યા, અને સૈપ્રસના નાસોન નામે
એક જૂના શિષ્યને ઘેર, જ્યાં અમારે ઉતરવાનું હતું, તેને ત્યાં તેઓએ અમને
પહોંચાડ્યા.

૧૭ અમે યરૂશાલેમ આવી પહોંચ્યા ત્યારે ભાઈઓએ અમને આનંદથી
આવકાર આપ્યો.

## યહુદી ખ્રિસ્તીઓને સંતોષવાનો પાઉલનો પ્રયત્ન

૧૮ બીજે દિવસે પાઉલ અમારી સાથે યાકૂબને ત્યાં ગયો; ત્યાં સઘળા
વડીલો હાજર હતા. ૧૯ તેણે તેઓને ભેટીને તેણે કરેલી સેવા મારફતે દેવે
વિદેશીઓમાં જે જે કરાવ્યું હતું તે વિગતવાર કહી સંભળાવ્યું. ૨૦ તે સાંભળીને
તેઓએ દેવની સ્તુતિ કરી, અને તેને કહ્યું, કે ભાઈ, યહુદીઓમાંના હજારો
વિશ્વાસીઓ થયા છે, એ તું જુએ છે; અને તેઓ સર્વે ચુસ્ત રીતે નિયમ-
શાસ્ત્રને પાળે છે. ૨૧ તેઓએ તારે વિષે સાંભળ્યું છે, કે તું વિદેશીઓમાં
રહેનાર સર્વે યહુદીઓને મુસા[ના નિયમશાસ્ત્ર]નો ત્યાગ કરવાનું શીખવે છે,
અને કહે છે, કે તમારે તમારા છોકરાઓની સુન્નત કરાવવી નહિ, અને
[પૂર્વજોના] સંપ્રદાય પ્રમાણે ચાલવું નહિ. ૨૨ તો હવે શું કરવું? તું આવ્યો
છે, એ તો લોકો નિશ્ચે સાંભળશે. ૨૩ માટે અમે તને કહીએ તેમ કર:
અમારામાંના ચાર માણસોએ માનતા માનેલી છે; ૨૪ એઓને સાથે લઈને
તું પણ પોતાને શુદ્ધ કર, અને તેઓનું ખરચ તું આપ, કે તેઓ પોતાનાં
માથાં મુંડાવે; એટલે તારે વિષે જે તેઓએ સાંભળ્યું છે તેમાં કંઈ સત્ય નથી,
પરંતુ તું પોતે પણ નિયમશાસ્ત્ર પાળીને ચાલે છે, એવું તેઓ સર્વે જાણશે.
૨૫ પણ જે વિદેશીઓએ વિશ્વાસ કર્યો છે તેઓ સંબંધી અમે ઠરાવીને લખી
મોકલ્યું છે, કે તેઓ મૂર્તિઓને અર્પણ કરેલી વસ્તુઓથી, લોહીથી, ગૂંગળાવીને

મારી નાખેલાથી તથા વ્યભિચારથી દૂર રહે ૨૬ત્યારે પાઉલ તે માણસોને
સાથે લઈને બીજે દિવસે શુદ્ધ થઈને મદિરમા ગયો, અને તેઓમાના દરેકને
સારુ અર્પણ ચઢાવવામા આવશે ત્યારે શુદ્ધિકરણના દિવસો પૂરા થશે એવુ તેણે
જાહેર કર્યું

## યરૂશાલેમમા હુલ્લડ અને પાઉલનુ પકડાવુ

૨૭તે સાત દિવસ પૂરા થવા આવ્યા ત્યારે આસિયાના યહુદીઓએ તેને
મદિરમા જોઈને સર્વ લોકોને ઉશ્કેરીને તેના પર હાથ નાખીને પકડી લીધો
૨૮તેઓએ બૂમ પાડી કે રે ઈસ્રાએલી માણસો, સહાય કરો જે માણસ
સર્વ ઠેકાણે લોકોની તથા નિયમશાસ્ત્રની તથા આ સ્થાનની વિરુદ્ધ સઘળાને
શીખવનાર તે આ છે, અને વળી તેણે ગ્રીકોને પણ મદિરમા લાવીને આ પવિત્ર
સ્થાનને અશુદ્ધ કર્યુ છે ૨૯(કેમકે તેઓએ એફેસસના ત્રોફીમસને તેની
સાથે શહેરમા પહેલા જોયો હતો અને પાઉલ તેને મદિરમા લાવ્યો હશે એમ
તેઓએ ધાર્યું ) ૩૦ત્યારે આખુ શહેર ખળભળી ઊઠ્યુ અને લોકો દોડીને
એકઠા થઈ ગયા અને તેઓએ પાઉલને પકડીને મદિરમાથી બહાર કાઢ્યો,
અને તરત બારણા બધ કરવામા આવ્યા ૩૧તેઓ તેને મારી નાખવાની
તજવીજમા હતા એટલામા પલટણના સરદારને સમાચાર મળ્યા કે આખા
યરૂશાલેમમા હુલ્લડ મચી રહ્યુ છે ૩૨ત્યારે એકદમ સિપાઈઓને તથા સૂબેદારોને
સાથે લઈને તે તેમની પાસે દોડી આવ્યો, તેઓએ સરદારને તથા સિપાઈઓને
જોયા ત્યારે તેઓએ પાઉલને મારવાનુ મૂકી દીધુ ૩૩ત્યારે સરદારે પાસે આવીને
તેને પકડીને બે સાકળથી બાધવાની આજ્ઞા આપી, પછી તેણે પૂછ્યુ કે એ કોણ છે
અને એણે શું કર્યું છે? ૩૪ત્યારે લોકોમાના કોઈએ એક વાત કરી, અને કોઈએ
બીજી વાત કરી, ગડબડને લીધે તે કંઈ નિશ્ચયપૂર્વક જાણી શક્યો નહિ, ત્યારે
તેણે તેને કિલ્લામા લઈ જવાની આજ્ઞા આપી ૩૫તે પગથિયા પર ચઢ્યો
ત્યારે લોકોના ધસારાને લીધે સિપાઈઓને તેને ઊચકીને લઈ જવો પડ્યો,
૩૬કેમકે લોકોનુ ટોળુ તેઓની પાછળ ને પાછળ ચાલીને બૂમ પાડતુ હતુ કે એને
મારી નાખો

૩૭તેઓ પાઉલને કિલ્લામા લઈ જતા હતા એટલામા તેણે સરદારને કહ્યુ,
કે મને તમારી સાથે બોલવાની રજા છે? ત્યારે તેણે પૂછ્યુ કે શું તું ગ્રીક
ભાષા જાણે છે? ૩૮જે મિસરીએ કેટલાક સમય ઉપર ચાર હજાર ખૂનીઓને
ઉશ્કેરીને ફિતૂર કરાવ્યુ અને તેઓનો [ આગેવાન થઈને] તેઓને બહાર
અરણ્યમા લઈ ગયો તે શું તું નથી? ૩૯પણ પાઉલે કહ્યુ કે હું કીલીકીઆના
તાર્સસનો યહુદી છુ, હુ કંઈ અપ્રસિદ્ધ શહેરનો વતની નથી, હુ તમને વિનતી
કરુ છુ, કે લોકોની આગળ મને બોલવાની રજા આપો ૪૦તેણે તેને રજા
આપી ત્યારે પાઉલે પગથિયા પર ઊભા રહીને લોકોને હાથે ઇશારો કર્યો,
અને તેઓ પૂરેપૂરા છાના રહ્યા, ત્યારે તેણે હેબ્રી ભાષામા બોલીને કહ્યુ, કે

## યહુદીઓ આગળ પાઊલનું ભાષણ

૨૨ ભાઈઓ તથા વડીલો, હવે હું મારા બચાવમાં જે પ્રત્યુત્તર તમને આપું છું
તે સાંભળો. ૨ તેઓ તેને હેબ્રી ભાષામાં બોલતો સાંભળીને વધારે છાના
રહ્યા; તેણે કહ્યું, કે

૩ હું કીલીકીઆના તાર્સસમાં જન્મેલો યહુદી છું; પણ આ શહેરમાં ગમાલી-
એલના ચરણમાં ઊછરેલો, અને આપણા પૂર્વજોના નિયમ પ્રમાણે પૂરેપૂરી રીતે
શીખેલો, અને આજ તમે સર્વે જેવા દેવના સંબંધમાં ચુસ્ત છો તેવો જ હું
પણ હતો. ૪ વળી હું આ માર્ગના પુરુષોને તેમ જ સ્ત્રીઓને બાંધીને તથા
બંદીખાનામાં નાખીને મરણ [પામતાં] સુધી સતાવતો હતો. ૫ [એ વિષે]
પ્રમુખ યાજક તથા આખો વડીલવર્ગ મારા સાક્ષી છે; વળી એમની પાસેથી
ભાઈઓ ઉપર પત્રો લઈને હું દમસ્ક જવા નીકળ્યો, એ માટે કે જેઓ ત્યાં
હતાં તેઓને પણ બાંધીને હું શિક્ષા કરવા સારૂ યરૂશાલેમ લાવું. ૬ ચાલતાં
ચાલતાં હું દમસ્ક પાસે પહોચ્યો, ત્યારે લગભગ મધ્યાહ્ને મારી આસપાસ
આકાશમાથી એકાએક મોટો પ્રકાશ ઝબૂકયો. ૭ ત્યારે હુ ભોંય પર પડી ગયો,
અને મને સંબોધીને કહેતી હોય એવી એક વાણી મેં સાંભળી, કે શાઊલ,
શાઊલ, તું મને કેમ સતાવે છે? ૮ ત્યારે મેં ઉત્તર આપ્યો, કે પ્રભુ, તું
કોણ છે? તેણે મને કહ્યું, કે હું ઈસુ નાઝારી છું, જેને તું સતાવે છે તે.
૯ મારી સાથે જેઓ હતા તેઓએ તે પ્રકાશ જોયો તો ખરો, પણ મારી સાથે
બોલનારની વાણી તેઓના સાંભળવામાં આવી નહિ. ૧૦ ત્યારે મેં પૂછ્યું, કે
પ્રભુ, હું શું કરૂં? પ્રભુએ મને કહ્યું, કે ઊઠીને દમસ્કમાં જા; અને જે તારે
કરવાનું નિર્માણ થયું છે તે સઘળા વિષે ત્યાં તને કહેવામાં આવશે. ૧૧ તે
પ્રકાશના તેજને લીધે હું જોઈ શકયો નહિ, માટે મારા સાથીઓના હાથ
પકડીને હું દમસ્કમાં ગયો. ૧૨ નિયમશાસ્ત્ર પ્રમાણે ચાલનારો અનાન્યા નામે
એક ઈશ્વરભક્ત હતો, ત્યાંના રહેનારા સર્વ યહુદીઓ તેને વિષે સારૂં બોલતા
હતા. ૧૩ તે મારી પાસે આવ્યો, અને મારે પડખે ઊભા રહીને તેણે મને
કહ્યું, કે ભાઈ શાઊલ, તું દેખતો થા. તેજ ઘડીએ દેખતો થઈને મેં તેને જોયો.
૧૪ પછી તેણે મને કહ્યું, કે તું તેની ઇચ્છા જાણે, અને તે ન્યાયીને જુએ,
અને તેના મોંની વાણી સાંભળે, માટે આપણા પૂર્વજોના દેવે તને પસંદ કર્યો
છે. ૧૫ કેમકે જે તેં જોયું છે, અને સાંભળ્યું છે, તે વિષે સર્વ લોકોની આગળ
તું તેનો સાક્ષી થશે. ૧૬ હવે તું કેમ ઢીલ કરે છે? ઊઠ, અને તેના નામની
પ્રાર્થના કરીને બાપ્તિસ્મા લે, અને તારાં પાપ ધોઈ નાખ. ૧૭ પછી હું યરૂશાલેમ
પાછો આવ્યો અને મંદિરમાં પ્રાર્થના કરતો હતો, એવામાં હું મૂર્છાગત
થઈ ગયો, ૧૮ અને [પ્રભુએ] મને દર્શન દઈને કહ્યું, કે ઉતાવળ કરીને
યરૂશાલેમમાંથી જલદી નીકળી જા; કેમકે મારા વિષેની તારી સાક્ષી તેઓ
માનશે નહિ. ૧૯ ત્યારે મેં કહ્યું, કે પ્રભુ, તેઓ પોતે જાણે છે કે તારા પર...

વિશ્વાસ કરનારાઓને હું બંદીખાનામાં નાખતો હતો, અને દરેક સભાસ્થાનમાં
તેઓને મારતો હતો; ૨૦ અને તારા શાહેદ સ્તેફનનું લોહી વહેવડાવવામાં
આવ્યું ત્યારે હું પણ પાસે ઊભો હતો, અને તે કામમાં રાજી હતો, અને
હું તેને મારી નાખનારાઓનાં વસ્ત્ર સાચવતો હતો. ૨૧ ત્યારે તેણે મને કહ્યું,
કે તું ચાલ્યો જા; કેમકે હું તને અહીંથી વેગળે વિદેશીઓની પાસે મોકલી દઈશ

## રોમન નાગરિક હોવાનો પાઉલનો દાવો

૨૨ તેઓએ આટલે સુધી તેની વાત સાંભળી; પછી તેઓએ બૂમ પાડીને
કહ્યું, કે એવા માણસને પૃથ્વી પરથી દૂર કરો, કેમકે એ જીવવાને લાયક નથી
૨૩ તેઓ બૂમ પાડતા તથા પોતાના ઝભ્ભા નાખી દેતા, તથા પવનમાં ધૂળ ઉડાવતા
હતા; ૨૪ ત્યારે સરદારે તેને કિલ્લામાં લાવવાની આજ્ઞા કરી, અને તેઓએ શા
કારણથી તેની સામે એવી બૂમ પાડી, તે જાણવા સારૂ તેને કોરડા મારીને તપાસ
કરવાનું ફરમાવ્યું ૨૫ તેઓએ તેને વાધરીઓથી બાંધ્યો, ત્યારે પાઉલે પાસે
ઊભેલા સૂબેદારને કહ્યું, કે જે માણસ રૂમી છે અને જેને ગુનેગાર ઠરાવવામાં આવ્યો
નથી, તેને તમારે કોરડા મારવા એ શું કાયદેસર છે? ૨૬ સૂબેદારે તે સાંભળ્યું
એટલે તેણે જઈને સરદારને જણાવીને કહ્યું, કે તું શું કરવા ધારે છે? એ માણસ
તો રૂમી છે. ૨૭ ત્યારે સરદારે આવીને તેને કહ્યું, કે મને કહે, શું તું રૂમી છે?
તેણે કહ્યું, હા ૨૮ ત્યારે સરદારે ઉત્તર આપ્યો, કે મેં મોટી રકમ આપીને આ
નાગરિકતાનો હક ખરીદ્યો છે પણ પાઉલે કહ્યું, હું તો જન્મથી [નાગરિક]
છું ૨૯ ત્યારે જેઓ તેની તપાસ કરવાની તૈયારીમાં હતા, તેઓ તરત તેને
મૂકીને જતા રહ્યા, અને તે રૂમી છે એ જાણ્યાથી, તથા પોતે તેને બંધાવ્યો હતો
તેથી સરદાર પણ બીધો.

## ન્યાયસભા રૂબરૂ પાઉલનો બચાવ

૩૦ પણ યહુદીઓ તેના પર તહોમત મૂકે છે એનું ખરૂં કારણ જાણવાના
ઇરાદાથી તેણે બીજે દિવસે તેના બંધનો છોડ્યા, અને મુખ્ય યાજકોને તથા
તેઓની આખી ન્યાયસભાને હાજર થવાને આજ્ઞા આપી. પછી તેણે પાઉલને
લાવીને તેને તેઓની આગળ રજૂ કર્યો.

૨૩ ત્યારે પાઉલે ન્યાયસભાની સામે ટકટક જોઈ રહીને કહ્યું, કે ભાઈઓ,
હું આજ દિન સુધી દેવની સમક્ષ શુદ્ધ અંતઃકરણથી વર્ત્યો છું
૨ ત્યારે અનાન્યા પ્રમુખ યાજકે તેની પાસે ઊભા રહેનારાઓને તેના મોં ઉપર
તમાચો મારવાની આજ્ઞા કરી ૩ ત્યારે પાઉલે તેને કહ્યું, કે અરે ધોળેલી
ભીંત, દેવ તને મારશે, તું નિયમશાસ્ત્ર પ્રમાણે મારો ન્યાય કરવા બેઠો છે,
છતાં શું નિયમશાસ્ત્રની વિરુદ્ધ મને મારવાની આજ્ઞા કરે છે? ૪ ત્યારે પાસે
ઊભા રહેનારાઓએ કહ્યું, કે શું તું દેવના પ્રમુખ યાજકની નિંદા કરે છે?
૫ ત્યારે પાઉલે કહ્યું, કે ભાઈઓ, એ પ્રમુખ યાજક છે, તે હું જાણતો નહોતો;
કેમકે લખેલું છે, કે તારા લોકોના અધિકારીનું તારે ભૂંડું બોલવું નહિ.

૬ પછી પાઊલે જોયું કે એક ભાગ સાદુકીઓનો, અને બીજો ફરોશીઓનો છે, ત્યારે
તેણે સભામાં પોકારીને કહ્યું, કે ભાઈઓ, હું ફરોશી છું, મારા બાપદાદા ફરોશી
હતા; અને [ઈસ્રાએલની] આશા તથા મૂએલાંના પુનરુત્થાન સંબંધી મારો
ન્યાય કરવામાં આવે છે. ૭ તેણે એમ કહ્યું, ત્યારે ફરોશીઓ તથા સાદુકીઓની
વચ્ચે તકરાર ઊભી થઈ; અને સભામાં પક્ષ પડ્યા. ૮ કેમકે સાદુકીઓ માને
છે, કે પુનરુત્થાન નથી, અને દૂત અથવા આત્મા પણ નથી; પણ ફરોશીઓ
એ બન્ને વાત માન્ય કરે છે. ૯ ત્યારે મોટી હોહા થઈ રહી; અને ફરોશીઓના
પક્ષના કેટલાક શાસ્ત્રીઓ ઊઠ્યા, ને રકઝક કરીને કહેવા લાગ્યા, કે અમને
આ માણસમાં કંઈ અપરાધ માલૂમ પડતો નથી; અને કદાચને આત્માએ
અથવા દૂતે તેને કંઈ કહ્યું હોય તો તેથી શું? ૧૦ તકરાર વધી પડી, ત્યારે
તેઓ પાઊલના કકડેકકડા કરશે, એવો ભય લાગ્યાથી સરદારે સિપાઈઓને
આજ્ઞા કરી, કે જઈને જબરદસ્તીથી તેને તેઓ મધ્યેથી ખેંચી લાવીને કિલ્લામાં
લઈ આવો.

૧૧ તેજ રાત્રે પ્રભુએ તેની પાસે ઊભા રહીને કહ્યું, કે હિંમત રાખ; કેમકે
જેમ મારે વિષે તેં યરૂશાલેમમાં સાક્ષી આપી છે, તેમ તારે રોમમાં પણ સાક્ષી
આપવી પડશે.

## પાઊલ વિરુદ્ધ યહુદીઓનું કાવતરું

૧૨ દિવસ ઊગ્યા પછી યહુદીઓએ સંપ કર્યો, અને સમ ખાઈને પ્રતિજ્ઞા
લીધી, કે પાઊલને મારી નાખીએ નહિ ત્યાં સુધી આપણે અન્નજળ લેવું નહિ.
૧૩ આ સંપ કરનારા ચાળીસથી વધારે હતા. ૧૪ તેઓએ મુખ્ય યાજકો
તથા વડીલોની પાસે જઈને કહ્યું, કે અમે આકરા સોગનથી બંધાયા છીએ, કે
પાઊલને મારી નાખીએ નહિ ત્યાં સુધી અમારે કંઈ પણ જીભ પર મૂકવું નહિ.
૧૫ માટે સભા સુદ્ધાં તમે સરદારને ખબર આપો, કે તેની બાબતમાં તમારે
જાણે વધારે બારીકીથી તપાસ કરવી છે, માટે તે તેને તમારી આગળ રજૂ
કરે; અને તે ત્યાં પહોંચે ત્યાર પહેલાં અમે તેને મારી નાખવાને તૈયાર
છીએ. ૧૬ પણ પાઊલના ભાણેજને તેઓના સંતાઈ રહેવા વિષે ખબર પડી,
ત્યારે તેણે કિલ્લામાં જઈને પાઊલને ખબર આપી. ૧૭ ત્યારે પાઊલે સૂબે-
દારોમાંના એકને બોલાવીને કહ્યું, કે આ જુવાનને સરદારની પાસે લઈ જા;
કેમકે એ તેને કંઈ કહેવા માગે છે. ૧૮ ત્યારે તેણે સરદારની પાસે તેને તેડી
જઈને કહ્યું, કે પાઊલ બંદીવાને મને પોતાની પાસે બોલાવીને વિનંતી કરી,
કે આ જુવાનને સરદારની પાસે લઈ જા, કેમકે એ તેને કંઈ કહેવા માગે છે.
૧૯ ત્યારે સરદાર તેનો હાથ પકડીને તેને એકાંતમાં લઈ ગયો, અને તેને
ખાનગી રીતે પૂછ્યું, કે તારે મને શું કહેવાનું છે? ૨૦ તેણે કહ્યું, કે યહુદી-
ઓએ તમને વિનંતી કરવાનો ઠરાવ કર્યો છે, કે જાણે પાઊલ સંબંધી વધારે
બારીકીથી તપાસ કરવા તેઓ માગતા હોય એ હેતુથી તમે આવતી કાલે તેને

ન્યાયસભામાં લઈ આવો. ૨૧ માટે તમે તેઓનું કહેવું માનશો નહિ; કેમકે તેઓમાંના ચાળીસથી વધારે માણસ તેને સારુ સંતાઈ રહ્યા છે, અને તેઓ એવી પ્રતિજ્ઞાથી બંધાયા છે, કે અમે તેને મારી નાખીએ નહિ ત્યાં સુધી અન્નજળ લઈશું નહિ; હમણાં તેઓ તૈયાર છે, અને તમારા વચનની વાટ જુએ છે. ૨૨ ત્યારે સરદારે તે જુવાનને તાકીદ આપીને વિદાય કર્યો, કે તેં આ વાતની મને ખબર આપી છે, એ વિષે કોઈને કહીશ નહિ.

## પાઊલને કાઈસારીઆ મોકલવામાં આવે છે

૨૩ પછી તેણે બે સૂબેદારને પોતાની પાસે બોલાવીને કહ્યું, કે બસો સિપાઈઓને, સિત્તેર સ્વારોને તથા બસો બરછીવાળાઓને, રાતના નવ વાગે કાઈસારીઆ સુધી જવાને તૈયાર રાખો; ૨૪ અને પાઊલને માટે જાનવર તૈયાર રાખો કે તેને તે પર બેસાડીને હાકેમ ફેલીક્સ પાસે સહીસલામત પહોંચાડવામાં આવે. ૨૫ તેણે નીચે પ્રમાણે પત્ર લખ્યો:

૨૬ નેકનામદાર ફેલીક્સ હાકેમને ક્લાદીઅસ લુસિઅસની સલામ. ૨૭ યહૂદીઓએ આ માણસને પકડ્યો હતો, અને તેઓ તેને મારી નાખવાના હતા, ત્યારે એ રૂમી છે એમ સાંભળીને હું સિપાઈઓને સાથે લઈને ત્યાં ગયો, અને તેને છોડાવી લાવ્યો. ૨૮ તેઓ એના પર શા કારણથી દોષ મૂકે છે, એ જાણવા સારુ હું તેઓની ન્યાયસભામાં એને લઈ ગયો. ૨૯ ત્યારે મને માલૂમ પડ્યું કે તેઓના નિયમશાસ્ત્રની બાબતો સંબંધી તેઓ એના પર દોષ મૂકે છે, પણ મોતની અથવા કેદની સજા થાય એવો દોષ તેના પર મૂક્યા નથી. ૩૦ જ્યારે મને ખબર મળી કે એ માણસની વિરુદ્ધ કાવતરું થવાનું છે, તે જ વેળાએ મેં એને તરત આપની પાસે મોકલ્યો, અને એની વિરુદ્ધ [જે કંઈ કહેવું હોય તે] તેઓ આપની આગળ કહે એવી મેં ફરિયાદીઓને પણ આજ્ઞા કરી.

૩૧ ત્યારે તેમને મળેલી આજ્ઞા પ્રમાણે સિપાઈઓ પાઊલને સાથે લઈને રાતોરાત આંતિપાત્રસ આવ્યા. ૩૨ પણ બીજે દિવસે સ્વારોને તેની સાથે જવા સારુ રહેવા દઈને તેઓ પોતે કિલ્લામાં પાછા આવ્યા. ૩૩ કાઈસારીઆ પહોંચ્યા પછી તેઓએ હાકેમને પત્ર આપ્યો, અને પાઊલને પણ તેની આગળ રજૂ કર્યો. ૩૪ તેણે તે વાંચીને એ કયા પ્રાંતનો છે એમ પૂછ્યું; તે કીલીકીઆનો છે એવું જ્યારે તેને માલૂમ પડ્યું, ૩૫ ત્યારે તેણે કહ્યું, કે ફરિયાદીઓ આવ્યા પછી હું તારા મુકદ્દમાની તપાસ કરીશ; પછી તેણે તેને હેરોદના દરબારમાં પહેરામાં રાખવાની આજ્ઞા કરી.

## ફેલીક્સ હાકેમની હજૂર પાઊલની તપાસ

૨૪ પાંચ દિવસ પછી અનાન્યા પ્રમુખ યાજક કેટલાક વડીલોને તથા તેર્તુલસ નામે એક વકીલને સાથે લઈને આવ્યો; અને તેઓએ હાકેમની આગળ પાઊલની વિરુદ્ધ ફરિયાદ રજૂ કરી. ૨ તેને બોલાવવામાં

આવ્યો ત્યારે તેર્તુલસે નીચે પ્રમાણે તેના પર તહોમત મૂકવાનું શરૂ કરતાં કહ્યું,
કે નેકનામદાર ફેલીક્સ, આપનાથી અમે ઘણી સુખશાંતિ ભોગવીએ છીએ,
અને આપની દીર્ઘદૃષ્ટિથી આ પ્રજાના લાભને અર્થે જે સુધારા કરવામાં આવ્યા
છે, ૩ તે અમે સર્વ પ્રકારે અને સર્વ સ્થળે પૂરેપૂરી કૃતજ્ઞતાથી સ્વીકારીએ
છીએ. ૪ પણ હું આપને વધારે તસ્દી ન આપું માટે હું આપને વિનંતી કરું
છું, કે કૃપા કરીને અમારી થોડી વાતો સાંભળો. ૫ કેમકે આ માણસ અમને
પીડાકારક તથા આખા જગતના સર્વ યહુદીઓમાં બંડ ઉઠાવનાર તથા નાઝારીઓ-
ના પંથનો આગેવાન માલૂમ પડયો છે, ૬ તેણે મંદિરને પણ અશુદ્ધ
કરવાને પ્રયત્ન કર્યો; ત્યારે અમે એને પકડયો; [[અમે અમારા શાસ્ત્ર પ્રમાણે
એનો ન્યાય કરવા ચહાતા હતા; ૭ પણ લુસિયસ સરદાર આવીને બહુ
જબરદસ્તી કરીને અમારા હાથમાંથી એને છોડાવી લઈ ગયો, ૮ અને એના
પર ફરિયાદ કરનારાઓને આપની પાસે આવવાની આજ્ઞા કરી]]. એની તપાસ
આપ પોતે કરશો, એથી અમે એના પર જે જે દોષ મૂકીએ છીએ તે સર્વથી
આપ વાકેફ થશો. ૯ હકીકત એ પ્રમાણે જ છે એમ કહીને યહુદીઓ પણ
ફરિયાદમાં સામેલ થયા.

૧૦ પછી હાકેમે પાઊલને બોલવાનો ઇશારો કર્યો, ત્યારે તેણે ઉત્તર
આપ્યો, કે

ઘણાં વરસથી આપ આ દેશના ન્યાયાધીશ છો, એ જાણીને હું ખુશાથી
મારા બચાવમાં પ્રત્યુત્તર આપું છું: ૧૧ કેમકે [તપાસ કરવાથી] આપને માલૂ
પડશે કે ભજન કરવાને માટે યરૂશાલેમ જવાને મને બાર કરતાં વધારે દિવસ
થયા નથી. ૧૨ તેઓએ મને મંદિરમાં, સભાસ્થાનોમાં કે શહેરમાં કોઈન
સાથે વાદવિવાદ કરતો, અથવા લોકોમાં બંડ ઉઠાવતો જોયો નથી. ૧૩ તેઓ
હમણાં મારા પર જે તહોમતો મૂકે છે તે તેઓ આપની આગળ સાબિત
કરી શકતા નથી. ૧૪ પણ આપની આગળ હું આટલું તો કબૂલ કરું છું
કે જે માર્ગને તેઓ પાખંડ કહે છે તે પ્રમાણે હું અમારા પૂર્વજોના દેવની ભક્તિ
કરું છું, અને જે વાતો નિયમશાસ્ત્રમા તથા પ્રબોધકોનાં પુસ્તકોમાં લખેલ
છે તે સર્વે હું માનુ છું. ૧૫ ન્યાયીઓ તથા અન્યાયીઓનું પુનરુત્થાન થશે
એવી જેમ તેઓ પોતે આશા રાખે છે, તેમ હું પણ દેવ વિષે આશા રાખ
છું. ૧૬ એમ માનીને હુ દેવની તથા માણસોની પ્રત્યે હમેશાં નિર્દોષ અંત
કરણ રાખવાનો પ્રયત્ન કરું છું. ૧૭ હવે ઘણાં વરસ પછી હું મારા લોકોન
દાન આપવાને તથા અર્પણો કરવાને આવ્યો. ૧૮ તે દરમિયાન તેઓએ
મને મંદિરમાં શુદ્ધ થએલો જોયો, ત્યાં ભીડ કે તોફાન થયું નહોતું; પણ
આસિયાના કેટલાક યહુદીઓ [ત્યાં હતા]. ૧૯ જો મારી વિરુદ્ધમાં તેઓને
કંઈ બોલવાનું હોત તો તેઓએ અહીં આપની પાસે આવીને તહોમત મૂક
જોઈતું હતું. ૨૦ નહિ તો આ માણસો પોતે કહી બતાવે, કે હું ન્યાય

સભાની આગળ ઊભો હતો ત્યારે મારામાં શો દોષ તેઓને માલૂમ પડ્યો
હતો. ૨૧ એટલું તો ખરું, કે તેઓની મધ્યે ઊભા રહીને મેં આ એક વાત
કહી હતી, કે મૂએલાંના પુનરુત્થાન વિષે તમારી રૂબરૂ આજે મારો ન્યાય
કરવામાં આવે છે.

## ફેલીક્સ મુકદ્દમો મુલતવી રાખે છે

૨૨ પણ ફેલીક્સને તે માર્ગ વિષે વધારે ચોક્કસ જ્ઞાન હતું, માટે લુસિયસ
સરદાર આવશે ત્યારે હું તમારા કામનો નિર્ણય કરીશ એમ કહીને તેણે કામ
મુલતવી રાખ્યું. ૨૩ તેણે સૂબેદારને આજ્ઞા કરી કે તારે તેને પહેરામાં રાખવો.
પણ તેને છૂટ આપવી, અને તેના મિત્રોમાંના કોઈને તેની સેવા કરવાની
મના કરવી નહિ.

૨૪ કેટલાએક દિવસ પછી ફેલીક્સ પોતાની સ્ત્રી દ્રુસિલા, જે યહુદેણ હતી,
તેની સાથે આવ્યો, ત્યારે તેણે પાઊલને બોલાવીને ખ્રિસ્ત પરના વિશ્વાસ
સંબંધી તેની વાત સાંભળી. ૨૫ [પાઊલ] સદાચાર તથા સંયમ તથા આવનાર
ન્યાયકાળ વિષે તેને સમજાવતો હતો, ત્યારે ફેલીક્સે ભયભીત થઈને ઉત્તર
આપ્યો, કે હમણાં તો તું જા; મને અનુકૂળ પ્રસંગ મળેથી હું તને બોલાવીશ.
૨૬ તે એવી પણ આશા રાખતો હતો, કે પાઊલ મને પૈસા આપશે; એ માટે
તે તેને ઘણી વાર બોલાવીને તેની સાથે વાતચીત કરતો હતો. ૨૭ પણ બે
વરસ પછી ફેલીક્સને ઠેકાણે પોર્કિયસ ફેસ્તસ આવ્યો; અને યહૂદીઓને ખુશ
કરવાની ઇચ્છાથી ફેલીક્સ પાઊલને બંધનમાં મૂકી ગયો.

## ફેસ્તસની રૂબરૂ પાઊલની તપાસ

૨૫ હવે ફેસ્તસ પોતાના પ્રાંતમાં આવીને ત્રણ દિવસ પછી કાઈસારી-
આથી યરૂશાલેમ ગયો. ૨ ત્યારે મુખ્ય યાજકોએ તથા યહૂદીઓમાંના
મુખ્ય માણસોએ તેની આગળ પાઊલની વિરુદ્ધ ફરિયાદ કરી. ૩ તેઓએ
તેની વિરુદ્ધ તેને વિનતી કરી, કે તેને યરૂશાલેમ તેડાવી મગાવવાની મહેરબાની
કરો, તે [એવા હેતુથી] કે તેઓ માણસોને સંતાડી રાખીને માર્ગમાં તેને
મારી નખાવે. ૪ પણ ફેસ્તસે ઉત્તર આપ્યો, કે પાઊલને કાઈસારીઆમાં
પહેરામાં રાખેલો છે, અને હું પોતે ત્યાં થોડા દહાડામાં જવાનો છું; ૫ માટે
તમારામાંના જેઓ વજનદાર હોય તેઓ મારી સાથે આવીને એ માણસનો જો
કંઈ ગુનો હોય તો તેના પર તેઓ તહોમત મૂકે.

૬ તેઓની સાથે આઠ દિવસથી વધારે ન રહેતાં તે કાઈસારીઆ ગયો;
અને બીજે દિવસે ન્યાયાસન પર બેસીને તેણે પાઊલને પોતાની રૂબરૂ લાવ-
વાની આજ્ઞા કરી. ૭ તે હાજર થયો ત્યારે યરૂશાલેમથી આવેલા યહૂદીઓ
તેની આસપાસ ઊભા રહીને તેના પર પુષ્કળ ભારે તહોમતો મૂકવા
લાગ્યા, પણ તેઓ તે સાબિત કરી શક્યા નહિ. ૮ ત્યારે પાઊલે પોતાના
બચાવમાં કહ્યું, કે યહૂદીઓના નિયમશાસ્ત્ર અથવા મંદિર અથવા કૈસરની

વિરુદ્ધ મેં કંઈ ગુનો કર્યો નથી. ૯ પણ ફેસ્તસે યહુદીઓને ખુશ કરવાની
ઇચ્છાથી પાઊલને ઉત્તર આપ્યો, કે શું તું યરૂશાલેમ જઈને ત્યાં એ વાતો
વિષે મારી આગળ તારો ન્યાય કરાવવાને રાજી છે? ૧૦ પાઊલે કહ્યું, કે
કૈસરના ન્યાયાસન આગળ હું ઊભો છું, ત્યાં જ મારો ન્યાય થવો જોઈએ;
મેં યહુદીઓનું કંઈ ભૂંડું કર્યું નથી, તે આપ પણ સારીપેઠે જાણો છો.
૧૧ જો હું ગુનેગાર હોઉં, અને દેહાંતદંડને યોગ્ય મેં કંઈ કર્યું હોય, તો હું મરવાને
ના પાડતો નથી; પણ જે વિષે તેઓ મારા પર તહોમત મુકે છે તેમાંની
જો એકે વાત ખરી ન હોય તો તેઓના હાથમાં કોઈ મને સોંપી શકતો
નથી. હું કૈસરની પાસે દાદ માગું છું. ૧૨ ત્યારે ફેસ્તસે ન્યાયસભાની સલાહ
લઈને ઉત્તર આપ્યો, કે તેં કૈસર પાસે દાદ માગી છે; તો કૈસરની પાસે તારે
જવું પડશે.

## આગ્રીપા રાજા તથા બેરનીકે

૧૩ કેટલાએક દિવસ વિત્યા પછી આગ્રીપા રાજા તથા બેરનીકે કાઈસારીઆ
આવ્યાં, અને ફેસ્તસની મુલાકાત લીધી. ૧૪ તેઓ ત્યાં ઘણા દિવસ રહ્યાં.
પછી ફેસ્તસે પાઊલ સંબંધીની વાત રાજાને જાહેર કરીને કહ્યું, કે ફેલીક્સ એક
બંદીવાનને મૂકી ગયો છે; ૧૫ જ્યારે હું યરૂશાલેમમાં હતો ત્યારે મુખ્ય
યાજકોએ તથા યહુદીઓના વડીલોએ તેના ઉપર ફરિયાદ કરીને તેને ગુનેગાર
ઠરાવવાની માગણી કરી. ૧૬ તેઓને મેં ઉત્તર આપ્યો, કે કોઈ પણ તહોમત-
દારને ફરિયાદીઓની રૂબરૂ તહોમત વિષે પોતાના બચાવમાં પ્રત્યુત્તર આપ-
વાની તક ન મળે ત્યાં સુધી તેને [મારી નાખવાને] સોંપી દેવો એ રૂમીઓની
રીત નથી. ૧૭ તે માટે તેઓ અહીં એકઠા થયા, ત્યારે વિલંબ કર્યા વિના
બીજે દિવસે ન્યાયાસન પર બેસીને તે માણસને મારી રૂબરૂ લાવવાનો મેં હુકમ
કર્યો. ૧૮ ફરિયાદીઓએ ઊભા થઈને, હું ધારતો હતો તેવાં કોઈ પણ દુષ્કૃત્યો
વિષે તેના પર તહોમત મુક્યું નહિ; ૧૯ પણ પોતાના ધર્મ વિષે, તથા ઈસુ
કરીને કોઈ માણસ જે મરી ગયો છે, પણ જેને વિષે પાઊલ કહે છે કે તે
જીવતો છે, તે સબંધી તેઓએ તેની વિરુદ્ધ કેટલાક સવાલ ઉઠાવ્યા. ૨૦ એ
બાબત વિષે કેવી રીતે તપાસ કરવી તેની મને સૂઝ પડી નહિ, તેથી મેં પૂછ્યું,
કે શું તું યરૂશાલેમ જઈને ત્યાં આ વાતો સંબંધી તારો ન્યાય કરાવવા ઇચ્છે
છે? ૨૧ પણ [મારા મુકદ્દમાનો] ફેંસલો પાદશાહથી થવો જોઈએ એવી
પાઊલે માગણી કરી, તેથી કૈસરની પાસે હું તેને મોકલું ત્યાં સુધી તેને કેદમાં
રાખવાનો મેં હુકમ કર્યો. ૨૨ ત્યારે આગ્રીપાએ ફેસ્તસને કહ્યું, કે એ માણસનું
સાંભળવાની મારી પણ ક્યારની ઇચ્છા છે. ત્યારે તેણે કહ્યું, કે આવતી કાલે જ
આપને તેનું સાંભળવાની તક મળશે.

૨૩ માટે બીજે દિવસે આગ્રીપા તથા બેરનીકે મોટા દબદબામાં આવીને સરદારો
તથા શહેરના મુખ્ય માણસો સાથે દરબારમાં દાખલ થયાં, ત્યારે ફેસ્તસની

આજ્ઞાથી તેઓએ પાઊલને રજૂ કર્યો. ૨૪ પછી ફેસ્તસે કહ્યું, કે હે
આગ્રીપા રાજા તથા હાજર થએલા સર્વ સદ્‌ગૃહસ્થો, જે માણસ વિષે યહુદી-
ઓના આખા સમુદાયે યરૂશાલેમમાં તથા અહીં પણ મને વિનંતી કરી, અને,
તેને જીવતો રહેવા દેવો [યોગ્ય] નથી એવો પોકાર કર્યો, તેને તમે જુઓ
છો. ૨૫ પણ મને એવું માલુમ પડ્યું કે તેણે દેહાંતદંડને યોગ્ય કંઈ કર્યું
નથી; વળી તેણે પોતે પાદશાહની પાસે દાદ માગી, તેથી મેં તેને [રોમ]
મોકલી દેવાનો નિશ્ચય કર્યો છે. ૨૬ તેને વિષે એવી કંઈ ચોક્કસ હકીકત મને
મળી નથી કે જે હું મારા ધણી પર લખી મોકલું માટે મેં તમારી આગળ
અને, હે આગ્રીપા રાજા, વિશેષે કરીને આપની આગળ, તેને રજૂ કર્યો છે,
જેથી તેની તપાસ થય પછી મને કંઈ લખી મોકલવાનું મળી આવે.
૨૭ કેમકે બંદીવાનને મોકલવો, અને તેના પરના તહોમત ન દર્શાવવા, એ મને
અયોગ્ય લાગે છે

## આગ્રીપા આગળ પાઊલનો પ્રત્યુત્તર

૨૬ આગ્રીપાએ પાઊલને કહ્યું, કે તને તારી હકીકત જણાવવાની રજા છે
ત્યારે પાઊલે હાથ લાંબો કરીને પ્રત્યુત્તર આપ્યો, કે

૨ હે આગ્રીપા રાજા, જે બાબતો વિષે યહુદીઓ મારા પર તહોમત મૂકે છે,
તે બધી બાબતો વિષે મારે આજે આપની આગળ પ્રત્યુત્તર આપવાનો છે તેથી
હું પોતાને ભાગ્યશાળી ગણું છું, ૩ વિશેષે કરીને એટલા માટે કે જે રિવાજો
તથા મતો યહુદીઓમાં ચાલે છે, તે સર્વે વિષે આપ માહિતગાર છો; માટે
હું આપને વિનંતી કરું છું, કે ધીરજથી મારું સાંભળો ૪ નાનપણથી માંડીને
મારા પોતાના લોકમાં તથા યરૂશાલેમમાં મારું જે વર્તન છે, તે સઘળા યહુદી
ઓ જાણે છે ૫ વળી જો તેઓ સાક્ષી આપવા ચાહે, તો તેઓ મારે
વિષે પહેલાથી જાણે છે કે અમારા ધર્મના સર્વથી ચુસ્ત પંથના નિયમ પ્રમાણે
હું પણ ફરોશી હતો. ૬ હવે દેવે જે વચન અમારા પૂર્વજોને આપ્યું હતું
તે [વચન]ની આશાને લીધે હું મારો ન્યાય કરાવવાને અહીં ઊભો છું;
૭ અમારાં બારે કુળો પણ [દેવની] સેવા આતુરતાથી રાતદિવસ કરીને તે
[વચન] ફળીભૂત થવાની આશા રાખે છે; અને, હે રાજા, એજ આશાની
ખાતર યહુદીઓ મારા પર તહોમત મૂકે છે! ૮ દેવ મૂએલાને પાછાં ઉઠાડે,
એ તમને કેમ અસંભવિત લાગે છે? ૯ હું તો [પ્રથમ] મારા મનમાં એવું
ધારતો હતો, કે ઈસુ નાઝારીના નામની વિરુદ્ધ મારે ઘણું કરવું જોઈએ.
૧૦ અને મેં યરૂશાલેમમાં તેમ કર્યું પણ ખરું: મુખ્ય યાજકો પાસેથી સત્તા
મેળવીને સંતોમાંના ઘણાને મેં બંદીખાનામાં નંખાવ્યા, અને તેઓને મારી નાખ
વામાં આવતા હતા ત્યારે મેં તેઓની વિરુદ્ધમાં મત આપ્યો ૧૧ મેં સર્વ
સભાસ્થાનોમાં ઘણી વાર તેઓને શિક્ષા કરીને તેઓની પાસે દુર્ભાષણ કરાવવાને
પ્રયત્ન કર્યો; અને તેઓ પર અત્યંત ક્રોધાયમાન થઈને પરદેશનાં શહેરો

સુધી પણ મેં તેઓને સતાવ્યા. ૧૨એજ કામને માટે મુખ્ય યાજકો પાસેથી
સત્તા તથા પરવાનો મેળવીને હું દમસ્ક જતો હતો, ૧૩તેવામાં, હે રાજા,
મધ્યાહ્ને માર્ગમાં સૂરજના તેજ કરતાં પ્રકાશિત એવો આકાશથી આવેલો પ્રકાશ
મેં મારી તથા મારી સાથે ચાલનારાઓની આસપાસ જોયો. ૧૪ત્યારે અમે
બધા ભોંય પર પડી ગયા, પછી એક વાણી મેં સાંભળી, તેણે હેબ્રી ભાષામાં
મને કહ્યું, કે શાઊલ, શાઊલ, તું મને કેમ સતાવે છે? આરને લાત મારવી
તને કઠણ છે. ૧૫ત્યારે મેં કહ્યું, કે પ્રભુ, તું કોણ છે? પ્રભુએ મને કહ્યું,
કે હું ઈસુ છું, જેને તું સતાવે છે તે. ૧૬પણ ઊઠ, અને ઊભો થા; કેમકે
હું તને સેવક ઠરાવું, તથા મારા વિષે જે જે તેં જોયું છે તથા જે દર્શન હું
હવે પછી તને દઈશ, તે વિષે તને સાક્ષી ઠરાવું, એ હેતુથી મેં તને દર્શન
દીધું છે. ૧૭આ લોક તથા જે વિદેશીઓની પાસે હું તને મોકલું છું તેઓથી
હું તારૂં રક્ષણ કરીશ, ૧૮કે તું તેઓની આંખો ઉઘાડે, અને તેઓને
અંધારામાથી અજવાળામાં, અને શેતાનની સત્તા નીચેથી દેવની તરફ ફેરવે,
જેથી તેઓ પાપની માફી તથા જેઓ મારા પરના વિશ્વાસથી પવિત્ર થયા
છે, તેઓમાં વારસો પામે ૧૯તે માટે, હે આગ્રીપા રાજા, તે આકાશી
દર્શન માન્યા વિના હું રહ્યો નહિ; ૨૦પણ પહેલાં દમસ્કના, યરૂશાલેમના,
તથા યહુદાહના બધા પ્રાંતોના લોકોને તથા વિદેશીઓને પણ મે એવો બોધ
કર્યો કે તમારે પસ્તાવો કરીને તથા દેવની ભણી ફરીને પસ્તાવો કરનારને
છાજે એવાં કૃત્યો કરવાં. ૨૧એ કારણથી યહુદીઓએ મને મંદિરમાં પકડીને
મારી નાખવાની કોશિશ કરી. ૨૨પરંતુ દેવની સહાય મળવાથી હું આજ
સુધી ટકી રહ્યો છું, અને નાનામોટાને સાક્ષી આપતો આવ્યો છું, અને પ્રબોધકો
તથા મુસા જે જે બનાવો બનવા વિષે બોલ્યા હતા તે સિવાય હું બીજું કંઈ કહેતો
નથી; ૨૩એટલે કે ખ્રિસ્ત [મરણ] વેદના સહન કરે, અને તે પહેલો મૂએલાંમાંથી
પાછા ઊઠયાથી લોકોને તથા વિદેશીઓને પ્રકાશ આપે.

૨૪આ પ્રમાણે તે પ્રત્યુત્તર આપતો હતો, એટલામાં ફેસ્તસે મોટે ઘાંટે
કહ્યું, કે પાઊલ, તું ઘેલો છે; તારી ઘણી વિદ્યાએ તને ઘેલો કરી નાખ્યો છે.
૨૫પણ પાઊલે કહ્યું, કે નેકનામદાર ફેસ્તસ, હું ઘેલો નથી; પણ સત્યની તથા
ડહાપણની વાતો કહું છું. ૨૬કેમકે આ રાજા, જેની આગળ પણ હું છૂટથી
બોલું છું તે એ વિષે જાણે છે; કેમકે મને ખાતરી છે કે એઓમાંની કોઈ પણ
વાત તેનાથી ગુપ્ત નથી; કારણ કે એ તો ખૂણામાં બન્યું નથી. ૨૭આગ્રીપા
રાજા, આપ શું પ્રબોધકો[ની વાતો] પર વિશ્વાસ કરો છો? હા, હું જાણું
છું કે આપ વિશ્વાસ કરો છો. ૨૮ત્યારે આગ્રીપાએ પાઊલને કહ્યું, કે થોડા
[પ્રયાસ]થી તું મને ખ્રિસ્તી કરવા માગે છે. ૨૯પાઊલે કહ્યું, કે ઈશ્વર કરે ને
ગમે તો થોડા [પ્રયાસ]થી કે ઘણાથી, એકલા આપ જ નહિ, પણ જેઓ આજ
મારૂં સાંભળે છે તેઓ સર્વે પણ, આ બેડીઓ સિવાય, મારા જેવા થાય.

૩૦ પછી રાજા, હાકેમ, બેરનીકે તથા તેઓની સાથે બેઠેલા સર્વે ઊઠયાં;
૩૧ તેઓએ એકાંતમાં જઈને માંહોમાંહે વિચાર કરીને કહ્યું, કે એ માણસે
દેહાંતદંડ અથવા બેડીઓ [પહેરાવવા] યોગ્ય કંઈ કર્યું નથી. ૩૨ ત્યારે આગ્રીપાએ
ફેસ્તસને કહ્યું, કે જો એ માણસે કૈસરની પાસે દાદ માગી ન હોત, તો એને
છોડી દેવામાં આવત.

## પાઊલની રૂમ જવાની મુસાફરી: ક્રીત પહોંચે છે

૨૭ અમારે જળમાર્ગે ઈટાલી ઊપડી જવું એવો ઠરાવ થયા પછી તેઓએ
પાઊલને તથા બીજા કેટલાએક બંદીવાનોને પાદશાહી પલટણના જુલિયસ
નામના સૂબેદારને સોંપ્યા. ૨ આસિયાના કિનારા પરનાં બંદરોએ જનારા
આદ્રામીતિયમના એક વહાણમાં બેસીને અમે સફરે નીકળ્યા; મકદોનિયાના
થેસ્સાલોનીકેનો આરીસ્તાર્ખસ અમારી સાથે હતો. ૩ બીજે દિવસે અમે
સીદોનમાં બંદર કર્યું; અને જુલિયસે પાઊલ પર મહેરબાની રાખીને તેને તેના
મિત્રોને ત્યાં જઈને આરામ લેવાની રજા આપી. ૪ ત્યાંથી નીકળ્યા પછી
પવન સામો હોવાને લીધે અમે સૈપ્રસની ઓથે હંકારી ગયા; ૫ અને કીલીકીઆ
તથા પામ્ફુલ્યાની પાસેનો સમુદ્ર ઓળંગીને અમે લુકીઆના મુરા [બંદરે]
પહોંચ્યા. ૬ ત્યાં સૂબેદારને ઈટાલી જનારૂં આલેકસાંદ્રિયાનું એક વહાણ મળ્યું;
તેમાં તેણે અમને બેસાડ્યા. ૭ પણ અમે ઘણા દિવસ સુધી ધીમે ધીમે હંકારીને
ક્નીદસની સામા મુશ્કેલીથી પહોંચ્યા; ત્યાર પછી પવનને લીધે આગળ જવાયું
નહિ, માટે અમે સાલ્મોનેની આગળ ક્રીતની ઓથે હંકાર્યું. ૮ અમે તેને કિનારે
કિનારે હંકારીને મુશ્કેલીથી સુંદર બંદર નામની એક જગાએ આવ્યા; તેની પાસે
લાસેયા શહેર છે.

## માલ્ટા પહોંચે છે: તોફાન તથા વહાણભંગ

૯ વખત ઘણો ગયો હતો, અને હવે સફર કરવી એ જોખમ ભરેલું હતું,
(કેમકે ઉપવાસનો દિવસ) વીતી ગયો હતો), ત્યારે પાઊલે તેઓને ચેતવણી
આપીને કહ્યું, કે ૧૦ ભાઈઓ, મને ભાસે છે, કે આ સફરમાં એકલા માલને
તથા વહાણને હાનિ તથા ઘણું નુકસાન થશે એટલું જ નહિ, પણ આપણા
જીવનું પણ જોખમ થશે. ૧૧ પણ પાઊલે જે કહ્યું તે કરતાં [illegible] તથા
વહાણના માલિકના કહેવા પર સૂબેદારે વધારે લક્ષ આપ્યું. ૧૨ વળી શિયાળો
કાઢવા સારૂ તે બંદર સગવડ ભરેલું પણ ન હોવાથી ઘણાએ એવી સલાહ
આપી, કે આપણે અહીંથી નીકળીએ, અને કોઈ પણ રીતે ફેનીકસ પહોંચીને
ત્યાં શિયાળો કાઢીએ; તે ક્રીતનું એક બંદર છે, અને ઈશાન તથા અગ્નિ-
કોણની સામે તેનું મુખ છે. ૧૩ દક્ષિણ દિશાથી મંદ પવન વાવા લાગ્યો, ત્યારે
અમારી ઇચ્છા પ્રમાણે થશે એમ સમજીને લંગર ઉપાડીને અમે ક્રીતને કિનારે
કિનારે હંકાર્યું. ૧૪ પણ થોડી વાર પછી તે તરફથી યુરાકુલોન નામનો તોફાની
પવન છૂટ્યો; ૧૫ અને વહાણ તેમાં સપડાયું અને પવનની સામે ટકી શક્યું

નહિ, ત્યારે અમે તેને ઘસડાવા દીધું. ૧૬ કૌદા નામના એક નાના બેટની ઓથે
અમે ગયા, ત્યારે મછવાને બચાવી લેવામાં ઘણી મુસીબત પડી; ૧૭ તેને ઉપર
તાણી લીધા પછી તેઓએ વહાણની તળે બચાવનાં દોરડાં બાંધ્યાં; અને સીર્તસ
ઉપર અથડાઈ પડવાની બીકથી સઢસામાન ઉતાર્યો, અને એમનાએમ અમે
તણાવા લાગ્યા. ૧૮ અમને બહુ તોફાન નડવાથી બીજે દિવસે તેઓએ માલ
વામી નાખવા માંડયો; ૧૯ અને ત્રીજે દિવસે તેઓએ પોતાને હાથે વહાણનો
સામાન નાખી દીધો. ૨૦ ઘણા દિવસ સુધી સૂરજ કે તારા દેખાયા નહિ,
ભારે તોફાન ચાલુ રહ્યું, તેથી અમારા બચવાની બીલકુલ આશા રહી નહિ.
૨૧ પણ ઘણી લાંઘણ થયા પછી પાઊલે તેઓની વચ્ચે ઊભા થઈને કહ્યું, કે
ભાઈઓ, તમારે મારૂં માનવું જોઈતું હતું, અને ક્રીતથી નીકળીને આ હાનિ
તથા નુકસાન વહોરી લેવાની જરૂર નહોતી. ૨૨ પણ હવે હું તમને વિનંતી
કરૂં છું, કે હિંમત રાખો; કેમકે તમારામાંના કોઈના જીવની હાનિ થનાર નથી,
એકલા વહાણની જ [હાનિ] થશે. ૨૩ કેમકે જે દેવનો હું છું, અને જેની
સેવા હું કરૂં છું તેના દૂતે આજ રાત્રે મારી પાસે ઊભા રહીને કહ્યું, કે
૨૪ પાઊલ, બી મા; કૈસરની રૂબરૂ તારે ઊભા રહેવું પડશે; અને જો, તારી સાથે
સફર કરનારા સર્વેને દેવે તારી ખાતર બચાવ્યા છે. ૨૫ માટે, ભાઈઓ, હિંમત
રાખો; કેમકે દેવ પર મને ભરોસો છે કે જેમ મને કહેવામાં આવ્યું છે તેમજ થશે.
૨૬ તથાપિ આપણે એક બેટ પર અથડાવું પડશે.

•

૨૭ ચૌદમી રાત આવી ત્યારે અમે આદ્રીઆ [સમુદ્ર]માં આમતેમ ઘસડાતા
હતા, અને સુમારે મધરાતે ખલાસીઓને લાગ્યું કે અમે કોઈએક દેશની નજીક
આવી પહોંચ્યા છીએ. ૨૮ તેઓએ પાણી માપવાની દોરી નાખી, ત્યારે વીસ
વામ [પાણી] માલૂમ પડયું; અને થોડે આગળ ગયા પછી તેઓએ ફરીથી દોરી
નાખી, ત્યારે પંદર વામ માલૂમ પડયું. ૨૯ રખેને કદાચ અમે ખડક પર અથડાઈએ,
એવી બીકથી તેઓ ડભૂસા પરથી ચાર લંગર નાખીને દિવસ ઊગવાની વાટ
જોતા બેઠા. ૩૦ ખલાસીઓ વહાણમાંથી નાસી જવાનો લાગ શોધતા હતા,
અને નાળ પરથી લંગર નાખવાનું ડોળ દેખાડીને તેઓએ સમુદ્રમાં મછવો ઉતાર્યો
હતો, ૩૧ ત્યારે પાઊલે સુબેદારને તથા સિપાઈઓને કહ્યું, કે જો એઓ વહાણમાં
નહિ રહે તો તમે બચી શકવાના નથી. ૩૨ ત્યારે સિપાઈઓએ મછવાનાં
દોરડાં કાપી નાખીને તેને જવા દીધો. ૩૩ દિવસ ઊગવાનો હતો એટલામાં
પાઊલે સર્વેને ખોરાક લેવાને વિનંતી કરીને કહ્યું, કે આજ ચૌદ દિવસ થયાં વાટ
જોતાં જોતાં તમે લાંઘણ કરીને કંઈ ખાધું નથી. ૩૪ માટે હું તમને વિનંતી કરૂં
છું, કે કંઈક ખોરાક ખાઓ, કેમકે એ તમારા રક્ષણને સારૂ છે; કારણ કે તમારા-
માંના કોઈના માથાનો એક વાળ પણ ખરવાનો નથી. ૩૫ એમ કહીને તેણે
રોટલી લીધી, અને સર્વની આગળ દેવની સ્તુતિ કરી, અને તે તે ભાંગીને
ખાવા લાગ્યો. ૩૬ ત્યારે તેઓ સર્વેને હિંમત આવી, અને તેઓએ પણ ખોરાક

લીધો. ૩૭ વહાણમાં અમે સર્વે મળીને બસો છોંતેર માણસ હતા ૩૮ ખાઈને
તૃપ્ત થયા પછી તેઓએ ઘઉં સમુદ્રમાં નાખી નાખીને વહાણને હલકું કર્યું
૩૯ દિવસ ઊગ્યો ત્યારે તેઓ તે પ્રદેશને ઓળખી શક્યા નહિ, પણ [રેતીના]
કાંઠાવાળી એક ખાડી દીઠી, અને વહાણને હંકારીને તે [કિનારા] પર ઘાલી
શકાય કે નહિ એ વિષે તેઓએ મસલત કરી ૪૦ તેઓએ લંગરો છૂટા કરીને
સમુદ્રમાં રહેવા દીધાં, અને તે જ વખતે સુકાનના બંધ છોડીને આગલો સઢ પવન
તરફ ચઢાવીને કાંઠા ભણી જવા લાગ્યા ૪૧ બે પ્રવાહના સંગમની જગાએ
આવી પડવાથી તેઓએ વહાણ ઘલાવ્યું, અને નાળ અથડાઈને મજબૂત ચોંટી
બેઠી, પણ ડબૂસો મોજાંના જોરથી ભાગી જવા લાગ્યો ૪૨ ત્યારે રખેને બંદી
વાનોમાંનો કોઈ તરીને નાસી જાય, માટે સિપાઈઓએ તેઓને મારી નાખવાની
સલાહ આપી ૪૩ પણ સૂબેદારે પાઉલને બચાવવાના ઇરાદાથી તેમને તેમની
ધારણા અમલમાં લાવતાં અટકાવ્યા, અને આજ્ઞા કરી, કે જેઓને તરતાં આવડતું
હોય તેઓએ કૂદી પડીને પહેલાં કિનારે જવું; ૪૪ અને બાકીનામાંના કેટલાએક
પાટિયાંને તથા કેટલાએક વહાણના કંઈ બીજા સામાનને વળગીને કિનારે જવું
તેથી તેઓ સર્વે સહીસલામત કિનારે પહોંચ્યા

## પાઉલ માલ્ટામાં

૨૮ આ પ્રમાણે અમારો બચાવ થયા પછી અમે જાણ્યું કે તે બેટનું નામ
માલ્ટા છે ૨ ત્યાંના વતનીઓએ અમારા પર અસાધારણ માયા
બતાવી, કેમકે તે વખતે વરસાદ વરસતો હતો તથા ટાઢ પડતી હતી, માટે
અગ્નિ સળગાવીને તેઓએ અમો સર્વેનો આવકાર આપ્યો ૩ પાઉલે થોડાંક
લાકડાં એકઠાં કરીને અગ્નિમાં નાખ્યાં, ત્યારે તાપને લીધે એક સર્પ નીકળીને
તેને હાથે વળગ્યો ૪ દેશી લોકો તે સાપને તેના હાથ પર લટકતો જોઈને
એકબીજાને કહેવા લાગ્યા, કે ખચીત આ માણસ ખૂની છે, જો કે એ સમુદ્રમાંથી
બચી ગયો છે ખરો, તોપણ ન્યાય એને જીવવા દેતો નથી ૫ પણ તેણે તે
સાપને અગ્નિમાં ઝટકી નાખ્યો, અને તેને કંઈ પણ ઈજા થઈ નહિ ૬ પણ તેઓ
ધારતા હતા, કે હમણાં તેને સોજો ચઢશે, અથવા તે એકાએક પડીને તે મરી
જશે, પણ ઘણી વાર વાટ જોયા પછી તેઓએ જોયું કે તેને કંઈ પણ ઈજા થઈ
નથી, ત્યારે તેઓએ વિચાર ફેરવીને કહ્યું, કે તે તો કોઈ દેવ છે

૭ હવે તે બેટના પબ્લિયસ નામના મુખ્ય માણસની જાગીર તે જગાની નજીક
હતી, તેણે અમારો આદરસત્કાર કરીને ત્રણ દિવસ સુધી મિત્રભાવે અમારી
પરોણાગત કરી ૮ તે વખતે પબ્લિયસનો બાપ તાવથી તથા મરડાથી પીડાતો
હતો, પાઉલે તેની પાસે અંદર જઈને પ્રાર્થના કરી, અને તેના પર પોતાના
હાથ મૂકીને તેને સાજો કર્યો ૯ એ બન્યા પછી બેટમાંના બાકીના રોગીઓ પણ
આવ્યા, અને તેમને સાજા કરવામાં આવ્યા. ૧૦ વળી તેઓએ અમારું ઘણું સન્માન
કર્યું; અને અમે ઊપડ્યા ત્યારે અમને જોઈતી ચીજો તેઓએ વહાણમાં મૂકી.

## પાઊલનું રૂમ પહોંચવું

૧૧ ત્રણ મહિના પછી આલેક્સાંદ્રિયાનું એક વહાણ શિયાળો ગાળવાને તે
બેટમાં રહ્યું હતું, તેની નિશાની દિયોસ્કુરી [અશ્વિનીકુમાર] હતી, તેમાં બેસીને
અમે નીકળ્યા. ૧૨ અમે સુરાકુસમાં બંદર કરીને ત્યાં ત્રણ દિવસ રહ્યા. ૧૩ ત્યાંથી
અમે ચક્કરાવો ખાઈને રેગીઅમ આવ્યા; એક દિવસ પછી દક્ષિણનો પવન વાવા
લાગ્યો, જેથી અમે તેને બીજે દિવસે પુતીઓલી પહોંચ્યા. ૧૪ ત્યાં અમને
ભાઈઓ મળ્યા, તેઓએ પોતાની સાથે સાત દિવસ રહેવાને અમને વિનંતી કરી;
આ પ્રમાણે અમે રોમ આવી પહોંચ્યા. ૧૫ અમારા વિષે સાંભળીને ભાઈઓ ત્યાંથી
આપીફોરમ તથા ત્રણ ધર્મશાળા લગી અમને સામા મળવા આવ્યા; તેઓને જોઈને
પાઊલે દેવની સ્તુતિ કરી, અને હિંમત રાખી.

૧૬ અમે રોમ આવ્યા, ત્યારે [[સૂબેદારે બંદીવાનોને ચોકી કરનાર સરદારને
સ્વાધીન કર્યા, પણ]] પાઊલને તેના સાચવનાર સિપાઈની સાથે જુદા રહેવાની
રજા મળી.

## રૂમમાં પાઊલને યહુદીઓની મુલાકાત

૧૭ ત્રણ દિવસ પછી [પાઊલે] યહુદીઓના મુખ્ય માણસોને બોલાવીને ભેગા
કર્યા; અને તેઓ એકઠા થયા ત્યારે તેણે તેઓને કહ્યું, કે ભાઈઓ, જો કે
લોકોની વિરુદ્ધ, અથવા આપણા પૂર્વજોના સંપ્રદાયની વિરુદ્ધ મેં કંઈ કર્યું નથી,
તો પણ યરૂશાલેમથી રૂમીઓના હાથમાં મને બંદીવાન તરીકે સોંપવામાં આવ્યો
છે. ૧૮ મારી તપાસ કર્યા પછી તેઓ મને છોડી દેવા ઇચ્છતા હતા, કેમકે
મને મોતની શિક્ષા થાય એવું કંઈ પણ કારણ ન હતું. ૧૯ પણ યહુદીઓએ
વાંધો ઉઠાવ્યો, ત્યારે કૈસર પાસે દાદ માગવાની મને ફરજ પડી; મારે મારા
સ્વદેશી ભાઈઓ પર કંઈ દોષ મૂકવાનો હતો એમ તો નહોતું. ૨૦ એજ
કારણથી મને મળીને મારી સાથે વાત કરવાની મેં તમને વિનંતી કરી, કેમકે
ઈસ્રાએલની આશાને લીધે હું આ સાંકળથી બંધાએલો છું. ૨૧ ત્યારે તેઓએ
તેને કહ્યું, કે તારા વિષે યહુદાહમાંથી અમને કંઈ પત્રો મળ્યા નથી, તેમજ
[અમારા] ભાઈઓમાંથી પણ કોઈએ અહીં આવીને તારે વિષે કંઈ ભૂંડું જાહેર
કર્યું અથવા કહ્યું નથી. ૨૨ પણ તારી માન્યતા શી છે તે તારી પાસેથી અમે
સાંભળવા ચાહીએ છીએ; કેમકે આ પંથની વિરુદ્ધ લોકો સર્વ સ્થળે બોલે છે
એવું અમે જાણીએ છીએ.

૨૩ તેઓએ તેને સારૂ એક દિવસ મુકરર કર્યો, તે દિવસે ઘણા માણસો
તેની પાસે તેના ઉતારામાં આવ્યા; તેઓને તેણે પ્રમાણો આપીને દેવના
રાજ્ય વિષેની સાક્ષી આપી, અને સવારથી સાંજ સુધી મુસાના નિયમશાસ્ત્ર
તથા પ્રબોધકો ઉપરથી ઈસુ વિષેની વાત તેઓને સમજાવી. ૨૪ જે
વાતો કહેવામાં આવી તે કેટલાએક માની લીધી, અને કેટલાએક માની નહિ.
૨૫ તેઓ બધા એક મતના ન થયાથી ચાલ્યા ગયા. પણ તે પહેલાં પાઊલે

તેઓને એક વાત કહી, કે પવિત્ર આત્માએ યશાયાહ પ્રબોધકદ્વારા તમારા
પૂર્વજોને વાજબી કહ્યું, કે ૨૬ તું એ લોકની પાસે જઈને કહે કે

તમે સાંભળ્યા કરશો પણ સમજશો નહિ,
અને જોયા કરશો પણ તમને સૂઝશે નહિ
૨૭ કેમકે એ લોકોના મન જડ થઈ ગયા છે,
તેઓના કાન બહેર મારી ગયા છે,
તેઓએ પોતાની આંખો મીંચેલી છે,
રખેને કદાપિ તેઓને આંખે સૂઝે,
અને તેઓ કાને સાંભળે,
અને મનથી સમજે,
અને ફરે, અને હું તેઓને સાજા કરું

૨૮ તેથી જાણજો, કે દેવે [આપેલું] આ તારણ વિદેશીઓની પાસે મોકલવામાં
આવ્યું છે, અને તેઓ તો સાંભળશે જ ૨૯ [[તેણે એ વાતો કહી, ત્યાર પછી
યહૂદીઓ માંહોમાંહે ઘણો વાદવિવાદ કરતા કરતા ચાલ્યા ગયા ]]

## સમાપ્તિ

૩૦ [પાઊલ] પોતાના ભાડાના ઘરમાં પૂરાં બે વરસ રહ્યો અને જેઓ તેને
ત્યાં આવતા તે સર્વનો તે આદરસત્કાર કરતો હતો ૩૧ તે પૂરેપૂરી હિંમતથી
તથા વગર હરકતે દેવના રાજ્ય વિષે ઉપદેશ કરતો, તથા પ્રભુ ઈસુ ખ્રિસ્ત
વિષેની વાતે નો બોધ કરતો હતો

---

# રૂમીઓને

## પાઊલ પ્રેરિતનો પત્ર

### લેખકની સલામ

દેવનાં વહાલાં, તથા પવિત્ર [થવા સારૂ] તેડાએલાં જેઓ રોમમાં રહે
૧ છે, તે સર્વેને લખિતંગ ઈસુ ખ્રિસ્તનો દાસ પાઊલ. તેને પ્રેરિત [થવા
સારૂ] બોલાવવામાં આવ્યો છે, તથા દેવની સુવાર્તાને અર્થે જુદો કરવામાં
આવ્યો છે, ૨ એ [સુવાર્તા] વિષે [દેવે] પોતાના પ્રબોધકોદ્વારા પવિત્ર
શાસ્ત્રમાં અગાઉથી વચન આપ્યું હતું; ૩ તે [સુવાર્તા] તેના દીકરા આપણા
પ્રભુ ઈસુ ખ્રિસ્ત વિષેની છે, એ મનુષ્યદેહે તો દાઊદનો વંશજ હતો, ૪ પણ
પવિત્ર આત્માને પ્રતાપે મુએલાંમાંથી પાછા ઊઠયાથી પરાક્રમમાં દેવનો દીકરો
ઠર્યો છે. ૫ સર્વ પ્રજાઓ તેના નામની ખાતર વિશ્વાસને આધીન થાય, એ
માટે અમે તેની મારફતે કૃપા તથા પ્રેરિતપદ પામ્યા છીએ; ૬ તેઓમાંનાં
તમે પણ ઈસુ ખ્રિસ્તનાં [થવાને] તેડાએલાં છો. ૭ આપણા પિતા દેવથી તથા
પ્રભુ ઈસુ ખ્રિસ્તથી તમને કૃપા તથા શાંતિ થાઓ.

### રૂમની મુલાકાત લેવાની પાઊલની ઇચ્છા

૮ પ્રથમ તો, આખા જગતમાં તમારો વિશ્વાસ જાહેર થયો છે, એથી તમો
સર્વેને માટે હું ઈસુ ખ્રિસ્તની મારફતે મારા દેવનો ઉપકાર માનું છું. ૯ કેમકે
જે દેવની સેવા હું મારા આત્માએ તેના દીકરાની સુવાર્તામાં કરૂં છું, તે મારો
સાક્ષી છે કે હું નિરંતર તમારૂં સ્મરણ કરૂં છું, ૧૦ અને સદા પ્રાર્થના કરીને
માગું છું, કે હવે આખરે કોઈ પણ રીતે દેવની ઇચ્છાથી તમારી પાસે નિર્વિઘ્ને
મારાથી આવી શકાય. ૧૧ કેમકે હું તમને જોવાની બહુ ઇચ્છા રાખું છું, જેથી
તમને સ્થિર કરવાને અર્થે હું તમને કોઈ આત્મિક દાન પમાડું; ૧૨ એટલે
અરસપરસ એકબીજાના વિશ્વાસથી, તમારા અને મારા [વિશ્વાસથી], હું
તમારી સાથે તમારામાં દિલાસો પામું. ૧૩ જેમ બીજા વિદેશીઓમાં, તેમ
તમારામાં પણ હું કંઈ ફળ મેળવું, એ માટે મેં ઘણી વાર તમારી પાસે આવ-
વાનો ઠરાવ કર્યો, એ વિષે, હે ભાઈઓ, તમે અજાણ્યા રહો એવી મારી
ઇચ્છા નથી; પરંતુ હજી સુધી મને અટચણ નડી છે. ૧૪ ગ્રીક લોકોનો
તેમજ બર્બરોનો પણ, અને જ્ઞાનીઓનો તેમજ મૂર્ખોનો પણ હું ઋણી છું.
૧૫ માટે હું તમો રૂમીઓને પણ મારી શક્તિ પ્રમાણે સુવાર્તા પ્રગટ કરવાને
ઉત્સુક છું.

## સુવાર્તાનું લક્ષણ

૧૬ કેમકે સુવાર્તા વિષે મને શરમ લાગતી નથી, કારણ કે દરેક વિશ્વાસ કરનારને તે દેવનું તારણ પમાડનાર પરાક્રમ છે, પ્રથમ યહૂદીને અને પછી ગ્રીકને ૧૭ કેમકે તેમાં દેવનું ન્યાયીપણું પ્રગટ થએલું છે, તે [ન્યાયીપણું] વિશ્વાસથી છે, અને વિશ્વાસને અર્થે છે, જેમ લખેલું છે તેમ, ન્યાયી વિશ્વાસથી જીવશે.

## વિધર્મીઓની દુષ્ટતા

૧૮ કેમકે જે માણસો દુષ્ટતાથી સત્યને દાબી રાખે છે, તેઓના સર્વ અધર્મીપણા પર તથા દુષ્ટતા પર સ્વર્ગમાંથી દેવનો કોપ પ્રગટ થએલો છે, ૧૯ કારણ કે દેવ વિષેનું જે જ્ઞાન પ્રાપ્ત કરી શકાય તે તેઓમાં પ્રસિદ્ધ છે, કેમકે દેવે તે તેઓને પ્રસિદ્ધ કર્યું છે ૨૦ કેમકે તેના અદૃશ્ય ગુણો, એટલે તેનું સનાતન પરાક્રમ અને દેવત્વ, જગત ઉત્પન્ન થયું ત્યારથી સૃજેલી વસ્તુઓના નિરીક્ષણથી સ્પષ્ટ જણાય છે, તેથી તેઓ બહાનું કરી શકે એમ નથી ૨૧ કારણ કે દેવને ઓળખીને તેઓએ તેને દેવ તરીકે મહિમા આપ્યો નહિ, અને તેનો ઉપકાર માન્યો નહિ, પણ તેઓએ મિથ્યા તર્કવિતર્ક કર્યા, અને તેઓના નિર્બુદ્ધ મન અંધકારમય થયાં ૨૨ અમે જ્ઞાની છીએ એવો દાવો કરતાં તેઓ મૂર્ખ બન્યા, ૨૩ તેઓએ અવિનાશી દેવના મહિમાને બદલે નાશવંત માણસ, પક્ષી તથા ચોપગાં અને પેટે ચાલનારાં પ્રાણીઓના આકારની મૂર્તિઓ બનાવી

૨૪ માટે દેવે તેઓને તેઓના અંતઃકરણોની દુર્વાસનાઓને લીધે અપવિત્રતાને સોંપી દીધા કે તેઓ માંહોમાંહે પોતાનાં શરીરોને ભ્રષ્ટ કરે, ૨૫ કેમકે તેઓએ દેવના સત્યને બદલે અસત્ય સ્વીકાર્યું, અને ઉત્પન્નકર્તા (જે સર્વકાળ સ્તુત્ય હો, આમેન તે)ની ભક્તિ ન કરતાં ઉત્પન્ન કરેલાની ભક્તિ તથા ઉપાસના કરી

૨૬ તે કારણથી દેવે તેઓને અધમ મનોવિકારોને સ્વાધીન કર્યા, કેમકે તેઓની સ્ત્રીઓએ સ્વાભાવિક વહેવારને બદલે અસ્વાભાવિક [વહેવાર] કર્યો, ૨૭ એમજ પુરુષો પણ સ્ત્રીઓ સાથેનો સ્વાભાવિક વહેવાર તજીને, પોતાની દુર્વાસનાઓથી પરસ્પર બળવા લાગ્યા, એટલે પુરુષે પુરુષની સાથે અનુચિત કામ કરીને તેઓએ પોતાની ભૂલનું યોગ્ય ફળ પોતાને [શરીરે] ભોગવ્યું

૨૮ દેવનું જ્ઞાન [મનમાં] રાખવાનું તેઓને ગમ્યું નહિ, માટે જે ઉચિત નથી, એવાં કામ કરવાને સારુ દેવે તેઓને ભ્રષ્ટ બુદ્ધિને [સ્વાધીન] કર્યા, ૨૯ તેઓ તો સર્વ પ્રકારના અધર્મીપણાથી, દુરાચારથી, લોભથી, [તથા] અંટસથી ભરપૂર હતા, [અને વળી] ઈર્ષાથી, હત્યાથી, કલહથી, કપટથી તથા દ્વેષભાવથી ભરપૂર હતા, [વળી] ચુગલીખોર, ૩૦ નિંદાખોર, દેવદ્વેષી, ઉદ્ધત, અભિમાની, બડાશ મારનારા, પ્રપંચી, માતપિતાની અવજ્ઞા કરનારા, ૩૧ બુદ્ધિહીન, વિશ્વાસઘાતી, કુદરતી મમતાહીન, [તથા] નિર્દય હતા ૩૨ આવા

કામ કરનારાઓ મરણને યોગ્ય છે, એવો દેવનો નિયમ જાણ્યા છતાં તેઓ પોતે એ કામો કરે છે એટલું જ નહિ, પણ એવાં કામ કરનારાઓને ઉત્તેજન આપે છે.

## યહુદીઓનું દોષિતપણું

૨ એ માટે, હે [બીજાઓનો] ન્યાય કરનાર માણસ, તું ગમે તે હોય, તું બહાનું કાઢી શકશે નહિ; કેમકે જે બાબત વિષે તું બીજાનો ન્યાય કરે છે, તેમાં તું પોતાને અપરાધી ઠરાવે છે; કેમકે તું ન્યાય કરનાર પોતે પણ તેજ કામો કરે છે. ૨એવાં કામો કરનારાઓની વિરુદ્ધ દેવનો ન્યાય સત્યાનુસાર છે, એવું આપણે જાણીએ છીએ. ૩વળી, હે માણસ, તું જે એવાં કામ કરનારાંનો ન્યાય કરે છે, અને પોતે તેજ કામો કરે છે, તો શું તું દેવના દંડથી બચીશ એવું તું ધારે છે? ૪અથવા દેવનો ઉપકાર તને પસ્તાવો કરવા તરફ પ્રેરે છે, એથી અજ્ઞાન રહીને શું તેના ઉપકારની, સહનશીલતાની તથા વિપુલધૈર્યની સંપત્તિને તું તુચ્છ ગણે છે? ૫તું તો તારા કઠણ તથા પશ્ચાત્તાપરહિત અંતઃકરણ પ્રમાણે તારે પોતાને સારુ કોપના તથા દેવના યથાર્થ ન્યાયના પ્રકટીકરણને દિવસે થનાર કોપનો સંગ્રહ કરે છે. ૬તે દરેકને પોતપોતાની કરણી પ્રમાણે ફળ આપશે: ૭એટલે જેઓ ધીરજથી સારાં કામ કરીને મહિમા, માન તથા અવિનાશીપણું શોધે છે, તેઓને અનંતજીવન મળશે; ૮પણ જેઓ તકરારી છે, અને સત્યને માનતા નથી, પણ અધર્મને માને છે ૯તેઓમાંના ભૂંડું કરનાર દરેક માણસના ઉપર કોપ તથા ક્રોધ, વિપત્તિ તથા વેદના આવશે, પ્રથમ યહુદી પર અને પછી ગ્રીક પર; ૧૦પણ સત્કર્મ કરનારા દરેકને મહિમા, માન તથા શાંતિ પ્રાપ્ત થશે, પ્રથમ યહુદીને અને પછી ગ્રીકને; ૧૧કેમકે દેવની પાસે પક્ષપાત નથી. ૧૨નિયમશાસ્ત્ર વગરના જેટલાએ પાપ કર્યું, તેઓ નિયમશાસ્ત્ર વગર[ના છતાં] નાશ પામશે; અને જેટલાએ નિયમશાસ્ત્ર હોવા છતાં પાપ કર્યું, તેઓનો ન્યાય નિયમશાસ્ત્ર પ્રમાણે ચૂકવવામાં આવશે; ૧૩કેમકે નિયમ[શાસ્ત્ર] સાંભળનારા દેવની નજરમાં ન્યાયી નથી, પણ નિયમ[શાસ્ત્ર] પાળનારા ન્યાયી ઠરશે; ૧૪કેમકે વિદેશીઓની પાસે નિયમ[શાસ્ત્ર] નથી, તેઓ જ્યારે સ્વાભાવિક રીતે નિયમશાસ્ત્ર પ્રમાણે વર્તે છે, ત્યારે તેઓને નિયમ[શાસ્ત્ર] હોવા ન છતાં તેઓ પોતે પોતાને સારુ નિયમરૂપ છે; ૧૫તેઓના અંતઃકરણમાં નિયમ લખેલો છે તે તેઓનાં કામ દેખાડી આપે છે. તેઓની પ્રેરકબુદ્ધિ તે વિષે સાક્ષી આપે છે; અને તેઓના વિચાર એકબીજાને દોષિત અથવા નિર્દોષ ઠરાવે છે; ૧૬દેવ મારી સુવાર્તા પ્રમાણે ઈસુ ખ્રિસ્તની મારફતે માણસોનાં ગુપ્ત કામોનો ન્યાય ચૂકવશે, તે દિવસે [એમ થશે].

૧૭પણ જો તું યહુદી કહેવાય છે, ને નિયમશાસ્ત્ર પર આધાર રાખે છે, ને દેવ વિષે અભિમાન ધરાવે છે, ૧૮તેની ઇચ્છા જાણે છે, અને નિયમશાસ્ત્ર

શીખેલો હોઈને સારૂનરસું પારખી જાણે છે, ૧૯ અને પોતાના વિષે નિશ્ચયપૂર્વક માને છે, કે હુ આધળાઓને દોરનાર તથા જેઓ અંધકારમા છે તેઓને પ્રકાશ આપનાર, ૨૦ તથા બુદ્ધિહીનોનો શિક્ષક, તથા બાળકોનો ગુરુ છુ, અને જ્ઞાનનુ તથા સત્યનુ સ્વરૂપ નિયમશાસ્ત્રમા મને પ્રાપ્ત થયુ છે; ૨૧ ત્યારે, હે બીજાને શીખવનાર, શું તુ પોતાને શીખવતો નથી? ચોરી ન કરવી, એવો બોધ કરનાર, શું તુ પોતે ચોરી કરે છે? ૨૨ વ્યભિચાર ન કરવો એવુ કહેનાર, શું તુ પોતે વ્યભિચાર કરે છે? મૂર્તિઓથી કંટાળનાર, શું તુ દેવળોને લૂટે છે? ૨૩ તુ જે નિયમશાસ્ત્ર વિષે મગરૂરી રાખે છે, તે તુ નિયમશાસ્ત્રનુ ઉલ્લઘન કરીને દેવનુ અપમાન કરે છે? ૨૪ કેમકે, [શાસ્ત્રમા] લખેલુ છે તે પ્રમાણે, તમારે લીધે વિદેશીઓમા દેવના નામની નિંદા થાય છે ૨૫ જો તુ નિયમ પાળનાર હોય, તો સુન્નત તને લાભકારક છે ખરી, પણ જો તુ ઉલ્લઘન કરનાર હોય, તો તારી સુન્નત બેસુન્નત થઈ જાય છે ૨૬ માટે જો બેસુન્નતી માણસ નિયમ[શાસ્ત્ર]ના વિધિઓ પાળે, તો શું તેની બેસુન્નત તે સુન્નત તરીકે ગણાય નહિ? ૨૭ અને જેઓ શરીરે બેસુન્નતીઓ છે તેઓ નિયમ પાળીને તને, એટલે શાસ્ત્ર તથા સુન્નત છતા નિયમશાસ્ત્રનુ ઉલ્લઘન કરનારને, અપરાધી નહિ ઠરાવશે? ૨૮ કેમકે જે દેખીતો યહુદી તે યહુદી નથી, અને જે દેખીતી એટલે દેહની સુન્નત તે સુન્નત નથી ૨૯ પણ જે આન્તરિક યહુદી તેજ યહુદી, અને જે સુન્નત, એટલે [કેવળ] લેખના અક્ષરો પ્રમાણેની નહિ, પણ આત્મિક છે તેજ સુન્નત છે, અને માણસ તરફથી નહિ પણ દેવ તરફથી તેની પ્રશસા છે

### વાધાના જવાબ

૩ તો યહુદીની અધિકતા શી છે? અને સુન્નતથી શો લાભ છે? ૨ સર્વ પ્રકારે બહુ [લાભ] છે પ્રથમ તો એ છે, કે દેવના વચનો તેઓને સોંપવામા આવ્યા હતા ૩ અને જો કેટલાએક અવિશ્વાસી હતા તો શુ? તેઓનો અવિશ્વાસ શુ દેવના વિશ્વાસુપણાને નિરર્થક કરે? ૪ ના, એવુ ન બને, હા, દરેક માણસ ભલે જૂઠુ ઠરે તોપણ દેવ સાચો ઠરો, લખેલુ છે, કે

તું તારા વચનોમા ન્યાયી ઠરે,

અને તારો ન્યાય કરવામા આવે ત્યારે તારો વિજય થાય

૫ પણ જો આપણુ અન્યાયીપણુ દેવના ન્યાયીપણાને સ્થાપિત કરે છે, તો આપણે શુ કહીએ? શુ કોપરૂપી શિક્ષા કરનાર દેવ અન્યાયી છે? (હુ માણસની રૂઢી પ્રમાણે બોલુ છું) ૬ ના, એવુ ન થાઓ, કેમકે જો એમ હોય તો દેવ જગતનો ન્યાય શી રીતે કરે? ૭ પણ જો મારા અસત્યથી દેવનું સત્ય તેના મહિમાને અર્થે વધારે પ્રગટ થયુ, તો હજી સુધી અપરાધી તરીકે મારો ન્યાય કેમ કરવામા આવે છે? ૮ વળી અમારી નિંદા કરીને કેટલાએક અમારે વિષે કહે છે, કે તેઓનુ બોલવું એવુ છે, કે સારૂ થાય માટે આપણે ભૂંડું કરીએ; એ પ્રમાણે કેમ ન [કરીએ]? એવાઓનો દંડ વાજબી છે

## માણસની સાર્વત્રિક નિષ્ફળતા

૯ ત્યારે શું? આપણે તેઓના કરતાં ચઢિયાતા છીએ? તદ્દન નહિ જ; કારણ
કે અમે અગાઉ યહુદીઓ તથા ગ્રીકોને માથે દોષ મૂક્યો છે કે તેઓ સઘળા પાપને
આધીન છે; ૧૦ જેમ શાસ્ત્રમાં લખેલું છે તે પ્રમાણે,

કોઈ ન્યાયી નથી, એક પણ નથી;
૧૧ સમજનાર કોઈ નથી,
દેવને શોધનાર કોઈ નથી;
૧૨ તેઓ સઘળા ભટકી ગયા છે, તેઓ સર્વે નકામા થયા છે;
સત્કર્મ કરનાર કોઈ નથી, ના, એક પણ નથી:
૧૩ તેઓનું ગળું ઉઘાડી કબર જેવું છે;
પોતાની જીભથી તેઓએ કપટ કર્યું છે;
તેઓના હોઠોમાં સર્પનું ઝેર છે;
૧૪ તેઓનું મોં શાપથી તથા કડવાશથી ભરેલું છે;
૧૫ તેઓના પગ રક્ત વહેવડાવવામાં ઉતાવળા છે;
૧૬ તેઓના માર્ગોમાં નાશ તથા સંતાપ છે;
૧૭ તેઓએ શાંતિનો માર્ગ જાણ્યો નથી;
૧૮ તેઓની આંખ આગળ દેવનો ભય નથી.

૧૯ હવે આપણે જાણીએ છીએ કે નિયમશાસ્ત્ર જે કંઈ કહે છે, તે જેઓ
નિયમશાસ્ત્રને આધીન છે તેઓને કહે છે; જેથી દરેક મોં બંધ થાય, અને આખું
જગત દેવની આગળ જવાબદાર ઠરે; ૨૦ કેમકે તેની સમક્ષ કોઈ પણ માણસ
નિયમ[શાસ્ત્ર પ્રમાણે]ની કરણીઓથી ન્યાયી ઠરશે નહિ; કારણ કે નિયમદ્વારા
પાપ વિષે જ્ઞાન થાય છે.

## ખ્રિસ્ત પરના વિશ્વાસદ્વારા ન્યાયીપણું

૨૧ પણ હમણાં દેવનું એવું ન્યાયીપણું પ્રગટ થયું છે કે જેનો આધાર
નિયમશાસ્ત્ર પર રહેલો નથી, અને જેની સાક્ષી નિયમશાસ્ત્ર તથા પ્રબોધકો આપે
છે; ૨૨ એટલે દેવનું ન્યાયીપણું, જે ઈસુ ખ્રિસ્ત પરના વિશ્વાસ વડે સર્વ
વિશ્વાસ કરનારાઓને માટે છે તે; કેમકે એમાં કંઈ પણ ભેદ નથી; ૨૩ કારણ
કે સઘળાએ પાપ કર્યું છે, અને દેવના મહિમા વિષે સઘળા અધૂરા રહે
છે; ૨૪ [પણ] ઈસુ ખ્રિસ્તથી જે ઉદ્ધાર છે, તેની મારફતે [દેવની] કૃપાથી
તેઓ વિનામૂલ્ય ન્યાયી ગણાય છે. ૨૫ દેવે તેને તેના રક્ત પરના વિશ્વાસથી
પ્રાયશ્ચિત્ત થવા સારૂ ઠરાવ્યો, જેથી દેવની સહનશીલતાથી અગાઉ થએલાં પાપની
દરગુજર થઈ તે વિષે [દેવ] પોતાનું ન્યાયીપણું દેખાડે; ૨૬ એટલે કે સાંપ્રત
કાળમાં તે પોતાનું ન્યાયીપણું દેખાડે, જેથી પોતે ન્યાયી રહીને ઈસુ પર વિશ્વાસ
રાખનારને ન્યાયી ઠરાવનાર થાય. ૨૭ તો વડાઈ કરવાનું ક્યાં રહ્યું? તેનું
સ્થાન નથી. ક્યા નિયમથી? શું કરણીના? ના; પણ વિશ્વાસના નિયમથી.

૨૮ માટે અમે એવું સમજીએ છીએ, કે માણસ નિયમ[શાસ્ત્ર પ્રમાણે]ની કરણીઓ
વગર વિશ્વાસથી જ ન્યાયી ઠરે છે ૨૯ અથવા શું દેવ કેવળ યહુદીઓનો જ છે?
શું વિદેશીઓનો પણ નથી? હા, વિદેશીઓનો પણ છે, ૩૦ કારણ કે દેવ
એક જ છે, અને તે સુન્નતીને વિશ્વાસથી, અને બેસુન્નતીને પણ વિશ્વાસ વડે
ન્યાયી ઠરાવશે ૩૧ ત્યારે શું અમે વિશ્વાસથી નિયમશાસ્ત્રને નિરર્થક ઠરાવીએ
છીએ? ના, એવું ન થાઓ, એથી ઉલટું, અમે તો નિયમશાસ્ત્રને સ્થાપિત
કરીએ છીએ

## ઈબ્રાહીમનો દાખલો

૪ તો મનુષ્યદેહે આપણા પૂર્વજ ઈબ્રાહીમને જે મળ્યું તે વિષે આપણે શું
કહીએ? ૨ કેમકે જો ઈબ્રાહીમ કરણીઓથી ન્યાયી ઠર્યો હોત, તો તેને
વડાઈ કરવાનું કારણ છે, પણ દેવની આગળ નહિ ૩ કેમકે ધર્મશાસ્ત્ર શું કહે
છે? [તે કહે છે, કે] ઈબ્રાહીમે દેવ પર વિશ્વાસ કર્યો, અને તે [વિશ્વાસ] તેને
લેખે ન્યાયીપણાને અર્થે ગણવામાં આવ્યો ૪ હવે કામ કરનારને જે મુસારો
મળે છે તે કૃપારૂપ ગણાતો નથી, પણ હકરૂપ ગણાય છે ૫ પણ જે માણસ
પોતે કરેલા કામ પર નહિ, પણ અધર્મીને ન્યાયી ઠરાવનાર પર વિશ્વાસ કરે
છે, તેનો વિશ્વાસ તેને લેખે ન્યાયીપણાને અર્થે ગણવામાં આવ્યો છે ૬ એ
પ્રમાણે દેવ જે માણસને કરણીઓ વગર ન્યાયી ગણે છે તેને દાઉદ પણ નીચે
પ્રમાણે ધન્યવાદ આપે છે,

૭ જેઓના અપરાધ માફ થયા છે,
અને જેઓના પાપ ઢંકાયા છે, તેઓને ધન્ય છે
૮ જેને લેખે પ્રભુ પાપ નહિ ગણે તે માણસને ધન્ય છે

૯ ત્યારે એ ધન્યવાદ સુન્નતીને જ [આપવામાં આવ્યો] છે કે બેસુન્નતીને પણ?
આપણે તો એવું કહીએ છીએ કે ઈબ્રાહીમનો વિશ્વાસ તેને લેખે ન્યાયીપણાને
અર્થે ગણવામાં આવ્યો હતો ૧૦ ત્યારે તે શી રીતે ગણવામાં આવ્યો? તે
સુન્નતી હતો ત્યારે? અથવા તે બેસુન્નતી હતો ત્યારે? તે સુન્નતી હતો ત્યારે
નહિ, પણ તે બેસુન્નતી હતો ત્યારે જ ૧૧ તે બેસુન્નતી હતો ત્યારે વિશ્વાસથી
જે ન્યાયીપણું છે તે તેને મળ્યું હતું, તેના પર મહોરસિક્કો થવા સારૂ તેને
સુન્નતનું ચિહ્ન મળ્યું, જેથી તે સર્વ બેસુન્નતી વિશ્વાસીઓનો પૂર્વજ થાય, એટલે
તેઓને લેખે પણ [તે વિશ્વાસનું] ન્યાયીપણું ગણવામાં આવે ૧૨ અને તે
સુન્નતીઓનો પૂર્વજ, એટલે જેઓ સુન્નતી છે એટલું જ નહિ, પણ આપણો બાપ
ઈબ્રાહીમ બેસુન્નતી હતો, તે વખતના તેના વિશ્વાસને પગલે જેઓ ચાલે છે
તેઓનો પણ તે પૂર્વજ થાય ૧૩ કેમકે જગતના વારસ થવાનું વચન ઈબ્રાહીમને
કે તેના વંશને નિયમદ્વારા મળ્યું ન હતું, પણ વિશ્વાસના ન્યાયીપણાદ્વારા મળ્યું
હતું ૧૪ કેમકે જો નિયમને [માનનારા] વારસ હોય, તો વિશ્વાસ નિરર્થક થાય
છે, અને વચન પણ વ્યર્થ થાય છે, ૧૫ કેમકે નિયમ તો કોપ ઉપજાવે છે;

ણ જ્યાં નિયમ નથી ત્યાં ઉલ્લંઘન પણ નથી. ૧૬ અને તે વચન કૃપાથી થાય,
ને સઘળા વંશજોને વાસ્તે અચૂક થાય, એટલે માત્ર જેઓ નિયમ પાળનારા
. તેઓને જ વાસ્તે નહિ, પણ જેઓ ઈબ્રાહીમના વિશ્વાસના છે, તેઓને વાસ્તે
ણ [અચૂક] થાય; એ માટે તે [વચન] વિશ્વાસથી [પ્રાપ્ત થાય] છે;
૭ દેવ જે મૂએલાંને સજીવન કરનાર છે, અને જે નથી તે જાણે કે હોય એવું
રગટ કરનાર છે, અને જેના પર ઈબ્રાહીમે વિશ્વાસ કર્યો, તેની આગળ તે આપણ
સર્વેનો પૂર્વજ છે (જેમ લખેલું છે, કે "મેં તને ઘણી પ્રજાઓનો પૂર્વજ બનાવ્યો
છે" તેમ). ૧૮ તેણે આશાનું સ્થાન ન છતાં આશાથી વિશ્વાસ રાખ્યો, કે
આપેલા વચન પ્રમાણે "તારો વંશ એવો થશે," તે મુજબ તે ઘણી પ્રજાઓનો
પૂર્વજ થાય. ૧૯ (પોતે આશરે સો વરસનો છતાં) પોતાનું શરીર હવે તો
નિર્જીવ જેવું છે, અને સારાહનું ગર્ભસ્થાન મરેલું છે, એ ધ્યાનમાં લીધા છતાં
તે વિશ્વાસમાં ડગ્યો નહિ; ૨૦ હા, દેવનું વચન ધ્યાનમાં રાખીને, તેણે
અવિશ્વાસથી સંદેહ આણ્યો નહિ; પણ દેવને મહિમા આપીને, ૨૧ તથા જે વચન
તેણે તેને આપ્યું હતું તે પૂરું કરવાને પણ તે સમર્થ છે, એવો પૂરો ભરોસો
રાખીને તે વિશ્વાસમાં દૃઢ રહ્યો. ૨૨ તેથી [તેનો વિશ્વાસ] તેને લેખે ન્યાયીપણાને
અર્થે ગણવામાં આવ્યો. ૨૩ હવે તે તેને લેખે ગણવામાં આવ્યો, એ કેવળ
તેને જ માટે લખેલું નથી, પરંતુ આપણે માટે પણ લખેલું છે; ૨૪ એટલે
આપણે જેઓ આપણા પ્રભુ ઈસુને મૂએલાંમાંથી ઉઠાડનાર પર વિશ્વાસ રાખનારા
છીએ, તેઓને લેખે પણ ગણવામાં આવશે. ૨૫ તેને આપણા અપરાધોને
લીધે પરાધીન કરવામાં આવ્યો, અને આપણા ન્યાયીકરણને માટે તેને પાછો
ઉઠાડવામાં આવ્યો.

## વિશ્વાસનાં ફળ

૫ ત્યારે આપણને વિશ્વાસથી ન્યાયી ઠરાવવામાં આવ્યા છે, તેથી આપણે
આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તને આશરે દેવની સાથે સમાધાન પામીએ છીએ.
૨ આ જે કૃપામાં આપણે સ્થિર છીએ, તે [કૃપા]માં [ઈસુ]ને આશરે પણ
વિશ્વાસથી પ્રવેશ પામેલા છીએ; વળી આપણે દેવના મહિમાની આશાથી આનંદ
કરીએ છીએ. ૩ અને માત્ર એટલું જ નહિ, પરંતુ આપણે વિપત્તિમાં પણ
આનંદ કરીએ છીએ; કેમકે આપણે જાણીએ છીએ કે વિપત્તિ ધીરજને,
૪ અને ધીરજ અનુભવને, અને અનુભવ આશાને ઉત્પન્ન કરે છે; ૫ અને આશા
શરમાવતી નથી; કેમકે આપણને આપેલા પવિત્ર આત્માથી આપણા અંતઃકરણમાં
દેવનો પ્રેમ વહેવડાવવામાં આવેલો છે.

## ખ્રિસ્તના મરણમાં ઈશ્વરના પ્રેમનું પ્રદર્શન

૬ કેમકે આપણે હજી નિર્બળ હતા, એટલામાં યોગ્ય સમયે અધર્મીઓને સારુ
ખ્રિસ્ત મરણ પામ્યો. ૭ હવે ન્યાયી માણસને સારુ ભાગ્યે જ કોઈ મરે; સારા
માણસને સારુ તો કોઈએક કદાપિ મરવાને પણ છાતી ચલાવે. ૮ પણ આપણે

જ્યારે પાપી હતા ત્યારે ખ્રિસ્ત આપણે સારૂ મરણ પામ્યો, એમ કરવામાં દેવ
આપણા પર પોતાનો પ્રેમ પ્રગટ કરે છે. ૯ત્યારે આપણને હમણાં તેના
રક્તથી ન્યાયી ઠરાવવામાં આવ્યા છે, માટે તેની મારફતે [દેવના] કોપથી બચીશું
તે કેટલું બધું ખાતરીપૂર્વક છે! ૧૦કેમકે જ્યારે આપણે શત્રુ હતા, ત્યારે જો
દેવની સાથે તેના દીકરાના મરણદ્વારા આપણો તેની સાથે મિલાપ થયો, તો
મિલાપ થયા પછી આપણે તેના જીવનને લીધે બચીશું તે કેટલું વિશેષ ખાતરી-
પૂર્વક છે; ૧૧એટલું જ નહિ, પણ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તદ્વારા આપણો હમણાં
મિલાપ થયો છે, તેને આશરે આપણે દેવમાં આનંદ પણ કરીએ છીએ.

## આદમદ્વારા મરણ; ખ્રિસ્તદ્વારા જીવન

૧૨તે માટે જેમ એક માણસથી જગતમાં પાપ પેઠું, ને પાપથી
મરણ; અને સઘળાંએ પાપ કર્યું, તેથી સઘળા માણસોમાં મરણનો પ્રસાર થયો;
૧૩કેમકે નિયમશાસ્ત્ર [પ્રગટ થયા] પહેલાં પણ પાપ જગતમાં હતું ખરૂં, તોપણ
જ્યાં નિયમ ન હોય ત્યાં પાપ ગણાય નહિ. ૧૪તોપણ આદમથી તે મુસા
સુધી મરણે રાજ કર્યું, [હા,] જેઓએ આદમના ઉલ્લંઘન સમાન પાપ કર્યું
નહોતું, તેઓના ઉપર પણ રાજ કર્યું; [આદમ] તો તે આવનારની ઓળખાણરૂપ
હતો. ૧૫પણ જેવું પાપ છે તેવું કૃપાદાન છે એમ નથી. કેમકે જો એકના
પાપને લીધે ઘણા મરણ પામ્યા, તો વિશેષે કરીને એક માણસની એટલે
ઈસુ ખ્રિસ્તની કૃપાથી ઘણાના ઉપર દેવની કૃપા તથા દાન પુષ્કળ થયાં છે
૧૬એકના પાપનું પરિણામ જેવું થયું તેવું એ દાનનું નથી; કેમકે એક[ના અપરાધ]થી
ફેંસલો દંડરૂપ થયો, પણ ઘણા અપરાધોથી કૃપાદાન તો ન્યાયીકરણરૂપ થયું.
૧૭કેમકે જો એકથી તેના પાપને લીધે મરણે રાજ કર્યું; તો જેઓ કૃપા
તથા ન્યાયીપણાનું દાન પુષ્કળ પામે છે, તેઓ એકથી, એટલે ઈસુ ખ્રિસ્તથી,
જીવનમાં રાજ કરશે તે કેટલું વિશેષ ખાતરીપૂર્વક છે! ૧૮માટે જેમ એક
અપરાધથી સર્વ માણસોને દંડાજ્ઞા થઈ, તેમ એક ન્યાયી કૃત્યથી સર્વ માણસોને
જીવનરૂપ ન્યાયીકરણ[નું દાન] મળ્યું. ૧૯કેમકે જેમ એક માણસના અનાજ્ઞાપાલનથી
ઘણાં પાપી થયાં, તેમજ એકના આજ્ઞાપાલનથી ઘણાં ન્યાયી ઠરશે. ૨૦વળી
અપરાધ અધિક થાય, તે માટે નિયમશાસ્ત્રે પ્રવેશ કર્યો; પણ જ્યાં પાપ અધિક
થયું, ત્યાં કૃપા તેથી અધિક થઈ; ૨૧જેથી જેમ પાપે મરણ[રૂપી રાજ્ય]માં
રાજ કર્યું તેમ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તદ્વારા ન્યાયીકરણે કરીને સર્વકાળના
જીવનને અર્થે કૃપા પણ રાજ કરે.

## ખ્રિસ્ત સાથે સંગત, તો પાપ સાથે સંગત નહિ

૬ ત્યારે આપણે શું કહીએ? કૃપા અધિક થાય માટે શું આપણે પાપ કર્યાં
કરીએ? ૨ના, એવું ન થાઓ; આપણે પાપના સંબંધમાં મૂઆ, તો
પછી એમાં કેમ જીવીએ? ૩શું તમે નથી જાણતા કે આપણે જેઓ ખ્રિસ્ત
ઈસુમાં બાપ્તિસ્મા પામ્યા, તેઓ સર્વે તેના મરણમાં બાપ્તિસ્મા પામ્યા? ૪તે

માટે આપણે બાપ્તિસ્માદ્વારા તેની સાથે મરણમાં દટાયા, કે જેમ ખ્રિસ્તને બાપના
મહિમાથી મૂએલાંમાંથી ઉઠાડવામાં આવ્યો તેમજ આપણે પણ નવા જીવનમાં
ચાલીએ. ૫ કારણ કે જો આપણે તેના મરણની સમાનતામાં [તેની] સાથે
જોડાયા, તો તેના પુનરુત્થાનની [સમાનતામાં] પણ આપણે [જોડાએલા] થઈશું.
૬ વળી એ જાણીએ છીએ કે આપણું જૂનું માણસપણું તેની સાથે વધસ્તંભે
એ માટે જડાયું કે પાપનું શરીર નિરર્થક થાય, એટલે કે હવે પછી આપણે
પાપની ગુલામગીરીમાં રહીએ નહિ; ૭ કેમકે જે મૂઓ છે તે ન્યાયી ઠરીને
પાપથી મુક્ત થયો છે. ૮ હવે જો આપણે ખ્રિસ્તની સાથે મૂઆ, તો આપણને
વિશ્વાસ છે કે તેની સાથે જીવીશું પણ ખરા; ૯ કેમકે આપણે જાણીએ છીએ
કે ખ્રિસ્તને મૂએલાંમાંથી ઉઠાડવામાં આવ્યા પછી તે ફરીથી મરનાર નથી; હવે
પછી મરણનો ફરીથી તેના પર અધિકાર નથી. ૧૦ કેમકે તે મૂઓ, એટલે
પાપના સંબંધમાં તે એક જ વાર મૂઓ; પણ તે જીવે છે, એટલે દેવના
સંબંધમાં તે જીવે છે. ૧૧ તેમ તમે પણ પોતાને પાપના સંબંધમાં મૂએલા,
પણ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તને આશરે દેવના સંબંધમાં જીવતા, ગણો.

૧૨ તમે પાપની દુર્વાસનાઓને આધીન ન થાઓ, એ માટે તમે તેને તમારા
મર્ત્ય શરીરમાં રાજ કરવા ન દો. ૧૩ વળી તમારા અવયવોને અન્યાયનાં
હથિયાર થવા સારૂ પાપને ન સોંપો; પણ મૂએલાંમાંથી સજીવન થએલા એવા તમે
પોતાને દેવને સોંપો, તથા પોતાના અવયવોને ન્યાયીપણાનાં હથિયાર થવા
સારૂ [દેવને સોંપો]. ૧૪ કારણ કે પાપ તમારા પર રાજ કરશે નહિ; કેમકે
તમે નિયમને આધીન નથી, પણ કૃપાને આધીન છો.

## દાસપણા પરથી ખુલાસો

૧૫ તો શું? આપણે નિયમને આધીન નથી, પણ કૃપાને આધીન છીએ,
તે માટે શું આપણે પાપ કરીએ? ના, એવું ન થાઓ. ૧૬ શું તમે નથી
જાણતા, કે જેની આજ્ઞા પાળવા સારૂ તમે પોતાને દાસ તરીકે સોંપો છો, એટલે
જેની આજ્ઞા તમે પાળો છો, તેના દાસ તમે છો; ગમે તો મોતને અર્થે પાપના,
અથવા ન્યાયીપણાને અર્થે આજ્ઞાપાલનના? ૧૭ પણ દેવને ધન્ય હો, કે તમે
પાપના દાસ હતા, પણ જે બોધ તમને કરવામાં આવ્યો તે તમે અંતઃકરણથી
સ્વીકાર્યો. ૧૮ એ પ્રમાણે પાપથી મુક્ત થઈને, તમે ન્યાયીપણાના દાસ થયા.
૧૯ તમારા દેહની દુર્બળતાને લીધે હુ માણસની રીતે વાત કરૂં છું; કેમકે જેમ
તમે તમારા અવયવોને અન્યાયને અર્થે અશુદ્ધતાને તથા અન્યાયને દાસ તરીકે
સોંપ્યા હતા, તેમ હવે તમારા અવયવોને પવિત્રતાને અર્થે ન્યાયીપણાને દાસ
તરીકે સોંપો. ૨૦ કેમકે જ્યારે તમે પાપના દાસ હતા ત્યારે તમે ન્યાયીપણાથી
સ્વતંત્ર હતા. ૨૧ તો જે કામોથી તમે હમણાં શરમાઓ છો, તેથી તમને તે
વખતે શું ફળ હતું? કેમકે તે [કામો]નું પરિણામ મરણ છે. ૨૨ પણ હમણાં
પાપથી મુક્ત થએલા, અને દેવના દાસ થએલા હોવાથી તમને આ ફળ મળે છે

કે તમે પવિત્ર થાઓ છો, અને પરિણામે તમને અનંતજીવન [મળે છે
૨૩ કેમકે પાપનો મુસારો મરણ છે; પણ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તને આશ્રે
દેવનું કૃપાદાન અનંતજીવન છે.

### લગ્નસંબંધ પરથી ખુલાસો

૭ ૧ વળી, ભાઈઓ, શું તમે એ નથી જાણતા (કેમકે નિયમ[શાસ્ત્ર] જાણનાર
પ્રત્યે હું બોલું છું), કે માણસ જીવે છે ત્યાં સુધી તેના પર નિયમની
સત્તા હોય છે? ૨ કેમકે જે સ્ત્રીને પતિ છે, તે પોતાના પતિના જીવતા
સુધી તેની સંગે નિયમથી બંધાએલી હોય છે, પણ જો તેનો પતિ મરી જાય
તો તે પતિના નિયમથી મુક્ત થાય છે ૩ હવે પતિના જીવતાં જો તે બીજો
પતિ કરે, તો તે વ્યભિચારિણી કહેવાશે, પણ જો તેનો પતિ મરી જાય તો તે
નિયમથી મુક્ત થાય છે, તેથી જો તે બીજો પતિ કરે તોપણ તે વ્યભિચારિણી
નથી ૪ એમજ, મારા ભાઈઓ, તમે પણ ખ્રિસ્તના શરીરદ્વારા નિયમશાસ્ત્રના
સબંધમાં મૂએલા થયા છો, જેથી તમે બીજાના, એટલે જે મૂએલામાંથી પાછો
ઊઠયો છે તેના થાઓ, કે આપણે દેવને અર્થે ફળ ઉત્પન્ન કરીએ ૫ કેમકે
જ્યારે આપણે દૈહિક હતા ત્યારે નિયમશાસ્ત્ર વડે પાપવાસનાઓ આપણા
અવયવોમાં મરણને સારૂ ફળ ઉત્પન્ન કરવાને પ્રયત્ન કરતી હતી ૬ પણ આપણે
જે બાબતમાં બંધાયા હતા તે બાબતમાં મરણ પામ્યાથી હમણાં આપણે નિયમશાસ્ત્રથી
મુક્ત થયા છીએ, એ માટે નિયમશાસ્ત્રની જૂની પદ્ધતિ પ્રમાણે નહિ, પણ
આત્માને અનુસરનારી નવીન પદ્ધતિ પ્રમાણે સેવા કરીએ

### નિયમશાસ્ત્ર તથા પાપ

૭ ત્યારે આપણે શું કહીએ? શું નિયમ પાપરૂપ છે? ના, કદી નહિ પરંતુ
નિયમ વગર મેં પાપ જાણ્યું ન હોત, કેમકે જો નિયમશાસ્ત્રે કહ્યું ન હોત કે
લોભ ન રાખ તો મેં લોભ જાણ્યો ન હોત ૮ પણ પાપે, પ્રસંગ મળવાથી,
આજ્ઞા વડે મારામાં સઘળા પ્રકારનો લોભ ઉત્પન્ન કર્યો, કેમકે નિયમ વિના પાપ
નિર્જીવ છે ૯ હું તો અગાઉ નિયમ વિના જીવતો હતો, પણ આજ્ઞા આવી
એટલે પાપ સજીવન થયું અને હું મૂઓ, ૧૦ એટલે જે આજ્ઞા જીવનને અર્થે
હતી તે તો મરણને અર્થે [છે એવું] મને માલુમ પડ્યું, ૧૧ કેમકે પાપે,
પ્રસંગ મળતાં, આજ્ઞા વડે મને ઠગ્યો, અને તે વડે મને મારી નાખ્યો ૧૨ માટે
નિયમશાસ્ત્ર તો પવિત્ર છે, અને આજ્ઞા પવિત્ર, ન્યાયી તથા હિતકારક છે
૧૩ ત્યારે શું જે હિતકારક છે તે મને મૃત્યુકારક થયું? ના, કદી નહિ પણ
પાપ તે પાપ જ દેખાય, અને આજ્ઞા વડે પાપ તે અતિશય પાપિષ્ઠ થાય, એ
માટે જે હિતકારક છે તેને લીધે તેણે મારૂં મરણ નીપજાવ્યું

### માણસમાં રહેલો બે પ્રકારનો સ્વભાવ

૧૪ કેમકે આપણે જાણીએ છીએ કે નિયમ આધ્યાત્મિક છે, પણ હું દૈહિક
છું, અને પાપને વેચાએલો છું ૧૫ કેમકે હું જે કરૂં છું, તે હું સમજીને

[કરતો નથી]: કારણ કે હું જે ઇચ્છું છું તે કરતો નથી; પણ જે હું ધિક્કારું
છું તે હું કરું છું. ૧૬ત્યારે હું જે ઇચ્છતો નથી તે જો હું કરું છું, તો હું
નિયમ વિષે કબૂલ કરું છું કે તે સારો છે. ૧૭તો હવે જે તે કરે છે તે તો
હું નથી, પણ મારામાં જે પાપ વસે છે તેજ તે કરે છે. ૧૮કેમકે હું જાણું
છું, કે મારામાં, એટલે મારા દેહમાં, કંઈજ સારું વસતું નથી; કારણ કે ઇચ્છ-
વાનું તો મારામાં છે, પણ સારું કરવાનું [મારામાં] નથી. ૧૯કેમકે જે સારું હું
ઇચ્છું છું તે હું કરતો નથી; પણ જે ભૂંડું હું ઇચ્છતો નથી તે હું કર્યાં કરું
છું. ૨૦હવે જો હું જે ઇચ્છતો નથી તે હું કરું છું, તો તે કરનાર હું નથી,
પણ મારામાં જે પાપ વસે છે તે છે. ૨૧તો મને એવો નિયમ માલૂમ પડે
છે કે સારું કરવા હું ઇચ્છું છું ત્યારે ભૂંડું હાજર હોય છે. ૨૨કેમકે હું મારા
આંતરિક મનુષ્ય પ્રમાણે દેવના નિયમમાં આનંદ માનું છું. ૨૩પણ હું મારા
અવયવોમાં એક જુદો નિયમ જોઉં છું, તે મારા મનના નિયમની સામે લડે
છે, અને મારા અવયવોમાં રહેલા પાપના નિયમના બંધનમાં મને લાવે છે.
૨૪હું કેવો દુર્ભાગી માણસ છું! મને આ મરણના શરીરથી કોણ મુક્ત
કરશે? ૨૫આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તને આશરે હું દેવની ઉપકારસ્તુતિ કરું
છું. એ પ્રમાણે હું પોતે મનથી દેવના નિયમની, પણ દેહથી પાપના નિયમની,
સેવા કરું છું.

### પવિત્ર આત્મામય જીવન

૮ એ માટે જેઓ ખ્રિસ્ત ઈસુમાં છે તેઓને હવે દંડાજ્ઞા નથી. ૨કેમકે
ખ્રિસ્ત ઈસુમાં જીવનના આત્માનો જે નિયમ છે તેણે મને પાપના
તથા મરણના નિયમથી મુક્ત કર્યો છે. ૩કેમકે દેહને લીધે નિયમ નિર્બળ
હતો, તેથી જે [કામ] તેને અશક્ય હતું તે દેવે [કર્યું, એટલે] પોતાના
દીકરાને પાપી દેહની સમાનતામાં, અને પાપાર્થાર્પણને માટે મોકલીને તેના
દેહમાં પાપને દંડાજ્ઞા ફરમાવી; ૪જેથી આપણામાં, એટલે દેહ પ્રમાણે નહિ,
પણ આત્મા પ્રમાણે ચાલનારાંમાં, નિયમની માગણી પૂર્ણ થાય. ૫કેમકે જેઓ
દૈહિક છે તેઓ દૈહિક બાબતો ઉપર મન લગાડે છે; પણ જેઓ આત્મિક
છે તેઓ આત્મિક બાબતો ઉપર [મન લગાડે છે]. ૬દૈહિક મન તે મરણ
છે; પણ આત્મિક મન તે જીવન તથા શાંતિ છે. ૭કારણ કે દૈહિક મન
તે દેવ પર વેર છે; કેમકે તે દેવના નિયમને આધીન નથી, અને થઈ શકતું
પણ નથી. ૮જેઓ દૈહિક છે તેઓ દેવને પ્રસન્ન કરી શકતા નથી. ૯પણ
જો દેવનો આત્મા તમારામાં વસતો હોય, તો તમે દૈહિક નથી, પણ આત્મિક
છો. પણ જો કોઈને ખ્રિસ્તનો આત્મા નથી, તો તે [ખ્રિસ્ત]નો નથી. ૧૦જો
ખ્રિસ્ત તમારામાં છે તો પાપને લીધે [તમારું] શરીર તો મરેલું છે; પણ ન્યાયી-
પણાને લીધે [તમારો] આત્મા જીવે છે. ૧૧જેણે ઈસુને મૂએલાંમાંથી ઉઠાડ્યો,
તેનો આત્મા જો તમારામાં વસતો હોય, તો જેણે ખ્રિસ્ત ઈસુને મૂએલાંમાંથી

ઉઠાડ્યો, તે તમારામાં વસનાર પોતાના આત્માની મારફતે તમારાં મર્ત્ય શરીરોને
પણ સજીવન કરશે.

૧૨ એ માટે, ભાઈઓ, આપણે ઋણી છીએ, પણ દેહ પ્રમાણે જીવવાને
દેહના ઋણી નથી; ૧૩ કેમકે જો તમે દેહ પ્રમાણે જીવો તો તમે મરશો જ;
પણ જો તમે આત્મા વડે શરીરનાં કામોને મારી નાખો તો તમે જીવશો.

### ઈશ્વરના દીકરા

૧૪ કેમકે જેટલા દેવના આત્માથી દોરાય છે, તેટલા દેવના દીકરા છે.
૧૫ કેમકે ફરીથી તમને ભય લાગે એવો દાસત્વનો આત્મા તમને મળ્યો નથી;
પણ તમને દત્તકપુત્રપણાનો આત્મા મળ્યો છે, તેને લીધે આપણે આબ્બા,
બાપ, એવી હાંક મારીએ છીએ. ૧૬ આપણા આત્માની સાથે પણ [પવિત્ર]
આત્મા પોતે સાક્ષી આપે છે કે આપણે દેવનાં છોકરાં છીએ; ૧૭ હવે જો
છોકરાં છીએ, તો વારસ પણ છીએ; એટલે દેવના વારસ છીએ, અને ખ્રિસ્તની
સંઘાતે વારસાના ભાગીદાર છીએ; તેની સાથે મહિમા પામવાને સારુ જો આપણે
તેની સાથે દુઃખ સહન કરીએ તો.

### થનાર મહિમા

૧૮ કેમકે હું એમ માનું છું, કે જે મહિમા આપણને પ્રગટ થનાર છે તેની
સાથે આ વખતનાં દુઃખો સરખાવવા જોગ નથી. ૧૯ કેમકે સૃષ્ટિની ઉત્કંઠા
દેવનાં છોકરાંના પ્રગટ થવાની વાટ જોયાં કરે છે. ૨૦ કારણ કે સૃષ્ટિ પોતાની
ઇચ્છાથી નહિ, પણ સ્વાધીન કરનાર[ની ઇચ્છા]થી વ્યર્થપણાને સ્વાધીન ર ઈ;
૨૧ પણ તે એવી આશાથી [સ્વાધીન થઈ] કે સૃષ્ટિ પોતે પણ નાશના
દાસત્વમાંથી મુક્ત થઈને દેવના છોકરાંના મહિમાની સાથે રહેલી મુક્તિ પામે.
૨૨ કેમકે આપણે જાણીએ છીએ કે અત્યાર સુધી આખી સૃષ્ટિ તમામ
નિસાસા નાખીને પ્રસૂતિની વેદનાથી કષ્ટાય છે. ૨૩ વળી તે એકલી જ નહિ,
પણ આપણે પોતે જેઓને આત્માનું પ્રથમફળ મળ્યું છે, તે જોઈને પણ
દત્તકપુત્રપણાની, એટલે આપણા શરીરના ઉદ્ધારની, વાટ જોતાં આપણે પોતાના
[મન]માં નિસાસા નાખીએ છીએ. ૨૪ કેમકે તેજ આશાએ આપણે તારણ
પામ્યા છીએ; પણ જે આશા દૃશ્ય હોય તે આશા નથી; કેમકે કોઈ
માણસ પોતે જે દેખે છે તેની આશા કેમ રાખે? ૨૫ પણ આપણે જે
જોતા નથી તેની આશા જ્યારે રાખીએ છીએ, ત્યારે ધીરજથી તેની વાટ
જોઈએ છીએ.

૨૬ તે પ્રમાણે [પવિત્ર] આત્મા પણ આપણી નિર્બળતામાં [આપણને]
સહાય આપે છે; કેમકે યથાયોગ્ય શી પ્રાર્થના કરવી એ આપણે જાણતા નથી,
પણ આત્મા પોતે અવાચ્ય નિસાસાથી આપણે સારુ મધ્યસ્થતા કરે છે; ૨૭ અને
આત્માની ઇચ્છા શી છે તે અંતર્યામી જાણે છે, કેમકે તે પવિત્રોને સારુ
દેવ[ની ઇચ્છા] પ્રમાણે વિનંતી કરે છે. ૨૮ વળી આપણે જાણીએ છીએ કે

જેઓ દેવના ઉપર પ્રેમ રાખે છે, જેઓ તેના સંકલ્પ પ્રમાણે તેડાએલા છે,
તેઓને એકંદરે સઘળું હિતકારક નીવડે છે. ૨૯ કેમકે જેઓને તે અગાઉથી
જાણતો હતો, તેઓને વિષે તેણે અગાઉથી ઠરાવ્યું પણ હતું, કે તેઓ તેના
દીકરાની પ્રતિમા જેવા થાય, જેથી તે ઘણા ભાઈઓમાં જ્યેષ્ઠ થાય; ૩૦ વળી
જેઓને તેણે અગાઉથી મુકરર કર્યા, તેઓને તેણે તેડ્યા પણ; અને જેઓને
તેણે તેડ્યા, તેઓને તેણે ન્યાયી પણ ઠરાવ્યા; અને જેઓને તેણે ન્યાયી ઠરાવ્યા,
તેઓને તેણે મહિમાવંત પણ કર્યા.

## ઈશ્વરનો પ્રેમ

૩૧ તો એ વાતો પરથી આપણે શું અનુમાન કરીએ? જો દેવ આપણા
પક્ષનો છે તો આપણી સામો કોણ? ૩૨ જેણે પોતાના દીકરાને પાછો રાખ્યો
નહિ, પણ આપણ સર્વેને માટે તેને સોંપી દીધો, તે કૃપા કરીને આપણને
તેની સાથે બધુંએ કેમ નહિ આપશે? ૩૩ દેવના પસંદ કરેલા ઉપર
કોણ દોષ મૂકશે? [તેઓને] ન્યાયી ઠરાવનાર દેવ છે; ૩૪ તો [તેઓને]
દોષિત ઠરાવનાર કોણ? જે મૂઓ, હા, જે મૂએલાંમાંથી પાછો પણ ઊઠ્યો
તે ખ્રિસ્ત ઈસુ છે, તે દેવને જમણે હાથે છે, તે આપણે સારૂ મધ્યસ્થતા
પણ કરે છે. ૩૫ ખ્રિસ્તના પ્રેમથી આપણને કોણ જુદા પાડશે? શું વિપત્તિ,
કે વેદના, કે સતાવણી, કે દુકાળ, કે નગ્નતા, કે જોખમ, કે તરવાર?
૩૬ લખેલું છે, કે

> તારે લીધે અમે આખો દિવસ માર્યા જઈએ છીએ;
> કપાવાનાં ઘેટાંના જેવા અમે ગણાએલા છીએ.

૩૭ તોપણ જેણે આપણા ઉપર પ્રેમ રાખ્યો છે, તેને આશરે આપણે એ બધી
બાબતોમાં વિશેષ જય પામીએ છીએ. ૩૮ કેમકે મારી ખાતરી છે કે મરણ
કે જીવન, દૂતો કે અધિકારીઓ, વર્તમાનનું કે ભવિષ્યનું, કે પરાક્રમીઓ,
૩૯ ઊંચાણ કે ઊંડાણ, કે કોઈ પણ બીજી સૃષ્ટ વસ્તુ, દેવની જે પ્રીતિ ખ્રિસ્ત
ઈસુ આપણા પ્રભુમાં છે, તેનાથી આપણને જુદા પાડી શકશે નહિ.

## ઈસ્રાએલના અવિશ્વાસને લીધે પાઊલનો ખેદ

૯ હું ખ્રિસ્તમાં સત્ય બોલું છું,—હું જૂઠું બોલતો નથી, મારૂં અંતઃકરણ પણ
પવિત્ર આત્મામાં મારો સાક્ષી છે,—કે ૨ મને ભારે શોક તથા મારા
અંતઃકરણમાં અખંડ વેદના થાય છે. ૩ કેમકે મારા ભાઈઓને બદલે, એટલે દેહ
સંબંધી મારાં સગાંવહાલાંને બદલે] હું પોતે જ શાપિત થઈને ખ્રિસ્તથી બહિષ્કૃત
થાઉં, એવી જાણે મને ઇચ્છા થાય છે. ૪ તેઓ ઈસ્રાએલી છે; અને દત્તકપુત્રપણું,
મહિમા, કરારો, નિયમશાસ્ત્રદાન, ભજનક્રિયા તથા વચનો તેઓનાં જ છે;
૫ ધર્મપિતૃઓ તેઓના છે, અને ખ્રિસ્ત દેહ પ્રમાણે તેઓમાંનો છે; તે સર્વકાળ
સર્વોપરી, સ્તુત્ય દેવ છે. આમેન.

## ઈશ્વરનાં વચનો વ્યર્થ ગયાં નથી

૬ પણ દેવની વાત જાણે કે વ્યર્થ ગઈ હોય એમ નથી. કેમકે જેઓ
ઈસ્રાએલના [વંશજો] છે તેઓ સર્વે ઈસ્રાએલી નથી; ૭ તેમજ તેઓ
ઈબ્રાહીમનાં વંશજો છે તેથી તેઓ સર્વે [તેનાં] છોકરાં છે, એમ પણ નથી;
પણ [લખેલું છે, કે] ઈસહાકથી તારો વંશ ગણાશે. ૮ એટલે જેઓ દેહનાં
છોકરાં છે, તેઓ દેવનાં છોકરાં છે, એમ નહિ; પણ જેઓ વચનનાં છોકરાં
છે, તેઓ જ વંશ ગણાય છે. ૯ કેમકે વચન તો આવું છે, કે આ સમયે
હું આવીશ, અને સારાહને દીકરો થશે. ૧૦ માત્ર એટલું જ નહિ; પરંતુ
રિબકાહે પણ એકથી એટલે આપણા પૂર્વજ ઈસહાકથી ગર્ભ ધર્યો. ૧૧ અને
[છોકરાઓના] જન્મ્યા પહેલાં જ્યારે તેઓએ હજુ કંઈ પણ સારૂં કે ભૂંડું કર્યું
ન હતું, ત્યારે દેવનો સંકલ્પ જે તેની પસંદગી પ્રમાણે છે તે, કરણીઓ પર
નહિ, પણ તેડું કરનારની ઇચ્છા પર આધાર રાખે, ૧૨ માટે તેને કહેવામાં
આવ્યું, કે વડો નાનાની ચાકરી કરશે. ૧૩ વળી એમ પણ લખેલું છે, કે મેં યાકૂબ
પર પ્રેમ રાખ્યો, પણ એસાવનો ધિક્કાર કર્યો.

## ઈશ્વર અન્યાયી નથી

૧૪ તો આપણે શું અનુમાન કરીએ? શું દેવને ત્યાં અન્યાય છે? ના,
એવું ન થાઓ. ૧૫ કેમકે તે મુસાને કહે છે, કે જેના ઉપર હું દયા કરવા
[ચાહું], તેના ઉપર હું દયા કરીશ; અને જેના ઉપર હું કરુણા કરવા
[ચાહું], તેના ઉપર હું કરુણા કરીશ. ૧૬ માટે એ તો ઇચ્છનારથી નહિ,
અને દોડનારથી નહિ, પણ દયા કરનાર દેવથી થાય છે. ૧૭ વળી શાસ્ત્રવચન
ફારૂનને કહે છે, કે "તુંદ્વારા હું મારૂં સામર્થ્ય બતાવું, અને મારૂં નામ આખી
પૃથ્વી પર પ્રગટ થાય એ કામ માટે મેં તને ઊભો કર્યો છે." ૧૮ માટે ચાહે
તેના પર તે દયા કરે છે, અને ચાહે તેને તે હઠીલો કરે છે.

## ઈશ્વર સર્વસત્તાધારી છે

૧૯ તો તું મને પૂછશે, કે તેમ છે તો તે દોષ કેમ કાઢે છે? કેમકે તેના
સંકલ્પને કોણ અટકાવે છે? ૨૦ પણ અરે માણસ, તું વળી કોણ છે કે
દેવને સવાલ પૂછે? જે ઘડેલું છે, તે શું પોતાના ઘડનારને પૂછશે, કે તેં મને
એવું કેમ બનાવ્યું? ૨૧ શું કુંભારને એકનાએક ગારાના એક ભાગનું ઉત્તમ
કાર્યને માટે તથા બીજાનું હલકા કામને માટે પાત્ર ઘડવાને ગારા ઉપર અધિકાર
નથી? ૨૨ અને જો દેવે પોતાનો કોપ દેખાડવાની તથા પોતાનું સામર્થ્ય
જણાવવાની ઇચ્છા રાખીને નાશને લાગ થએલાં કોપનાં પાત્રોનું ઘણી સહન-
શીલતાથી સહન કર્યું; ૨૩ અને જો મહિમાને સારૂ આગળ તૈયાર કરેલાં
દયાનાં પાત્રો પર, ૨૪ એટલે આપણા પર જેઓને તેણે કેવળ યહુદીઓમાંથી
નહિ, પણ વિદેશીઓમાંથી પણ તેડ્યા છે [તેઓ પર], પોતાના મહિમાની

સંપત્તિ જણાવવાની તેની મરજી હતી તો તેમાં શું [ખોટું]? ૨૫ વળી, હોશીઆમાં
પણ તે એમજ કહે છે, કે

જે મારા લોક નહોતા તેઓને હું મારા લોક,
અને જે વહાલી ન હતી તેને હું વહાલી કહીશ.
૨૬ અને જે ઠેકાણે તેઓને એવું કહેવામાં આવ્યું હતું કે તમે મારા
લોક નથી,
તે ઠેકાણે તેઓ જીવતા દેવના દીકરા કહેવાશે.

૨૭ વળી યશાયાહ ઈસ્રાએલ સંબંધી પોકારીને કહે છે, કે જો સમુદ્રની રેતીના
જેટલી ઈસ્રાએલની સંખ્યા હોય, તોપણ તેનો શેષ જ તારણ પામશે. ૨૮ કેમકે
પ્રભુ પોતાનું વચન પૂર્ણ કરશે, અને ટૂંકમાં પતાવીને તેને પૃથ્વી પર અમલમાં
લાવશે. ૨૯ એમજ યશાયાહે આગળ પણ કહ્યું હતું, કે

જો સૈન્યોના પ્રભુએ આપણે સારૂ બીજ રહેવા દીધું ન હોત,
તો આપણે સદોમ તથા ગમોરાહના જેવા થઈ ગયા હોત.

## ઈસ્રાએલની નિષ્ફળતાનું કારણ

૩૦ તો આપણે શું અનુમાન કરીએ? એજ કે વિદેશીઓ ન્યાયીપણાની
પાછળ લાગુ રહેતા નહોતા, તોપણ તેઓને ન્યાયીપણું, એટલે જે ન્યાયીપણું
વિશ્વાસથી પ્રાપ્ત થાય છે તે, પ્રાપ્ત થયું; ૩૧ પણ જેથી ન્યાયીપણું પ્રાપ્ત કરી
શકાય એવા નિયમની પાછળ લાગુ રહ્યા છતાં ઈસ્રાએલ તે નિયમને પહોંચી
શક્યા નહિ. ૩૨ શા માટે નહિ? કેમકે તેઓ વિશ્વાસથી નહિ, પણ જાણે કે
[નિયમની] કરણીઓથી [તેને શોધતા હતા]. તેઓએ ઠેસ ખવડાવનાર પથ્થરથી
ઠોકર ખાધી; ૩૩ લખેલું છે, કે

જુઓ, હું સિયોનમાં ઠેસ ખવડાવનાર પથ્થર, ને ઠોકરરૂપ ખડક મૂકું છું;
જે કોઈ તેના ઉપર વિશ્વાસ કરશે તે શરમાશે નહિ.

૧૦ ભાઈઓ, [ઈસ્રાએલ તારણ પામે] એવી મારા અંતઃકરણની ઇચ્છા
તથા દેવ પ્રત્યે મારી પ્રાર્થના છે. ૨ કેમકે હું તેઓ વિષે સાક્ષી પૂરૂં
છું, કે દેવ ઉપર તેઓની આસ્થા છે ખરી, પણ તે જ્ઞાન વગરની છે. ૩ કેમકે
દેવના ન્યાયીપણા વિષે અજ્ઞાન હોવાથી અને પોતાના [ન્યાયીપણા]ને સ્થાપન
કરવાને યત્ન કરીને, તેઓ દેવના ન્યાયીપણાને આધીન થયા નહિ. ૪ કેમકે
ખ્રિસ્ત તો દરેક વિશ્વાસ રાખનારને સારૂ ન્યાયીપણું પ્રાપ્ત કરવાને અર્થે નિયમની
સંપૂર્ણતા છે.

## ન્યાયીપણાનો નવો માર્ગ સર્વને માટે છે

૫ કેમકે મુસા લખે છે, કે જે માણસ નિયમશાસ્ત્ર પ્રમાણેના ન્યાયીપણાનાં
કામ કરે છે, તે તે વડે જીવશે. ૬ પણ જે ન્યાયીપણું વિશ્વાસથી છે તે કહે
છે, કે તું તારા અંતઃકરણમાં ન કહે, કે આકાશમાં કોણ ચઢશે? (એટલે
ખ્રિસ્તને નીચે લાવવાને;) ૭ અથવા એ, કે ઊંડાણમાં કોણ ઊતરશે? (એટલે

ખ્રિસ્તને મૂએલામાંથી ઉપર લાવવાને) ૮પણ તે શું કહે છે? [તે એમ કહે
છે, કે] એ વચન તારી પાસે, તારા મોંમાં તથા તારા અંતઃકરણમાં છે, એટલે
વિશ્વાસનું જે વચન અમે પ્રગટ કરીએ છીએ તે એ છે, કે ૯જો તું તારે મોઢે
ઈસુને પ્રભુ તરીકે કબૂલ કરીશ, અને દેવે તેને મૂએલામાંથી પાછો ઉઠાડ્યો,
એવો વિશ્વાસ તારા અંતઃકરણમાં રાખીશ, તો તું તારણ પામીશ. ૧૦કારણ
કે ન્યાયીપણાને અર્થે અંતઃકરણથી વિશ્વાસ રાખવામાં આવે છે, ને તારણને
અર્થે મોંથી કબૂલાત કરવામાં આવે છે ૧૧કેમકે ધર્મશાસ્ત્ર કહે છે, કે એના
ઉપર જે કોઈ વિશ્વાસ કરશે તે શરમાશે નહિ ૧૨યહૂદી તથા ગ્રીકમાં કંઈ
ભિન્નતા નથી, કેમકે સર્વેનો પ્રભુ એક જ છે, અને જેઓ તેને વિનંતી કરે છે
તેઓ સર્વેને માટે તેની સંપત્તિ છે ૧૩કેમકે જે કોઈ પ્રભુને નામે વિનંતી
કરશે તે તારણ પામશે ૧૪પણ જેના ઉપર તેઓએ વિશ્વાસ કર્યો નથી, તેને
તેઓ કેમ વિનંતી કરશે? વળી જેને વિષે તેઓએ સાંભળ્યું નથી તેના ઉપર
તેઓ કેમ વિશ્વાસ કરશે? વળી ઉપદેશક વગર તેઓ કેમ સાંભળશે? ૧૫વળી
તેઓને મોકલ્યા વગર તેઓ કેમ કરીને ઉપદેશ કરશે? લખેલું છે, કે વધામણીની
સુવાર્તા સંભળાવનારાઓના પગલાં કેવાં સુંદર છે!

૧૬પણ સઘળાએ તે સુવાર્તા માની નહિ કેમકે યશાયાહ કહે છે, કે હે
પ્રભુ અમારા સંદેશા પર કોણે વિશ્વાસ કર્યો છે? ૧૭એ પ્રમાણે [સંદેશો]
સાંભળવાથી વિશ્વાસ [થાય છે], તથા ખ્રિસ્તના વચનદ્વારા [સંદેશો] સાંભળ
વામાં આવે છે ૧૮પણ હું પૂછું છું કે શું તેઓએ સાંભળ્યું નથી? હા,
ખરેખર,

આખી પૃથ્વી પર તેઓનો અવાજ
તથા જગતના છેડાઓ સુધી તેઓના વચનો ફેલાયાં છે

૧૯વળી હું પૂછું છું, કે શું ઈસ્રાએલપુત્રો જાણતા ન હતા? પ્રથમ મુસા કહે
છે, કે

જેઓ પ્રજા નથી એવા લોકો ઉપર હું તમારામાં ઈર્ષા ઉત્પન્ન કરીશ,
અણસમજુ પ્રજા ઉપર હું તમારામાં ક્રોધ ઉત્પન્ન કરીશ.

૨૦વળી યશાયાહ બહુ હિંમત રાખીને કહે છે, કે

જેઓ મને શોધતા નહોતા, તેઓને હું જડ્યો,
જેઓ મારી ખોજ કરતા નહોતા તેઓની આગળ હું પ્રગટ થયો

૨૧પણ ઈસ્રાએલ વિષે તો તે કહે છે, કે આખો દિવસ ન માનનારા તથા
વિરુદ્ધ બોલનારા લોકો ભણી મેં મારા હાથ લાંબા કર્યા

### ઈસ્રાએલનો ત્યાગ થયો છે, પણ સમૂળગો નહિ

૧૧ તેથી હું પૂછું છું શું દેવે પોતાના લોકને તજી દીધા છે? ના, એવું
ન થાઓ કેમકે હું પણ ઈસ્રાએલી, ઈબ્રાહીમના વંશનો, અને
બિન્યામીનના કુળનો છું ૨પોતાના જે લોકને દેવે અગાઉથી પસંદ કર્યા હતા

તેઓને તેણે તજી દીધા નથી; વળી એલીયાહ સંબંધી ધર્મશાસ્ત્ર શું કહે છે,
એ તમે જાણતા નથી? તે ઈસ્રાએલની વિરુદ્ધ દેવને એવી વિનંતી કરે છે, કે
૩ હે પ્રભુ, તેઓએ તારા પ્રબોધકોને મારી નાખ્યા છે, અને તારી વેદીઓને
ખોદી નાખી છે; હું એકલો રહ્યો છું, અને તેઓ મારો જીવ લેવા માગે છે.
૪ પણ દેવવાણી તેને શું કહે છે? મેં મારે સારૂ સાત હજાર પુરુષોને રાખી
મુક્યા છે, કે જેઓ બઆલની આગળ ઘૂંટણે પડયા નથી. ૫ એમજ હાલના
સમયમાં પણ [તેણે] કૃપા કરીને પસંદ કરેલા કેટલાકને રહેવા દીધા છે.
૬ પણ જો એ કૃપાથી થયું, તો તે કરણીઓથી થયું નથી; નહિ તો કૃપા તે
કૃપા કહેવાયજ નહિ. ૭ તો [આપણે] શું [સમજવું]? ઈસ્રાએલ જે શોધે છે
તે તેઓને પ્રાપ્ત થયું નથી; પણ પસંદ કરેલાઓને પ્રાપ્ત થયું છે, અને બાકીનાં
[હૃદયો]ને કઠણ કરવામાં આવ્યાં છે; ૮ લખેલું છે, કે દેવે તેઓને આજ
દિન સુધી મૂઢમતિ આત્મા, ન દેખે એવી આંખો તથા ન સાંભળે એવા કાન
આપ્યા છે. ૯ દાઊદ પણ કહે છે, કે

તેઓની મેજ તેઓને વાસ્તે જાળ, પાશ, ઠોકર તથા પ્રતિફળરૂપ થાઓ.
૧૦ તેઓ દેખે નહિ, એવી તેઓની આંખો અંધકારમય થાઓ,
અને તેઓની પીઠ તું સદા વાંકી વાળ.

૧૧ ત્યારે હું પૂછું છું, કે તેઓ પડી જાય એ માટે તેઓએ ઠોકર ખાધી?
ના, એવું ન થાઓ; પણ ઊલટું તેઓના પડવાથી તેઓમાં [એટલે ઈસ્રાએલી-
ઓમાં] ઈર્ષા ઉત્પન્ન થાય, એ માટે વિદેશીઓને તારણ [મળ્યું છે]. ૧૨ હવે
જો તેઓનું પડવું જગતને સંપત્તિરૂપ થયું છે, અને તેઓની હાનિ વિદેશીઓને
સંપત્તિરૂપ થઈ છે; તો તેઓનો સંપૂર્ણ [ઉદ્ધાર] કેટલો બધો અધિક
[સંપત્તિરૂપ] થશે?

## વિદેશીઓનું તારણ: કલમ કરવાનો દાખલો

૧૩ હું તો તમો વિદેશીઓને કહું છું. હવે હું વિદેશીઓનો પ્રેરિત છું,
એથી હું મારૂં સેવાકાર્ય મહત્ત્વનું માનું છું; ૧૪ જેથી હરકોઈ પ્રકારે મારા
સ્વજાતિઓમાં ઈર્ષા ઉત્પન્ન કરીને હું તેઓમાંના કેટલાએકને બચાવું. ૧૫ કેમકે
જો તેઓને તજી દેવાથી જગતનું [દેવની સાથે] સમાધાન થયું, તો તેઓનો
અંગીકાર કરવાથી મૃત્યુમાંથી જીવન સિવાય બીજું શું થશે? ૧૬ વળી
જો પ્રથમ ફળ પવિત્ર છે, તો [આખો] લોંદો પણ પવિત્ર છે; અને જો
જડ પવિત્ર છે, તો ડાળીઓ પણ પવિત્ર છે. ૧૭ પણ જો ડાળીઓમાંની
કેટલીકને તોડી નાખવામાં આવી, અને તું જંગલી જૈતુન છતાં તેઓમાં કલમરૂપે
મેળવાયો, અને જૈતુનની રસ ભરેલી જડનો સહભાગી થયો; ૧૮ તો એ
ડાળીઓ કરતાં અધિક છું એવો તું ગર્વ ન કર; પરંતુ જો તું ગર્વ કરે,
તો જડને તારો આધાર નથી પણ તને જડનો છે. ૧૯ વળી તું કહેશે,
કે હું કલમરૂપે મેળવાઉં માટે ડાળીઓને તોડી નાખવામાં આવી. ૨૦ વારૂ;

તેમના અવિશ્વાસને લીધે તેઓને તોડી નાખવામાં આવી અને તું તારા
વિશ્વાસથી સ્થિર રહે છે. ગર્વિષ્ઠ ન થા, પણ ભય રાખ, ૨૧ કેમકે જો દેવે
અસલ ડાળીઓને બચાવી નહિ, તો તે તને પણ બચાવશે નહિ. ૨૨ તેથી
દેવની મહેરબાની તથા તેની સખતાઈ પણ જો, જેઓ પડી ગયા, તેઓના
ઉપર તો સખતાઈ, પણ જો તું તેની મહેરબાનીમાં ટકી રહે, તો તારા ઉપર
દેવની મહેરબાની, નહિ તો તને પણ કાપી નાખવામાં આવશે. ૨૩ પણ
જો તેઓ પોતાના અવિશ્વાસમાં રહેશે નહિ, તો તેઓ કલમરૂપે મેળવાશે,
કેમકે દેવ તેઓને કલમરૂપે પાછા મેળવી શકે છે ૨૪ કેમકે જે જૈતૂનનું ઝાડ
કુદરતથી જંગલી હતું તેમાંથી જો તને કાપી કાઢવામાં આવ્યો, અને સારા
જૈતૂનના ઝાડમાં કુદરતથી વિરુદ્ધ તને કલમરૂપે મેળવવામાં આવ્યો, તો તે
કરતાં એ અસલ [ડાળીઓ] પોતાના જૈતૂનના ઝાડમાં કલમરૂપે પાછી મેળવાય
એ કેટલું વિશેષ શક્ય છે?

## સર્વ પર દયા દર્શાવવી એજ ઈશ્વરનો અંતિમ હેતુ

૨૫ કેમકે, હે ભાઈઓ, (તમે પોતાને બુદ્ધિમાન ન સમજો, માટે) વિદેશી
ઓની સંપૂર્ણતા માંહે આવે ત્યાં સુધી ઈસ્રાએલમાં કેટલેક ભાગે કઠિનતા થઈ
છે, એ રહસ્ય વિષે તમે અજાણ્યા રહો, એવી મારી ઇચ્છા નથી. ૨૬ અને
પછી તો તમામ ઈસ્રાએલ તારણ પામશે લખેલું છે, કે

સિયોનમાંથી ઉદ્ધાર કરનાર આવશે,
તે યાકૂબમાંથી અધર્મને દૂર કરશે
૨૭ હું તેઓના પાપનું નિવારણ કરીશ,
ત્યારે તેઓની સાથેનો મારો કરાર [પૂર્ણ] થશે.

૨૮ સુવાર્તાના સંબંધમાં તો તમારી ખાતર તેઓ [દેવના] શત્રુ છે ખરા,
પણ પસંદગીના સંબંધમાં તો પૂર્વજોની ખાતર તેઓ [તેને] વહાલા છે
૨૯ કેમકે દેવના કૃપાદાન તથા તેડું રદ જાય એવા નથી. ૩૦ કેમકે જેમ તમે
પહેલાં દેવ પ્રત્યે અનાજ્ઞાંકિત હતા, પણ હમણાં તેઓના અનાજ્ઞાંકિતપણાને
લીધે તમે દયાપાત્ર બન્યા, ૩૧ એમજ તમારા પર દર્શાવેલી દયાને લીધે,
તેઓને પણ હમણાં દયાદાન મળે એ માટે તેઓ પણ હમણાં અણકહ્યાગરા
થયા છે ૩૨ કેમકે દેવ બધા ઉપર દયા કરે, એ માટે તેણે બધાને અવિશ્વાસને
આધીન કરાવ્યા છે

૩૩ આહા! દેવની બુદ્ધિની તથા જ્ઞાનની સંપત્તિ કેવી અગાધ છે! તેના
ઠરાવો કેવા ગૂઢ, ને તેના માર્ગો કેવા અગમ્ય છે! ૩૪ કેમકે પ્રભુનું મન
કોણે જાણ્યું છે? અથવા તેનો મંત્રી કોણ થયો છે? ૩૫ અથવા કોણે તેને
પહેલાં કંઈ આપ્યું, કે તે તેને પાછું ભરી આપવામાં આવે? ૩૬ કેમકે
તેનામાંથી, તથા તેના વડે, તથા તેને અર્થે, સર્વસ્વ છે તેને સર્વકાળ મહિમા
હો આમેન.

### નવું જીવન

૧૨ તેથી, ભાઈઓ, હું તમને વિનંતી કરીને કહું છું, કે દેવની દયાની
ખાતર તમે તમારાં શરીરોનું જીવતું, પવિત્ર તથા દેવને પસંદ પડે
એવું, અર્પણ કરો; એ તમારી બુદ્ધિપૂર્વક સેવા છે. ૨ આ જગતનું રૂપ
તમે ન ધરો; પણ તમારાં મનથી નવીનતાને યોગે તમે પૂર્ણ રીતે રૂપાંતર
પામો, જેથી દેવની સારી તથા માન્ય તથા સંપૂર્ણ ઇચ્છા શી છે, તે તમે
પારખી શકો.

### આત્મિક દાનોનો યોગ્ય ઉપયોગ

૩ વળી મને આપેલા કૃપાદાનને આશરે હું તમારામાંના દરેક જણને કહું
છું, કે પોતાને જેવો ગણવો જોઈએ, તે કરતાં વિશેષ ન ગણવો; પણ દેવે
જેટલે દરજ્જે દરેકને વિશ્વાસનું માપ વહેંચી આપ્યું છે, તેના પ્રમાણમાં
નમ્રતાથી [દરેકે પોતાને યોગ્ય] ગણવો. ૪ કેમકે જેમ આપણા શરીરના ઘણા
અવયવો છે, અને સઘળા અવયવોને એકજ કામ [કરવાનું] નથી; ૫ તેમ
આપણે ઘણાં હોવા છતાં ખ્રિસ્તમાં એક શરીર છીએ, અને અરસપરસ
એકબીજાના અવયવો [છીએ]. ૬ આપણને જે કૃપાદાન આપવામાં આવ્યું છે, તે
પ્રમાણે આપણને જુદાં જુદાં વરદાન મળ્યાં છે; તેથી જો પ્રબોધ કરવાનું [દાન
મળ્યું હોય], તો પોતાના વિશ્વાસના પ્રમાણમાં તેણે [પ્રબોધ] કરવો; ૭ અથવા
જો સેવાનું, તો સેવામાં [તત્પર રહેવું]; વળી જે શિક્ષક હોય, તેણે શિક્ષણ
આપવામાં [મંડ્યા રહેવું]; ૮ અને જે સુબોધ કરનાર, તેણે સુબોધ કરવામાં
લાગુ રહેવું; જે દાન કરે છે, તેણે ઉદારતાથી કરવું; જે અધિકારી છે, તેણે
ખંતથી અધિકાર ચલાવવો; અને જે દયા રાખે, તેણે ઉમંગથી રાખવી.

### ખ્રિસ્તી જીવનના નિયમો

૯ [તમારો] પ્રેમ ઢોંગ વગરનો હોય. જે ભૂંડું છે તેને ધિક્કારો; જે સારૂં
છે તેને વળગી રહો. ૧૦ ભાઈઓ પ્રત્યે જેવો પ્રેમ ઘટે છે તેવો ગાઢ પ્રેમ
એકબીજા પર રાખો; માન [આપવા]માં પોતાના કરતાં બીજાને અધિક ગણો;
૧૧ ઉદ્યોગમાં આળસુ ન થાઓ; આત્મામાં ઉત્સાહી થાઓ; પ્રભુની સેવા કરો;
૧૨ આશામાં આનંદ કરો; સંકટમાં ધીરજ રાખો; પ્રાર્થનામાં લાગુ રહો;
૧૩ સંતોની જરૂરિયાતો પૂરી પાડો; પરોણાગત કરવામાં તત્પર રહો;
૧૪ તમારા સતાવનારાઓને આશીર્વાદ આપો; આશીર્વાદજ આપો, અને શાપ
આપતા નહિ. ૧૫ આનંદ કરનારાઓની સાથે આનંદ કરો; રડનારાઓની
સાથે રડો. ૧૬ અરસપરસ એક દિલના થાઓ. તમારૂં મન મોટી મોટી બાબતો
પર ન લગાડો, પણ નમ્ર ભાવે દીનોની કાળજી રાખો. તમે પોતાને બુદ્ધિમાન
ન સમજો. ૧૭ ભૂંડાઈને બદલે ભૂંડું ન કરો. સઘળાં માણસોની નજરમાં જે
શોભે છે, તે [કરવાને] કાળજી રાખો. ૧૮ જો બની શકે, તો ગમે તેમ
કરીને સઘળાં માણસોની સાથે હળીમળીને ચાલો. ૧૯ ઓ વહાલાઓ, તમે

સામું વેર ન વાળો, પણ [દેવના] કોપને સારૂ મા[ર્ગ] મૂકો, કેમકે લખેલું છે,
કે પ્રભુ કહે છે, કે વેર વાળવું એ મારૂ [કામ] છે, હું બદલો લઈશ. ૨૦ પણ
જો તારો વેરી ભૂખ્યો હોય તો તેને ખવાડ, જો તરસ્યો હોય તો તેને
[પાણી] પા, કેમકે એવું કરવાથી તું તેના માથા ઉપર ધગધગતા અંગારાના
ઢગલા કરીશ ૨૧ ભૂંડાથી તું હારી ન જા, પણ સારાથી ભૂંડાનો પરાજય કર

## અધિકારીઓને આજ્ઞાકિત રહેવા વિષે

૧૩ હરેક માણસે મુખ્ય અધિકારીઓને આધીન રહેવું, કેમકે દેવના
તરફથી ન હોય એવો કોઈ અધિકાર નથી, જે [અધિકારીઓ] છે
તેઓ દેવથી નિમાએલા છે ૨એથી અધિકારીની સામે જે થાય છે તે
દેવના ઠરાવની વિરુદ્ધ થાય છે, ને જેઓ વિરુદ્ધ થાય છે તેઓ પોતાને માથે
દંડ વહોરી લેશે ૩કેમકે સારૂ કામ [કરનાર]ને હાકેમો ભયરૂપ નથી, પણ
ભૂંડું [કામ કરનારને છે] અધિકારીની તને બીક ન લાગે, એવી તારી
ઇચ્છા છે? તો તું સારૂ કર, એટલે તેના તરફથી તારાં વખાણ થશે ૪કેમકે
તારા હિતને અર્થે તે દેવનો કારભારી છે, પણ જો તું ભૂંડું કરે તો ડર રાખ
કેમકે તે કારણ વિના તરવાર રાખતો નથી, કેમકે તે દેવનો કારભારી છે, એટલે
ભૂંડું કરનાર પર તે કોપરૂપી બદલો વાળનાર છે ૫તે માટે કેવળ કોપની
બીકથી જ નહિ, પણ પ્રેરકબુદ્ધિની ખાતર પણ તમારે તેને આધીન રહેવું જ
જોઈએ ૬વળી એ કારણ માટે તમે કર પણ ભરો છો, કેમકે તેઓ દેવના
સેવક છે ને તેજ કામમાં લાગુ રહે છે ૭હરેકને તેના જે હક હોય તે
આપો જેને કરનો તેને કર, જેને દાણનો તેને દાણ, જેને બીકનો તેને
બીક, જેને માનનો તેને માન

## ભ્રાતૃભાવ

૮એકબીજા ઉપર પ્રેમ રાખવો એ સિવાય બીજું દેવું કોઈનું ન કરો,
કેમકે જે કોઈ બીજા ઉપર પ્રેમ રાખે છે તેણે નિયમને પૂરેપૂરો પાળ્યો છે
૯કારણ કે તારે વ્યભિચાર ન કરવો ખૂન ન કરવું, ચોરી ન કરવી લોભ ન
રાખવો, ઇત્યાદિ જે આજ્ઞાઓ છે તેઓનો સાર આ વચનમાં સમાએલો છે
કે તારે જેવો પોતાના પર [પ્રેમ છે] તેવો પોતાના પડોશી પર પ્રેમ રાખવો
૧૦પ્રેમ પોતાના પડોશીનું કંઈ ભૂંડું કરતો નથી, તેથી પ્રેમ એ નિયમનું સંપૂર્ણ
પાલન છે

## પ્રભુ ખ્રિસ્તના દિવસનું નજીક આવવું

૧૧સમય વરતીને એ [યાદ રાખો] કે હમણાં તમારે ઊંઘમાંથી
ઊઠવાની વેળા આવી ચૂકી છે, કારણ કે જે વેળાએ આપણે વિશ્વાસ કરવા
માંડ્યો, તે કરતાં હવે આપણું તારણ નજીક આવેલું છે ૧૨રાત ઘણી
ગઈ છે, દિવસ પાસે આવ્યો છે, માટે આપણે અંધકારનાં કામો તજી દઈને
પ્રકાશનાં હથિયારો સજીએ ૧૩દિવસે જેમ ઘટે તેમ આપણે શોભતી રીતે

વર્તીએ; મોજશોખમાં તથા નશામાં નહિ, વિષયભોગમાં તથા લંપટપણામાં નહિ, ઝઘડામાં તથા અદેખાઈમાં નહિ. [૧૪] પણ તમે પ્રભુ ઈસુ ખ્રિસ્તને પહેરી લો, અને દેહને માટે, એટલે તેની દુષ્ટ વાસનાઓને અર્થે, ચિંતન ન કરો.

## શંકાશીલો પ્રત્યે ખામોશ રાખવી

૧૪ વિશ્વાસમાં જે નબળો હોય તેનો અંગીકાર કરો, પણ શંકા પડતી બાબતોના વાદવિવાદને સારૂ નહિ. [૨] કોઈનો વિશ્વાસ તો એવો છે કે તે બધુંએ ખાય છે, પણ કોઈ તો [વિશ્વાસમાં] નબળો હોવાથી શાકભાજી જ ખાય છે. [૩] જે ખાય છે તેણે ન ખાનારને તુચ્છ ન ગણવો; અને જે ખાતો નથી તેણે ખાનારને દોષિત ન ઠરાવવો; કારણ કે દેવે તેનો અંગીકાર કર્યો છે. [૪] તું કોણ છે કે બીજાના ચાકરને દોષિત ઠરાવે? તેનું ઊભા રહેવું કે પડવું તે તેના પોતાના ધણીના હાથમાં છે. પણ તેને ઊભો રાખવામાં આવશે, કેમકે પ્રભુ તેને ઊભો રાખવાને સમર્થ છે. [૫] કોઈએક તો અમુક દિવસને બીજા કરતાં વધારે [પવિત્ર] ગણે છે, અને બીજો સર્વ દિવસોને સરખા ગણે છે. દરેકે પોતપોતાના મનમાં સંપૂર્ણ ખાતરી કરવી. [૬] [અમુક] દિવસને જે [પવિત્ર] ગણે છે તે પ્રભુની ખાતર [તેને પવિત્ર] ગણે છે; જે ખાય છે તે પ્રભુની ખાતર ખાય છે, કેમકે તે દેવનો ઉપકાર માને છે; જે નથી ખાતો તે પ્રભુની ખાતર નથી ખાતો, અને દેવનો ઉપકાર માને છે. [૭] કેમકે આપણામાંનો કોઈ પણ પોતાને અર્થે જીવતો નથી, અને કોઈ પોતાને અર્થે મરતો નથી. [૮] કારણ કે જો જીવીએ છીએ, તો પ્રભુની ખાતર જીવીએ છીએ; અથવા જો મરીએ છીએ, તો પ્રભુની ખાતર મરીએ છીએ; તે માટે અમે તો આપણે જીવીએ કે મરીએ, તો પણ આપણે પ્રભુના જ છીએ. [૯] કેમકે મૂએલાં તથા જીવતાં બન્નેનો તે પ્રભુ થાય, એજ હેતુથી ખ્રિસ્ત મરણ પામ્યો, અને પાછો સજીવન થયો. [૧૦] પણ તું પોતાના ભાઈને કેમ દોષિત ઠરાવે છે? અથવા તું પોતાના ભાઈને કેમ તુચ્છ ગણે છે? કેમકે આપણે સર્વેને દેવના ન્યાયાસનની આગળ ઊભા રહેવું પડશે. [૧૧] લખેલું છે, કે

> પ્રભુ કહે છે, કે મારા જીવના સમ, કે દરેક ઘૂંટણ મારી આગળ વાંકો વળશે,
> અને દરેક જીભ દેવની સ્તુતિ કરશે.

[૧૨] એ માટે આપણ દરેકને પોતપોતાનો હિસાબ દેવને આપવો પડશે.

[૧૩] તો હવેથી આપણે એકબીજાને દોષિત ઠરાવીએ નહિ; પણ તેના કરતાં કોઈએ પોતાના ભાઈના માર્ગમાં ઠેસ કે ઠોકરરૂપ કશું મૂકવું નહિ, એવો નિશ્ચય કરવો, તે સારૂં છે. [૧૪] હું જાણું છું, અને પ્રભુ ઈસુમાં મને પૂરેપૂરી ખાતરી છે, કે કોઈ પણ [ચીજ] જાતે અશુદ્ધ નથી; પરંતુ જેને જે કંઈ

અશુદ્ધ લાગે છે તેને તે અશુદ્ધ છે ૧૫ પણ જો તારા ભોજનને લીધે તારા
ભાઈને ખેદ થાય છે, તો તે બાબતમા તું પ્રેમના નિયમ પ્રમાણે વર્તતો નથી.
જેને સારૂ ખ્રિસ્ત મૂઓ, તેનો નાશ તું તારા ભોજનથી ન કર ૧૬ તેથી તમારૂ
જે સારૂ છે તે વિષે ભૂડું બોલાય એવુ થવા ન દો ૧૭ કેમકે દેવનુ રાજ્ય તો
ખાવાપીવામા નથી, પણ ન્યાયીપણુ, શાતિ, અને પવિત્ર આત્માથી [ મળતો ]
આનંદ, એઓમા છે ૧૮ કેમકે એ [બાબત]મા જે ખ્રિસ્તની સેવા કરે છે, તે
દેવને પસંદ તથા માણસોને માન્ય થાય છે ૧૯ તેથી જે [ બાબતો ] શાતિકારક છે
તથા જે વડે આપણે એકબીજામા સુધારોવધારો કરી શકીએ એવી બાબતોની
પાછળ આપણે લાગુ રહેવું ૨૦ ખાવાને કારણે દેવનું કામ તોડી પાડો નહિ
બધું શુદ્ધ છે ખરૂ, પણ તે ખાવાથી જેને ઠોકર લાગે છે તે માણસને તે ભૂડુ છે
૨૧ માસ ન ખાવું, દ્રક્ષરસ ન પીવો, અને બીજી જે કોઈ બાબતથી તારો ભાઈ
ઠેસ ખાય છે, [[ અથવા ઠોકરાય છે, અથવા નિર્બળ થાય છે ]] તે ન [ કરવુ ] એ
તને યથાર્થ છે ૨૨ જે વિશ્વાસ તને છે તે તારા પોતાનામા દેવની સમક્ષ રાખ
પોતાને જે વાજબી લાગે છે, તે બાબતમા જે પોતાને દોષિત ઠરાવતો નથી
તેને ધન્ય છે ૨૩ પણ જેને જે વિષે સદેહ છે તે જો તે ખાય છે તો તે
દોષિત ઠરે છે, કેમકે તે વિશ્વાસથી [ ખાતો નથી ], અને જે સઘળુ વિશ્વાસથી
નથી તે તો પાપ છે

૧૫ હવે અશક્તોની નિર્બળતાને સહન કરવી, અને પોતાની ખુશી પ્રમાણે
ન કરવુ એ આપણ શક્તિમાનોની ફરજ છે ૨ આપણામાના દરેક
પોતાના પડોશીને તેના કલ્યાણને સારૂ [ તેની ] ઉન્નતિને અર્થે ખુશી કરવો
૩ કેમકે ખ્રિસ્ત પોતે પણ પોતાની મરજી પ્રમાણે કરતો નહોતો, પણ લખ્યા
પ્રમાણે [ તેને થયુ ], એટલે "તારી નિંદા કરનારાઓની નિંદા મારા પર પડી'
૪ કેમકે જેટલુ અગાઉ લખવામા આવ્યુ હતું તે આપણને શિખામણ [મળવા]ને
માટે લખવામા આવ્યુ હતું કે ધીરજથી તથા પવિત્ર શાસ્ત્રમાના દિલાસાથી
આપણે આશા રાખીએ ૫ તમે એક ચિત્તે તથા એક અવાજે, દેવનો, એટલે
આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના પિતાનો, મહિમા પ્રગટ કરો ૬ એ માટે તમે
ખ્રિસ્ત ઈસુને અનુસરીને માહોમાહે એક જ મનના થાઓ, એવુ [ વરદાન ]
ધીરજ તથા દિલાસાનો દાતાર દેવ તમને આપો ૭ માટે, ખ્રિસ્તે જેમ
દેવના મહિમાને અર્થે તમારો અંગીકાર કર્યો, તેમ તમે પણ એકબીજાનો
અંગીકાર કરો ૮ વળી હુ કહુ છુ, કે જે વચનો પૂર્વજોને આપેલા હતા, તેઓને
તે સત્ય ઠરાવે, ૯ અને વળી વિદેશીઓ પણ તેની દયાને લીધે દેવનો
મહિમા પ્રગટ કરે, એ માટે ઈસુ ખ્રિસ્ત દેવના સત્યને લીધે સુન્નતીઓનો સેવક
થયો લખેલુ છે, કે

એ કારણ માટે હું વિદેશીઓમા તારી સ્તુતિ કરીશ,
અને તારા નામનુ ગીત ગાઈશ.

૧૦ વળી તે કહે છે, કે

ઓ વિદેશીઓ, તમે તેના લોકોની સંઘાતે આનંદ કરો.

૧૧ વળી,

ઓ સઘળા વિદેશીઓ, પ્રભુની સ્તુતિ કરો;
અને સઘળા લોક તેનું સ્તવન કરો.

૧૨ વળી યશાયાહ કહે છે, કે

યિશાઈની જડ,
એટલે વિદેશીઓ ઉપર રાજ કરવાને જે ઊભો થવાનો છે, તે થશે;
તેના પર વિદેશીઓ આશા રાખશે.

૧૩ હવે દેવ, કે જેના પર તમે આશા રાખો છો, તે તમને વિશ્વાસ રાખવામાં
અખંડ હર્ષ તથા શાંતિથી ભરપૂર કરો, જેથી પવિત્ર આત્માના સામર્થ્યથી તમારી
આશા પુષ્કળ થાય.

## ચોખ્ખેચોખ્ખું લખવાના કારણનો ખુલાસો

૧૪ વળી મારા ભાઈઓ, મને તમારે વિષે પૂરી ખાતરી છે કે તમે પોતે
સંપૂર્ણ ભલા, સર્વ જ્ઞાનસંપન્ન અને એકબીજાને ચેતવણી આપવાને શક્તિમાન
છો. ૧૫ એ છતાં વિદેશીઓ પવિત્ર આત્માથી પાવન થઈને માન્ય અર્પણ
થાય, માટે દેવની સુવાર્તાનો યાજક થઈને હું વિદેશીઓ પ્રત્યે ખ્રિસ્ત ઈસુનો
સેવક થાઉં, ૧૬ એ કારણથી દેવે મને જે કૃપાદાન આપ્યું છે, તેને આધારે
તમને ફરીથી સહેજ યાદ કરાવવા માટે વિશેષ હિંમત રાખીને મેં [આ પત્ર]
તમારા પર લખ્યો છે. ૧૭ તેથી દેવને અર્થે કરેલાં કાર્યો સંબંધી મને ખ્રિસ્ત
ઈસુમાં અભિમાન કરવાનું કારણ છે. ૧૮ કેમકે પવિત્ર આત્માના સામર્થ્યથી,
વાણી અને કાર્ય વડે, ચિહ્નો તથા અદ્‌ભુત કૃત્યોના પ્રભાવથી, વિદેશીઓને
આજ્ઞાંકિત કરવા માટે ખ્રિસ્તે જે કામો મારી પાસે કરાવ્યાં છે, તે સિવાય
બીજાં કોઈ કામો વિષે બોલવાની હિંમત હું ધરીશ નહિ; ૧૯ એટલે
યરૂશાલેમથી માંડીને ફરતાં ફરતાં છેક ઈલુરીકમ સુધી મેં ખ્રિસ્તની સુવાર્તા
સંપૂર્ણ રીતે પ્રગટ કરી છે [એ વિષે જ હું બોલીશ]; ૨૦ અને સુવાર્તા
પ્રગટ કરવામાં મેં એવો નિયમ રાખ્યો છે, કે જ્યાં ખ્રિસ્તનું નામ [જાણવામાં
આવ્યું] હતું ત્યાં [બોધ કરવો] નહિ, રખેને બીજાના પાયા પર હું બાંધું;
૨૧ લખેલું છે, કે

જેઓને તેના સંબંધીના સમાચાર મળ્યા નહોતા તેઓ જોશે,
અને જેઓના સાંભળવામાં આવ્યું નહોતું તેઓ સમજશે.

## મુસાફરી વિષે પાઊલની યોજના

૨૨ તેજ કારણથી તમારી પાસે આવતાં મને આટલી બધી વાર રોકાણ થયું
છે. ૨૩ પણ હવે આ પ્રાંતોમાં મારે માટે કોઈ સ્થળ બાકી રહ્યું નથી, અને
ઘણાં વરસથી તમારી પાસે આવવાની મારી અભિલાષા છે; ૨૪ [illegible]

હું સ્પેન જઈશ [ત્યારે હું તમારી પાસે આવીશ,] (કેમકે મને આશા છે
કે ત્યાં જતાં હું તમને મળીશ, અને પ્રથમ તમારા સહવાસથી કેટલેક દરજ્જે
સંતોષ પામ્યા પછી ત્યાં જવાને તમારી પાસેથી વિદાયગીરી લઈશ.) ૨૫ પણ
હાલ તો હું સંતોની સેવા કરવા માટે યરૂશાલેમ જાઉં છું. ૨૬ કેમકે યરૂશાલેમના
સંતોમાં જેઓ ગરીબ છે, તેઓને સારૂ કંઈ ઉઘરાણું કરવું, એ મકદોનિયાના
તથા આખાયાના [ભાઈઓ]ને સારૂ લાગ્યું. ૨૭ તેઓને સારૂ લાગ્યું,
અને તેઓ તેમના ઋણીઓ છે. કેમકે જો વિદેશીઓ તેઓની આધ્યાત્મિક
બાબતોમાં ભાગિયા થયા, તો સાંસારિક બાબતોમાં તેઓની સેવા કરવી એ
તેઓની પણ ફરજ છે. ૨૮ તેથી એ કામ પૂરૂં કરીને અને એ ફળ તેઓને ચોક્કસ
પહોંચાડીને, હું તમને મળીને સ્પેન જઈશ. ૨૯ હું જાણું છું કે હું તમારી પાસે
આવીશ ત્યારે હું ખ્રિસ્તના સંપૂર્ણ આશીર્વાદ લઈને આવીશ.

૩૦ હવે, ભાઈઓ, આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની ખાતર તથા પવિત્ર આત્માના
પ્રેમની ખાતર હું તમને વિનંતી કરૂં છું, કે ૩૧ હું યહુદાહમાંના અવિશ્વાસી
ઓ[ના હુમલા]થી બચી જાઉં, અને યરૂશાલેમ જઈને સંતોને સારૂ જે સેવા
હું બજાવું છું, તે તેમને પસંદ પડે, ૩૨ અને દેવની ઇચ્છાથી હું આનંદસહિત
તમારી પાસે આવું અને તમારી સાથે વિસામો પામું એવી તમે મારે માટે
આગ્રહપૂર્વક દેવની પ્રાર્થના કરીને મને સહાય કરો. ૩૩ હવે શાંતિદાતા દેવ
તમો સર્વેની સાથે હો. આમેન.

## ઓળખીતાઓને સલામ

૧૬ વળી આપણી બહેન ફેબી જે કેંક્રિયામાંની મંડળીની સેવિકા છે, તેને
માટે હું તમને ભલામણ કરૂં છું. કે ૨ સંતોને ઘટે તેવી રીતે તમે
પ્રભુને લીધે તેનો અંગીકાર કરો, અને જે જે બાબતમાં તેને તમારી [મદદની]
જરૂર પડે તેમાં તમે તેને સહાય કરજો, કેમકે તે પોતેજ ઘણાને તથા મને
પોતાને પણ સહાય કરનાર થઈ છે.

૩ ખ્રિસ્ત ઈસુમાં મારી સાથે કામ કરનારા પ્રિસ્કા તથા આકુલાને સલામ
કહેજો, ૪ તેઓએ મારા જીવને સારૂ પોતાની ગરદનો ધરી છે, તેઓનો ઉપકાર
એકલો હુંજ નહિ, પણ વિદેશીઓમાંની સર્વ મંડળીઓ પણ માને છે. ૫ વળી
તેઓના ઘરના જે મંડળી છે તેને સલામ કહેજો. મારો વહાલો એપૈનિતસ જે
ખ્રિસ્તને સારૂ આસિયાનું પ્રથમફળ છે, તેને સલામ કહેજો. ૬ મરિયમ જેણે
તમારે સારૂ ઘણી મહેનત કરી તેને સલામ કહેજો. ૭ મારા સગા તથા મારી
સાથેના બંદીવાન આંદ્રોનીકસ તથા જુનીઆસને સલામ કહેજો, તેઓ પ્રેરિતોમાં
નામીચા છે, અને મારાથી અગાઉ ખ્રિસ્તમાં આવેલા છે. ૮ પ્રભુમાં મારા વહાલા
આંપ્લિઅતસને સલામ કહેજો. ૯ ખ્રિસ્તમાં અમારી સાથે કામ કરનાર
ઉર્બાનસને તથા મારા વહાલા સ્તાખુસને સલામ કહેજો. ૧૦ ખ્રિસ્તમાં માનવંતા
આપેલેસને સલામ કહેજો. આરીસ્તોબુલસના ઘરનાંને સલામ કહેજો. ૧૧ મારા

સગા હેરોદીઓનને સલામ કહેજો. નાર્કીસસના ઘરમાંનાં જેઓ પ્રભુમાં છે તેઓને
સલામ કહેજો. ૧૨ પ્રભુમાં મહેનત કરનારીઓ ત્રુફેનાને તથા ત્રુફોસાને સલામ
કહેજો. વહાલી પેર્સીસ જેણે પ્રભુમાં ઘણી મહેનત કરી છે તેને સલામ કહેજો.
૧૩ પ્રભુમાં પસંદ કરેલા રૂફસને અને તેની તથા મારી માને સલામ કહેજો.
૧૪ આસુંક્રિતસ, ફલેગોન, હેર્મેસ, પાત્રોબાસ તથા હેર્માસને, અને તેઓની સાથે
બીજા જે ભાઈઓ છે, તેઓને સલામ કહેજો. ૧૫ ફીલોલોગસને તથા જુલિયાને,
નેરીઅસને તથા તેની બહેનને, અને ઓલુંપાસને તથા તેઓની સાથે જે જે સંતો છે
તે સર્વને સલામ કહેજો. ૧૬ પવિત્ર ચુંબન કરીને તમે એકબીજાને સલામ કરજો.
ખ્રિસ્તની સર્વ મંડળીઓ તમને સલામ કહે છે.

૧૭ હવે, હે ભાઈઓ, હું તમને વિનંતી કરું છું, કે જે બોધ તમને મળ્યો
છે તેથી વિરુદ્ધ જેઓ તમારામાં ફૂટ પાડે છે ને ઠોકરરૂપ થાય છે, તેઓને
ધ્યાનમાં રાખીને તમે તેઓનાથી દૂર રહો. ૧૮ કેમકે એવા માણસો આપણા
પ્રભુ ખ્રિસ્તની નહિ, પણ પોતાના પેટની સેવા કરે છે; અને મીઠી મીઠી વાતો
તથા ખુશામતથી ભોળા માણસોનાં મન ભમાવે છે. ૧૯ પણ તમારું આજ્ઞાપાલન
સર્વ લોકોમાં જાહેર થયું છે અને તેથી હું તમારા સંબંધી આનંદ પામું છું;
અને મારી ઇચ્છા એવી છે કે તમે સારી બાબતો વિષે જ્ઞાની, અને ભૂંડી
બાબતો વિષે ભોળા હો. ૨૦ શાંતિદાતા દેવ શેતાનને વહેલો તમારા પગ તળે
છૂંદી નંખાવશે.

આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા તમારા પર હો. આમેન.

૨૧ મારો સાથી કામદાર તીમોથી, અને મારા સગા લુકિયસ, યાસન તથા
સોસીપાતર તમને સલામ કહે છે. ૨૨ હું, આ પત્ર લખનાર તેર્તિઅસ,
પ્રભુમાં તમને સલામ કહું છું. ૨૩ મારો તથા આખી મંડળીનો યજમાન
ગાયસ તમને સલામ કહે છે. શહેરનો ખજાનચી એરાસ્તસ તથા ભાઈ ક્વાર્તસ
તમને સલામ કહે છે. [[ ૨૪ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા તમ સર્વ પર હો.
આમેન. ]]

## સ્તોત્રવચન

૨૫ હવે જે મર્મ સનાતન કાળથી ગુપ્ત રાખવામાં આવ્યો હતો, પણ આ
સમયમાં પ્રસિદ્ધ થયો છે, અને સર્વ પ્રજાઓ વિશ્વાસને આધીન થાય, એ માટે
સનાતન દેવની આજ્ઞાથી પ્રબોધકોના લેખોમાં તેમને જણાવવામાં આવ્યો છે,
૨૬ તે [મર્મ]ના પ્રકટીકરણ પ્રમાણે મારી સુવાર્તા, એટલે ઈસુ ખ્રિસ્ત વિષેના
ઉપદેશ પ્રમાણે તમને દૃઢ કરવાને જે શક્તિમાન છે, ૨૭ તે એકલા જ્ઞાની દેવને,
ઈસુ ખ્રિસ્તદ્વારા સર્વકાળ સુધી મહિમા હો. આમેન.

# કોરીંથીઓને

## પાઉલ પ્રેરિતનો પહેલો પત્ર

### લેખકની સલામ તથા ઉપકારસ્તુતિ

૧ કોરીંથમાંની દેવની મંડળી, જેઓને ખ્રિસ્ત ઈસુમાં પવિત્ર કરવામાં
આવેલા છે, જેઓને સંત થવાને તેડવામાં આવેલા છે, તેઓ તથા જેઓ
હરકોઈ સ્થળે આપણા પ્રભુ, એટલે તેઓના તથા આપણા પ્રભુ, ઈસુ ખ્રિસ્તને
નામે પ્રાર્થના કરે છે તે સર્વ લોક, ૨લખિતંગ દેવની ઇચ્છાથી ઈસુ ખ્રિસ્તનો
પ્રેરિત થવાને તેડાએલો પાઉલ તથા ભાઈ સોસ્થેનેસ ૩આપણા પિતા દેવ
તરફથી તથા પ્રભુ ઈસુ ખ્રિસ્ત તરફથી તમને કૃપા તથા શાંતિ હોજો.

૪ખ્રિસ્ત ઈસુમાં દેવની જે કૃપા તમને આપવામાં આવી છે, તેને સારૂ હું
તમારે વિષે મારા દેવનો ઉપકાર નિત્ય માનું છું; ૫કેમકે જેમ ખ્રિસ્ત વિષેની
[અમારી] સાક્ષી તમારામાં દૃઢ થઈ તેમ, ૬સર્વ બોલવામાં તથા સર્વ જ્ઞાનમાં,
તમે સર્વ પ્રકારે તેનામાં સંપત્તિવાન થયા, ૭જેથી તમે કોઈ પણ કૃપાદાનમાં
અપૂર્ણ ન રહેતાં આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના પ્રગટ થવાની વાટ જુઓ છો.
૮વળી તમે આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તને દિવસે નિર્દોષ માલૂમ પડો, એ માટે
તે તમને અંત સુધી દૃઢ રાખશે. ૯જે દેવે તમને તેના દીકરા આપણા પ્રભુ
ઈસુ ખ્રિસ્તની સંગતમાં તેડેલા છે, તે વિશ્વાસુ છે.

### મંડળીમાં પક્ષાપક્ષી

૧૦હવે, ભાઈઓ, હું આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તને નામે તમને વિનંતી કરીને
કહું છું કે તમે સર્વે એક સરખી વાત કરો, અને તમારામાં પક્ષ પડવા ન દેતાં
એકજ મનના તથા એકજ મતના થઈને પૂર્ણ ઐક્ય રાખો. ૧૧કેમકે, મારા
ભાઈઓ, તમારા સંબંધી ક્લોએના ઘરનાં માણસો તરફથી મને ખબર મળી
છે કે તમારામાં મતભેદ પડ્યા છે. ૧૨એટલે મારા કહેવાનો મતલબ એ છે,
કે તમારામાંનો કોઈ કહે છે, કે હું તો પાઉલનો; [કોઈ કહે છે, કે] હું તો
આપોલસનો; [કોઈ કહે છે, કે] હું તો કેફાસનો; અને [કોઈ કહે છે, કે]
હું તો ખ્રિસ્તનો છું. ૧૩શું ખ્રિસ્તના વિભાગ થયા છે? શું પાઉલ તમારે
સારૂ વધસ્તંભે જડાયો? અથવા શું તમે પાઉલને નામે બાપ્તિસ્મા પામ્યા
હતા? ૧૪હું દેવની સ્તુતિ કરૂં છું, કે ક્રિસ્પસ તથા ગાયસ સિવાય મેં
તમારામાંના કોઈનું બાપ્તિસ્મા કર્યું નથી; ૧૫રખેને કોઈ કહે કે તમે મારે
નામે બાપ્તિસ્મા પામ્યા હતા. ૧૬વળી સ્તેફનાસના કુટુંબનું પણ મેં બાપ્તિસ્મા
કર્યું હતું; એ સિવાય મેં બીજા કોઈનું બાપ્તિસ્મા કર્યું હોય, એ હું જાણતો

નથી. ૧૭ કારણ કે બાપ્તિસ્મા કરવા સારૂ નહિ, પણ સુવાર્તા પ્રગટ કરવા સારૂ, ખ્રિસ્તે મને મોકલ્યો; વિદ્વતાથી ભરેલા ભાષણથી નહિ, રખેને ખ્રિસ્તનો વધસ્તંભ વ્યર્થ જાય.

### વધસ્તંભનું પરાક્રમ

૧૮ કેમકે નાશ પામનારાઓને તો વધસ્તંભની વાત મૂર્ખતા [જેવી લાગે] છે; પણ અમો તારણ પામનારાઓને તો તે દેવનું સામર્થ્ય છે. ૧૯ કેમકે લખેલું છે, કે

હું જ્ઞાનીઓના જ્ઞાનનો નાશ કરીશ,
અને બુદ્ધિમાનોની બુદ્ધિને નિરર્થક કરીશ.

૨૦ જ્ઞાની ક્યાં છે? શાસ્ત્રી ક્યાં છે? આ જમાનાનો વાદવિવાદ કરનાર ક્યાં છે? શું દેવે જગતના જ્ઞાનને મૂર્ખતા ઠરાવી નથી? ૨૧ કેમકે જ્યારે (દેવે પોતાના જ્ઞાન પ્રમાણે [નિર્માણ કર્યું હતું તેમ]) જગતે પોતાના જ્ઞાન વડે દેવને ઓળખ્યો નહિ, ત્યારે સુવાર્તા પ્રગટ કરવાની મૂર્ખતા વડે વિશ્વાસ કરનારાઓનું તારણ કરવાનું દેવને પસંદ પડ્યું. ૨૨ યહુદીઓ ચિહ્ન માગે છે અને ગ્રીક લોકો જ્ઞાન શોધે છે; ૨૩ પણ અમે તો વધસ્તંભે જડાએલા ખ્રિસ્તને પ્રગટ કરીએ છીએ, તે તો યહુદીઓને ઠોકરરૂપ, અને ગ્રીકોને મૂર્ખતારૂપ લાગે છે; ૨૪ પરંતુ જેઓને તેડવામાં આવ્યા, પછી તે યહુદી હોય કે ગ્રીક હોય, તેઓને તો ખ્રિસ્ત એજ દેવનું સામર્થ્ય તથા દેવનું જ્ઞાન છે. ૨૫ કારણ કે માણસો[ના જ્ઞાન] કરતાં દેવની મૂર્ખતામાં વિશેષ જ્ઞાન છે, અને માણસો[ની શક્તિ] કરતાં દેવની નિર્બળતામાં વિશેષ શક્તિ છે.

૨૬ માટે, ભાઈઓ, તમે તમારા તેડાને લક્ષમાં રાખો, કે જગતમાં ગણાતા ઘણા જ્ઞાનીઓને, ઘણા પરાક્રમીઓને, ઘણા કુલીનોને [તેડવામાં આવ્યા] નથી; ૨૭ પણ દેવે જ્ઞાનીઓને શરમાવવા સારૂ જગતના મૂર્ખોને પસંદ કર્યા છે, અને શક્તિમાનોને શરમાવવા સારૂ જગતના નિર્બળોને પસંદ કર્યા છે; ૨૮ અને જેઓ [મોટા મનાય] છે તેઓને નહિ જેવા કરવા સારૂ, દેવે જગતના અકુલીનોને, ધિક્કાર પામેલાઓને તથા જેઓ કંઈ [વિસાતમાં] નથી તેઓને પસંદ કર્યા છે, ૨૯ કે કોઈ મનુષ્ય તેની આગળ અભિમાન કરે નહિ. ૩૦ પણ દેવ[ની કૃપા]થી તમે ઈસુ ખ્રિસ્તમાં છો, તે તો દેવ તરફથી આપણે સારૂ જ્ઞાન, ન્યાયીપણું, પવિત્રીકરણ તથા ઉદ્ધાર થયો છે; ૩૧ લખેલું છે, કે જે કોઈ અભિમાન કરે તે પ્રભુમાં અભિમાન કરે.

### દુનિયાઈ જ્ઞાન અને પ્રકટીકરણ

૨ ભાઈઓ, જ્યારે હું તમારી પાસે આવ્યો, ત્યારે તમને દેવ વિષેની સાક્ષી પ્રગટ કરતી વખતે હું ઉત્તમ વક્તૃત્વ કે જ્ઞાન બતાવીને આવ્યો નહોતો. ૨ કેમકે ઈસુ ખ્રિસ્ત, અને તે વધસ્તંભે જડાએલો, તે સિવાય હું તમારી સાથે રહીને બીજું કંઈ જ ન જાણું, એવો મેં નિશ્ચય કર્યો. ૩ પ

ભયમા તથા ઘણી કંપારીમા તમારી સાથે રહ્યો હતો ૪ મારી વાતનો તથા
મારા બોધનો આધાર માનવી જ્ઞાનની મનોહર ભાષા ઉપર નહોતો, પણ આત્માના
તથા સામર્થ્યના પ્રમાણ પર હતો, ૫ કે તમારા વિશ્વાસનો આધાર માણસોના
જ્ઞાન ઉપર નહિ, પણ દેવના સામર્થ્ય ઉપર હોય

૬ પણ જેઓ પુખ્ત છે તેઓની સાથે અમે જ્ઞાનની વાત કરીએ છીએ,
પણ તે આ જમાનાનુ જ્ઞાન નહિ, તથા આ જમાનાના નાશ પામનાર અધિકારી
ઓનુ [જ્ઞાન] પણ નહિ, ૭ પણ દેવનુ [જ્ઞાન], એટલે જે ગુપ્ત રખાએલુ
જ્ઞાન અનાદિકાળથી દેવે આપણા મહિમાને સારૂ નિર્માણ કર્યું હતું, તેની વાત
અમે મર્મમા બોલીએ છીએ ૮ આ જમાનાના અધિકારીઓમાના કોઇને તે
[જ્ઞાન]ની ખબર નથી, કેમકે જો તેઓને તેની ખબર હોત તો તેઓ મહિમાવાન
પ્રભુને વધસ્તંભે ન જડત ૯ પણ લખેલુ છે, કે

જે વાના આખે જોયા નથી, અને કાને સાભળ્યા નથી,

જેઓ માણસના મનમા પેઠા નથી,

જે વાના દેવે પોતાના પર પ્રેમ કરનારાઓને સારૂ સિદ્ધ કર્યા છે,

૧૦ તે તો દેવે આત્માથી આપણને પ્રગટ કર્યા છે, કેમકે આત્મા સર્વને હા,
દેવના ઊંડા [વિચારો]ને પણ શોધે છે ૧૧ કેમકે કોઈ માણસની વાતો તે
માણસમા જે આત્મા છે તે સિવાય કયુ માણસ જાણે છે? એમજ દેવના આત્મા
સિવાય દેવની વાતો બીજો કોઈ જાણતો નથી ૧૨ પણ અમે જગતનો આત્મા
નહિ, પણ જે આત્મા દેવ તરફથી છે તે પામ્યા છીએ, જેથી દેવે આપણને જે
વાના આપેલા છે તે અમે જાણીએ ૧૩ તેજ અમે બોલીએ છીએ માનવી જ્ઞાને
શીખવેલી ભાષામા નહિ પણ પવિત્ર આત્માએ શીખવેલી ભાષામા, આધ્યાત્મિક
બાબતોને આધ્યાત્મિક ભાષાથી સમજાવીએ છીએ ૧૪ સાસારિક માણસ દેવના
આત્માની વાતોનો સ્વીકાર કરતું નથી, કેમકે તે વાતો તેને મુર્ખતા જેવી
લાગે છે, અને તેઓ આધ્યાત્મિક રીતે સમજાય છે, માટે તે તેમને સમજી
શકતું નથી ૧૫ પણ જે જન આધ્યાત્મિક છે તે સર્વને પારખે છે, પણ પોતે
કોઈથી પરખાતો નથી ૧૬ કેમકે પ્રભુનુ મન કોણે જાણ્યુ છે, કે તે તેને બોધ કરે?
પણ અમને તો ખ્રિસ્તનુ મન છે

### પક્ષાપક્ષીની મના

૩ ભાઈઓ, જેમ આધ્યાત્મિકોની સાથે વાત કરૂ તેમ તમારી સાથે હુ વાત
કરી શક્યો નહિ, પણ જેમ સાસારિકોની સાથે, એટલે જેમ ખ્રિસ્તમા
બાળકોની સાથે તેમ [મેં વાત કરી] ૨ મેં તમને દૂધથી પાળ્યા છે, અન્નથી
નહિ, કેમકે હજુ સુધી તમે સમર્થ નહોતા, અને હમણા પણ સમર્થ નથી,
૩ કેમકે તમે હજી સાસારિક છો, કેમકે તમારામા ઈર્ષા તથા કજિયા છે,
માટે શું તમે સાસારિક નથી, અને [સાસારિક] માણસોની પેઠે વર્તતા નથી?
૪ કેમકે જ્યારે એક કહે છે, કે હું પાઊલનો છું, અને બીજો કહે છે, કે હુ

આપોલસનો છું; ત્યારે તમે માણસ[ની પેઠે બોલતા] નથી? ૫તો આપોલસ
કોણ છે? અને પાઉલ કોણ છે? તેઓ સેવકો જ છે કે જેઓદ્વારા તમે વિશ્વાસ
કર્યો; જેમ દરેકને પ્રભુએ [દાન] આપ્યું તેમ [તેઓએ સેવા કરી]. ૬મેં
રોપ્યું, આપોલસે પાણી પાયું; પણ દેવે વૃદ્ધિ આપી. ૭એ માટે રોપનાર
કંઈ નથી, ને પાનાર [પણ] કંઈ નથી; પણ વૃદ્ધિ આપનાર દેવ તેજ [સર્વસ્વ]
છે. ૮હવે રોપનાર તથા પાનાર એક છે; પણ દરેકને તેની મહેનત પ્રમાણે
બદલો મળશે. ૯કેમકે અમે દેવ[ના સેવક હોઈને] સાથે કામ કરનારા છીએ;
તમે દેવની ખેતી, દેવની ઈમારત છો.

## ઉપદેશકોની જવાબદારી

૧૦દેવની મારા પર થએલી કૃપા પ્રમાણે કુશળ મિસ્ત્રી તરીકે મેં પાયો
નાંખ્યો છે; અને તેના પર બીજો બાંધે છે. પણ પોતે તેના પર કેવી રીતે
બાંધે છે તે વિષે દરેકે સાવધ રહેવું. ૧૧કેમકે નંખાએલો પાયો તે ઈસુ
ખ્રિસ્ત છે, તે સિવાય બીજો પાયો કોઈ નાખી શકતું નથી. ૧૨પણ જો આ
પાયા પર કોઈ સોનું, રૂપું, મૂલ્યવાન પાષાણ, કાષ્ઠ, ઘાસ કે ખૂંપરા બાંધે;
૧૩તો દરેકનું કામ [કેવું છે તે] પ્રગટ કરવામાં આવશે; કેમકે તે દિવસ
તેને ઉઘાડું પાડશે, કેમકે અગ્નિથી તે પ્રગટ કરવામાં આવશે; અને દરેકનું કામ
કેવું છે એ અગ્નિ જ પારખશે. ૧૪કોઈએ તે [પાયા] પર જે બાંધકામ કર્યું
હશે, તે જો ટકશે તો તેને બદલો મળશે. ૧૫જો કોઈનું કામ બળી જશે, તો તેને
નુકસાન થશે; પણ તે જાતે જાણે કે અગ્નિમાંથી બચેલા જેવો થશે.

૧૬તમે દેવનું મંદિર છો, અને તમારામાં દેવનો આત્મા વસે છે, એ શું તમે
જાણતા નથી? ૧૭જો કોઈ દેવના મંદિરનો નાશ કરે, તો દેવ તેનો નાશ કરશે;
કેમકે દેવનું મંદિર પવિત્ર છે, અને તે [મંદિર] તમે છો.

૧૮કોઈ પોતાને ન ભુલાવે. જો આ સમયમાં તમારામાંનો કોઈ પોતાને
જ્ઞાની ધારતો હોય, તો જ્ઞાની થવા સારુ તેણે મૂર્ખ થવું. ૧૯કેમકે આ જગતનું
જ્ઞાન દેવની આગળ મૂર્ખતારૂપ છે; કેમકે લખેલું છે, કે તે જ્ઞાનીઓને તેઓની
પક્કાઈમાં સપડાવે છે; ૨૦અને વળી, જ્ઞાનીઓના વિચાર વ્યર્થ છે, એમ પ્રભુ
જાણે છે. ૨૧તો કોઈ માણસે માણસો વિષે અભિમાન ન કરવું. કેમકે સર્વ
વાનાં તમારાં છે; ૨૨પાઉલ કે આપોલસ કે કેફાસ કે જગત કે જીવન કે મરણ
કે વર્તમાનનાં કે ભવિષ્યનાં વાનાં; એ સર્વ તમારાં છે; ૨૩અને તમે ખ્રિસ્તના છો;
અને ખ્રિસ્ત દેવનો છે.

## ઈશ્વર પ્રત્યે પ્રેરિતોની જવાબદારી

૪ દરેક માણસે અમને ખ્રિસ્તના સેવકો તથા દેવના મર્મોના કારભારીઓ
ગણવા. ૨વળી દરેક કારભારીએ વિશ્વાસુ થવું એ જરૂરનું છે. ૩પણ
તમે કે બીજા માણસો મારો ન્યાય કરે, એની મને ઝાઝી દરકાર નથી; વળી
હું પંડે પણ મારો પોતાનો ન્યાય કરતો નથી. ૪જો કે હું પોતાને કોઈ પણ

જાતમા દોષિત જાણતો નથી, તો પણ એથી હુ ન્યાયી ઠરતો નથી; પણ મારો
ન્યાય કરનાર તે પ્રભુ છે  ૫ માટે તમે સમયની અગાઉ, એટલે પ્રભુ આવે ત્યા
સુધી, કંઈ નિર્ણય ન કરો, કેમકે તે અંધકારમા રહેલી ગુપ્ત વાતોને જાહેરમા
લાવશે, અને હૃદયોની ધારણાઓ પણ પ્રગટ કરશે; અને તે વેળા દરેકના વખાણ
દેવ તરફથી થશે

૬ હવે, ભાઈઓ, તમારે માટે મેં એ વાતો દૃષ્ટાંતરૂપે મને પોતાને તથા
આપોલસને લાગુ પાડી છે, જેથી તમે અમારા દાખલા પરથી શીખો કે જે
લખેલુ છે તેની હદ ઓળગીને જવુ નહિ, અને એકના પક્ષમા રહીને બીજાની
વિરુદ્ધ કોઈ બડાઈ ન મારે  ૭ કેમકે તને કોણ જુદો પાડે છે? અને તને
પ્રાપ્ત થયુ ન હોય એવુ તારી પાસે શું છે? પણ જો તે તને પ્રાપ્ત થયુ
હોય, તો પ્રાપ્ત થયુ ન હોય, એમ તું કેમ અભિમાન કરે છે? ૮ તમે ક્યાર-
નાએ તૃપ્ત થઈ ગયા છો, શ્રીમંત થયા છો, અમારા વિના તમે રાજ કરવા
લાગ્યા છો  અમારી ઇચ્છા એવી છે કે તમે રાજ કરો, કે જેથી અમે પણ
તમારી સાથે રાજ કરીએ  ૯ કેમકે મને તો એમ ભાસે છે કે હવે દેવે સહુથી
છેલ્લા અમો પ્રેરિતોને મરણદંડ પામનારાના જેવા આગળ ધર્યા છે, કેમકે
અમે જગતની, દૂતોની તથા માણસોની નજરે તમાશાના જેવા થયા છીએ
૧૦ અમે તો ખ્રિસ્તને લીધે મૂર્ખ, પણ તમે ખ્રિસ્તમા બુદ્ધિમાન, અમે અબળ,
પણ તમે બળવાન, તમે માન પામનારા, પણ અમે અપમાન પામનારા [છીએ]
૧૧ છેક આ ઘડી સુધી અમે ભૂખ્યા, તરસ્યા તથા ઉઘાડા છીએ અને ધક્કા
ખાઈએ છીએ, અને અમારી પાસે રહેવાને ઘરબાર નથી,  ૧૨ વળી અમે
અમારે પોતાને હાથે મહેનત કરીએ છીએ, નિંદાએલા છતા અમે આશીર્વાદ
દઈએ છીએ, સતાવણી પામ્યા છતા સહન કરીએ છીએ,  ૧૩ તુચ્છકારાએલા
છતા આજીજી કરીએ છીએ, અમે હજી સુધી જગતના કચરા સરખા તથા
સર્વના મેલ જેવા છીએ

## બાપ તરીકેની સલાહ તથા ચેતવણી

૧૪ હુ તમને શરમાવવા સારૂ આ વાતો લખતો નથી, પણ તમને મારા
પ્રિય બાળકો જાણીને બોધ કરૂ છું  ૧૫ કેમકે જો કે ખ્રિસ્તમા તમને દશ
હજાર શિક્ષકો હોય, તોપણ તમને ઘણા બાપ નથી, કેમકે સુવાર્તાદ્વારા ખ્રિસ્ત
ઈસુમા હુ તમારો બાપ થયો છું  ૧૬ એ માટે હુ તમને વિનંતી કરૂ છું કે
મારા અનુયાયી થાઓ  ૧૭ એ કારણથી મેં તમારી પાસે તીમોથીને મોકલ્યો
છે, તે પ્રભુમા મારૂ પ્રિય તથા વિશ્વાસુ બાળક છે, જેમ હુ બધે દરેક મંડળીમા
શીખવુ છુ તેમ ખ્રિસ્તમા મારૂ વર્તન કેવુ છે તે તમને તે યાદ દેવડાવશે.
૧૮ જાણે હુ તમારી પાસે આવવાનો ન હોઉં, એવુ સમજીને કેટલાએક મગરૂર
થઈ ગયા છે  ૧૯ પણ પ્રભુની ઇચ્છા હશે, તો હુ તમારી પાસે વહેલો આવીશ,
અને મગરૂરોનુ બોલવુ નહિ, પણ તેઓનું સામર્થ્ય જોઈ લઈશ.  ૨૦ કેમકે

દેવનું રાજ્ય બોલવામાં નથી, પણ સામર્થ્યમાં છે. ૨૧ તમારી શી ઇચ્છા છે? હું
તમારી પાસે સોટી લઈને આવું, કે પ્રેમથી તથા નમ્રતાથી આવું?

## અતિ નીચ અનીતિનો દાખલો

૫ ખરેખર મારા સાંભળવામાં આવ્યું છે કે તમારામાં વ્યભિચાર છે, અને તે
વળી એવો વ્યભિચાર કે જે વિધર્મીઓમાં પણ ચાલતો નથી, એટલે કે
કોઈએ પોતાની સાવકી માને રાખી છે. ૨ એમ છતાં એ બાબતમાં શોક
કર્યાને બદલે તમે તો મગરૂર થયા છો! જેણે એ કામ કર્યું તેને તમારે
તમારામાંથી દૂર કરવો જોઈતો હતો. ૩ કેમકે હું તો શરીરે ગેરહાજર છતાં,
આત્માએ હાજર હોવાથી, જાણે હું પોતે હાજર હોઉં તેમ એ કામ કરનારનો
ન્યાય કરી ચૂક્યો છું, ૪ કે આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના સામર્થ્યસહિત,
તમે મારા આત્મા સાથે એકઠા મળીને આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તને નામે,
૫ તમારે એવા માણસને દેહના નાશને સારૂ શેતાનને સોંપવો, કે જેથી પ્રભુ
ઈસુના દિવસમાં [તેનો] આત્મા તારણ પામે. ૬ તમે અભિમાન રાખો છો તે
શોભતું નથી. થોડું ખમીર આખા લોંદાને ફુલાવે છે, તે શું તમે નથી જાણતા?
૭ તમે જુના ખમીરને કાઢી નાખો, જેથી જેમ તમે બેખમીર છો, તેમ તમે નવા
લોંદારૂપ થઈ જાઓ. કેમકે આપણા પાસ્ખાયજ્ઞ ખ્રિસ્તનું બલિદાન પણ [આપણી
વતી] આપવામાં આવ્યું છે. ૮ એ કારણથી આપણે એ પર્વ જૂના ખમીરથી
નહિ, એટલે પાપ તથા દુષ્ટતાના ખમીરથી નહિ, પણ નિખાલસપણાની તથા સત્યની
બેખમીર રોટલીથી પાળીએ.

૯ મેં તમને મારા પત્રમાં લખ્યું છે કે તમે વ્યભિચારીઓની સોબત ન કરો;
૧૦ આ જગતના વ્યભિચારીઓ, લોભીઓ, જુલમીઓ કે મૂર્તિભક્તોની સોબત
તદ્દન ન કરો એમ તો નહિ; કેમકે એમ હોય તો તમારે જગતમાંથી નીકળી
જવું પડે. ૧૧ પણ હમણાં હું તમને લખી જણાવું છું કે જેઓ આપણા ભાઈ
કહેવાય છે તેમાંનો જો કોઈ વ્યભિચારી, લોભી, મૂર્તિપૂજક, નિંદક, છાકટો
કે જુલમી હોય, તો એવાની સોબત તમારે કરવી નહિ; અને એવાની સાથે
[બેસીને] ખાવું પણ નહિ. ૧૨ કેમકે બહારનાઓનો ન્યાય કરવાનું મારે શું
કામ છે? જેઓ [મંડળી] માંહેના છે તેઓનો ન્યાય તમે નથી કરતા શું?
૧૩ પણ જેઓ બહાર છે તેઓનો ન્યાય દેવ કરે છે. તો તમે તમારામાંથી
તે દુષ્ટને દૂર કરો.

## ખ્રિસ્તી ઉપર ખ્રિસ્તીની ફરિયાદ

૬ તમારામાંના કોઈને બીજા કોઈની સાથે તકરાર થઈ હોય, તો સંતોની
આગળ ન જતાં શું અધર્મીઓની આગળ દાદ માગવા જવાની તે હિંમત
ચલાવે? ૨ સંતો જગતનો ન્યાય કરશે એ શું તમે જાણતા નથી? જો
તમારાથી જગતનો ન્યાય કરવામાં આવે, તો શું તમે તદ્દન નજીવી તકરારોનો
ચુકાદો કરવાને નાલાયક છો? ૩ આપણે દૂતોનો ન્યાય કરીશું, એ શું તમે

જાણતા નથી? તો આ જિંદગીને લગતી બાબતોનો [ન્યાય કરવાને] શું આપણે
[નાલાયક] છીએ? ૪ માટે જો તમારે આ જિંદગીને લગતી બાબતોનો ન્યાય
કરાવવાનો હોય, તો મંડળીમાં જેઓ કંઈ વિસાતમાં નથી તેઓને તે ન્યાય
ચૂકવવાને બેસાડો છો? ૫ હું તમને શરમાવવાને કહું છું શું ભાઈ ભાઈની
વચ્ચે ન્યાય કરી શકે, એવો તમારામાં એકે જ્ઞાની માણસ નથી? ૬ પણ ભાઈ
ભાઈ પર ફરિયાદ કરે છે, અને તે વળી અવિશ્વાસીઓની આગળ! ૭ હાલ
આ તમારામાં ખરેખરી ખોટ છે, કે તમે એકબીજા પર ફરિયાદ કરો છો
એમ [કરવા] કરતા તમે પોતે કેમ અન્યાય સહન કરતા નથી? અને નુકસાન
કેમ વેઠતા નથી? ૮ ઊલટું તમે પોતે અન્યાય કરો છો, તથા [બીજાનું]
પડાવી લો છો, અને તે વળી [તમારા] ભાઈઓનું! ૯ શું તમે જાણતા નથી
કે અધર્મીઓને દેવના રાજ્યનો વારસો મળશે નહિ? ભૂલ ન ખાઓ,
વ્યભિચારીઓ, મૂર્તિપૂજકો, લંપટો, વિષયીઓ, પુમૈથુનીઓ, ૧૦ ચોરો, લોભીઓ,
છાકટા, નિંદકો તથા જુલમથી પૈસા પડાવનારા, એઓને દેવના રાજ્યનો વારસો
મળશે નહિ ૧૧ વળી તમારામાંના કેટલાએક એવા હતા, પણ તમે પ્રભુ
ઈસુને નામે તથા આપણા દેવના આત્માથી શુદ્ધ થયા, અને પવિત્રીકરણ તથા
ન્યાયીકરણ પામ્યા

## અશુદ્ધતા ખ્રિસ્તી જીવનને વિશોભિત છે

૧૨ સઘળી વસ્તુઓની મને છૂટ છે, પણ સઘળી લાભકારી નથી સઘળી
વસ્તુઓની મને છૂટ છે, પણ હું કોઈને આધીન થવાનો નથી. ૧૩ અન્ન પેટને
સારુ અને પેટ અન્નને સારુ છે, પણ દેવ તે બન્નેનો નાશ કરશે હવે શરીર
વ્યભિચારને સારુ નથી પણ પ્રભુને સારુ છે, અને પ્રભુ શરીરને સારુ ૧૪ દેવે
પ્રભુને ઉઠાડ્યો, તેમજ પોતાના સામર્થ્યથી તે આપણને પણ ઉઠાડશે ૧૫ તમારાં
શરીર ખ્રિસ્તનાં અવયવો છે, એ શું તમે નથી જાણતા? વારુ ત્યારે શું હું ખ્રિસ્તના
અવયવોને લઈને તેમને વેશ્યાના અવયવો બનાવું? એમ ન થાઓ ૧૬ શું તમે
નથી જાણતા કે વેશ્યાની સાથે જે જોડાય છે તે [તેની સાથે] એક શરીર થાય
છે? કેમકે [દેવ] કહે છે, કે એ બન્ને એક દેહ થશે ૧૭ પણ પ્રભુની સાથે
જે જોડાય છે તે [તેની સાથે] એક આત્મા થાય છે ૧૮ વ્યભિચારથી નાસો
માણસ જે કંઈ [બીજાં] પાપ કરે તે તેના શરીરની બહાર છે, પણ વ્યભિચારી
પોતાના શરીરની વિરુદ્ધ પાપ કરે છે ૧૯ તમારામાં જે પવિત્ર આત્મા છે, જે
તમને દેવ પાસેથી મળેલો છે તેનું મંદિર તમારું શરીર છે, એ તમે નથી જાણતા?
વળી તમે પોતાના નથી, ૨૦ કેમકે મૂલ્ય આપીને તમને ખરીદવામાં આવ્યા હતા,
તો તમારા શરીર વડે દેવને મહિમા આપો

## લગ્ન, કુંવારાપણું તથા ફારગતીને લગતા પ્રશ્નો

૭ હવે જે બાબતો સંબંધી તમે મારા પર લખ્યું તે વિષે માણસ સ્ત્રીનો
સ્પર્શ ન કરે તો સારું ૨ પણ વ્યભિચાર ન થાય માટે દરેક પુરુષે

તથા દરેક સ્ત્રીએ લગ્ન કરવું. ૩ પતિએ પોતાની પત્ની પ્રત્યે પોતાની ફરજ બજાવવી; અને તેમજ પત્નીએ પોતાના પતિ પ્રત્યે પોતાની ફરજ બજાવવી. ૪ પત્નીને પોતાના શરીર પર અધિકાર નથી, પણ પતિને છે; એમજ પતિને પણ પોતાના શરીર પર અધિકાર નથી, પણ પત્નીને છે. ૫ એકબીજાથી જુદાં ના પડો, પણ માત્ર પ્રાર્થનામાં લાગુ રહેવાને વાસ્તે એકબીજાની સંમતિથી થોડી વાર સુધી જુદાં પડો તો પડો; અને પછી પાછાં એકઠાં રહો, રખેને તમે તમારા વિકારને વશ થવાને લીધે શેતાન તમારું પરીક્ષણ કરે. ૬ પણ હું આ વાત આજ્ઞા તરીકે નહિ પણ છૂટ દાખલ કહું છું. ૭ પરંતુ સઘળાં માણસ મારા જેવાં હોય એવી મારી ઇચ્છા છે. પણ દેવ તરફથી દરેકને પોતપોતાનું ખાસ કૃપાદાન મળેલું છે, કોઈને એક પ્રકારનું, અને કોઈને બીજા પ્રકારનું.

૮ પણ કુંવારાને તથા વિધવાઓને હું કહું છું, કે તેઓ જો મારા જેવાં રહે તો એ તેમને લાભકારક છે. ૯ પણ જો તેઓ પોતે સંયમ ન રાખી શકે તો ભલે તેઓ પરણે; કેમકે બળવા કરતાં પરણવું સારું છે. ૧૦ પણ પરણેલાંઓને હું આજ્ઞા કરું છું, હું તો નહિ, પણ પ્રભુ કરે છે, કે સ્ત્રીએ પોતાના પતિથી જુદા થવું નહિ. ૧૧ (પણ જો તે જુદી થાય તો તેણે ફરીથી પરણવું નહિ, અથવા તો પોતાના પતિની સાથે મેળાપ કરીને રહેવું); અને પતિએ પોતાની પત્નીનો ત્યાગ ન કરવો. ૧૨ પણ બાકીનાઓને તો, પ્રભુ નહિ પણ હું કહું છું, કે જો કોઈ ભાઈને અવિશ્વાસી સ્ત્રી હોય, અને એ તેની સાથે રહેવાને રાજી હોય, તો તેણે એનો ત્યાગ કરવો નહિ. ૧૩ અને કોઈ [વિશ્વાસી] સ્ત્રીને અવિશ્વાસી પતિ હોય, અને એ તેની સાથે રહેવાને રાજી હોય, તો તેણે તેનો ત્યાગ કરવો નહિ. ૧૪ કેમકે અવિશ્વાસી પતિ [વિશ્વાસી] પત્નીથી પવિત્ર થએલો છે, અને અવિશ્વાસી સ્ત્રી [વિશ્વાસી] પતિથી પવિત્ર થએલી છે; નહિ તો તમારાં બાળકો અશુદ્ધ હોત, પણ હવે તેઓ પવિત્ર છે. ૧૫ પણ જો અવિશ્વાસી માણસ અલગ રહેવા માગે, તો તેને અલગ રહેવા દો; એવા [સંજોગો]માં કોઈ ભાઈ કે બહેન બંધનમાં નથી; પણ દેવે આપણને શાંતિમાં તેડ્યા છે. ૧૬ અરે સ્ત્રી, તું તારા પતિને તારીશ કે નહિ એ તું શી રીતે જાણે? અથવા, અરે પતિ, તું શી રીતે જાણે કે તું તારી સ્ત્રીને તારીશ કે નહિ? ૧૭ કેવળ જેમ પ્રભુએ દરેકને વહેંચી આપ્યું છે, અને જેમ દેવે દરેકને તેડ્યું છે, તેમ તેણે વર્તવું. એજ [નિયમ] હું સર્વ મંડળીઓમાં ઠરાવું છું. ૧૮ શું કોઈ સુન્નતીને તેડવામાં આવ્યો છે? તો તેણે બેસુન્નતી ન થવું. શું કોઈ બેસુન્નતીને તેડવામાં આવ્યો છે? તો તેણે સુન્નતી થવું નહિ. ૧૯ સુન્નત તો કંઈ નથી, અને બેસુન્નત પણ કંઈ નથી; પણ દેવની આજ્ઞાઓનું પાલન તેજ [બધું છે]. ૨૦ દરેક માણસને જે સ્થિતિમાં તેડવામાં આવ્યો હોય તેમાં જ તે રહે. ૨૧ શું તને દાસ છતાં તેડવામાં આવ્યો છે? તો એની ચિંતા ન કર; પણ જો તું છૂટો થઈ શકે એમ હોય, તો બહેતર છે કે તારે તેનો લાભ

લેવા. ૨૨ કેમકે જે દાસને પ્રભુએ તેડયો તે પ્રભુનો સ્વતંત્ર છે; અને એમજ
જે સ્વતંત્રને તેડવામાં આવ્યો તે ખ્રિસ્તનો દાસ છે ૨૩ તમને મૂલ્ય આપીને
ખરીદવામાં આવ્યા હતા; માણસના દાસ ન થાઓ. ૨૪ ભાઈઓ, જે [સ્થિતિ]માં
દરેકને તેડવામા આવ્યો હોય તે સ્થિતિમા તેણે દેવની સાથે રહેવું.

૨૫ હવે કુંવારીઓ વિષે મને પ્રભુ તરફથી કંઈ આજ્ઞા મળી નથી; પણ
વિશ્વાસુ થવાને પ્રભુ પાસેથી કૃપા પામેલા માણસ તરીકે હુ મારો પોતાનો
અભિપ્રાય આપુ છુ. ૨૬ મને લાગે છે કે હાલના સંકટના કારણથી દરેક
માણસે પોતાની [હાલ] જે સ્થિતિ છે તેમા રહેવું સારૂ છે. ૨૭ શું તું
પત્ની સાથે બંધાએલો છે? તો તું તેનાથી છૂટો થવાની ઇચ્છા ન રાખ. શું
તું પત્નીથી છૂટો થયો છે? [જો હોય] તો પત્નીની ઇચ્છા ન રાખ.
૨૮ પરંતુ જો તું પરણે, તો તેં પાપ કર્યું એમ નથી; અને જો કુંવારી પરણે તો
તેણે પાપ કર્યું એમ પણ નથી. પણ એવાંને શારીરિક દુ:ખ થશે; પણ હું
તમારો બચાવ કરવા ઇચ્છુ છુ ૨૯ પણ ભાઈઓ, હુ એ કહુ છું કે સમય
થોડો રહેલો છે; માટે જેઓ પરણેલા તેઓ હવેથી વગરપરણેલા જેવા થાય;
૩૦ જેઓ રડનારા છે તેઓ નહિ રડનારા જેવા થાય; અને આનંદ કરનારા
નહિ આનંદ કરનારા જેવા થાય, વેચાતું લેનારા તેઓ પોતાની પાસે કંઈ
નહિ રાખનારા જેવા થાય, ૩૧ અને આ જગતનો વહેવાર કરનારા તેઓ
[જગતના] વહેવારમા તલ્લીન થઈ ગએલા જેવા ન થાય; કેમકે આ જગતનો
ડોળદમાક જતો રહે છે ૩૨ પણ તમે નિશ્ચિંત રહો, એવી મારી ઇચ્છા
છે. જે પરણેલો નથી તે પ્રભુની વાતોની ચિંતા રાખે છે, કે મારે પ્રભુને
કેવી રીતે પ્રસન્ન કરવો; ૩૩ પણ પરણેલો દુનિયાદારીની ચિંતા રાખે છે, કે
મારે મારી સ્ત્રીને કેવી રીતે પ્રસન્ન કરવી ૩૪ તેમજ પરણેલી તથા કુંવારી
સ્ત્રીમાં પણ ફેર છે જે પરણેલી નથી તે પ્રભુની વાતોની ચિંતા રાખે છે, કે
તે શરીરમા તથા આત્મામા પવિત્ર થાય; પણ પરણેલી સ્ત્રી દુનિયાદારીની
ચિંતા રાખે છે, કે મારે મારા ધણીને કેવી રીતે પ્રસન્ન કરવો ૩૫ આ હું
તમારા પોતાના હિતને સારૂ કહું છું; તમને ફાંદામાં નાખવાને માટે નહિ,
પણ તમે યોગ્ય રીતે [ચલો] તથા એકાગ્રચિત્તે પ્રભુની સેવા કરો [એ સારૂ
કહું છું]. ૩૬ પણ જો કોઈને એમ લાગે કે પોતે પોતાની કુંવારી [દીકરી]
વિષે અયોગ્ય રીતે વર્તે છે, અને જો તે પુખ્ત ઉંમરની થઈ હોય, અને
અગત્ય હોય, તો તે તેની ઇચ્છા પ્રમાણે કરે; (તેમ કરવામાં) તે પાપ કરતો
નથી; તે તેમને પરણવા દે. ૩૭ પણ અગત્ય ન હોવા છતાં, જે પોતાના
હૃદયમાં દૃઢ રહે છે, અને પોતાના મન પર કાબૂ રાખે છે, અને પોતાના
હૃદયમાં એવો ઠરાવ કરે છે કે હુ મારી કુંવારી દીકરીને એવી ને એવી રાખીશ,
તો તે સારૂં કરે છે. ૩૮ એટલે જે તેને પરણાવે છે તે સારૂં કરે છે; અને
જે તેને પરણાવતો નથી તે વધારે સારૂં કરે છે. ૩૯ સ્ત્રી જ્યાં સુધી તેનો

પતિ જીવે છે, ત્યાં સુધી તે બંધાએલી છે; પણ જો તેનો પતિ મરી ગયો
હોય, તો જેને તે ઇચ્છે તેને પરણવાની તેને છૂટ છે; પણ કેવળ પ્રભુમાં.
૪૦ પણ જો તે એકલી રહે, તો મારા ધાર્યા પ્રમાણે તે વધારે સુખી થશે;
મને પણ દેવનો આત્મા છે, એમ હું ધારૂં છું.

## નૈવેદ વિષે ખુલાસો

૮ હવે મૂર્તિઓને ધરેલા નૈવેદ વિષે: આપણ સર્વને [એ બાબતનું] જ્ઞાન છે
તે આપણે જાણીએ છીએ. જ્ઞાન [માણસને] ગર્વિષ્ઠ કરે છે, પણ પ્રીતિ
[તેની] ઉન્નતિ કરે છે. ૨ જો કોઈ એમ ધારતો હોય કે હું પોતે કંઈ જાણું
છું, તો યથાર્થ રીતે જેમ જાણવું જોઈએ તેમ તે હજી જાણતો નથી; ૩ પણ
જો કોઈ દેવ પર પ્રેમ રાખે છે, તો તેને તે ઓળખે છે. ૪ મૂર્તિઓનાં નૈવેદ
ખાવા વિષે તો આપણે જાણીએ છીએ કે મૂર્તિ જગતમાં [કંઈ જ] નથી, અને
એક વિના બીજો કોઈ દેવ નથી. ૫ કેમકે આકાશમાં કે પૃથ્વી પર જો કે
કહેવાતા દેવો છે (અને એવા તો ઘણા દેવો તથા ઘણા પ્રભુઓ છે);
૬ તોપણ આપણો તો એકજ દેવ એટલે બાપ છે, જેનાથી સર્વ છે, અને
આપણે તેને અર્થે છીએ; અને એકજ પ્રભુ એટલે ઈસુ ખ્રિસ્ત છે, જેને
આશરે સર્વ છે, અને આપણે તેને આશરે છીએ.

## નિર્બળ ભાઈના પ્રેરકબુદ્ધિ માટે કાળજી

૭ પણ સર્વ માણસોમાં એવું જ્ઞાન નથી; કેટલાએકને હજી સુધી મૂર્તિનો
પરિચય હોવાથી મૂર્તિના નૈવેદ તરીકે તે ખાય છે; અને તેઓનું અંતઃકરણ
નિર્બળ હોવાથી ભ્રષ્ટ થાય છે. ૮ પણ ખોરાકથી આપણે દેવને માન્ય થતા નથી:
જો ન ખાઈએ તો આપણે વધારે ખરાબ થતા નથી; અને જો ખાઈએ તો
વધારે સારા થતા નથી. ૯ પણ સાવધ રહો, રખેને આ તમારી છૂટ નિર્બળોને
કોઈ પણ રીતે ઠોકરનું કારણ થાય. ૧૦ કેમકે તારા જેવા જ્ઞાનીને જો કોઈ
નિર્બળ [અંતઃકરણવાળો] માણસ મૂર્તિના મંદિરમાં બેસીને ખાતો જુએ, તો શું તેનું
અંતઃકરણ મૂર્તિઓનું નૈવેદ ખાવાની હિંમત ન કરે? ૧૧ એવી રીતે તારા જ્ઞાનથી
તારો નિર્બળ ભાઈ જેને લીધે ખ્રિસ્ત મૂઓ તેનો નાશ થાય; ૧૨ અને એમ
ભાઈઓની વિરુદ્ધ પાપ કરીને તથા તેઓનાં નિર્બળ અંતઃકરણોમાં આઘાત
કરીને, તમે ખ્રિસ્તની વિરુદ્ધ પાપ કરો છો. ૧૩ તેથી જો ખાવા[ની વસ્તુ]થી
મારો ભાઈ ઠોકર ખાય, તો મારો ભાઈ ઠોકર ન ખાય એ માટે હું કદી
પણ માંસ નહિ ખાઉં.

## પાઉલનો પોતાના હક જતા કરવાનો નમૂનો

૯ શું હું સ્વતંત્ર નથી? શું હું પ્રેરિત નથી? શું મને આપણા પ્રભુ ઈસુનું
દર્શન થયું નથી? શું તમે પ્રભુમાં મારા શ્રમનું ફળ નથી? ૨ જો હું
બીજાઓની દૃષ્ટિમાં પ્રેરિત ન હોઉં, તોપણ બેશક તમારે માટે તો છું જ;
કેમકે પ્રભુમાં તમે મારા પ્રેરિતપણાનો મહોરસિક્કો છો. ૩ મારી તપાસ કર-

નારાને એજ મારો પ્રત્યુત્તર છે. ૪શું અમને ખાવાપીવાનો અધિકાર નથી?
૫શું બીજા પ્રેરિતોની તથા પ્રભુના ભાઈઓની તથા કેફાસની પેઠે મને પણ
વિશ્વાસી સ્ત્રીને સાથે લઈને ફરવાનો અધિકાર નથી? ૬અથવા ધંધોરોજગાર
ન કરવાનો અધિકાર કેવળ મને તથા બાર્નાબાસનેજ નથી શું? ૭એવો
કયો સિપાઈ છે કે જે કોઈ પણ વખતે પોતાને ખરચે લડે છે? વળી દ્રાક્ષવાડી
રોપીને તેનું ફળ કોણ ખાતો નથી? અથવા [પેટાંભરવાનું] ટોળું પાળીને
તે ટોળાનું દૂધ કોણ ખાતો નથી? ૮આ વાતો શું હુ માણસોની દલીલો
વાપરીને કહુ છું? અથવા નિયમશાસ્ત્ર પણ એમજ કહેતું નથી? ૯કેમકે
મુસાના નિયમશાસ્ત્રમાં લખેલું છે, કે પારે ફરતા બળદના મોઢા પર શીકી ન
બાધ. શું [આવી આજ્ઞા આપવામાં] દેવ બળદની ચિંતા કરે છે, ૧૦કે
ફક્ત આપણી ખાતર તે એમ કહે છે? હા, આપણીજ ખાતર એવુ લખેલું
છે: કેમકે જે ખેડે છે તેણે આશાથી ખેડવું, અને જે મસળે છે તેણે ફળ
પામવાની આશાથી [મસળવુ જોઈએ] ૧૧જો અમે તમારે સારૂ આત્મિક
વસ્તુઓ વાવી છે, તો અમે તમારી શરીરોપયોગી વસ્તુઓ લણીએ એ કંઈ
મોટી વાત કહેવાય? ૧૨જો બીજાઓ તમારા પરના એ હકનો લાભ લે છે,
તો [તેઓના કરતા] અમારો વધારે હક નથી શું? તોપણ એ હકનો અમે
ઉપયોગ કર્યો નથી; પણ અમારાથી ખ્રિસ્તની સુવાર્તાને કંઈ અટકાવ ન થાય
માટે સર્વ સહન કરીએ છીએ. ૧૩જેઓ મંદિરમાં સેવાનું કામ કરે છે તેઓ
મંદિરમાનુ ખાય છે, અને જેઓ વેદીની સેવા કરે છે તેઓ વેદીના ભાગીદાર
છે, એ શુ તમે નથી જાણતા? ૧૪જેઓ સુવાર્તા પ્રગટ કરે છે, તેઓ સુવાર્તાથી
પોતાની આજીવિકા ચલાવે એમ પ્રભુએ ઠરાવ્યુ છે. ૧૫પણ એવો કશો
વહીવટ મેં રાખ્યો નથી; અને મારા સબધમાં એમ થવુ જોઈએ, એ માટે
મેં આ વાતો લખી નથી; કેમકે મારૂ અભિમાન [રાખવાનું કારણ] કોઈ
મિથ્યા કરે, એ કરતા મરવુ મારે માટે બહેતર છે. ૧૬જો હુ સુવાર્તા પ્રગટ
કરૂ, તો તેમાં મારે અભિમાન રાખવાનુ કંઈ કારણ નથી, કેમકે એમ કરવું મારી
ફરજ છે; અને જો હુ સુવાર્તા પ્રગટ ન કરૂ, તો મને અફસોસ છે. ૧૭કેમકે
જો હુ રાજીખુશીથી તે કરૂ, તો મને બદલો મળે છે; પણ જો રાજીખુશીથી ન
[કરૂ], તો એ મને કારભાર સોપવામા આવ્યો છે. ૧૮માટે મને શો બદલો
મળે છે? એ કે જ્યારે હુ સુવાર્તા પ્રગટ કરૂ ત્યારે તે મફત પ્રગટ કરૂ, જેથી
સુવાર્તા પ્રગટ કરીને મારો જે હક છે તેનો હુ પૂરેપૂરો લાભ ન લઉં.

## માણસોને ફેરવી લાવવાની આતુરતા

૧૯કેમકે સર્વથી સ્વતંત્ર છતાં, ઘણા માણસોને [મંડળીમાં] લાવવા સારૂ,
હુ મારી જાતે સર્વેનો દાસ થયો. ૨૦યહુદીઓને મેળવવા સારૂ હુ યહુદીઓની
સાથે યહુદી જેવો થયો; હું પોતે નિયમાધીન ન છતાં, નિયમાધીનોને લાવવા
સારૂ નિયમાધીનોની સાથે નિયમાધીન જેવો થયો; ૨૧નિયમરહિતોને લાવવા

સારૂ નિયમરહિત જેવો થયો; દેવ વિષે નિયમરહિત તો નહિ પણ ખ્રિસ્ત
વિષે નિયમસહિત. ૨૨ નિર્બળોને લાવવા સારૂ નિર્બળોની સાથે હું નિર્બળ
જેવો થયો. હરકોઈ રીતે કેટલાએકને તારવા સારૂ હું સર્વેની સાથે સર્વેના
જેવો થયો. ૨૩ હું [મારૂં સાંભળનારાઓનો] તેમાં સહભાગી થાઉં, એ માટે હું
સુવાર્તાની ખાતર સર્વ કરૂં છું.

## વિજય માટે જરૂરનો પરિશ્રમ

૨૪ શું તમે નથી જાણતા કે શરતમાં દોડનાર સર્વે તો [ઇનામ મેળવવા]
દોડે છે, તો પણ એકને જ ઇનામ મળે છે? એમ દોડો કે તમને મળે.
૨૫ વળી દરેક પહેલવાન સર્વ પ્રકારે સ્વદમન કરે છે. તેઓ તો વિનાશી મુગટ
મેળવવા સારૂ એમ [કરે] છે; પણ આપણે તો અવિનાશી [મુગટ મેળવવા]
સારૂ. ૨૬ માટે હું એવી રીતે દોડું છું, પણ સંશય રાખનારની પેઠે નહિ;
હું મુક્કીઓ મારૂં છું, પણ પવનને મારનારની પેઠે નહિ; ૨૭ પણ હું મારા
દેહનું દમન કરૂં છું, તથા તેને વશ રાખું છું; રખેને બીજાઓને સુવાર્તા પ્રગટ
કર્યા છતાં કદાપિ હું પોતે નાપસંદ થાઉં.

## ઇસ્રાએલના ઇતિહાસ પરથી ચેતવણી

૧૦ કેમકે, મારા ભાઈઓ, મારી ઇચ્છા નથી કે તમે આ બાબત વિષે
અજાણ્યા રહો, કે આપણા સર્વ પૂર્વજો વાદળા[ની છાયા] નીચે સમુદ્રમાં
થઈને પાર ગયા; ૨ અને તેઓ સર્વે મુસાના [અનુયાયી] થવાને વાદળામાં
તથા સમુદ્રમાં બાપ્તિસ્મા પામ્યા; ૩ સર્વેએ એક જ આત્મિક અન્ન ખાધું,
૪ અને સર્વેએ એક જ આત્મિક પાણી પીધું; કેમકે તેમની પાછળ ચાલનાર
આત્મિક ખડકનું [પાણી] તેઓએ પીધું; તે ખડક તો ખ્રિસ્ત હતો. ૫ પણ
તેઓમાંના ઘણાખરા પર દેવ પ્રસન્ન ન હતો, માટે તેઓ રાનમાં માર્યા ગયા.
૬ હવે જેમ તેઓ ભૂંડી વસ્તુઓની વાસના રાખનારા હતા તેવા આપણે ન
થઈએ, તે માટે આ વાતો આપણે સારૂ ચેતવણીરૂપ હતી. ૭ જેમ તેઓ-
માંના કેટલાએક મૂર્તિપૂજક થયા, તેમ તમે ન થાઓ; લખેલું છે, કે લોક
ખાવાપીવા બેઠા, અને ઊઠીને નાચવા લાગ્યા. ૮ જેમ તેઓમાંના કેટલાએકે
વ્યભિચાર કર્યો, અને એક દિવસમાં ત્રેવીસ હજાર માર્યા ગયા, તેમ આપણે ન
કરીએ. ૯ વળી જેમ તેઓમાંના કેટલાએકે પ્રભુનું પરીક્ષણ કર્યું, અને સર્પોથી
નાશ પામ્યા, તેમ આપણે તેનું પરીક્ષણ કરીએ નહિ. ૧૦ વળી જેમ
તેઓમાંના કેટલાએકે બડબડાટ કર્યો, અને સંહારકથી નાશ પામ્યા, તેમ તમે
બડબડાટ ન કરો. ૧૧ હવે એ સઘળું તેઓને વીત્યું તે તો દાખલો લેવા માટે
થયું; અને જેઓના પર યુગોનો અંત આવી લાગ્યો છે એવા આપણને બોધ
મળે તેને સારૂ તે લખવામાં આવ્યું છે. ૧૨ માટે જે કોઈ પોતાને સ્થિર
ઊભેલો ધારે છે, તે પોતે ન પડે માટે સાવચેત રહે. ૧૩ માણસ સહન ન
કરી શકે એવું કંઈ પરીક્ષણ તમને થયું નથી. વળી દેવ વિશ્વાસુ છે, તે તમારી

શક્તિ ઉપરાંત પરીક્ષણ તમારા પર આવવા દેશે નહિ; પણ તમે તે સહન
કરી શકો, માટે પરીક્ષણ સાથે છૂટકાનો માર્ગ પણ રાખશે.

## મૂર્તિપૂજાની મના

૧૪ એ માટે, મારા વહાલાઓ, મૂર્તિપૂજાથી નાસી જાઓ. ૧૫ તમને શાણા
સમજીને હું એ તમને કહું છું; તમે મારી વાતનો વિચાર કરો. ૧૬ આશી-
ર્વાદના જે પ્યાલા પર આપણે આશીર્વાદ માગીએ છીએ, તે શું ખ્રિસ્તના
રક્તની સંગતરૂપ નથી? આપણે જે રોટલી ભાગીએ છીએ, તે શું ખ્રિસ્તના
શરીરની સંગતરૂપ નથી? ૧૭ કેમકે એકજ રોટલી છે, માટે આપણે ઘણા
છતાં એક શરીરરૂપ છીએ; કેમકે આપણે સર્વે એકજ રોટલીના ભાગીદાર
છીએ; ૧૮ જેઓ જાતિએ ઈસ્રાએલી છે તેમને જુઓ; શું યજ્ઞાર્પણો ખાનારા
વેદીના સહભાગીદાર નથી? ૧૯ તો હું શું કહું છું? કે મૂર્તિનું નૈવેદ કંઈ છે,
અથવા મૂર્તિ કંઈ છે? ૨૦ ના, પણ [હું કહું છું, કે] વિધર્મીઓ જે બલિદાન
આપે છે તે તેઓ દેવને નહિ, પણ ભૂતપિશાચોને આપે છે; અને તમે
ભૂતપિશાચોનો સંગ કરો, એવી મારી ઇચ્છા નથી. ૨૧ તમે પ્રભુના પ્યાલા સાથે
ભૂતપિશાચોનો પ્યાલો પી શકતા નથી; તેમજ તમે પ્રભુની મેજની સાથે
ભૂતપિશાચોની મેજના ભાગીદાર થઈ શકતા નથી. ૨૨ તો શું આપણે પ્રભુને
ચીડવીએ છીએ? શું આપણે તેના કરતાં જોરાવર છીએ?

૨૩ સઘળી વસ્તુઓ ઉચિત છે; પણ સઘળી ઉપયોગી નથી. સઘળી વસ્તુઓ
ઉચિત છે; પણ સઘળી ઉન્નતિકારક નથી. ૨૪ કોઈએ માત્ર પોતાનુંજ નહિ,
પણ દરેકે બીજાનું હિત જોવું. ૨૫ જે કંઈ બજારમાં વેચાય છે, તે પ્રેરકબુદ્ધિની
ખાતર કંઈ પણ પૂછ્યા વિના ખાઓ; ૨૬ કેમકે પૃથ્વી તથા તેમાંનું સર્વસ્વ
પ્રભુનું છે. ૨૭ જો કોઈ અવિશ્વાસી તમને નિમંત્રણ કરે, અને તમે જવા
ચાહતા હો, તો તમારી આગળ જે કંઈ પીરસવામાં આવે તે પ્રેરકબુદ્ધિની
ખાતર કંઈ પણ પૂછ્યા વિના ખાઓ. ૨૮ પણ જો કોઈ તમને કહે, કે એ
તો મૂર્તિનું નૈવેદ છે, તો જેણે તે દેખાડ્યું તેની ખાતર, તથા પ્રેરકબુદ્ધિની
ખાતર તે ન ખાઓ. ૨૯ હું જે પ્રેરકબુદ્ધિ કહું છું, તે તારી પોતાની નહિ,
પણ પેલા બીજાની; કેમકે બીજાની પ્રેરકબુદ્ધિથી મારી સ્વતંત્રતાનો ન્યાય કેમ
થાય છે? ૩૦ જો હું આભારપૂર્વક તે ખાઉં, તો જેને સારુ હું આભાર માનું
છું, તે વિષે મારી નિંદા કેમ કરવામાં આવે છે? ૩૧ માટે તમે ખાઓ, કે
પીઓ, કે જે કંઈ કરો તે સર્વ દેવના મહિમાને અર્થે કરો. ૩૨ તમે યહૂદીઓને
કે ગ્રીકોને કે દેવની મંડળીને ઠોકર ખાવાના કારણરૂપ ન થાઓ; ૩૩ તેઓ
તારણ પામે માટે જેમ હું પણ સર્વ વાતે સર્વને રાજી રાખીને મારું પોતાનું નહિ,
પણ ઘણાનું હિત જોઉં છું, તેમજ [તમે કરો].

૧૧ જેમ હું ખ્રિસ્તને [અનુસરનારો છું], તેમ તમે મને અનુસરનારા
થાઓ.

## સભામાં સ્ત્રીઓએ માથે ઓઢવા વિષે

૨ વળી તમે સર્વ બાબતોમાં મારું સ્મરણ કરો છો, અને જેમ મેં તમને
વિધિઓ સોંપ્યા, તેમજ તમે તે દૃઢતાથી પાળ્યા કરો છો, માટે હું તમારાં
વખાણ કરું છું. ૩ પણ હું તમને જણાવવા ઇચ્છું છું કે દરેક પુરુષનું શિર
ખ્રિસ્ત છે; અને સ્ત્રીનું શિર પુરુષ છે; અને ખ્રિસ્તનું શિર દેવ છે. ૪ જે
કોઈ પુરુષ ઢાંકેલે માથે પ્રાર્થના કે પ્રબોધ કરે છે તે પોતાના માથાનું અપમાન
કરે છે. ૫ પણ જે કોઈ સ્ત્રી ઉઘાડે માથે પ્રાર્થના કે પ્રબોધ કરે છે, તે
પોતાના માથાનું અપમાન કરે છે; કેમકે તેમ કરવું તે મૂંડેલી હોવા બરાબર
છે. ૬ કેમકે જો સ્ત્રી માથે ન ઓઢે તો તેણે પોતાના વાળ પણ કતરાવી
નાખવા જોઈએ; પણ જો કોઈ સ્ત્રીને વાળ કતરાવવાથી કે મુંડાવવાથી લાજ
લાગે તો તેણે માથે ઓઢવું. ૭ કેમકે પુરુષને તો માથે ઓઢવું ઘટતું નથી,
કેમકે તે તો દેવની પ્રતિમા તથા મહિમા છે; પણ સ્ત્રી તો પુરુષનો મહિમા
છે. ૮ કેમકે પુરુષ સ્ત્રીથી [થયો] નથી, પણ સ્ત્રી પુરુષથી; ૯ અને પુરુષને
સ્ત્રીને સારુ સરજાવવામાં આવ્યો નહોતો, પણ સ્ત્રીને પુરુષને સારુ. ૧૦ આ
કારણથી સ્ત્રીને ઘટિત છે કે દૂતોને લીધે અધિકારને [અધીનતાની નિશાની]
તે પોતાને માથે રાખે. ૧૧ તોપણ પ્રભુમાં સ્ત્રી પુરુષ વગર નથી, તેમજ પુરુષ
પણ સ્ત્રી વગર નથી. ૧૨ કેમકે જેમ સ્ત્રી પુરુષથી [થઈ] છે, તેમ પુરુષ
સ્ત્રીની મારફતે; પણ સર્વ પ્રભુથી છે. ૧૩ સ્ત્રી માથે ઓઢયા વગર ઈશ્વરની
પ્રાર્થના કરે એ શું તેને શોભે? એ વાતનો તમે પોતે નિર્ણય કરો. ૧૪ શું
કુદરત પોતે પણ તમને શીખવતી નથી, કે જો પુરુષને લાંબા વાળ હોય તો
તે તેને અપમાનરૂપ છે? ૧૫ પણ જો સ્ત્રીને લાંબા વાળ હોય તો તે તેની
શોભારૂપ છે, કેમકે તેના વાળ આચ્છાદનને સારુ તેને આપેલા છે. ૧૬ પણ જો
કોઈ માણસ [એ બાબત વિષે] તકરારી માલૂમ પડે, તો [જાણવું કે] આપણામાં
તથા દેવની મંડળીઓમાં પણ એવો રિવાજ નથી.

## પ્રભુભોજન અપવિત્ર કરાવા વિષે

૧૭ પરંતુ આટલું કહીને હું તમારાં વખાણ કરતો નથી. કેમકે તમે સુધારાને
સારુ નહિ, પણ બગાડને સારુ એકઠા થાઓ છો. ૧૮ કારણ કે પ્રથમ તો એ
છે, કે તમે સભામાં એકઠા થાઓ છો, ત્યારે તમારામાં ફાટફૂટ હોય છે એવું
મારા સાંભળવામાં આવે છે; અને એ થોડેઘણે અંશે ખરું છે એમ પણ હું માનું
છું. ૧૯ કેમકે જેઓ પસંદ થએલા છે તેઓ પ્રત્યક્ષ માલૂમ પડે માટે તમારામાં
મતભેદ પડવાની જરૂર છે. ૨૦ પણ એથી જ્યારે તમે એકઠા થાઓ છો ત્યારે
પ્રભુનું ભોજન કરવું એ અશક્ય થઈ પડે છે. ૨૧ કેમકે ખાતી વખતે તમારામાંનો
દરેક પોતપોતાનું ભોજન કરી લે છે; કોઈ ભૂખ્યો રહે છે, તો કોઈ છાકટો
બને છે. ૨૨ તમારે ખાવુંપીવું હોય તો શું તમારે ઘર નથી? કે શું
તમે દેવની મંડળીને ધિક્કારો છો, અને જેઓની પાસે નથી તેઓને શરમમાં

નાખો છો? હું તમને શું કહું? શું એ બાબતમાં હું તમને વખાણું? હું તમને
વખાણતો નથી. ૨૩ કેમકે પ્રભુ તરફથી જે મને મળ્યું તે મેં તમને પણ સોંપી
દીધું, એટલે, જે રાતે પ્રભુ ઈસુને પરસ્વાધીન કરવામાં આવ્યો, તે રાતે તેણે
રોટલી લીધી; ૨૪ અને સ્તુતિ કરીને ભાંગી, અને કહ્યું, કે એ મારું શરીર છે,
એને તમારે સારુ [ભાંગવામાં આવ્યું] છે; મારી યાદગીરીને સારુ એ કરો.
૨૫ એજ પ્રમાણે ભોજન કર્યા પછી, તેણે પ્યાલો લીધો, અને કહ્યું, કે આ
પ્યાલો મારા રક્તમાં નવો કરાર છે; તમે જેટલી વાર [એમાંનું] પીઓ છો,
તેટલી વાર મારી યાદગીરીને સારુ તે કરો. ૨૬ કેમકે જેટલી વાર તમે આ
રોટલી ખાઓ છો, અને આ પ્યાલો પીઓ છો તેટલી વાર તમે પ્રભુના
આવતાં સુધી તેનું મરણ પ્રગટ કરો છો. ૨૭ એ માટે જે કોઈ માણસ
અયોગ્ય રીતે પ્રભુની રોટલી ખાશે, કે તેનો પ્યાલો પીશે, તે પ્રભુના શરીરનો
તથા રક્તનો અપરાધી થશે. ૨૮ પણ દરેક માણસે પોતપોતાની પરીક્ષા કરવી,
અને એમ કરીને રોટલીમાંથી ખાવું ને પ્યાલામાંથી પીવું. ૨૯ કેમકે [પ્રભુના]
શરીરનો ભેદ જાણ્યા વગર જે ખાય છે તથા પીએ છે તે ખાધાથી તથા પીધાથી
પોતાને શિક્ષાપાત્ર ઠરાવે છે. ૩૦ એજ કારણથી તમારામાં ઘણા દુર્બળ અને
રોગી છે, અને ઘણાએક ઊંઘે છે. ૩૧ પણ જો આપણે પોતાની પરીક્ષા
કરીએ, તો આપણો ન્યાય કરવામાં નહિ આવે. ૩૨ પણ આપણો ન્યાય
કરવામાં આવે છે ત્યારે પ્રભુથી શિક્ષા પામીએ છીએ, જેથી જગતની સાથે
આપણને શિક્ષા ન થાય. ૩૩ તો, મારા ભાઈઓ, તમે ભોજન કરવા સારુ
એકઠા થાઓ ત્યારે એકબીજાની વાટ જુઓ. ૩૪ જો કોઈ ભૂખ્યો હોય, તો
તે પોતાને ઘેર ખાય; રખેને તમારું એકઠા મળવાનું સજાપાત્ર થાય. બાકીનું
હું આવીશ ત્યારે યથાસ્થિત કરીશ.

## આત્મિક દાનોની વિવિધતા તથા એકતા

૧૨ હવે, ભાઈઓ, આત્મિક [દાનો] વિષે તમે અજાણ્યા રહો એ મારી
ઇચ્છા નથી. ૨ તમે વિદેશી હતા, ત્યારે જેમ કોઈ તમને દોરી જાય
તેમ તમે એ મૂગી મૂર્તિઓ પાછળ દોરવાઈ જતા હતા, એ તમે જાણો છો.
૩ માટે હું તમને સમજાવું છું, કે દેવના આત્મા[ની પ્રેરણા]થી બોલનારો કોઈ
માણસ ઈસુને શાપપાત્ર કહેતો નથી; અને, ઈસુ પ્રભુ છે, એમ કોઈ માણસ
પવિત્ર આત્મા[ની પ્રેરણા] વગર કહી શકતો નથી.
૪ હવે કૃપાદાનો અનેક પ્રકારનાં છે, તોપણ આત્મા તો એકનોએક. ૫ વળી
સેવા અનેક પ્રકારની છે, પણ પ્રભુ તો એકનોએક. ૬ કાર્યો અનેક પ્રકારનાં
છે, પણ દેવ એકનોએક છે, જે સર્વમાં કર્તાહર્તા છે. ૭ પણ આત્માનું
પ્રકટીકરણ દરેકને સામાન્ય હિતને માટે આપવામાં આવ્યું છે. ૮ કેમકે કોઈને
આત્માથી જ્ઞાનની વાત આપવામાં આવેલી છે; કોઈને એજ આત્માથી વિદ્યાની
વાત; ૯ કોઈને એજ આત્મા વડે વિશ્વાસ; કોઈને એજ આત્મા વડે સાજાં

કરવાનાં કૃપાદાન; ૧૦ કોઈને ચમત્કાર કરવાનું [દાન]; કોઈને પ્રબોધ; કોઈને આત્માઓની પરીક્ષા કરવાનું; કોઈને [ભિન્ન ભિન્ન] ભાષાઓ; અને કોઈને ભાષાંતર કરવાનું [દાન] આપવામાં આવેલું છે. ૧૧ પણ પોતાની ઇચ્છા પ્રમાણે દરેકને [જુદાં જુદાં દાન] વહેંચી આપીને એ સર્વ કરાવનાર એ ને એજ આત્મા છે.

## શરીર ઉપરથી ખુલાસો

૧૨ કેમકે જેમ શરીર એક છે, અને તેના અવયવો ઘણા છે, અને શરીરના અવયવો ઘણા હોવા છતાં સર્વ મળીને એક શરીર બને છે; તેમ ખ્રિસ્ત પણ છે. ૧૩ કેમકે યહુદી કે ગ્રીક, દાસ કે સ્વતંત્ર, આપણે સર્વે એક આત્માથી બાપ્તિસ્મા પામીને એક શરીરરૂપ બન્યા; અને આપણ સર્વેને એક આત્માનું પાન કરાવવામાં આવ્યું છે. ૧૪ કેમકે શરીર એક અવયવનું નથી, પણ ઘણાનું. ૧૫ જો પગ કહે, કે હું હાથ નથી, એ માટે હું શરીરનો નથી; તો તેથી તે શરીરનો નથી એમ નહિ. ૧૬ જો કાન કહે, કે હું આંખ નથી, માટે હું શરીરનો નથી; તો તેથી તે શરીરનો નથી એમ નહિ. ૧૭ જો આખું શરીર આંખ હોત, તો શ્રવણ ક્યાં હોત? જો આખું [શરીર] શ્રવણ હોત, તો ઘ્રાણ ક્યાં? ૧૮ પણ હવે દેવે દરેક અવયવને તો પોતાની મરજી પ્રમાણે શરીરમાં ગોઠવેલો છે. ૧૯ જો સર્વ એક અવયવ હોત, તો શરીર ક્યાં હોત? ૨૦ પણ અવયવો ઘણા છે, પણ શરીર તો એક જ છે. ૨૧ આંખથી હાથને કહેવાતું નથી કે મને તારી અગત્ય નથી; તેમજ માથાથી પગોને પણ કહેવાતું નથી કે મને તમારી અગત્ય નથી. ૨૨ ના, ના, શરીરના જે અવયવો વધારે નાજુક દીસે છે તેઓની વિશેષ અગત્ય છે; ૨૩ અને શરીરના જે [ભાગ]ને આપણે ઓછા માનયોગ્ય ગણીએ છીએ તેઓને આપણે વધારે માન આપીએ છીએ; એમ આપણા કદરૂપા અવયવોને વધારે શોભાયમાન કરવામાં આવે છે; ૨૪ પણ આપણા સુંદર [અવયવો]ને એવી વાતની અગત્ય નથી; પણ જે [ભાગ]ને ઓછું [માન] હતું તેને દેવે વિશેષ માન આપીને શરીરને એવી વ્યવસ્થિત રીતે ગોઠવ્યું છે, ૨૫ કે શરીરમાં ફાટફૂટ ન પડે; પણ [બધા] અવયવો એકબીજાને માટે એક સરખી ચિંતા રાખે. ૨૬ જો એક અવયવ દુઃખી થાય, તો તેની સાથે સર્વ અવયવો દુઃખી થાય છે; તેમજ જો [એક] અવયવને માન મળે, તો તેની સાથે સર્વ અવયવો આનંદ પામે છે. ૨૭ હવે તમે ખ્રિસ્તનું શરીર, અને તેના જુદા જુદા અવયવો છો. ૨૮ દેવે મંડળીમાં કેટલાએકને નીમ્યા છે, પ્રથમ પ્રેરિતોને, બીજી પંક્તિમાં પ્રબોધકોને, ત્રીજા ઉપદેશકોને, પછી ચમત્કારોને, પછી સાજા કરવાનાં કૃપાદાનોને, મદદગારોને, અધિકારીઓને, [ભિન્ન ભિન્ન] ભાષાઓને. ૨૯ શું સઘળા પ્રેરિતો છે? શું સઘળા પ્રબોધકો છે? શું સઘળા ઉપદેશકો છે? શું સઘળા ચમત્કાર [કરનારા] છે? ૩૦ શું સઘળાને સાજા કરવાનાં કૃપાદાન છે? શું સઘળા [ભિન્ન ભિન્ન] ભાષાઓ બોલે

છો? શું સઘળા ભાષાંતર કરે છે? ³¹તો જે કૃપાદાનો વધારે ઉત્તમ છે
તેઓને પ્રાપ્ત કરવાની ઉત્કંઠા રાખો. વળી એ સર્વ કરતાં ઉત્તમ માર્ગ હું
તમને બતાવું છું.

## શ્રેષ્ઠ દાન પ્રીતિ

13 જો કે હું માણસોની તથા દૂતોની પણ ભાષાઓ બોલું, પણ મારામાં
પ્રીતિ ન હોય, તો રણકારો કરનાર પિત્તળ કે ઝમકાર કરનાર ઝાંઝના
જેવો હું થયો છું. ²જો કે મને પ્રબોધ કરવાનું દાન હોય, અને હું સર્વ મર્મો
તથા સર્વ વિદ્યા જાણતો હોઉં; અને જો હું પર્વતોને પણ ખસેડી શકું એવો
મને પૂરો વિશ્વાસ હોય, પણ મારામાં પ્રીતિ ન હોય તો હું કંઈ નથી.
³જો કે હું [કંગાલોનું] પોષણ કરવા સારુ મારી સર્વ સંપત્તિ આપી દઉં, અને
જો હું મારું શરીર અગ્નિને સોંપું, પણ મારામાં પ્રીતિ ન હોય, તો મને કંઈ
લાભ નથી. ⁴પ્રીતિ સહનશીળ તથા પરોપકારી છે; પ્રીતિ અદેખાઈ કરતી
નથી; પ્રીતિ આપવડાઈ કરતી નથી, ફુલાઈ જતી નથી, ⁵અયોગ્ય રીતે
વર્તતી નથી, પોતાનું જ [હિત] જોતી નથી, ખિજવાતી નથી, અપકારને
લેખવતી નથી; ⁶અન્યાયમાં હરખાતી નથી, પણ સત્યમાં હરખાય છે;
⁷સઘળું ખમે છે, સઘળું ખરું માને છે, સઘળાની આશા રાખે છે, સઘળું
સહન કરે છે. ⁸પ્રીતિ કદી ખૂટતી નથી; પણ ભવિષ્ય [ભાખવાનું] દાન
હોય તો તે લોપ થશે; ભાષાઓ હોય, તો તેઓનો અંત આવશે; વિદ્યા
હોય તો તે જતી રહેશે. ⁹કેમકે આપણું જ્ઞાન અપૂર્ણ છે, અને આપણે
અપૂર્ણ પ્રબોધ કરીએ છીએ; ¹⁰પણ જ્યારે સંપૂર્ણતા આવશે, ત્યારે અપૂર્ણતા
જતી રહેશે. ¹¹જ્યારે હું બાળક હતો, ત્યારે બાળકની પેઠે બોલતો હતો,
બાળકની પેઠે વિચારતો હતો, બાળકની પેઠે સમજતો હતો; પણ હવે
મોટો થયા પછી મેં બાળકની વાતો મૂકી દીધી છે. ¹²કેમકે હમણાં આપણે
[જાણે કે] દર્પણમાં ઝાંખું ઝાંખું જોઈએ છીએ, પણ ત્યારે નજરોનજર જોઈશું;
હમણાં હું અપૂર્ણ જાણું છું, પણ ત્યારે જેમ હું પોતે જણાયેલો છું તેમ
[પૂર્ણ રીતે] જાણીશ. ¹³હવે વિશ્વાસ, આશા તથા પ્રીતિ એ ત્રણે ટકી રહે છે;
પણ તેઓમાં પ્રીતિ શ્રેષ્ઠ છે.

## પ્રબોધ કરવાનાં તથા ભાષાઓનાં દાન

14 પ્રીતિને અનુસરો; અને આત્મિક [દાનો પ્રાપ્ત કરવા]ની અભિલાષ
રાખો, પણ વિશેષ તમે પ્રબોધ કરી શકો [એવી અભિલાષ રાખો].
²કેમકે જે કોઈ [અન્ય] ભાષા બોલે છે, તે માણસની સાથે નહિ, પણ દેવની
સાથે બોલે છે; કેમકે કોઈ [તેનું બોલવું] સમજતું નથી; પણ આત્મામાં
તે મર્મો બોલે છે. ³પણ જે પ્રબોધ કરે છે, તે માણસોની ઉન્નતિ કરવા તથા
સુબોધ અને દિલાસો આપવા સારુ બોલે છે. ⁴જે [અન્ય] ભાષા બોલે
છે તે પોતાની ઉન્નતિ કરે છે; પણ જે પ્રબોધ કરે છે તે મંડળીની ઉન્નતિ

કરે છે. ૫ હવે મારી એવી ઇચ્છા છે, કે તમે સર્વે [અન્ય] ભાષાઓ બોલો,
પણ તમે પ્રબોધ કરો એ મારી ખાસ ઇચ્છા છે; વળી ભાષાઓ બોલનાર, જો
મંડળીની ઉન્નતિ કરવા સારૂ ભાષાંતર ન કરે, તો તેના કરતાં પ્રબોધ કરનાર
ઉત્તમ છે. ૬ વળી, ભાઈઓ, જો હું તમારી પાસે આવીને [અન્ય] ભાષાઓ
બોલું, અને જો પ્રકટીકરણ, જ્ઞાન, પ્રબોધ કે શિખામણરૂપે તમારી આગળ ન
બોલું તો હું તમને શો લાભ કરૂં? ૭ એમજ અવાજ કાઢનારી નિર્જીવ વસ્તુઓ,
પછી તે વાંસળી હોય કે વીણા હોય, પણ જો એમના સૂરમાં ભિન્નતા ન હોય,
તો વાંસળી કે વીણા શું વગાડે છે તે કેમ માલૂમ પડે? ૮ કેમકે જો રણશિંગડું
અનિશ્ચિત અવાજ કાઢે, તો યુદ્ધને માટે કોણ સજ્જ થાય? ૯ એમજ તમે
પણ જો જીભ વડે સહજ સમજી શકાય એવા શબ્દો ન બોલો, તો બોલેલી
વાત કેવી રીતે સમજાય? કેમકે એમ કરવાથી તમે હવામાં બોલનારા [જેવા]
થશો. ૧૦ જગતમાં ઘણી જાતની ભાષાઓ છે, અને તેઓમાંની કોઈ પણ અર્થ
વગરની નથી. ૧૧ એથી જો હું અમુક ભાષાનો અર્થ ન જાણું, તો બોલનારની
આગળ હું બર્બર જેવો થઈશ. અને બોલનાર મારી આગળ બર્બર જેવો થશે.
૧૨ એ પ્રમાણે તમે પણ આત્મિક [દાનો] પ્રાપ્ત કરવાને ઉત્સુક છો, માટે
મંડળીની ઉન્નતિને અર્થે તમે તેથી ભરપૂર થાઓ એવી કોશિશ કરો. ૧૩ એ
માટે [અન્ય] ભાષા બોલનારે એવી પ્રાર્થના કરવી જોઈએ કે તે પોતે તેનો
અર્થ પણ સમજાવી શકે. ૧૪ કેમકે જો હું [અન્ય] ભાષામાં પ્રાર્થના કરૂં,
તો મારો આત્મા પ્રાર્થના કરે છે ખરો, પણ મારી સમજશક્તિ નિષ્ફળ છે.
૧૫ તો શું? હું આત્માથી પ્રાર્થના કરીશ ને સમજશક્તિથી પણ પ્રાર્થના કરીશ;
આત્માથી ગાઈશ ને સમજશક્તિથી પણ ગાઈશ. ૧૬ નહિ તો, જો તું આત્માથી
સ્તુતિ કરીશ તો ત્યાં બેઠેલો અભણ માણસ તારી ઉપકારસ્તુતિ સાંભળીને
આમેન શી રીતે કહેશે? કેમકે તું શું કહે છે એ તે સમજતો નથી. ૧૭ કેમકે
તું સારી રીતે ઉપકારસ્તુતિ કરે છે ખરો, પણ તેથી બીજાની ઉન્નતિ થતી નથી.
૧૮ તમે સર્વે કરતાં મને વધારે ભાષાઓ બોલતાં આવડે છે, એ માટે હું દેવનો
ઉપકાર માનું છું. ૧૯ તો પણ મંડળીમાં [અન્ય] ભાષામાં દશ હજાર શબ્દો
બોલવા કરતાં બીજાઓને પણ શીખવવાને પાંચ શબ્દ પોતાની સમજશક્તિથી
બોલવાનું હું પસંદ કરૂં છું.

૨૦ ભાઈઓ, સમજણમાં બાળક ન થાઓ; પણ દુષ્ટતામાં બાળકો થાઓ,
અને સમજણમાં પ્રૌઢ થાઓ. ૨૧ નિયમશાસ્ત્રમાં લખેલું છે, કે અન્ય ભાષા
બોલનારા માણસો વડે તથા અજાણી પ્રજાઓના હોઠો વડે હું આ લોકની
સાથે બોલીશ; એમ છતાં તેઓ મારૂં સાંભળશે નહિ, એમ પ્રભુ કહે છે.
૨૨ એ માટે ભાષાઓ વિશ્વાસીઓને નહિ પણ અવિશ્વાસીઓને ચિહ્નરૂપ છે; પણ
પ્રબોધ અવિશ્વાસીઓને નહિ પણ વિશ્વાસીઓને [ચિહ્નરૂપ] છે. ૨૩ એ માટે
જો આખી મંડળી એકઠી મળેલી હોય, અને સઘળા [અન્ય] ભાષાઓમાં બોલે,

અને જો કેટલાક અભણો કે અવિશ્વાસીઓ અંદર આવે, તો તમે ઘેલા છો એમ
તેઓ નહિ કહે? ૨૪ પણ જો સર્વ પ્રબોધ કરે, અને કોઈ અવિશ્વાસી કે
અભણ અંદર આવે તો બધાથી તેને [હૃદયભેદક] શિક્ષણ મળે છે, બધાથી
તેની પરીક્ષા થાય છે, ૨૫ અને તેના હૃદયની ગુપ્ત વાતો પ્રગટ થાય છે;
અને એ પ્રમાણે ઊંધો પડીને તે દેવનું ભજન કરશે, અને ખરેખર તમારામાં
દેવ છે એવું કબૂલ કરશે.

## ભજનસેવામાં વ્યવસ્થાની જરૂર

૨૬ વારુ, ભાઈઓ, જ્યારે તમે એકઠા થાઓ છો ત્યારે તમારામાંના કોઈ
સ્તોત્ર ગાય છે, કોઈ બોધ કરે છે, કોઈ પ્રકટીકરણ જાહેર કરે છે, કોઈ [અન્ય]
ભાષામાં બોલે છે, અને કોઈ તેનો અર્થ સમજાવે છે. [પણ] સઘળું ઉન્નતિને
અર્થે થવું જોઈએ. ૨૭ જો કોઈ [અન્ય] ભાષા બોલે, તો બે અથવા બહુ
તો ત્રણ જણ [બોલે], અને તે પણ વારાફરતી; અને એકે તેનો અર્થ
સમજાવવો. ૨૮ પણ જો અર્થ સમજાવનાર કોઈ ન હોય, તો મંડળીમાં તેણે
છાના રહેવું, અને પોતા[ના મન]ની સાથે તથા દેવની સાથે બોલવું. ૨૯ બે
કે ત્રણ પ્રબોધકો બોલે, અને બીજાઓ તેની તુલના કરે. ૩૦ પણ જો [પાસે]
બેઠેલાઓમાંના કોઈને કંઈ પ્રકટીકરણ થાય, તો પહેલાએ છાના રહેવું. ૩૧ કેમકે
સર્વ શીખે તથા સર્વ દિલાસો પામે, એ હેતુથી તમે સર્વ એક પછી એક
પ્રબોધ કરી શકો. ૩૨ અને પ્રબોધકોના આત્માઓ પ્રબોધકોને આધીન છે,
૩૩ કેમકે જેમ સંતોની સર્વ મંડળીઓમાં [ચાલે છે] તેમ, દેવ અવ્યવસ્થાનો નહિ,
પણ શાંતિનો દેવ છે.

૩૪ સ્ત્રીઓએ મંડળીઓમાં છાના રહેવું. કેમકે તેઓને બોલવાની પરવાનગી
નથી, પણ તેઓએ આધીનતામાં રહેવું જોઈએ, અને એમ નિયમશાસ્ત્ર પણ
કહે છે. ૩૫ જો તેઓને કંઈ શીખવાની ઇચ્છા હોય, તો તેઓએ ઘેર પોતાના
પતિઓને પૂછવું, કેમકે મંડળીમાં સ્ત્રીએ બોલવું એ શરમભરેલું છે. ૩૬ શું દેવનું
વચન તમારાદ્વારા આવ્યું? કે શું તે એકલા તમને પ્રાપ્ત થયું છે?

૩૭ જો કોઈ પોતાને પ્રબોધક કે આત્મિક ધારે, તો જે વાતો હું તમારા પર
લખું છું તેઓ પ્રભુની આજ્ઞા છે એવું તેણે માનવું. ૩૮ પણ જો કોઈ અજ્ઞાન
હોય, તો ભલે તે અજ્ઞાન રહે.

૩૯ એ માટે, મારા ભાઈઓ, પ્રબોધ કરવાની અભિલાષા રાખો, અને
[અન્ય] ભાષાઓમાં બોલવાની મના ન કરો. ૪૦ પણ બધું શોભતી રીતે તથા
વ્યવસ્થાપૂર્વક કરવામાં આવે.

## મૂએલાઓનું પુનરુત્થાન

૧૫ હવે, ભાઈઓ, જે સુવાર્તા મેં તમને પ્રગટ કરી, જેનો તમે અંગીકાર
પણ કર્યો, અને જેમાં તમે સ્થિર પણ રહ્યા છો, ૨ અને જેથી જે
રૂપમાં મેં તમને તે પ્રગટ કરી તેજ પ્રમાણે જો તમે તેને પકડી રાખી હશો,

અને અવરથા વિશ્વાસ કર્યો નહિ હોય તો જેદ્વારા તમે તારણ પામો છો, તે
સુવાર્તા હું તમને જણાવું છું. ૩કેમકે જે મને પણ પ્રાપ્ત થયું તે મેં પ્રથમ
તમને કહી સંભળાવ્યું, કે ધર્મશાસ્ત્ર પ્રમાણે ખ્રિસ્ત આપણાં પાપને સારૂ મરણ
પામ્યો; ૪અને ધર્મશાસ્ત્ર પ્રમાણે તેને દાટવામાં આવ્યો, અને ત્રીજે દહાડે
તેનું ઉત્થાન થયું; ૫અને કેફાસને તેનું દર્શન થયું, પછી બારેને [થયું];
૬ત્યાર પછી એકી વેળાએ પાંચસો કરતાં વધારે ભાઈઓને તેનું દર્શન થયું,
જેઓમાંના ઘણા હજુ સુધી હયાત છે, પણ કેટલાએક ઊંઘી ગયા છે;
૭ત્યાર પછી તેણે યાકૂબને દર્શન દીધું; પછી સર્વ પ્રેરિતોને [દર્શન દીધું];
૮અને જાણે હું અકાળે જન્મેલો હોઉં તેમ સર્વથી છેલ્લે મને પણ તેનું દર્શન
થયું. ૯કેમકે પ્રેરિતોમાં હું સર્વથી નાનો છું, અને પ્રેરિત ગણાવાને પણ યોગ્ય
નથી, કારણ કે મેં દેવની મંડળીની સતાવણી કરી. ૧૦પણ હું જે છું તે દેવની
કૃપાથી છું; અને તેની જે કૃપા મારા પર થઈ તે નિષ્ફળ નીવડી નથી;
પણ તેઓ સર્વેના કરતા મેં વધારે મહેનત કરી; મેં તો નહિ, પણ દેવની
જે કૃપા મારા પર હતી તેણે. ૧૧પછી ગમે તો હું હોઉં કે તેઓ હોય, પણ
અમે એ પ્રમાણે બોધ કરીએ છીએ, અને એ પ્રમાણે તમે વિશ્વાસ કર્યો.

૧૨હવે ખ્રિસ્ત મૂએલાંમાંથી ઊઠયો છે એમ પ્રગટ કરવામાં આવે છે, તે
છતાં તમારામાંના કેટલાએક કેમ કહે છે કે મૂએલાંનું પુનરુત્થાન નથી? ૧૩પણ
જો મૂએલાંનું પુનરુત્થાન નથી, તો ખ્રિસ્ત પણ ઊઠયો નથી; ૧૪અને જો ખ્રિસ્ત
ઊઠયો નથી, તો અમારો ઉપદેશ વ્યર્થ છે, અને તમારો વિશ્વાસ પણ
વ્યર્થ છે. ૧૫અને દેવ વિષે અમે જૂઠા સાક્ષી ઠરીએ છીએ; કારણ કે
અમે દેવ વિષે એવી સાક્ષી પૂરી કે તેણે ખ્રિસ્તને ઉઠાડયો; પણ જો મૂએલાં
ઊઠતાં નહિ હોય, તો તેને તેણે ઉઠાડયો નથી. ૧૬કેમકે જો મૂએલાંનું
પુનરુત્થાન નથી, તો ખ્રિસ્ત પણ ઊઠયો નથી; ૧૭અને જો ખ્રિસ્ત ઊઠયો
નથી, તો તમારો વિશ્વાસ વ્યર્થ છે; હજી સુધી તમે તમારાં પાપમાં જ છો.
૧૮વળી ખ્રિસ્તમાં જેઓ ઊંઘી ગએલાં છે, તેઓ પણ નાશ પામ્યાં છે.
૧૯જો આપણે કેવળ આ જિંદગીમાં ખ્રિસ્ત પર આશા રાખી હોય, તો સર્વ
માણસોના કરતાં આપણે વધારે દયાપાત્ર છીએ.

૨૦પણ ખ્રિસ્ત તો મૂએલાંમાંથી ઊઠયો છે, અને તે ઊંઘી ગએલાંનું પ્રથમફળ
થયો છે. ૨૧કેમકે માણસદ્વારા મરણ થયું, માટે માણસદ્વારા મૂએલાંનું
પુનરુત્થાન પણ થયું. ૨૨કેમકે જેમ આદમદ્વારા સર્વ મરે છે, તેમજ વળી
ખ્રિસ્તદ્વારા સર્વ સજીવન થશે. ૨૩પણ દરેકને પોતપોતાને અનુક્રમે: ખ્રિસ્ત
પ્રથમફળ; ત્યાર પછી જેઓ ખ્રિસ્તના છે તેઓને તેના આવવાની વેળાએ
[સજીવન કરવામાં આવશે]. ૨૪પછી જ્યારે તે દેવને એટલે બાપને રાજ્ય
સોંપી દેશે, જ્યારે તે સઘળી રાજ્યસત્તા તથા સઘળો અધિકાર તથા પરાક્રમ
તોડી પાડશે ત્યારે અંત આવશે. ૨૫કેમકે તે પોતાના સર્વ શત્રુઓને પગ

તળે નહિ દાબે, ત્યાં સુધી તેણે રાજ કરવું જોઈએ ૨૬જે છેલ્લો શત્રુ નાશ
પામશે તે મરણ છે ૨૭કેમકે [દેવે] સઘળાંને તેના પગ તળે આધીન કર્યાં
પણ જ્યારે તેણે કહ્યું, કે સઘળાંને આધીન કરવામાં આવ્યાં છે, ત્યારે
સઘળાંને સ્વાધીન કરનાર નિરાળો છે, તે સ્પષ્ટ દેખાય છે ૨૮પણ જ્યારે
સર્વને તેને આધીન કરવામાં આવશે, ત્યારે જેણે સર્વને તેને આધીન કર્યાં છે, એને
દીકરો પોતે પણ આધીન થશે, જેથી દેવ સર્વમાં સર્વ થાય

૨૯જો એમ ન હોય તો જેઓ મૂએલાંને સારૂ બાપ્તિસ્મા પામ્યા, તેઓનું
શું થશે? જો મૂએલાનું પુનરુત્થાન થતું જ નથી, તો તેઓને માટે લોક શા
સારૂ બાપ્તિસ્મા પામે છે? ૩૦અમે પણ શા માટે હરઘડી જોખમમાં પડીએ
છીએ? ૩૧ખ્રિસ્ત ઈસુ આપણા પ્રભુમાં તમારે વિષે મારૂ જે અભિમાન છે,
તેની પ્રતિજ્ઞા લઈને કહું છું કે હું દરરોજ મૃત્યુ[ના ભય]માં છું ૩૨જો
એફેસસમાં માણસની પેઠે હું સાવજોની સામે લડ્યો, તો મને શો લાભ છે?
જો મૂએલા ઊઠતા નથી તો ભલે ખાઈએ તથા પીઈએ કેમકે કાલે આપણે મરવાના
છીએ ૩૩ભૂલશો મા, દુષ્ટ સોબત સદાચરણને બગાડે છે ૩૪ન્યાયીપણામાં
જાગૃત રહો, અને પાપ ન કરો, કેમકે કેટલાએકને દેવ સંબંધી જ્ઞાન નથી;
તમને શરમાવવા સારૂ હું એ કહું છું

૩૫પણ કોઈ કહેશે કે મૂએલાંને શી રીતે ઉઠાડવામાં આવે છે? અને
તેઓ કેવા શરીર ધારણ કરીને આવે છે? ૩૬અરે મૂર્ખ તું પોતે જે વાવે
છે તે જો મરે નહિ તો તે સજીવન પણ થાય નહિ, ૩૭અને તું જે વાવે
છે તે જે શરીર થવાનું છે તે વાવતો નથી, પણ કેવળ દાણો વાવે છે કદાચ
ઘઉંના કે બીજા કશાના, ૩૮પણ દેવ પોતાની ઇચ્છા પ્રમાણે તેને શરીર આપે
છે, અને દરેક બીને પોતાનું ખાસ શરીર હોય છે ૩૯સર્વ દેહ એક સરખા
નથી પણ માણસોનો દેહ જુદો, પશુઓનો જુદો, માછલાંનો જુદો, અને
પક્ષીઓનો દેહ જુદો છે ૪૦વળી સ્વર્ગીય શરીરો છે, તથા પૃથ્વી પરનાં
શરીરો છે, પણ સ્વર્ગીય [શરીરો]નું ગૌરવ જુદું, અને પૃથ્વી પરનાનું જુદું,
૪૧સૂર્યનું તેજ જુદું અને ચંદ્રનું તેજ જુદું, અને તારાઓનું તેજ જુદું, કેમકે
તારા તારાના તેજમાં પણ ફેર હોય છે ૪૨મૂએલાનું પુનરુત્થાન પણ એવું
છે વિનાશમાં તે વવાય છે, અવિનાશમાં ઉઠાડાય છે, ૪૩અપમાનમાં વવાય
છે, ગૌરવમાં ઉઠાડાય છે, નિર્બળતામાં વવાય છે, પરાક્રમમાં ઉઠાડાય છે,
૪૪પ્રાણી શરીર વવાય છે, આત્મિક શરીર ઉઠાડાય છે જો પ્રાણી શરીર
છે, તો આત્મિક શરીર પણ છે ૪૫એમ પણ લખેલું છે, કે પહેલો માણસ
આદમ સજીવ પ્રાણી થયો, છેલ્લો આદમ જીવન આપનાર આત્મા થયો
૪૬પણ આત્મિક પહેલું હોતું નથી, પણ [પહેલું] પ્રાણી, અને પછી આત્મિક
૪૭પહેલો માણસ પૃથ્વીમાંથી માટીનો થયો, બીજો માણસ આકાશથી છે
૪૮જેવો માટીનો [માણસ] છે તેવાજ જેઓ માટીના છે તેઓ પણ છે; અને

જેઓ સ્વર્ગીય છે તેવા જ જેઓ સ્વર્ગીય છે તેઓ પણ છે. ૪૯ જેમ આપણે
માટીનાની પ્રતિમા ધારણ કરી છે, તેમ સ્વર્ગીયની પ્રતિમા પણ ધારણ કરીશું.
૫૦ હવે, ભાઈઓ, હું એ કહું છું, કે માંસ તથા રક્ત દેવના રાજ્યનો
વારસો પામી શકતાં નથી; તેમજ વિનાશીપણું અવિનાશીપણાનો વારસો
પામનાર નથી. ૫૧ જુઓ, હું તમને એક રહસ્ય કહું છું: આપણે સર્વે
ઊંઘીશું નહિ, ૫૨ પણ છેલ્લું રણશિંગડું વાગતાં જ, એક ક્ષણમાં, આંખના
પલકારામાં, આપણ સર્વેનું રૂપાંતર થઈ જશે; કેમકે રણશિંગડું વાગશે, અને
મૂએલાં અવિનાશી [થઈને] ઊઠશે, અને આપણું રૂપાંતર થશે. ૫૩ કેમકે
આ વિનાશીને અવિનાશીપણું ધારણ કરવું પડશે, અને આ મર્ત્યને અમરપણું
ધારણ કરવું પડશે. ૫૪ જ્યારે આ વિનાશી અવિનાશીપણું ધારણ કરશે, અને
આ મર્ત્ય અમરપણું ધારણ કરશે, ત્યારે 'મરણ જયમાં ગરક થઈ ગયું છે'
એ લખેલી વાત પૂર્ણ થશે. ૫૫ અરે મરણ, તારો જય ક્યાં? અરે મરણ,
તારો ડંખ ક્યાં? ૫૬ મરણનો ડંખ તો પાપ છે; અને પાપનું સામર્થ્ય
નિયમ[શાસ્ત્ર] છે; ૫૭ પણ દેવ જે આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તદ્વારા આપણને
જય આપે છે, તેને ધન્યવાદ હો. ૫૮ એ માટે, મારા પ્રિય ભાઈઓ, તમે
સ્થિર તથા દૃઢ થાઓ, અને પ્રભુના કામમાં સદા મચ્યા રહો, કેમકે તમારું
કામ પ્રભુમાં નિરર્થક નથી એ તમે જાણો છો.

## યરૂશાલેમમાંના ગરીબોને માટે ઉઘરાણું

૧૬ હવે સંતોને સારૂ ઉઘરાણા વિષે [લખું છું]: જેમ મેં ગલાતીઓની
મંડળીઓને આજ્ઞા આપી તેમજ તમે પણ કરો. ૨ હું આવું ત્યારે
તમારે ઉઘરાણાં કરવાં ન પડે, માટે [દર] અઠવાડિયને પહેલે દિવસે તમારા-
માંના દરેકે પોતાની કમાણી પ્રમાણે [કંઈક] રાખી મૂકવું. ૩ જ્યારે હું આવીશ
ત્યારે જેઓને તમે પસંદ કરશો, તેઓને પત્રો આપીને હું તમારું દાન યરૂશાલેમ
લઈ જવાને મોકલીશ; ૪ અને જો મારે પણ જવું યોગ્ય જણાય, તો તેઓ
મારી સાથે આવશે.

## અંગત બાબતો તથા સલામ

૫ પણ મકદોનિયા ઓળંગ્યા પછી હું તમારી પાસે આવીશ; કેમકે હું
મકદોનિયામાં થઈને જનાર છું; ૬ હું તમારી સાથે કદાચ રહીશ, અથવા
શિયાળો પણ કાઢીશ, કે જેથી જ્યાં હું જાઉં ત્યાં તમે મને મારે માર્ગે પહોંચાડો.
૭ કેમકે હમણાં જતાં જતાં તમારી મુલાકાત લેવાની મારી ઇચ્છા નથી; કેમકે
જો પ્રભુની ઇચ્છા હશે તો હું થોડી વાર તમારી સાથે રહેવાની આશા રાખું
છું. ૮ પણ હું પચાસમાના પર્વ સુધી એફેસસમાં રહીશ; ૯ કેમકે એક મહાન
અને કાર્ય સફળ થાય એવું દ્વાર મારે સારૂ ઉઘાડવામાં આવ્યું છે, અને
વિરોધીઓ ઘ

૧૦ પણ જો તીમોથી આવે તો તે તમારી સાથે નિર્ભય રહે, એ વિષે સંભાળ
રાખજો; કેમકે મારી માફક તે પણ પ્રભુનું કામ કરે છે; ૧૧ એ માટે કોઈએ
તેને તુચ્છ માનવો નહિ. પણ શાંતિથી તમે તેને પહોંચાડજો, કે તે મારી પાસે
આવે; કેમકે ભાઈઓની સાથે તેના આવવાની હું રાહ જોઉં છું. ૧૨ હવે ભાઈ
આપોલસ વિષે [મારે એટલું જ કહેવું છે કે] ભાઈઓની સાથે તમારી પાસે
આવવ ને મેં તેને બહુ વિનતી કરી; અને હમણાં આવવાની તેની બિલકુલ ઇચ્છા
નહોતી; પણ જ્યારે તેને અનુકૂળ પ્રસંગ મળશે ત્યારે તે આવશે.

૧૩ સાવધ રહો, વિશ્વાસમાં દૃઢ રહો, પુરુષાતન દેખાડો, બળવાન થાઓ.
૧૪ જે કંઈ તમે કરો તે પ્રીતિથી કરો.

૧૫ ભાઈઓ, તમે સ્તેફાનસના કુટુંબને જાણો છો, કે તેઓ આખાયાનું
પ્રથમફળ છે, અને તેઓ સંતોની સેવામાં લાગુ રહ્યા, માટે હું તમને વિનતી
કરૂં છું, કે ૧૬ તમે એવા માણસોને, તેમજ જેટલા કામમાં સહાય કરીને યત્ન
કરે છે તેઓને પણ આધીન થાઓ. ૧૭ સ્તેફાનસ, ફોર્તુનાતસ તથા અખાઈકસના
આવવાથી હું આનંદ પામું છું; કેમકે તમારા તરફથી જે અપૂરૂં હતું તે તેઓએ
પૂરૂં કર્યું છે ૧૮ કેમકે તેઓએ મારા તથા તમારા આત્માને પણ ઉત્તેજીત કર્યા
છે, માટે એવા માણસોને માન આપો.

૧૯ આસિયાની મંડળીઓ તમને સલામ કહે છે આકુલા, પ્રિસ્કા તથા
તેઓના ઘરમાં એકઠી થતી મંડળી પ્રભુમાં તમને ઘણી સલામ કહે છે.
૨૦ સર્વ ભાઈઓ તમને સલામ કહે છે. પવિત્ર ચુંબન કરીને એકબીજાને સલામ
કહેજો.

૨૧ હું પાઊલ મારે પોતાને હાથે તમને સલામ લખું છું. ૨૨ જો કોઈ
માણસ પ્રભુ પર પ્રીતિ કરતો ન હોય, તો તે શાપિત થાઓ ૨૩ આપણો
પ્રભુ આવનાર છે પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા તમારા પર હો. ૨૪ ખ્રિસ્ત ઈસુમાં
મારી પ્રીતિ તમો સર્વેની સાથે થાઓ. આમેન.



# કોરીંથીઓને
## પાઊલ પ્રેરિતનો બીજો પત્ર

### લેખકની સલામ તથા ઉપકારસ્તુતિ

૧ કોરીંથમાંની દેવની મંડળી તથા તેઓની સાથે આખા અખાયામાંના સર્વે
સંતો જોગ લખિતંગ દેવની ઇચ્છાથી ખ્રિસ્ત ઈસુનો પ્રેરિત પાઊલ તથા
ભાઈ તીમોથી: ૨ દેવ આપણા બાપ તરફથી તથા પ્રભુ ઈસુ ખ્રિસ્તથી તમને
કૃપા તથા શાંતિ થાઓ.

૩ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તનો દેવ તથા બાપ, જે કરુણાનો પિતા તથા સર્વે
દિલાસાનો દેવ છે, તેની સ્તુતિ થાઓ; ૪ તે અમારી સર્વ વિપત્તિમાં અમને
દિલાસો આપે છે, જેથી અમને પોતાને દેવ તરફથી જે દિલાસો મળે છે, તે
વડે જેઓ ગમે તેવી વિપત્તિમાં હોય તેઓને અમે દિલાસો આપવાને શક્તિમાન
થઈએ. ૫ કેમકે જેમ ખ્રિસ્તનાં દુઃખ અમને પુષ્કળ પડે છે, તેમજ
ખ્રિસ્તને આશરે અમને દિલાસો પણ પુષ્કળ મળે છે. ૬ પણ જો અમને
વિપત્તિ પડે છે, તો તે તમારા દિલાસા તથા તારણને સારૂ છે; અથવા જો
અમને દિલાસો મળે છે, તો તે તમારા દિલાસાને સારૂ છે, કે જેથી કરીને જે
દુઃખો અમે પણ સહન કરીએ છીએ તેજ દુઃખો ધીરજથી સહનકરવાની શક્તિ
તમારામાં ઉત્પન્ન થાય; ૭ અને તમારે વાસ્તે અમારી આશા દૃઢ છે; કારણ કે
જેમ તમે દુઃખોમાં ભાગિયા, તેમ દિલાસામાં પણ [ભાગિયા] છો એ અમને
માલૂમ છે. ૮ કેમકે, ભાઈઓ, જે વિપત્તિ આસિયામાં અમને પડી તે વિષે
તમે અજાણ્યા રહો એવી અમારી ઇચ્છા નથી; [એ વિપત્તિ] અમારી શક્તિ
ઉપરાંત હતી, તે અમને અતિશય ભારે લાગી, એટલે સુધી કે અમે જીવવાની
પણ આશા છોડી; ૯ બલકે અમને અમારા અંતરમાં મોતની ખાતરી થઈ
ચૂકી હતી, જેથી અમે અમારા પોતાના પર નહિ, પણ મૂએલાંને ઉઠાડનાર
દેવ પર વિશ્વાસ રાખીએ; ૧૦ તેણે એવા ભારે મરણથી અમારો બચાવ
કર્યો, અને તે કરશે; વળી નિત્ય તે અમારો બચાવ કરશે, તેના પર અમે
આશા રાખી છે. ૧૧ તમે પણ તમારી પ્રાર્થનાથી અમને સહાય કરજો, કે
ઘણા માણસોને આશરે જે કૃપાદાન અમને આપવામાં આવ્યું, તેને લીધે
અમારી વતી ઘણા ઉપકારસ્તુતિ કરે.

### પાઊલની શુદ્ધ નિષ્ઠા

૧૨ કેમકે અમે એવું અભિમાન કરીએ છીએ, અને અમારી પ્રેરકબુદ્ધિ એવી
સાક્ષી આપે છે, કે સાંસારિક જ્ઞાનથી નહિ, પણ દેવની કૃપાથી અમે જગતમાં,

અને વિશેષે કરીને તમારી સાથે પવિત્રતાથી તથા દેવની આગળ નિષ્કપટ ભાવથી
વર્ત્યા. ૧૩કેમકે તમે જે વાંચો છો અને માનો પણ છો, તે વિના બીજી કોઈ
વાતો અમે તમારા પર લખતા નથી; ૧૪અને જેમ તમે અમને કેટલેક દરજ્જે
માન્ય કર્યા, તેમ અંત સુધી પણ માનશો, કે જેમ પ્રભુ ઈસુના દહાડામાં તમે
અમારા [અભિમાનનું કારણ છો] તેમ [તે દહાડામાં] અમે પણ તમારા
અભિમાનનું કારણ છીએ, એવી હું આશા રાખું છું.

## મુલાકાત મુલતવી રાખવા વિષે

૧૫વળી તમને ફરી બીજીવાર કૃપાદાન મળે એવા ભરોસાથી મને પ્રથમ,
તમારી પાસે આવવાનું મન હતું; ૧૬એટલે તમારી પાસે થઈને મકદોનિયા
જવાનું, અને ફરી મકદોનિયામાંથી તમારી પાસે આવવાનું, અને તમારી પાસેથી
યહૂદાહ તરફ જવાને વિદાયગીરી લેવાનું મન હતું. ૧૭તો મારો એવો ઇરાદો
હતો તેથી શું હું ટગુમગુ કરતો હતો? અથવા જે કરવાનો હું મનસૂબો રાખું
છું તે શું સાંસારિક કારણોને લીધે રાખું છું, કે મારું બોલવું [એકી વખતે]
હાની હા ને નાની ના હોય? ૧૮પણ દેવના વિશ્વાસુપણાની [પ્રતિજ્ઞા લઈને
હુ કહુ છું] કે તમારી પ્રત્યે અમારૂ બોલવું હાની હા ને નાની ના એવું નહોતું.
૧૯કેમકે દેવનો દીકરો ઈસુ ખ્રિસ્ત જે અમારાદ્વારા, મારા તથા સીલવાનસ
તથા તીમોથીદ્વારા, તમારામાં પ્રગટ કરવામાં આવ્યો, તે હાની હા ને નાની ના
નહોતો, પણ તેનામા તો હા જ છે. ૨૦કેમકે દેવનાં વચનો અમે તેટલાં હશે,
તો પણ તેનામાં હા છે; અને અમારી મારફતે દેવનો મહિમા વધે એ માટે
તેના વડે આમેન પણ છે. ૨૧હવે અમને તમારી સાથે ખ્રિસ્તમાં જે સ્થિર
કરે છે તથા જેણે અમને અભિષિક્ત કર્યા છે, તે દેવ છે; ૨૨તેણે અમને મુદ્રાંકિત
કર્યા છે, અને અમારાં હૃદયોમાં [પવિત્ર] આત્માનું બાનું પણ આપ્યું છે.

૨૩પણ મારા જીવના સમ ખાઈને હું દેવને સાક્ષી રાખું છું, કે તમારા પર
દયા કરીને હુ હજી સુધી કોરીંથ આવ્યો નથી. ૨૪તમારા વિશ્વાસ પર અમે
અધિકાર ચલાવીએ છીએ એમ તો નહિ, પણ તમારા આનંદના સહાયકારીઓ
છીએ; કેમકે વિશ્વાસથી તમે દૃઢ રહો છો.

૨ પણ મે પોતે એવો નિશ્ચય કર્યો છે, કે હું ફરી ખેદ પમાડવા તમારી પાસે
નહિ આવું. ૨કેમકે જો હું તમને ખેદિત કરૂં, તો જે મારાથી ખેદિત થયો
હોય તેના સિવાય બીજો કોણ મને આનંદ આપે છે? ૩અને હું આવું ત્યારે
જેઓથી મને હર્ષ પામવો ઘટે છે, તેઓથી મને ખેદ ન થાય, એ માટે મે
તમારા પર એજ વાત લખી; હુ તમો સર્વે પર ભરોસો રાખું છું કે મારો આનંદ
તે તમો સર્વેનો છે. ૪કેમકે ઘણી વિપત્તિથી તથા અંતઃકરણની વેદનાથી મે
ઘણાં આંસુઓ પાડીને તમારા પર લખ્યું; તે તમે ખેદિત થાઓ એ માટે નહિ,
પણ તમારા ઉપર મારી જે અતિશય પ્રીતિ છે તે તમે જાણો તે માટે [લખ્યું].

પોતાનાથી થયા એવા અમે યોગ્ય નથી; અમારી યોગ્યતા દેવ તરફથી છે;
૬વળી તેણે અમને નવા કરારના સેવકો થવા યોગ્ય કર્યા છે; અક્ષરના
[સેવકો] તો નહિ, પણ આત્માના: કેમકે અક્ષર મૃત્યુકારક છે, પણ આત્મા
જીવનદાયક છે.

## સુવાર્તા અને નિયમશાસ્ત્રના ગૌરવની સરખામણી

૭અને મરણસૂચક ધર્મસંસ્થા, જેના અક્ષરો પથ્થરો પર કોતરેલા હતા, તે
જો એટલી બધી ગૌરવવાળી હતી, કે ઈસ્રાએલપુત્રો, મુસાના મુખ પરનું તેજ
જે ટળી જનારૂં હતું તે તેજને લીધે, તેના મુખ પર ધારીને જોઈ શક્યા
નહિ; ૮તો તે કરતાં આત્માની ધર્મસંસ્થા વિશેષ ગૌરવવાળી કેમ ન હોય?
૯કેમકે જો દંડાજ્ઞાની ધર્મસંસ્થા ગૌરવરૂપ છે, તો ન્યાયીપણાની ધર્મસંસ્થા ગૌરવમાં
બહુ અધિક છે! ૧૦અને એ રીતે જોતાં જે ગૌરવવાળું હતું તે તેના કરતાં
અધિક ગૌરવ[વાળી ધર્મસંસ્થા]ના કારણથી, ગૌરવરહિત થયું. ૧૧કેમકે
જે રદ થવાનું હતું તે જો ગૌરવવાળું [હતું], તો જે કાયમ રહેનાર છે તે
વિશેષ ગૌરવવાળું છે!

૧૨તેથી અમને એવી આશા હોવાથી, અમે બહુ હિંમતથી બોલીએ છીએ;
૧૩અને મુસાની પેઠે નહિ, કે જેણે ઈસ્રાએલપુત્રો ટળી જનાર [મહિમાનો]
અંત નિહાળે નહિ માટે પોતાના મુખ પર મુખપટ નાખ્યો; ૧૪પણ તેઓનાં
મન કઠણ થયાં; કેમકે છેક આજ સુધી જૂનો કરાર વાંચતી વખતે તેજ મુખપટ
કાઢ્યા વગર એમ ને એમ રહે છે; પણ તે [મુખપટ] તો ખ્રિસ્તમાં દૂર કરવામાં
આવે છે. ૧૫પણ આજ સુધી જ્યારે મુસાનાં [પુસ્તક] વાંચવામાં આવે છે, ત્યારે
તેઓનાં હૃદય પર મુખપટ હોય છે. ૧૬પણ જ્યારે તે [લોક] પ્રભુની ભણી ફરશે,
ત્યારે તે મુખપટ દૂર કરવામાં આવશે. ૧૭હવે પ્રભુ તે આત્મા છે, અને જ્યાં
પ્રભુનો આત્મા છે, ત્યાં સ્વતંત્રતા છે. ૧૮પણ આપણે સર્વે ઉઘાડે મુખે જાણે કે
આરસીમાં પ્રભુનો મહિમા નિહાળીને પ્રભુના આત્માથી અધિકાધિક મહિમા ધારણ
કરતા તેજ રૂપમાં રૂપાંતર પામીએ છીએ.

## હિંમત અને સ્પષ્ટતા ભરેલો ઉપદેશ

૪ તેથી અમારા પર દયા થઈ તે પ્રમાણે, અમને આ ધર્મસેવા [સોંપેલી]
હોવાથી, અમે નાહિંમત થતા નથી; ૨પણ શરમભરેલી ગુપ્ત વાતોનો
ઇનકાર કરીને અમે કાવતરાં કરતા નથી, અને દેવની વાત [પ્રગટ કરવા]માં
ઠગાઈ કરતા નથી, પણ સત્ય પ્રગટ કર્યાથી દેવની આગળ અમે પોતાને
વિષે સર્વ માણસોનાં અંતઃકરણમાં ખાતરી કરી આપીએ છીએ. ૩પણ જો
અમારી સુવાર્તા ઢંકાએલી હોય, તો તે નાશ પામનારાઓને સારૂ ઢંકાએલી છે,
૪તેઓમાં આ જગતના દેવે અવિશ્વાસીઓનાં મન આંધળાં કર્યાં છે, એ સારૂ
કે ખ્રિસ્ત જે દેવની પ્રતિમા છે, તેના મહિમાની સુવાર્તાના પ્રકાશનો ઉદય
[તેઓ પર] ન થાય. ૫કેમકે અમે [ઉપદેશ કરતાં] પોતાને પ્રગટ કરતા

નથી, પણ ખ્રિસ્ત ઈસુ પ્રભુ છે અને અમે પોતે ઈસુને લીધે તમારા દાસો છીએ,
એવું [અમે પ્રગટ કરીએ છીએ]. ૬ કેમકે જે દેવે અંધારામાંથી અજવાળાને
પ્રકાશવાનું ફરમાવ્યું, તેણે આપણાં હૃદયમાં પ્રકાશ પાડ્યો છે, કે જેથી તે ઈસુ
ખ્રિસ્તના મોં પર દેવનો જે મહિમા છે તેના જ્ઞાનનો પ્રકાશ પાડે.

## પ્રેરિતની નિર્બળતા અને ઈશ્વરનું પરાક્રમ

૭ પણ અમારી પાસે આ ખજાનો માટીનાં પાત્રોમાં રહેલો છે, કે જેથી
પરાક્રમની અધિક્તા દેવથી છે અને અમારામાંથી નથી [એ જાણવામાં આવે].
૮ ચોતરફથી [અમારા પર] દબાણ છતાં અમે દબાઈ ગએલા નથી; ગૂંચવાયા
છતાં નિરાશ થએલા નથી; ૯ સતાવણી પામ્યા છતાં તજાએલા નથી; નીચે
પટકાએલા છતાં નાશ પામેલા નથી; ૧૦ [અમારા] શરીરમાં ઈસુનું મરણ
સદા ઉચકીને ફરીએ છીએ, જેથી ઈસુનું જીવન પણ અમારા શરીરમાં પ્રગટ
કરવામાં આવે. ૧૧ કેમકે અમે જીવનારાઓ ઈસુની ખાતર નિત્ય મરણને
સોંપાઈએ છીએ, જેથી ઈસુના જીવનને પણ અમારા મર્ત્ય દેહમાં પ્રગટ કરવામાં
આવે. ૧૨ તેથી અમારામાં મરણ અસર કરે છે, પણ તમારામાં જીવન અસર
કરે છે. ૧૩ પણ અમારામાં એ ને એજ વિશ્વાસનો આત્મા હોવાથી ("મને
વિશ્વાસ હતો માટે હું બોલ્યો" એ લેખ પ્રમાણે), અમને પણ વિશ્વાસ છે,
અને તેથી અમે બોલીએ છીએ; ૧૪ અને એવું જાણીએ છીએ કે જેણે પ્રભુ
ઈસુને ઉઠાડ્યો, તે અમને પણ ઈસુની સાથે ઉઠાડશે, અને તમારી સાથે અમને
રજૂ કરશે. ૧૫ કેમકે સઘળાં વાનાં તમારે સારૂ છે, જેથી ઘણાની મારફતે જે
કૃપા પુષ્કળ થઈ, તે દેવના મહિમાને અર્થે વિશેષ ઉપકારસ્તુતિ કરાવે.

## ક્ષણિક વિપત્તિ અને સદાકાલિક મહિમા

૧૬ એ કારણથી અમે નાહિંમત થતા નથી; પણ જો કે અમારૂં બાહ્ય મનુષ્યત્વ
ક્ષય પામે છે, તો પણ અમારૂં આંતરિક મનુષ્યત્વ રોજ રોજ નવું થતું જાય છે.
૧૭ કેમકે અમારી જૂજ તથા ક્ષણિક વિપત્તિ અમારે સારૂ અત્યંત વધારે સદાકાલિક
તથા ભારે મહિમા ઉત્પન્ન કરે છે; ૧૮ કેમકે જે વસ્તુઓ દૃશ્ય છે તેમના પર નજર
ન રાખતાં જે અદૃશ્ય છે તેમના પર અમે લક્ષ રાખીએ છીએ; કેમકે જે દૃશ્ય છે તે
ક્ષણિક છે, પણ જે અદૃશ્ય છે તે સદાકાલિક છે.

૫ કેમકે અમે જાણીએ છીએ કે જો અમારૂં પૃથ્વી પરનું માંડવારૂપી ઘર નષ્ટ
થાય, તો આકાશમાં દેવે રચેલું, હાથે બાંધેલું નહિ, એવું અમારૂં
સનાતન ઘર છે. ૨ કેમકે અમારૂં જે સ્વર્ગીય ઘર છે, તેનાથી વેષ્ટિત થવાની
અભિલાષા રાખીને, અમે આ માંડવામાં રહેતાં ખરેખર નિસાસા નાખીએ
છીએ; ૩ જો એ પ્રમાણે વેષ્ટિત થઈએ તો અમે નાગા ન દેખાઈએ. ૪ કેમકે
અમે આ માંડવામાં રહેતાં બોજાને લીધે ખરેખર નિસાસા નાખીએ છીએ; મરણ
જીવનમાં ગરક થઈ જાય એ માટે અમે તેને ઉતારવાને ચાહીએ છીએ એમ તો

નહિ, પણ વેષ્ટિત થવાને ચાહીએ છીએ. ૫હવે જેણે અમને એને અર્થે તૈયાર
કર્યાં તે દેવ છે, તેણે અમને આત્માનું બાનું પણ આપ્યું છે ૬માટે અમે સદા
હિંમતવાન છીએ, અને એવું જાણીએ છીએ, કે શરીરમાં વાસો કરીએ ત્યાં સુધી
અમે પ્રભુથી વિયોગી છીએ. ૭(કેમકે અમે વિશ્વાસથી ચાલીએ છીએ, દૃષ્ટિથી
નહિ); ૮માટે અમે હિંમતવાન છીએ, અને શરીરથી વિયોગી થવું તથા
પ્રભુની પાસે વાસો કરવો, એ અમને વધારે પસંદ છે. ૯એ માટે [શરીરરૂપી]
ઘરમાં હોઈએ કે બહાર હોઈએ, પણ તેને પસંદ પડીએ એવી ઉમેદ અમે રાખીએ
છીએ ૧૦કેમકે દરેકે શરીરમાં રહીને જે જે ભલું કે ભૂડું કર્યું હશે તે પ્રમાણે ફળ
પામવાને આપણ સર્વેને ખ્રિસ્તના ન્યાયાસન આગળ પ્રગટ થવું પડશે.

## પ્રેરણા તથા પરાક્રમરૂપ ખ્રિસ્તની પ્રીતિ

૧૧માટે પ્રભુનો ભય જાણીને અમે માણસોને સમજાવીએ છીએ, પણ અમે
દેવને પ્રગટ થએલા છીએ; અને તમારાં અંતઃકરણોમાં પણ અમે પ્રગટ થયા
છીએ એવી હું આશા રાખું છું. ૧૨અમે ફરીથી તમારી આગળ પોતનાં વખાણ
કરતા નથી, પણ જેઓ હૃદયમાં નહિ, પણ બહારનો ડોળ રાખીને અભિમાન કરે છે,
તેઓને ઉત્તર આપવાનું [સાધન] તમારી પાસે હોય, એ માટે અમારે વિષે તમને
અભિમાન કરવાનો પ્રસંગ આપીએ છીએ. ૧૩કેમકે જો અમે ઘેલા હોઈએ, તો તે
દેવને અર્થે છીએ; અથવા જો સાવધ હોઈએ, તો તે તમારે અર્થે છીએ. ૧૪કેમકે
ખ્રિસ્તની પ્રીતિ અમને ફરજ પાડે છે; કારણ કે અમે એવું [નિશ્ચય] સમજીએ
છીએ, કે એક સર્વેને વાસ્તે મૂઓ માટે સર્વે મૂઆ; ૧૫અને જેઓ જીવે છે તેઓ
હવેથી પોતાને અર્થે નહિ, પણ જે તેઓને વાસ્તે મૂઓ તથા પાછો ઊઠયો તેને અર્થે
જીવે, માટે તે સર્વેને વાસ્તે મૂઓ.

## ખ્રિસ્તમાં નવું જીવન

૧૬માટે હવેથી અમે કોઈને બહારના દેખાવ ઉપરથી ઓળખતા નથી; અને
જો કે અમે ખ્રિસ્તને બહારના દેખાવ પરથી ઓળખ્યો હતો, તોપણ હવેથી [તેને
એમ] ઓળખતા નથી. ૧૭માટે, જો કોઈ માણસ ખ્રિસ્તમાં છે તો તે નવી ઉત્પત્તિ
[છે]: જે જૂનું હતું તે સર્વે જતું રહ્યું છે; જુઓ, તે નવું થયું છે ૧૮પણ
સર્વે દેવ તરફથી છે, જેણે ખ્રિસ્તની મારફતે આપણું સમાધાન પોતાની સાથે કરાવ્યું,
અને સમાધાન [પ્રગટ કરવા]ની સેવા અમને સોંપી; ૧૯એટલે, દેવ ખ્રિસ્તમાં
પોતાની સાથે જગતનું સમાધાન કરાવીને તેઓના અપરાધ તેઓને લેખે ગણતો નથી,
અને તેણે અમને સમાધાનનો સદેશો સોંપેલો છે.

## ઈશ્વર સાથે સમાધાન

૨૦એ માટે અમે ખ્રિસ્તના એલચી છીએ, જાણે કે દેવ અમારી મારફતે વિનંતી
કરતો હોય તેમ; અમે ખ્રિસ્ત તરફથી તમારી આજીજી કરીએ છીએ, કે દેવની સાથે
સમાધાન કરો. ૨૧આપણે તેનામાં દેવના ન્યાયીપણારૂપ થઈએ, માટે જેણે પાપ
જાણ્યું નહોતું તેને તેણે આપણે વાસ્તે પાપરૂપ કર્યો.

૬ અમે, [દેવની] સાથે કામ કરનારા હોઈને, તમને એવી પણ વિનંતી
કરીએ છીએ, કે તમે દેવની કૃપાનો અવરથા અંગીકાર ન કરો, ૨ કેમકે
તે કહે છે, કે

મેં માન્યકાળે તારું સાંભળ્યું, અને તારણને દિવસે મેં તને સહાય કરી:
જુઓ, હમણાં જ માન્યકાળ છે; જુઓ, હમણાં જ તારણનો દિવસ છે.
૩ અમારી સેવાનો દોષ કાઢવામાં ન આવે, માટે અમે કોઈ પણ બાબતમાં [કોઈને]
ઠોકર ખાવાનું કારણ આપતા નથી; ૪ પણ સર્વ વાતે અમે દેવના સેવકોને
શોભે એવી રીતે વર્તીએ છીએ, બહુ ધીરજ [રાખીને], વિપત્તિઓ [વેઠીને],
તંગીઓ [સહીને], સંકટો [ઉઠાવીને], ૫ ફટકા [ખાઈને], કેદ [ભોગવીને],
હુંગામા [સહીને], કષ્ટ [વેઠીને], ઉજાગરા [કરીને], લાંઘણ [વેઠીને]; ૬ શુદ્ધતા
વડે, જ્ઞાન વડે, સહનશીલતા વડે, પરોપકાર વડે, પવિત્ર આત્માથી, નિષ્કપટ
પ્રીતિથી, ૭ સત્યના વચનથી, દેવના પરાક્રમથી; જમણે હાથે તથા ડાબે હાથે
ન્યાયનાં હથિયારો વડે, ૮ માન તથા અપમાન વડે, અપકીર્તિ તથા સુકીર્તિ
વડે; ઠગ [ગણાતા] છતાં ખરા [રહીને]; ૯ અજાણ્યા જેવા છતાં બહુ જાણીતા
હોઈને; જાણે મરતા હોઈએ એવા છતાં, જુઓ, અમે તો જીવતા છીએ;
શિક્ષા પામેલાઓના જેવા છતાં મારી નંખાએલા નથી; ૧૦ શોકાતુર જેવા
છતાં સદા આનંદ કરનારા [છીએ]; દરિદ્રી જેવા છતાં ઘણાને ધનવાન કરનારા
[છીએ]; નાદાર જેવા છતાં સર્વસંપન્ન છીએ.

## કોરીંથીઓના પ્રેમની માગણી

૧૧ ઓ કોરીંથના માણસો, તમારા પ્રત્યે અમારું મોં છૂટું થયું છે, અમારું
હૃદય [તમારે માટે] પ્રફુલ્લિત થએલું છે. ૧૨ તમે અમારા [હૃદય]માં સંકુચિત
થયા નથી, પણ તમારા પોતાના અંતઃકરણમાં સંકુચિત થયા છો. ૧૩ તો
એને બદલે ([મારાં] બાળકો સમજીને હું તમને કહું છું, કે) તમે પણ પ્રફુલ્લિત
[હૃદયવાળા] થાઓ.

## અવિશ્વાસીઓ સાથે મૈત્રી કરવા વિષે ચેતવણી

૧૪ અવિશ્વાસીઓની સાથે અઘટિત સંબંધ ન રાખો: કેમકે ન્યાયીપણાને
અન્યાયીપણાની સાથે સોબત કેમ હોય? અજવાળાને અંધકારની જોડે શી
સંગત હોય? ૧૫ ખ્રિસ્તને બેલ્યાલની સાથે શો મિલાપ હોય? કે વિશ્વાસીને
અવિશ્વાસીની સાથે શો ભાગ હોય? ૧૬ દેવના મંદિરને મૂર્તિઓની સાથે શો
મેળ હોય? કેમકે જેમ દેવે કહ્યું છે, કે હું તેઓમાં રહીશ તથા તેઓની સાથે
ચાલીશ; હું તેઓનો દેવ થઈશ, અને તેઓ મારા લોક થશે, તેમ આપણે
જીવતા દેવનું મંદિર છીએ. ૧૭ માટે

તમે તેઓમાંથી નીકળી આવો, અને અલગ થાઓ, એમ પ્રભુ કહે છે,
મલિન વસ્તુને અડકો મા;
એટલે હું તમારો અંગીકાર કરીશ,

૧૮ અને તમારો પિતા થઈશ,
અને તમો મારા દીકરાદીકરીઓ થશો,
એમ સર્વશક્તિમાન પ્રભુ કહે છે.

૭ તેથી, વહાલાઓ, આપણને એવાં વચન મળેલાં છે માટે આપણે દેહની
તથા આત્માની સર્વ મલિનતાને દૂર કરીને પોતે શુદ્ધ થઈએ, અને દેવનો
ભય રાખીને સંપૂર્ણ પવિત્રતા સંપાદન કરીએ.

## તીતસના આવ્યાથી મળેલો દિલાસો

૨ અમારો અંગીકાર કરો; અમે કોઈનો અન્યાય કર્યો નથી, કોઈનું બગાડ્યું
નથી, કોઈને છેતર્યાં નથી. ૩ હું [તમને] દોષિત ઠરાવવાને બોલતો નથી;
કેમકે મેં અગાઉ કહ્યું છે, કે તમે અમારાં હૃદયોમાં એવા વસ્યા છો કે [આપણે]
સાથે મરવાને તેમ જીવવાને પણ તૈયાર છીએ. ૪ તમારી સાથે હું બહુ છૂટથી
બોલું છું, તમારે લીધે હું બહુ અભિમાન કરું છું; હું દિલાસાથી ભરપૂર થયો છું.
અમારી સર્વ વિપત્તિમાં મારું અંતઃકરણ આનંદથી ઊભરાઈ જાય છે.

૫ કેમકે અમે મકદોનિયા આવ્યા ત્યારે પણ અમારા દેહને કંઈ સુખ નહોતું,
પણ ચોતરફથી અમારા પર વિપત્તિ આવી પડતી હતી; બહાર લડાઈઓ હતી,
માંહે ઘણી જાતની બીક હતી. ૬ પણ દીનજનોને દિલાસો આપનાર દેવે તીતસના
આવ્યાથી અમને દિલાસો આપ્યો, ૭ અને કેવળ તેના આવ્યાથી નહિ, પણ
તમારા તરફથી તેને જે દિલાસો મળ્યો તેથી પણ; વળી તેણે તમારી અભિલાષા,
તમારો શોક, મારે માટે તમારી ઉત્કંઠા, એની ખબર પણ અમને આપી,
તેથી મને વિશેષ આનંદ થયો. ૮ વળી જો કે મેં મારા પત્રથી તમને ખિન્ન કર્યા,
અને તેથી, જો કે મને પસ્તાવો થતો હતો, તોપણ હવે મને પસ્તાવો થતો
નથી; કેમકે હું જોઉં છું કે તે પત્રે તમને થોડી વાર સુધી ખિન્ન કર્યા ખરા.
૯ પણ હવે મને આનંદ થાય છે, તમે ખેદ પામ્યા તેને માટે નહિ, પણ તમને
ખેદ થવાથી તમે પસ્તાવો કર્યો તે માટે; કેમકે તમને દેવની ઇચ્છા પ્રમાણે
ખિન્ન કરવામાં આવ્યા, કે અમારાથી તમને કંઈ નુકસાન ન થાય. ૧૦ કેમકે
દેવની ઇચ્છા પ્રમાણે થતો ખેદ, શોક નહિ, પણ તારણ ઉપજાવે એવો પસ્તાવો
ઉત્પન્ન કરે છે, પણ સાંસારિક ખેદ મરણસાધક છે. ૧૧ કેમકે જુઓ, તમને
દેવની ઇચ્છા પ્રમાણેનો ખેદ થયો, તેથી જ તમારા મનમાં કેવી આતુરતા ઉત્પન્ન
થઈ, વળી પોતાને નિર્દોષ ઠરાવવાની [તમારી] કેવી ઉત્કંઠા, વળી કેવો ક્રોધ,
વળી કેવો ભય, વળી કેવી આતુર આકાંક્ષા, વળી કેવી ઉત્કંઠા, વળી બદલો
લેવાની કેવી તત્પરતા! તમે તે કામમાં સર્વ પ્રકારે પોતાને નિર્દોષ સાબિત કર્યા.
૧૨ વળી જો કે મેં તમને લખ્યું ખરું, તોપણ જેણે અન્યાય કર્યો તેને વાસ્તે
નહિ, અને જેના પર અન્યાય થયો તેને વાસ્તે પણ નહિ, પણ દેવની આગળ
અમારે વિષે તમારી જે લાગણી છે તે તમને પ્રગટ થાય એ વાસ્તે લખ્યું.
૧૩ એથી અમને દિલાસો મળ્યો છે; અને અમારા દિલાસા ઉપરાંત તીતસને

થએલા આનંદથી અમે વળી અધિક આનંદ પામ્યા, કેમકે તમો સઘળાથી તેનો
આત્મા વિસામો પામ્યો છે. ૧૪ માટે જો મેં તમારે વિષે તેની આગળ કોઈ
વાતમાં અભિમાન કર્યું હોય, તો તેથી હું શરમાતો નથી; પણ જેમ અમે
તમને બધી સત્ય વાતો કહી, તેમ જે અભિમાન અમે તીતસની આગળ કર્યું
તે અમારૂં [અભિમાન] સાચું પડયું. ૧૫ વળી તમે ભય તથા ધ્રુજારીસહિત
તેનો અંગીકાર કર્યો, એ તમારા સર્વના આજ્ઞાંકિતપણાનું તેને સ્મરણ હોવાથી
તેની મમતા તમારા પર પુષ્કળ છે. ૧૬ સઘળી વાતે તમારે વિષે મને પૂરો
ભરોસો છે, તેથી હું આનંદ પામું છું.

## યરૂશાલેમના ગરીબોને માટે ઉઘરાણું

૮ વળી, ભાઈઓ, મકદોનિયાની મંડળીઓ પર થએલી દેવની કૃપા અમે
તમને જણાવીએ છીએ, કે ૨ વિપત્તિથી તેઓની ભારે કસોટી થયા
છતાં તેઓના પુષ્કળ આનંદને લીધે તથા તેઓની ભારે દરિદ્રતા છતાં તેઓની
ઉદારતારૂપી સમૃદ્ધિ પુષ્કળ વધી ગઈ. ૩ કેમકે હું સાક્ષી પૂરૂં છું, કે યથાશક્તિ,
બલકે શક્તિ ઉપરાંત પણ, તેઓએ પોતાની ખુશીથી [આપ્યું]. ૪ તેઓએ
[પોતાની] આ [ઉદારતારૂપી] કૃપા સ્વીકારીને તથા સંતોની સેવા બજાવવામાં
ભાગીદારપણું કબૂલ કરવાને ઘણી આજીજીથી અમારી વિનંતી કરી; ૫ અને તે
વળી જેમ અમે આશા રાખી હતી, એમ નહિ; પણ તેઓએ પ્રથમ પ્રભુને,
અને દેવની ઇચ્છા પ્રમાણે અમને પણ પોતાને સોંપ્યા. ૬ માટે અમે તીતસને
વિનંતી કરી, કે જેમ તેણે પ્રથમ આરંભ કર્યો હતો તેજ પ્રમાણે તે તમારામાં
આ [ઉદારતાની] કૃપા પણ સંપૂર્ણ કરે. ૭ પણ જેમ તમે સર્વ બાબતોમાં,
એટલે વિશ્વાસમાં, વાક્‌ચાતુર્યમાં, જ્ઞાનમાં, ભારે ઉત્કંઠામાં તથા અમારા ઉપરના
તમારા પ્રેમમાં, વધ્યા, તેમજ આ [ઉદારતાની] કૃપામાં પણ વધો.

## ઈસુનો નમૂનો

૮ હું આજ્ઞાની રૂએ નહિ, પણ બીજાઓની ઉત્કંઠાને ધોરણે તમારી પ્રીતિનું
પારખું કરવાને આ કહું છું. ૯ કેમકે તમે આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા
જાણો છો, કે તે ધનવાન છતાં તમારે લીધે દરિદ્રી થયો, એ માટે કે તમે તેની
દરિદ્રતાથી ધનવાન થાઓ. ૧૦ વળી આ બાબતમાં હું મારો અભિપ્રાય
આપું છું; કેમકે તે તમારે માટે યોગ્ય છે, કારણ કે એક વરસ ઉપર તમે
કેવળ [એ કામ] કરવાનો આરંભ કર્યો હતો, એટલું જ નહિ, પણ એ કામ
કરવાની તમારી ઇચ્છા પણ હતી. ૧૧ પણ હવે એ કામ પૂરૂં કરો; જેથી
જે પ્રમાણે તીવ્ર ઇચ્છા હતી તે પ્રમાણે તમારી શક્તિ મુજબ એ પરિપૂર્ણ
કરો. ૧૨ કેમકે જો ઇચ્છા હોય, તો તે કોઇની પાસે જે નથી તે પ્રમાણે
નહિ, પણ જે છે તે પ્રમાણે તે માન્ય છે. ૧૩ બીજાઓને આરામ થાય, અને
તમને સંકટ થાય એમ નહિ; ૧૪ પણ એ સમાનતાને ધોરણે થાય, એટલે
કે હાલના કાળમાં તમારી પુષ્કળતા તેઓની અછત પૂરી પાડે, કે તેઓની

પુષ્કળતા પણ તમારી અછત પૂરી પાડે, એટલે સમાનતા થાય; ૧૫ જેમ
લખેલું છે તેમ, "જેની પાસે ઘણું હતું તેને વધી પડયું નહિ; અને જેની
પાસે થોડું હતું તેને ખૂટી પડયું નહિ."

### તીતસ તથા બીજા એક જણનું મોકલાવું

૧૬ પણ દેવની સ્તુતિ થાઓ, કે જેણે તીતસના હૃદયમાં તમારે વાસ્તે
તેની કાળજી ઉત્પન્ન કરી. ૧૭ કેમકે તેણે અલબત અમારી વિનંતી માની;
પણ તે છતાં તે પોતે ઘણો આતુર હોવાથી પોતાની ખુશીથી તમારી પાસે
આવ્યો. ૧૮ વળી અમે તેની સાથે એક ભાઈને પણ મોકલ્યો છે, સુવાર્તા
વિષે એની કીર્તિ સર્વ મંડળીઓમાં છે; ૧૯ એટલું જ નહિ, પણ તે [ભાઈ]ની
નિમણૂક મંડળીઓએ કરી છે, જેથી આ [ઉદારતાની] કૃપા[ના સંબંધમાં],
જેના અમારી ઉત્કંઠા [દર્શાવવાને] પ્રભુના મહિમાને અર્થે અમે સેવકો છીએ,
તેના સંબંધમાં તે અમારી સાથે ફરે. ૨૦ આ દાનનો અમે વહીવટ કરીએ
છીએ, તે વિષે કોઈ અમારા પર દોષ ન મૂકે, તે બાબત અમે સંભાળ રાખીએ
છીએ; ૨૧ માત્ર પ્રભુની જ નજરમાં નહિ, પરંતુ માણસની નજરમાં પણ
જે યોગ્ય છે તે વિષે કાળજી રાખીએ છીએ. ૨૨ તેઓની સાથે અમે અમારા
ભાઈને મોકલ્યો છે, ઘણી બાબતોમાં ઘણીવાર અમે એની કસોટી કરી છે,
અને તે અમને ઉદ્યોગી માલૂમ પડયો છે, પણ તમારા પર [તેનો] ઘણો
વિશ્વાસ હોવાથી તે હમણાં વધારે ઉદ્યોગી માલૂમ પડયો છે. ૨૩ વળી તીતસ
વિષે [કોઈ પૂછે તો] તે તો મારો સોબતી તથા તમારી સેવામાં મારી સાથે
કામ કરનાર છે; અને અમારા ભાઈઓ વિષે [કોઈ પૂછે તો] તેઓ તો
મંડળીઓના પ્રેરિતો તથા ખ્રિસ્તનો મહિમા છે. ૨૪ એ માટે તમારા પ્રેમનું
[પ્રમાણ] તથા તમારે વિષે અમારૂં અભિમાન કરવાનું પ્રમાણ, તેઓને
મંડળીઓની આગળ દેખાડી આપો.

૯ હવે સંતોની સેવા બજાવવા વિષે મારે તમને લખવાની અગત્ય નથી:
૨ કેમકે તમારી ઉત્કંઠા હું જાણું છું; એ બાબત હું મકદોનિયાના લોકની
આગળ તમારે લીધે અભિમાન કર્યાં કરૂં છું, કે અખાયા એક વરસથી તૈયાર
છે; અને તમારી ઉત્કંઠાથી ઘણાને ઉત્તેજન મળ્યું છે. ૩ પણ આના સંબંધમાં
તમારે વિષે અમારૂં અભિમાન વ્યર્થ ન જાય માટે મેં ભાઈઓને મોકલ્યા છે, કે
જેમ મેં કહ્યું તેમ તમે તૈયાર થાઓ; ૪ રખેને મકદોનિયાના કોઈ માણસો મારી
સાથે આવે, અને તમને નહિ તૈયાર થએલા જુએ, તો આ ખાતરી [રાખવા]ને
લીધે અમારે (તમારે તો અમે નથી કહેતા) શરમાવું પડે. ૫ ભાઈઓ પહેલાં
તમારી પાસે આવે, અને જે દાન આપવાનું તમે પ્રથમ વચન આપ્યું હતું તે
અગાઉથી ઉઘરાવી રાખે, એવી તેઓને વિનંતી કરવાની અગત્ય મને જણાઈ,
કે જબરદસ્તીથી નહિ પણ ઉદારતાથી તે [ઉઘરાણું] તૈયાર રાખવામાં આવે.

### દાન કેવી રીતે આપવાં

૬ પણ આટલું [તો ખરું છે], કે જે કૃપણતાથી વાવે છે, તે લણશે પણ
કૃપણતાથી; અને જે ઉદારતાથી વાવે છે, તે લણશે પણ ઉદારતાથી. ૭ જેમ
દરેકે પોતાના હૃદયમાં અગાઉથી ઠરાવ્યું છે, તે પ્રમાણે તેણે આપવું; ખેદથી
નહિ, કે ફરજિયાત નહિ; કેમકે ખુશીથી આપનારને દેવ ચાહે છે. ૮ વળી
દેવ તમારા પર સર્વ [પ્રકારની] પુષ્કળ કૃપા કરવાને સમર્થ છે, કે જેથી હમેશાં
તમારી પાસે સર્વ વાતે પુષ્કળ સમૃદ્ધિ હોવાને લીધે, તમે સર્વ સારાં કામોની
વૃદ્ધિ કરતા રહો. ૯ લખેલું છે, કે

"તેણે વેર્યું છે, તેણે દરિદ્રીઓને આપ્યું છે;
તેનું ન્યાયીપણું સર્વકાળ ટકે છે."

૧૦ હવે જે વાવનારને સારૂ બી તથા ખોરાકને સારૂ રોટલી પૂરાં પાડે છે,
તે તમારૂં વાવવાનું બીજ પૂરૂં પાડશે અને વધારશે, અને તમારા ન્યાયીપણાનાં
ફળની વૃદ્ધિ કરશે; ૧૧ એમ તમે સર્વ પ્રકારે ધનવાન થઈને પૂરી ઉદારતા
દેખાડો, કે જેથી અમારી મારફતે દેવની સ્તુતિ થાય. ૧૨ કેમકે એ સેવા
બજાવ્યાથી કેવળ સંતોની ગરજ પૂરી પડે છે એટલું જ નહિ, પરંતુ દેવની
સ્તુતિરૂપી પુષ્કળ ફળ પણ ઉત્પન્ન થાય છે; ૧૩ એટલે આ સેવા સંબંધી તમારી
કસોટી થાય છે, અને ખ્રિસ્તની સુવાર્તા પ્રત્યે તમે આપેલી કબૂલાતને તમે
આધીન રહો છો, અને તેઓને માટે તથા સર્વને માટે તમે પુષ્કળ દાન આપ્યાં
છે, તેને લીધે તેઓ દેવની સ્તુતિ કરે છે. ૧૪ તમારા પર દેવની ઘણી કૃપાને
લીધે તેઓ પોતે પણ તમારે માટે પ્રાર્થના કરીને તમારા ઉપર ઘણી મમતા
રાખે છે. ૧૫ દેવના અનિર્વાચ્ય દાનને માટે તેની સ્તુતિ થાઓ.

### પોતાના અધિકાર વિષે પાઊલનો દાવો

૧૦ હવે હું પાઊલ પોતે ખ્રિસ્તની નમ્રતા તથા કોમળતાની ખાતર તમારી
આજીજી કરું છું; હુ તમારી પાસે હાજર હોઉં છું ત્યારે દીન છું,
પણ દૂર હોઉં છુ ત્યારે તમારી ભણી હિંમતવાન છું; ૨ કેટલાક અમને
દુનિયાદારીની રીત પ્રમાણે વર્તનારા ધારે છે, તેઓની સામે જે નિશ્ચયતાથી
હું હિંમત કરવાનું ધારૂં છું, તે [નિશ્ચયતા]થી હું હાજર થાઉં ત્યારે મારે
હિંમતવાન થવું ન પડે, એવી વિનંતી હુ તમને કરૂં છું. ૩ કેમકે જો કે અમે
દેહમાં ચાલીએ છીએ તોપણ અમે દેહ પ્રમાણે લડાઈ કરતા નથી. ૪ (કેમકે
અમારી લડાઇનાં હથિયાર સાંસારિક નથી, પણ દેવ[ની સહાય]થી કિલ્લાઓને
તોડી પાડવાને તેઓ સમર્થ છે); ૫ અમે વિતંડાવાદોને તથા દેવના જ્ઞાનની
વિરુદ્ધ જે કંઈ માથું ઉચકે છે તેને તોડી પાડીએ છીએ, અને દરેક વિચારને વશ
કરીને ખ્રિસ્તની આધીનતામાં લાવીએ છીએ; ૬ અને જ્યારે તમારૂં આજ્ઞા-
પાલન સંપૂર્ણ થશે, ત્યારે સર્વ આજ્ઞાભંગનો બદલો વાળવાને અમે તૈયાર
છીએ. ૭ તમે કેવળ બહારનો દેખાવ જુઓ છો. હું ખ્રિસ્તનો છું એવો જો

કોઈને પોતાને વિષે ભરોસો હોય તો તેણે ફરીથી એવો પોતાના મનમા વિચાર
કરવો, કે જેમ તે પોતે ખ્રિસ્તનો છે તેમ અમે પણ ખ્રિસ્તના છીએ ૮ કેમકે
જે અધિકાર પ્રભુએ તમારા નાશને અર્થે નહિ, પણ તમારી ઉન્નતિ કરવાને
અર્થે અમને આપ્યો, તે વિષે જો હુ કંઈક અધિક અભિમાન કરૂં, તો પણ
હુ શરમાઉં નહિ ૯ હુ તમને પત્રોદ્વારા ડરાવનાર જેવો ન દીસુ, એ હેતુથી
[હુ આ લખુ છુ] ૧૦ કેમકે તેઓ કહે છે, કે તેના પત્રો વજનદાર તથા
સબળ છે, પણ તે પોતે શરીરે નબળો, ને તેનુ બોલવુ દમ વગરનુ છે ૧૧ એવુ
બોલનારે સમજવુ જોઈએ, કે અમે દૂર હોવા છતા પત્રોમા લખેલી બાબતથી
જેવા દેખાઈએ છીએ તેવા જ, હાજર થઈશું ત્યારે, કામથી પણ દેખાઈશું
૧૨ જેઓ પોતાના વખાણ કરે છે, તેઓમાના કેટલાએકની સાથે અમે પોતાની
ગણના કરવાને અથવા પોતાને સરખાવવાને છાતી ચલાવતા નથી, પણ તેઓ
માહોમાહે પોતાને એકબીજાથી માપીને તથા પોતાને એકબીજાની સાથે સરખાવીને,
બુદ્ધિ વગરના છે ૧૩ પણ અમે હદ ઉપરાત અભિમાન નહિ કરીશું, પણ
જે હદ દેવે અમને ઠરાવી આપી છે, જે તમારા સુધી પણ પહોચે છે, તે
પ્રમાણે [અભિમાન] કરીશું ૧૪ કેમકે જાણે કે અમે તમારા સુધી પહોચ્યા
ન હોઈએ, એમ અમે પોતાને હદ બહાર લમાવતા નથી કેમકે અમે પ્રથમ
ખ્રિસ્તની સુવાર્તા પ્રગટ કરતા તમારા સુધી આવ્યા, ૧૫ અમે પોતાની
હદની બહાર, એટલે બીજાની મહેનત પર અભિમાન કરતા નથી, પણ અમને
આશા છે, કે જેમ જેમ તમારો વિશ્વાસ વધશે તેમ તેમ અમે પોતાની હદમા
[રહીને] તમારે આશરે એવા પુષ્કળ વધીશું, ૧૬ કે તમારા પેલી ગમના
પ્રાતોમા પણ અમે સુવાર્તા પ્રગટ કરીશું, અને બીજાની હદમા તૈયાર થએલા
ક્ષેત્ર વિષે અભિમાન નહિ કરીએ ૧૭ પણ જે કોઈ અભિમાન કરે છે તે
પ્રભુમા અભિમાન કરે ૧૮ કેમકે જે પોતાના વખાણ કરે છે તે નહિ, પણ
જેના વખાણ પ્રભુ કરે છે તે માન્ય થાય છે

## પ્રેરિત તરીકે તેનો હક

૧૧ મારા થોડાઘણા મૂર્ખપણાનુ સહન કરો તો સારૂ; પણ તમે સહન
તો કરો છો ૨ કેમકે [જાણે] ઈશ્વરની ચિંતાથી હુ તમારા વિષે
ચિંતાતુર છુ, કેમકે એક પતિની સાથે મેં તમારો વિવાહ કર્યો છે, કે જેથી
એક પવિત્ર કુમારિકા જેવા હુ તમને ખ્રિસ્તને સોપુ ૩ પણ મને ભય લાગે છે,
રખેને જેમ સર્પે પોતાના કપટથી હવાને ભુલાવી, તેમ ખ્રિસ્તમા જે નિખાલસ-
પણુ તથા પવિત્રતા છે તે [તજીને] તમારા મન હરકોઈ રીતે ભ્રષ્ટ થાય
૪ કેમકે જે કોઈ આવીને જેને અમે પ્રગટ કર્યો નથી, એવા બીજા ઈસુને પ્રગટ
કરે, અથવા જે તમે પામ્યા નહોતા, એવો જો તમે બીજો આત્મા પામો,
અથવા જે [સુવાર્તા]નો અંગીકાર તમે કર્યો નહોતો, એવી કોઈ બીજી સુવાર્તા
તમે સ્વીકારો, તો તે સહન કરવામા તમને શાબાશી ઘટે છે। ૫ કેમકે એ

સહુથી ઉત્તમ પ્રેરિતો કરતાં હું પોતાને કોઈ પણ પ્રકારે ઊતરતો ગણતો નથી.
૬ પણ જો કે બોલવામાં પ્રવીણ ન હોઉં, તો પણ જ્ઞાનમાં હું અપૂર્ણ નથી;
બલકે [તે બાબત] સર્વ પ્રકારે અમે તમારા પ્રત્યે સઘળાની આગળ પ્રગટ કરી
બતાવી છે. ૭ તમને ઊંચા કરવા માટે મેં પોતાને નીચો કર્યો, એટલે તમને
અમે દેવની સુવાર્તા મફત પ્રગટ કરી, એમાં શું મેં પાપ કર્યું? ૮ તમારી
સેવા બજાવવા સારૂ મેં બીજી મંડળીઓને લૂંટીને તેઓની પાસેથી નાણાં લીધાં;
૯ વળી હું તમારી સાથે હતો ત્યારે મને તંગી પડ્યા છતાં પણ હું કોઈને
ભારરૂપ થયો નહિ; કેમકે મકદોનિયામાંથી જે ભાઈઓ આવ્યા હતા, તેઓએ
મારી જરૂરિયાતો પૂરી પાડી; અને હું સર્વ પ્રકારે તમને બોજારૂપ થતાં દૂર
રહ્યો, અને દૂર રહીશ. ૧૦ મારામાં જે ખ્રિસ્તની સત્યતા છે તેના સમ [ખાઈને
કહું છું] કે આખાયાના કોઈ પણ પ્રાંતમાં આ પ્રમાણે અભિમાન કરતાં કોઈ
મને અટકાવી શકશે નહિ. ૧૧ શા માટે? શું હું તમારા પર પ્રેમ રાખતો
નથી તે માટે? દેવ જાણે છે. ૧૨ પણ જેઓ લાગ શોધે છે તેઓને લાગ ન
મળે તે માટે હું જે કરૂં છું તે કરીશ, કે જે બાબતમાં તેઓ અભિમાન કરે છે,
તે બાબતમાં તેઓ અમારા જેવા જ જણાય. ૧૩ કેમકે એવા માણસો જૂઠા
પ્રેરિતો, કપટથી કામ કરનારા, ખ્રિસ્તના પ્રેરિતોનો વેશ ધરનારા છે. ૧૪ અને
એમાં કંઈ આશ્ચર્ય નથી; કેમકે શેતાન પોતે પ્રકાશના દૂતનો વેશ લે છે.
૧૫ તેથી જો તેના સેવકો પણ ન્યાયીપણાના સેવકોનો વેશ લે તો તે કંઈ મોટી
વાત નથી; તેઓનાં કામ પ્રમાણે તેઓનો અંત થશે.

## પાઊલ તથા તેના સામાવાળિયાઓનો મુકાબલો

૧૬ હું ફરીથી કહું છું, કે કોઈએ મને મૂર્ખ ન ધારવો; પણ જો તમે એમ
ધારતા હો, તો તમારે મૂર્ખ તરીકે મારો અંગીકાર કરવો, જેથી હું પણ
થોડુંએક અભિમાન કરૂં. ૧૭ જે હું કહું છું, તે પ્રભુથી નથી કહેતો; પણ આ
અભિમાનના આવેશમાં જાણે કે મૂર્ખાઈથી હું બોલું છું. ૧૮ સાંસારિક કારણોને
લીધે ઘણા અભિમાન કરે છે, માટે હું પણ અભિમાન કરીશ. ૧૯ કેમકે તમે
પોતે બુદ્ધિમાન છો, તેથી તમે ખુશીથી મૂર્ખોનું સહન કરતા હશો. ૨૦ કેમકે
જો કોઈ તમને ગુલામ બનાવે, જો કોઈ તમારૂં [સર્વસ્વ] ખાઈ જાય, જો કોઈ
તમને સપડાવે, જો કોઈ પોતાને મોટો મનાવે, જો કોઈ તમને મોં પર મારે,
તો તમે તેનું સહન કરો છો.

## પાઊલનાં જોખમો તથા સંકટો

૨૧ જાણે કે અમે નિર્બળ હોઈએ, એમ પોતાને વખોડનાર તરીકે હું આ
બોલું છું. પણ જે કોઈ પણ બાબતમાં કોઈ હિંમતવાન છે તેમાં હું પણ
હિંમતવાન છું (આ તો હું મૂર્ખતાથી બોલું છું). ૨૨ શું તેઓ હેબ્રી છે?
તો હું પણ છું. શું તેઓ ઈસ્રાએલી છે? તો હું પણ છું. શું તેઓ
ઈબ્રાહીમનાં સંતાન છે? તો હું પણ છું. ૨૩ શું તેઓ ખ્રિસ્તના સેવકો છે?

(હું કોઈએક ઘેલા માણસની પેઠે બોલુ છું, કે) હું [તેઓના કરતા] વિશેષ
છું, કારણ કે મેં વધારે મહેનત કરી છે, વધારે વખત કેદખાનામા પડયો છું,
વધારે વખત હદબહાર ફટકા ખાધા છે, અને વારંવાર મોતના પંજામા આવ્યો
છું ૨૪ પાંચ વાર મેં યહુદીઓ તરફથી ઓગણુ ઓગણુચાળીસ ફટકા ખાધા
૨૫ ત્રણ વાર મેં સોટીઓનો માર ખાધો, એક વાર પથ્થરનો માર ખાધો, ત્રણ
વાર મારું વહાણ ભાંગી ગયું, એક રાતદહાડો હું સમુદ્રમા પડી રહ્યો હતો,
૨૬ ઘણી મુસાફરીઓ કરી, નદીઓના વિઘ્નોમા, લુટારાઓ તરફના, સ્વદેશીઓ
તરફના, પરદેશીઓ તરફના શહેરમાના, જંગલમાના, સમુદ્રના, તથા ઢોંગી ભાઈ
ભાઈઓ તરફના જોખમો, વેઠયા, ૨૭ શ્રમ તથા કષ્ટ, વારંવારના ઉજાગરા, ભૂખ
તથા તરસ, વારંવારની લાંઘણો, ટાઢ તથા વસ્ત્રની તંગાસ, એ સર્વ સહન કર્યું
૨૮ આ બહારની વાતો ઉપરાંત એક બીજા પ્રકારનો બોજો દબાણ મારા પર
દરરોજ થાય છે એટલે બધી મંડળીઓ વિષેની ચિંતા ૨૯ કોને અશક્ત જોઈને
હું અશક્ત નથી થતો? કોને ઠોકર ખવડાવવામા આવે છે, અને મારું હૃદય
બળતુ નથી? ૩૦ જો અભિમાન કરવાની જરૂર પડે, તો જે બાબતોમા હું
નિર્બળ છું તેનું હું અભિમાન કરીશ ૩૧ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તનો દેવ તથા
બાપ જે સર્વકાળ સ્તુત્ય છે, તે જાણે છે કે હું જૂઠું કહેતો નથી ૩૨ દમસ્કમાં
આરેતાસ રાજાનો સૂબો મને પકડવા માટે દમસ્કીઓના શહેર પર ચોકી બેસાડી
રાખતો, ૩૩ પણ મને ટોપલીમા બેસાડીને બારીમા થઈને કોટ પરથી ઉતારી
મૂકવામા આવ્યો, અને એ પ્રમાણે હું તેના હાથમાથી બચી ગયો

## ઊંચા દર્શનો અને હલકા પાડનારી નિર્બળતાઓ

૧૨ અભિમાન કરવું તે ફાયદાકારક નથી, પણ મારે તો કરવુ પડે છે,
હું હવે પ્રભુના દર્શન તથા પ્રકટીકરણની વાત કહેવા માંડીશ. ૨ ખ્રિસ્તમા
એક એવા માણસને હું ઓળખુ છું (તે શરીરમા હતો તે હું જાણતો નથી
કે શરીર બહાર હતો તે પણ હું જાણતો નથી, દેવ જાણે છે) કે જેને
ચૌદ વર્ષ ઉપર ત્રીજા આકાશમા ઉપાડી લેવામા આવ્યો ૩ અને એવા
માણસને હું ઓળખુ છું (તે શરીરમા હતો કે શરીર બહાર હતો, તે હું
જાણતો નથી દેવ જાણે છે) ૪ કે તેને પારાદૈસમા ઉપાડી લેવામા આવ્યો,
અને માણસથી બોલી શકાય નહિ, એવી અકથનીય વાતો તેના સાંભળવામા
આવી ૫ એવાને લીધે હું અભિમાન કરીશ, પણ મારે પોતાને વિષે હું
અભિમાન કરીશ નહિ, કેવળ મારી દુર્બળતા વિષે કરીશ. ૬ કેમકે જો હું
અભિમાન કરવાની ઇચ્છા રાખુ તો હું મૂર્ખ ઠરું નહિ, કેમકે હું સાચું બોલુ છું
પણ કોઈ પણ માણસ મને જેવો જુએ, અથવા મારું સાંભળે તે કરતા મને
કંઈ રીતે મોટો ન ધારે એ માટે હું ચૂપ રહુ છું ૭ વળી એ પ્રકટીકરણોની
અતીશ મહત્તાને લીધે હું અતિશય વડાઈ ન કરું, માટે મને શિક્ષા આપવા
સારુ શેતાનના દૂત તરીકે મને દેહમા કાંટો આપવામા આવ્યો, કે જેથી હું

અતિશય વડાઈ ન કરૂં. ૮ તે મારી પાસેથી દૂર જાય એ બાબત વિષે મેં ત્રણવાર
પ્રભુની પ્રાર્થના કરી. ૯ અને તેણે મને કહ્યું છે, કે તારે વાસ્તે મારી કૃપા બસ
છે; કેમકે મારૂં સામર્થ્ય નિર્બળતામાં સંપૂર્ણ થાય છે. ખ્રિસ્તનું પરાક્રમ મારા
પર આવી રહે, એ સારૂ ઊલટું હું ઘણી ખુશીથી મારી નિર્બળતા વિષે અભિમાન
કરીશ. ૧૦ એ માટે નિર્બળતામાં, અપમાન [સહન કરવા]માં, તંગીમાં, સતાવણીમાં
અને સંકટમાં, ખ્રિસ્તની ખાતર હું આનંદ માનું છું; કેમકે જ્યારે હું નિર્બળ છું,
ત્યારે હું બળવાન છું.

## પાઊલ પોતાના અભિમાનનું પુનરાવલોકન કરે છે

૧૧ હું [અભિમાન કરીને] મૂર્ખ બન્યો છું; પણ તમે મને ફરજ પાડી;
કેમકે તમારે મારાં વખાણ કરવાં જોઈતાં હતાં, કારણ કે જો કે હું કંઈ ગણતરીમાં
નથી, તો પણ હું મુખ્ય પ્રેરિતો કરતાં કોઈ પણ રીતે ઊતરતો નથી. ૧૨ ખરેખર
ચિહ્નો, અદ્ભુત કૃત્યો તથા પરાક્રમી કામો વડે તમારી આગળ પ્રેરિતનાં લક્ષણો
પૂરી ધીરજથી દર્શાવવામાં આવ્યાં હતાં. ૧૩ કેમકે હું તમને ભારરૂપ થયો
નહિ, એ સિવાય તમે બીજી મંડળીઓ કરતાં કઈ બાબતમાં ઊતરતા હતા? મારો
એટલો અપરાધ માફ કરો.

૧૪ જુઓ, હું આ ત્રીજીવાર તમારી પાસે આવવાને તૈયાર છું; અને તમને
ભારરૂપ નહિ થઈશ; કેમકે હું તો તમારૂં [દ્રવ્ય] નહિ, પણ તમને મેળવવાની
ઇચ્છા રાખું છું; કેમકે છોકરાંએ માબાપને સારૂ સંગ્રહ કરવો ઘટતો નથી, પણ
માબાપે છોકરાંને સારૂ સંગ્રહ કરવો. ૧૫ પણ હું તમારા આત્માઓને વાસ્તે
ઘણી ખુશીથી [મારૂં સર્વસ્વ] ખરચીશ તથા હું પંડે પણ ખરચાઈ જઈશ. જો
હું તમારા પર વધારે પ્રેમ રાખું, તો શું તમે મારા પર ઓછો પ્રેમ રાખશો?
૧૬ પણ તમે ભલે એમ ધારો કે મેં પોતે તમારા પર બોજો ન નાખ્યો, પણ ચતુર
હોવાથી મેં તમને કપટથી ફસાવ્યા. ૧૭ શું જેઓને મેં તમારી પાસે મોકલ્યા,
તેઓમાંના કોઈની મારફતે મેં તમારી પાસે કંઈ સ્વાર્થ સાધ્યો છે? ૧૮ મેં તીતસને
વિનંતી કરી, અને તેની સાથે એક ભાઈને મોકલ્યો. શું તીતસે તમારી પાસેથી કંઈ
સ્વાર્થ સાધ્યો? શું એક જ આત્મા[ની પ્રેરણા] પ્રમાણે અમે ચાલ્યા નથી? શું
એક જ પગલાંમાં અમે ચાલ્યા નથી?

૧૯ આ બધો વખત તમે ધારતા હશો કે અમે તમારી આગળ અમને પોતાને
નિર્દોષ ઠરાવવાને પ્રયત્ન કરીએ છીએ. પણ, વહાલાઓ, ખ્રિસ્તમાં દેવની સમક્ષ
અમે જે બોલીએ છીએ તે સર્વ તમારી ઉન્નતિને સારૂ જ છે. ૨૦ કેમકે મને
ભય લાગે છે, રખેને હું આવું ત્યારે, જેવા તમને જોવાની હું ઇચ્છા રાખું છું,
તેવા તમને ન જોઉં, અને તમે જેવો મને જોવાની ઇચ્છા રાખો છો તેવો
તમે મને ન જુઓ; રખેને ટંટા, અદેખાઈ, અંટસ, તડ, ચાડીચુગલી,
કાનફૂસિયાં, ગર્વ તથા ધાંધળ થાય; ૨૧ રખેને હું ફરી આવું ત્યારે મારો દેવ મને
તમારી આગળ નીચું જોવડાવે; અને જેઓ આજ સુધી પાપ કરતા આવ્યા

છે, અને જેઓએ અશુદ્ધતા, વ્યભિચાર તથા કામાતુરપણું કર્યા છતાં તે વિષે પસ્તાવો કર્યો નથી, તેઓમાંના ઘણા વિષે મારે શોક કરવો પડે.

## આગામી મુલાકાતને કારણે ચેતવણીઓ

૧૩ આ ત્રીજી વાર હું તમારી પાસે આવું છું. બે કે ત્રણ સાક્ષીઓનાં મોંથી
દરેક વાત સાબિત થશે. ૨ મેં આગળથી કહ્યું છે, અને બીજી વાર હાજર
હતો ત્યારે જેમ કહ્યું હતું તેમ હું હમણાં ગેરહાજર છતાં, અત્યાર સુધી પાપ
કરનારાઓને તથા બીજા સર્વેને આગળથી કહું છું, કે જો હું ફરી આવીશ તો દયા
રાખીશ નહિ; ૩ કારણ કે ખ્રિસ્ત જે મારાદ્વારા બોલે છે તેની સાબિતી તમે માગો
છો; તે તમારા પ્રત્યે અબળ નથી, પણ તમારા પ્રત્યે સમર્થ છે. ૪ કેમકે જો કે તે
નિર્બળતાને લીધે વધસ્તંભે જડાયો, તોપણ તે દેવના સામર્થ્ય વડે જીવે છે. કેમકે
અમે પણ તેનામાં નિર્બળ છીએ, પણ દેવના સામર્થ્ય વડે અમે તેની સાથે
તમારે સારુ જીવીશું. ૫ તમારામાં વિશ્વાસ છે કે નહિ, તેની પરીક્ષા તમે પોતે કરો;
તમારી પોતાની પરીક્ષા કરો. વળી જો તમને નાપસંદ કરવામાં આવ્યા નહિ હોય,
તો ઈસુ ખ્રિસ્ત તમારામાં છે, એટલું શું તમે પોતે નથી જાણતા? ૬ પણ અમને
નાપસંદ કરવામાં આવ્યા નથી એ તમે જાણશો, એવી હું આશા રાખું છું.
૭ હવે અમે દેવની પ્રાર્થના કરીએ છીએ, કે તમે કંઈ ભૂંડું કામ ન કરો.
તે અમે પસંદ કરેલા દેખાઈએ એ હેતુથી નહિ, પણ એ હેતુથી, કે જો કે
અમે નાપસંદ કરેલા જેવા હોઈએ, તોપણ તમે સત્કર્મ કર્યા કરો. ૮ કેમકે
સત્યની વિરુદ્ધ અમે કંઈ કરી શકતા નથી, પણ સત્યના સમર્થનને સારુ
કરીએ છીએ. ૯ કેમકે જ્યારે અમે નિર્બળ છીએ, પણ તમે સબળ છો, ત્યારે
અમે આનંદ પામીએ છીએ; અને તમે સંપૂર્ણ થાઓ, તે સારુ અમે પ્રાર્થના
કરીએ છીએ. ૧૦ જે અધિકાર પ્રભુએ નાશ કરવા સારુ નહિ, પણ ઉન્નતિ કરવા
સારુ આપ્યો છે, તે પ્રમાણે હું હાજર થાઉં ત્યારે સખ્તાઈથી ન વર્તું, એ માટે
ગેરહાજર છતાં હું આ વાતો લખું છું.

## સમાપ્તિ

૧૧ છેવટે, હે ભાઈઓ, આનંદ કરો. સંપૂર્ણ થાઓ; હિંમત રાખો; એક
દિલના થાઓ, શાંતિમાં રહો; અને પ્રેમ તથા શાંતિ આપનાર દેવ તમારી સાથે
રહેશે. ૧૨ પવિત્ર ચુંબન કરીને એકબીજાને સલામ કહેજો.

૧૩ સર્વ સંતો તમને સલામ કહે છે.

૧૪ પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા તથા દેવની પ્રીતિ તથા પવિત્ર આત્માની સંગત
તમો સર્વની સાથે હો.

# ગલાતીઓને
## પાઊલ પ્રેરિતનો પત્ર

### લેખકની સલામ

૧ ગલાતીઆમાંની મંડળીઓ જોગ લખિતંગ [હું] પાઊલ પ્રેરિત (જે
માણસોનો નહિ ને માણસથી નહિ, પણ ઈસુ ખ્રિસ્તથી તથા દેવ બાપ જેણે
તેને મૂએલાંમાંથી ઉઠાડયો તેથી [નિમાએલો]), ૨અને મારી સાથેના સઘળા
ભાઈઓ: ૩દેવ બાપ તરફથી તથા આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્ત તરફથી તમને
કૃપા તથા શાંતિ હો; ૪તેણે આપણાં પાપને સારૂ પોતાનું સ્વાર્પણ કર્યું એ
માટે કે આપણા દેવ તથા બાપની ઇચ્છા પ્રમાણે, તે આપણને હાલના ભૂંડા
જગતમાંથી છોડાવે. ૫તે [દેવબાપ]ને સદાસર્વકાળ મહિમા હોજો. આમેન.

### ગલાતીઓના વર્તનથી પાઊલની નાસીપાસી

૬મને અચરત લાગે છે, કે જેણે તમને ખ્રિસ્તની કૃપાથી બોલાવ્યા, તેને
મૂકીને તમે એટલા બધા વહેલા જુદી સુવાર્તા ભણી ફરી જાઓ છો. ૭તે બીજી
[સુવાર્તા] નથી; માત્ર કેટલાક તમને હેરાન કરે છે, અને ખ્રિસ્તની સુવાર્તાને
ઉલટાવી નાખવા ચાહે છે. ૮પણ જે સુવાર્તા અમે તમને પ્રગટ કરી, તે
વિના બીજી [સુવાર્તા] જો અમે અથવા આકાશનો કોઈ દૂત પણ તમને પ્રગટ
કરે, તો તે શાપિત થાઓ. ૯જેમ અમે અગાઉ કહ્યું હતું, તેમ હમણાં હું
ફરીથી પણ કહું છું, કે જે સુવાર્તા તમે પામ્યા છો, તે વિના બીજી [સુવાર્તા] જો
કોઈ તમને પ્રગટ કરે, તો તે શાપિત થાઓ. ૧૦તો હમણાં હું માણસોની કૃપા
મેળવી લેવાને યત્ન કરૂં છું કે દેવની? અથવા શું હું માણસોને રાજી કરવા ચાહું
છું? જો હજી સુધી હું માણસોને રાજી કરતો હોઉં, તો હું ખ્રિસ્તનો સેવક નથી.

### તેની સુવાર્તા માણસો તરફથી નહિ પણ ખ્રિસ્ત તરફથી

૧૧પણ, ભાઈઓ, હું તમને જણાવું છું, કે જે સુવાર્તા મેં પ્રગટ કરી, તે
માણસની [આપેલી] નથી. ૧૨કેમકે હું માણસની પાસેથી તે પામ્યો નથી કે
શીખ્યો નથી, પણ ઈસુ ખ્રિસ્તના પ્રગટ કર્યાથી [પામ્યો છું]. ૧૩કેમકે પ્રથમ
હું યહુદી ધર્મ પાળતો હતો, ત્યારની મારી વર્તણૂક વિષે તો તમે સાંભળ્યું છે,
કે હું દેવની મંડળીને બેહદ સતાવતો હતો, અને તેની પાયમાલી કરતો હતો;
૧૪અને મારા પૂર્વજોના સંપ્રદાય માટે હું અતિશય આગ્રહી હોવાથી મારી ઉમરના
મારા ઘણા દેશી ભાઈઓ કરતાં યહુદી ધર્મમાં વધારે પ્રવીણ થયો. ૧૫પણ
દેવ જેણે મને મારા જન્મના દિવસથી જ જુદો કર્યો હતો, તથા પોતાની
કૃપાથી મને બોલાવ્યો હતો તેને જ્યારે એ પસંદ પડ્યું, ૧૬કે પોતાના

દીકરાને તે મારામાં પ્રગટ કરે, જેથી હુ તેની સુવાર્તા વિદેશીઓમાં પ્રગટ કરું;
ત્યારે તરત જ કોઈ પણ માણસની સલાહ પૂછ્યા વગર, ૧૭ અને મારાથી
અગાઉ જે પ્રેરિતો હતા તેઓની પાસે યરૂશાલેમ ગયા વગર હુ આરબસ્તાન
ચાલ્યો ગયો; અને ફરીથી દમસ્ક પાછો આવ્યો.

૧૮ ત્યાર બાદ ત્રણ વરસ પછી કેફાસની મુલાકાત લેવાને હુ યરૂશાલેમ
ગયો, અને તેની સાથે પંદર દિવસ રહ્યો. ૧૯ પણ પ્રભુના ભાઈ યાકૂબ સિવાય
પ્રેરિતોમાંના બીજા કોઈને હું મળ્યો નહિ. ૨૦ હુ તમને જે લખું છું, જુઓ,
તેમાં દેવને સાક્ષી રાખીને કહુ છું, કે હું જૂઠું કહેતો નથી. ૨૧ પછી હુ
સિરીઆ તથા કીલકીઆના પ્રાંતમા આવ્યો. ૨૨ યહુદાહમાંની ખ્રિસ્તી મંડળીઓને
હજી મારી ઓળખાણ થઈ નહોતી; ૨૩ પણ તેઓએ માત્ર એટલી વાત સાંભળી
હતી, કે જે પહેલા અમને સતાવતો હતો, અને જે વિશ્વાસનો તે પોતે અગાઉ
નાશ કરતો હતો, તે [વિશ્વાસ]ને તે હમણાં પ્રગટ કરે છે; ૨૪ અને મારે
લીધે તેઓએ દેવની સ્તુતિ કરી.

## યરૂશાલેમમાં તેના પ્રેરિતપદનો સ્વીકાર

૨ વળી ચૌદ વરસ પછી હુ બાર્નબાસની સાથે પછો યરૂશાલેમ ગયો, અને
તીતસને પણ મારી સાથે લેતો ગયો. ૨ પ્રકટીકરણદ્વારા [આજ્ઞા મળ્યાથી]
હું ગયો, અને જે સુવર્તા હુ વિદેશીઓમાં પ્રગટ કરૂ છુ. તે મે તેઓને કહી
સમજાવી, પણ જેઓ પ્રતિષ્ઠિત હતા તેઓને ખાનગી રીતે [કહી સમજાવી],
રખેને હુ અમથો દોડુ અથવા દોડયો હોઉં. ૩ પણ તીતસ જે મારી સાથે
હતો, તે ગ્રીક છતા પણ સુન્નત કરાવવાની તેને ફરજ પડવામાં આવી નહિ.
૪ એ તો ગુપ્ત રીતે [મડળી]મા દાખલ થએલા [દંભી] ભાઈઓને લીધે થયું,
તેઓ તો ખ્રિસ્ત ઈસુમા આપણી સ્વતંત્રતા છે, તેની બાતમી કાઢવા સારૂ
ગુપ્ત રીતે માહે આવ્યા હતા, કે જેથી તેઓ આપણને દાસત્વમા લાવે.
૫ સુવાર્તાની સત્યતા તમારમા જારી રહે, માટે તેઓને અમે એક ઘડીભર પણ
વશ થયા નહિ ૬ પણ જેઓ કેટલેક દરજ્જે પ્રતિષ્ઠિત ગણાતા હતા (તેઓ
ગમે તેવા હતા, તેની મને કંઈ પરવા નથી; દેવ કોઈ માણસની મુરવ્વત
રાખતો નથી)—હા, જેઓ પ્રતિષ્ઠિત ગણાતા હતા, તેઓના તરફથી મને કંઈ
વધારે પ્રાપ્ત થયુ નહિ; ૭ પણ ઊલટું, જ્યારે તેઓએ જોયું કે જેમ પીતરને
સુન્નતીઓને સારૂ સુવાર્તા સોંપેલી છે, તેમ મને બેસુન્નતીઓને સારૂ સોંપેલી
છે ૮ (કેમકે જેણે સુન્નતીઓનો પ્રેરિત થવા સારૂ પીતરને શક્તિમાન કર્યો
તેણે વિદેશીઓનો પ્રેરિત થવા સારૂ મને શક્તિમાન કર્યો); ૯ અને જ્યારે
તેઓએ મને અનુગ્રહ પ્રાપ્ત થએલો જોયો, ત્યારે યાકૂબ, કેફાસ તથા યોહાન,
જેઓ [મંડળીના] થંભ જેવા ગણાતા હતા, તે દરેકે મારો તથા બાર્નબાસનો
[પ્રેરિત તરીકે] સત્કાર કર્યો, જેથી અમે વિદેશીઓની પાસે જઈએ, અને
તેઓ સુન્નતીઓની પાસે જાય. ૧૦ તેઓએ અમારી પાસે એટલું જ માગ્યું કે

તમે દરિદ્રીઓને સંભારજો, અને હું પણ એજ કામ કરવા આતુર હતો.

### પાઊલનો પીતરને ઠપકો

૧૧ પણ જ્યારે કેફાસ અંત્યોખ આવ્યો, ત્યારે હું તેને મોઢે થઈને તેની
સામો થયો, કેમકે તે દોષિત ઠર્યો હતો. ૧૨ કારણ કે યાકૂબની પાસેથી
કેટલાકના આવ્યા પહેલાં, તે વિદેશીઓની સાથે ખાતો હતો; પણ તેઓ
આવ્યા ત્યારે સુન્નતીઓથી બીહીને તે પાછો હઠયો અને [તેઓથી] અલગ રહ્યો.
૧૩ બાકીના ખ્રિસ્તી યહુદીઓએ પણ તેની સાથે ઢોંગ કર્યો, અને તે એટલે સુધી
કે બાર્નાબાસ પણ તેઓના ઢોંગથી ખેંચાઈ ગયો. ૧૪ પણ તેઓએ સુવાર્તાની
સત્યતા પ્રમાણે પ્રમાણિકપણે ચાલતા નથી, એ જ્યારે મેં જોયું, ત્યારે મેં સહુના
સાંભળતાં કેફાસને કહ્યું, કે જો તું યહુદી છતાં યહુદીઓની રીતે નહિ, પણ
વિદેશીઓની રીતે ચાલે છે, તો વિદેશીઓને યહુદીઓની રીત પ્રમાણે વર્તવાની
તું કેમ ફરજ પાડે છે?

### નિયમની નિષ્ફળતા

૧૫ જો કે આપણે જન્મથી યહુદી છીએ, અને પાપી વિદેશીઓ નથી,
૧૬ તોપણ, માણસ નિયમ[શાસ્ત્ર પ્રમાણે]ની કરણીઓથી ન્યાયી ઠરતું નથી, પણ
કેવળ ઈસુ ખ્રિસ્ત પરના વિશ્વાસથી [ઠરે છે], એ જાણીને આપણે પણ ઈસુ
ખ્રિસ્ત પર વિશ્વાસ રાખ્યો, કે આપણે નિયમની કરણીઓથી નહિ પણ ખ્રિસ્ત
પરના વિશ્વાસથી ન્યાયી ઠરીએ; કેમકે નિયમની કરણીઓથી કોઈ પણ માણસ
ન્યાયી ઠરશે નહિ. ૧૭ પણ ખ્રિસ્તમાં ન્યાયી ઠરવાની ઇચ્છા રાખીને, જો
આપણે પોતે પાપી માલૂમ પડીએ, તો શું ખ્રિસ્ત પાપનો પોષક છે? કદી
નહિ. ૧૮ કેમકે જે મેં પાડી નાખ્યાં, તે જો હું ફરી બાંધું, તો હું પોતાને
અપરાધી ઠરાવું છું. ૧૯ કેમકે હું દેવ પ્રત્યે જીવવાને અર્થે નિયમદ્વારા નિયમ
પ્રત્યે મૂઓ. ૨૦ હું ખ્રિસ્તની સાથે વધસ્તંભે જડાયો; પરંતુ હું જીવું છું; તો
પણ હવેથી હું નહિ, પણ મારામાં ખ્રિસ્ત જીવે છે; અને હવે દેહમાં જે મારૂં
જીવન તે દેવના દીકરા પરના વિશ્વાસથી જ છે; તેણે મારા પર પ્રેમ રાખ્યો,
અને મારે સારૂ પોતાનું અર્પણ કર્યું. ૨૧ હું દેવની કૃપા નિષ્ફળ કરતો નથી;
કેમકે જો નિયમથી ન્યાયીપણું હોય, તો ખ્રિસ્ત વિનાકારણ મૂઓ.

### ઈશ્વર આગળ સ્વીકારાવાનો આધાર નિયમ નહિ, પણ વિશ્વાસ

૩ ઓ અણસમજુ ગલાતીઓ, તમારી નજરે ઈસુ ખ્રિસ્ત વધસ્તંભે
જડાએલો સાક્ષાત પ્રગટ કરવામાં આવ્યો હતો એમ છતાં તમને કોણે
ભરમાવ્યા? ૨ તમારી પાસેથી હું એટલુંજ જાણવા ચાહું છું, કે તમે નિયમની
કરણીઓથી [પવિત્ર] આત્મા પામ્યા, કે વિશ્વાસથી સુવાર્તા સાંભળી તેથી
પામ્યા? ૩ શું તમે એટલા બધા અણસમજુ છો? આત્મા વડે આરંભ કરીને
શું હવે દેહ વડે સંપૂર્ણ થાઓ છો? ૪ શું તમે એટલાં બધાં સંકટ વૃથા
સહ્યાં? જો કદાચ વૃથા હોય તો. ૫ વળી જે તમને [પવિત્ર] આત્મા આપે

છે, અને તમારામાં ચમત્કારો કરે છે, તે શું નિયમની કરણીઓને લીધે કે
[સુવાર્તા] સાંભળીને વિશ્વાસ કરવાને લીધે [કરે છે]? ૬ એ પ્રમાણે ઈબ્રાહીમે
દેવ પર વિશ્વાસ કર્યો, અને એ [વિશ્વાસ] તેને લેખે ન્યાયીપણા તરીકે ગણાયો.
૭ માટે તમારે એમ જાણવું કે જેઓ વિશ્વાસ કરનારા છે, તેઓ ઈબ્રાહીમના
દીકરા છે. ૮ વળી દેવ વિશ્વાસથી વિદેશીઓને ન્યાયી ઠરાવશે, એ અગાઉથી
જાણીને પવિત્ર શાસ્ત્રે ઈબ્રાહીમને અગાઉથી સુવાર્તા પ્રગટ કરી કે તારી
મારફતે સર્વ પ્રજાઓ આશીર્વાદ પામશે. ૯ એ માટે જેઓ વિશ્વાસ કરનારા
છે, તેઓ વિશ્વાસુ ઈબ્રાહીમની સાથે આશીર્વાદ પામે છે. ૧૦ કેમકે જેટલા
નિયમની કરણીઓવાળા છે તેટલા શાપ તળે છે; કેમકે એમ લખેલું છે, કે
"નિયમશાસ્ત્રના પુસ્તકમાં જે આજ્ઞાઓ લખેલી છે તે બધી પાળવામાં જે કોઈ
ટકી રહેતો નથી તે શાપિત છે." ૧૧ તો નિયમથી દેવની આગળ કોઈ પણ
માણસ ન્યાયી ઠરતું નથી એ ખુલ્લું છે; કેમકે "ન્યાયી વિશ્વાસથી જીવશે."
૧૨ પણ નિયમ વિશ્વાસને આધારે નથી; પણ એવો છે, કે "જે કોઈ તેમાંની
[આજ્ઞાઓ] પાળશે, તે તેઓ વડે જીવશે." ૧૩ ખ્રિસ્તે આપણી વતી શાપિત
થઈને, નિયમના શાપથી આપણને છોડાવી લીધા, કેમકે એમ લખેલું છે, કે
"જે કોઈ ઝાડ ઉપર ટંગાએલો છે તે શાપિત છે;" ૧૪ એ માટે કે ઈબ્રાહીમનો
આશીર્વાદ ખ્રિસ્ત ઈસુમાં વિદેશીઓને મળે, અને આપણે [પવિત્ર] આત્મા વિષેનું
વચન વિશ્વાસથી પામીએ.

૧૫ ભાઈઓ, હું માણસની રૂઢી પ્રમાણે કહું છું, કે માણસનો કરાર પણ જો
મુકરર થએલો હોય તો તેને કોઈ રદ કરતો અથવા તેમાં વધારો કરતો નથી.
૧૬ હવે ઈબ્રાહીમને તથા તેના સંતાનને વચનો આપવામાં આવ્યાં હતાં. તેમાં
સંતાનોને, જાણે ઘણા વિષે [બોલતો હોય] એમ દેવ બોલતો નથી; પણ
એક વિષે બોલતો હોય તેમ બોલે છે, કે "તારા સંતાનને," એટલે તે
ખ્રિસ્ત [વિષે બોલે છે]. ૧૭ હવે હું આ કહું છું, કે જે કરાર દેવે અગાઉથી
મુકરર કરેલો હતો તેને ચારસો ત્રીસ વરસ પછી થએલો નિયમ રદ કરીને તેનું
વચન વૃથા કરી શકતો નથી. ૧૮ કેમકે જો વારસો નિયમથી હોય, તો તે વચનથી
નથી; પણ દેવે વચનથી જ ઈબ્રાહીમને તે આપ્યો.

## નિયમ આપવાનો હેતુ

૧૯ તો નિયમ શા કામનો છે? જે સંતાનને વચન આપવામાં આવ્યું છે તે
આવે ત્યાં સુધી તે [નિયમ] ઉલ્લંઘનોને લીધે આપવામાં આવ્યો હતો; અને તે
મધ્યસ્થના હાથ દૂતોની મારફતે ફરમાવેલો હતો. ૨૦ હવે મધ્યસ્થ તો માત્ર એકનો
[મધ્યસ્થ] નથી; પણ દેવ તો એક છે. ૨૧ ત્યારે શું નિયમ દેવનાં
વચનોથી વિરુદ્ધ છે? ના નહિ; કેમકે જીવન આપી શકે એવો કોઈ નિયમ
આપવામાં આવ્યો હોત, તો નિશ્ચે નિયમ[શાસ્ત્ર]થી ન્યાયીપણું મળત.
૨૨ પણ ઈસુ ખ્રિસ્ત પરના વિશ્વાસ કરનારાઓને વચન આપવામાં આવે, માટે પવિત્ર

શાસ્ત્રે બધાંઓને પાપને તાબે બંધ કર્યાં.
૨૩ પણ આ વિશ્વાસ આવ્યા પહેલાં, આપણે નિયમને આધીન રહીને, જે
વિશ્વાસ પાછળથી પ્રગટ થનાર હતો, તેને અર્થે આપણને પરહેજ કરવામાં
આવ્યા હતા. ૨૪ આપણે વિશ્વાસથી ન્યાયી ઠરીએ, માટે એ રીતે આપણને
ખ્રિસ્તની પાસે લાવવા સારૂ નિયમશાસ્ત્ર આપણો બાળશિક્ષક હતું.

## વિશ્વાસનું પરિણામ

૨૫ પણ હવે વિશ્વાસ આવ્યા પછી આપણે બાળશિક્ષકના હાથ તળે નથી.
૨૬ કેમકે તમે બધા ખ્રિસ્ત પરના વિશ્વાસથી દેવના દીકરા છો. ૨૭ કેમકે
તમારામાંના જેટલા ખ્રિસ્તમાં બાપ્તિસ્મા પામ્યા તેટલાએ ખ્રિસ્તને પહેરી લીધો.
૨૮ માટે હવે યહુદી કે હેલેની કોઈ નથી, દાસ કે સ્વતંત્ર કોઈ નથી, પુરુષ કે
સ્ત્રી કોઈ નથી; કેમકે તમે બધાં ખ્રિસ્તમાં એક છો. ૨૯ અને જો તમે ખ્રિસ્તનાં
છો, તો તમે ઈબ્રાહીમનાં સંતાન, અને વચન પ્રમાણે વારસ પણ છો.

## ખ્રિસ્ત પરના વિશ્વાસદ્વારા ઈશ્વરના પુત્ર

૪ હવે હું કહું છું, કે વારસ જ્યાં સુધી બાળક છે, ત્યાં સુધી સઘળાનો
માલિક છતાં પણ તેનામાં ને દાસમાં કંઈ પણ ફેર નથી; ૨ પણ બાપે
ઠરાવેલી મુદત સુધી તે વાલીઓ તથા કારભારીઓને આધીન છે. ૩ એ પ્રમાણે
આપણે પણ જ્યારે બાળક હતા, ત્યારે જગતનાં તત્ત્વોને તાબે રહીને દાસત્વમાં
હતા. ૪ પણ સમય પૂરો થયો, ત્યારે દેવે સ્ત્રીથી જન્મેલો, અને નિયમને
આધીન જન્મેલો, એવો પોતાનો પુત્ર મોકલ્યો, ૫ એ હેતુથી કે જેઓ નિયમને
આધીન હતા તેઓને તે છોડાવી લે, કે તેથી આપણે તેના પુત્રો તરીકે ગણાઈએ.
૬ અને તમે પુત્રો છો, એ માટે દેવે આપણાં હૃદયમા પોતાના પુત્રનો આત્મા
મોકલ્યો છે, જે 'આબ્બા, બાપ,' એમ કહીને હાક મારે છે. ૭ એ સારૂ હવેથી
તું દાસ નથી, પણ પુત્ર છે; અને જો તું પુત્ર છે, તો દેવને આશરે વારસ પણ છે.

## પાછા હઠવું નહિ એવો આગ્રહ

૮ પણ તે વખતે તમે દેવ વિષે અજાણ્યા હોવાથી, જેઓ ખરેખર દેવો નથી
તેઓના દાસ હતા; ૯ પણ હવે તમે દેવને ઓળખ્યો છે, અથવા ખરૂં કહેતાં
દેવે તમને ઓળખ્યા છે, તો આ નબળાં તથા નિર્માલ્ય જેવાં તત્ત્વોના
દાસત્વની ફરીથી ઇચ્છા રાખીને, તેઓની ભણી બીજીવાર શા માટે ફરો છો?
૧૦ તમે [અમુક] દહાડાઓ, મહિનાઓ, તહેવારો તથા વરસો[નાં પર્વો] પાળો
છો. ૧૧ તમારે વિષે મને ભય રહે છે, રખેને કદાચ તમારે માટે લીધેલો મારો
શ્રમ વ્યર્થ જાય.

૧૨ હે ભાઈઓ, હું તમને વિનંતી કરૂં છું, કે તમે મારા જેવા થાઓ, કેમકે
હું તમારા જેવો થયો છું. તમે મારો કંઈ અન્યાય કર્યો નથી. ૧૩ પણ તમે
જાણો છો, કે શરીરની નિર્બળતામાં મેં પહેલાં તમને સુવાર્તા પ્રગટ કરી;
૧૪ અને મારા શરીરમાં જે તમને પરીક્ષણરૂપ હતું, તેનો તિરસ્કાર કે ફિટકાર

તમે કર્યો નહિ; પણ જાણે કે હું દેવનો દૂત હોઉં, બલકે હું ઈસુ ખ્રિસ્ત હોઉં,
તેમ તમે મારો અંગીકાર કર્યો. ૧૫ત્યારે તે તમારી મુબારકબાદી ક્યાં [ગઈ]?
કેમકે હું તમારે વિષે સાક્ષી આપું છું, કે જો બની શકત, તો તમે તમારી
આંખો કાઢીને મને આપત. ૧૬ત્યારે શું તમને સાચું કહેવાથી હું તમારો
દુશ્મન થયો છું? ૧૭તેઓ તમારો વસીલો શોધે છે, પણ નેક દાનતથી નહિ;
પણ તમે તેઓનો વસીલો શોધનારા થાઓ એ માટે તેઓ તમને જુદા પાડવા
ચાહે છે. ૧૮પણ તમારો વસીલો સારા કામને માટે હમેશાં શોધવામાં આવે
તો તે સારું છે, અને હું તમારી સાથે હાજર હોઉં ત્યારે જ માત્ર નહિ. ૧૯હે
મારાં નનાં છોકરાં, ખ્રિસ્તની પ્રતિમા તમારામાં ઉત્પન્ન થાય, ત્યાં સુધી તમારે
માટે મને ફરીથી પ્રસૂતાના જેવી વેદના થાય છે, ૨૦પણ હમણાં તમારી
પાસે હાજર થવાની અને મારી બોલવાની ઢબ બદલવાની મને ઇચ્છા થાય છે;
કેમકે તમારે વિષે હું ગૂંચવણમાં પડયો છું.

### જૂના કરારનાં ઉદાહરણ

૨૧નિયમ[શાસ્ત્ર]ને અધીન રહેવાની ઇચ્છા રાખનારાઓ, મને કહો, કે શું
તમે નિયમ[શાસ્ત્ર] સાંભળતા નથી? ૨૨કેમકે એમ લખેલું છે, કે ઈબ્રાહીમને
બે દીકરા હતા, એક દાસીનો અને બીજો પરણેતરનો. ૨૩પણ જે દાસીનો
તે કુદરતી નિયમ પ્રમાણે જન્મેલો, અને જે પરણેતરનો તે વચનથી [જન્મેલો].
૨૪તેઓ તો ઉપમારૂપ છે: કેમકે એ [સ્ત્રીઓ જાણે] બે કરાર છે; એક તો
સિનાય પહાડ પરનો, તેને દાસત્વને અર્થે સંતાન થાય છે, અને તે તો હાગાર
છે. ૨૫હવે હાગાર તો [જાણે] અરબસ્તાનમાંનો સિનાય પહાડ છે, અને તે
હાલના યરૂશાલેમને લાગુ પડે છે; કેમકે તે પોતાનાં છોકરાં સુદ્ધાં દાસત્વમાં
છે. ૨૬પણ ઉપરનું યરૂશાલેમ સ્વતંત્ર છે, તે આપણી માતા છે. ૨૭કેમકે
લખેલું છે, કે "હે વંધ્યા, જેને સંતતિ થતી નથી, તે તું આનંદ કર; જેને
પ્રસૂતિવેદના થતી નથી, તે તું હર્ષનાદ કર; કેમકે જેને વર છે તેના કરતાં
એકલી મૂકાએલી સ્ત્રીના સંતાન વધારે હોય છે." ૨૮હવે, હે ભાઈઓ, આપણે
ઈસહાકની પેઠે વચનનાં છોકરાં છીએ. ૨૯પણ તે વખતે જેમ દેહ પ્રમાણે
જન્મેલાએ આત્મા પ્રમાણે જન્મેલાને સતાવ્યો, તેમ હમણાં પણ છે. ૩૦પણ
પવિત્રલેખ શું કહે છે? "દાસીને તથા તેના પુત્રને કાઢી મૂક; કેમકે દાસીના
પુત્રને પરણેતરના પુત્રની સાથે વારસો મળશે નહિ." ૩૧માટે, ભાઈઓ,
આપણે દાસીનાં છોકરાં નથી, પણ પરણેતરનાં છીએ.

૫ ખ્રિસ્તે આપણને સ્વતંત્રતાને સારુ સ્વતંત્ર કર્યાં; માટે દૃઢ રહો, અને
ફરીથી દાસત્વની ઝૂંસરી તળે ન જોડાઓ.

### ખ્રિસ્ત કે નિયમ એ બેમાંથી પસંદગી

૨જુઓ, હું પાઉલ તમને કહું છું, કે જો તમે સુન્નત કરાવો તો તમને

ખ્રિસ્તથી કંઈ લાભ થવાનો નથી. ૩દરેક સુન્નત કરાવનાર માણસને હું ફરીથી ખાતરીપૂર્વક કહું છું, કે તે આખું નિયમશાસ્ત્ર પાળવાને બંધાએલો છે. ૪તમે જેઓ નિયમ[શાસ્ત્રના પાલન]થી ન્યાયી ઠરવા ચાહો છો, તેઓ તમે ખ્રિસ્તથી અલગ થયા છો; તમે કૃપાથી વિમુખ થયા છો. ૫કેમકે અમે આત્માદ્વારા વિશ્વાસથી ન્યાયીપણું [પામવાની] આશાની રાહ જોઈએ છીએ. ૬કેમકે ખ્રિસ્ત ઈસુમાં સુન્નત ઉપયોગી નથી, અને બેસુન્નત પણ નથી; પણ જે વિશ્વાસ પ્રેમદ્વારા કાર્યકર્તા છે તેજ ઉપયોગી છે. ૭તમે સારી રીતે દોડતા હતા; છતાં સત્યને માનતાં તમને કોણે રોક્યા? ૮તમારા બોલાવનારે તમને એ પ્રમાણે સમજાવ્યું નથી. ૯થોડું ખમીર [લોટના] આખા લોંદાને ખમીરી કરે છે. ૧૦તમારે વિષે પ્રભુમાં મને ભરોસો છે કે તમે બીજા મતના નહિ થશો; પણ તમને ગૂંચવણમાં નાખનાર જે કોઈ હશે તે શિક્ષા પામશે. ૧૧હે ભાઈઓ, જો હું હજી સુધી સુન્નતની હિમાયત કરતો હોઉં, તો હજી સુધી મારી સતાવણી કેમ થાય છે? જો એમ હોય તો વધસ્તંભની ઠોકર લોપ થઈ છે. ૧૨જેઓ તમને સતાવે છે, તેઓ પોતે પોતાને કાપી નાખે તો કેવું સારું!

## સ્વતંત્રતા પર પ્રેમનો અંકુશ

૧૩કેમકે, ભાઇઓ, તમને તો સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને બોલાવેલા હતા; માત્ર એટલું જ કે તે તમારી સ્વતંત્રતા શારીરિક વિષયભોગને અર્થે ન વાપરો, પણ પ્રેમથી એકબીજાની સેવા કરો. ૧૪કેમકે "તું જેમ પોતા પર પ્રેમ રાખે છે તેમ તારા પડોશી પર પ્રેમ રાખ," આ એક જ વચનમાં આખા નિયમ[શાસ્ત્ર]નો સમાવેશ થાય છે. ૧૫પણ જો તમે એકબીજાને કરડો તથા ફાડી ખાઓ, તો સાવધ રહો, રખેને કદાચ તમે એકબીજાથી નાશ પામો.

## પવિત્ર આત્માની દોરવણી

૧૬પણ હું કહું છું, કે આત્માથી ચલો, એટલે તમે દેહની વાસના તૃપ્ત કરશો નહિ. ૧૭કેમકે દેહ આત્માની વિરુદ્ધ ઇચ્છા કરે છે, અને આત્મા દેહની વિરુદ્ધ; કેમકે તેઓ પરસ્પર વિરુદ્ધ છે; અને તેથી જે તમે ચાહો તે તમે કરતા નથી. ૧૮પણ જો તમે આત્માથી દોરાતા હો, તો તમે નિયમ[શાસ્ત્ર]ને આધીન નથી. ૧૯દેહનાં કામ તો ખુલ્લાં છે, એટલે વ્યભિચાર, અપવિત્રતા, લંપટપણું, ૨૦મૂર્તિપૂજા, જાદુ, વેરભાવ, કજિયાકંકાસ, ઈર્ષા, ક્રોધ, ખટપટ, કુસંપ, પક્ષાપક્ષી, ૨૧અદેખાઈ, છાકટાઈ, વિલાસ તથા એઓના જેવાં [કામ]; જેમ પહેલાં મેં તમને ચેતાવ્યા હતા તેમ તેઓ વિષે હમણાં પણ ચેતાવું છું, કે જેઓ એવાં કામ કરે છે તેઓ દેવના રાજ્યનો વારસો પામશે નહિ. ૨૨પણ [પવિત્ર] આત્માનું ફળ પ્રેમ, આનંદ, શાંતિ, સહનશીલતા, માયાળુપણું, ભલાઈ, વિશ્વાસુપણું, ૨૩નમ્રતા તથા સંયમ છે; એવાંની વિરુદ્ધ કોઈ નિયમ નથી. ૨૪જેઓ ખ્રિસ્તના છે, તેઓએ દેહને તેના વિષયો તથા ઇચ્છાઓ સુદ્ધાં વધસ્તંભે જડ્યો છે.

૨૫ જો આપણે આત્માથી જીવીએ છીએ તો આત્માથી ચાલવું પણ જોઈએ.
૨૬ આપણે એકબીજાને ખીજવીને તથા એકબીજા પર અદેખાઈ રાખીને મિથ્યા
બડાઈ ન કરીએ.

## વ્યાવહારિક બોધ

૬ ભાઈઓ, જો કોઈ માણસ કંઈ અપરાધ કરતાં પકડાય, તો તમે, જે
આત્મિક છો, તે તમે એવાને નમ્ર ભાવે પાછો ઠેકાણે લાવો; અને તું
તારી પોતાની સંભાળ રાખ, રખેને તું પણ પરીક્ષણમાં પડે. ૨ તમે એકબીજાના
ભાર ઊંચકો, અને એમ ખ્રિસ્તનો નિયમ સંપૂર્ણ રીતે પાળો. ૩ કેમકે જ્યારે
કોઈ માણસ પોતે કંઈ ન છતાં, હું કંઈ છું, એમ ધારે છે, ત્યારે તે પોતાને
ભુલાવે છે. ૪ પણ દરેક માણસે પોતાની રહેણીકરણી તપાસી જોવી, અને ત્યારે
તેને કોઈ બીજા વિષે નહિ, પણ કેવળ પોતાને વિષે અભિમાન કરવાનું કારણ મળશે.
૫ કેમકે દરેક માણસને પોતાનો બોજો ઊંચકવો પડશે.

૬ સુવાર્તા વિષે જે શીખનાર છે તેણે શીખવનારને સર્વ સારાં વાનાંમાંથી
હિસ્સો આપવો. ૭ ભૂલો મા; દેવની મશ્કરી કરાય નહિ: કોઈ માણસ જે કંઈ
વાવે તેજ તે લણશે. ૮ કેમકે જે પોતાના દેહને અર્થે વાવે તે દેહથી વિનાશ
લણશે; પણ જે આત્માને અર્થે વાવે તે આત્માથી અનંતજીવન લણશે. ૯ તો સારું
કરતાં આપણે થાકવું નહિ; કેમકે જો કાયર ન થઈએ, તો યોગ્ય સમયે લણીશું.
૧૦ માટે જેમ પ્રસંગ મળે તેમ આપણે બધાઓનું, અને વિશેષે કરીને વિશ્વાસના
કુટુંબના જે છે તેઓનું, સારું કરીએ.

## સમાપ્તિ

૧૧ જુઓ, હું મારે પોતાને હાથે કેવડા મોટા અક્ષરોથી તમારા પર લખું
છું. ૧૨ દેહ વિષે જેટલા સારા દેખાવા ચાહે છે, તેટલા ખ્રિસ્તના વધસ્તંભને
લીધે પોતાની સતાવણી ન થાય માટે જ તમને સુન્નત કરાવવાની ફરજ પાડે
છે. ૧૩ કેમકે જેઓ સુન્નત કરાવે છે તેઓ પોતે નિયમ પાળતા નથી; પણ
તમારા દેહમાં તેઓ અભિમાન કરે, એ માટે તેઓ તમારી સુન્નત કરાવવાને
ચાહે છે. ૧૪ પણ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના વધસ્તંભ સિવાય હું બીજા
કશામાં અભિમાન કરું એવું ન થાઓ; તેથી કરીને મારા સંબંધી જગત વધસ્તંભે
જડાએલું છે, અને જગત સંબંધી હું. ૧૫ કેમકે સુન્નત કંઈ નથી, તેમ બેસુન્નત
પણ કંઈ નથી; પણ નવી ઉત્પત્તિ [એજ કામની] છે. ૧૬ જેટલા આ નિયમ
પ્રમાણે ચાલનારા છે, તેટલા પર તથા દેવના ઈસ્રાએલ પર શાંતિ તથા કૃપા હો.

૧૭ હવેથી કોઈ મને તસ્દી ન આપે; કેમકે મારા શરીર પર પ્રભુ ઈસુનાં
ચિહ્નોની છાપ મારેલી છે.

૧૮ ભાઈઓ, આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા તમારા આત્માની સાથે
હો. આમેન.

---

# એફેસીઓને
## પાઊલ પ્રેરિતનો પત્ર

### લેખકની સલામ

1 એફેસસમાં જે પવિત્રો તથા ખ્રિસ્ત ઈસુમાં જેઓ વિશ્વાસુ છે તેઓને,-
પાઊલ, દેવની ઇચ્છાથી થએલો ઈસુ ખ્રિસ્તનો પ્રેરિત [લખે છે]: ૨ દેવ
આપણા બાપ તથા પ્રભુ ઈસુ ખ્રિસ્તથી તમારા પર કૃપા તથા શાંતિ થાઓ.

### ઈશ્વરની સ્તુતિ

૩ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તનો દેવ તથા બાપ સ્તુત્ય હો; તેણે સ્વર્ગીય-
[સ્થાનો]માં દરેક આત્મિક આશીર્વાદથી આપણને ખ્રિસ્તમાં આશીર્વાદિત કર્યા
છે; ૪ એ પ્રમાણે તેણે જગતના મંડાણની અગાઉ આપણને એનામાં પસંદ
કર્યા છે, એ સારૂ કે આપણે તેની આગળ પ્રીતિમાં પવિત્ર તથા નિર્દોષ થઈએ.
૫ તેણે પોતાની ઇચ્છા તથા પ્રસન્નતા પ્રમાણે, પોતાને સારૂ, આપણને ઈસુ
ખ્રિસ્તદ્વારા પુત્રો તરીકે ગણાવાને અગાઉથી નિર્માણ કર્યા, ૬ કે તેની કૃપાના
મહિમાની સ્તુતિ થાય; એ કૃપા તેણે [પોતાના] વહાલા [પુત્ર]માં આપણને
મફત આપી; ૭ એનામાં, એના લોહીદ્વારા, તેની કૃપાની સંપત પ્રમાણે
આપણને ઉદ્ધાર એટલે પાપની માફી મળી છે; ૮ સર્વ જ્ઞાનમાં તથા વિવેકમાં
તેણે આપણા પર એ કૃપાની બહુ વૃદ્ધિ કરે છે. ૯ તેણે, તેનામાં પોતાના
સંકલ્પથી પોતાની પ્રસન્નતા પ્રમાણે, પોતાની ઇચ્છાનો ગર્ભ આપણને જણાવ્યો,
૧૦ કે સમયોની સંપૂર્ણતાની વ્યવસ્થામાં, સ્વર્ગમાંનાં તથા પૃથ્વી પરનાં સઘળાં
વાનાંનો ખ્રિસ્તમાં તે સમાવેશ કરે, [હા, ખ્રિસ્તમાં]; ૧૧ જેનામાં આપણે
તેનો વારસો નિમાયા; અને જે પોતાની ઇચ્છાના સંકલ્પ પ્રમાણે સર્વ કરે
છે, તેના સંકલ્પ પ્રમાણે આપણે અગાઉથી નિર્મિત થયા હતા; ૧૨ જેથી
ખ્રિસ્ત પર પ્રથમ આશા રાખનારા અમે તેના મહિમાની સ્તુતિને સારૂ થઈએ.
૧૩ તમે પણ સત્યનું વચન એટલે તમારા તારણની સુવાર્તા સાંભળીને, અને
તેના પર વિશ્વાસ રાખીને, તેનામાં વચનના પવિત્ર આત્માથી મુદ્રાંકિત થયા;-
૧૪ એ [આત્મા દેવના] પોતાના દ્રવ્ય[રૂપી લોક]ના ઉદ્ધારના સંબધમાં તેના
મહિમાને અર્થે આપણા વારસાનું બાનું છે.

### ઈશ્વરજ્ઞાન માટે પ્રાર્થના

૧૫ એ માટે હું પણ, પ્રભુ ઈસુ પર તમારા વિશ્વાસ તથા સઘળા પવિત્રો
પર તમારા પ્રેમ વિષે સાંભળીને, ૧૬ તમારે વાસ્તે ઉપકાર માનવાનું ચૂકતો નથી;
મારી પ્રાર્થનાઓમાં તમારૂં સ્મરણ કરીને માગું છું, કે ૧૭ આપણા પ્રભુ ઈસુ,

ખ્રિસ્તનો દેવ, મહિમાવાન પિતા, પોતાને વિષેના જ્ઞાનને સારૂ બુદ્ધિનો તથા
પ્રકટીકરણનો આત્મા તમને આપે; ૧૮અને તમારાં જ્ઞાનચક્ષુ પ્રકાશિત થાય,
કે જેથી તેના નહોતરાની આશા શી છે, પવિત્રોમાં તેના વારસાના મહિમાની
સંપત્તિ શી છે, ૧૯અને તેની મહાન શક્તિના સામર્થ્ય પ્રમાણે આપણ
વિશ્વાસ કરનારાઓમાં તેની શક્તિનું મહત્ત્વ શું છે, તે તમે જાણો.

### ખ્રિસ્તના પુનરુત્થાનમાં ઈશ્વરના પરાક્રમનું પ્રદર્શન

૨૦તેણે તે સામર્થ્ય ખ્રિસ્તમાં દેખાડીને તેને મુએલાંમાંથી ઉઠાડયો,
૨૧અને રાજ્યસત્તા, અધિકાર, પરાક્રમ, ધણીપણુ અને કેવળ આ કાળમાંનું
નહિ, પણ ભવિષ્યકાળમાંનું દરેક નામ જે હોય, એ સર્વ કરતાં ઉંચો કરીને
પોતાની જમણી ગમ સ્વર્ગીય સ્થાનોમાં તેને બેસાડયો; ૨૨વળી સઘળાંને
તેણે તેના પગો તળે રાખ્યાં, અને તેને સર્વ પર મંડળીના શિર તરીકે નિર્માણ
કર્યો, ૨૩તે તો તેનુ શરીર છે, એટલે જે સર્વ વાતે સઘળાંને ભરપૂર
કરે છે તેનુ ભરપૂરપણુ છે.

### તારણ ઈશ્વરની કૃપાથી છે

૨ વળી તમે અપરાધોમા તથા પાપોમાં મુએલા હતા, ત્યારે [તેણે તમને
સજીવન કર્યાં], ૨તે [અપરાધો]માં તમે આ જગતના ધોરણ પ્રમાણે
વાયુની સત્તાના અધિકારી, એટલે જે આત્મા આજ્ઞાભંગના દીકરાઓમા હમણા
પ્રબળ છે, તે પ્રમાણે પહેલા ચાલતા; ૩તેઓમાં આપણ સઘળા આપણા
દેહની વાસનાઓ પ્રમાણે પહેલા ચલતા હતા, અને દેહની તથા મનની
વૃત્તિઓ પ્રમાણે કાર્ય કરતા હતા, તથા પ્રથમની સ્થિતિમા બીજાઓના જેવાં
કોપના છોકરા હતા, ૪પણ દેવ, જે કરુણાથી ભરપૂર છે, તેણે આપણા પર
પ્રેમ રાખ્યો, તેના અત્યંત પ્રેમને લીધે, ૫આપણે પાપમા મૂએલા હતા ત્યારે
તેણે ખ્રિસ્તની સાથે આપણને સજીવન કર્યાં (કૃપાથી તમે તારણ પામેલા છો),
૬અને સાથે ઉઠાડ્યા, ને ખ્રિસ્ત ઈસુમા સ્વર્ગીય સ્થાનોમા તેની સાથે બેસાડ્યા;
૭જેથી આપણા પરની તેની દયાને લીધે તે આવતા યુગોમા ખ્રિસ્ત ઈસુમા
પોતાની કૃપાની અતિ ઘણી સંપત દેખાડે ૮કેમકે તમે કૃપાથી વિશ્વાસદ્વારા
તારણ પામેલા છો, અને એ તમારાથી નથી, એ તો દેવનુ દાન છે:
૯કરણીઓથી નહિ, રખેને કોઈ અભિમાન કરે. ૧૦કેમકે આપણે તેની કૃતિ છીએ,
અને સારી કરણીઓ કરવાને ખ્રિસ્ત ઈસુમાં આપણને ઉત્પન્ન કરવામા આવ્યા
છે; તે [સારી કરણીઓ] વિષે દેવે અગાઉથી એમ ઠરાવ્યુ, કે આપણે તે
પ્રમાણે ચાલીએ.

### યહુદી તથા વિધર્મીની એકતા

૧૧એ માટે યાદ રાખો, કે તમે પહેલા દેહ સંબંધી વિદેશી હતા, અને
દેહ સંબંધી હાથે કરેલી સુન્નતવાળા તમને બેસુન્નતી કહેતા હતા: ૧૨તે
સમયે તમે ખ્રિસ્તરહિત, ઈસ્રાએલના પ્રજાપણાના હક વગરના, તથા [આપેલા]

વચનના કરારથી પારકા, જગતમાં આશારહિત તથા દેવ વગરના, એવા હતા.
૧૩ પણ તમે જેઓ પહેલાં દૂર હતા તે તમે હમણાં ખ્રિસ્ત ઈસુમાં ખ્રિસ્તના
લોહીએ કરીને પાસે આવ્યા છો. ૧૪ કેમકે તે આપણું સમાધાન છે, તેણે
બન્નેનું એક કર્યું, અને [આપણી] વચ્ચેની આડી ભીંત પાડી નાખી છે;
૧૫ સલાહ કરીને પોતાનામાં તે બેનું એક નવું માણસ કરવાને, ૧૬ અને વધસ્તંભ
ઉપર વેરને મારી નાખીને એદ્વારા એક શરીરમાં દેવની સાથે બન્નેનું સમાધાન
કરાવવાને, તેણે પોતાના દેહથી વિધિઓમાં સમાએલી આજ્ઞાઓ સાથેના
નિયમ[શાસ્ત્ર]રૂપ વેરને નાબૂદ કર્યું. ૧૭ તેણે આવીને તમ વેગળાંઓને તથા જેઓ
પાસે હતા તેઓને પણ શાંતિ[ની સુવાર્તા] પ્રગટ કરી; ૧૮ કેમકે તેદ્વારા એક
આત્મા વડે આપણ બન્ને બાપની હજૂરમાં જવા પામીએ છીએ. ૧૯ માટે
તમે હવે પારકા તથા વિદેશી નથી, પણ પવિત્રોની સાથેના એક નગરના [રહેવાસી]
તથા દેવના કુટુંબના [માણસો] છો. ૨૦ પ્રેરિતો તથા પ્રબોધકોના પાયા પર તમે
બંધાએલા છો; ઈસુ ખ્રિસ્ત પોતે તો ખૂણાનો મુખ્ય પથ્થર છે; ૨૧ તેનામાં
દરેક બાંધણી એકબીજાની સાથે યોગ્ય રીતે જોડાઈને પ્રભુમાં વધતાં વધતાં
પવિત્ર મંદિર બને છે; ૨૨ તેનામાં તમે પણ દેવના નિવાસને માટે આત્મામાં
એકબીજાની સાથે જોડાઈને બંધાતા જાઓ છો.

## ઈશ્વરનો મર્મ પ્રગટ કરવો એ પાઊલનું કામ

૩ એ કારણથી હું પાઊલ, તમ વિદેશીઓની ખાતર ખ્રિસ્ત ઈસુનો બંદીવાન,
૨ દેવની જે કૃપાનું [દાન] તમારે સારૂ મને આપવામાં આવ્યું છે, તેના
વહીવટ વિષે, ૩ અને પ્રકટીકરણથી તેણે મને મર્મ જણાવ્યો તે વિષે, તમે
કદાચ સાંભળ્યું છે; તે વિષે મેં અગાઉ ટૂંકામાં લખ્યું; ૪ તે વાંચીને તમે
ખ્રિસ્તના મર્મ વિષેની મારી માહિતી જાણી શકશો. ૫ તે જેમ હમણાં તેના
પવિત્ર પ્રેરિતોને તથા પ્રબોધકોને આત્માથી પ્રગટ થએલો છે, તેમ આગલા
જમાનાઓમાં માણસોના જાણવામાં આવ્યો નહોતો, ૬ એટલે કે વિદેશીઓ,
ખ્રિસ્ત ઈસુમાં સુવાર્તાદ્વારા, [અમારી સાથે] વતનમાં ભાગીદાર, [તેના] શરીરના
અવયવો, તથા તેના વચનના સહભાગી છે; ૭ દેવના સામર્થ્યની કૃતિથી મને
આપવામાં આવેલા [દેવ]ના કૃપાદાન પ્રમાણે, હું આ સુવાર્તાનો સેવક થએલો
છું. ૮ હું વિદેશીઓમાં ખ્રિસ્તની અખૂટ સંપત્તિની સુવાર્તા પ્રગટ કરૂં, ૯ અને
સર્વેને સરજનહાર દેવમાં યુગોના યુગોથી ગુપ્ત રહેલા મર્મનો વહીવટ શો છે તે
હું સઘળાંને જણાવું, એ માટે હું સંતોમાં નાનામાં નાનો છતાં આ કૃપાદાન મને
આપવામાં આવેલું છે; ૧૦ જેથી જે સંકલ્પ તેણે સનાતનકાળથી આપણા પ્રભુ
ખ્રિસ્ત ઈસુમાં કર્યો, ૧૧ તે [સંકલ્પ] પ્રમાણે સ્વર્ગીય સ્થાનોમાં અધિપતિઓને
તથા અધિકારીઓને દેવનું બહુ પ્રકારનું જ્ઞાન મંડળીદ્વારા જણાય. ૧૨ તે
[ખ્રિસ્ત ઈસુ]માં તેના પરના વિશ્વાસથી આપણને હિંમત તથા ભરોસાસહિત
પ્રવેશ છે. ૧૩ એ માટે હું માગું છું, કે તમારે સારૂ મને જે વિપત્તિ પડે છે તેથી

તમે નાહિંમત ન થાઓ, તે વિપત્તિ તો તમારો મહિમા છે.

## સુવાર્તા સમજવાની શક્તિ માટે પ્રાર્થના

૧૪ એ કારણથી બાપ, ૧૫ જેના નામ પરથી આકાશમાંના તથા પૃથ્વી
પરના દરેક કુટુંબને નામ આપવામાં આવે છે, ૧૬ તે બાપની આગળ હું
ઘૂંટણે પડીને વિનતી કરું છું, કે તે પોતાના મહિમાની સંપત્તિ પ્રમાણે પોતાના
આત્મા વડે તમને આંતરિક મનુષ્યત્વમાં સામર્થ્યથી બળવાન કરે; ૧૭ અને
વિશ્વાસથી તમારાં હૃદયોમાં ખ્રિસ્ત વસે; જેથી તમારા મૂળ પ્રીતિમાં ઘાલીને
અને તેમાં પાયો નાખીને, ૧૮ તમે સર્વ સંતોની સાથે [ખ્રિસ્તની પ્રીતિની]
પહોળાઈ, લંબાઈ, ઊંચાઈ તથા ઊંડાઈ કેટલી છે તે સમજી શકો, ૧૯ અને
ખ્રિસ્તની પ્રીતિ જે માણસની સમજશક્તિની બહાર છે, તે તમે સમજી શકો,
કે તમે દેવની સર્વ સંપૂર્ણતા પ્રમાણે સંપૂર્ણ થાઓ.

૨૦ હવે જે આપણામાં કાર્ય કરનાર સામર્થ્ય પ્રમાણે આપણે માગીએ કે
કલ્પીએ તે કરતાં, આપણે સારુ પુષ્કળ કરી શકે છે, ૨૧ તેને ખ્રિસ્ત ઈસુમાં
તથા મંડળીમાં સર્વકાળ સુધી પેઢી દરપેઢી મહિમા હો. આમેન

## ઈશ્વરના તેડામાં એકતા સમાએલી છે

૪ એ માટે હું, પ્રભુને સારુ બંદીવાન, તમને વિનતી કરું છું, કે તમને
તેડવામાં આવ્યા છે તે તેડાને યોગ્ય થઈને ચાલો; ૨ સંપૂર્ણ દીનતા,
નમ્રતા તથા સહનશીલતા રાખીને પ્રેમથી એકબીજાનું સહન કરો; ૩ શાંતિના
બંધનમાં આત્માનું ઐક્ય રાખવાને યત્ન કરો ૪ જેમ તમારા તેડાની એક
આશામાં તમને તેડવામાં આવ્યા છે, તેમ એક શરીર તથા એક આત્મા છે;
૫ એક પ્રભુ, એક વિશ્વાસ, એક બાપ્તિસ્મા, ૬ એક દેવ એટલે સર્વનો બાપ,
તે સર્વ ઉપર તથા સર્વ મધ્યે તથા આપણ સર્વમાં છે ૭ આપણામાંના દરેકને
ખ્રિસ્તના [કૃપા]દાનના પરિમાણ પ્રમાણે કૃપા આપવામાં આવેલી છે ૮ એ માટે
તે કહે છે, કે "ઊંચાણમાં ચઢીને તે બંદીવાનોને લઈ ગયો, અને તેણે માણસોને
દાન આપ્યાં" ૯ તે ચઢયો, એટલે શું? પ્રથમ તે પૃથ્વીના નીચેના ભાગોમાં
ઊતર્યો, એમ નહિ? ૧૦ જે ઊતર્યો તે એ છે કે જે સર્વને ભરપૂર કરવાને
સર્વ આકાશો પર ઊંચે ચઢયો. ૧૧ વળી સંતોની સંપૂર્ણતા કરવાને અર્થે, સેવાના
કામને સારુ, ખ્રિસ્તના શરીરની ઉન્નતિ કરવાને સારુ, ૧૨ તેણે કેટલાએક પ્રેરિતો,
કેટલાએક પ્રબોધકો, કેટલાએક સુવાર્તિકો, અને કેટલાએક પાળકો તથા ઉપદેશકો
આપ્યા, ૧૩ ત્યાં સુધી કે આપણે સહુ દેવના દીકરા પરના વિશ્વાસથી તથા
તેના જ્ઞાનથી જે ઐક્ય થાય છે તે પ્રાપ્ત કરીએ, અને એમ પ્રૌઢ પુરુષત્વમાં,
એટલે ખ્રિસ્તની સંપૂર્ણતાની પાયરીએ પહોંચીએ, ૧૪ જેથી હવે પછી આપણે
બાળકોના જેવા માણસોની ઠગાઈથી, ભ્રમણામાં નાખવાની કાવતરાભરેલી યુક્તિથી,
દરેક ભિન્ન ભિન્ન મતરૂપી પવનથી ઝોલાં ખાનારા તથા આમતેમ ફરનારા ન થઈએ;
૧૫ પણ પ્રેમથી સત્યને અનુસરીને ખ્રિસ્ત જે શિર છે, તેમાં સર્વ પ્રકારે વધીએ;

૧૬ એનાથી આખું શરીર ગોઠવાઈને તથા દરેક સાંધા વડે જોડાઈને દરેક અંગ પોતાની શક્તિ પ્રમાણે કાર્ય કર્યાથી, પ્રેમમાં પોતાની ઉન્નતિને સારૂ પોતાની વૃદ્ધિ કરે છે.

## જૂનું માણસપણું તથા નવું માણસપણું

૧૭ એ માટે હું કહું છું તથા પ્રભુમાં સાક્ષી આપું છું, કે જેમ બીજા વિદેશીઓ, પોતાના મનની ભ્રમણામાં ચાલે છે, તેમ હવેથી તમે ન ચાલો; ૧૮ તેઓની બુદ્ધિ અંધકારમય થએલી હોવાથી, અને તેઓના હૃદયની કઠણતાથી પોતામાં જે અજ્ઞાન છે, તેણે કરીને તેઓ દેવના જીવનથી દૂર છે. ૧૯ તેઓએ નઠોર થઈને સર્વ પ્રકારના દુરાચાર કરવાને આતુરતાથી પોતાને લંપટપણાને સોંપ્યા. ૨૦ પણ તમે એ પ્રમાણે ખ્રિસ્તની પાસેથી શીખ્યા નથી; ૨૧ જો તમે તેનું સાંભળ્યું હોય તથા ઈસુમાં જે સત્ય છે તે પ્રમાણે તમે તે વિષેનું શિક્ષણ પામ્યા હો, તો ૨૨ કપટવાસનાઓથી ભ્રષ્ટ થતું તમારી આગલી વર્તણૂકનું જૂનું માણસપણું દૂર કરો, ૨૩ અને તમારી મનોવૃત્તિઓમાં નવા થાઓ; ૨૪ અને નવું માણસપણું જે દેવ[ના મનોરથ] પ્રમાણે ન્યાયીપણામાં તથા સત્યની પવિત્રતામાં સરજાએલું છે તે પહેરી લો.

## રોજના જીવન માટે વ્યાવહારિક નિયમો

૨૫ એ માટે અસત્ય દૂર કરીને દરેક પોતાના પડોશીની સાથે સાચું બોલો; કેમકે આપણે એકબીજાનાં અવયવો છીએ. ૨૬ ગુસ્સે થાઓ, પણ પાપ ન કરો; તમારા ક્રોધ પર સૂર્યને આથમવા ન દો; ૨૭ અને શેતાનને સ્થાન ન આપો. ૨૮ ચોરી કરનારે હવેથી ચોરી ન કરવી; પણ તેને બદલે પોતાને હાથે ઉદ્યોગ કરીને સુકૃત્યો કરવાં, જેથી જેને જરૂર છે તેને આપવાને પોતાની પાસે કંઈ હોય. ૨૯ તમારા મુખમાંથી કંઈ મલિન વચન નહિ, પણ જે ઉન્નતિને સારૂ આવશ્યક હોય તેજ નીકળે, કે તેથી સાંભળનારાઓનું કલ્યાણ થાય. ૩૦ વળી ઉદ્ધારના દહાડાને સારૂ તમને મુદ્રાંકિત કરનાર દેવના પવિત્ર આત્માને તમે ખિન્ન ન કરો. ૩૧ સર્વ [પ્રકારની] કડવાશ, ક્રોધ, કોપ, ઘોંઘાટ તથા નિંદા, તેમજ સર્વ પ્રકારની ખુન્નસ તમારામાંથી દૂર કરો. ૩૨ પણ તમે એકબીજા પ્રત્યે માયાળુ અને કરુણાળુ થાઓ, અને જેમ ખ્રિસ્તમાં દેવે પણ તમને માફી બક્ષી તેમ તમે એકબીજાને ક્ષમા કરો.

**૫** એ માટે તમે [પ્રભુનાં] પ્રિય બાળકો તરીકે દેવનું અનુકરણ કરનારાં થાઓ; ૨ અને પ્રેમમાં ચાલો, જેમ ખ્રિસ્તે તમારા પર પ્રીતિ રાખી, અને દેવની આગળ સુવાસને અર્થે, આપણી ખાતર સ્વાર્પણ કરીને પોતાનું બલિદાન આપ્યું, તેમ. ૩ વ્યભિચાર તથા સર્વ પ્રકારની મલિનતા અથવા લોભ, એઓનાં નામ સરખાં તમારે ન લેવાં, કેમકે સંતોને એજ શોભે છે; ૪ નિર્લજ્જ તથા મૂર્ખતાભરેલી વાત અથવા ઠઠ્ઠામશ્કરી [તમારામાં ન થાય].

કેમકે એ ઘટિત નથી; પણ એને બદલે ઉપકારસ્તુતિ [કરવી]. ૫ કેમકે આ
તો તમે ખાતરીપૂર્વક જાણો છો, કે કોઈપણ વ્યભિચારી અથવા દુરાચરણી
અથવા દ્રવ્યલોભી, એટલે મૂર્તિપૂજક, એઓને ખ્રિસ્તના તથા દેવના રાજ્યમાં
કંઈ વારસો નથી. ૬ તમને કોઈ નિરર્થક વાતોથી ન ભુલાવે; કેમકે એવાં
કામોને લીધે દેવનો કોપ આજ્ઞાભંગ કરનારા પર આવે છે. ૭ એ માટે તમે
તેઓના સાથી ભાગીદાર ન થાઓ. ૮ કેમકે તમે પહેલાં અંધકારરૂપ હતા, પણ
હવે પ્રભુમાં પ્રકાશરૂપ છો; પ્રકાશનાં સંતાનોને ઘટે તેમ ચાલો. ૯ (કેમકે
પ્રકાશનું ફળ સર્વ પ્રકારની ભલાઈમાં તથા ન્યાયીપણામાં તથા સત્યમાં છે).
૧૦ પ્રભુને પસંદ પડતું શું છે, તે પારખી લો; ૧૧ વળી અંધારાનાં નિષ્ફળ
કામોના સોબતીઓ ન થાઓ, પણ ઊલટું તેઓને વખોડો; ૧૨ કેમકે તેઓ
ગુપ્તમાં એવાં કામ કરે છે, કે જે કહેતાં પણ શરમ લાગે છે. ૧૩ જે સર્વ
વખોડાએલું, તે પ્રકાશથી પ્રગટ થાય છે; કેમકે જે કંઈ પ્રગટ કરવામાં આવે છે,
તે પ્રકાશરૂપ છે. ૧૪ માટે કહેલું છે, કે ઊંઘનાર, જાગ, ને મૂએલાંમાંથી ઊઠ, ને
ખ્રિસ્ત તારા પર પ્રકાશ પાડશે.

૧૫ કાળજીપૂર્વક સંભાળ રાખો કે તમે નિર્બુદ્ધની પેઠે નહિ, પણ ડાહ્યા માણસની
પેઠે, ચાલો; ૧૬ સમયનો સદુપયોગ કરો, કેમકે દહાડા ભૂંડા છે. ૧૭ એ માટે
અણસમજુ ન થાઓ, પણ પ્રભુની ઇચ્છા શી છે તે સમજો. ૧૮ મદ્યપાન કરીને
મસ્ત ન થાઓ, એ દુર્વ્યસન છે, પણ [પવિત્ર] આત્માથી ભરપૂર થાઓ; ૧૯ ગીતોથી,
સ્તોત્રોથી તથા આત્મિક ગાનોથી એકબીજાની સાથે વાતો કરીને તમારાં હૃદયોમાં
પ્રભુના ગાયનો તથા ભજનો ગાઓ; ૨૦ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તને નામે સઘળાંને
સારુ દેવ બાપની ઉપકારસ્તુતિ નિત્ય કરજો. ૨૧ ખ્રિસ્તનો ભય રાખીને એકબીજાને
આધીન રહો.

## ખ્રિસ્તી કૌટુંબિક જીવન

૨૨ પત્નીઓ, જેમ પ્રભુને તેમ પોતાના પતિઓને આધીન રહો. ૨૩ કેમકે
જેમ ખ્રિસ્ત મંડળીનુ શિર છે, તેમ પતિ પત્નીનું શિર છે; વળી [ખ્રિસ્ત]
શરીરનો ત્રાતા છે. ૨૪ જેમ મંડળી ખ્રિસ્તને આધીન છે, તેમ પત્નીઓએ
સર્વ બાબતમાં પોતાના પતિઓને [આધીન] રહેવું. ૨૫ પતિઓ, જેમ ખ્રિસ્તે
મંડળી પર પ્રેમ રાખ્યો, અને તેની ખાતર પોતાનું સ્વાર્પણ કર્યું, તેમ તમે
પોતાની પત્નીઓ પર પ્રેમ રાખો; ૨૬ એ સારુ કે વચન વડે જળસ્નાનથી
શુદ્ધ કરીને, [ખ્રિસ્ત મંડળીને] પવિત્ર કરે, ૨૭ અને જેને ડાઘ, કરચલી કે
એવું કંઈ ન હોય, પણ તે પવિત્ર તથા નિર્દોષ હોય, એવી મંડળી તરીકે
પોતાની આગળ મહિમાવંતી રજૂ કરે. ૨૮ એજ પ્રમાણે પતિઓએ જેમ
પોતાનાં શરીરો પર તેમ પોતાની પત્નીઓ પર પ્રેમ રાખવો જોઈએ. જે
પોતાની પત્ની પર પ્રેમ રાખે છે, તે પોતા પર પ્રેમ રાખે છે; ૨૯ કેમકે
કોઈ માણસ પોતાના દેહનો દ્વેષ કદી કરતો નથી; પણ તે તેનું પાલનપોષણ

કરે છે, જેમ પ્રભુ પણ મંડળીનું [ કરે છે ] તેમ. ૩૦ કેમકે આપણે તેના
શરીરના અવયવો છીએ. ૩૧ એ માટે પુરુષ પોતાનાં માબાપને મૂકીને પોતાની
સ્ત્રીની સાથે જોડાઈ રહેશે, અને તેઓ બન્ને એક દેહ થશે. ૩૨ આ મોટો
મર્મ છે; પણ હું ખ્રિસ્ત તથા મંડળી સંબંધી કહું છું. ૩૩ તો પણ તમારામાંનો
દરેક જેમ પોતાના પર તેમ પોતાની સ્ત્રી પર પ્રેમ રાખે; અને સ્ત્રી પોતાના
પતિનું માન રાખે.

૬ છોકરાં, પ્રભુમાં તમારાં માબાપની આજ્ઞાઓ માનો; કેમકે એ યથાયોગ્ય
છે. ૨ તારા બાપનું તથા તારી માનું સન્માન કર (તે પહેલી વચનયુક્ત
આજ્ઞા છે), ૩ એ સારૂ કે તારૂં કલ્યાણ થાય, અને પૃથ્વી પર તારૂં આયુષ્ય
લાંબું થાય. ૪ વળી, પિતાઓ, તમારાં છોકરાંને ચીડવો નહિ; પણ પ્રભુના
શિક્ષણમાં તથા બોધમાં તેઓને ઉછેરો.

૫ દાસો, જેમ ખ્રિસ્તને [ આધીન થાઓ છો ] તેમ દેહ પ્રમાણે જેઓ તમારા
ધણીઓ છે તેઓને બીકથી તથા કંપારીસહિત નિખાલસ હૃદયથી આધીન
થાઓ; ૬ માણસોને પ્રસન્ન કરનારાઓની પેઠે દેખરેખ હોય ત્યાં સુધી ચાકરી
કરનારાની રીતે નહિ, પણ ખ્રિસ્તના દાસોની પેઠે, જીવથી દેવની ઇચ્છા પૂરી
કરો; ૭ માણસોની ચાકરી નહિ, પણ જાણે તે પ્રભુની હોય તેમ સમજીને
ખુશીથી કરો; ૮ જે કોઈ કંઈ સારૂં કરશે, તે દાસ હોય કે સ્વતંત્ર હોય, પણ
પ્રભુ તેને તેજ પ્રમાણે બદલો આપશે, એમ સમજો. ૯ વળી, ધણીઓ, તમે
તેઓની સાથે એમજ વર્તો, ધમકી [ આપવાનું ] છોડી દો; અને આકાશમાં
તેઓનો તેમજ તમારો પણ [ એકજ ] ધણી છે, અને તેની પાસે પક્ષપાત
નથી [ એમ જાણો ].

## ખ્રિસ્તીનાં હથિયારો

૧૦ છેવટે, [ હું કહું છું, ] પ્રભુમાં તથા તેના સામર્થ્યના બળમાં શક્તિમાન
થાઓ. ૧૧ શેતાનની કુયુક્તિઓની સામે તમે દૃઢ રહી શકો માટે દેવનાં સર્વ
હથિયારો સજો. ૧૨ કેમકે આપણું આ યુદ્ધ રક્ત તથા માંસની સામે નથી,
પણ અધિપતિઓની સામે, અધિકારીઓની સામે, આ અંધકારરૂપી જગતના
સત્તાધારીઓની સામે, આકાશી સ્થાનોમાં દુષ્ટતાનાં આત્મિક [ લશ્કરો ]ની સામે
છે. ૧૩ એ માટે તમે દેવનાં સર્વ હથિયારો સજી લો, કે તમે ભૂંડે દહાડે
સામા થઈ શકો, અને બને તેટલું સર્વ કરીને તેની સામે ટકી શકો. ૧૪ માટે
સત્યથી તમારી કમર બાંધીને તથા ન્યાયીપણાનું બખતર પહેરીને ૧૫ તથા
શાંતિની સુવાર્તાની તૈયારીરૂપી જોડાં પહેરીને, ઉભા રહો; ૧૬ સર્વ ઉપરાંત
વિશ્વાસની ઢાલ ધારણ કરો, જેથી તમે દુષ્ટના બળતા ભાલાઓ હોલવી શકશો.
૧૭ વળી તારણનો ટોપ [ પહેરો, ] તથા આત્માની તરવાર, જે દેવનું વચન છે,
તે લો. ૧૮ આત્મામાં સર્વ પ્રકારે તથા હરવખત પ્રાર્થના તથા વિનંતી કરો.

અને તેને અર્થે સઘળા સંતોને માટે સંપૂર્ણ આગ્રહથી વિનંતી કરીને જાગૃત રહો.
૧૯ મારે વાસ્તે પણ [ માગો ], કે જે સુવાર્તાને લીધે હું સાંકળોથી [ બંધાએલો ]
એલચી છું, તેનો મર્મ જણાવવાને મને મોં ઉઘાડીને બોલવાની હિંમત આપવામાં
આવે; ૨૦ અને જેમ બોલવું ઘટારત છે, તેમ હિંમત રાખીને હું બોલું.

## સમાપ્તિ

૨૧ વળી મારા સમાચાર અને મારી હાલત કેવી છે તે તમે પણ જાણો માટે
પ્રિય ભાઈ તથા પ્રભુમાં વિશ્વાસુ સેવક તુખીકસ તમને સર્વ હકીકત જણાવશે.
૨૨ તમે અમારી અવસ્થા જાણો, અને તે તમારાં હૃદયોને દિલાસો આપે, તેટલા જ
માટે મેં તેને તમારી પાસે મોકલ્યો છે.

૨૩ દેવ બાપ તરફથી તથા પ્રભુ ઈસુ ખ્રિસ્ત તરફથી ભાઈઓને શાંતિ તથા
વિશ્વાસસહિત પ્રીતિ થાઓ. ૨૪ જેઓ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્ત ઉપર નિષ્કપટ
પ્રીતિ રાખે છે તેઓ સર્વ પર કૃપા થાઓ. આમેન.



# ફિલિપીઓને
## પાઊલ પ્રેરિતનો પત્ર

---

### લેખકની સલામ

૧ ફિલિપીમાંના ઈસુ ખ્રિસ્તમાં સહુ સંતો, અધ્યક્ષો તથા સહાયકારીઓ
એ સર્વે જોગ લખિતંગ ખ્રિસ્ત ઈસુના દાસો પાઊલ તથા તીમોથી: ૨ દેવ
આપણા બાપ તરફથી તથા પ્રભુ ઈસુ ખ્રિસ્ત તરફથી તમને કૃપા તથા શાંતિ હો.

### પાઊલનો આભાર તથા આનંદ

૩ પહેલા દહાડાથી આજ સુધી સુવાર્તામાં તમારા સહકારને લીધે, ૪ નિત્ય
આનંદથી તમો સર્વને સારૂ વિનંતી કરતાં મારી સર્વ પ્રાર્થનાઓમાં, ૫ હું જ્યારે
જ્યારે તમારૂં સ્મરણ કરૂં છું ત્યારે ત્યારે મારા દેવનો ઉપકાર માનું છું. ૬ જેણે
તમારામાં સારા કામનો આરંભ કર્યો તે, ઈસુ ખ્રિસ્તના દહાડા સુધી, તેને
સંપૂર્ણ કરતો જશે, એવો મને ભરોસો છે. ૭ તમો સર્વ વિષે એ પ્રમાણે માનવું
મને યોગ્ય લાગે છે; કારણ કે મારાં બંધનોમાં અને સુવાર્તાની હિમાયત કરવામાં
તથા તેને સાબિત કરવામાં, તમે બધા કૃપામાં મારા સહભાગિયા હોવાથી, હું
તમને મારા હૃદયમાં રાખું છું. ૮ કેમકે હું ઈસુ ખ્રિસ્તની કરુણાથી તમ સર્વ ઉપર
કેટલી બધી મમતા રાખું છું, તે વિષે દેવ મારો સાક્ષી છે.

### પત્રના વાચકો માટે તેની પ્રાર્થના

૯ વળી હું એવી પ્રાર્થના કરૂં છું, કે જ્ઞાનમાં તથા સર્વ વિવેકબુદ્ધિમાં તમારી
પ્રીતિ ઉત્તરોત્તર વધતી જાય; ૧૦ જેથી જે શ્રેષ્ઠ છે તે તમે પારખી લો, અને એમ
તમે ખ્રિસ્તના દહાડા સુધી નિષ્કલંક તથા નિર્દોષ થાઓ; ૧૧ અને દેવની સ્તુતિ
તથા મહિમા વધવા માટે ઈસુ ખ્રિસ્તદ્વારા ન્યાયીપણાનાં ફળોથી તમે ભરપૂર થાઓ.

### તેના તુરંગવાસનાં પરિણામ

૧૨ ભાઈઓ, મને જે જે દુઃખો પડ્યાં, તે સુવાર્તાને [વિઘ્નરૂપ થવાને બદલે
તેનો] પ્રસાર થવામાં સહાયભૂત થયાં, એ તમે જાણો એવું હું ઇચ્છું છું;
૧૩ કેમકે ખ્રિસ્તને લીધે જે મારાં બંધનો છે તે આખા રાજ્યદરબારમાં તથા
બીજે બધે ઠેકાણે પ્રસિદ્ધ થયાં; ૧૪ અને પ્રભુમાંના ઘણાખરા ભાઈઓએ
મારાં બંધનોથી વિશ્વાસ રાખીને નિર્ભયપણે પ્રભુની સુવાર્તા [વિષે] બોલવાની
વિશેષ હિંમત રાખી. ૧૫ કેટલાએક તો અદેખાઈ તથા વિરોધથી, અને કેટલાએક
સદ્‌ભાવથી ખ્રિસ્ત[ની સુવાર્તા] પ્રગટ કરે છે: ૧૬ પહેલા તો મારાં બંધનમાં
મારા પર વિશેષ સંકટ લાવવાના ઇરાદાથી, શુદ્ધ મનથી નહિ, પણ પક્ષાપક્ષીથી
ખ્રિસ્તની વાત પ્રગટ કરે છે; ૧૭ પણ બીજા, સુવાર્તા વિષે પ્રત્યુત્તર આપવા
સારૂ હું નિર્મિત થયો છું, એવું જાણીને પ્રેમથી કરે છે.

### ખ્રિસ્ત પ્રગટ કરાય છે તેથી તેનો આનંદ

૧૮ તો એથી શું? હરેક રીતે, ગમે તો ઢોંગથી કે સત્યથી, ખ્રિસ્ત[ની વાત]
પ્રગટ કરવામાં આવે છે; એથી હું આનંદ પામું છું, ને વળી પામીશ. ૧૯ કેમકે
તમારી પ્રાર્થનાથી તથા ખ્રિસ્તના આત્માની સહાયથી, એ મારા તારણને સારૂ
ઉપયોગી થઈ પડશે, એ હું જાણું છું. ૨૦ એ પ્રમાણે મારી આકાંક્ષા તથા આશા
છે, કે હું કોઈ પણ વાતમાં શરમાઈશ નહિ; પણ પૂરી હિંમતથી, હમેશ
મુજબ હમણાં પણ, ગમે તો જીવનથી કે ગમે તો મરણથી, મારા શરીરદ્વારા
ખ્રિસ્તના મહિમાની વૃદ્ધિ કરવામાં આવે.

### જીવવું કે મરવું?

૨૧ કેમકે મને જીવવું તે ખ્રિસ્ત, અને મરવું તે લાભ છે. ૨૨ પણ દેહમાં
જીવવું એ જો મારા કામનું ફળ હોય તો મારે શું પસંદ કરવું, તે હું જાણતો
નથી. ૨૩ કેમકે આ બે વચ્ચે હું ગૂંચવણમાં છું: [દેહમાંથી] નીકળવાની તથા
ખ્રિસ્તની સાથે રહેવાની મારી ઇચ્છા છે, કેમકે તે ઘણે દરજ્જે વધારે સારૂં છે;
૨૪ પણ [મારે] દેહમાં રહેવું તમારી ખાતર વધારે અગત્યનું છે. ૨૫ [મને]
એ ભરોસો હોવાથી, હું જાણું છું કે હું રહેવાનો, અને તમારા વિશ્વાસની વૃદ્ધિ તથા
આનંદને સારૂ હું તમો સર્વની સાથે રહેવાનો; ૨૬ જેથી તમારી પાસે મારા ફરીથી
આવવાથી મારા વિષેનો તમારો આનંદ ખ્રિસ્ત ઈસુમાં ઘણો વધી જાય.

### હિંમત રાખવાનો બોધ

૨૭ માત્ર ખ્રિસ્તની સુવાર્તાને યોગ્ય આચરણ કરો; જેથી ગમે તો હું આવીને
તમને જોઉં અથવા દૂર હોઉં તો પણ તમારા વિષે સાંભળું કે તમે સર્વ એક
આત્મામાં સ્થિર રહીને એક જીવથી સુવાર્તાના વિશ્વાસને સારૂ પ્રયત્ન કરો છો;
૨૮ અને વિરોધીઓથી જરા પણ બીતા નથી: એ તેઓને વિનાશની પ્રત્યક્ષ
નિશાની છે, પણ તમને તો તારણની નિશાની છે, અને તે વળી દેવથી છે;
૨૯ કેમકે ખ્રિસ્ત પર વિશ્વાસ કરવો માત્ર એટલું જ નહિ, પણ તેની ખાતર દુઃખ
પણ સહેવું, એ માટે ખ્રિસ્તને વાસ્તે આ કૃપાદાન તમને આપવામાં આવ્યું છે;
૩૦ જેવું યુદ્ધ તમે મારામાં જોયું છે, અને હાલ મારમાં થાય છે એ હમણાં
સાંભળો છો, તેવું જ તમારામાં પણ છે.

### એકતાને માટે વિનંતી

૨ એ માટે જો ખ્રિસ્તમાં કંઈ ઉત્તેજન, જો પ્રેમનો કંઈ દિલાસો, જો [પવિત્ર]
આત્માની કંઈ સંગત, જો કંઈ હૃદયની કરુણા તથા દયા હોય, ૨ તો
મારો આનંદ એવી રીતે સંપૂર્ણ કરો, કે તમે એકજ મનના થાઓ, એક સરખો
પ્રેમ રાખો, એક જીવના તથા એક દિલના થાઓ.

### નમ્રતાને માટે વિનંતી

૩ પક્ષપાતથી કે મિથ્યાભિમાનથી કંઈ ન કરો, દરેક નમ્રભાવથી પોતાના કરતાં
બીજાઓને ઉત્તમ ગણવા. ૪ તમે દરેક પોતાના હિત પર જ નહિ, પણ બીજાઓના

હિત પર પણ લક્ષ રાખો.

### નમ્રતા તથા આત્મભોગ બાબતે પ્રભુ ખ્રિસ્તનો નમૂનો

૫ ખ્રિસ્ત ઈસુનું મન જેવું હતું, તેવું તમે પણ રાખો: ૬ પોતે દેવના રૂપમાં
છતાં, તેણે દેવ સમાન હોવાનું પકડી રાખવાને ઇચ્છ્યું નહિ, ૭ પણ તેણે
દાસનું રૂપ ધારણ કરીને, એટલે માણસોના રૂપમાં આવીને પોતાને ખાલી કર્યો;
૮ અને માણસના આકારમાં પ્રગટ થઈને, મરણને, હા, વધસ્તંભના મરણને,
આધીન થઈને, પોતાને નમ્ર કર્યો. ૯ એને લીધે, દેવે તેને ઘણો ઊંચો કર્યો,
અને સર્વ નામો કરતાં તેણે તેને એવું શ્રેષ્ઠ નામ આપ્યું, કે ૧૦ આકાશમાંનાં,
ભૂમિ પરનાં તથા ભૂમિ તળેનાં સર્વ ઈસુને નામે ઘૂંટણે પડીને નમે; ૧૧ અને
દેવ બાપના મહિમાને અર્થે દરેક જીભ કબૂલ કરે કે ઈસુ ખ્રિસ્ત પ્રભુ છે.

### તારણ ચારિત્રમાં સિદ્ધ કરી લેવું જોઈએ

૧૨ તેથી, મારા વહાલાઓ, જેમ તમે હમેશાં આધીન રહેતા હતા તેમ,
કેવળ મારી હાજરીમાં જ નહિ, પણ હવે વિશેષે કરીને મારી ગેરહાજરીમાં, ભય
તથા કંપારી સહિત તમારું તારણ સાધી લેવાને યત્ન કરો; ૧૩ કેમકે જે પોતાની
પ્રસન્નતા પ્રમાણે તમારામાં ઇચ્છવાની તથા કરવાની પ્રેરણા કરે છે, તે તો દેવ
છે. ૧૪ બડબડાટ તથા તકરાર વગર બધું કરો, ૧૫ કે જેથી કુટિલ તથા આડી
પ્રજામાં તમે નિર્દોષ તથા સાલસ, દેવનાં નિષ્કલંક છોકરાં, જીવનનું વચન પ્રગટ
કરીને જ્યોતિઓ જેવાં જગતમાં દેખાઓ છો, એવાં થાઓ; ૧૬ જેથી ખ્રિસ્તના
દિવસમાં મને એવું અભિમાન કરવાનું કારણ મળે કે હું વૃથા દોડયો નથી અને
મેં વૃથા શ્રમ કર્યો નથી. ૧૭ પણ જો હું તમારા વિશ્વાસના અર્પણ તથા સેવા
પર પેયાર્પણ તરીકે રેડાઉં, તો હું આનંદ પામું છું, ને તમ સર્વની સાથે પણ
હરખાઉં છું; ૧૮ એમજ તમે પણ આનંદ પામો, અને મારી સાથે હરખાઓ.

### તીમોથી

૧૯ પણ હું પ્રભુ ઈસુમાં આશા રાખું છું, કે હું તીમોથીને તમારી પાસે
વહેલો મોકલીશ, જેથી તમારી ખબર જાણીને હું પણ ઉલ્લાસી થાઉં. ૨૦ કેમકે
તમારી કાળજી બરાબર રીતે રાખે એના જેવી પ્રકૃતિનો બીજો કોઈ મારી પાસે
નથી. ૨૧ કેમકે સઘળા માણસો ખ્રિસ્ત ઈસુની વાત નહિ, પણ પોતાની જ
વાત શોધે છે. ૨૨ પણ તમને તો અનુભવથી ખાતરી થઈ છે કે જેમ દીકરો
બાપની સાથે [કામ કરે], તેમ તેણે સુવાર્તા[ના પ્રસાર]ને સારુ મારી સાથે
સેવા કરી. ૨૩ એ માટે હું આશા રાખું છું, કે જ્યારે મારા વિષે શું થવાનું
છે તે હું જાણીશ કે તરત હું તેને મોકલી દઈશ; ૨૪ વળી હું પ્રભુમાં ભરોસો
રાખું છું, કે હું પોતે પણ વહેલો આવીશ.

### એપાફ્રોદિતસ

૨૫ તોપણ મારો ભાઈ એપાફ્રોદિતસ, મારી સાથે કામ કરનાર તથા
સહયોદ્ધો, તેમજ તમારો મોકલેલો તથા મારો ખપ પૂરો પાડનાર, તેને તમારી

પાસે મોકલવાની મને અગત્ય જણાઈ; ૨૬ કારણ કે તે તમો સર્વેને બહુ
ચહાતો હતો, અને તે બહુ ઉદાસ હતો, કેમકે તમે સાભળ્યુ હતું કે તે માંદો
છે; ૨૭ કેમકે તે મરણતોલ માદો હતો ખરો; પણ દેવે તેના પર દયા કરી,
કેવળ તેના પર જ નહિ, પણ મારા પર પણ, કે મને શોક પર શોક ન થાય
૨૮ તમે તેને જોઈને ફરીથી ખુશી થાઓ, અને મારો ખેદ પણ ઓછો થાય,
માટે મેં બહુ ઉતાવળે તેને મોકલ્યો ૨૯ માટે તમે પૂર્ણ આનદસહિત પ્રભુમા
તેનો આદરસત્કાર કરો, અને એવાઓને માનયોગ્ય ગણો; ૩૦ કેમકે ખ્રિસ્તના
કામને સારૂ તે મરણની નજીક આવી ગયો, અને મારે અર્થે તમારી સેવામાં
જે અપૂરૂ હતું તે સપૂર્ણ કરવાને [તેણે] પોતાનો જીવ જોખમમા નાખ્યો

## બાહ્ય હક્કો કંઈ વિસાતના નથી

૩ છેવટે, મારા ભાઈઓ, પ્રભુમાં આનદ કરો. તમને એ ને એજ વાતો
લખતા મને કંટાળો આવતો નથી, પણ તે તમારા સરક્ષણને વાસ્તે છે
૨ કુતરાઓથી સાવધ રહો, દુષ્કૃત્યો કરનારાઓથી સાવધ રહો, વ્યર્થ સુન્નતથી
સાવધ રહો, ૩ કેમકે આપણે દેવના આત્માથી સેવા કરનારા તથા ખ્રિસ્ત ઈસુમા
અભિમાન કરનારા તથા દેહ પર ભરોસો ન રાખનારા, [ખરા] સુન્નતી છીએ
૪ તોપણ દેહ પર ભરોસો રાખવાનુ મારે પણ કારણ છે, જો બીજો કોઈ ધારે
કે તેને દેહ પર ભરોસો રાખવાનુ [કારણ] છે, તો મને તેના કરતા વિશેષ છે:
૫ આઠમે દહાડે સુન્નત પામેલો, ઈસ્રાએલના સતાનનો, બિન્યામીનના કુળનો,
હેબ્રીઓનો હેબ્રી, નિયમ[શાસ્ત્ર] સબંધી ફરોશી, ૬ [ધર્મના] આવેશ સબંધી
મડળીને સતાવનાર, નિયમ[શાસ્ત્ર]ના ન્યાયીપણા સબંધી નિર્દોષ

## ખ્રિસ્તની સાથે એકરૂપ થવાની પાઊલની તીવ્ર ઇચ્છા

૭ પણ જે વાના મને લાભકારક હતા, તે મેં ખ્રિસ્તને લીધે હાનિકારક ગણ્યા.
૮ વળી ખ્રિસ્ત ઈસુ મારા પ્રભુના જ્ઞાનની શ્રેષ્ઠતાને લીધે, હુ એ બધાને હાનિ જ
ગણુ છું, એને લીધે મેં સઘળાનું નુકસાન સહન કર્યું, અને તેઓને કચરો જ
ગણુ છું, જેથી હુ ખ્રિસ્તને પ્રાપ્ત કરૂ, ૯ અને તેની સાથે એકરૂપ થાઉં, અને
નિયમ[શાસ્ત્રના પાળન]થી મારૂ જે ન્યાયીપણુ છે તે નહિ, પણ ખ્રિસ્ત પરના
વિશ્વાસદ્વારા દેવથી જે ન્યાયીપણુ વિશ્વાસથી મળે છે, તે મારૂ થાય, ૧૦ એ
માટે કે હુ તેને તથા તેના પુનરુત્થાનના સામર્થ્યને તથા તેના દુખોના ભાગિયા-
પણાને જાણુ, એટલે તેના મરણને અનુરૂપ થાઉં; ૧૧ અને હુ કોઈ પણ
રીતે મુએલાઓના પુનરુત્થાનને પહોચું ૧૨ હજી સુધી હુ બધું સંપાદન કરી
ચૂક્યો કે સપૂર્ણ થયો છું એમ નહિ, પણ જેને સારૂ ખ્રિસ્ત ઈસુએ મને પકડી
લીધો, તેને હુ પકડી લઉં, માટે હુ આગળ ધસુ છું ૧૩ ભાઈઓ, મેં પકડી
લીધુ છે એમ હુ ગણતો નથી, પણ એક કામ હુ કરૂં છું એટલે કે જે પછાડે
છે તેને વીસરીને અને જે આગળ છે તેની તરફ ધાઈને, ૧૪ ખ્રિસ્ત ઈસુમા
દેવના સ્વર્ગીય આમત્રણના ઇનામને વાસ્તે, નિશાનની ભણી આગળ ધસુ છું.

૧૫માટે આપણામાંના જેટલા પૂર્ણ છે, તેટલાએ એવી જ મનોવૃત્તિ રાખવી; અને જો કોઈ બાબત વિષે તમને જુદી મનોવૃત્તિ હોય, તો દેવ એ પણ તમને પ્રગટ કરશે. ૧૬તોપણ જે ધોરણ સુધી આપણે પહોંચ્યા છીએ તેજ ધોરણ પ્રમાણે આપણે ચાલીએ.

## પાઊલના નમૂનાનું અનુકરણ કરવું

૧૭ભાઈઓ, મારું અનુકરણ કરો, અને અમે જે નમૂનો તમારી આગળ મૂકીએ છીએ તે પ્રમાણે જેઓ ચાલનારા છે તેઓ પર લક્ષ રાખો.

## ખ્રિસ્તના વધસ્તંભના શત્રુઓ

૧૮કેમકે એવી રીતે ચાલનારા ઘણા છે, કે જેઓના વિષે મેં ઘણી વાર કહ્યું, ને હમણાં પણ રડતાં રડતાં કહું છું, કે તેઓ ખ્રિસ્તના વધસ્તંભના શત્રુઓ છે: ૧૯વિનાશ તેઓનો અંત, ઉદર તેઓનો દેવ, અને શરમમાં તેઓનું અભિમાન છે, તેઓ સાંસારિક વાતો પર ચિત્ત લગાડે છે. ૨૦પણ આપણી નાગરિકતા આકાશમાં છે; ત્યાંથી પણ આપણે તારનારની, એટલે પ્રભુ ઈસુ ખ્રિસ્તની, વાટ જોઈએ છીએ. ૨૧તે, જે સામર્થ્યથી સર્વને પોતાને આધીન કરી શકે છે, તે પ્રમાણે આપણી અધમાવસ્થામાંના શરીરનું એવું રૂપાંતર કરશે કે તે તેના મહિમાવાન શરીરના જેવું થાય.

## શિખામણ

૪ માટે, મારા પ્રિય તથા ઇષ્ટ ભાઈઓ, મારા આનંદ તથા મુગટરૂપ, એવી જ રીતે પ્રભુમાં સ્થિર રહો, મારા પ્રિય [ ભાઈઓ ].

૨હું યુઓદિયાને વિનંતી કરું છું તથા સુન્તુખેને વિનંતી કરું છું, કે તેઓ બન્ને પ્રભુમાં એક ચિત્તની થાય. ૩વળી મારા ખરા જોડીદાર, હું તને વિનંતી કરું છું કે તું એ બાઈઓને સહાય કરજે, કારણ કે તેઓએ મારી સાથે, કલેમેંટની સાથે તથા મારા બીજા સહકારીઓ, જેઓનાં નામ જીવનના પુસ્તકમાં છે, તેઓની સાથે સુવાર્તા[ના પ્રચાર]માં ઘણો પ્રયાસ કર્યો છે.

૪પ્રભુમાં સદા આનંદ કરો; હું ફરીથી કહું છું, કે આનંદ કરો. ૫તમારી સહનશીલતા સર્વ માણસોના જાણવામાં આવે. પ્રભુ પાસે છે. ૬કશાની ચિંતા ન કરો; પણ દરેક બાબતમાં પ્રાર્થના તથા વિનંતીઓ વડે ઉપકારસ્તુતિ સહિત તમારી અરજો દેવને જણાવો. ૭અને દેવની શાંતિ જે સર્વ સમજશક્તિની બહાર છે, તે ખ્રિસ્ત ઈસુમાં તમારાં હૃદયોની તથા મનોની સંભાળ રાખશે.

૮છેવટે, ભાઈઓ, જે કંઈ સત્ય, જે કંઈ સન્માનપાત્ર, જે કંઈ ન્યાયી, જે કંઈ શુદ્ધ, જે કંઈ પ્રેમપાત્ર, જે કંઈ સુકીર્તિમાન છે; જો કોઈ સદ્‌ગુણ ને જો કોઈ પ્રશંસા હોય, તો આ બાબતોનો વિચાર કરો. ૯જે તમે શીખ્યા તથા પામ્યા તથા સાંભળ્યું તથા મારામાં જોયું તે સર્વ કરો; અને શાંતિનો દેવ તમારી સાથે રહેશે.

## ફિલિપીઓની ઉદારતા માટે પાઊલે માનેલો આભાર

૧૦ મારા વિષેની તમારી ચિંતા આખરે ફરીથી તાજી થઈ છે, તેને લીધે
હું પ્રભુમાં ઘણો આનંદ કરું છું; તે બાબતમાં તમે ચિંતા તો રાખતા હતા,
પણ તમને પ્રસંગ મળ્યો નહોતો. ૧૧ હું તંગાસને લીધે બોલું છું એમ નહિ;
કેમકે જે અવસ્થામાં હું છું, તેમાં સંતોષથી રહેવાને હું શીખ્યો છું. ૧૨ ગરીબ
થવું હું જાણું છું, તથા ભરપૂર હોવું પણ હું જાણું છું; હરપ્રકારે તથા સર્વ
બાબતમાં તૃપ્ત થવાને તથા ભૂખ્યો રહેવાને, તેમજ પુષ્કળ પામવાને અને
તંગીમાં રહેવાને હું શીખેલો છું. ૧૩ જે મને સામર્થ્ય આપે છે તેની સહાયથી
હું બધું કરી શકું છું. ૧૪ તોપણ તમે મારા સંકટમાં ભાગિયા થયા તે સારૂ
કર્યું. ૧૫ અને, ઓ ફિલિપીઓ, તમે પોતે જાણો છો, કે સુવાર્તા[પ્રસાર]ના
આરંભમાં, જ્યારે હું મકદોનિયામાંથી નીકળ્યો, ત્યારે આપવાલેવાની બાબતમાં
એકલા તમારા વિના બીજી કોઈ મંડળીએ ભાગ લીધો નહોતો; ૧૬ કેમકે
થેસ્સાલોનીકામાં પણ અનેક વાર મારે જે જે જોઈતું હતું તે તમે મોકલી આપ્યું
હતું. ૧૭ હું કંઈ દાન માગું છું એમ નહિ; પણ તમારા લાભમાં ઘણું ફળ થાય
એ માગું છું. ૧૮ મારી પાસે સર્વ વાનાં છે, ને તે વળી પુષ્કળ છે; એપાફ્રો-
દિતસની સાથે મોકલેલાં તમારાં દાનથી હું ભરપૂર છું; તે તો સુગંધીદાર ધૂપ,
માન્ય અર્પણ છે, અને તે દેવને પ્રિય છે. ૧૯ મારો દેવ પોતાના મહિમાની
સંપત પ્રમાણે તમારી સર્વ ગરજ ખ્રિસ્ત ઈસુમાં પૂરી પાડશે. ૨૦ આપણા દેવ
તથા બાપને સર્વકાળ મહિમા હો. આમેન.

### ક્ષેમકુશળ

૨૧ ખ્રિસ્ત ઈસુમાં સર્વ સંતોને ક્ષેમકુશળ કહેજો. મારી સાથે જે ભાઈઓ
છે તેઓ તમને ક્ષેમકુશળ કહે છે. ૨૨ સર્વ સંતો, વિશેષે જે કાઈસારના ઘરનાં
છે, તેઓ તમને ક્ષેમકુશળ કહે છે.
૨૩ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા તમારા આત્માની સાથે થાઓ. આમેન.



# કોલોસીઓને

## પાઊલ પ્રેરિતનો પત્ર

### લેખકની સલામ

૧ કોલોસેમાંના ખ્રિસ્તમાં પવિત્ર તથા વિશ્વાસુ ભાઈઓ જોગ લખિતંગ
દેવની ઇચ્છાથી થએલો ઈસુ ખ્રિસ્તનો પ્રેરિત પાઊલ, અને ભાઈ તીમોથી:
૨ તમને દેવ આપણા બાપ તરફથી તથા પ્રભુ ઈસુ ખ્રિસ્ત તરફથી કૃપા તથા
શાંતિ થાઓ.

### ઉપકારસ્તુતિ તથા પ્રાર્થના

૩ અમે ખ્રિસ્ત ઈસુ પરના તમારા વિશ્વાસ વિષે, તથા તમારે સારૂ આકાશમાં
રાખી મૂકેલી આશાને લીધે. સર્વ સંતો પરના તમારા પ્રેમ વિષે સાંભળ્યું,
૪ ત્યારથી તમારે સારૂ હમેશાં પ્રાર્થના કરીને, દેવ, જે આપણા પ્રભુ ઈસુ
ખ્રિસ્તનો બાપ છે, તેની ઉપકારસ્તુતિ કરીએ છીએ; ૫ તે [આશા] વિષે
તમે સુવાર્તાના સત્ય સંદેશામાં પૂર્વે સાંભળ્યું હતું; ૬ તે [સુવાર્તા] તમારી
પાસે આવી પહોંચી છે, જે આખા જગતમાં પણ ફેલાઈ છે અને ફળ આપે છે
તથા વધે છે તેમ; જે દહાડાથી તમે સત્યમાં દેવની કૃપા સાંભળી તથા સમજ્યા તે
દહાડાથી તે તમારામાં પણ [ફળ આપે છે તથા વધે છે]. ૭ એજ પ્રમાણે
અમારા વહાલા સાથીદાસ એપાફ્રાસ પાસેથી તમે શીખ્યા, તે અમારે માટે
ખ્રિસ્તનો વિશ્વાસુ સેવક છે; ૮ આત્મામાં તમારો જે પ્રેમ તે વિષે પણ તેણે
અમને ખબર આપી.

૯ તમે સર્વ આત્મિક સમજણ તથા બુદ્ધિમાં દેવની ઇચ્છાના જ્ઞાનથી ભરપૂર
થાઓ એ માટે અમે તે સાંભળ્યું તે દહાડાથી તમારે સારૂ પ્રાર્થના તથા વિનંતી
કરવાને ચૂકતા નથી. ૧૦ તમે પૂર્ણ રીતે પ્રભુને પ્રસન્ન કરવાને સારૂ યોગ્ય રીતે
વર્તો, અને સર્વ સારાં કામમાં તેનું ફળ ઉપજાવો, અને દેવ વિષેના જ્ઞાનમાં
વધતા જાઓ; ૧૧ અને આનંદસહિત પૂર્ણ ધૈર્ય તથા સહનશીલતાને સારૂ, તેના
મહિમાના સામર્થ્ય પ્રમાણે શક્તિમાન થાઓ; ૧૨ અને [દેવ] બાપ જેણે
આપણને પ્રકાશમાંના સંતોના વારસાના ભાગીદાર થવાને યોગ્ય કર્યા છે, તેની
ઉપકારસ્તુતિ કરો. ૧૩ તેણે અંધકારના અધિકારમાંથી આપણને છોડાવ્યા તથા
પોતાના પ્રિય પુત્રના રાજ્યમાં આણ્યા. ૧૪ તેનામાં આપણને ઉદ્ધાર, એટલે
પાપોની માફી, છે.

### ખ્રિસ્ત કોણ તથા તેમનું કામ

૧૫ તે અદૃશ્ય દેવની પ્રતિમા, સર્વ સૃષ્ટિનો પ્રથમજનિત છે; ૧૬ કેમકે
તેનાથી બધાં ઉત્પન્ન થયાં, જે આકાશમાં છે તથા જે પૃથ્વી પર છે, જે દૃશ્ય

તથા અદૃશ્ય છે, રાજ્યાસનો કે રાજ્યો કે અધિપતિઓ કે અધિકારીઓ સર્વ
તેની મારફતે તથા તેને સારુ ઉત્પન્ન થયાં  ૧૭તે સર્વ કરતાં આદિ છે, અને
તેનાથી સર્વ વ્યવસ્થિત થઈને રહે છે  ૧૮તે શરીરનુ એટલે મંડળીનુ શિર
છે, તે આરંભ, એટલે મૂએલાઓમાથી પ્રથમ ઊઠેલો છે, કે જેથી સઘળામાં
તે શ્રેષ્ઠ થાય  ૧૯કેમકે તેનામા સર્વ પ્રકારની સંપૂર્ણતા રહે, એમ [બાપને]
પસંદ પડ્યુ, ૨૦અને તેના વધસ્તંભના લોહીથી શાંતિ કરાવીને તેની મારફતે
તે પોતાની સાથે સઘળાનુ સમાધાન કરાવે, પછી તે પૃથ્વી પરના હોય કે
આકાશમાના હોય  ૨૧તમે પ્રથમ વેગળા, અને દુષ્ટ કર્મોથી તમારા મનમા
તેના વેરીઓ હતા, પણ તેણે હમણા પોતાના મર્ત્ય શરીરમા મરણ વડે તમારુ
સમાધાન કરાવ્યુ છે, ૨૨જેથી તે તમને પવિત્ર, નિષ્કલંક તથા નિર્દોષ [કરીને]
તેની રૂબરૂ રજૂ કરે, ૨૩એટલે જો તમે વિશ્વાસમા સ્થાપિત થઈને દૃઢ રહો,
અને જે સુવાર્તા તમે સાંભળી છે, તેની આશામાથી જો તમે ચલિત ન થાઓ,
તો, એ સુવાર્તા આકાશ તળેના સર્વ પ્રાણીઓને પ્રગટ થઈ છે, અને હુ
પાઉલ તેનો સેવક થયો છુ

## ખ્રિસ્તના કામમા પાઉલનો હિસ્સો

૨૪તમારે સારુ મારા પર જે દુઃખો પડે છે તેમા હુ હમણા આનંદ પામુ
છુ, અને ખ્રિસ્તના સંકટોમાની જે ન્યૂનતા હોય તે હુ, તેનુ શરીર જે મંડળી છે
તેની ખાતર મારા શરીરદ્વારા પૂરી કરુ છુ, ૨૫દેવની વાત સંપૂર્ણ [રીતે પ્રગટ]
કરવાને, દેવનો જે વહીવટ મને તમારે સારુ સોંપવામા આવ્યો છે તે પ્રમાણે હુ
મંડળીનો સેવક નિમાયો છુ, ૨૬તે મર્મ યુગોથી તથા પેઢીઓથી ગુપ્ત રાખવામા
આવ્યો હતો  પણ હમણા તે તેના સંતોને પ્રગટ થયો છે, ૨૭વિદેશીઓમા
તે મર્મના મહિમાની સંપત્ત શી છે, તે તેઓને જણાવવા દેવે ચાહ્યુ, તે [મર્મ]
એ છે, કે તમારામા ખ્રિસ્ત મહિમાની આશા છે  ૨૮દરેક માણસને ખ્રિસ્તમા
સંપૂર્ણ થએલો રજૂ કરીએ એ માટે અમે તેની વાત પ્રગટ કરીએ છીએ અને
દરેક માણસને બોધ કરીએ છીએ તથા સર્વ [પ્રકારના] જ્ઞાનથી દરેક માણસને
શીખવીએ છીએ  ૨૯એને સારુ હુ પણ તેની પ્રેરણાશક્તિ જે બળથી મારામા
પ્રેરણા કરે છે, તે પ્રમાણે કષ્ટ કરીને મહેનત કરુ છુ

૨ હુ ચાહુ છુ કે તમે એ જાણો, કે તમારે સારુ તથા જેઓ લાઓદીકિયામા
છે તેઓને સારુ તથા જેઓએ મને મોઢામોઢ જોયો નથી તેઓને સારુ
હુ કેટલો બધો યત્ન કરુ છુ, કે ૨તેઓના હૃદયો દિલાસો પામે, ને દેવનો મર્મ જે
ખ્રિસ્ત છે તેને જાણવાને સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે પ્રીતિમા જોડાએલા રહે
૩તેનામા તો જ્ઞાન તથા બુદ્ધિનો સર્વ સંગ્રહ ગુપ્ત રહેલો છે

## ખ્રિસ્તની સાથે એકતા અને ખોટા જ્ઞાન વિષે ચેતવણી

૪કોઈ માણસ મનોહર વાતોથી તમને ન ભુલાવે માટે હું એ કહુ છું.

૫ કેમકે દેહમાં હું વેગળો છું, તો પણ આત્મામાં તમારી સાથે છું; અને તમારી સુવ્યવસ્થા તથા ખ્રિસ્ત પરના તમારા વિશ્વાસની દૃઢતા જોઈને આનંદ પામું છું.

૬ તેથી જેમ તમે ખ્રિસ્ત ઈસુ પ્રભુને સ્વીકાર્યો છે તેમ તેનામાં ચાલો. ૭ અને તેનામાં જડ ઘાલેલા તથા સ્થપાએલા થઈને, તથા મળેલી શિખામણ પ્રમાણે વિશ્વાસમાં દૃઢ રહીને તેની વધારે ને વધારે ઉપકારસ્તુતિ કરો.

૮ સાવધાન રહો, રખેને ફિલસૂફીનો ખાલી આડંબર જે ખ્રિસ્ત પ્રમાણે નહિ, પણ માણસોના સંપ્રદાય પ્રમાણે ને જગતના તત્ત્વો પ્રમાણે છે, તેથી કોઈ તમને ફસાવે; ૯ કેમકે [ખ્રિસ્ત]માં દેવત્વની સર્વ પરિપૂર્ણતા મૂર્તિમાન છે; ૧૦ અને તમે તેનામાં સંપૂર્ણ થયા છો; તે સર્વ રાજ્યનું તથા અધિકારનું શિર છે; ૧૧ અને જે સુન્નત હાથે કરેલી નથી એવી [સુન્નત]થી તમે તેનામાં સુન્નતી થયા. એટલે ખ્રિસ્તની સુન્નતને આશરે તમે દેહને તેની દૈહિક વાસનાઓ સુદ્ધાં ઉતારી મૂક્યો. ૧૨ તેની સાથે તમે બાપ્તિસ્મામાં દટાયા, અને તેમાં પણ જે દેવે તેને મૂએલાંમાંથી ઉઠાડ્યો, તેના સામર્થ્ય પરના વિશ્વાસથી તમને તેની સાથે ઉઠાડવામાં આવ્યા. ૧૩ વળી તમે તમારા અપરાધોમાં તથા તમારા દેહની બેસુન્નતમાં મૂએલાં છતાં, તેણે તમારા સર્વ અપરાધોને માફ કરીને તમને તેની સાથે જીવતા કર્યા; ૧૪ અને વિધિઓનું ખત જે આપણી વિરુદ્ધ હતું, અને આપણને પ્રતિકૂળ હતું, તેને ભૂસી નાખીને તથા વધસ્તંભે તેને ખીલા મારીને વચમાંથી કાઢી નાખ્યું; ૧૫ અને રાજ્યો તથા અધિકારોને તોડી પાડીને, વધસ્તંભે તેઓ પર જય મેળવીને તેઓને [જાહેર રીતે] ઉઘાડાં પાડ્યાં.

૧૬ એથી ખાવાપીવા વિષે કે પર્વ કે ચાંદરાત કે વિશ્રામવારો વિષે, કોઈ તમને દોષિત ન ઠરાવે; ૧૭ તેઓ તો થનાર વાતોનો પડછાયો છે, પણ શરીર ખ્રિસ્તનું છે. ૧૮ નમ્રતા તથા દૂતોની સેવા પર ભાવ બતાવીને કોઈ તમારું ઇનામ છીનવી ન લે, તેને જે દર્શનો થયાં છે તે પર આધાર રાખીને તે પોતાના સાંસારિક મનથી ફુલાશ મારે છે; ૧૯ તે શિરને વળગી રહેતો નથી, એ [શિર]થી આખું શરીર, સાંધાઓ તથા સ્નાયુઓથી પોષણ પામીને તથા જોડાઈને દેવથી વૃદ્ધિ પામે છે.

૨૦ જો તમે ખ્રિસ્તની સાથે જગતનાં તત્ત્વો સંબંધી મૂઆ, તો જગતમાં જીવનારાની પેઠે વિધિઓને આધીન કેમ થાઓ છો? ૨૧ [જેમકે અમુકને] અડકવું નહિ, ચાખવું નહિ, હાથમાં લેવું નહિ. ૨૨ (એ સઘળાં [વાનાં] વપરાશથી જ નાશ પામનારાં છે), [એ વિધિઓ તો] માણસોની આજ્ઞા તથા શિક્ષણ પ્રમાણે છે. ૨૩ તેઓમાં સ્વૈચ્છિક સેવા, નમ્રતા તથા દેહદમન વિષે જ્ઞાનનો આભાસ તો છે જ, પણ શારીરિક વાસનાઓને [અટકાવવાને] તેઓ કોઈ રીતે ઉપયોગી નથી.

## ખ્રિસ્તની સાથે ઉઠાડવામાં આવ્યા, તેનાં પરિણામ

૩ એ માટે જો તમને ખ્રિસ્તની સાથે ઉઠાડવામાં આવ્યા હોય, તો જ્યાં ખ્રિસ્ત દેવને જમણે હાથે બેઠેલો છે ત્યાંની, એટલે ઉપરની, વાતો શોધો.

૨ ઉપરની વાતો પર ચિત્ત લગાડો, પૃથ્વી પરની વાતો પર નહિ. ૩ કેમકે
તમે મૂઆ છો, અને તમારૂં જીવન ખ્રિસ્તની સાથે દેવમાં ગુપ્ત રાખવામાં આવ્યું છે.
૪ ખ્રિસ્ત જે આપણું જીવન છે, તે જ્યારે પ્રગટ થશે, ત્યારે તમે પણ તેની સાથે
મહિમામાં પ્રગટ થશો.

૫ એ માટે પૃથ્વી પરના તમારા અવયવો, એટલે વ્યભિચાર, અશુદ્ધતા,
વિષયવાસના, ભૂંડી ઇચ્છા તથા દ્રવ્યલોભ જે મૂર્તિપૂજા છે, તેઓને મારી નાખો.
૬ એ કર્મોને લીધે આજ્ઞાભંગ કરનારા પર દેવનો કોપ આવે છે. ૭ જ્યારે
તમે અગાઉ તેઓમાં રહેતા હતા, ત્યારે તમે પણ તેઓમાં ચાલતા હતા.
૮ પણ હવે રીસ, ક્રોધ, અદાવત, નિંદા, તમારા મુખમાંથી [નીકળતાં] બીભત્સ
વચન એ સર્વ તજી દો. ૯ એકબીજાની સાથે જૂઠું ન બોલો; કેમકે તમે જૂના
માણસપણાને તેની કરણીઓ સુદ્ધાં ઉતારી મૂક્યું છે, ૧૦ અને જે નવું માણસપણું
તેના ઉત્પન્ન કરનારની પ્રતિમા પ્રમાણે તેના જ્ઞાનને અર્થે નવું કરાતું જાય
છે, તે તમે પહેર્યું છે. ૧૧ તેમાં નથી ગ્રીક કે યહુદી, નથી સુન્નતી કે બેસુન્નત,
નથી બર્બર, નથી સિથિઅન નથી દાસ કે સ્વતંત્ર; પણ ખ્રિસ્ત સર્વ તથા
સર્વમાં છે.

૧૨ એ માટે, પવિત્ર તથા વહાલાઓ, દેવના પસંદ કરેલાને ઘટે તેમ,
દયાળુ હૃદય, મમતા, નમ્રતા, વિનય તથા સહનશીલતા પહેરો. ૧૩ એકબીજાનું
સહન કરો, ને જો કોઈને કોઈની સાથે કજિયો હોય તો તેને ક્ષમા કરો. જેમ
ખ્રિસ્તે તમને ક્ષમા આપી તેમ તમે પણ કરો; ૧૪ વળી એ સઘળાં ઉપરાંત
પ્રીતિ જે સંપૂર્ણતાનું બંધન છે તે પહેરી લો. ૧૫ અને ખ્રિસ્તની શાંતિ કે
જે [પામવા] સારૂ તમે એક શરીર [થવાને] તેડાએલા છો, તે તમારાં હૃદયોમાં રાજ્ય
કરે; અને ઉપકારસ્તુતિ કરો. ૧૬ ખ્રિસ્તની વાત સર્વ જ્ઞાનમાં પુષ્કળતાથી તમારામાં
રહે; ગીતો, સ્તોત્રો તથા આત્મિક ગાયનોથી એકબીજાને શીખવો તથા બોધ
કરો, અને કૃપાસહિત તમારાં હૃદયોમાં પ્રભુની આગળ ગાઓ. ૧૭ વચનથી
કે કાર્યથી જે કંઈ તમે કરો, તે સર્વ પ્રભુ ઈસુને નામે કરો, અને તેદ્વારા દેવ બાપની
ઉપકારસ્તુતિ કરો.

## ખ્રિસ્તી કૌટુંબિક જીવન

૧૮ સ્ત્રીઓ, જેમ પ્રભુમાં [તમને] ઘટે છે તેમ તમે પોતાના પતિઓને
આધીન રહો. ૧૯ પતિઓ, તમે પોતાની પત્નીઓ પર પ્રેમ રાખો, અને તેઓ
પ્રત્યે કઠોર ન થાઓ. ૨૦ છોકરાં, તમે દરેક બાબતમાં તમારાં માબાપની
આજ્ઞાનું પાલન કરો, કેમકે તે પ્રભુને ગમે છે. ૨૧ પિતાઓ, તમે તમારાં
છોકરાંને ન ચીડવો, રખેને તેઓ નિરાશ થાય. ૨૨ દાસો, તમે માણસોને ખુશ
કરનારાઓની પેઠે નહિ, અને દેખરેખ હોય ત્યાં સુધી નહિ, પણ ખરા ભાવથી,
અને પ્રભુથી ડરીને, પૃથ્વી પરના તમારા ધણીઓની સર્વ વાતે આજ્ઞાઓ પાળો.
૨૩ માણસોને સારૂ નહિ પણ જાણે પ્રભુને સારૂ છે, એમ સમજીને જે કંઈ તમે

કરો, તે સઘળું ખરા દિલથી કરો; ૨૪ કેમકે તમે જાણો છો કે પ્રભુ પાસેથી
તમને વારસાનો બદલો મળશે; તમે તો પ્રભુ ખ્રિસ્તની સેવા કરો છો. ૨૫ જે
ભૂંડું કરે છે તેને તેની ભૂંડાઈનું ફળ મળશે; અને [પ્રભુને ત્યાં] પક્ષપાત નથી.

૪ ધણીઓ, આકાશમાં તમારો પણ ધણી છે,-એવું સમજીને તમે તમારા
દાસો સાથે ન્યાયથી તથા સમભાવથી વર્તો.

૨ પ્રાર્થનામાં ખંતથી મંડ્યા રહો, અને તેમાં ઉપકારસ્તુતિ કરીને જાગૃત રહો.
૩ ખ્રિસ્તના જે મર્મને સારુ હું બંધનમાં છું, તે કહેવાને દેવ અમારે સારુ સુવાર્તાનો
[ઉપદેશ કરવાનું] દ્વાર ઉઘાડે તે માટે અમારે સારુ પણ પ્રાર્થના કરો, ૪ કે જેથી
જેમ મારે બોલવું જોઈએ તેમ હું તે પ્રગટ કરું. ૫ જેઓ બહાર છે, તેઓની
સાથે ડહાપણથી વર્તો; સમયનો સદુપયોગ કરો. ૬ તમારું બોલવું હમેશાં
કૃપાયુક્ત સલૂણું હોય, કે જેથી દરેકને યોગ્ય ઉત્તર આપવો એ તમે જાણો.

## અંગત હકીકત, સલામ તથા સમાપ્તિ

૭ પ્રભુમાં વહાલો ભાઈ તથા વિશ્વાસુ સેવક તથા સાથીદાસ તુખીકસ મારા
વિષેની સઘળી હકીકત તમને જણાવશે; ૮ તમે અમારી હાલત જાણો, અને
તે તમારા હૃદયને દિલાસો આપે, એજ માટે મેં તેને તમારી પાસે મોકલ્યો છે.
૯ તમારામાંના વિશ્વાસુ તથા વહાલા ભાઈ ઓનેસીમસને પણ તેની સાથે
મોકલ્યો છે. તેઓ અહીંના સર્વ સમાચાર તમને જણાવશે.

૧૦ મારો સાથી બંદીવાન આરીસ્તાર્ખસ તથા બાર્નાબાસનો પિત્રાઈ ભાઈ
માર્ક (જેને વિષે તમને આજ્ઞા મળી છે, તે જો તમારી પાસે આવે તો તેનો
અંગીકાર કરજો), ૧૧ અને ઈસુ જે યુસ્તસ કહેવાય છે, જેઓ સુન્નતીઓમાંના
છે, તેઓ તમને ક્ષેમકુશળ કહે છે. તેઓ એકલા જ દેવના રાજ્યને સારુ મારી
સાથે કામ કરનારા છે; તેઓ મને દિલાસારૂપ થયા છે. ૧૨ એપાફ્રાસ જે
તમારામાંનો એક છે, અને ખ્રિસ્તનો દાસ છે, તે તમને ક્ષેમકુશળ કહે છે; તે
હમેશાં તમારે સારુ આગ્રહથી પ્રાર્થના કરે છે, કે દેવની સર્વ ઇચ્છા વિષે
પૂરેપૂરી ખાતરી પામીને તથા સંપૂર્ણ થઈને તમે દૃઢ રહો. ૧૩ કેમકે તમારે સારુ
તથા જેઓ લાઓદીકિયામાં તથા હિયરાપોલીસમાં છે તેઓને સારુ તે બહુ કામ
કરે છે, એ વિષે હું સાક્ષી આપું છું. ૧૪ વહાલો વૈદ લુક તથા દેમાસ તમને
ક્ષેમકુશળ કહે છે. ૧૫ લાઓદીકિયામાંના ભાઈઓને, નુમ્ફાને તથા તેમના
ઘરમાંની મંડળીને ક્ષેમકુશળ કહેજો. ૧૬ તમે આ પત્ર વાંચ્યા પછી લાઓદી-
કિયાની મંડળીમાં પણ વંચાવજો; અને લાઓદીકિયાથી જે પત્ર આવે તે તમે
વાંચજો. ૧૭ વળી આર્ખીપસને કહેજો, કે પ્રભુમાં જે સેવા [કરવાનું કામ]
તને સોંપવામાં આવ્યું છે તે સંપૂર્ણ રીતે કરવાને તારે સાવધ રહેવું.

૧૮ હું પાઊલનું આ મારે હાથે લખેલું ક્ષેમકુશળ [વાંચજો]. મારાં બંધનો
યાદ રાખજો. તમારા પર કૃપા થાઓ.

# થેસ્સાલોનીકીઓને

## પાઉલ પ્રેરિતનો પહેલો પત્ર

### લેખકની સલામ તથા ઉપકારસ્તુતિ

1 દેવ બાપમાં તથા પ્રભુ ઈસુ ખ્રિસ્તમાં થેસ્સાલોનીકીઓની મંડળી જોગ
લખિતંગ પાઉલ, સીલ્વાનસ તથા તીમોથી તમને કૃપા તથા શાંતિ થાઓ
2 અમારી પ્રાર્થનાઓમાં તમારું સ્મરણ કરીને, અમે સદા તમો સર્વ વિષે દેવની
ઉપકારસ્તુતિ કરીએ છીએ, 3 કેમકે આપણા દેવ તથા બાપની આગળ તમારાં
વિશ્વાસપૂર્વક કામ, પ્રેમપૂર્વક મહેનત તથા આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્ત પર
ધીરજથી રાખેલી દૃઢ આશા, અમે નિરંતર સંભારીએ છીએ, 4 દેવના વહાલા
ભાઈઓ, તમને પસંદ કરવામાં આવ્યા છે એ અમે જાણીએ છીએ, 5 કેમકે
અમારી સુવાર્તા કેવળ શબ્દથી નહિ પણ સામર્થ્યથી, પવિત્ર આત્માથી તથા ઘણી
ખાતરીપૂર્વક પણ તમારી પાસે આવી, એમજ અમે તમારી ખાતર તમારી સાથે
કેવી રીતે વર્ત્યા, એ તમે જાણો છો 6 અને તમે ઘણી વિપત્તિઓ વેઠીને
પવિત્ર આત્માના આનંદસહિત [પ્રભુની] વાત સ્વીકારીને અમને તથા પ્રભુને
અનુસરનારા થયા, 7 જેથી તમે મકદોનિયા તથા અખાયામાંના સર્વ વિશ્વાસી
ઓને નમૂનારૂપ થયા 8 કેમકે કેવળ મકદોનિયા તથા અખાયામાં તમારાથી
પ્રભુની વાત ફેલાઈ એટલું જ નહિ, પણ સર્વ સ્થળે દેવ પરનો તમારો વિશ્વાસ
પ્રગટ થયો, એ વિષે અમારે કંઈ કહેવાની અગત્ય નથી 9 કેમકે તમારામાં
અમારો પ્રવેશ કઈ રીતે થયો, અને તમે જીવતા તથા ખરા દેવની સેવા કરવાને
10 અને [દેવ]નો પુત્ર, એટલે આવનાર કોપથી આપણને બચાવનાર ઈસુ જેને
તેણે મૂએલાંમાંથી ઉઠાડ્યો, તેની આકાશથી આવવાની વાટ જોવાને, તમે શી
રીતે મૂર્તિઓ તરફથી દેવની ભણી ફર્યા એ [બધી વાતો લોકો] પોતે અમારા
વિષે પ્રગટ કરે છે

### પોતાના સુવાર્તાપ્રચારના કામના બચાવમાં પાઉલનો ખુલાસો

2 કેમકે, હે ભાઈઓ, તમારામાં અમારો પ્રવેશ નિષ્ફળ થયો નથી તે તમે
જાણો છો, 2 વળી તમે જાણો છો, કે અમે પહેલાં ફિલિપીમાં દુઃખ
તથા અપમાન સહ્યાં, તોપણ ઘણા કષ્ટથી તમારી આગળ દેવની સુવાર્તા પ્રગટ
કરવાને આપણા દેવથી હિંમતવાન થયા 3 કેમકે અમારા બોધમાં છળ કે
અશુદ્ધતા કે કપટ નહોતું, 4 પણ જેમ દેવે સુવાર્તાનો ઉપદેશ કરવાને અમને
પસંદ કર્યા, તેમ અમે માણસોને પ્રસન્ન કરનારાની પેઠે નહિ, પણ અમારાં
હૃદયો પારખનાર દેવને પ્રસન્ન કરવાને બોલીએ છીએ. 5 કેમકે તમે જાણો

છો, કે અમે કદી ખુશામતનાં વચનો બોલ્યા નહોતા, તેમજ ઢોંગ કરીને દ્રવ્યનો
લોભ કર્યો નહોતો [તે વિષે] દેવ સાક્ષી છે. ૬ અમે ખ્રિસ્તના પ્રેરિત તરીકે
અધિકારી હતા, તોપણ માણસોથી, તમારાથી કે કોઈ બીજાથી, અમે માન
માગતા નહોતા; ૭ પણ જેમ ધાવ મા પોતાનાં બાળકોનું જતન કરે છે, તેમ
અમે તમારી સાથે સાલસાઈથી વર્ત્યા; ૮ વળી અમે તમારા પર બહુ મમતા
રાખીને, તમને કેવળ દેવની સુવાર્તા [પ્રગટ કરવાને જ] નહિ, પણ અમારા જીવો
પણ આપવાને રાજી હતા, કારણ કે તમે અમને બહુ પ્રિય થઈ પડ્યા હતા.
૯ ભાઈઓ, તમે અમારો શ્રમ તથા કષ્ટ સંભારો છો; કેમકે તમારામાંના કોઈને
ભારરૂપ ન થઈએ માટે અમે રાતદહાડો કામ કરીને તમને દેવની સુવાર્તા પ્રગટ
કરી. ૧૦ તમો વિશ્વાસીઓની સાથે અમે કેવી રીતે પવિત્રતાથી, નીતિથી તથા
નિર્દોષપણાથી વર્તતા હતા તે વિષે તમે સાક્ષી છો, અને દેવ પણ [સાક્ષી]
છે; ૧૧ તેમજ તમે જાણો છો કે જેમ બાપ પોતાનાં છોકરાંને, તેમ અમે
તમારામાંના દરેકને બોધ, ઉત્તેજન તથા ચેતવણી આપતા હતા, ૧૨ એ માટે
કે દેવ જે તમને પોતાના રાજ્ય તથા મહિમામાં તેડે છે, તેને યોગ્ય તમે ચાલો.

## સતાવણી

૧૩ તમે જ્યારે અમારી પાસેથી સંદેશાનું વચન, એટલે દેવનું વચન, સાંભળીને
સ્વીકાર્યું, ત્યારે તેને માણસોના વચન જેવું નહિ, પણ જેમ તે ખરેખર દેવનું
વચન છે તેમ તમે તેને સ્વીકાર્યું; એ કારણ માટે અમે દેવની ઉપકારસ્તુતિ
નિરંતર કરીએ છીએ; તેજ [વચન] તમ વિશ્વાસીઓમાં પ્રેરણા પણ કરે છે.
૧૪ કેમકે, ભાઈઓ, ખ્રિસ્ત ઈસુ [પર વિશ્વાસ રાખનારી] દેવની જે મંડળીઓ
યહુદાહમાં છે તેઓનું અનુકરણ કરનારા તમે થયા; કેમકે જેમ તેઓએ યહુદીઓ
તરફથી દુઃખ સહન કર્યાં તેમ તમે પણ તમારા દેશના લોકો તરફથી તેવાં જ
દુઃખ સહન કર્યા છે. ૧૫ [યહુદીઓએ] પ્રભુ ઈસુને તથા [પોતાના] પ્રબોધકોને
પણ મારી નાખ્યા, અને અમને કાઢી મૂક્યા; તેઓ દેવને પ્રસન્ન કરતા નથી,
અને સઘળા માણસોના વિરોધી છે; ૧૬ વિદેશીઓને તારણ ન મળે માટે વાત
કહેવાને તેઓ અમને મના કરે છે; તેથી તેઓ નિત્ય પોતાનાં પાપનો ઘડો ભરે છે;
પણ તેઓ પર અત્યંત કોપ આવી ચૂક્યો છે.

## વાચકો પ્રત્યે પાઊલનો ભાવ

૧૭ પણ, ભાઈઓ, અમે મનથી નહિ, પણ દેહથી જ થોડી મુદત સુધી તમારાથી
વિયોગી થવાને લીધે, ઘણી આતુરતાથી તમારા મુખનાં દર્શન કરવાને ઘણા
પ્રયત્નો કર્યા; ૧૮ કેમકે, અમે, અને ખાસ મેં પાઊલે, એકવાર નહિ, પણ
અનેકવાર તમારી પાસે આવવાની ઇચ્છા કરી; પણ શેતાને અમને અટકાવ્યા.
૧૯ કેમકે અમારી આશા કે આનંદ કે અભિમાનનો મુગટ શું છે? શું આપણા
પ્રભુ ઈસુ ખ્રિસ્તના આવવાને સમયે તેની સમક્ષ તમે જ એ [મુગટ] નથી?
૨૦ હા, તમે અમારો મહિમા તથા આનંદ છો.

## તીમોથીને સોંપેલું કામ

૩ માટે જ્યારે અમારાથી વધારે સહન થઈ શક્યું નહિ ત્યારે આથેન્સમાં
એકલા રહેવાનું અમને ઠીક લાગ્યું; ૨ અને અમે અમારા ભાઈ તથા
ખ્રિસ્તની સુવાર્તામાં દેવના સેવક તીમોથીને તમને દૃઢ કરવાને તથા તમારા
વિશ્વાસમાં તમને ઉત્તેજન આપવાને મોકલ્યો, ૩ જેથી આ વિપત્તિને લીધે
કોઈ ડગી ન જાય; કારણ કે તમે પોતે જાણો છો કે એને સારુ આપણે નિર્માણ
થયા છીએ. ૪ કેમકે જ્યારે અમે તમારી પાસે હતા ત્યારે અમે તમને
અગાઉથી કહ્યું હતું, કે આપણા પર વિપત્તિ આવી પડનાર છે; અને તે પ્રમાણે
થયું, તે તમે જાણો છો. ૫ એ કારણથી જ્યારે હું વધારે વાર સબૂરી રાખી
શક્યો નહિ, ત્યારે મેં તમારા વિશ્વાસ વિષે જાણવા સારુ [તીમોથીને] મોકલ્યો;
રખેને કદાચ પરીક્ષણ કરનાર [શેતાને] કોઈ રીતે તમારું પરીક્ષણ કર્યું હોય,
અને અમારી મહેનત નિષ્ફળ ગઈ હોય. ૬ પણ હમણાં જ તીમોથી તમારે ત્યાંથી
અમારી પાસે આવ્યો, અને તમારા વિશ્વાસ તથા પ્રેમના ખુશકારક સમાચાર
અમને કહ્યા, ને [કહ્યું] કે જેમ અમે તમને [જોવાની અભિલાષા રાખીએ છીએ]
તેમ તમે પણ અમને જોવાને ઘણા ઇંતેજાર છો, ને સદા અમારું પ્રેમપૂર્વક
સ્મરણ કરો છો; ૭ એ માટે, ભાઈઓ, અમારાં સર્વ સંકટ તથા વિપત્તિમાં
તમારા વિશ્વાસથી તમારા વિષે અમને દિલાસો મળ્યો; ૮ કેમકે હવે જો તમે
પ્રભુમાં દૃઢ રહો, તો અમે જીવતા રહીએ. ૯ કેમકે જે પૂર્ણ આનંદથી અમે
અમારા દેવની આગળ તમારે લીધે આનંદ કરીએ છીએ, તેને સારુ અમે તમારા
વિષે દેવની કેટલી બધી ઉપકારસ્તુતિ કરી શકીએ! ૧૦ અમે રાતદહાડો
અતિશય પ્રાર્થના કરીએ છીએ, કે અમે તમને મોઢામોઢ જોઈએ, અને તમારા
વિશ્વાસમાં જે કંઈ ન્યૂનતા હોય તે સંપૂર્ણ કરીએ.

૧૧ હવે દેવ આપણો બાપ પોતે તથા આપણો પ્રભુ ઈસુ તમારી પાસે
આવવાનો અમારો રસ્તો પાધરો કરો; ૧૨ અને જેમ અમારો પ્રેમ તમારા
પર [પુષ્કળ છે], તેમ પ્રભુ એકબીજા પરના તથા સર્વ માણસો પરના તમારા
પ્રેમમાં પુષ્કળ વધારો કરો; ૧૩ એ સારુ કે જ્યારે આપણો પ્રભુ ઈસુ પોતાના
સર્વ સંતોની સાથે આવશે, ત્યારે દેવ આપણા બાપની હજૂરમાં, તે તમારાં
હૃદયોને પવિત્રતામાં નિર્દોષ ઠરાવીને દૃઢ કરે.

## વ્યાવહારિક શિખામણો

૪ તો ભાઈઓ, છેવટે, અમે પ્રભુ ઈસુને નામે તમને વિનંતી તથા સુબોધ
કરીએ છીએ, કે તમારે કેવી રીતે વર્તવું ને દેવને પ્રસન્ન કરવા, એ વિષે
અમારા તરફથી તમે જે સાંભળ્યું તે પ્રમાણે તમે વર્તો છો, તેમ વધારે ને
વધારે વર્તતા જાઓ. ૨ કેમકે અમે પ્રભુ ઈસુ તરફથી તમને કઈ કઈ આજ્ઞાઓ
આપી તે તમે જાણો છો. ૩ કારણ કે દેવની ઇચ્છા એ જ છે, કે તમારું
પવિત્રીકરણ થાય, એટલે કે તમે વ્યભિચારથી દૂર રહો; ૪ અને તમારામાંનો

દરેક, દેવને ન જાણનારા વિદેશીઓની પેઠે, વિષયવાસનામાં નહિ, ૫ પણ પવિત્રતામાં
તથા માનમાં પોતાનું પાત્ર રાખી જાણે; ૬ અને તે બાબતમાં કોઈ અપરાધ કરીને
પોતાના ભાઈનો અન્યાય કરે નહિ; કારણ કે પ્રભુ એવાં સઘળાં કામનો બદલો
લેનાર છે, તે બાબત અમે અગાઉ પણ તમને કહ્યું હતું, ને પ્રમાણ આપ્યું હતું.
૭ કેમકે દેવે આપણને અશુદ્ધતાને સારૂ નહિ, પણ પવિત્રતામાં તેડ્યા છે. ૮ એ
માટે જે અનાદર કરે છે તે તો માણસનો નહિ, પણ તમને પોતાનો પવિત્ર આત્મા
આપનાર દેવનો અનાદર કરે છે.

૯ પણ ભાઈ પરની પ્રીતિ વિષે કોઈને તમારા પર લખવાની કંઈ જરૂર નથી,
કેમકે તમે પોતે એકબીજા પર પ્રેમ રાખવાને દેવથી શીખવેલા છો; ૧૦ કેમકે
તમે ખરેખર આખા મકદોનિયાના સઘળા ભાઈઓ પર એ પ્રમાણે પ્રેમ રાખો છો.
પણ, ભાઈઓ, અમે તમને વિનંતી કરીએ છીએ, કે તમે હજુ વધારે પ્રેમ રાખો;
૧૧ અને જેમ અમે તમને આજ્ઞા આપી તેમ શાંત રહેવાને, પોતપોતાનાં જ કામ
કરવાને અને પોતાને હાથે ઉદ્યોગ કરવાને, યત્ન કરો; ૧૨ જેથી બહારનાઓની સાથે
તમે સભ્યતાથી વર્તો, અને એમ તમને કશાની અગત્ય રહેશે નહિ.

## મૂએલાંની સ્થિતિ

૧૩ પણ, ભાઈઓ, ઊંઘી ગએલાં વિષે તમે અજાણ્યા રહો એવી અમારી ઇચ્છા
નથી; જેથી બીજાં માણસો જેઓને આશા નથી એવાંની પેઠે તમે ખેદ ન
કરો. ૧૪ કેમકે ઈસુ મરણ પામ્યો ને પાછો ઊઠ્યો એવો જો આપણે વિશ્વાસ
કરીએ છીએ, તો તેજ પ્રમાણે ઈસુમાં જેઓ ઊંઘી ગએલાં છે તેઓને પણ દેવ
તેની સાથે લાવશે. ૧૫ કેમકે અમે પ્રભુનાં વચનથી તમને કહીએ છીએ, કે
પ્રભુના આવતાં સુધી આપણામાંનાં જેઓ જીવતાં રહેનારાં છે, તેઓ ઊંઘેલાંઓની
પહેલાં જનારાં નથી. ૧૬ કેમકે પ્રભુ પોતે ગર્જનાસહિત, પ્રમુખ દૂતની વાણી-
સહિત તથા દેવના રણશિંગડાસહિત આકાશમાંથી ઊતરશે; અને ખ્રિસ્તમાં
જેઓ મૂએલાં છે તેઓ પ્રથમ ઊઠશે; ૧૭ પછી આપણામાંનાં જેઓ જીવતાં
રહેનારાં છીએ, તેઓ ગગનમાં પ્રભુને મળવા સારૂ તેઓની સાથે વાદળાંમાં તણાઈ
જઈશું; અને એમ સદા પ્રભુની સાથે રહીશું. ૧૮ તો એ વચનોથી એકબીજાને
ઉત્તેજન આપો.

## પ્રભુનું પાછું આવવું, અને જાગૃત રહેવાની જરૂર

૫ પણ, ભાઈઓ, સમયો તથા પ્રસંગો વિષે તમને લખવાની કંઈ પણ અગત્ય
નથી. ૨ કેમકે તમે પોતે સારી પેઠે જાણો છો, કે જેમ રાતે ચોર આવે છે
તેમ પ્રભુનો દિવસ આવે છે. ૩ કેમકે જ્યારે તેઓ કહેશે, કે શાંતિ તથા
સલામતી છે, ત્યારે પ્રસૂતાની પીડાની પેઠે તેઓનો અકસ્માત્ નાશ થશે; અને
તેઓ બચી નહિ જ જશે. ૪ પણ, ભાઈઓ, તમે અંધારામાં નથી, કે તે દિવસ
ચોરની માફક તમારા પર આવી પડે. ૫ તમે સઘળા અજવાળાના દીકરા તથા
દહાડાના દીકરા છો; આપણે રાતના તથા અંધકારના નથી. ૬ એ માટે બીજાઓની

પેઠે આપણે ઊંઘીએ નહિ, પણ જાગીએ અને સાવધ રહીએ. ૭ કેમકે
ઊંઘનારાઓ રાતે ઊંઘે છે, ને છાકટા રાતે છાકટા થાય છે. ૮ પણ આપણે
દહાડાના છીએ, માટે વિશ્વાસનું તથા પ્રેમનું બખતર, અને તારણની આશાનો ટોપ
પહેરીને સાવધ રહીએ. ૯ કેમકે દેવે આપણને કોપને સારૂ નહિ, પણ આપણા
પ્રભુ ઈસુ ખ્રિસ્તદ્વારા તારણની પ્રાપ્તિને સારૂ નિર્માણ કર્યા છે; ૧૦ આપણે
જાગીએ કે ઊંઘીએ તો તેની સઘાતે જીવીએ, એ માટે તે આપણે સારૂ મરણ
પામ્યો. ૧૧ તેથી તમે હમણાં કરો છો તેમજ અરસપરસ સુબોધ કરો, અને
એકબીજાને દૃઢ કરો.

## વિવિધ શિખામણો અને સમાપ્તિ

૧૨ પણ, ભાઈઓ, અમે તમને વિનંતી કરીએ છીએ, કે જેઓ તમારામાં
મહેનત કરે છે અને પ્રભુમાં તમારા આગેવાન છે અને તમને બોધ કરે છે તેઓની
કદર કરો; ૧૩ અને તેઓના કામને લીધે પ્રેમપૂર્વક તેઓને અતિઘણું માન
આપો. તમે માંહેમાંહે શાંતિમાં રહો ૧૪ વળી, ભાઈઓ, અમે તમને વિનંતી
કરીએ છીએ, કે તમે તોફાનીઓને બોધ કરો, બીકણોને ઉત્તેજન આપો,
નિર્બળોને આશ્રય આપો, સઘળાની સાથે સહનશીલ થાઓ. ૧૫ સાવધ રહો, કે
કોઈ ભૂંડાઈને બદલે પાછી ભૂંડાઈ ન વાળે; પણ સદા એકબીજાનું તથા સઘળાનું
કલ્યાણ કરવાને યત્ન કરો ૧૬ સદા આનંદ કરો; ૧૭ નિત્ય પ્રાર્થના કરો;
૧૮ દરેક સંજોગમાં ઉપકારસ્તુતિ કરો, કેમકે તમારા વિષે ખ્રિસ્ત ઈસુમાં દેવની
મરજી એવી છે. ૧૯ આત્માને ન હોલવો; ૨૦ પ્રબોધને તુચ્છ ન ગણો;
૨૧ સઘળાની પારખ કરો; જે સારૂ છે તે ગ્રહણ કરો; ૨૨ દરેક પ્રકારની દુષ્ટતાથી
દૂર રહો.

૨૩ હવે શાંતિનો દેવ પોતે તમને પૂરા પવિત્ર કરો; અને આપણા પ્રભુ ઈસુ
ખ્રિસ્તના આવતા સુધી તમારો આત્મા, પ્રાણ તથા શરીર સંપૂર્ણ [તથા] નિર્દોષ
રાખવામાં આવો. ૨૪ જે તમને આમંત્રણ આપે છે તે વિશ્વસનીય છે, તે
એમ કરશે

૨૫ ભાઈઓ, અમારે માટે પ્રાર્થના કરો.

૨૬ પવિત્ર ચુંબનથી સર્વ ભાઈઓને ક્ષેમકુશળ કહેજો.

૨૭ હું તમને પ્રભુના સમ દઈને કહું છું, કે આ પત્ર સઘળા ભાઈઓને વાંચી
સંભળાવજો.

૨૮ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા તમારા પર થાઓ.



# થેસ્સાલોનીકીઓને
## પાઊલ પ્રેરિતનો બીજો પત્ર

### લેખકની સલામ તથા ઉપકારસ્તુતિ

૧ દેવ આપણા બાપ તથા પ્રભુ ઈસુ ખ્રિસ્તમાં થેસ્સાલોનીકામાંની મંડળી જોગ
લખિતંગ પાઊલ, સીલ્વાનસ તથા તીમોથી: ૨ દેવ બાપ તથા પ્રભુ ઈસુ
ખ્રિસ્ત તરફથી તમને કૃપા તથા શાંતિ થાઓ.

૩ ભાઈઓ, અમારે તમારા વિષે સદા દેવની ઉપકારસ્તુતિ કરવી જોઈએ,
અને તે યોગ્ય છે, કેમકે તમારો વિશ્વાસ ઘણો વધતો જાય છે, અને તમો સર્વે
એકબીજા પર ઘણો પ્રેમ રાખો છો; ૪ માટે તમારા પર જે સર્વ સતાવણી થાય
છે તથા જે વિપત્તિ તમે વેઠો છો, તેઓમાં તમે જે સહનશીલતા તથા વિશ્વાસ
રાખો છો તેને લીધે અમે પોતે દેવની મંડળીઓમાં તમારાં વખાણ કરીએ છીએ.
૫ એ તો દેવના ન્યાયી ઇન્સાફનું પ્રમાણ છે, જેથી દેવના જે રાજ્યને સારુ તમે
દુ:ખ વેઠો છો, તે [રાજ્યમાં દાખલ થવા]ને યોગ્ય તમે ગણાઓ. ૬ કેમકે એ
ગેરવાજબી ન કહેવાય કે જેઓ તમને દુ:ખ દે છે તેઓને દેવ દુ:ખનો બદલો આપે,
૭ અને જ્યારે પ્રભુ ઈસુ સ્વર્ગમાંથી પોતાના પરાક્રમી દૂતો સાથે અગ્નિની જ્વાળામાં
પ્રગટ થશે, ત્યારે તે તમો દુ:ખ સહન કરનારાઓને અમારી સાથે વિસામો આપે;
૮ તે વેળા જેઓ દેવને ઓળખતા નથી ને જેઓ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની
સુવાર્તા માનતા નથી, તેઓને તે સજા કરશે. ૯ તેઓ પ્રભુની હજૂરમાંથી તથા
તેના મહિમાવાન સામર્થ્યથી [દૂર રહેવાની] શિક્ષા એટલે અનંતકાળનો નાશ
ભોગવશે. ૧૦ જ્યારે પોતાના સંતોમાં મહિમા મેળવવાને, અને જેઓએ વિશ્વાસ
કર્યો તેઓમાં આશ્ચર્ય ઉત્પન્ન કરવાને તે આવશે તે દહાડે [એમ થશે]
(કેમકે તમે અમારી સાક્ષી પર વિશ્વાસ રાખ્યો). ૧૧ એથી અમે સદા તમારે
માટે પ્રાર્થના કરીએ છીએ, કે આપણો દેવ જે તેડું તમને મળ્યું છે તેને
લાયક તમને ગણે, ને [પોતાના] સામર્થ્યથી પરોપકાર કરવાની તમારી દરેક
ઇચ્છાને તથા તમારા વિશ્વાસના કામને સંપૂર્ણ કરે; ૧૨ જેથી આપણા દેવ તથા
પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપાથી આપણા પ્રભુ ઈસુનું નામ તમારામાં મહિમાવાન થાય,
અને તમે તેનામાં [મહિમાવાન થાઓ.]

### પ્રભુના પુનરાગમન વિષે ભૂલભરેલા વિચારો

૨ હવે, ભાઈઓ, આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના આવવા વિષે તથા તેની
પાસે આપણા એકઠા થવા વિષે, અમે તમને વિનંતી કરીએ છીએ, કે
૨ પ્રભુનો દહાડો જાણે હમણાં જ આવ્યો હોય, [એમ સમજીને] તમે કોઈ
આત્માથી, વચનથી, કે [જાણે] અમારા તરફથી [આવેલા] પત્રથી

તમારાં મનને ચલિત થવા ન દો, અને ગભરાઓ નહિ. ૩ કોઈ માણસ કોઈ
પણ પ્રકારે તમને ભમાવે નહિ; કેમકે એમ થતાં પહેલાં ધર્મત્યાગ થશે તથા
પાપનો માણસ, એટલે વિનાશનો પુત્ર, પ્રગટ થશે; ૪ જે દેવ ગણાય છે
અથવા જે પૂજ્ય મનાય છે તેની વિરુદ્ધ થઈને તે પોતાને મોટો મનાવે છે;
અને એમ દેવ હોવાનો દાવો કરીને તે દેવ તરીકે દેવના મંદિરમાં બેસે છે.
૫ શું તમને યાદ નથી કે હું તમારી સાથે હતો, ત્યારે એ વાતો મેં તમને
કહી હતી? ૬ વળી તેને [નિર્માણ થએલે સમયે] પ્રગટ થતાં શું અટકાવે છે
તે હવે તમે સમજો છો. ૭ કેમકે અધર્મની ગુપ્ત અસર ચાલુ થ -ઈ ચૂકી છે;
પણ જે હાલ અટકાવનાર છે તેને વચમાંથી દૂર કરવામા નહિ આવ ત્યાં સુધી
[તેને અટકાવવામાં આવશે]. ૮ ત્યાર પછી તે અધર્મી પ્રગટ થશે, પ્રભુ ઈસુ
માત્ર ફૂંકથી તેનો સંહાર કરશે, તથા પોતાના આગમનના પ્રભાવથી તેનો નાશ કરશે;
૯ શેતાનના કરાવ્યા પ્રમાણે સર્વ પ્રકારનાં ખોટાં પરાક્રમો, ચિન્હો તથા ચમત્કારો
સાથે, ૧૦ તેમ જેઓએ પોતાના તારણને અર્થે પ્રેમથી સત્યનો અંગીકાર કર્યો
નહિ, અને જેઓનો વિનાશ થાય છે તેમને માટે દરેક જાતના પાપરૂપ કપટ
સાથે તે [અધર્મી પુરુષ] પ્રગટ થશે. ૧૧ જેઓએ સત્ય પર વિશ્વાસ કર્યો
નહિ, પણ અધર્મમાં આનંદ માન્યો, તે સર્વેને દોષિત ઠરાવવાને માટે
૧૨ તેઓ અસત્ય માને માટે દેવ તેઓને ભ્રમણામાં નાખે છે.

## ફરી ઉપકારસ્તુતિ તથા પ્રાર્થના

૧૩ પણ, ભાઈઓ, તમે પ્રભુને પ્રિય છો, તમારે વિષે સદા દેવની સ્તુતિ
કરવાને અમે બંધાએલા છીએ, કેમકે આત્માના પવિત્રીકરણ વડે તથા સત્ય પરના
વિશ્વાસ વડે તારણને અર્થે દેવે તમને આરંભથી પસંદ કર્યા છે; ૧૪ અને એટલા
માટે તેણે તમને આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તનો મહિમા પામવાને અર્થે અમારી
સુવાર્તાદ્વારા તેડ્યા છે. ૧૫ માટે, ભાઈઓ, દૃઢ રહો, અને જે શિક્ષણ તમને વચનદ્વારા
કે અમારા પત્રદ્વારા મળ્યું છે તેને વળગી રહો.

૧૬ હવે આપણો પ્રભુ ઈસુ ખ્રિસ્ત પોતે ને દેવ આપણો બાપ, જેણે આપણાં
પર પ્રેમ રાખ્યો, ને કૃપા કરીને આપણને સર્વકાળનો દિલાસો ને સારી આશા આપ્યાં,
૧૭ તે તમારા હૃદયોને દિલાસો આપો, ને દરેક સારા કામમાં તથા વચનમાં તમને
દૃઢ કરો.

## છેવટની શિખામણો અને સમાપ્તિ

૩ છેવટે, ભાઈઓ, અમારે સારુ પ્રાર્થના કરો કે જેમ તમારે ત્યાં થાય છે તેમ
પ્રભુની વાતનો ઝડપથી પ્રચાર થાય અને તેનો મહિમા વધે; ૨ અને
આડા તથા દુષ્ટ માણસોથી અમારો બચાવ થાય એ માટે [પ્રાર્થના કરો]; કેમકે
સર્વ માણસો વિશ્વાસ કરનારા નથી. ૩ પણ પ્રભુ વિશ્વસનીય છે, તે તમને
દૃઢ કરશે, ને દુષ્ટ [શેતાન]થી તમારું રક્ષણ કરશે. ૪ જે આજ્ઞા અમે કરીએ છીએ
તે તમે પાળો છો, અને પાળશો, એવો તમારા વિષે અમે પ્રભુમાં ભરોસો

રાખીએ છીએ. ૫ પ્રભુ તમારાં હૃદયોને દેવના પ્રેમ તરફ તથા ખ્રિસ્તની ધીરજ
તરફ દોરો.

૬ હવે, ભાઈઓ, આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તને નામે અમે તમને આજ્ઞા કરીએ
છીએ, કે જે ભાઈ આળસુ ચાલે છે, અને અમે આપેલા શિક્ષણ પ્રમાણે ચાલતો
નથી, તેનાથી તમે અલગ રહો. ૭ કેમકે કેવી રીતે અમારું અનુકરણ કરવું તે
તમે પોતે જાણો છો; કેમકે અમે તમારી સાથે [રહીને] અયોગ્ય રીતે વર્ત્યા
નહોતા; ૮ અમે કોઈ માણસનું અન્ન મફત ખાધું નહોતું; પણ તમારામાંના
કોઈને બોજારૂપ ન થઈએ માટે અમે રાતદિવસ મહેનત તથા કષ્ટથી ઉદ્યોગ કરતા
હતા; ૯ અમને અધિકાર નહોતો, એટલા માટે નહિ, પણ તમે અમારું અનુ-
કરણ કરો માટે અમે તમને નમૂનો આપ્યો હતો. ૧૦ કેમકે અમે તમારી પાસે
હતા ત્યારે પણ અમે [તમને] એવી આજ્ઞા કરી હતી, કે જો કોઈ માણસ કામ
ન કરે, તો તેને ખવડાવવું પણ નહિ. ૧૧ કેમકે તમારામાંના કેટલાએક
સ્વચ્છંદીપણે ચાલે છે, તેઓ કંઈ ઉદ્યોગ કરતા નથી, પણ ધાલમેલ કરે છે એવું
અમારા સાંભળવામાં આવે છે. ૧૨ હવે એવા માણસોને આપણા પ્રભુ ઈસુ
ખ્રિસ્તને નામે અમે આજ્ઞા કરીએ છીએ તથા સલાહ આપીએ છીએ, કે તેઓ
શાંતિથી ઉદ્યોગ કરીને પોતાનું રળેલું ખાય. ૧૩ પણ, ભાઈઓ, તમે ભલું
કરતાં થાકશો મા. ૧૪ જો કોઈ અમારી આ પત્રમાંની વાત ન માને, તો તેને
ધ્યાનમાં રાખીને તેની સાથે વ્યવહાર ન રાખો, જેથી તે શરમાઈ જાય. ૧૫ તોપણ
તેને શત્રુ ન ગણો, પણ ભાઈ જાણીને તેને શિખામણ આપો.

૧૬ હવે શાંતિનો પ્રભુ પોતે સર્વ સમયે તથા સર્વ પ્રકારે તમને શાંતિ આપો.
પ્રભુ તમ સર્વેની સાથે હો.

૧૭ હું પાઉલ મારે પોતાને હાથે ક્ષેમકુશળ [લખું છું]; મારા સર્વ પત્રોમાં
એ નિશાની છે; એવી રીતે હું લખું છું. ૧૮ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની
કૃપા તમ સર્વ પર હો.



# તીમોથીને

## પાઉલ પ્રેરિતનો પહેલો પત્ર

### લેખકની સલામ, અને ખોટા ઉપદેશ વિષે ચેતવણી

1 [ખ્રિસ્ત પરના] વિશ્વાસમાં મારા ખરા દીકરા તીમોથી જોગ લખિતંગ
ઈશ્વર આપણા તારનારની તથા ખ્રિસ્ત ઈસુ જે આપણી આશા છે, તેની
આજ્ઞા પ્રમાણે થએલો ખ્રિસ્ત ઈસુનો પ્રેરિત પાઉલ. 2 ઈશ્વર આપણા બાપ
તથા ખ્રિસ્ત ઈસુ આપણા પ્રભુ તરફથી તને કૃપા, દયા તથા શાંતિ થાઓ.

3 હું મકદોનિયા જતો હતો ત્યારે મેં તને વિનંતી કરી હતી [તેમ ફરીથી
કરું છું,] કે તારે એફેસસમાં રહેવું, અને [ત્યાંના] કેટલાએક માણસોને આજ્ઞા
કરવી કે તેઓ જુદા પ્રકારનો ઉપદેશ ન કરે, 4 અને કલ્પિત વાતો પર તથા
લાંબી લાંબી વંશાવળીઓ પર ધ્યાન ન રાખે, એવી વાતો વિશ્વાસ ઉપર આધાર
રાખનારી ઈશ્વરની સુવ્યવસ્થાને ઉત્તેજન આપવાને બદલે ખાલી વાદવિવાદો ઉત્પન્ન
કરે છે. 5 એ આજ્ઞાનો મુખ્ય હેતુ તો શુદ્ધ હૃદયથી તથા સારા અંતઃકરણથી
તથા ઢોંગ વગરના વિશ્વાસથી પ્રીતિ રાખવી એ છે. 6 એ બાબતો પર લક્ષ ન
રાખવાથી કેટલાએક મિથ્યા બકબકાટ કરવા લાગ્યા; 7 તેઓ નિયમશાસ્ત્રના
ઉપદેશક થવા ચાહે છે, પણ પોતે શું કહે છે અથવા જે વિષે તેઓ ખાતરી-
પૂર્વક બોલે છે તે તેઓ પોતે સમજતા નથી. 8 પણ આપણે જાણીએ છીએ,
કે જો તેનો યથાર્થ ઉપયોગ કરવામાં આવે તો નિયમ[શાસ્ત્ર] સારું છે, 9 આપણે
આટલું તો જાણીએ છીએ, કે નિયમ તો ન્યાયીને માટે નથી, પણ અનીતિમાન
તથા સ્વચ્છંદીઓને માટે છે, જેઓ અધર્મી તથા પાપી, અપવિત્ર તથા ધર્મભ્રષ્ટ,
પિતૃહત્યારા તથા માતૃહત્યારા, ખૂનીઓ, 10 વ્યભિચારીઓ, પુંમૈથુનીઓ, મનુષ્યહરણ
કરનારાઓ, જૂઠાઓ તથા જૂઠા સમ ખાનારાઓ એવા સર્વને માટે છે, 11 સ્તુત્ય
ઈશ્વરના મહિમાની સુવાર્તા જે મને સોંપવામાં આવી છે તે પ્રમાણેના શુદ્ધ
ઉપદેશની વિરુદ્ધ જે કંઈ હોય તેને માટે છે.

### ઈશ્વરની દયા માટે પાઉલ આભાર માને છે

12 મને સામર્થ્ય આપનાર આપણા પ્રભુ ખ્રિસ્ત ઈસુને હું ઉપકાર માનું છું,
કેમ કે તેમણે મને વિશ્વાસુ જાણીને પોતાની સેવામાં દાખલ કર્યો; 13 જો કે હું
પહેલાં દુર્ભાષણ કરનાર તથા સતાવનાર તથા જુલમી હતો, તોપણ મારા પર દયા
કરવામાં આવી, કારણ કે [તે વખતે મને ખ્રિસ્ત પર] વિશ્વાસ નહિ હોવાથી
મેં અજ્ઞાનપણે તે કર્યું હતું, 14 આપણા પ્રભુની કૃપા મારા પર અતિશય
થવાથી મને ખ્રિસ્ત ઈસુ પર વિશ્વાસ તથા પ્રેમ [ઉત્પન્ન] થયાં. 15 આ વાત

વિશ્વસનીય તથા સંપૂર્ણ અંગીકાર કરવા યોગ્ય છે, કે ખ્રિસ્ત ઈસુ પાપીઓને
તારવાને સારૂ જગતમાં આવ્યો; એવા [પાપીઓ]માં હું મુખ્ય છું;
૧૬અનંતજીવનને સારૂ જેઓ ઈસુ ખ્રિસ્ત પર વિશ્વાસ કરે છે, તેઓને માટે
હું નમૂનારૂપ થાઉં, માટે મારા પર દયા કરવામાં આવી, કે તેથી તે પોતાની
પૂરી સહનશીલતા મારા સંબંધમાં પ્રગટ કરે. ૧૭જે સનાતન યુગોનો રાજા,
અવિનાશી, અદૃશ્ય તથા એકાકી દેવ છે, તેને સદાસર્વકાળ માન તથા મહિમા
હો. . આમેન.

૧૮દીકરા તીમોથી, તારે વિષે અગાઉ થએલા ભવિષ્યકથન પ્રમાણે, હું તને આ
[ખાસ] આજ્ઞા આપું છું, કે તે ભવિષ્યકથનો[ની સહાય]થી તું સારી લડાઈ લડે;
૧૯અને વિશ્વાસ તથા નિર્મળ અંતઃકરણ રાખે; એનો ત્યાગ કરવાથી કેટલાએક
વિશ્વાસરૂપી વહાણ ભાંગ્યું: ૨૦તેઓમાંના હુમનાય તથા આલેક્સાંદર છે;
તેઓ દુર્ભાષણ કરતાં ન શીખે માટે મેં તેઓને શેતાનને સોંપ્યા.

## જાહેર ભજનસેવા ચલાવવા વિષે સૂચના

૨ હવે સહુથી પ્રથમ હું એવો બોધ કરૂં છું, કે વિનંતી, પ્રાર્થના, આજીજી
તથા ઉપકારસ્તુતિ સઘળાં માણસોને માટે કરવામાં આવે; ૨રાજાઓને
માટે, તેમજ સર્વ અધિકારીઓને માટે, જેથી આપણે પૂરા ભક્તિભાવથી તથા
ગંભીરપણે, શાંત તથા સ્વસ્થ રીતે જીવન ગુજારીએ. ૩કેમકે દેવ આપણા
તારનારની નજરમાં એ સારૂં તથા પ્રિય છે. ૪સઘળાં માણસો તારણ પામે,
ને તેમને સત્યનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય એવી તેની ઇચ્છા છે. ૫કેમકે દેવ
એકજ છે, અને દેવ તથા માણસોની વચ્ચે એકજ મધ્યસ્થ પણ છે, એટલે
ખ્રિસ્ત ઈસુ પોતે માણસ, ૬જેણે સઘળાં માણસોના ઉદ્ધારને સારૂ પોતાનું
સ્વાર્પણ કર્યું; એની સાક્ષી નિર્માણ થએલે સમયે [આપવામાં આવી હતી];
૭એને માટે મને ઉપદેશક તથા પ્રેરિત (હું સાચું બોલું છું, હું જૂઠું બોલતો
નથી), અને વિશ્વાસમાં તથા સત્યમાં વિદેશીઓને શીખવનાર નિર્માણ કર્યો છે.

૮એ માટે મારી ઇચ્છા છે, કે પુરુષો સર્વ સ્થળે રીસ તથા વાદવિવાદ વિના
શુદ્ધ હાથો ઊંચા કરીને પ્રાર્થના કરે. ૯એમજ સ્ત્રીઓ પણ મર્યાદા તથા
ગાંભીર્ય રાખીને શોભતાં વસ્ત્રથી પોતાને શણગારે; ગૂંથેલા વાળથી તથા સોના
કે મોતી[ના અલંકાર]થી, કે કીમતી પોશાકથી નહિ; ૧૦પણ દેવની ભક્તિમાં
નિમગ્ન રહેનારી સ્ત્રીઓને શોભે એવી રીતે, એટલે સારાં કામથી [પોતાને
શણગારે]. ૧૧સ્ત્રીએ સંપૂર્ણ આધીનતાથી છાની રહીને શીખવું. ૧૨ઉપદેશ
કરવાની, કે પુરુષ પર અધિકાર ચલાવવાની હું સ્ત્રીને રજા આપતો નથી,
પણ તેણે છાની રહેવું; ૧૩કેમકે આદમ પહેલાં ઉત્પન્ન થયો, પછી હવા;
૧૪અને આદમ છેતરાયો નહિ, પણ સ્ત્રી છેતરાઈને પાપમાં પડી; ૧૫તોપણ જો
[સ્ત્રી] મર્યાદાસહિત વિશ્વાસ, પ્રેમ તથા પવિત્રતામાં રહે, તો તે પુત્રપ્રસવદ્વારા

## મંડળીના હોદ્દેદારો

૩ જો કોઈ માણસ અધ્યક્ષપદની ઇચ્છા રાખે છે, તો તે ઉમદા કામની
ઇચ્છા રાખે છે,—એ વચન માનવા યોગ્ય છે ૨અધ્યક્ષ તો નિર્દોષ,
એક સ્ત્રીનો વર પરહેજગાર, શુદ્ધ હૃદયનો, સુવ્યવસ્થિત, આતિથ્ય કરનાર,
શીખવી શકે એવો, ૩મદ્યપાન કરનાર નહિ, મારનાર નહિ, પણ સહનશીલ,
કજિયા કરનાર નહિ, દ્રવ્યલોભી નહિ, ૪પોતાના ઘરનાંને સારી રીતે
ચલાવનાર, પોતાનાં છોકરાંને પૂર્ણ ગાંભીર્યથી આધીન રાખનાર, એવો હોવો
જોઈએ, ૫(કેમકે જો કોઈ માણસ પોતાના ઘરનાંને બરાબર રીતે ચલાવી
જાણતો નથી, તો તે દેવની મંડળીની સંભાળ કેવી રીતે રાખશે?) ૬નવો
શીખાઉ નહિ જોઈએ રખેને તે ગર્વિષ્ઠ થઈને શેતાનના જેવી શિક્ષામાં આવી
પડે ૭વળી તે નિંદાપાત્ર ન થાય, તથા શેતાનના ફાંદામાં ન ફસાય, માટે
બહારના માણસોમાં એની શાખ સારી હોવાની જરૂર છે ૮એજ પ્રમાણે સેવકો
પણ ગંભીર એકવચની, પીનાર નહિ, નીચ લાભના લોભી નહિ, ૯વિશ્વાસી
[ધર્મનો] મર્મ શુદ્ધ અંતઃકરણથી માનનાર હોવા જોઈએ ૧૦તેઓની પ્રથમ
પારખ થવી જોઈએ, પછી જો નિર્દોષ માલૂમ પડે તો તેઓ સેવકનું કામ
કરે ૧૧એ પ્રમાણે સેવિકાઓ ગંભીર, નિંદાખોર નહિ પરહેજગાર અને
સર્વ વાતે વિશ્વાસુ હોવી જોઈએ ૧૨વળી સેવક એક જ સ્ત્રીનો પતિ, પોતાનાં
છોકરાંને તથા ઘરનાંને સારી રીતે ચલાવનાર હોવો જોઈએ ૧૩કેમકે જેઓએ
સેવકનું કામ સારી રીતે કર્યું હોય, તેઓ સારી પદવી [સંપાદન કરે છે],
તથા ખ્રિસ્ત ઈસુ પરના વિશ્વાસમાં ઘણા હિંમતવાન થાય છે

૧૪જો કે હું તારી પાસે વહેલો આવવાની આશા રાખું છું તો પણ હું તને આ
વાતો લખું છું, ૧૫કે જેથી જો મને આવતાં વાર લાગે, તો માણસોએ દેવના ઘરમાં
[આવતાં] કેવી રીતે વર્તવું, એ તારા જાણવામાં આવે, એ ઘર તો જીવતા દેવની
મંડળી સત્યનો સ્તંભ તથા પાયો છે ૧૬બેશક સદ્ધર્મનો મર્મ મોટો છે, તે
મનુષ્યસ્વરૂપમાં પ્રગટ થયો, આત્મામાં ન્યાયી ઠરાવાયો, દૂતોના દીઠામાં આવ્યો, તેની
વાત વિદેશીઓમાં પ્રગટ થઈ તેના પર જગતમાં વિશ્વાસ કરવામાં આવ્યો, અને તેને
મહિમામાં ઉપર લેવામાં આવ્યો

## જૂઠા ઉપદેશકો પ્રત્યે વર્તન

૪ પણ [પવિત્ર] આત્મા સ્પષ્ટ કહે છે, કે પાછલા સમયમાં કેટલાએક
માણસો ભુલાવનાર આત્માઓ પર તથા ભૂતોના ઉપદેશ પર ધ્યાન આપીને,
૨જૂઠું બોલનારા તથા જેઓનાં અંતઃકરણ ડમાએલાં છે એવા માણસોના ઢોંગથી
વિશ્વાસનો ત્યાગ કરશે, ૩તેઓ પરણવાની મના કરશે અને વિશ્વાસીઓને
તથા સત્ય જાણનારાઓને વાસ્તે જે ખોરાક ઉપકારસ્તુતિ કરીને આહાર કરવા
સારુ દેવે ઉત્પન્ન કર્યો, તેથી દૂર રહેવાનું કહેશે. ૪કેમકે જો ઉપકારસ્તુતિની
સાથે તેનો ઉપભોગ થાય તો દેવનું સર્વ ઉત્પન્ન કરેલું સારું છે, કંઈ નાખી દેવાનું

નથી; ૫ કેમકે દેવના વચનથી તથા પ્રાર્થનાથી તેને પાવન કરવામાં આવે છે.

૬ આ વાતો તરફ ભાઈઓનું ધ્યાન ખેંચવાને તું ખ્રિસ્ત ઈસુનો સારો સેવક
થઈશ, અને જે વિશ્વાસની તથા સારા ઉપદેશની વાતો પ્રમાણે તું અત્યાર
સુધી ચાલતો આવ્યો છે, તેઓથી તારૂં પોષણ થશે; ૭ પણ અધર્મી તથા
કપોળકલ્પિત કહાણીઓથી અલગ રહે, અને ઈશ્વરપરાયણતાની કસરત કર;
૮ કેમકે શરીરની કસરત થોડી જ ઉપયોગી છે; પણ ઈશ્વરપરાયણતા તો સર્વ વાતે
ઉપયોગી છે, કેમકે તેમાં હમણાંના તથા હવે પછીના જીવનનું પણ વચન
સમાએલું છે. ૯ આ વાત વિશ્વસનીય તથા સંપૂર્ણ રીતે અંગીકાર કરવા યોગ્ય છે.
૧૦ એ હેતુથી આપણે એને સારૂ મહેનત તથા શ્રમ કરીએ છીએ, કેમકે સર્વ માણસોને
અને વિશેષે કરીને વિશ્વાસીઓને તારનાર જીવતા દેવ ઉપર આપણે આશા
રાખેલી છે.

## તીમોથીનું અંગત જીવન તથા શિક્ષણ

૧૧ આ વાતો ફરમાવજે તથા શીખવજે. ૧૨ તને જુવાન જાણીને કોઈ તારો
તુચ્છકાર ન કરે; પણ વચનમાં, વર્તનમાં, પ્રીતિમાં, વિશ્વાસમાં અને પવિત્રતામાં
તું વિશ્વાસીઓને નમૂનારૂપ થજે. ૧૩ હું આવું ત્યાં સુધી શાસ્ત્રવાચન પર, બોધ
કરવા પર તથા શિક્ષણ આપવા પર ખાસ લક્ષ રાખજે. ૧૪ જે કૃપાદાન તારામાં છે,
જે પ્રબોધદ્વારા વડીલોના હાથ મૂકવાથી તને આપવામાં આવ્યું હતું, તે વિષે તારે
બેદરકાર રહેવું નહિ. ૧૫ એ વાતોની ખંત રાખજે; તેઓમાં તલ્લીન રહેજે, કે
તારી પ્રગતિ સર્વેના જાણવામાં આવે. ૧૬ તારે પોતાને વિષે તથા તારા ઉપદેશ વિષે
સાવધ રહેજે. આ બાબતોમાં ચુસ્ત રહેજે, કેમકે આ પ્રમાણે કરવાથી તું પોતાને
તેમજ તારાં સાંભળનારાંઓને પણ તારીશ.

૫ વૃદ્ધને ઠપકો ન આપ, પણ જેમ પિતાને તેમ તેને સમજાવ; જેમ
ભાઈઓને તેમ જુવાનોને; ૨ જેમ માતાઓને તેમ વૃદ્ધ સ્ત્રીઓને; જેમ
બહેનોને તેમ જુવાન સ્ત્રીઓને પૂર્ણ પવિત્રતાથી સમજાવ.

## મંડળીની વિધવાઓ પ્રત્યે વર્તન

૩ જે વિધવાઓ નિરાધાર છે તેઓને મદદ કર. ૪ પણ જો કોઈ વિધવાને
છોકરાં કે છોકરાંનાં છોકરાં હોય, તો તેઓ પહેલાં પોતાના ઘરમાં ધર્મનિષ્ઠ થતાં
તથા પોતાનાં માબાપના ઉપકારનો બદલો વાળતાં શીખે; કેમકે એ દેવને
પ્રિય છે. ૫ જે વિધવા ખરેખર નિરાધાર છે, તે દેવ પર આસ્થા રાખે છે,
અને રાતદહાડો વિનંતી તથા પ્રાર્થનામાં તત્પર રહે છે. ૬ પણ જે [વિધવા]
વિલાસમાં નિમગ્ન રહે છે તે તો જીવતી જ મૂએલી છે. ૭ આ વાતો આગ્રહ-
પૂર્વક કહે, કે જેથી તેઓ નિર્દોષ રહે. ૮ પણ જો માણસ પોતાની ને વિશેષે કરીને
પોતાના કુટુંબની સંભાળ રાખતો નથી, તેણે વિશ્વાસનો ત્યાગ કર્યો છે, એમ

પુનર્લગ્ન કર્યું નહિ હોય એવી, ૧૦ સત્કર્મ માટે ખ્યાતિ પામેલી, પોતાના છોકરાનું
પ્રતિપાલન કર્યું હોય, પરોણાગત કરનારી હોય, સંતોના પગ ધોયા હોય, દુ ખીઓને
સહાય કરી હોય, અને દરેક સત્કર્મમા ખંતીલી હોય એવી વિધવાનુ નામ
ટીપમા દાખલ કરવુ ૧૧ પણ જુવાન વિધવાઓના નામ ટીપમા દાખલ કરવા
નહિ; કેમકે તેઓમા વિષયવાસના ઉત્પન્ન થયાથી તેઓ ખ્રિસ્તથી અલગ થઈને
પરણવા ચાહે છે, ૧૨ અને એમ તેઓએ પ્રથમ કરેલી પ્રતિજ્ઞાનો ભંગ કર્યાને
લીધે તેઓ દંડપાત્ર ઠરે છે ૧૩ વળી તે ઉપરાંત ઘેરેઘેર ભટકીને તેઓ આળસુ થતા
શીખે છે, અને કેવળ આળસુ જ નહિ, પણ જે બોલવુ ઘટારત નથી તે
બોલે છે, અને કૂથલી કરે છે, અને બીજાઓના કામમા માથા મારે છે
૧૪ માટે જુવાન [વિધવાઓ] પરણે, બાળકોને જન્મ આપે, ઘર ચલાવે, અને
વિરોધીઓને નિંદા કરવાનુ નિમિત્ત ન આપે, એવી મારી ઇચ્છા છે ૧૫ કેમકે
અત્યાર સુધીમા કેટલીએક શેતાનના ભમાવ્યાથી વંઠી ગઈ છે ૧૬ જો કોઈ વિશ્વાસી
બાઈ ઉપર વિધવાઓનો આધાર હોય, તો તેણે તેઓનો નિભાવ કરવો, અને
મંડળી ઉપર તેમનો ભાર ન નાખવો, જેથી [મંડળી] જે વિધવાઓ નિરાધાર
હોય તેઓનો નિભાવ કરે

### વડીલો

૧૭ જે વડીલો સારી રીતે અધિકાર ચલાવે છે, અને વિશેષે કરીને જેઓ
ઉપદેશ કરવામા તથા શિક્ષણ આપવામા શ્રમ લે છે, તેઓને બમણા માનપાત્ર
ગણવા ૧૮ કેમકે શાસ્ત્ર કહે છે, કે "પારે ફરનાર બળદને મોઢે શીકી ન બાધ."
અને "મજૂરને પોતાની મજૂરી મળવી જોઈએ"
૧૯ બે કે ત્રણ સાક્ષી વગર વડીલ ઉપરનુ તહોમત ન સાભળ ૨૦ પાપ
કરનારાઓને સર્વની સમક્ષ ઠપકો આપ, જેથી બીજાઓને પણ ડર રહે
૨૧ દેવ તથા ખ્રિસ્ત ઈસુ તથા પસદ કરેલા દૂતોની સમક્ષ હુ તને આજ્ઞા કરુ છુ,
કે મારુતારુ ન કરતા નિષ્પક્ષપાતપણે આ આજ્ઞાઓનો અમલ કરજે.
૨૨ કોઈને દીક્ષા આપવામા ઉતાવળ ન કર, બીજાઓના પાપમા ભાગિયો ન
થા, તું પડે શુદ્ધ રહેજે ૨૩ હવેથી [એકલુ] પાણી ન પીતો, પણ તારા કોઠાને
લીધે તથા તારા વારવારના મંદવાડને લીધે થોડો દ્રાક્ષારસ પણ પીજે ૨૪ કેટલાએક
માણસોના પાપ પ્રત્યક્ષ હોવાથી તેઓનો ન્યાય આગળથી થાય છે, અને કેટલાએકના
[પાપ] પાછળથી પ્રગટ થાય છે ૨૫ તેજ પ્રમાણે કેટલાએકના સારા કામ
પણ પ્રત્યક્ષ જોવામા આવે છે, અને જેઓ [પ્રત્યક્ષ] નથી તેઓ [હમેશા]
ગુપ્ત રહી શકતા નથી

### દાસો

૬ જેટલા દાસ ધૂસરી તળે છે તેટલાએ પોતાના શેઠોને પૂરા માનયોગ્ય
ગણવા, જેથી દેવના નામની તથા ઉપદેશની નિંદા ન થાય ૨ જેઓના
શેઠો વિશ્વાસી છે, એ શેઠો ભાઈઓ છે, તે કારણથી તેઓએ તેમને તુચ્છ ન

ગણવા; પણ તેમની ચાકરી વિશેષ [ખંતથી] કરવી, કેમકે જેઓને [સેવાનો]
લાભ મળે છે તેઓ વિશ્વાસી તથા પ્રિય [ભાઈઓ] છે. એ વાતો [તેઓને]
શીખવ અને સમજાવ.

## જૂઠો ઉપદેશ

૩ જો કોઈ જુદો ઉપદેશ કરે, અને આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તનાં સત્ય વચનોને
તથા ભક્તિભાવને અનુસરતા ઉપદેશને માન્ય કરતો નથી; ૪ તે મગરૂર તથા
અજ્ઞાન છે, અને વાદવિવાદ તથા શબ્દવાદમાં મસ્ત માને છે; તેઓથી અદેખાઈ,
ઝઘડા, નિંદા તથા ખોટા વહેમ [ઉત્પન્ન થાય છે], ૫ તેમજ ભ્રષ્ટ મતિના, સત્ય
જ્ઞાનરહિત અને ભક્તિભાવ કમાઈનું સાધન છે એમ માનનારાઓમાં [નિત્ય]
કજિયા થાય છે.

## ખરું દ્રવ્ય

૬ પણ સંતોષસહિતનો ભક્તિભાવ એ મોટો લાભ છે; ૭ કેમકે આપણે
આ જગતમાં કંઈ લાવ્યા નથી, અને તેમાંથી કંઈ પણ લઈ જઈ શકતા નથી;
૮ પણ આપણને જે અન્નવસ્ત્ર મળે છે તેઓથી આપણે સંતોષી રહીએ. ૯ પણ
જેઓ ધનવાન થવાની ઇચ્છા રાખે છે, તેઓ પરીક્ષણમાં, ફાંદામાં તથા ઘણી
મૂર્ખ તથા નાશકારક તૃષ્ણામાં પડે છે, કે જેઓ માણસોને વિનાશમાં તથા
અધોગતિમાં ડુબાવે છે. ૧૦ કેમકે દ્રવ્યનો લોભ સઘળા પ્રકારનાં પાપનું મૂળ છે;
એનો લોભ રાખીને કેટલાએક વિશ્વાસથી ભટકી ગયા છે, અને ઘણાં દુઃખોથી
તેઓએ પોતાને વીંધ્યા છે.

## અંગત શિખામણો

૧૧ પણ, હે ઈશ્વરભક્ત, તું તેઓથી નાસી જા; અને ન્યાયીપણું, ભક્તિભાવ,
વિશ્વાસ, પ્રેમ, ધીરજ તથા નમ્રતા, એઓનું અનુકરણ કર. ૧૨ વિશ્વાસની સારી
લડાઈ લડ, અનંતજીવન ધારણ કર; એને સારુ તને તેડવામાં આવ્યો છે,
અને એને વિષે તેં ઘણા સાક્ષીઓની સમક્ષ સારો ઇકરાર કર્યો છે. ૧૩ જે
દેવ સઘળાંને સજીવન કરે છે તેની આગળ તથા ઈસુ ખ્રિસ્ત, જેણે પોંતિયસ
પીલાતની આગળ સારો ઇકરાર કર્યો, તેની સમક્ષ હું તને આગ્રહપૂર્વક ફરમાવું
છું, કે ૧૪ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના પ્રગટ થતાં સુધી તું નિષ્કલંક તથા
દોષરહિત રહીને આ આજ્ઞા પાળ; ૧૫ જે ધન્ય તથા એકલો સ્વામી છે,
જે રાજાઓનો રાજા તથા પ્રભુઓનો પ્રભુ છે, તે નિર્મિત સમયે એ [પ્રગટ
થવું] દેખાડશે. ૧૬ તેને એકલાને અમરપણું છે, પાસે જઈ શકાય નહિ એવા
પ્રકાશમાં જે રહે છે, જેને કોઈ માણસે જોયો નથી, ને જોઈ શકતો પણ નથી:
તેને સદાકાળ ગૌરવ તથા સામર્થ્ય હો. આમેન.

૧૭ આ સમયના ધનવાનોને તું આગ્રહપૂર્વક કહે, કે તેઓ અહંકાર ન કરે,
અને દ્રવ્યની અસ્થિરતા પર નહિ, પણ જે દેવ આપણા ઉપભોગને સારુ ઉદારતાથી
સર્વ આપે છે તેના પર આશા રાખે; ૧૮ તેઓ ભલું કરે, ઉત્તમ કામોરૂપી

સમૃદ્ધિ મેળવે,-અને ઉદાર તથા પરોપકારી થાય; ૧૯ ભવિષ્યને માટે પોતાને
વાસ્તે સારા પાયારૂપી પૂંજીનો સંગ્રહ કરે, જેથી જે ખરેખર જીવન છે તે [જીવન]
તેઓ ધારણ કરે.

૨૦ હે તીમોથી, જે [સત્ય] તને સોંપવામા આવ્યુ છે તે સંભાળી રાખ, અને
અધર્મી લવારાથી તથા જેને ભૂલથી જ્ઞાન કહેવામા આવે છે તેના વાદવિવાદથી દૂર
રહે, ૨૧ એને કેટલાએક [સત્ય] માનીને વિશ્વાસ સબંધી ભ્રાંતિમા પડ્યા છે.

તારા પર કૃપા થાઓ.



# તીમોથીને
## પાઊલ પ્રેરિતનો બીજો પત્ર

### લેખકની સલામ તથા ઉપકારસ્તુતિ

૧ મારા વહાલા દીકરા તીમોથીને ખ્રિસ્ત ઈસુમાંના જીવનના વચન પ્રમાણે
દેવની ઇચ્છાથી ખ્રિસ્ત ઈસુનો પ્રેરિત પાઊલ: ૨ તને દેવ બાપ તરફથી તથા
ખ્રિસ્ત ઈસુ આપણા પ્રભુ તરફથી કૃપા, દયા તથા શાંતિ થાઓ.

૩ પરાપૂર્વથી જે મારા પૂર્વજોનો દેવ છે, જેને હું શુદ્ધ અંતઃકરણથી ભજું છું,
તેની ઉપકારસ્તુતિ કરું છું, કે મારી પ્રાર્થનાઓમાં હું રાતદહાડો તારું નિત્ય સ્મરણ કરું
છું. ૪ તારાં આંસુઓ સંભારતાં હું તને જોવાને ઘણો ઉત્સુક થાઉં છું કે [તને જોઈને]
હું આનંદથી ભરપૂર થાઉં; ૫ કેમકે જે નિષ્કપટ વિશ્વાસ તારામાં છે, જે પહેલાં
તારી વડિયાઈ લોઈસમાં તથા તારી મા યુનીકેમાં રહેલો હતો, અને મને ભરોસો છે
કે તારામાં પણ છે, તે મને યાદ છે.

### ઉત્સાહ તથા હિંમત રાખવાની શિખામણ

૬ માટે હું તને યાદ દેવડાવું છું, કે જે દેવનું કૃપાદાન મારા હાથ મૂકવાથી
તને મળ્યું તેને તારે પ્રદીપ્ત કરવું. ૭ કેમકે દેવે આપણને ભયનો આત્મા નહિ,
પણ સામર્થ્યનો તથા પ્રેમનો તથા સાવધ બુદ્ધિનો [આત્મા] આપ્યો છે. ૮ માટે
આપણા પ્રભુની સાક્ષી વિષે, અને હું જે તેનો બંદીવાન છું, તેના વિષે તું
શરમાઈશ નહિ; પણ સુવાર્તાને લીધે દેવના સામર્થ્ય પ્રમાણે મારી સાથે દુઃખ
ભોગવ; ૯ તેણે આપણને તાર્યા તથા પવિત્ર તેડાથી આપણને તેડ્યા, આપણી
કરણીઓ પ્રમાણે નહિ, પણ તેના જ સંકલ્પ તથા કૃપા પ્રમાણે; એ કૃપા
અનાદિકાળથી ખ્રિસ્ત ઈસુમાં આપણને આપેલી હતી; ૧૦ પણ આપણા
તારનાર ખ્રિસ્ત ઈસુના પ્રગટ થવાથી તે હમણાં પ્રસિદ્ધ થએલી છે; તેણે મરણને
નાબૂદ કર્યું, અને સુવાર્તાદ્વારા જીવન તથા અમરપણું પ્રગટ કર્યું છે; ૧૧ મને
તે [સુવાર્તા]નો ઉપદેશક, પ્રેરિત તથા શિક્ષક નીમવામાં આવ્યો છે. ૧૨ એ
કારણથી હું એ દુઃખો સહન કરું છું; તોપણ હું શરમાતો નથી; કેમકે જેના
પર મેં વિશ્વાસ કર્યો તેને હું ઓળખું છું, અને મને ભરોસો છે, કે તેને
સોંપેલી મારી અનામત તે દહાડા સુધી સાચવી રાખવાને તે શક્તિમાન છે.
૧૩ જે સત્ય વચનો તેં મારી પાસેથી સાંભળ્યાં તેનું ખરું સ્વરૂપ ખ્રિસ્ત ઈસુ પરના
વિશ્વાસ તથા પ્રેમમાં પકડી રાખ. ૧૪ જે સારી અનામત તને સોંપેલી છે તે
આપણામાં રહેનાર પવિત્ર આત્મા વડે સંભાળી રાખ.

૧૫ તને માલૂમ છે, કે આસિયામાંના સંઘળાએ મારો ત્યાગ કર્યો છે;

તેઓમા ફુગેલસ તથા હેર્મોગેનેસ પણ છે ૧૬ પ્રભુ ઓનેસીફરસના કુટુંબ પર
દયા કરો; કેમકે તેણે વારે વારે મને ઉત્તેજન આપ્યુ, અને મારા બંધનને
લીધે તે શરમાયો નહિ, ૧૭ પણ તે રોમમા હતો ત્યારે ખંતથી મને શોધી
કાઢીને તે મને મળ્યો. ૧૮ (પ્રભુ કરે કે તે દિવસે તેના તરફથી તેના પર કૃપા
થાય); એફેસસમા તેણે [મારી] કેટલી બધી સેવા બજાવી, એ તું સારી-
પેઠે જાણે છે

૨ માટે, મારા દીકરા, ખ્રિસ્ત ઈસુમા જે કૃપા છે તેમા તું સમર્થ થા
૨ જે વાતો ઘણા સાક્ષીઓ સમક્ષ તેં મારી પાસેથી સાંભળી છે તે
બીજાઓને પણ શીખવી શકે એવા વિશ્વાસુ માણસોને સોંપી દે. ૩ માટે ખ્રિસ્ત
ઈસુના સારા સૈનિક તરીકે તું મારી સાથે દુઃખ સહન કર ૪ યુદ્ધમા જનાર
કોઈ સૈનિક સાંસારિક કામકાજમા ગૂંથાતો નથી, કે જેથી તે પોતાના ઉપરી
અમલદારને સંતોષ પમાડે ૫ વળી જો કોઈ અખાડામા હરીફાઈમા ઊતરે, તો
નિયમ પ્રમાણે હરીફાઈ કર્યા વગર તેને ઇનામ મળતું નથી ૬ મહેનત કરનાર
ખેડૂતને પ્રથમ ફળ મળવા જોઈએ ૭ હુ જે કહુ છુ તેનો વિચાર કર, કેમકે
સર્વ બાબતેની પ્રભુ તને સમજણ આપશે. ૮ ઈસુ ખ્રિસ્ત જેને મારી સુવાર્તા
પ્રમાણે મૂએલાઓમાથી ઉઠાડવામા આવ્યો, [ને] જે દાઊદના સંતાનનો છે, તેને
યાદ રાખ, ૯ તે [સુવાર્તા]ને લીધે હુ ગુનેગારની પેઠે બંદીખાનામા પડતા
સુધીનુ દુઃખ વેઠુ છુ, પણ દેવની વાત બંધનમા નથી ૧૦ તે માટે હુ
પસંદ કરેલાઓને સારૂ સઘળુ સહન કરૂ છુ, કે જેથી ખ્રિસ્ત ઈસુમા જે તારણ
છે તે [તારણ] તેઓ અનંત મહિમાસહિત પામે ૧૧ આ વચન વિશ્વાસ
કરવા યોગ્ય છે જો આપણે તેની સાથે મૂઆ, તો તેની સાથે જીવીશું પણ,
૧૨ જો આપણે [અંત સુધી] ટકી રહીએ તો તેની સાથે રાજ્ય પણ કરીશું;
જો આપણે તેનો નકાર કરીએ, તો તે આપણો પણ નકાર કરશે, ૧૩ જો
આપણે અવિશ્વાસી હોઈએ, તે પણ તે વિશ્વાસુ રહે છે, તે પોતાનો નકાર
કરી શકતો નથી

## શબ્દવાદ કરવા વિષે ચેતવણી

૧૪ તું આ વાતોનુ તેઓને સ્મરણ કરાવીને પ્રભુની સમક્ષ [તેઓને] એવો
હુકમ કર, કે જે ખાલી શબ્દવાદ કોઈ પણ રીતે ગુણકારી નથી, પણ તેને બદલે
સાંભળનારાને નુકસાનકારક છે, તે કોઈ ન કરે. ૧૫ જેને શરમાવાનું કંઈ કારણ
ન હોય એવી રીતે કામ કરનાર, સત્યના વચન સ્પષ્ટતાથી સમજાવનાર, અને
દેવને પસંદ પડે એવો સેવક થવાને પ્રયત્ન કર ૧૬ પણ અધર્મી અને ખાલી
બકબકાટથી અલગ રહે, કેમકે એવું કરનારા વધારે ને વધારે ધર્મભ્રષ્ટ થતા
જશે, ૧૭ અને તેઓની વાત ધારાની પેઠે ફેલાતી જશે [એવા માણસોમાંના]
હુમનાયસ તથા ફીલેતસ છે ૧૮ પુનરુત્થાન થઈ ગયુ છે એમ કહીને તેઓ

સત્ય વિષે ભૂલ ખાઈને કેટલાએકનો વિશ્વાસ ઉલટાવી નાખે છે. ૧૯ પણ દેવે નાખેલો પાયો દૃઢ રહે છે; તેના પર આ મુદ્રાછાપ મારેલી છે, કે જે પોતાનાં છે તેઓને પ્રભુ ઓળખે છે, અને આ પણ, કે જે કોઈ ખ્રિસ્તનું નામ લે છે તેણે પાપથી દૂર રહેવું. ૨૦ પણ મોટા ઘરમાં કેવળ સોનારૂપાનાં જ નહિ, પણ લાકડાનાં તથા માટીનાં પાત્રો પણ હોય છે; તેઓમાંનાં કેટલાંક ઉત્તમ કાર્યોને માટે ને કેટલાંક હલકાં કાર્યોને માટે હોય છે. ૨૧ એ માટે જો કોઈ પાછલાંથી પોતાને [દૂર રાખીને] શુદ્ધ રહે, તો તે ઉત્તમ કાર્યને સારૂ પવિત્ર કરેલું, સ્વામીને ઉપયોગી તથા સર્વ સારાં કામને માટે તૈયાર કરેલું પાત્ર થશે. ૨૨ વળી જુવાનીના વિષયોથી નાસી જા, પણ પ્રભુનું નામ શુદ્ધ હૃદયથી લેનારાઓની સાથે ન્યાયીપણું, વિશ્વાસ, પ્રેમ તથા શાંતિ પ્રાપ્ત કરવાને યત્ન કર. ૨૩ મૂર્ખતાથી ભરેલા તથા અજ્ઞાન વાદવિવાદોથી વિખવાદ ઉત્પન્ન થાય છે એમ સમજીને તેઓથી દૂર રહે. ૨૪ પણ પ્રભુના દાસે વિખવાદ કરવો નહિ, પણ તે સર્વ માણસો પ્રત્યે માયાળુ, શીખવવામાં બાહોશ, સહનશીલ, ૨૫ ને વિરોધીઓને નમ્રતાથી સમજાવનાર હોવો જોઈએ; કદાચને દેવ તેઓને પસ્તાવો [કરવાની બુદ્ધિ] આપે, જેથી તેઓને સત્યનું જ્ઞાન પ્રાપ્ત થાય; ૨૬ અને જેઓ શેતાનના ફાંદામાં ફસાયા છે તેઓની બુદ્ધિ ઠેકાણે આવે, અને તેમાંથી છૂટીને તેઓ પ્રભુની ઇચ્છા પૂરી કરવાને માટે તેના સેવકને આધીન થાય.

## ઝઝૂમી રહેલાં જોખમો

૩ પણ છેલ્લા સમયમાં સંકટના વખતો આવશે, એ વાત ધ્યાનમાં રાખ. ૨ કેમકે માણસો સ્વાર્થી, દ્રવ્યલોભી, આપવડાઈ કરનારા, ગર્વિષ્ઠ, નિંદક, માબાપનું સન્માન નહિ રાખનારા, કૃતઘ્ની, અધર્મી, ૩ પ્રેમરહિત, ક્રૂર, બટ્ટા મૂકનારા, સંયમ ન કરનારા, નિર્દય, શુભદ્વેષી, ૪ વિશ્વાસઘાતી, ઉદ્ધત, મદાંધ, દેવ પર નહિ પણ વિલાસ પર પ્રીતિ રાખનારા; ૫ ભક્તિભાવનું ડોળ દેખાડીને તેના સામર્થ્યનો સ્વીકાર નહિ કરનારા થશે: આવા માણસોથી તું દૂર રહે. ૬ કેમકે એઓમાંના કેટલાએક એવા છે કે જેઓ પારકા ઘરમાં પેસીને મૂર્ખ, પાપથી લદેલી, નાનાપ્રકારની દુર્વાસનાઓથી વહી ગએલી, ૭ હમેશાં શિક્ષણ લેનારી છતાં પણ સત્યનું જ્ઞાન પ્રાપ્ત નહિ કરી શકે એવી સ્ત્રીઓને પોતાને કબજે કરી લે છે. ૮ જેમ જાન્નેસ તથા જામ્બ્રેસ મુસાની સામા થયા, તેમ એવા માણસો પણ સત્યની સામા થાય છે; એઓ ભ્રષ્ટ મતિના, વિશ્વાસથી પતિત થએલા માણસો છે. ૯ પણ તેઓ આગળ ચાલવાના નથી; કેમકે જેમ એ [બન્ને]ની મૂર્ખતા પ્રગટ થઈ, તેમ તેઓની પણ સઘળાંની આગળ પ્રગટ થશે.

## તીમોથીની સલામતીનું સાધન

૧૦ પણ મારો ઉપદેશ, આચરણ, હેતુ, વિશ્વાસ, સહનશીલતા, પ્રેમ તથા ધીરજ ૧૧ ધ્યાનમાં રાખીને તથા મને જે સતાવણી થઈ તથા દુઃખો પડયાં, અને અંત્યોખમાં, ઈકોનીમાં તથા લુસ્ત્રામાં જે સતાવણી મેં [illegible]ન કરી તે

બધાંમાં તું મારી પાછળ ચાલ્યો; પણ આ સઘળાં દુઃખોમાંથી પ્રભુએ મને
છોડાવ્યો. ૧૨ જેઓ ખ્રિસ્ત ઈસુમાં ભક્તિભાવથી ચાલવા ઇચ્છે છે, તેઓ સઘળા
પર સતાવણી થશે જ. ૧૩ પણ દુષ્ટ માણસ તથા ધુતારાઓ ઠગીને તથા ઠગાઈને
વિશેષ દુરાચાર કરતા જશે. ૧૪ પણ જે વાતો તું શીખ્યો ને જેના વિષે તને
ખાતરી થઈ છે તેઓને વળગી રહે, કેમકે તું કોની પાસે શીખ્યો એ તને માલૂમ
છે; ૧૫ અને વળી તું બાળપણથી પવિત્ર શાસ્ત્ર જાણે છે, તે [પવિત્ર શાસ્ત્ર]
ઈસુ ખ્રિસ્ત પરના વિશ્વાસદ્વારા, તારણને સારૂ તને જ્ઞાન આપી શકે છે, તે પણ
તું જાણે છે. ૧૬ દરેક શાસ્ત્ર ઈશ્વરપ્રેરિત છે, તે બોધ, નિષેધ, સુધારા અને
ન્યાયીપણાના શિક્ષણને અર્થે ઉપયોગી છે; ૧૭ જેથી દેવનો ભક્ત સંપૂર્ણ તથા
સર્વ સારા કામ કરવાને સારૂ તૈયાર થાય.

૪ માટે દેવની સમક્ષ અને ખ્રિસ્ત ઈસુ જે જીવતાં તથા મૂએલાંનો ન્યાય
કરવાનો છે તેની સમક્ષ, ને તેના પ્રગટ થવાની તથા રાજ્યની [આણ
દઈને] હું તને આગ્રહપૂર્વક કહું છું, કે ૨ તું સુવાર્તા પ્રગટ કર; અનુકૂળ તથા
પ્રતિકૂળ પ્રસંગે તત્પર રહે; સંપૂર્ણ સહનશીલતાથી ઉપદેશ કરીને ઠપકો આપ,
ધમકાવ તથા ઉત્તેજન આપ. ૩ કેમકે એવો વખત આવશે કે જે વખતે તેઓ
શુદ્ધ ઉપદેશને સહન કરશે નહિ; પણ કાનમાં ખજવાળ આવવાથી તેઓ પોતાને
મનગમતા ઉપદેશકો પોતાને સારૂ ભેગા કરશે; ૪ તેઓ સત્ય તરફ આડા કાન
કરશે, અને કલ્પિત વાતો તરફ ફરશે. ૫ પરંતુ તું સર્વ બાબતોમાં સાવધ રહે,
દુઃખ સહન કર, સુવાર્તિકનું કામ કર, તારૂં સેવાકાર્ય પૂર્ણ કર. ૬ કેમકે હું
અત્યારે પેયાર્પણ તરીકે રેડાઉં છું, અને મારો પ્રયાણકાળ પાસે આવ્યો છે. ૭ હું
સારી લડાઈ લડ્યો છું, મેં દોડ પૂરી કરી છે, વિશ્વાસ રાખ્યો છે. ૮ હવે મારે
સારૂ ન્યાયીપણાનો મુગટ રાખી મૂકેલો છે, તે તે દહાડે પ્રભુ જે અદલ ઇન્સાફ
કરનાર ન્યાયાધીશ છે તે મને આપશે; અને કેવળ મને નહિ, પણ જે સર્વે
તેના પ્રગટ થવાની ઇચ્છા રાખે છે તેઓને પણ આપશે.

### અંગત સંદેશા તથા સલામ

૯ મારી પાસે વહેલો આવવાને તું યત્ન કરજે; ૧૦ કેમકે દેમાસ હાલના
જગત પર પ્રેમ રાખીને મને તજીને થેસ્સાલોનીકામાં જતો રહ્યો છે; ક્રેસ્કેન્સ
ગલાતીઆ ગયો, અને તીતસ દલમાતીઆ ગયો. ૧૧ એકલો લૂક મારી સાથે
છે. માર્કને તારી સાથે તેડતો આવજે, કેમકે સેવાને સારૂ તે મને ઉપયોગી છે.
૧૨ તુખીકસને મેં એફેસસ મોકલ્યો. ૧૩ જે ઝભ્ભો મેં ત્રોઆસમાં કાર્પસ
પાસે મૂક્યો છે તે, અને પુસ્તકો, પણ વિશેષે કરીને ચર્મપત્રો, આવતી વેળા
સાથે લેતો આવજે. ૧૪ આલેક્સાંદર કંસારાએ મને બહુ નુકસાન કર્યું છે;
તેનાં કામ પ્રમાણે પ્રભુ તેને બદલો આપશે; ૧૫ તેનાથી તું પણ ચેતીને રહેજે,
કેમકે તેણે અમારાં વચનોની સામે ઘણો વિરોધ દર્શાવ્યો છે. ૧૬ મારા પ્રથમ

બચાવનો ઉત્તર આપતી વખતે મારી પાસે કોઈ રહ્યું નહોતું, પણ સઘળા મને
મૂકીને ચાલ્યા ગયા હતા; [પ્રભુ] એ તેઓને લેખે ન ગણે. ૧૭ પરંતુ પ્રભુએ
મારી સાથે રહીને મને બળ આપ્યું; કે જેથી મારી મારફતે સુવાર્તા પૂરી રીતે
પ્રગટ થાય, અને સઘળા વિદેશીઓ તે સાંભળે; સિંહના મોંમાંથી હું બચી ગયો.
૧૮ પ્રભુ સર્વ દુષ્ટ હુમલાથી મારો બચાવ કરશે, અને પોતાના સ્વર્ગીય રાજ્યને સારૂ
મને સહીસલામત રાખશે; તેને સર્વકાળ મહિમા હો. આમેન.

૧૯ પ્રિસ્કા અને આકુલા તથા ઓનેસીફરસના કુટુંબનાં માણસોને ક્ષેમકુશળ
કહેજે. ૨૦ એરાસ્તસ કોરીંથમાં રહી ગયો; અને ત્રોફિમસને માંદો પડ્યાને
લીધે મેં મિલેતસમાં રહેવા દીધો. ૨૧ શિયાળા પહેલાં આવવાને યત્ન કરજે.
યુબુલસ, પુદેન્સ, લીનસ, કલાદીઆ તથા સર્વ ભાઈઓ તને ક્ષેમકુશળ કહે છે.

૨૨ પ્રભુ તારા આત્માની સાથે થાઓ. તારા પર કૃપા થાઓ.

———

# તીતસને
## પાઊલ પ્રેરિતનો પત્ર

### લેખકની સલામ

૧ સામાન્ય વિશ્વાસમાં મારા ખરા પુત્ર તીતસ જોગ લખિતંગ દેવનો દાસ
તથા ઈસુ ખ્રિસ્તનો પ્રેરિત પાઊલ, ૨ અનંતજીવન વિષેનું જે વચન, જે
દેવ કદી જૂઠું બોલી શકતો નથી તેણે અનાદિકાળથી આપ્યું, તે [અનંતજીવન]ની
આશામાં, દેવે પસંદ કરેલાઓનો વિશ્વાસ [દૃઢ કરવાને] માટે તથા ભક્તિભાવ
પ્રમાણેના જ્ઞાન[ના પ્રચાર]ને અર્થે, [હું પ્રેરિત થએલો છું]; ૩ યોગ્ય સમયે
[દેવે] સુવાર્તાદ્વારા પોતાનું વચન પ્રગટ કર્યું; આપણા તારનાર દેવની
આજ્ઞા પ્રમાણે એ સુવાર્તા [પ્રસિદ્ધ કરવાનું કામ] મને સોંપવામાં આવ્યું છે:
૪ દેવ બાપ તરફથી તથા આપણા તારનાર ખ્રિસ્ત ઈસુ તરફથી તને કૃપા તથા
શાંતિ થાઓ.

### વડીલોની નિમણૂક

૫ જે કામો અપૂરાં છે તે તું વ્યવસ્થિત કરે, અને તને મેં જે આજ્ઞા આપી
હતી તે પ્રમાણે તું નગરેનગર વડીલો ઠરાવે, માટે મેં તને ક્રીતમાં રાખ્યો.
૬ જો માણસ નિર્દોષ હોય, એક જ સ્ત્રીનો પતિ હોય, જેનાં છોકરાં વિશ્વાસી
હોય, અને જેઓના ઉપર બદફેલીનો આરોપ મૂકવામાં આવ્યો ન હોય એવાં
હોય, ને જેઓ ઉદ્ધત ન હોય [એવા માણસને ઠરાવવો]. ૭ કેમકે અધ્યક્ષ
દેવનો કારભારી છે, માટે તેણે નિર્દોષ હોવું જોઈએ; સ્વચ્છંદી કે તામસી કે મદ્યપી
કે મારનાર કે નીચ લાભનો લોભી, એવો નહિ [હોવો જોઈએ]; ૮ પણ પરોણા-
ગત કરનાર, સત્કર્મનો પ્રેમી, ઠરેલ, ન્યાયી, પવિત્ર તથા સંયમી; ૯ ઉપદેશ
પ્રમાણેનાં વિશ્વાસયોગ્ય વચનોને દૃઢતાથી વળગી રહેનાર એવો જોઈએ, એ સારુ
કે શુદ્ધ ઉપદેશ પ્રમાણે બોધ કરવાને તથા વિરોધીઓની દલીલોને તોડવાને તે
શક્તિમાન થાય.

### જૂઠા ઉપદેશકો

૧૦ કેમકે આડા, લવારો કરનારા તથા ઠગનારા ઘણા છે, તેઓ વિશેષે
કરીને સુન્નતીઓમાંના છે, ૧૧ તેઓનાં મોં બંધ કરવાં જોઈએ; તેઓ નીચ
લાભને માટે જે ઘટિત નથી તે શીખવીને આખાં કુટુંબોને ઊંધાં વાળે છે.
૧૨ તેઓમાંના કોઈએક પ્રબોધકે કહ્યું છે, કે

ક્રીતીઓ સદા જૂઠા, જંગલી પશુઓ [જેવા], આળસુ પેટભરા છે.

૧૩ આ સાક્ષી ખરી છે. તે કારણ માટે તેઓને સખત રીતે ધમકાવ,

૧૪કે તેઓ યહુદીઓની કલ્પિત કથાઓ પર તથા સત્યથી ફરી જનાર માણસોના
હુકમ પર ચિત્ત ન રાખતાં વિશ્વાસમાં દૃઢ રહે. ૧૫શુદ્ધોને મન સઘળું શુદ્ધ
છે; પણ ભ્રષ્ટ તથા અવિશ્વાસીઓને મન કંઈ પણ શુદ્ધ નથી; તેઓનાં મન
તથા અંતઃકરણ ભ્રષ્ટ થએલાં છે. ૧૬તેઓ દેવ વિષે જાણવાનો દાવો કરે છે, પણ
પોતાની કરણીઓથી તેઓ તેનો નકાર કરે છે; તેઓ ધિક્કારપાત્ર, આજ્ઞાભંગ
કરનારાં, ને સર્વ સારા કામને માટે નકામા છે.

## ખ્રિસ્તી વર્તન

૨ પણ શુદ્ધ ઉપદેશને જે શોભે છે તે વાતો તારે કહેવી: ૨વૃદ્ધોને
કહેવું, કે તમારે સંયમી, ગંભીર, ઠરેલ, અને વિશ્વાસમાં, પ્રેમમાં તથા
ધીરજમાં દૃઢ થવું જોઈએ; ૩વળી વૃદ્ધ સ્ત્રીઓને કહેવું, કે તમારે ધર્માનુસાર
આચરણ કરનારી, ચૂગલી કરનારી નહિ, ઘણો દ્રાક્ષારસ પીનારી નહિ, [પણ]
સારી શિખામણ આપનારી થવું જોઈએ; ૪એ સારૂ કે તેઓ જુવાન સ્ત્રીઓને
તેમના પતિ પર તથા બાળકો પર પ્રેમ રાખવાનું સમજાવે, ૫અને પ્રભુની
વાતની નિંદા ન થાય, માટે તેઓ તેમને મર્યાદાશીલ, પતિવ્રતા, ઘરનાં કામકાજ
કરનારી, માયાળુ થવાનું, તથા તેમના પતિને આધીન રહેવાનું સમજાવે.

૬તે પ્રમાણે જુવાન પુરુષોને ઠરેલ થવાને બોધ કર. ૭સારી કરણીઓ
કરીને તું પોતે સર્વ વાતે નમૂનારૂપ થા; તારા ઉપદેશમાં પવિત્રતા, ગંભીરતા,
૮અને જેમાં કંઈ પણ દોષ કાઢી ન શકાય, એવી ખરી વાતનો ઉપદેશ કર;
જેથી જેઓ વિરુદ્ધ પક્ષના હોય તેઓને આપણા વિષે કંઈ ભૂંડું બોલવાનું
[નિમિત્ત] ન મળવાથી તેઓ શરમાઈ જાય. ૯દાસોને પોતાના ધણીઓને આધીન
રહેવાને, સર્વ પ્રકારે તેમને રાજી રાખવાને, સામું ન બોલવાને, ૧૦ઉચાપત ન
કરવાને, પણ સર્વ બાબતમાં વિશ્વાસપાત્ર થવાને બોધ કર; જેથી તેઓ સર્વ વાતે
આપણા તારનાર દેવના સુબોધને દીપાવે.

## ખ્રિસ્તી આશા

૧૧કેમકે દેવની જે કૃપા સઘળાં માણસોનું તારણ કરે છે તે પ્રગટ થઈ છે;
૧૨તેથી આપણને એવું શિક્ષણ મળે છે, કે અધર્મ તથા વિષયવાસનાનો ત્યાગ
કરીને હાલના જમાનામાં ડાહપણથી, પ્રમાણિકપણે તથા ભક્તિભાવ રાખીને
વર્તવું; ૧૩અને ધન્ય આશાપ્રાપ્તિની [ઘડીની], અને મહાન દેવ તથા આપણા
તારનાર ઈસુ ખ્રિસ્તના મહિમાના પ્રગટ થવાની વાટ જોવી; ૧૪તેણે આપણે
સારૂ પોતાનું સ્વાર્પણ કર્યું, કે જેથી સર્વ અન્યાયથી તે આપણો ઉદ્ધાર કરે, અને
આપણને પવિત્ર કરીને પોતાને સારૂ ખાસ પ્રજા તથા સર્વ સારાં કામ કરવાને
આતુર એવા લોક તૈયાર કરે.

૧૫આ વાતો તું કહે, બોધ કર, અને પૂરા અધિકારથી ઠપકો દે. કોઈ
તારો અનાદર ન કરે.

## ખ્રિસ્તી ચાલચલગત અને તેનો પાયો

૩ તેઓએ રાજ્યસત્તાને આધીન રહેવું, અધિકારીઓના હુકમો માનવા, અને
સર્વ સારાં કામ કરવામાં તત્પર રહેવું, એવું તેઓના સ્મરણમાં લાવ;
૨ કોઈની નિંદા ન કરવી, ટંટાખોર નહિ, પણ નમ્ર રહીને સર્વ માણસોની
સાથે પૂરેપૂરા વિનયથી વર્તવું. ૩ કેમકે આપણે પણ પહેલાં અજ્ઞાન, અનાજ્ઞાંકિત,
ભ્રમણામાં પડેલા, ભિન્ન ભિન્ન વિષયો તથા વિલાસના દાસો, દ્વેષબુદ્ધિ અને
અદેખાઈ રાખનારા, તિરસ્કારપાત્ર તથા એકબીજાનો તિરસ્કાર કરનારા હતા.
૪ પણ દેવ આપણા તારનારની દયા તથા માણસો પરની તેની પ્રીતિ પ્રગટ થઈ,
૫ ત્યારે આપણાં પોતાનાં કરેલાં ન્યાયીપણામાંનાં કૃત્યોથી નહિ, પણ તેની
દયાથી પુનર્જન્મના સ્નાનથી તથા પવિત્ર આત્માથી [થએલા] નવીનકરણથી
તેણે આપણને તાર્યા; ૬ તે [પવિત્ર આત્મા]ને તેણે આપણા તારનાર ઈસુ
ખ્રિસ્તદ્વારા આપણા ઉપર પુષ્કળ રેડયો છે; ૭ જેથી આપણે તેની કૃપાથી
ન્યાયી ઠરીને [આપણી] આશા પ્રમાણે અનંતજીવનના વારસ થઈએ. ૮ એ
વાત વિશ્વાસયોગ્ય છે; અને જેઓએ દેવ પર વિશ્વાસ રાખ્યો તેઓ સારાં
કામ કરવાની કાળજી રાખે, માટે આ વાતો તું તેઓનાં મનમાં ઠસાવ્યા કરે,
એવી મારી ઇચ્છા છે. આ બાબતો સારી તથા માણસોને હિતકારક છે;
૯ પણ મૂર્ખતાભરેલા વાદવિવાદો, વંશાવળીઓ, કજિયા તથા નિયમશાસ્ત્ર વિષેની
તકરારોથી અલગ રહે; કેમકે એવી બાબતો નિરુપયોગી તથા નકામી છે.
૧૦ એક વાર અને બીજી વાર ચેતવણી આપ્યા પછી પાખંડી માણસને દૂર કર;
૧૧ એમ જાણવું કે એવો માણસ ધર્મભ્રષ્ટ થએલો છે, અને પોતે દોષિત છે એમ
જાણ્યા છતાં પાપ કરે છે.

### છેવટના સંદેશા

૧૨ જ્યારે હું તારી પાસે આર્તેમાસ કે તુખીકસને મોકલીશ ત્યારે મારી પાસે
નિકોપોલીસ આવવાને યત્ન કરજે; કેમકે ત્યાં શિયાળો ગાળવાનું મેં ઠરાવ્યું છે.
૧૩ ઝેનાસ શાસ્ત્રીને તથા આપોલસને એવી ગોઠવણ કરીને રવાના કરજે કે તેમને
માર્ગમાં કશાની તંગી ન પડે. ૧૪ વળી આપણા લોકો નિરુપયોગી ન થાય, માટે
તેઓ જરૂરના ખરચને સારૂ સારા ધંધારોજગાર કરવાનું શીખે.

૧૫ મારી સાથેના સઘળા તને ક્ષેમકુશળ કહે છે. વિશ્વાસમાંના જેઓ આપણા
પર પ્રેમ રાખે છે તેમને ક્ષેમકુશળ કહેજે.

' તમ સર્વ પર કૃપા થાઓ.

# ફિલેમોનને
## પાઊલ પ્રેરિતનો પત્ર

### પ્રસ્તાવના

૧ અમારા સહકારી વહાલા ફિલેમોન, બહેન આપ્ફીઆ, અમારા સાથી સૈનિક
આર્ખિપસ તથા તારા ઘરમાંની મંડળી જોગ લખિતંગ ૨ ખ્રિસ્ત ઈસુનો
બંદીવાન પાઊલ તથા ભાઈ તીમોથી: ૩ દેવ આપણા બાપ તથા પ્રભુ ઈસુ ખ્રિસ્ત
તરફથી તમને કૃપા તથા શાંતિ થાઓ.

### નાસી ગએલા દાસના હકમાં અરજ

૪ પ્રભુ ઈસુ પરના તથા સર્વ સંતો પરના તારા પ્રેમ તથા વિશ્વાસ વિષે
૫ સાંભળવાથી તારૂં સ્મરણ કરીને સર્વદા મારી પ્રાર્થનાઓમાં હું મારા દેવની
ઉપકારસ્તુતિ કરૂં છું. ૬ કે આપણામાં જે સર્વ સારૂં છે તેનું જ્ઞાન થયાથી
તારા વિશ્વાસનું ભાગિયાપણું ખ્રિસ્તના મહિમાને સારૂ સફળ થાય. ૭ કારણ કે
તારા પ્રેમથી મને ઘણો લાભ થયો છે તથા દિલાસો મળ્યો છે; કેમકે, ઓ ભાઈ,
તારાથી સંતોનાં હૃદય ઉત્તેજીત થયાં છે.

૮ જો કે જે યોગ્ય છે તે તને આજ્ઞારૂપે કહેવાને મને ખ્રિસ્તથી પૂરી છૂટ
છે ખરી, ૯ તોપણ હું પાઊલ વૃદ્ધ તથા હમણાં ખ્રિસ્ત ઈસુનો બંદીવાન
હોવાથી બીજી રીતે, એટલે પ્રેમપૂર્વક, તને વિનંતી કરૂં છું: ૧૦ ઓનેસીમસ
આ બંદીખાનામાં જે મારો ધર્મપુત્ર થયો છે તેને વિષે હું તને વિનંતી
કરૂં છું. ૧૧ અગાઉ તે તને ઉપયોગી નહોતો, પણ હમણાં તે તને તથા
મને પણ ઉપયોગી છે; ૧૨ તેને પોતાને, એટલે મારા ખુદ હૃદય [જેવા]ને
મેં તારી પાસે પાછો મોકલ્યો છે. ૧૩ તેને હું મારી પાસે રાખવા ચહાતો
હતો, કે સુવાર્તાને લીધે હું બંદીખાનામાં છું એ દરમિયાન તારા બદલામાં
તે મારી સેવા કરે. ૧૪ પણ તારો ઉપકાર પરાણે નહિ, પણ રાજીખુશીથી
થાય, એ માટે તારી મરજી જાણ્યા વિના કંઈ કરવાની મારી ઇચ્છા
નહોતી. ૧૫ કેમકે તે હમેશાં તારી પાસે રહે, એ માટે જ કદાચ તે થોડો
વખત વેગળો થયો હશે; ૧૬ પણ હવે પછી તે દાસના જેવો નહિ, પણ
દાસથી અધિક, એટલે વહાલા ભાઈના જેવો છે, મને તો તે વિશેષે
કરીને એવો જ છે, પણ તને તો દેહમાં તથા પ્રભુમાં કેટલો બધો વિશેષ છે!
૧૭ માટે જો તું મને ભાગીદાર ગણે, તો તું જેમ મારો અંગીકાર કરે
તેમ તેનો અંગીકાર કરજે. ૧૮ જો તેણે તારો કંઈ અન્યાય કર્યો હોય, કે
તેની પાસે તારૂં કંઈ લેણું હોય તો તે મારે ખાતે લખજે; ૧૯ હું પાઊલ

મારે પોતાને હાથે લખું છું, કે હું તે વાળી આપીશ; ખરૂં જોતાં તું તારા પંડનો
મારો કરજદાર છે, પણ તે વિષે હું તને કશું કહેતો નથી. ૨૦ હા, ભાઈ, તારાથી
પ્રભુમાં મને આનંદ થાય; ખ્રિસ્તમાં મારૂં હૃદય શાંત કર.

૨૧ તું [મારૂં કહ્યું] માનીશ એવો ભરોસો રાખીને હું આ પત્ર લખું છું.
કેમકે હું જાણું છું કે હું જે કહું છું તે કરતાં પણ તું વધારે કરીશ.

## સમાપ્તિ

૨૨ વળી મારે સારૂ ઉતારો તૈયાર રાખજે; કેમકે હું આશા રાખું છું કે તમારી
પ્રાર્થનાઓદ્વારા મારૂં તમારી પાસે આવવાનું થશે.

૨૩ ખ્રિસ્ત ઈસુમાં મારો સાથી બંદીવાન એપાફ્રાસ, ૨૪ મારા સાથી કામ
કરનારા માર્ક, આરીસ્તાર્ખસ, દેમાસ તથા લુક, [એ સર્વે] તને ક્ષેમકુશળ કહે છે.

૨૫ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા તમારા આત્મા પર થાઓ.



# હેબ્રીઓને પત્ર

## પ્રસ્તાવના

૧ પ્રાચીન કાળમાં પ્રબોધકોદ્વારા આપણા પૂર્વજોની સાથે દેવ અનેકવાર તથા
અનેક પ્રકારે બોલ્યો, ૨ તે આ છેલ્લા સમયમાં પુત્ર, કે જેને તેણે
સઘળાંનો વારસ ઠરાવ્યો, અને વળી જેના વડે તેણે જગતોને ઉત્પન્ન કર્યાં, તેદ્વારા
આપણી સાથે બોલ્યો. ૩ તે તેના ગૌરવનું તેજ તથા તેના સત્ત્વની આબેહુબ
પ્રતિમા છે, અને પોતાના પરાક્રમના શબ્દથી સઘળાંને નિભાવી રાખે છે; તે
પાપનું પ્રાયશ્ચિત્ત કરીને મહાન [પિતા]ની જમણી તરફ ઉચ્ચસ્થાને બેઠો છે.
૪ તેને દૂતો કરતાં જેટલે દરજ્જે વધારે ચડિયાતું નામ વારસામાં મળ્યું છે,
તેટલે દરજ્જે તે તેઓ કરતાં ઉત્તમ થયો છે.

## ઈશ્વરનો પુત્ર દૂતો કરતાં ચડિયાતો

૫ કેમકે તેણે કયા દૂતને કદી એમ કહ્યું છે, કે
તું મારો પુત્ર છે,
આજે મેં તને જન્મ આપ્યો છે?
અને વળી,
હું તેનો બાપ થઈશ,
અને તે મારો પુત્ર થશે?
૬ વળી જ્યારે તે પ્રથમજનિતને જગતમાં લાવે છે, ત્યારે તે કહે છે, કે દેવના
સર્વ દૂતો તેનું ભજન કરો. ૭ વળી દૂતો સંબંધી તે એમ કહે છે, કે
તે પોતાના દૂતોને વાયુરૂપ,
અને પોતાના સેવકોને અગ્નિની જ્વાળારૂપ કરે છે;
૮ પણ પુત્ર વિષે તે કહે છે,
ઓ દેવ, તારું રાજ્યાસન સનાતન છે;
અને તારો રાજદંડ ન્યાયીપણાનો દંડ છે.
૯ તેં ન્યાયીપણા પર પ્રીતિ રાખી છે, અને અન્યાય પર દ્વેષ કર્યો છે;
એ માટે દેવે, એટલે તારા દેવે, તને તારા સાથીઓ કરતા અધિક
[ગણીને]
આનંદરૂપી તેલથી અભિષિક્ત કર્યો છે.
૧૦ વળી,
ઓ પ્રભુ, આરંભમાં તેં પૃથ્વીનો પાયો નાખ્યો,
અને આકાશો તારા હાથની કૃતિ છે:

૧૧ તેઓ નાશ પામશે, પણ તું કાયમ રહે છે;
વસ્ત્રની પેઠે તેઓ સર્વે જીર્ણ થઈ જશે;
૧૨ તું ઝભ્ભાની પેઠે તેઓને વાળી લઈશ,
અને વસ્ત્રની પેઠે તેઓને બદલવામાં આવશે;
પણ તું એવો ને એવો જ છે,
ને તારાં વર્ષોનો અંત કદી આવશે નહિ.
૧૩ પણ તેણે કયા દૂતને કદી એમ કહ્યું છે, કે
હું તારા શત્રુઓને તારું પાયાસન કરું,
ત્યાં સુધી તું મારે જમણે હાથે બેસ?

૧૪ શું તેઓ સર્વે સેવા કરનારા આત્મા નથી, તેઓને તારણનો વારસો પામનારાઓની સેવા કરવા સારૂ બહાર મોકલી દેવામાં આવ્યા નથી?

૨ તેથી જે વાતો આપણા સાંભળવામાં આવી, તે ઉપર આપણે વધારે કાળજીપૂર્વક લક્ષ રાખવું જોઈએ, રખેને આપણે [તેનાથી દૂર] ખેંચાઈ જઈએ. ૨ કેમકે દૂતોદ્વારા કહેલું વચન જો સત્ય ઠર્યું, અને દરેક પાપનું તથા આજ્ઞાભંગનું યોગ્ય ફળ મળ્યું; ૩ તો આપણે એવા મહાન તારણ વિષે બેદરકાર રહીએ તો શી રીતે બચીશું? તે [તારણની વાત] પ્રથમ પ્રભુએ પોતે કરી, પછી તેને સાંભળનારાઓએ અમને તેની ખાતરી કરી આપી; ૪ તેઓની સાથે દેવ પણ ચિહ્નોથી, અદ્ભુત કૃત્યોથી, નાનાપ્રકારના ચમત્કારોથી તથા પોતાની ઇચ્છા પ્રમાણે પવિત્ર આત્માએ આપેલાં દાનથી સાક્ષી આપતો રહ્યો.

૫ કેમકે જે આવનાર યુગ સંબંધી અમે વાત કરીએ છીએ, તેને તેણે દૂતોના તાબામાં મૂક્યો નહિ. ૬ પણ એક સ્થળે કોઈએક એવી સાક્ષી પૂરી છે, કે

માણસ તે કોણ છે, કે તું તેનું સ્મરણ કરે છે?
અથવા મનુષ્યપુત્ર કોણ, કે તું તેની મુલાકાત લે છે?
૭ તેં તેને દૂતો કરતાં થોડી વાર સુધી ઊતરતો કર્યો છે;
તેં તેના પર ગૌરવ તથા માનનો મુગટ મૂક્યો છે,
અને તારા હાથનાં કામ પર તેને અધિકાર આપ્યો છે;
૮ તેં તેના પગ તળે સઘળું મૂક્યું છે.

તો સઘળું તેને સ્વાધીન કરવાથી તેને સ્વાધીન ન કર્યું હોય એવું તેણે કંઈ રહેવા દીધું નહિ. પણ સઘળું તેને સ્વાધીન કર્યું, એમ હજુ સુધી આપણી નજરે પડતું નથી. ૯ પણ ઈસુ, જેને દેવની કૃપાથી સર્વ મનુષ્યોને સારૂ મરણ પામવાને અર્થે દૂતો કરતાં થોડી વાર સુધી ઊતરતો કરવામાં આવ્યો, અને પછી મરણ સહેવાને લીધે જેના પર ગૌરવ તથા માનનો મુગટ મૂકવામાં આવ્યો, તેને જોઈએ છીએ. ૧૦ કેમકે જેને અર્થે સઘળાં છે તથા જેનાથી સઘળાં [ઉત્પન્ન થયાં] છે, તેને એ ઘટિત હતું, કે તે ઘણા દીકરાઓને ગૌરવમાં લાવતાં તેઓના

તારણના અધિકારીને દુઃખદ્વારા પરિપૂર્ણ કરે. ૧૧ કેમકે જે પવિત્ર કરે છે, ને
જેઓને પવિત્ર કરવામાં આવે છે તેઓ સર્વ એકથી જ છે; એ માટે તે તેઓને
ભાઈઓ કહેવાને શરમાતો નથી; ૧૨ તે કહે છે, કે

હું તારૂં નામ [મારા] ભાઈઓને પ્રગટ કરીશ,
મંડળીમાં સ્તોત્રો ગાઈને હું તારી સ્તુતિ કરીશ.

૧૩ અને વળી, "હું તેના પર ભરોસો રાખીશ." અને વળી, "જુઓ, હું
તથા જે છોકરાં દેવે મને આપ્યાં છે તેઓ." ૧૪ તો છોકરાં માંસ તથા
લોહીનાં [બનેલાં] હોય છે, માટે તે પણ તેજ રીતે તેઓનો ભાગીદાર થયો;
કે જેથી તે પોતે મરણ પામીને મરણ પર સત્તા ધરાવનારનો, એટલે શેતાનનો
નાશ કરે; ૧૫ અને મરણની બીકથી જેઓ આખા જીવનપર્યંત દાસત્વમાં
હતા તેઓને મુક્ત કરે. ૧૬ કેમકે ખચીત તે દૂતોને હાથ દેતો નથી, પણ
ઈબ્રાહીમના સંતાનને તે હાથ દે છે. ૧૭ તેથી તેને સઘળી બાબતોમાં પોતાના
ભાઈઓના જેવા થવું જોઈતું હતું, જેથી તે લોકોનાં પાપનું પ્રાયશ્ચિત્ત કરવાને
દેવને લગતી બાબતોમાં દયાળુ તથા વિશ્વાસુ પ્રમુખયાજક થાય. ૧૮ કેમકે તેનું
પરીક્ષણ થવાથી તેણે દુઃખ સહન કર્યાં, તેથી જેઓનું પરીક્ષણ થાય છે તેઓને
સહાય કરવાને તે શક્તિમાન છે.

## ખ્રિસ્ત મુસા કરતાં ચડિયાતો

૩ એ માટે, ઓ પવિત્ર ભાઈઓ, સ્વર્ગીય તેડાના ભાગીદાર, આપણે જે
સ્વીકાર્યું છે તેના પ્રેરિત તથા પ્રમુખયાજક ઈસુ પર લક્ષ રાખો. ૨ જેમ
મુસા પણ તેના આખા ઘરમાં વિશ્વાસુ હતો, તેમ એ પોતાના નીમનાર પ્રત્યે
વિશ્વાસુ હતો. ૩ કેમકે જેમ ઘર કરતાં ઘર બાંધનારને વિશેષ માન [ઘટે]
છે, તેમ એને મુસા કરતાં વિશેષ માન મળવાને યોગ્ય ગણવામાં આવ્યો છે.
૪ કેમકે દરેક ઘર કોઈએ બાંધ્યું છે; પણ સઘળી વસ્તુઓનો સરજનહાર તો
દેવ છે. ૫ મુસા તો જે વાત પ્રગટ થવાની હતી તેની સાક્ષી પૂરવા સારૂ,
[દેવના] આખા ઘરમાં સેવકની પેઠે વિશ્વાસુ હતો ખરો; ૬ પણ ખ્રિસ્ત
તો પુત્ર તરીકે [દેવના] ઘર પર વિશ્વાસુ હતો; જો આપણે અંત સુધી હિંમત
તથા આશાનું અભિમાન દૃઢ રાખીએ, તો આપણે તેનું ઘર છીએ. ૭ એ માટે
જેમ પવિત્ર આત્મા કહે છે તેમ,

જો તમે આજ તેની વાણી સાંભળો,
૮ તો જેમ ક્રોધકાળે, એટલે રાનમાંના પરીક્ષણના સમયમાં,
તમે તમારાં હૃદય કઠણ કર્યાં તેમ કરો મા.
૯ ત્યાં તમારા પૂર્વજોએ મને પારખીને મારૂં પરીક્ષણ કર્યું,
અને ચાળીસ વરસ સુધી મારાં કામ જોયાં.
૧૦ તેથી તે જમાનાના લોક પર હું નારાજ થયો,
અને મેં કહ્યું, કે તેઓ પોતાનાં હૃદયમાં સદા અવળે માર્ગે જાય છે;

તેઓએ મારા માર્ગ જાણ્યા નહિ.
૧૧ માટે તેઓ મારા વિશ્રામમાં પ્રવેશ કરશે નહિ,
એવા મેં મારા ક્રોધાવેશમાં સમ ખાધા.
૧૨ હે ભાઈઓ, તમે સાવધ રહો, રખેને તમારામાંના કોઈનું હૃદય અવિશ્વાસના
કારણથી ભૂંડું થાય, અને તેમ તે જીવતા દેવથી દૂર જાય;

## છેવટ સુધી વિશ્વાસુ રહેવાની અગત્ય

૧૩ પણ જ્યાં સુધી 'આજ' કહેવાય છે, ત્યાં સુધી તમે દિનપ્રતિદિન એક-
બીજાને ઉત્તેજન આપો, કે પાપના કપટથી તમારામાંનો કોઈ કઠણ [હૃદયનો] ન
થાય. ૧૪ કેમકે જો આપણે આરંભમાં રાખેલો ભરોસો અંત સુધી દૃઢ રાખીએ,
તો આપણે ખ્રિસ્તના ભાગીદાર થયા છીએ. ૧૫ કેમકે કહેવું છે, કે

આજ જો તમે તેની વાણી સાંભળો,
તો જેમ કોપકાળે તમે તમારાં હૃદય કઠણ કર્યાં તેમ કરો મા.

૧૬ કેમકે [તે વાણી] સાંભળ્યા છતાં કોણે ક્રોધ ઉત્પન્ન કર્યો? શું જેઓ મુસાની
આગેવાની નીચે મિસરમાંથી બહાર આવ્યા તે સઘળાએ નહિ? ૧૭ વળી ચાળીસ
વરસ સુધી તે કોના ઉપર નારાજ થયો? શું જેઓએ પાપ કર્યાં, જેઓનાં
મુડદાં અરણ્યમાં પડ્યાં, તેઓના પર નહિ? ૧૮ અને જેઓએ માન્યું નહિ
તેઓ વગર બીજા કોને વિષે તેણે સમ ખાઈને કહ્યું, કે તેઓ મારા વિશ્રામમાં
પ્રવેશ કરશે નહિ? ૧૯ તો આપણે જોઈએ છીએ કે અવિશ્વાસને લીધે તેઓ
પ્રવેશ કરી શક્યા નહિ.

૪ એ માટે આપણે બીવું જોઈએ, રખેને તેના વિશ્રામમાં પ્રવેશ કરવાનું
વચન હજી મળી રહ્યા છતાં તમારામાંનો કોઈ કદાચ પછાત પડેલો માલૂમ
પડે. ૨ કેમકે જેમ તેઓને તેમ આપણને પણ સુવાર્તા પ્રગટ કરવામાં આવેલી
છે; પણ સાંભળેલી વાત તેઓને લાભકારક થઈ નહિ, કેમકે જેઓએ [ધ્યાન
દઈને] સાંભળ્યું તેઓની સાથે તેઓ વિશ્વાસમાં એક થયા નહિ. ૩ આપણે
વિશ્વાસ કરનારા વિશ્રામમાં પ્રવેશ કરીએ છીએ; જેમ તેણે કહ્યું છે, કે

મેં મારા ક્રોધમાં સમ ખાધા, કે
તેઓ મારા વિશ્રામમાં પ્રવેશ કરશે નહિ;

જો કે જગતના આરંભથી કામો પૂરાં થએલાં હતાં. ૪ કેમકે એક ઠેકાણે તેણે
સાતમા દહાડા વિષે કહ્યું છે, કે સાતમે દહાડે દેવે પોતાનાં સર્વ શ્રમથી [નિવૃત્ત
થઈને] વિશ્રામ લીધો. ૫ અને વળી એ જ ઠેકાણે તે કહે છે, કે

તેઓ મારા વિશ્રામમાં પ્રવેશ કરશે નહિ.

૬ તો કેટલાએકને તેમાં પ્રવેશ કરવાનું બાકી છે, અને જેઓને અગાઉ સુવાર્તા
પ્રગટ કરવામાં આવેલી હતી, તેઓએ આજ્ઞાનો ભંગ કર્યો, તેથી તેઓ પ્રવેશ
કરી શક્યા નહિ, ૭ માટે એટલી બધી વાર પછી ફરીથી મુકરર દિવસ ઠરાવીને,

જેમ આગાઉ કહેવામાં આવ્યું હતું તેમ, તે દાઊદદ્વારા કહે છે, કે આજ,

આજ જો તમે તેની વાણી સાંભળો,
તો તમે તમારાં હૃદય કઠણ કરો મા.

૮ કેમકે જો યહોશુઆએ તેઓને [ખરો] વિશ્રામ આપ્યો હોત, તો ત્યાર પછી
[દેવ] બીજા દહાડા સંબંધી ન કહેત. ૯ એ માટે દેવના લોકોને સારૂ વિશ્રામનો
વાર હજી રહેલો છે. ૧૦ કેમકે જેમ દેવ પોતાનાં [કામો]થી [વિશ્રામ લીધો], તેમ
[દેવ]ના વિશ્રામમાં જેણે પ્રવેશ કર્યો છે તેણે પણ પોતાનાં કામથી વિશ્રામ લીધો
છે. ૧૧ એ માટે આપણે તે વિશ્રામમાં પ્રવેશ કરવાને ખંત રાખીને યત્ન
કરીએ, રખેને એ જ આજ્ઞાભંગના ઉદાહરણ પ્રમાણે કોઈ પતિત થાય. ૧૨ કેમકે
દેવનો શબ્દ જીવંત, સમર્થ તથા બેધારી તરવાર કરતાં પણ વિશેષ તીક્ષ્ણ છે,
તે જીવ તથા આત્માને અને સાંધા તથા મજ્જાને જુદાં પાડે એટલે સુધી
વીંધનારો છે, અને હૃદયના વિચારોને તથા ભાવનાઓને પારખનાર છે. ૧૩ તેની
આગળ કોઈ પણ સૃષ્ટ વસ્તુ ગુપ્ત નથી; પણ જેની સાથે આપણને કામ છે,
તેની દૃષ્ટિમાં સઘળાં નાગાં તથા ઉઘાડાં છે.

## હારૂન કરતાં ચડિયાતો પ્રમુખ યાજક

૧૪ તો આકાશમાં થઈને જે પાર ગએલો છે, એવો મોટો પ્રમુખયાજક, એટલે
દેવનો પુત્ર ઈસુ આપણને છે, માટે આપણે જે માની લીધું છે તે દૃઢતાથી પકડી
રાખીએ. ૧૫ કેમકે આપણી નિર્બળતા પર જેને દયા આવી શકે નહિ એવો
નહિ, પણ સર્વ વાતે જે આપણી પેઠે પરીક્ષણ પામેલો છતાં નિષ્પાપ રહ્યો
એવો આપણો પ્રમુખયાજક છે. ૧૬ એ માટે દયા પામવાને, તથા અગત્યને
પ્રસંગે સહાયને સારૂ કૃપા પ્રાપ્ત કરવાને, આપણે હિંમતથી કૃપાસનની પાસે
આવીએ.

૫ કેમકે દરેક પ્રમુખયાજક માણસોમાંથી પસંદ કરેલો હોવાને લીધે દેવ
સંબંધીની બાબતોમાં માણસોને માટે નીમેલો છે, જેથી તે પાપોને સારૂ
અર્પણો તથા બલિદાનો આપે; ૨ અને તે પોતે પણ નિર્બળતાથી ઘેરાએલો છે, તેથી
તે અજ્ઞાનીઓ તથા ભૂલ ખાનારાઓ પ્રત્યે સહાનુભૂતિથી વર્તી શકે છે. ૩ તે
કારણને લીધે તેણે જેમ લોકોને સારૂ તેમ પોતાને સારૂ પણ પાપોને માટે અર્પણ
કરવું જોઈએ. ૪ અને હારૂનની પેઠે જેને દેવે બોલાવ્યો હોય તે સિવાય કોઈ
બીજો પોતે આ માન લેતો નથી. ૫ એ જ રીતે ખ્રિસ્તે પણ પ્રમુખયાજક થવાનું
માન પોતે લીધું નહિ, પણ જેણે તેને કહ્યું, કે

તું મારો દીકરો છે,
આજ મેં તને જન્મ આપ્યો છે,

તેણે [તેને તે માન આપ્યું]. ૬ વળી તે જ પ્રમાણે બીજે ઠેકાણે પણ તે કહે છે, કે
મેલ્ખીસેદેકના ધારા પ્રમાણે,

હું સનાતન યાજક છે.

૭તેના દેહધારીપણાના સમયમા તેને મરણથી છોડાવવાને જે શક્તિમાન હતો,
તેની પાસે તેણે મોટે ઘાટે તથા આસુસહિત પ્રાર્થના તથા કાલાવાલા કર્યા, અને
તેણે [દેવનો] ડર રાખ્યો, માટે તેની [પ્રાર્થના] સાભળવામા આવી, ૮અને
તે પુત્ર હતો, તે છતા પણ પોતે જે જે [સકટો] સહન કર્યા તેથી તે આજ્ઞાપાલન
શીખ્યો ૯અને પરિપૂર્ણ થઈને તે પોતાની આજ્ઞા પાળનારા સર્વને સારૂ અનંત
તારણનુ કારણ થયો; ૧૦તેને મેલ્ખીસેદેકના ધારા પ્રમાણે દેવે પ્રમુખયાજકનું
નામ આપ્યુ

## ખ્રિસ્તી માર્ગમાં આગળ વધવાની અગત્ય

૧૧આ [મેલ્ખીસેદેક] વિષે અમારે ઘણુ કહેવાનુ છે, પણ એનો અર્થ
સમજાવવો કઠણ છે, કેમકે તમે સાભળવામા મદ થયા છો ૧૨કેમકે આટલા
વખતમા તો તમારે ઉપદેશક થવું જોઈતું હતું, પણ અત્યારે તો દેવના વચનના
મૂળતત્વ શા છે, એ કોઈ તમને ફરી શીખવે એવી અગત્ય છે; અને જેઓને
દૂધની અગત્ય હોય, ને ભારે ખોરાકની નહિ, એવા તમે થયા છો ૧૩કેમકે
જે કોઈ દૂધ પીએ છે તે ન્યાયીપણા સબંધી બીનઅનુભવી છે, કેમકે તે બાળક જ
છે, ૧૪પણ જેઓ પુખ્ત ઉમરના છે, એટલે જેઓની ઇદ્રિયો ખરૂખોટુ પારખવામા
કેળવાએલી છે, તેઓને સારૂ ભારે ખોરાક છે

૬ એ માટે, ખ્રિસ્ત વિષેના મૂળતત્વોનો ઉપદેશ પડતો મૂકીને આપણે સપૂર્ણતા
સુધી આગળ વધીએ, અને નિર્જીવ કામો સબંધીના પસ્તાવાનો તથા દેવ
પરના વિશ્વાસનો, ૨તથા બાપ્તિસ્માઓ સબંધીના ઉપદેશનો તથા હાથ મૂકવાનો
તથા મરી ગએલાઓના પુનરુત્થાનનો તથા અનંતકાળના ન્યાયકરણનો ફરીથી
પાયો ન નાખીએ ૩અને જો દેવની ઇચ્છા હોય તો આપણે એમ કરીશું
૪કેમકે જેઓ એકવાર પ્રકાશિત થયા, જેઓએ સ્વર્ગીય દાનોનો અનુભવ
લીધો જેઓ પવિત્ર આત્માના ભાગીદાર પણ થયા, ૫અને જેઓએ દેવના
ઉત્તમ વચનોનો તથા આવનાર યુગના પરાક્રમનો અનુભવ કર્યો, ૬અને ત્યાર
પછી પતિત થયા, તેઓની પાસે નવેસરથી પસ્તાવો કરાવવો એ અશક્ય છે;
કેમકે તેઓ પોતામા દેવના પુત્રને ફરીથી વધસ્તભે જડાવે છે, અને ખુલ્લી રીતે
તેનુ અપમાન કરે છે ૭કેમકે જે ભૂમિ પોતાના પર વારવાર પડતા વરસાદનું
શોષણ કરે છે, અને જેઓ તેને ખેડે છે તેમને માટે તે ઉપયોગી વનસ્પતિ
ઉત્પન્ન કરે છે, તેને દેવ આશીર્વાદ આપે છે, ૮પણ જેમાં કાંટા તથા
ઝાખરા ઊગે છે, તેને નાપસદ કરવામા આવે છે, અને તે શાપનજ઼ીક થએલી
છે, પરિણામે તે બાળી નખાવાની છે

૯પણ, પ્રિય બધુઓ, જો કે અમે આ પ્રમાણે કહીએ છીએ તો પણ તમારા
સબંધી એ કરતાં અમને સારી અને તારણને લગતી બાબતોની ખાતરી છે,

૧૦ કેમકે દેવ તમારા કામને તથા તેના નામ પ્રત્યે તમે જે પ્રીતિ દેખાડી છે, અને
સંતોની જે સેવા કરી છે, અને હજુ કરો છો, તેને વીસરે એવો અન્યાયી નથી.
૧૧ અને અમે અંતઃકરણપૂર્વક ઇચ્છા રાખીએ છીએ કે તમારામાંનો દરેક [તમારી]
આશા પરિપૂર્ણ થવાને માટે, એવો જ ઉત્સાહ અંત સુધી દેખાડે; ૧૨ માટે તમે
મંદ ન પડો, પણ જેઓ વિશ્વાસ તથા ધીરજથી વચનોના વારસ છે તેઓનું
અનુકરણ કરો.

## ઈશ્વરનાં વચનો આશાપ્રેરક છે

૧૩ કેમકે દેવે ઈબ્રાહીમને વચન આપ્યું ત્યારે પોતાના કરતાં કોઈ શ્રેષ્ઠ નહોતો કે
જેના સમ તે ખાય, માટે તેણે પોતાના જ સમ ખાઈને કહ્યું, કે ૧૪ ખરેખર હું
તને નક્કી આશીર્વાદ દઈશ, અને તારો વિસ્તાર નિશ્ચે વધારીશ. ૧૫ એ પ્રમાણે,
ધીરજ રાખ્યા પછી તેને વચનનું ફળ મળ્યું. ૧૬ માણસો પોતાના કરતાં જેઓ
શ્રેષ્ઠ હોય તેના સમ ખાય છે; અને સોગનથી તેઓની સર્વ તકરારોનો અંત
આવે છે. ૧૭ તે પ્રમાણે દેવ પોતાના સંકલ્પની નિશ્ચયતા વચનના વારસોને દેખાડ-
વાની ઇચ્છા રાખીને સમ ખાઇને વચ્ચે પડ્યો; એ માટે કે ૧૮ [એ વચન તથા સમ]
જેમાં દેવથી જૂઠું બોલી શકાતું નથી, એવી બે નિશ્ચળ વાતોથી આપણને, એટલે
આગળ મૂકેલી આશા પકડવા સારૂ આશ્રયને માટે દોડનારાને, ઘણું ઉત્તેજન
મળે. ૧૯ તે આશા આપણા આત્માને સારૂ લંગર સરખી, સ્થિર તથા અચળ,
અને પડદા પાછળના સ્થાનમાં પેસનારી છે; ૨૦ ત્યાં ઈસુએ અગ્રેસર થઈને
આપણે સારૂ પ્રવેશ કર્યો છે, અને મેલ્ખીસેદેકના ધારા પ્રમાણે તે હમેશને
માટે પ્રમુખયાજક થયો છે.

## પ્રભુ ઈસુ મેલ્ખીસેદેકના જેવા પ્રમુખ યાજક

૭ આ મેલ્ખીસેદેક, શાલેમનો રાજા ને પરાત્પર દેવનો યાજક હતો; એણે
જ્યારે ઈબ્રાહીમ રાજાઓની કતલ કરીને પાછો આવ્યો, ત્યારે તેને મળીને
તેને આશીર્વાદ આપ્યો, ૨ અને ઈબ્રાહીમે એને સઘળી [લૂંટ]માંથી દશમો
ભાગ આપ્યો (તેના [નામનો] પહેલો અર્થ તો ન્યાયીપણાનો રાજા, અને
પછી શાલેમનો રાજા, એટલે શાંતિનો રાજા છે; ૩ તે બાપ વગરનો, મા વગરનો,
વંશાવળી વગરનો છે, તેના દહાડાનો આરંભ કે તેના આયુષ્યનો અંત નથી, પણ તે
દેવના પુત્રના જેવો છે); તે સદા યાજક રહે છે.

૪ તો જેને આદિપિતા ઈબ્રાહીમે લૂંટમાંનો દશમો ભાગ આપ્યો, તે કેવો
મહાન હશે એનો વિચાર કરો. ૫ અને લેવીનાં સંતાનમાંના જેઓને યાજકપદ
મળે છે, તેઓને લોકોની પાસેથી, એટલે ઈબ્રાહીમથી ઉત્પન્ન થએલા પોતાના
ભાઈઓની પાસેથી, નિયમશાસ્ત્ર પ્રમાણે દશમો ભાગ લેવાનો હુકમ છે ખરો;
૬ પણ જે તેઓનો વંશજ નહોતો, તેણે ઈબ્રાહીમની પાસેથી દશમો ભાગ લીધો,
અને જેને વચનો આપવામાં આવ્યાં હતાં તેને તેણે આશીર્વાદ આપ્યો,
૭ હવે, મોટો નાનાને આશીર્વાદ આપે છે એમાં તો કંઇ પણ વાંધો નથી.

૮અહીં મર્ત્ય માણસો દશમો ભાગ લે છે; પણ ત્યાં, જેના સંબંધી તે જીવતો છે
એવી સાક્ષી આપેલી છે, તે લે છે. ૯વળી એમ પણ કહી શકાય, કે જે લેવી
દશમો ભાગ લે છે, તેણે પણ ઈબ્રાહીમની મારફતે દશમો ભાગ આપ્યો;
૧૦કેમકે જ્યારે મેલ્ખીસેદેક તેના બાપને મળ્યો, ત્યારે તે હજી પોતાના બાપની
કમરમાં હતો.

૧૧હવે જો લેવીના યાજકપદથી પરિપૂર્ણતા થઈ હોત (કેમકે તે દ્વારા
લોકોને નિયમશાસ્ત્ર મળ્યું હતું), તો હારૂનના ધારા પ્રમાણે ગણાએલો નહિ,
એવો બીજો યાજક મેલ્ખીસેદેકના ધારા પ્રમાણે ઉત્પન્ન થવાની શી અગત્ય હતી?
૧૨કેમકે યાજકપદ બદલવાથી નિયમ પણ બદલવાની અગત્ય છે. ૧૩કેમકે
જેના સંબંધમાં એ વાતો કહેવામાં આવેલી છે, તે બીજા કુળનો છે, તેનામાં
કોઈએ વેદીની સેવા કરી નથી. ૧૪કેમકે સર્વે જાણે છે, કે યહુદાહ[ના કુળ]માં
આપણા પ્રભુનો જન્મ થયો; તે કુળમાંના યાજકપદ સંબંધી મુસાએ કંઈ કહ્યું
નથી. ૧૫હવે જો મેલ્ખીસેદેકના જેવો, એટલે ઐહિક આજ્ઞાના ધોરણ પ્રમાણે
નહિ, પણ અવિનાશી જીવનના સામર્થ્ય પ્રમાણે, ૧૬બીજો એક યાજક ઊભો
થયો છે, તો સદરહુ વાત વિશેષ સ્પષ્ટ થાય છે; ૧૭કેમકે એવી સાક્ષી આપવામાં
આવેલી છે, કે

મેલ્ખીસેદેકના ધારા પ્રમાણે
તું સનાતન યાજક છે.

૧૮કેમકે પૂર્વની આજ્ઞા નિર્બળ તથા નિરુપયોગી હોવાથી તેને રદ કરવામાં આવે
છે. ૧૯(કેમકે નિયમશાસ્ત્રથી કશું પરિપૂર્ણ થયું નથી), અને [તેને બદલે]
જે વડે આપણે દેવની પાસે જઈ શકીએ, એવી વિશેષ સારી આશા ઉપસ્થિત
થાય છે. ૨૦[તે વિશેષ સારી છે, કેમકે] તે વિષેનું વચન સમ વગર આપવામાં
આવ્યું નહોતું. ૨૧(કેમકે બીજા તો સમ વગર યાજક થયા છે; પણ એ તો
સમથી થાય છે, એટલે જેણે તેને કહ્યું, કે

પ્રભુએ સમ ખાધા, ને તે પસ્તાવો કરનાર નથી,
તું સનાતન યાજક છે,

આવી રીતે તે તેનાથી યાજક થયો); ૨૨તેજ પ્રમાણે પણ ઈસુ વિશેષ સારા
કરારનો જામીન થયો. ૨૩અને એ યાજકો સંખ્યાબંધ હતા ખરા, કેમકે
મરણને લીધે તેઓ કાયમ રહી શકતા નહોતા; ૨૪પણ એ તો સદાકાળ રહે
છે, માટે એનું યાજકપદ અવિકારી છે. ૨૫માટે જેઓ એની મારફતે દેવની
પાસે આવે છે, તેઓને સંપૂર્ણ રીતે તારવાને એ સમર્થ છે, કેમકે એ તેઓને
સારુ મધ્યસ્થતા કરવાને સદાકાળ જીવતો રહે છે.

૨૬વળી આપણને એવા પ્રમુખયાજકની જરૂર હતી, કે જે પવિત્ર, નિર્દોષ,
નિષ્કલંક, પાપીઓથી અલગ છે, અને જેને આકાશો કરતાં વધારે ઉંચે ચઢા-
વેલો છે. ૨૭પ્રથમ પ્રમુખયાજકોની પેઠે પોતાનાં પાપોને માટે, અને પછી

લોકોનાં પાપોને માટે બલિદાન આપવાની દરરોજ તેને અગત્ય રહેતી નથી;
કેમકે તેણે પોતાનું સ્વાર્પણ કરીને એ કામ એકજ વખત કર્યું. ૨૮ કેમકે,
નિયમશાસ્ત્ર નિર્બળ માણસોને પ્રમુખયાજકો ઠરાવે છે; પણ નિયમશાસ્ત્ર પાછીના
સમનું વચન તો સદાકાળ સંપૂર્ણ કરેલા પુત્રને [ પ્રમુખયાજક ] ઠરાવે છે.

## ખ્રિસ્તનું યાજકપદ યહુદી યાજકપદ કરતાં ચડિયાતું

૮ હવે જે વાત અમે કહીએ છીએ, તેનો સાર એ છે કે આપણને એવો
પ્રમુખયાજક મળ્યો છે, કે જે આકાશમાં મહત્ત્વના રાજ્યાસનની જમણી
તરફ બેઠેલો છે, ૨ અને પવિત્રસ્થાનનો તથા જે ખરો મંડપ માણસોએ નહિ,
પણ પ્રભુએ ઊભો કરેલો છે, તેનો તે સેવક છે. ૩ હવે દરેક પ્રમુખયાજક
અર્પણો તથા બલિદાનો આપવાને નીમેલો છે; માટે આ [ યાજક]ની પાસે
પણ કંઈ અર્પણ કરવાનું હોય એવી અગત્ય છે. ૪ વળી જો તે પૃથ્વી પર
હોત, તો તે યાજક નહિ જ હોત, કેમકે નિયમશાસ્ત્ર પ્રમાણે દાનાર્પણ કરનારા
યાજકો તો છે જ; ૫ તેઓ આકાશમાંની વસ્તુઓની પ્રતિમા તથા પ્રતિછાયાની
સેવા કરે છે, જેમ મુસાને જ્યારે તે મંડપ ઊભો કરવાનો હતો, ત્યારે
દેવ તરફથી સૂચના મળી હતી તેમ; કેમકે તેણે કહ્યું, કે જો, જે નમૂનો
પહાડ પર તને દેખાડવામાં આવ્યો હતો, તે પ્રમાણે સઘળી વસ્તુઓ કાળજી
રાખીને બનાવ. ૬ પણ હાલ જેમ તે વિશેષ સારાં વચનોથી ઠરાવેલા વિશેષ
સારા કરારનો મધ્યસ્થ છે, તે પ્રમાણે તેને વધારે સારી સેવા કરવાનું મળ્યું.
૭ કેમકે જો પહેલા કરારમાં કંઈ દોષ ન હોત, તો બીજા [ કરાર]ને માટે કામ
શોધવાની જરૂર ન રહેત. ૮ પણ દોષ કાઢીને [ દેવ ] તેઓને કહે છે, કે

જુઓ, પ્રભુ કહે છે, કે એવો સમય આવે છે, કે જે સમયે હું
ઈસ્રાએલના વંશજોની સાથે તથા યહુદાહના વંશજોની સાથે નવો
કરાર કરીશ.

૯ જે સમયે મેં તેઓના પૂર્વજોને મિસર દેશમાંથી દોરી લાવવા સારૂ
તેઓનો હાથ પકડ્યો, તે સમયે મેં તેઓની સાથે જે કરાર કર્યો
હતો, તેના જેવો તે કરાર નહિ પાળ,
કારણ કે મારા કરાર પ્રમાણે તેઓ ચાલ્યા નહિ,
એટલે મેં પણ તેઓ સંબંધી કંઈ ચિંતા રાખી નહિ, એવું પ્રભુ કહે છે.
૧૦ કેમકે પ્રભુ કહે છે, કે હવે પછી
જે કરાર હું ઈસ્રાએલના વંશજોની સાથે કરીશ, તે આ છે;
હું મારા નિયમો તેઓના મનમાં મૂકીશ,
ને તેઓના હૃદયપટ પર તે લખીશ:
હું તેઓનો દેવ થઈશ,
અને તેઓ મારા લોક થશે.
૧૧ હવે પછી પ્રભુને ઓળખ, એમ કહીને હરે

તથા દરેક પોતાના ભાઈને શીખવશે નહિ;
કેમકે તેઓમાંના નાનાથી તે મોટા સુધી,
સર્વે મને ઓળખશે.
૧૨ કેમકે તેઓના અન્યાય પ્રત્યે હું દયાળુ થઈશ,
અને તેઓનાં પાપોનું સ્મરણ હું ફરી કરીશ નહિ.

૧૩ તો, નવો કરાર, એવું કહીને તેણે પહેલા [કરાર]ને જૂનો ઠરાવ્યો છે.
પણ જે જૂનું તથા જરજર થતું જાય છે, તે નાશ પામવાની તૈયારીમાં છે.

## નમૂનારૂપ ભજનસ્થાન

૯ હવે પહેલા [કરાર]માં પણ ભજનસેવાના વિધિઓ તથા ઐહિક પવિત્ર-
સ્થાન પણ હતાં ખરાં. ૨ કેમકે મંડપ ઊભો કરવામાં આવ્યો હતો,—
એટલે પહેલા [ભાગ]માં દીવી, મેજ તથા અર્પિત રોટલી હતી; તેને
પવિત્રસ્થાન કહેતા હતા. ૩ અને બીજા પડદાની પાછળ બીજો ભાગ હતો, તેને
પરમપવિત્રસ્થાન [કહેતા હતા]; ૪ તેમાં સોનાનું ધૂપપાત્ર તથા ચારે તરફ
સોનાથી મઢેલી કરારની પેટી હતી; એ [પેટી]માં માન્નાથી ભરેલું સોનાનું
પાત્ર, હારુનની કળી ફૂટેલી લાકડી તથા કરારના શિલાપટ હતાં; ૫ અને
તેના પર મહિમાદર્શક કરૂબો હતા, જેઓની છાયા દયાસન પર પડતી હતી;
હમણાં તેઓ સંબંધી અમારાથી સવિસ્તર કહેવાય એમ નથી ૬ હવે એ
વસ્તુઓ ઉપર કહ્યા પ્રમાણે તૈયાર થયા પછી, યાજકો આગલા ભાગમાં સેવા
કરવાને નિત્ય જાય છે; ૭ પણ બીજા [ભાગ]માં વર્ષમાં એક જ વાર એકલો
પ્રમુખયાજક જાય છે, પણ તે રક્ત વગર નહિ, એટલે જે રક્ત તે પોતાને
સારુ તથા લોકોના અજ્ઞાનતા[માં કરેલા] અપરાધને સારુ અર્પણ કરે છે તે;
૮ તેથી પવિત્ર આત્મા એમ જણાવે છે કે જ્યાં સુધી પહેલો મંડપ ઊભો
છે ત્યાં સુધી પરમપવિત્રસ્થાન[માં જવા]નો માર્ગ ઉઘાડો થયો નથી.
૯ વર્તમાનકાળને સારુ તે [મંડપ] નમૂનારૂપ હતો; તે પ્રમાણે જે અર્પણો
તથા બલિદાનો આપવામાં આવ્યાં હતાં, તેઓ ભજન કરનારનું અંતઃકરણ
સંપૂર્ણ [પવિત્ર] કરવાને સમર્થ નહોતાં; ૧૦ તેઓ ખોરાક, પેયાર્પણો તથા
વિવિધ પ્રકારનાં સ્નાન સાથે કેવળ શારીરિક વિધિઓ હતા, તેઓ સુધારાનો
સમય આવતાં સુધી જ ચલાવવાને ઠરાવેલા હતા.

## ખ્રિસ્તના યજ્ઞની શુદ્ધિકારક શક્તિ

૧૧ પણ ખ્રિસ્ત, હવે પછી થનારી સારી બાબતો સંબંધી પ્રમુખયાજક
થઈને, હાથથી બનાવેલો નહિ, એટલે પૃથ્વી પરના પદાર્થોનો બનાવેલો નહિ,
એવા અધિક મહાન તથા અધિક સંપૂર્ણ મંડપમાં થઈને, ૧૨ બકરાના તથા
વાછરડાના રક્તથી નહિ, પણ પોતાના જ રક્તથી, [માણસોને સારુ] સનાતન
ઉદ્ધાર મેળવીને પરમપવિત્રસ્થાનમાં એક જ વખત ગયો હતો. ૧૩ કેમકે જો
બકરાઓનું તથા ગોધાઓનું રક્ત તથા વાછરડીની રાખ અપવિત્રો પર છાંટવાથી

શરીરને શુદ્ધ કરીને પવિત્ર કરે છે; ૧૪તો ખ્રિસ્ત, જેણે સનાતન
આત્માથી પોતાના પંડનું દોષ વગરનું બલિદાન દેવને આપ્યું, તેનું રક્ત તમારા
હૃદયને જીવતા દેવને ભજવા સારૂ નિર્જીવ કામોથી કેટલું બધું વિશેષ શુદ્ધ કરશે?
૧૫એજ કારણથી પહેલા કરારના વખતમાં જે ઉલ્લંઘનો કરવામાં આવ્યાં
હતાં, તે [કરનારા]ના ઉદ્ધારને સારૂ તે પોતે મરણ પામે, અને જેઓને
તેડવામાં આવ્યા છે, તેઓને અનંતકાળના વારસાનું વચન મળે, માટે તે નવા
કરારનો મધ્યસ્થ છે. ૧૬કેમકે જ્યાં વસિયતનામું છે, ત્યાં વસિયતનામું કરનારનું
મરણ થવાની અગત્ય છે. ૧૭કેમકે વસિયતનામાનો અમલ માણસના મરણ
પછી થાય છે; તો કરનાર જીવે છે ત્યાં સુધી તેનું વસિયતનામું કદી ઉપયોગી
હોય? ૧૮એ પ્રમાણે પહેલા કરારની પ્રતિષ્ઠા પણ રક્ત વિના થઈ નહોતી.
૧૯કેમકે મુસાએ નિયમશાસ્ત્ર પ્રમાણે દરેક આજ્ઞા સર્વ લોકોને કહી સંભળાવ્યા
પછી પાણી, કીરમજી ઊન તથા ઝુફાસહિત વાછરડાનું તથા બકરાનું રક્ત લીધું,
ને તેને પુસ્તક પર તથા સર્વ લોકો પર પણ છાંટીને કહ્યું, કે ૨૦જે કરાર
દેવે તમને ઠરાવી આપ્યો છે તેનું રક્ત એજ છે. ૨૧વળી તેણે તેજ રીતે
મંડપ પર તથા સેવાનાં સઘળાં પાત્રો પર પણ રક્ત છાંટ્યું હતું. ૨૨નિયમ-
શાસ્ત્ર પ્રમાણે ઘણું કરીને સઘળી વસ્તુઓ રક્તથી શુદ્ધ કરવામાં આવે છે,
ને રક્ત વહેવડાવ્યા વગર પાપની માફી મળતી નથી.

## ખ્રિસ્તના યજ્ઞનું અજોડપણું

૨૩આકાશી વસ્તુઓના નમૂનાના પદાર્થોને આવી રીતે શુદ્ધ કરવાની અગત્ય
હતી; પણ આકાશી વસ્તુઓને તે કરતાં વધારે સારા યજ્ઞોથી શુદ્ધ કરવાની
અગત્ય હતી. ૨૪કેમકે ખ્રિસ્ત હાથે બનાવેલું પવિત્રસ્થાન, જે ખરાનો નમૂનો
છે, તેમાં ગયો નથી; પણ આકાશમાં જ ગયો, કે તે હમણાં આપણે સારૂ
દેવની સમક્ષ હાજર થાય. ૨૫વળી જેમ આગળ પ્રમુખયાજક બીજાનું રક્ત
લઈને પરમપવિત્રસ્થાનમાં વર્ષોવર્ષ પ્રવેશ કરતો, તેમ એને વારે વારે પોતાનું
બલિદાન આપવાની જરૂર રહી નહિ; ૨૬કેમકે જો એમ હોત, તો જગતના
આરંભથી ઘણીવાર તેને [દુ:ખ] સહન કરવાની અગત્ય પડત; પણ હવે
છેલ્લા કાળમાં પોતાના બલિદાનથી પાપને દૂર કરવા માટે તે એક જ વખત
પ્રગટ થયો. ૨૭જેમ માણસોને એક જ વાર મરવાનું, અને ત્યાર પછી તેમનો
ન્યાય થાય એવું નિર્માણ થએલું છે; ૨૮તેમ ખ્રિસ્તે ઘણાઓનાં પાપ માથે
લેવા સારૂ એક જ વાર બલિદાન આપ્યું, અને જેઓ તેની વાટ જુએ છે તેઓના
સંબંધમાં તારણને અર્થે તે બીજીવાર પાપ વગર પ્રગટ થશે.

## નિયમશાસ્ત્રના યજ્ઞોને બદલે ખ્રિસ્તનો યજ્ઞ

૧૦ કેમકે જે સારી વસ્તુઓ થવાની હતી તેની પ્રતિછાયા નિયમશાસ્ત્રમાં
છે ખરી, પણ તે વસ્તુઓની ખરી પ્રતિમાઓ તેમાં નહોતી, માટે
જે એકનાએક યજ્ઞ વર્ષોવર્ષ તેઓ હમેશાં કરતા હતા તેઓથી ત્યાં આવનારાઓને

પરિપૂર્ણ કરવાને [નિયમશાસ્ત્ર] કદી સમર્થ નહોતું. ૨જો એમ હોત, તો યજ્ઞ કરવાનું શું બંધ ન થાત? કેમકે એકવાર પવિત્ર થયા પછી ભક્તિ કરનારાઓનાં અંતઃકરણમાં ફરી પાપોની કંઈ અનુતાપના થાત નહિ. ૩પણ તે [યજ્ઞોથી] વર્ષોવર્ષ પાપોનું સ્મરણ થયા કરે છે. ૪કેમકે ગોધાઓનું તથા બકરાઓનું રક્ત પાપો દૂર કરવાને સમર્થ નથી. ૫એ માટે જગતમાં આવતાં જ તે કહે છે,

તેં બલિદાન તથા અર્પણની ઇચ્છા રાખી નહિ,
પણ મારે સારૂ તેં શરીર તૈયાર કર્યું છે;
૬દહનીયાર્પણથી તથા પાપાર્થાર્પણથી તું કંઈ પ્રસન્ન થતો નહોતો;
૭ત્યારે મેં કહ્યું, કે હે દેવ, જો,
(શાસ્ત્રના પુસ્તકમાં મારા સંબંધી લખેલું છે)
તારી ઇચ્છા પૂર્ણ કરવાને હું આવ્યો.

૮ઉપર તેણે કહ્યું, કે "બલિદાનો, અર્પણો તથા દહનીયાર્પણો તથા પાપાર્થાર્પણો (જે નિયમશાસ્ત્ર પ્રમાણે આપવામાં આવે છે), તેઓની તેં ઇચ્છા રાખી નહિ, ને તેઓથી તું પ્રસન્ન થતો નહોતો;" ૯ત્યારે તેણે કહ્યું, કે "જો, તારી ઇચ્છા પૂર્ણ કરવાને હું આવ્યો." બીજાને સ્થાપવા સારૂ પહેલાને તે રદ કરે છે. ૧૦તે ઇચ્છા વડે ઈસુ ખ્રિસ્તનું શરીર એકજ વાર અર્પણ થયાથી આપણને પવિત્ર કરવામાં આવ્યા છે. ૧૧વળી દરેક યાજક નિત્ય સેવા કરતાં તથા એને એજ બલિદાનો બહુ વાર આપતાં ઊભો રહે છે, પણ એ બલિદાનો પાપોને દૂર કરવાને કદી પણ સમર્થ નથી; ૧૨પણ એ તો પાપોને માટે એક બલિદાન સદાકાળને સારૂ કરીને, દેવની જમણી તરફ બિરાજેલો છે; ૧૩અને હવે પછી તેના વૈરીઓને તેનું પાદાસન કરવામાં આવે ત્યાં સુધી તે વાટ જુએ છે. ૧૪કેમકે જેઓને પવિત્ર કરવામાં આવે છે તેઓને તેણે એકજ અર્પણથી સદાકાળને માટે પરિપૂર્ણ કર્યા છે. ૧૫વળી પવિત્ર આત્મા પણ આપણને સાક્ષી આપે છે; કેમકે તેણે [પ્રથમ] કહ્યું હતું, કે

૧૬તે દહાડાઓ પછી જે કરાર હું તેઓની સાથે કરીશ તે આ છે, કે
હું મારા નિયમ તેઓના મનમાં મૂકીશ,
અને તેઓના હૃદયપટ પર તેઓને લખીશ; એમ પ્રભુ કહે છે.
૧૭ત્યાર પછી [તે કહે છે, કે] તેઓના પાપનું તથા તેઓના અન્યાયનું હું ફરી
સ્મરણ કરીશ નહિ.

૧૮હવે જ્યાં તેઓની ક્ષમા થઈ છે, ત્યાં પાપને સારૂ ફરીથી બીજા અર્પણની જરૂર નથી.

## ઉત્તેજન તથા ચેતવણી

૧૯[મારા] ભાઈઓ, તેણે આપણે સારૂ પડદામાં થઈને, એટલે પોતાના શરીરમાં થઈને, એક નવો તથા જીવતો માર્ગ ઉઘાડ્યો છે, ૨૦તે માર્ગમાં

થઈને ઈસુના રક્તદ્વારા પરમપવિત્રસ્થાનમાં પ્રવેશ કરવાને આપણને હિંમત છે;
૨૧ અને વળી દેવના ઘર ઉપર આપણો એક મોટો યાજક છે; ૨૨ માટે દુષ્ટ
અંતઃકરણથી છૂટવા સારુ આપણાં હૃદયો પર છંટકાવ પામીને, તથા નિર્મળ
પાણીથી શરીરને ધોઈને, આપણે શુદ્ધ હૃદયથી અને પૂરેપૂરા નિશ્ચયથી વિશ્વાસ રાખીને
[દેવની] સંનિધ જઈએ. ૨૩ આપણે આપણી આશાની કબૂલાત દૃઢ પકડી
રાખીએ, કેમકે જેણે વચન આપ્યું તે વિશ્વાસયોગ્ય છે; ૨૪ અને પ્રેમ રાખવાને
તથા સારાં કામ કરવા અરસપરસ ઉત્તેજન મળે માટે આપણે એકબીજાનો વિચાર
કરીએ. ૨૫ જેમ કેટલાએક કરે છે તેમ આપણે એકઠા મળવાનું પડતું ન મુકીએ,
પણ [આપણે એકબીજાને] ઉત્તેજન આપીએ; અને જેમ જેમ તમે તે દહાડો પાસે
આવતો જુઓ તેમ તેમ વિશેષ પ્રયત્ન કરો.

૨૬ કેમકે સત્યનું જ્ઞાન થયા પછી જો આપણે જાણીજોઈને પાપ કરીએ, તો
હવે પછી પાપોને માટે બીજું બલિદાન રહેતું નથી, ૨૭ પણ ઇનસાફની ભયંકર
અપેક્ષા તથા વેરીઓને ખાઈ જનાર અગ્નિનો કોપ એજ રહેલો છે. ૨૮ જે કોઈ
મુસાના નિયમશાસ્ત્રનું ઉલ્લંઘન કરતો તેના પર દયા રાખવામાં આવતી નહોતી,
પણ બે કે ત્રણ સાક્ષી પરથી તેને મોતની શિક્ષા થતી; ૨૯ તો જેણે દેવના પુત્રને
પગ તળે છૂંદ્યો છે, ને કરારના જે રક્તથી પોતે પવિત્ર થયો હતો તેને અશુદ્ધ
ગણ્યું છે, અને કૃપાના આત્માનું અપમાન કર્યું છે, તે કેટલી બધી સખત
સજાને પાત્ર ગણાશે, તે વિષે તમે શું ધારો છો? ૩૦ કેમકે 'બદલો લેવો એ
મારું [કામ] છે. હું વાળી આપીશ.' અને ફરી, 'પ્રભુ પોતાના લોકોનો ન્યાય
કરશે,' એવું જેણે કહ્યું તેને આપણે ઓળખીએ છીએ. ૩૧ જીવતા દેવના
હાથમાં પડવું એ ભયંકર છે.

## હિંમતવાન રહેવાને ઉત્તેજન

૩૨ પણ પૂર્વના દિવસોનું સ્મરણ કરો, એ સમયે તમે પ્રકાશિત થયા પછી,
૩૩ કંઈક અંશે નિંદાઓથી તથા સંકટથી તમાશારૂપ થઈને, અને કંઈક અંશે
એવું [દુઃખ] સહન કરનારાઓની સાથે ભાગીદાર થઈને, તમે દુઃખોનો મોટો
હુમલો સહન કર્યો. ૩૪ કેમકે જેઓ બંધનમાં હતા તેઓની પ્રત્યે તમે સહાનુ-
ભૂતિ દર્શાવી, અને તમારી માલમિલકત લૂટી લેવામાં આવી ત્યારે તમે આનંદથી
તે સહન કર્યું, કેમકે એ કરતાં વિશેષ સારું અને અક્ષય ધન તમારે માટે
[સ્વર્ગમાં] છે, એ તમે જાણતા હતા. ૩૫ તેથી તમારા વિશ્વાસનો જે મોટો બદલો
મળવાનો છે, તેને નાખી ન દો. ૩૬ કેમકે દેવની ઇચ્છા પ્રમાણે વર્ત્યા પછી તમને
વચનનું ફળ મળે, માટે તમારે ધીરજ રાખવાની જરૂર છે.

૩૭ કેમકે જે આવવાનો છે, તે છેક થોડીવારમાં આવશે,
તે વિલંબ કરશે નહિ.
૩૮ પણ મારો ન્યાયી [સેવક] વિશ્વાસથી જીવશે;
જો તે પાછો હઠે, તો તેનામાં મારા જીવને આનંદ થશે નહિ.

૩૯ પણ આપણે પાછા હઠીને નાશ પામનારા નથી, પણ જીવના ઉદ્ધારને અર્થે
વિશ્વાસ કરનારા છીએ.

## વિશ્વાસના શૂરવીરો

૧૧ હવે વિશ્વાસ તો જે વસ્તુઓની આશા આપણે રાખીએ છીએ તેની
ખાતરી છે, અને અદૃશ્ય વસ્તુઓની સાબિતી છે. ૨ કેમકે [વિશ્વાસ]થી
પ્રાચીન કાળના ઈશ્વરભક્તો વિષે સાક્ષી પૂરવામાં આવી. ૩ વિશ્વાસથી આપણે
સમજીએ છીએ કે દેવના શબ્દથી જગતો ઉત્પન્ન થયાં, એટલે જે જે દૃશ્ય
છે, તે તે દૃશ્યમાન વસ્તુઓથી ઉત્પન્ન થયાં નથી. ૪ વિશ્વાસથી હાબેલે કાઈનના
કરતાં વધારે સારું બલિદાન દેવને આપ્યું, તેથી તે ન્યાયી છે, એવી તેના
સંબંધમાં સાક્ષી પૂરવામાં આવી, કેમકે દેવે તેનાં દાનો સંબંધી સાક્ષી આપી;
અને તેથી મૂએલો હોવા છતાં પણ તે હજી બોલે છે. ૫ વિશ્વાસથી હનોખને ઉપર
લઈ લેવામાં આવ્યો, કે તે મરણ ન જુએ; તે જડયો નહિ, કેમકે દેવે
તેને ઉપર લઈ લીધો હતો; કેમકે તેને ઉપર લઈ લેવામાં આવ્યા પહેલાં
તેના સંબંધી એવી સાક્ષી આપવામાં આવી હતી કે દેવ તેના પર પ્રસન્ન
હતો. ૬ પણ વિશ્વાસ વગર [દેવને] પ્રસન્ન કરવો એ બનતું નથી; કેમકે
દેવની પાસે જે કોઈ આવે, તેણે તે છે, અને જેઓ ખંતથી તેને શોધે છે
તેઓને તે ફળ આપે છે એવો વિશ્વાસ કરવો જોઈએ. ૭ નુહે જે વાત હજી
સુધી તેના જોવામાં આવી નહોતી, તે વિષે ચેતવણી પામીને, અને [ઈશ્વરનો]
ડર રાખીને, વિશ્વાસથી પોતાના કુટુંબના તારણને સારુ વહાણ તૈયાર કર્યું;
તેથી તેણે જગતને દોષિત ઠરાવ્યું, અને વિશ્વાસથી જે ન્યાયીપણું મળે છે
તેનો તે વારસ થયો. ૮ વિશ્વાસથી ઈબ્રાહીમ જે સ્થળ વારસામાં પોતાને
મળવાનું હતું, ત્યાં જવાનું તેડું મળ્યાથી આજ્ઞાધીન થયો; એટલે પોતે ક્યાં
જાય છે, એ ન જાણ્યા છતાં તે ચાલી નીકળ્યો. ૯ વિશ્વાસથી તેણે જાણે કે
પરદેશમાં હોય તેમ વચનના દેશમાં પ્રવાસ કર્યો, અને તેજ વચનના સહ-
વારસો ઈસહાક તથા યાકૂબની સાથે તે રાવટીઓમાં રહેતો હતો; ૧૦ કેમકે જે
શહેરને પાયો છે, જેનો યોજનાર તથા બાંધનાર દેવ છે, તેની આશા તે
રાખતો હતો. ૧૧ વિશ્વાસથી સારાહ પણ વૃદ્ધ થયા પછી ગર્ભ ધારણ કરવાને
શક્તિમાન થઈ; કેમકે જેણે વચન આપ્યું હતું, તેને તેણે વિશ્વાસયોગ્ય ગણ્યો.
૧૨ એ માટે એકથી, અને તે પણ વળી મૂએલા જેવા તેનાથી, આકાશમાંના
તારા જેટલા અસંખ્ય તથા સમુદ્રના કાંઠા પરની રેતી જેટલા અગણિત લોક
ઉત્પન્ન થયા.

૧૩ એ સઘળાં વિશ્વાસમાં મરણ પામ્યાં, તેમને વચનોનાં ફળ મળ્યાં નહિ,
પણ તેમને વેગળેથી જોઈને તેમનું અભિવંદન કર્યું, ને પોતા વિષે કબૂલ કર્યું
કે અમે પૃથ્વી પર પરદેશી તથા પ્રવાસી છીએ. ૧૪ કેમકે એવી વાતો કરનારા
સાફ દેખાડે છે, કે તેઓ સ્વદેશનો શોધ કરે છે. ૧૫ જે દેશમાંથી તેઓ

નીકળ્યા તે પર જો તેઓએ ચિત્ત રાખ્યું હોત, તો ત્યાં પાછા જવાનો પ્રસંગ
તેઓને મળત ખરો. ૧૬ પણ હવે તેઓ વધારે સારા [દેશની], એટલે સ્વર્ગીય
દેશની, ઇચ્છા રાખે છે; માટે દેવ તેઓનો દેવ કહેવાતાં શરમાતો નથી;
કેમકે તેણે તેઓને સારૂ એક શહેર તૈયાર કર્યું છે.

૧૭ વિશ્વાસથી ઈબ્રાહીમે, જ્યારે તેની કસોટી થઈ ત્યારે, ઈસહાકનું બલિદાન
આપ્યું; એટલે જેને વચનો આપવામાં આવ્યાં હતાં ને જેને કહેવામાં આવ્યું
હતું, કે ૧૮ ઈસહાકથી તારો વંશ ગણાશે, તેણે પોતાના એકનાએક પુત્રનું
બલિદાન આપ્યું; ૧૯ કેમકે મુએલાંઓને પણ ઉઠાડવાને દેવ સમર્થ છે, એમ
તે માનતો હતો; અને પુનરુત્થાનના દૃષ્ટાંત પ્રમાણે તે તેને પાછો મળ્યો
પણ ખરો. ૨૦ વિશ્વાસથી ઈસહાકે જે બાબતો બનવાની હતી તેઓ સંબધી
યાકૂબને તથા એસાવને આશીર્વાદ આપ્યો. ૨૧ વિશ્વાસથી યાકૂબે મરતી વખતે
યુસફના બન્ને દીકરાઓને આશીર્વાદ આપ્યો; અને પોતાની લાકડીની મૂઠ પર
[ટેકીને] આરાધના કરી. ૨૨ વિશ્વાસથી યુસફે પોતાના અંતકાળે ઈસ્રાએલના
સંતાનના નિર્ગમન વિષેની વાત યાદ દેવડાવી; અને પોતાનાં હાડકાં સંબંધી
આજ્ઞા આપી. ૨૩ વિશ્વાસથી મુસાનાં માબાપે તેના જન્મ્યા પછી તેને ત્રણ
મહિના સુધી સંતાડી રાખ્યો, કેમકે તેઓએ જોયું કે તે સુદર બાળક છે; અને
તેઓ રાજાની આજ્ઞાથી બીધાં નહિ. ૨૪ વિશ્વાસથી મુસાએ મોટો થયા પછી
ફારૂનની દીકરીનો પુત્ર ગણાવા ના પાડી; ૨૫ પાપનું ક્ષણિક સુખ ભોગવવા
કરતાં દેવના લોકની સાથે દુઃખ ભોગવવાનું તેણે વિશેષ પસંદ કર્યું. ૨૬ મિસર-
માંના દ્રવ્યભંડાર કરતાં ખ્રિસ્તની સાથે નિંદા સહન કરવી એ સંપત્તિ અધિક છે,
એમ તેણે માન્યું; કેમકે જે ફળ મળવાનું હતું તે તરફ જ તેણે લક્ષ રાખ્યું.
૨૭ વિશ્વાસથી તેણે મિસરનો ત્યાગ કર્યો, રાજાના ક્રોધથી તે બીધો નહિ;
કેમકે જાણે તે અદૃશ્યને જોતો હોય એમ તે અડગ રહ્યો. ૨૮ વિશ્વાસથી તેણે
પાસ્ખાપર્વની તથા રક્ત છાંટવાની ક્રિયા ઠરાવી, રખેને પ્રથમજનિતોનો નાશ
કરનાર તેઓને અટકે. ૨૯ વિશ્વાસથી તેઓ, જેમ કોરી ભોંય પર ચાલતા
હોય તેમ, લાલ સમુદ્રમાં થઈને પાર ગયા; એવો પ્રયત્ન કરતાં મિસરીઓ
ડૂબી મુઆ. ૩૦ વિશ્વાસથી યરેખોના કોટની સાત દિવસ પ્રદક્ષિણા કર્યા પછી
તે જમીનદોસ્ત થયો. ૩૧ વિશ્વાસથી રાહાબ વેશ્યાએ જાસૂસોનો ખુશીથી
સત્કાર કર્યો, તેથી અનાજ્ઞાંકિતોની સાથે તેનો નાશ થયો નહિ. ૩૨ એથી
વિશેષ હું શું કહું? કેમકે ગિદઓન, બારાક, શામશૂન, યિફતાહ; દાઊદ,
શમૂએલ તથા પ્રબોધકો વિષે વિસ્તારથી કહેવાને મને પૂરતો વખત નથી:
૩૩ તેઓએ વિશ્વાસથી રાજ્યો જીત્યાં, ન્યાયીપણે વર્ત્યા, વચનો પ્રાપ્ત કર્યાં, સિંહોનાં
મોં બંધ કર્યાં, ૩૪ અગ્નિનું બળ નિરર્થક કર્યું, તેઓ તરવારની ધારથી બચ્યા,
નિર્બળતામાંથી સબળ થયા, લડાઈમાં પરાક્રમી થયા અને વિદેશીઓની ફોજોને
નસાડી દીધી. ૩૫ સ્ત્રીઓને પોતાના મરી ગએલા સજીવન થઈને પાછા મળ્યા;

બીજા કેટલાએક રિબાઈ રિબાઈને મરણ પામ્યા, તેઓએ છૂટકાનો અંગીકાર કર્યો
નહિ, કે જેથી તેઓ વધારે સારૂં પુનરુત્થાન પામે. ૩૬ બીજા [કેટલાએક]
મશ્કરીઓથી, કોરડાઓથી, બેડીઓથી તથા કેદખાનાંમાં નખાઈને પરખાયા:
૩૭ તેઓને પથ્થરોથી મારી નાખવામાં આવ્યા, તેઓને કરવતથી વહેરવામાં
આવ્યા, તેઓને લલચો આપવામાં આવી, તેઓ તરવારથી માર્યા ગયા; તેઓ
ઘેટાંબકરાંનાં ચામડાં પહેરીને ફરતા હતા; તેઓ કંગાલ, રિબાએલા તથા
પીડાએલા હતા; ૩૮ (જગત તેઓને યોગ્ય ન હતું), તેઓ રાનોમાં, પહાડોમાં,
ખોમાં તથા પૃથ્વીની ગુફાઓમાં રખડતા હતા. ૩૯ એ સર્વે વિષે તેઓના વિશ્વાસને
લીધે સારી સાક્ષી આપવામાં આવી હતી, પણ તેઓને વચનનું ફળ મળ્યું નહિ.
૪૦ કેમકે દેવે આપણે માટે એથી વિશેષ સારૂં કંઈક નિર્માણ કર્યું હતું, જેથી
તેઓ આપણા વગર પરિપૂર્ણ ન થાય.

## વિશ્વાસ બાબત મુખ્ય નમૂનો પ્રભુ ઈસુ

૧૨ તો આપણી આસપાસ સાહેદોની એટલી મોટી વાદળારૂપ ભીડ છે,
માટે આપણે પણ દરેક [જાતનો] બોજો તથા વળગી રહેનાર પાપ
નાખી દઈએ, અને આપણે સારૂ ઠરેલી શરતમાં ધીરજથી દોડીએ ૨ આપણે
આપણા વિશ્વાસના આરંભકર્તા તથા તેને સંપૂર્ણ કરનાર ઈસુ તરફ લક્ષ રાખીએ,
કે જેણે પોતાની આગળ મૂકેલા આનંદને લીધે શરમને તુચ્છ ગણીને મરણસ્તંભનું
[દુઃખ] સહન કર્યું, અને જે દેવના રાજ્યાસનની જમણી તરફ બેઠેલો છે.
૩ તો જેણે પાપીઓનો એટલો બધો વિરોધ સહન કર્યો, તેનો વિચાર કરો,
રખેને તમે તમારા મનમાં નિર્ગત થયાથી થાકી જાઓ.

## શિક્ષાનો હેતુ

૪ તમે પાપની સામા બાથ ભીડો છો, પણ રક્તપાત સુધી [તમે હજી
બાથ ભીડી] નથી; ૫ વળી પુત્રોની પેઠે સમજાવીને જે બોધ તમને કરવામાં
આવે છે, તે તમે ભૂલી ગયા; એટલે,

મારા પુત્ર, પ્રભુની શિક્ષાને તું તુચ્છ ન ગણ,
અને તે તને ઠપકો આપે ત્યારે તું નાસીપાસ ન થા;
૬ કેમકે જેના પર પ્રભુ પ્રેમ રાખે છે, તેને તે શિક્ષા કરે છે.
અને જે પુત્રનો તે અંગીકાર કરે છે, તે દરેકને તે કોરડા મારે છે.

૭ શિક્ષણની ખાતર તમારે સહન કરવું પડે છે; જેમ પુત્રની સાથે તેમ તમારી
સાથે દેવ વર્તે છે; કેમકે એવો કયો દીકરો છે, કે જેને બાપ શિક્ષા કરતો
નથી? ૮ પણ જે શિક્ષાના ભાગીદાર સર્વ થયા છે, એવી શિક્ષા તમને ન થાય,
તો તમે દાસીપુત્રો છો, ખરા પુત્રો તો નહિ. ૯ વળી આપણાં શરીરોના
પિતાઓ આપણને શિક્ષા કરતા હતા, અને આપણે તેઓનું માન રાખતા હતા;
તો આપણા આત્માઓના પિતાને એથી વિશેષ માન આપીને તેને આધીન ન
રહીએ અને જીવીએ? ૧૦ કેમકે તેઓએ તો થોડાક દહાડા સુધી પોતાને જેમ

યોગ્ય લાગ્યું તે પ્રમાણે આપણને શિક્ષા કરી ખરી; પણ એણે તો આપણા
હિતને સારૂ [શિક્ષા કરી], કે આપણે તેની પવિત્રતાના ભાગીદાર થઈએ.
૧૧ કોઈ પણ શિક્ષા હાલ તરત આનંદકારક લાગતી નથી, પણ ખેદકારક લાગે
છે; પણ પાછળથી તો તે કસાએલાઓને ન્યાયીપણનાં શાંતિદાયક ફળ આપે
છે. ૧૨ એ માટે લુલા થએલા હાથોને તથા અશક્ત થએલા ઘૂંટણોને તમે ફરી
સમા કરો; ૧૩ અને પોતાના પગોને સારૂ પાધરા રસ્તા કરો, જેથી જે લંગડું
છે, તે ઊતરી ન જાય, પણ ઊલટું તે સાજું થાય.

## શિખામણ તથા ચેતવણી

૧૪ સઘળાંની સાથે શાંતિથી વર્તો, અને પવિત્રતા કે જેના વગર કોઈ
માણસ પ્રભુને દેખશે નહિ તેને ધારણે તમે ચલો: ૧૫ તમે બહુ સાવધ
રહો, રખેને કોઈ દેવની કૃપા પામ્યા વિના રહી જાય; રખેને કોઈ કડવાશરૂપી
જડ ઊગે, અને તમને ભ્રષ્ટ કરે, અને તેથી તમારમાંના ઘણાખરા અપવિત્ર થાય;
૧૬ રખેને કોઈ વ્યભિચારી થાય, અથવા એસાવ જેણે એક ભોજનને સારૂ
પોતાનું જ્યેષ્ઠપણું વેચી દીધું તેના જેવો ભ્રષ્ટ થાય. ૧૭ કેમકે તમે જાણો છો
કે ત્યાર પછી જ્યારે તે આશીર્વાદનો વારસો પામવા ઇચ્છતો હતો ત્યારે તે
આંસુઓ લાવીને પ્રયત્ન કરતો હતો, તે પણ તેનો સ્વીકાર થયો નહિ, કેમકે
પસ્તાવો કરવાનો પ્રસંગ તેને મળ્યો નહિ.

## ઐહિક તથા સ્વર્ગી સિયોનનો મુકાબલો

૧૮ વળી તમે એવાંઓની પાસે આવ્યા નથી, એટલે અડકાય એવા પહાડની
તથા બળતી આગની તથા ઘનઘોર અંધકારની તથા અંધારની તથા તોફાનની
૧૯ તથા રણશિંગડાના અવાજની તથા એવા શબ્દધ્વનિની, કે જેના સાંભળ-
નારાઓએ વિનતી કરી કે એવું ફરીથી અમને કહેવામાં ન આવે; ૨૦ કેમકે
જો કોઈ જાનવર પણ પહાડને અડકે, તો તે પથ્થરથી માર્યું જાય, એવી જે
આજ્ઞા થઈ, તે તેઓથી સહન થઈ શકી નહિ; ૨૧ અને એ દેખાવ એવો
ભયંકર હતો કે તેથી મુસાએ કહ્યું, કે હું બહુ બીહું છું અને ધ્રૂજું છું.
૨૨ પણ તમે તો સિયોન પહાડની પાસે, અને જીવતા દેવના શહેરની પાસે,
એટલે સ્વર્ગીય યરૂશાલેમની પાસે, અને હજારોહજાર દૂતોની પાસે,
૨૩ પ્રથમ જન્મેલા જેઓનાં નામ આકાશમાં લખેલાં છે તેઓની સાર્વજનિક સભા
તથા મંડળીની પાસે અને સહુનો ન્યાય કરનાર દેવની પાસે, અને સંપૂર્ણ
થએલા ન્યાયીઓના આત્માઓની પાસે, ૨૪ અને નવા કરારના મધ્યસ્થ
ઈસુની પાસે, અને જે છંટકાવનું રક્ત હાબેલના કરતાં સારૂં બોલે છે, તેની
પાસે આવ્યા છો. ૨૫ જે બોલે છે તેનો તમે અનાદર ન કરો, માટે સાવધ
રહો. કેમકે પૃથ્વી પર ચેતવનારનો જેઓએ અનાદર કર્યો તેઓ જો બચ્યા
નહિ, તો આકાશમાંથી ચેતવનારની પાસેથી જો આપણે ફરીએ તો ખચીત
કરીને બચશું નહિ. ૨૬ તેની વાણીએ તે વખતે પૃથ્વીને હલાવી; પણ હવે

ફરી એકવાર હું એકલી પૃથ્વીને જ નહિ, પણ આકાશને પણ કંપાવું છું, એવી તેણે પ્રતિજ્ઞા કરી છે. ૨૭ 'ફરી એકવાર'નો અર્થ એ છે, કે કંપાયમાન થએલી વસ્તુઓ સૃષ્ટ વસ્તુઓની પેઠે નાશ પામે છે, કે જેથી જેઓ કંપાયમાન થએલી નથી, તેઓ કાયમ રહે. ૨૮ માટે કંપાવવામાં નહિ આવે એવું રાજ્ય પ્રાપ્ત કરીને આપણે [દેવનો] ઉપકાર માનીએ, જેથી દેવ પ્રસન્ન થાય એવી રીતે આપણે તેની સેવા આદરભાવથી તથા ભયથી કરીએ; ૨૯ કેમકે આપણો દેવ ભસ્મ કરી નાખનાર અગ્નિ છે.

## વ્યાવહારિક શિખામણો

૧૩ ભાઈઓ પરની પ્રીતિ જારી રાખો. ૨ પરોણાગત કરવાનું ભૂલો નહિ, કેમકે તેથી કેટલાએક અજાણતાં દૂતોને પરોણા રાખ્યા છે. ૩ બંદીવાનોની સાથે જાણે તમે પણ બંદીવાન હો, તેમ સમજીને તેઓને સંભારો, અને તમે પોતે પણ શરીરમાં છો, માટે જેઓના પર જુલમ ગુજારવામાં આવે છે તેઓને [સંભારો]. ૪ સર્વમાં લગ્ન માનયોગ્ય ગણાય, અને બિછાનું નિર્મળ રહે; કેમકે દેવ લંપટોનો તથા વ્યભિચારીઓનો ન્યાય કરશે. ૫ તમારો સ્વભાવ નિર્લોભી થાય, પોતાની પાસે જે હોય તેથી સંતોષી રહો, કેમકે તેણે કહ્યું છે, કે હું તને કદી મૂકી દઈશ નહિ, અને તને તજીશ પણ નહિ. ૬ તો આપણે ખાતરીપૂર્વક કહી શકીએ છીએ, કે

પ્રભુ મને સહાય કરનાર છે, હું બીહીશ નહિ:
માણસ મને શું કરનાર છે?

## આગેવાનો પ્રત્યે વફાદારી

૭ જેઓ તમારા આગેવાન હતા, જેઓએ તમને દેવની વાત કહી છે, તેઓનું સ્મરણ કરો; અને તેઓના ચરિત્રનું પરિણામ જોઈને તેઓના વિશ્વાસનું અનુકરણ કરો. ૮ ઈસુ ખ્રિસ્ત ગઈ કાલે, આજે તથા સદાકાળ એવો ને એવો જ છે. ૯ તમે વિચિત્ર તથા નવા ઉપદેશથી આકર્ષાઓ નહિ, કેમકે [પ્રભુની] કૃપાથી અંતઃકરણ દૃઢ કરવામાં આવે તે સારું છે, [અમુક] ખોરાક ખાવાથી નહિ. તેનાથી એ પ્રમાણે વર્તનારાઓને લાભ થયો નહિ. ૧૦ આપણી વેદી એવી છે કે મંડપની સેવા કરનારાઓને તે પરનું ખાવાનો અધિકાર નથી. ૧૧ કેમકે પાપાર્પણ તરીકે જે પશુઓનું રક્ત પ્રમુખયાજક પવિત્રસ્થાનમાં લાવે છે, તેઓનાં શરીર છાવણી બહાર બાળવામાં આવે છે. ૧૨ માટે ઈસુએ પણ પોતાના જ રક્તથી લોકોને પવિત્ર કરવા સારુ દરવાજા બહાર મરણ સહ્યું. ૧૩ માટે આપણે પણ તેનું અપમાન સહન કરીને છાવણી બહાર તેની પાસે જઈએ. ૧૪ કેમકે સ્થાયી રહે એવું નગર અહીં આપણને નથી, પણ જે [નગર આવવાનું] છે તેની આપણે આકાંક્ષા રાખીએ છીએ. ૧૫ માટે તેદ્વારા આપણે દેવને સ્તુતિરૂપ યજ્ઞ, એટલે તેનું નામ કબૂલ કરનાર હોઠોનું ફળ અર્પણ, નિત્ય કરીએ. ૧૬ વળી ઉપકાર કરવાનું તથા દાન વહેંચી

આપવાનું તમે ભૂલો મા; કેમકે એવા યજ્ઞોથી દેવ સંતુષ્ટ થાય છે. ૧૭તમે તમારા આગેવાનોની આજ્ઞાઓ પાળીને તેઓને આધીન રહો; કેમકે હિસાબ આપનારાઓની પેઠે તેઓ તમારા આત્માઓની ચોકી કરે છે; એ માટે કે તેઓ આનંદથી તે [કામ] કરે, પણ શોકથી નહિ; કેમકે એથી તમને ગેરલાભ થાય.

## છેવટના સંદેશા

૧૮તમે અમારે સારૂ પ્રાર્થના કરો; કેમકે અમારૂં અંતઃકરણ નિર્મળ છે, એવી અમને ખાતરી છે; અને અમે સઘળી બાબતોમાં પ્રામાણિકપણે વર્તવાની ઇચ્છા રાખીએ છીએ. ૧૯એ પ્રમાણે કરવાને હું તમને ખાસ આગ્રહપૂર્વક વિનંતી કરૂં છું, એ માટે કે હું તમારી પાસે વહેલો પાછો આવું.

૨૦હવે શાંતિનો દેવ, જેણે ઘેટાંના મોટા રખેવાળ આપણા પ્રભુ ઈસુને સર્વકાળના કરારના રક્તથી મૂએલાંમાંથી પાછો ઉઠાડયો, ૨૧તે તમને દરેક સારા કામમાં એવા સંપૂર્ણ કરે કે તમે તેની ઇચ્છા પ્રમાણે [સઘળું] કરો, અને તેની દૃષ્ટિમાં જે સંતોષકારક છે, તે તે ઈસુ ખ્રિસ્તદ્વારા આપણી પાસે કરાવે; તેને સદાસર્વકાળ ગૌરવ હો. આમેન.

૨૨ઓ ભાઈઓ, હું તમને વિનંતી કરૂં છું કે તમે આ [મારાં] બોધનાં વચન સહન કરો; કેમકે મેં તમારા ઉપર ટૂંકમાં જ લખ્યું છે. ૨૩આપણો ભાઈ તીમોથી છૂટો થએલો છે એ તમે જાણજો; જો તે વહેલો આવશે, તો હું તેની સાથે આવીને તમને મળીશ.

૨૪તમે તમારા સઘળા આગેવાનોને તથા સઘળા સંતોને સલામ કહેજો. ઈટાલીમાંના [ભાઈઓ] તમને સલામ કહે છે.

૨૫તમ સર્વેના ઉપર કૃપા હો. આમેન.

# યાકૂબનો પત્ર

## વ્યાવહારિક શિખામણો

૧ વીખરાઈ ગએલાં બારે કુળને, દેવના તથા પ્રભુ ઈસુ ખ્રિસ્તના સેવક
યાકૂબની સલામ.
૨ મારા ભાઈઓ, જ્યારે તમને તરેહ તરેહનાં પરીક્ષણો થાય છે ત્યારે તેમાં
પૂરો આનંદ માનો; ૩ કેમકે તમે જાણો છો કે તમારા વિશ્વાસની પરીક્ષા[માં
પાર ઊતર્યા]થી ધીરજ ઉત્પન્ન થાય છે. ૪ તમે પરિપક્વ તથા સંપૂર્ણ થાઓ,
અને કશામાં અપૂર્ણ રહો નહિ, માટે ધીરજને પોતાનું કામ પૂરેપૂરું કરવા દો.
૫ તમારામાંનો જો કોઈ જ્ઞાનમાં અપૂર્ણ હોય, તો દેવ જે સર્વને ઉદારતાથી
આપે છે, ને ઠપકો આપતો નથી, તેની પાસેથી તે માગે; એટલે તેને તે
આપવામાં આવશે. ૬ પરંતુ કંઈ પણ સંદેહ રાખ્યા વગર વિશ્વાસથી માગવું;
કેમકે જે કોઈ સંદેહ રાખે છે, તે પવનથી ઉછળતા તથા અફળાતા સમુદ્રના
મોજાના જેવો છે. ૭ એવા માણસે પ્રભુ તરફથી તેને કંઈ મળશે એવું ન
ધારવું. ૮ બે મનવાળું માણસ પોતાના સઘળાં કાર્યોમાં અસ્થિર છે.
૯ જે ભાઈ હલકા દરજ્જાનો છે તે પોતાના ઉચ્ચપદમાં અભિમાન કરે; ૧૦ અને
જે શ્રીમંત છે તે પોતાના નીચપદમાં [અભિમાન કરે]: કેમકે ઘાસના ફૂલની
પેઠે તે જતો રહેશે. ૧૧ કેમકે સૂરજ ઊગે છે, અને લૂ વાય છે ત્યારે ઘાસ
ચીમળાય છે; તેનું ફૂલ ખરી પડે છે, અને તેના સૌંદર્યની શોભા નાશ પામે
છે; તેમ શ્રીમંત પણ તેના વ્યવહારમાં ચીમળાઈ જશે.
૧૨ જે માણસ પરીક્ષણમાં પાર ઊતરે છે તેને ધન્ય છે; કેમકે પાર ઊતર્યા
પછી, જીવનનો જે મુગટ પ્રભુએ પોતાના પર પ્રેમ રાખનારાઓને આપવાને
કબૂલ કર્યું છે તે તેને મળશે. ૧૩ કોઈનું પરીક્ષણ થયું હોય તો દેવે મારું
પરીક્ષણ કર્યું છે, એમ તેણે ન કહેવું; કેમકે દુષ્ટતાથી દેવનું પરીક્ષણ થતું નથી,
અને તે કોઈને પરીક્ષણમાં નાખતો પણ નથી; ૧૪ પણ દરેક માણસ પોતાની
દુર્વાસનાથી ખેંચાઈને તથા લલચાઈને પરીક્ષણમાં પડે છે. ૧૫ પછી દુર્વાસના
ગર્ભ ધરીને પાપને જન્મ આપે છે, અને પાપ પરિપક્વ થઈને મોતને ઉપજાવે
છે. ૧૬ મારા વહાલા ભાઈઓ, તમે ઠગાતા નહિ. ૧૭ દરેક ઉત્તમ દાન
તથા દરેક સંપૂર્ણ દાન ઉપરથી હોય છે, અને પ્રકાશોનો પિતા જેનામાં વિકાર
થતો નથી, તેમજ જેનામાં ફરવાથી પડતો પડછાયો પણ નથી, તેની પાસેથી
ઊતરે છે. ૧૮ તેણે પોતાની ઇચ્છાથી સત્યના વચનદ્વારા આપણને જન્મ
આપ્યો છે, જેથી આપણે તેનાં ઉત્પન્ન કરેલાંઓમાં પ્રથમફળ જેવા થઈએ.

## ખરો ધર્મ

૧૯ મારા વહાલા ભાઈઓ, તમે એ જાણો છો. દરેક માણસ સાંભળવામાં
ચપળ, બોલવામાં ધીમો, તથા ક્રોધમાં ધીરો થાય; ૨૦ કેમકે માણસના ક્રોધથી
દેવનું ન્યાયીપણું પાર પડતું નથી. ૨૧ માટે તમે સર્વ મલિનતા તથા દુષ્ટતાની
અધિકતા નાખી દો, અને [તમારા હૃદયમાં] રોપેલું જે વચન તમારા આત્માઓને
તારવાને શક્તિમાન છે તેને નમ્રતાથી ગ્રહણ કરો. ૨૨ પણ તમે વચનના પાળનારા
થાઓ, પોતાને છેતરીને કેવળ સાંભળનારા જ નહિ. ૨૩ કેમકે જે કોઈ માણસ
વચન પાળનાર નથી, પણ કેવળ સાંભળનાર છે, તે પોતાનું સ્વાભાવિક મોં
આરસીમાં જોનાર માણસના જેવો છે; ૨૪ કેમકે તે પોતાને જુએ છે, પછી ત્યાંથી
ખસી જાય છે, એટલે તે પોતે કેવો હતો, એ તે તરત ભૂલી જાય છે. ૨૫ પણ જે
છૂટાપણાના સંપૂર્ણ નિયમમાં નિહાળીને જુએ છે, અને તેમાં રહે છે, જે સાંભળીને
ભૂલી જનાર નહિ, પણ કામ કરનાર થાય છે, તેજ માણસ પોતાના વ્યવહારમાં
ધન્ય થશે. ૨૬ જો તમારામાંનો કોઈ માને કે હું પોતે ધાર્મિક છું, પણ પોતાની
જીભને વશ કરતો નથી, તે પોતાના મનને છેતરે છે, અને એવા માણસની
ધાર્મિકતા વ્યર્થ છે. ૨૭ વિધવાઓની અને અનાથોની તેઓનાં દુઃખની વખતે
મુલાકાત લેવી અને જગતથી પોતાને નિષ્કલંક રાખવો એજ દેવની, એટલે બાપની,
આગળ શુદ્ધ તથા નિર્મળ ધાર્મિકતા છે.

## ધનવાન તથા ગરીબ પ્રત્યે વર્તન

૨ મારા ભાઈઓ, તમે નિષ્પક્ષપાતપણે આપણા મહિમાવાન પ્રભુ ઈસુ
ખ્રિસ્તનો વિશ્વાસ રાખો. ૨ કેમકે જેની આંગળીમાં સોનાની વીંટી હોય,
તથા જેના અંગ પર ભપકાદાર વસ્ત્ર હોય, એવો માણસ જો તમારી સભામાં
આવે, અને જો મલિન વસ્ત્ર પહેરેલો એવો એક ગરીબ માણસ પણ આવે;
૩ અને તમે ભપકાદાર વસ્ત્ર પહેરેલા માણસને માન આપીને કહો છો, કે તમે
અહીં ઉત્તમ સ્થાને બેસો; પણ પેલા ગરીબ માણસને કહો છો, કે તું પણે
ઊભો રહે, અથવા અહીં મારા પગના આસન પાસે બેસ; ૪ તો શું તમારામાં
ભેદભાવ નથી? અને શું તમે પક્ષપાતપણે ન્યાય કરતા નથી? ૫ મારા
વહાલા ભાઈઓ, તમે સાંભળો; વિશ્વાસમાં ધનવાન થવા સારૂ, તથા દેવે
પોતાના પર પ્રેમ રાખનારાઓને જે રાજ્ય આપવાનું વચન આપ્યું છે તેનું
વતન પામવા સારૂ, દેવે આ જગતના ગરીબોને પસંદ નથી કર્યા? ૬ પણ
તમે ગરીબનું અપમાન કર્યું છે. શું શ્રીમંતો તમારા પર જુલમ કરતા નથી?
અને ન્યાયાસન આગળ તેઓ તમને ઘસડી લઈ જતા નથી? ૭ જે ઉત્તમ
નામથી તમે ઓળખાઓ છો, તેની નિંદા કરનારા શું તેઓ નથી? ૮ તોપણ
પવિત્રલેખ પ્રમાણે જે રાજમાન્ય નિયમ છે, એટલે કે, તું પોતાના જેવો પોતાના
પડોશી પર પ્રેમ રાખ, એ [નિયમ] જો તમે પૂરેપૂરો પાળો છો, તો તમે
ઘણું સારૂં કરો છો; ૯ પણ જો તમે પક્ષપાત કરો છો, તો પાપ કરો છો,

નથી, કેમકે તમે માગતા નથી. ૩ તમે માગો છો પણ તમને મળતું નથી,
કેમકે તમે તમારા મોજશોખ પર ખરચી નાખવાના ખોટા ઈરાદાથી માગો છો.
૪ ઓ વ્યભિચારિણીઓ, શું તમને માલુમ નથી, કે જગતની મૈત્રી દેવ પ્રત્યે
વેર છે? માટે જે કોઈ જગતનો મિત્ર થવાની ઇચ્છા રાખે છે, તે દેવનો વેરી
થાય છે. ૫ જે આત્માને તેણે આપણામાં વસાવ્યો, તેને તે પોતાનો જ કરવાની
ઉમળકાથી ઇચ્છા રાખે છે, એમ શાસ્ત્રમાં કહેલું છે તે ફોકટ છે, એમ તમે
ધારો છો? ૬ પણ તે તો વધારે ને વધારે કૃપા આપે છે. માટે [શાસ્ત્ર]
કહે છે, કે દેવ ગર્વિષ્ઠોની વિરુદ્ધ છે, પણ તે નમ્ર માણસો પર કૃપા રાખે છે.
૭ માટે તમે દેવને આધીન થાઓ; પણ શેતાનની સામા થાઓ, એટલે તે તમારી
પાસેથી નાસી જશે. ૮ તમે દેવની પાસે જાઓ, એટલે તે તમારી પાસે આવશે.
ઓ પાપીઓ, તમે તમારા હાથ શુદ્ધ કરો; અને, ઓ બે મનવાળાઓ, તમે
તમારાં મન પવિત્ર કરો. ૯ તમે ઉદાસ થાઓ, ને શોક કરો, ને રડો; તમને
હાસ્યને બદલે શોક તથા આનંદને બદલે ખેદ થાય. ૧૦ પ્રભુની આગળ તમે
દીન થાઓ, એટલે તે તમને ઉચ્ચપદે મૂકશે.

૧૧ ઓ ભાઈઓ, તમે એકબીજાનું ભૂંડું ન બોલો; જે પોતાના ભાઈનું
ભૂંડું બોલે છે, અથવા પોતાના ભાઈને દોષિત ઠરાવે છે, તે નિયમને દોષિત
ઠરાવે છે, ને નિયમનો ન્યાય કરે છે; અને જો તું નિયમનો ન્યાય કરે છે, તો તું
નિયમનો પાળનાર નથી, પણ તેનો ન્યાય કરનાર છે. ૧૨ નિયમ આપનાર તથા
ન્યાય કરનાર એક જ છે, તે તો તારવાને તથા નાશ કરવાને શક્તિમાન છે;
પણ બીજાનો ન્યાય કરનાર તું કોણ છે?

## ધનવાનોના ગર્વ વિષે શિખામણ

૧૩ હવે ચાલો, તમે કહો છો, કે આજે અથવા કાલે અમે અમુક શહેરમાં
જઈને ત્યાં એક વર્ષભર રહીશું, અને વેપાર કરીને કમાણી કરીશું; ૧૪ તો પણ
કાલે શું થશે એની તમને ખબર નથી. તમારી જિંદગી શાના જેવી છે? તમે
તો ધૂમર [જેવા] છો, તે થોડી વાર દેખાય છે, અને પછી અદૃશ્ય થાય છે.
૧૫ પણ ઊલટું તમારે તો એમ કહેવું જોઈએ, કે જો પ્રભુની ઇચ્છા હશે, તો
અમે જીવતા રહીશું, અને આમ કે તેમ કરીશું. ૧૬ પણ હવે તમે તો ગર્વ
કરીને બડાઈ કરો છો; એવી સઘળી બડાઈ ખોટી છે. ૧૭ માટે જે રૂડું કરી
જાણે છે, પણ કરતો નથી, તેને પાપ લાગે છે.

## ધનવાનોના જુલમ વિષે શિખામણ

૫ હવે ચાલો, શ્રીમંતો, તમારા પર પડનારાં સંકટોને લીધે તમે હાય
હાય કરો અને રડો. ૨ તમારી દોલત સડી ગઈ છે, અને તમારાં
લૂગડાંને ઉધઈ ખાઈ ગઈ છે. ૩ તમારું સોનું તથા રૂપું કટાઈ ગયું છે;
અને તેનો કાટ તમારી વિરુદ્ધ સાક્ષી આપશે, અને અગ્નિની પેઠે તમારાં
શરીરોને ખાઈ જશે. તમે છેલ્લા સમયને સારુ દોલત સંઘરી રાખી છે.

૪જુઓ, જે મજૂરોએ તમારાં ખેતર કાપ્યાં છે, તેઓની મજૂરી તમે દગો કરીને
અટકાવી રાખી છે, તે બૂમ પાડે છે; અને કાપનારાઓની બૂમ સૈન્યોના પ્રભુના
કાનોમાં આવી પહોંચી છે. ૫તમે પૃથ્વી પર મોજશોખ કરીને વિલાસી થયાં
છો; કાપાકાપીના દિવસમાં તમે તમારાં હૃદયોને પુષ્ટ કર્યાં છે. ૬ન્યાયીને તમે
અન્યાયથી ઠરાવીને મારી નાખ્યો છે; તે તમારી સામો થતો નથી.

## ધીરજ રાખવાની શિખામણ

૭એ માટે, ભાઈઓ, પ્રભુના આવતાં સુધી તમે ધીરજ રાખો. જુઓ,
ખેડૂત ખેતરમાં થનારાં મૂલ્યવાન ફળની વાટ જુએ છે, અને પહેલો તથા છેલ્લો
વરસાદ થાય ત્યાં સુધી તે ધીરજ રાખે છે. ૮તમે પણ ધીરજ રાખો, તમારાં
મન દૃઢ રાખો; કેમકે પ્રભુનું આગમન નજીક છે. ૯ભાઈઓ, તમારો ન્યાય
કરવામાં ન આવે માટે એકબીજાની સામે બડબડાટ ન કરો; જુઓ, ન્યાયાધીશ
બારણા આગળ ઊભો રહે છે. ૧૦મારા ભાઈઓ, દુઃખ સહન કરવામાં તથા
ધીરજ રાખવામાં જે પ્રબોધકો પ્રભુના નામથી બોલ્યા, તેઓનો દાખલો લો.
૧૧જુઓ, જેઓએ સહન કર્યું હતું, તેઓને ધન્ય છે, એમ આપણે માનીએ
છીએ: તમે અયૂબની સહનતા વિષે સાંભળ્યું છે, અને પ્રભુથી જે પરિણામ
આવ્યું તે ઉપરથી તમે જોયું છે, કે પ્રભુ ઘણો દયાળુ તથા કૃપાળુ છે.
૧૨પણ, મારા ભાઈઓ, વિશેષે કરીને તમે સમ ન ખાઓ, આકાશના
નહિ કે પૃથ્વીના નહિ તેમજ બીજા કોઈના સમ ન ખાઓ; પણ તમને સજા ન
થાય, માટે તમારી હા તે સાફ હા, અને ના તે સાફ ના થાય.

## સાર્થક પ્રાર્થના

૧૩તમારામાં શું કોઈ દુઃખી છે? તો તેણે પ્રાર્થના કરવી. શું કોઈ મગ્ન છે?
તો તેણે સ્તોત્ર ગાવાં. ૧૪તમારામાં શું કોઈ માંદો છે? [જો હોય] તો તેણે
મંડળીના વડીલોને બોલાવવા; અને તેઓએ પ્રભુના નામથી તેને તેલ ચોળીને
તેને માટે પ્રાર્થના કરવી; ૧૫અને વિશ્વાસ[સહિત કરેલી] પ્રાર્થના માંદાને
બચાવશે, ને પ્રભુ તેને ઉઠાડશે; અને જો તેણે પાપ કર્યાં હશે તો તે તેને માફ
કરવામાં આવશે. ૧૬તમે નીરોગી થાઓ માટે તમારાં પાપ એકબીજાની આગળ
કબૂલ કરો, અને એકબીજાને સારુ પ્રાર્થના કરો. ન્યાયી માણસની પ્રાર્થના
પરિણામે બહુ સાર્થક થાય છે. ૧૭એલીયાહ સ્વભાવે આપણા જેવો માણસ
હતો, પણ વરસાદ ન વરસે તેવી તેણે પ્રાર્થના કરીને વિનંતી કરી; અને સાડાત્રણ
વરસ સુધી પૃથ્વી પર વરસાદ વરસ્યો નહિ. ૧૮પછી તેણે ફરી પ્રાર્થના કરી;
એટલે આકાશમાંથી વરસાદ પડયો, અને ધરતીમાંથી સારો પાક નીપજ્યો.
૧૯મારા ભાઈઓ, જો તમારામાંનો કોઈ સત્ય [માર્ગ] મૂકીને આડે માર્ગે જાય,
અને કોઈ તેને પાછો ફેરવે; ૨૦તો તેણે જાણવું કે પાપીને તેના ભૂલભરેલા માર્ગથી
જે પાછો ફેરવે છે, તે એક પ્રાણને મોતથી બચાવશે, અને પાપના પુંજને ઢાંકશે.

અને [નિયમનું] ઉલ્લંઘન કરનારા તરીકે નિયમથી અપરાધી ઠરો છો. ૧૦ કેમકે
જે કોઈ આખું નિયમશાસ્ત્ર પાળશે, અને માત્ર એક જ બાબતમાં ભૂલ કરશે, તે
સર્વ સંબંધી અપરાધી છે. ૧૧ કેમકે જેણે કહ્યું, કે તું વ્યભિચાર ન કર, તેણે જ
કહ્યું છે, કે તું હત્યા ન કર. માટે જો તું વ્યભિચાર ન કરે, પણ જો તું
હત્યા કરે, તો તું નિયમશાસ્ત્રનું ઉલ્લંઘન કરનારો થયો છે. ૧૨ સ્વતંત્રતાના
નિયમ પ્રમાણે તમારો ન્યાય થવાનો છે, એવું સમજીને બોલો તથા વર્તો. ૧૩ કેમકે
જેણે દયા નથી રાખી, તેનો ન્યાય દયા વગર થશે; ન્યાય પર દયા વિજય
મેળવે છે.

## વિશ્વાસ તથા કરણી

૧૪ મારા ભાઈઓ, જો કોઈ કહે, કે મને વિશ્વાસ છે, પણ જો તેને કરણીઓ
ન હોય, તો તેથી શો લાભ થાય? શું એવો વિશ્વાસ તેને તારી શકે છે?
૧૫ જો કોઈ ભાઈ અથવા બહેન ઉઘાડાં હોય અને તેમને રોજનો પૂરતો
ખોરાક ન હોય, ૧૬ અને તમારામાંનો કોઈ તેઓને કહે, કે શાંતિથી જાઓ,
તાપો, અને તૃપ્ત થાઓ, તોપણ શરીરને જે જોઈએ તે જો તમે તેઓને
ન આપો, તો તેથી શો લાભ થાય? ૧૭ તેમ જ વિશ્વાસ પણ, જો તેની
સાથે કરણીઓ ન હોય, તો તે એકલો [હોવાથી] નિર્જીવ છે. ૧૮ હા, કોઈ
કહેશે, કે તને વિશ્વાસ છે, અને મને કરણીઓ છે; તો તું તારો વિશ્વાસ તારી
કરણીઓ વગર મને દેખાડ, અને હું મારો વિશ્વાસ મારી કરણીઓથી તને
દેખાડીશ. ૧૯ તું વિશ્વાસ કરે છે, કે દેવ એક છે; તો તું સારું કરે છે; ભૂતો
પણ વિશ્વાસ કરે છે, અને કાંપે છે. ૨૦ પણ, ઓ નિર્બુદ્ધ માણસ, કરણીઓ
વગર વિશ્વાસ નિર્જીવ છે, એ જાણવાની તું ઇચ્છા રાખે છે? ૨૧ આપણા પૂર્વજ
ઈબ્રાહીમે યજ્ઞવેદી પર પોતાના દીકરા ઈસહાકનું બલિદાન આપ્યું, તેમ કરીને
કરણીઓથી તેને ન્યાયી ઠરાવવામાં આવ્યો નહિ? ૨૨ તું જુએ છે કે તેની
કરણીઓ સાથે વિશ્વાસ હતો, અને કરણીઓથી વિશ્વાસને સંપૂર્ણ કરવામાં
આવ્યો; ૨૩ એટલે આ લેખ ખરો ઠર્યો કે જેમાં કહેલું છે, કે ઈબ્રાહીમે દેવ
પર વિશ્વાસ કર્યો, અને તે તેને સારુ ન્યાયીપણા તરીકે ગણવામાં આવ્યો;
અને તેને દેવનો મિત્ર કહેવામાં આવ્યો. ૨૪ તમે જુઓ છો કે એકલા વિશ્વાસથી
નહિ, પણ કરણીઓથી માણસને ન્યાયી ઠરાવવામાં આવે છે. ૨૫ તેજ પ્રમાણે
જ્યારે રાહાબ વેશ્યાએ જાસૂસોનો સત્કાર કર્યો, અને તેઓને બીજે રસ્તે
બહાર મોકલ્યા, ત્યારે તેને પણ શું કરણીઓથી ન્યાયી નહિ ઠરાવવામાં આવી?
૨૬ કેમકે જેમ શરીર આત્મા વગર નિર્જીવ છે, તેમ જ વિશ્વાસ પણ કરણીઓ
વગર નિર્જીવ છે.

## જીભ પર અંકુશ

૩ મારા ભાઈઓ, તમારામાંના ઘણા ઉપદેશકો ન થાઓ, કેમકે તમે જાણો
છો કે આપણ [ઉપદેશકો]ને તો વિશેષે કરીને ભારે દંડ થશે. ૨ કેમકે

આપણે સઘળા ઘણી બાબતમાં ભૂલ કરીએ છીએ. જો કોઈ બોલવામાં ભૂલ
કરતો નથી, તો તે સંપૂર્ણ માણસ છે, અને પોતાના આખા શરીરને પણ
અંકુશમાં રાખવાને શક્તિમાન છે. ૩જુઓ, ઘોડા કબજે રહે માટે આપણે
તેઓનાં મોંમાં લગામ ઘાલીને તેઓનાં આખાં શરીરને ફેરવીએ છીએ.
૪જુઓ, વહાણો પણ કેટલાં બધાં મોટાં છે, તેઓ ભારે પવનથી ધકેલાય છે,
તોપણ બહુ નાના સુકાનથી સુકાનીની મરજી હોય તે તરફ તેઓને ફેરવવામાં
આવે છે. ૫તેમ જીભ પણ એક નાનો અવયવ છે, છતાં તે મોટી મોટી
બડાશ મારે છે. જુઓ, કેટલો થોડો અગ્નિ કેટલા મોટા વનમાં દવ લગાડે છે!
૬જીભ તો અગ્નિ છે, દુષ્ટતાનું જગત છે; આપણા અવયવોમાં જીભ એવી
છે, કે તે આખા શરીરને મલિન કરે છે, તે ભૂમંડળને સળગાવે છે, અને
તે પોતે નરકથી સળગાવવામાં આવેલી છે. ૭કેમકે દરેક જાતનાં જાનવરો,
પક્ષીઓ, પેટે ચાલનારાંઓ તથા સમુદ્રમાં રહેનારાં પ્રાણીઓ વશ થાય છે,
અને માણસોએ તેમને વશ કર્યાં છે; ૮પણ જીભને કોઈ માણસ વશ કરી
શકતું નથી. તે [બધે] ફેલાતી મરકી છે, અને પ્રાણઘાતક ઝેરથી ભરપૂર છે.
૯એનાથી આપણે પ્રભુપિતાની સ્તુતિ કરીએ છીએ, અને એનાથી દેવની પ્રતિમા
પ્રમાણે ઉત્પન્ન થએલાં માણસોને શાપ પણ દઇએ છીએ. ૧૦એક જ મોંમાંથી
સ્તુતિ તથા શાપ નીકળે છે. મારા ભાઈઓ, આમ તો ન જ થવું જોઈએ. ૧૧શું
ઝરણ એક જ મુખમાંથી મીઠું તથા ખારૂં પાણી આપે? ૧૨મારા ભાઈઓ, શું
અંજીરી જૈતફળ અથવા દ્રાક્ષાવેલો અંજીર આપી શકે? તેમજ ખારૂં ઝરણ મીઠું
પાણી આપી શકતું નથી.

## ખરૂં તથા ખોટું જ્ઞાન

૧૩તમારામાં જ્ઞાની તથા સમજુ કોણ છે? તો તે જ્ઞાનથી આવેલી
નમ્રતા વડે સદાચરણથી પોતાની કરણીઓ દેખાડે. ૧૪પણ જો તમારા મનમાં
કડવી અદેખાઈ તથા ચરસાચરસી છે, તો તમે સત્યની વિરુદ્ધ [થઈને] ગર્વ ન
કરો અને જૂઠું ન બોલો. ૧૫એ જ્ઞાન ઉપરથી ઊતરે એવું નથી, પણ તે
ઐહિક, વિષયી તથા શેતાની છે. ૧૬કેમકે જ્યાં અદેખાઈ તથા ચરસાચરસી
છે, ત્યાં ધાંધળ તથા દરેક દુષ્કર્મ છે. ૧૭પણ જે જ્ઞાન ઉપરથી છે તે પ્રથમ
તો નિર્મળ, પછી સલાહ કરાવનારૂં, નમ્ર, સહેજે સમજે એવું, દયાથી તથા સારાં
ફળોથી ભરપૂર, નિષ્પક્ષપાત તથા દંભરહિત છે. ૧૮વળી જે સલાહ કરાવનારાઓ
શાંતિમાં વાવે છે, તેઓ ન્યાયીપણું લણે છે.

## પક્ષાપક્ષીના ઝઘડા વિષે શિખામણ

૪ તમારામાં લડાઈ તથા ઝઘડા ક્યાંથી થાય છે? શું તમારા અવયવોમાંની
લડાઈ કરનારી દુર્વાસનાથી નહિ? ૨તમે દુરિચ્છા રાખો છો, પણ
તે તૃપ્ત થતી નથી; તમે હત્યા કરો છો, અને લોભ રાખો છો, પણ કંઈ
મેળવી [illegible] નથી; તમે લડાઈટંટો કરો છો; પણ તમને [illegible]

# પીતરનો પહેલો પત્ર

### લેખકની સલામ

૧ દેવ બાપના પૂર્વજ્ઞાન પ્રમાણે આત્માના પવિત્રીકરણથી આજ્ઞાંકિત થવા
સારૂ, અને ઈસુ ખ્રિસ્તના રક્તથી છંટાવા સારૂ, પસંદ કરવામાં આવેલા,
૨ પંતસ, ગલાતીઆ, કાપાદોકીઆ, આસિયા, અને બિથુનીઆમાં વીખરએલા
પરદેશી તરીકે રહેનારા લોક લખિતંગ ઈસુ ખ્રિસ્તનો પ્રેરિત પીતર: તમારા
પર પુષ્કળ કૃપા તથા શાંતિ થાઓ.

### તારણની ખ્રિસ્તી આશા માટે ઉપકારસ્તુતિ

૩ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના દેવ તથા બાપને ધન્યવાદ હો; તેણે પોતે
ઘણી દયા રાખીને મૂએલાંમાંથી ઈસુ ખ્રિસ્તનું પુનરુત્થાન કરીને સજીવન આશાને
સારૂ, ૪ અવિનાશી, નિર્મળ તથા કરમાઈ ન જનારા વતનને માટે આપણને
પુનર્જન્મ આપ્યો છે, તે વતન તમારે સારૂ આકાશમાં રાખી મૂકેલું છે, ૫ અને
જે તારણ છેલ્લા કાળમાં પ્રગટ થવાની તૈયારીમાં છે તે તમને મળશે ત્યાં
સુધી દેવના સામર્થ્ય વડે વિશ્વાસથી તમને સંભાળી રાખવામાં આવે છે. ૬ એમાં
તમે બહુ આનંદ કરો છો, જો કે હમણાં થોડી જ વાર સુધી અગત્યના કારણથી
નાનાપ્રકારનાં પરીક્ષણ થયાથી તમે દુઃખી થયા છો. ૭ જેથી તમારા વિશ્વાસની
પરીક્ષા જે અગ્નિથી પરખાએલા નાશવંત સોના કરતાં બહુ મૂલ્યવાન છે તે
ઈસુ ખ્રિસ્તના પ્રગટ થવાની વેળાએ સ્તુતિ, માન તથા મહિમા યોગ્ય થાય:
૮ તેને ન જોયા છતાં પણ તમે તેના પર પ્રીતિ રાખો છો; હમણાં જો કે
તમે તેને જોતા નથી, તોપણ તેના પર વિશ્વાસ રાખો છો; તમે તેનામાં
અવાચ્ય તથા મહિમાથી ભરપૂર આનંદથી હરખાઓ છો; ૯ અને તમે તમારા
વિશ્વાસનું ફળ, એટલે તમારા આત્માઓનું તારણ, પામો છો. ૧૦ જે પ્રબોધકોએ
તમારા પર થવાની કૃપા વિષે ભવિષ્યવચન કહ્યાં તેઓએ તે તારણ વિષે
ખંતથી તપાસીને શોધ કર્યો; ૧૧ તેઓમાં રહેલા ખ્રિસ્તના આત્માએ ખ્રિસ્તનાં
દુઃખ તથા તે પછીના મહિમા વિષે અગાઉથી સાક્ષી પૂરી, ત્યારે તેણે કયો
અથવા કેવો સમય બતાવ્યો હતો એની તપાસ તેઓ કરતા હતા. ૧૨ તે
બાબતો પ્રસિદ્ધ કરીને તેઓએ પોતાની જ નહિ પણ તમારી સેવા કરી હતી,
એવું તેઓને પ્રગટ કરવામાં આવ્યું હતું; તે બાબતોના સમાચાર આકાશમાંથી
મોકલેલા પવિત્ર આત્માની સહાયથી જેઓએ તમને સુવાર્તા પ્રગટ કરી તેઓની
મારફતે તમને હમણાં જણાવવામાં આવ્યા; તે બાબતોની નિરીક્ષા કરવાની ઇચ્છા
દૂતો પણ રાખે છે.

## ખ્રિસ્તી ચારિત્ર

૧૩ એ માટે તમે પોતાના મનની કમર બાંધીને સાવધ રહો, અને ઈસુ
ખ્રિસ્તના પ્રગટ થવાની વેળાએ તમારા પર જે કૃપા થશે તેની પૂર્ણ આશા
રાખો. ૧૪ આજ્ઞાંકિત છોકરાં જેવા થાઓ, અને તમારી પૂર્વેની અજ્ઞાન
અવસ્થામાં રાખેલી દુર્વાસનાની રૂએ ન વર્તો; ૧૫ પણ જેણે તમને તેડ્યા
છે, તે જેવો પવિત્ર છે તેવા તમે પણ સર્વ પ્રકારનાં આચરણમાં પવિત્ર થાઓ;
૧૬ કેમકે લખેલું છે, કે હું પવિત્ર છું, માટે તમે પવિત્ર થાઓ. ૧૭ અને જે
પક્ષપાત વગર તેની કરણી પ્રમાણે દરેકનો ન્યાય કરે છે, તેને જો તમે પિતા
કહીને વિનંતી કરો છો, તો તમારા અહીંના પ્રવાસનો વખત બીકમાં કાઢો.
૧૮ કેમકે તમે જાણો છો કે તમારા પૂર્વજોથી ચાલતાં આવેલા અવરથા
આચરણથી વિનાશી વસ્તુઓ વડે, એટલે રૂપા અથવા સોના વડે, નહિ;
૧૯ પણ ખ્રિસ્ત, જે નિષ્કલંક તથા નિર્દોષ હલવાન જેવો છે, તેના મૂલ્યવાન
રક્તથી, તમારો ઉદ્ધાર કરવામાં આવ્યો છે; ૨૦ તે તો જગતના મંડાણ
અગાઉ નિર્માણ થએલો હતો ખરો, પણ તમારે સારૂ આ છેલ્લા કાળમાં તે
પ્રગટ થયો. ૨૧ તેદ્વારા તમે દેવ પર વિશ્વાસ કરો છો, તેણે તેને મૂએલાં-
માંથી ઉઠાડ્યો, અને મહિમા આપ્યો, કે જેથી તમારો વિશ્વાસ તથા આશા દેવ
પર થાય. ૨૨ તમે સત્યને આધીન રહીને ભાઈઓ પરની નિષ્કપટ પ્રીતિને
માટે તમારાં મન પવિત્ર કર્યાં છે, માટે [ખરા] અંતઃકરણથી એકબીજા ઉપર
આગ્રહથી પ્રીતિ કરો; ૨૩ કેમકે વિનાશી બીજથી નહિ, પણ અવિનાશીથી,
દેવના જીવંત તથા સદાકાળ રહેનાર વચન વડે, તમને પુનર્જન્મ આપવામાં
આવ્યો છે. ૨૪ કેમકે,

સઘળાં પ્રાણી ઘાસના સરખાં છે,
અને તેઓનું સઘળું ગૌરવ ઘાસના ફૂલ સરખું છે.
ઘાસ સુકાઈ જાય છે, ને તેનું ફૂલ ખરી પડે છે,
૨૫ પણ પ્રભુનું વચન સદાકાળ રહે છે;
અને જે સુવાર્તાનું વચન તમને પ્રગટ કરવામાં આવ્યું તે એજ છે.

૨ એ માટે સઘળી દુષ્ટતા, કપટ, દંભ, અદેખાઈ તથા સઘળા પ્રકારની
નિંદા દૂર કરીને, ૨ નવાં જન્મેલાં બાળકોની પેઠે નિષ્કપટ આત્મિક
દૂધની ઇચ્છા રાખો; ૩ જેથી (જો તમને એવો અનુભવ થયો હોય કે પ્રભુ
દયાળુ છે તો) તે વડે તમે તારણ મેળવતાં સુધી વધો. ૪ જે જીવંત પથ્થર
છે, જેને માણસોએ નકાર્યો હતો ખરો, પણ જે દેવથી પસંદ કરાએલો તથા
મૂલ્યવાન છે, ૫ તેની પાસે આવીને તમે પણ જીવંત પથ્થરોના જેવા
આત્મિક ઘરમાં ચણાયા છો, અને જે આત્મિક યજ્ઞો ઈસુ ખ્રિસ્ત દ્વારા દેવને

પ્રસન્ન છે એ યજ્ઞો કરવાને માટે તમે પવિત્ર યાજકવર્ગ થયા છો. ⁶કારણ કે શાસ્ત્રમાં લખેલું છે, કે

જુઓ, પસંદ કરેલો તથા મૂલ્યવાન, એવો ખૂણાનો મુખ્ય પથ્થર હું
સિયોનમાં મૂકું છું;
જે તેના પર વિશ્વાસ કરે છે તે શરમાશે નહિ.

⁷માટે તમો વિશ્વાસ કરનારાઓને સારૂ તે મૂલ્યવાન છે; પણ અવિશ્વાસીઓને સારૂ તો

જે પથ્થરને બાંધનારાઓએ નકાર્યો હતો,
તેજ ખૂણાનો મુખ્ય પથ્થર થયો છે;

⁸અને

ઠેસ ખવડાવનાર પથ્થર તથા ઠોકર ખવડાવનાર ખડક થયો છે;

તેઓ આજ્ઞા માનતા નથી, તેથી તેઓ વચન વિષે ઠોકર ખાય છે; એને માટે પણ તેઓ નિર્માણ થયા હતા. ⁹પણ તમે તો પસંદ કરેલી જાતિ, રાજમાન્ય યાજકવર્ગ, પવિત્ર પ્રજા તથા [પ્રભુના] ખાસ લોક છો, કે જેથી જેણે તમને અંધકારમાંથી પોતાના આશ્ચર્યકારક પ્રકાશમાં [આવવાનું] આમંત્રણ આપ્યું છે, તેના સદ્ગુણો તમે પ્રગટ કરો. ¹⁰તમે પહેલાં પ્રજાજન નહોતા, પણ હાલ તમે દેવની પ્રજા છો; તમે દયા પામેલા નહોતા, પણ હાલ તમે દયા પામ્યા છો.

¹¹વહાલાઓ, હું તમને વિનંતી કરૂં છું, કે જે દૈહિક વિષયો આત્માની સામે લડે છે, તેઓથી તમે, પરદેશી તથા પ્રવાસી જેવા, દૂર રહો; ¹²અને વિદેશી લોકોમાં તમે તમારાં આચરણ સારાં રાખો; જેથી તેઓ તમને દુષ્ટ સમજીને તમારી વિરુદ્ધ બોલે ત્યારે તેઓ તમારાં રૂડાં કામ જોઈને ન્યાયકરણને દિવસે દેવની સ્તુતિ કરે.

## અધિકારીઓને આધીન થવું

¹³તમે માણસોએ સ્થાપેલી દરેક પ્રકારની સત્તાને પ્રભુની ખાતર આધીન રહો: રાજાને સર્વોપરી સમજીને તેને આધીન રહો; ¹⁴વળી ભૂંડું કરનારાઓને દંડ કરવાને તથા સારૂં કરનારાઓનાં વખાણ કરવાને તેણે નીમેલા અધિકારીઓને તમે આધીન થાઓ. ¹⁵કેમકે દેવની ઇચ્છા એવી છે કે સારૂં કરીને મૂર્ખ માણસોની અજ્ઞાનતા[ની વાતો]ને તમે બંધ પાડો. ¹⁶સ્વતંત્ર હોવા છતાં દુષ્ટતાને ઢાંકવાને માટે તમારી સ્વતંત્રતાનો ઉપયોગ ન કરો, પણ દેવના સેવકોને શોભે તેમ વર્તો. ¹⁷તમે સર્વને માન આપો. બંધુમંડળ પર પ્રીતિ રાખો. દેવનો ભય રાખો. રાજાનું સન્માન કરો.

## સેવાનું રહસ્ય

¹⁸ચાકરો, તમે પૂરો ભય રાખીને તમારા શેઠોને આધીન થાઓ; કેવળ જેઓ ભલા તથા માયાળુ છે તેઓનેજ નહિ, પણ વળી જેઓ કઠણ છે તેમને પણ આધીન થાઓ. ¹⁹કેમકે જો કોઈ માણસ દેવ તરફના ભક્તિભાવને લીધે

અન્યાય વેઠીને દુઃખ સહે છે, તો તે [દેવની નજરમાં] પ્રશંસાપાત્ર છે. ૨૦ કેમકે
જ્યારે પાપ કરવાને લીધે તમે માર ખાઓ છો ત્યારે જો સહન કરો છો, તો તેમાં
પ્રશંસાપાત્ર શું છે? પણ સારું કરવાને લીધે જ્યારે તમે દુઃખ ભોગવો છો, ત્યારે જો
તે સહન કરો છો, તો એ દેવની નજરમાં પ્રશંસાપાત્ર છે. ૨૧ કારણ કે એને માટે
તમને તેડવામાં આવ્યા છે; કેમકે ખ્રિસ્તે પણ તમારે માટે સહન કર્યું, અને તમે
તેને પગલે ચાલો, માટે તેણે તમોને નમૂનો આપ્યો છે. ૨૨ તેણે કંઈ પાપ કર્યું
નહિ, અને તેના મોંમાં કદી કંઈ કપટ માલૂમ પડ્યું નહિ. ૨૩ તેણે નિંદા સહન
કરીને સામી નિંદા કરી નહિ; દુઃખો સહન કરીને ધમકી આપી નહિ; પણ
અદલ ન્યાય કરનારને પોતાને સોંપી દીધો. ૨૪ લાકડા પર તેણે પોતે પોતાના
શરીરમાં આપણાં પાપ માથે લીધાં, જેથી આપણે પાપો સંબંધી મૃત્યુ પામીને
ન્યાયીપણા સંબંધી જીવીએ; તેના ઘાઓથી તમે સાજા થયા. ૨૫ કેમકે તમે
ભૂલાં પડેલાં ઘેટાંના જેવા હતા; પણ હવે તમારા જીવોના પાળક તથા અધ્યક્ષની
પાસે પાછા આવ્યા છો.

## પતિ તથા પત્ની

૩ એજ પ્રમાણે, સ્ત્રીઓ, તમે તમારા પતિઓને આધીન રહો; કે જેથી જો
કોઈ [પતિ સુવાર્તાનાં] વચન માનનાર ન હોય, તો તેઓ પોતાની સ્ત્રીઓનાં
આચરણથી, ૨ એટલે તમારાં મર્યાદાયુક્ત નિર્મળ આચરણ જોઈને [સુવાર્તાનાં]
વચન વગર મેળવી લેવાય. ૩ તમારો શણગાર બહારનો ન હોય, એટલે ગૂંથેલી
વેણીનો તથા સોનાનાં ઘરેણાંનો અથવા [જાતજાતનાં] વસ્ત્ર પહેરવાનો એવો
ન હોય; ૪ પણ અંતઃકરણમાં રહેલા ગુપ્ત મનુષ્યત્વનો, એટલે દીન તથા નમ્ર
આત્માનો, જે દેવની નજરમાં બહુ મૂલ્યવાન છે, તેના અવિનાશી અલંકારનો
થાય. ૫ કેમકે પ્રાચીન સમયમાં જે પવિત્ર સ્ત્રીઓ દેવ પર આશા રાખતી
હતી, તેઓ પોતપોતાના પતિને આધીન રહીને, તેજ પ્રમાણે પોતાને શણગારતી
હતી: ૬ જેમ સારાહ ઈબ્રાહીમને સ્વામી કહીને તેને આધીન રહેતી હતી
તેમ; જો તમે રૂડું કરો છો, અને કંઈ પણ ભયથી ગભરાતી નથી, તો તમે
તેની દીકરીઓ છો.

૭ એજ પ્રમાણે પતિઓ, સ્ત્રી નબળું પાત્ર છે એમ જાણીને, તેની સાથે
સમજણપૂર્વક રહો, અને તમે તેઓની સાથે જીવનની કૃપાના સહવારસ છો એમ
ગણીને, તેને માન આપો; કે જેથી તમારી પ્રાર્થનાઓ અટકાવવામાં ન આવે.

## ખ્રિસ્તી સહભાગણી

૮ છેવટે, તમે સર્વ એક મનનાં, બીજાના સુખદુઃખમાં ભાગ લેનારાં, ભાઈઓ
પર પ્રીતિ રાખનારાં, કરુણાળુ તથા નમ્ર થાઓ. ૯ ભૂંડાઈને બદલે ભૂંડાઈ ને નિંદાને
બદલે નિંદા ન કરો; પણ તેથી ઊલટું આશીર્વાદ આપો; કેમકે તમે આશીર્વાદના
વારસ થાઓ, એ માટે તમને તેડવામાં આવ્યા છે. ૧૦ કેમકે,

જે માણસ દીર્ઘાયુષ્ય ચાહે છે,

અને સારા દિવસને જોવાને ઇચ્છે છે,
તેણે પોતાની જીભને દુષ્ટતાથી,
અને પોતાના હોઠોને કપટી વાતો બોલવાથી અટકાવવા;
૧૧ તેણે દુષ્ટતાથી દૂર રહેવું, ને ભલું કરવું;
તેણે સલાહશાંતિ શોધવી, અને તેની પાછળ મંડ્યા રહેવું.
૧૨ કેમકે ન્યાયીઓ પર પ્રભુની નજર છે;
અને તેઓની પ્રાર્થનાઓ તેને કાને પડે છે,
પણ પ્રભુ દુષ્ટતા કરનારાઓથી વિમુખ છે.

## અન્યાયનું સહન અને ખ્રિસ્તનો નમૂનો

૧૩ જે ભલું છે તેને જો તમે અનુસરનારા થાઓ, તો તમારું ભૂંડું કરનાર કોણ
છે? ૧૪ પણ જો તમે ન્યાયીપણાને સારુ સહન કરો છો, તો તમને ધન્ય છે.
તેઓની ધમકીથી બીહો મા, અને ગભરાઓ પણ મા, ૧૫ પણ ખ્રિસ્તને
તમારા પ્રભુ તરીકે તમારા અંતઃકરણમાં પવિત્ર માનો, અને જે આશા તમે
રાખો છો તેનો ખુલાસો જો કોઈ માગે તો તેને નમ્રતાથી તથા સત્યતાથી
પ્રત્યુત્તર આપવાને સદા તૈયાર રહો; ૧૬ શુદ્ધ અંતઃકરણ રાખો, કે જેથી જે
બાબત વિષે તમારું ભૂંડું બોલાય છે તે વિષે જેઓ ખ્રિસ્તમાંની તમારી સારી
ચાલની નિંદા કરે છે તેઓ શરમાઈ જાય. ૧૭ કેમકે જો દેવની ઇચ્છા એવી
હોય, તો ભૂંડું કરવાને લીધે દુઃખ સહેવું એ કરતાં રૂડું કરવાને લીધે દુઃખ
સહેવું એ વધારે સારું છે. ૧૮ કેમકે ખ્રિસ્તે પણ એક વેળા પાપોને સારુ,
એટલે ન્યાયીએ અન્યાયીઓને બદલે દુઃખ સહ્યું, કે જેથી તે આપણને દેવની
પાસે પહોંચાડે, તેને દેહમાં મારી નાખવામાં આવ્યો, પણ આત્મામાં
સજીવન કરવામાં આવ્યો; ૧૯ તે [આત્મા]માં પણ તેણે જઈને બંદીખાનામાં
પડેલા આત્માઓને ઉપદેશ કર્યો; ૨૦ પ્રાચીન સમયમાં, એટલે નુહના સમયમાં,
જ્યારે વહાણ તૈયાર થતું હતું, અને દેવ સહન કરીને ધીરજ રાખતો હતો,
અને જ્યારે વહાણમાં થોડા, એટલે આઠ જણ પાણીથી બચી ગયા, ત્યારે
તેઓ અનાજ્ઞાંકિત હતા. ૨૧ એ દૃષ્ટાંત પ્રમાણે બાપ્તિસ્માનું પાણી, જે શરીરનો
મેલ દૂર કરવાથી નહિ, પણ ઈશ્વર પ્રત્યે શુદ્ધ હૃદયની માગણીથી ઈસુ ખ્રિસ્તના
પુનરુત્થાન વડે હમણાં તમને પણ તારે છે. ૨૨ દૂતો, અધિકારીઓ તથા
પરાક્રમીઓને પોતાને સ્વાધીન કર્યા પછી તે તો આકાશમાં ગયો છે, અને
દેવની જમણી તરફ [બેઠેલો] છે.

## પાપનો ત્યાગ

૪ હવે ખ્રિસ્તે આપણે સારુ દેહમાં દુઃખ સહ્યું છે, માટે તમે પણ એવું જ
મન રાખીને હથિયારબંધ થાઓ, કેમકે જેણે દેહમાં [દુઃખ] સહ્યું છે
તે પાપથી મુક્ત થયો છે, ૨ કે જેથી તે ત્યાર પછી દેહમાંનો બાકી રહેલો
વખત માણસોના ભૂંડા વિકારો પ્રમાણે નહિ, પણ દેવની ઇચ્છા પ્રમાણે ગુજારે.

૩ કેમકે જેમાં વિદેશીઓ આનંદ માને છે એવાં કૃત્યો કરવામાં તમે તમારા
આયુષ્યનો જેટલો વખત ગુમાવ્યો છે તે બસ છે; તે વખતે તમે વ્યભિચારમાં,
વિષયભોગમાં, મદ્યપાનમાં, મોજશોખમાં તથા ધિક્કારપાત્ર મૂર્તિપૂજામાં મગ્ન હતા.
૪ આ બાબતમાં તમે તેઓની સાથે તેજ દુરાચારના પૂરમાં ધસી પડતા નથી,
તેથી તેઓ આશ્ચર્ય પામીને તમારી નિંદા કરે છે. ૫ જીવતાંઓનો તથા
મૂએલાંઓનો ન્યાય કરવાને જે તૈયાર છે તેને તેઓ હિસાબ આપશે. ૬ કેમકે
મૂએલાંઓને પણ સુવાર્તા પ્રગટ કરવામાં આવી હતી કે જેથી દેહમાં રહેનાર
માણસોના જેવો ન્યાય થયા પછી તેઓ દેવના જેવા આત્મામાં જીવે.

૭ પણ સર્વનો અંત પાસે આવ્યો છે, માટે તમે સંયમી થાઓ, ને સાવધ
રહીને પ્રાર્થના કરો; ૮ વિશેષે કરીને તમે એકબીજા પર આગ્રહથી પ્રીતિ કરો;
કેમકે પ્રીતિ પાપના પુંજને ઢાંકે છે; ૯ જીવ કચવાયા વગર તમે એકબીજાને પરોણા
રાખો; ૧૦ દરેકને જે કૃપાદાન મળ્યું તે એકબીજાની સેવા કરવામાં દેવની
અનેક પ્રકારની કૃપાના સારા કારભારીઓ તરીકે વાપરવું: ૧૧ જો કોઈ બોધ
કરે, તો તેણે દેવનાં વચન પ્રમાણે બોધ કરવો; જો કોઈ સેવા કરે, તો તેણે દેવે
આપેલા સામર્થ્ય પ્રમાણે [સેવા] કરવી; જેથી સર્વ બાબતમાં ઈસુ ખ્રિસ્તદ્વારા દેવ
મહિમાવાન થાય; તેને સદાસર્વકાળ મહિમા તથા સત્તા છે. આમેન.

## ખ્રિસ્તને માટે સહન કરવાનો લાગ

૧૨ વહાલાઓ, તમારી કસોટી કરવાને સારૂ તમારા પર જે અગ્નિરૂપી દુઃખ
પડે છે, તેમાં, જાણે તમને કંઈ નવું થયું હોય, એમ સમજીને આશ્ચર્ય ન
પામો; ૧૩ પણ [એને બદલે] ખ્રિસ્તનાં દુઃખોના તમે ભાગીદાર છો, એને
લીધે હરખાઓ; કે જેથી તેનો મહિમા પ્રગટ થાય ત્યારે તમે પણ બહુ ઉલ્લાસથી
આનંદ કરો. ૧૪ જો ખ્રિસ્તના નામને લીધે તમારી નિંદા થતી હોય, તો
તમને ધન્ય છે; કેમકે મહિમાનો તથા દેવનો આત્મા તમારા પર રહે છે.
૧૫ પણ ખૂની, દુષ્કર્મી, ચોર, અથવા [બીજા માણસોના કામમાં] ધાલમેલ
કરનાર તરીકે તમારામાંના કોઈને શિક્ષા ન થાય; ૧૬ પણ ખ્રિસ્તી હોવાને
લીધે જો કોઈને સહેવું પડે છે, તો તેથી તે શરમાય નહિ; પણ તે નામમાં
તે દેવની સ્તુતિ કરે. ૧૭ કેમકે ન્યાયકરણનો આરંભ દેવની મંડળીમાં થાય,
એવો સમય આવ્યો છે; અને જો આપણામાં તેનો આરંભ થાય, તો દેવની
સુવાર્તા જેઓ માનતા નથી તેઓના શા હાલ થશે? ૧૮ અને જો ન્યાયી
માણસનો ઉદ્ધાર મુશ્કેલીથી થાય છે, તો અધર્મી અને પાપી માણસનું ઠેકાણું
ક્યાં પડશે? ૧૯ માટે જેઓ દેવની ઇચ્છા પ્રમાણે દુઃખ વેઠે છે, તેઓ સારૂં
કરીને પોતાના આત્માઓને વિશ્વાસુ ઉત્પન્ન કરનારને સોંપી દે.

## વડીલોને શિખામણ

૫ તમારામાં જે વડીલો છે, તેઓનો હું સાથી વડીલ તથા ખ્રિસ્તનાં દુઃખોનો
સાક્ષી તથા પ્રગટ થનાર મહિમાનો ભાગીદાર [illegible] એથી

કરું છું, કે ૨ દેવનું જે ટોળું તમારામાં છે તેનું પ્રતિપાલન કરો, અધ્યક્ષનું કામ
ફરજ પડ્યાથી નહિ પણ ખુશીથી કરો; નીચ લોભને સારૂ નહિ, પણ હોંસથી
કરો; ૩ વળી તમને સોંપેલા [ટોળા] પર ધણી તરીકે નહિ, પણ તમે તે
ટોળાને આદર્શરૂપ થાઓ. ૪ જ્યારે મુખ્ય ઘેટાંપાળક પ્રગટ થશે ત્યારે મહિમાનો
કદી પણ કરમાઈ ન જનાર મુગટ તમને મળશે. ૫ એજ પ્રમાણે જુવાનો, તમે
વડીલોને આધીન થાઓ. અને તમે સઘળા એકબીજાની સેવા કરવાને સારૂ નમ્રતા
પહેરી લો; કેમકે દેવ ગર્વિષ્ઠોની વિરુદ્ધ છે, પણ તે નમ્ર માણસો પર કૃપા
રાખે છે.

## સામાન્ય શિખામણ

૬ એ માટે દેવના સમર્થ હાથ નીચે તમે પોતાને નમાવો કે તે તમને યોગ્ય
સમયે ઉચ્ચપદે મૂકે. ૭ તમારી સર્વ ચિંતા તેના પર નાખો, કેમકે તે તમારી
સંભાળ રાખે છે. ૮ સાવચેત થાઓ, જાગતા રહો; [કેમકે] તમારો વેરી શેતાન
ગાજનાર સિંહની પેઠે કોઈ મળે તેને ગળી જવાને શોધતો ફરે છે. ૯ તમે
વિશ્વાસમાં દૃઢ રહીને તેની સામા થાઓ, કેમકે પૃથ્વી પરના તમારા ભાઈઓ
પર એજ પ્રકારનાં દુઃખો પડે છે, તે તમે જાણો છો. ૧૦ સર્વ કૃપાનો દેવ જેણે
ખ્રિસ્તમાં તમને પોતાના સર્વકાળના મહિમાને સારૂ બોલાવ્યા છે, તે પોતે તમે
થોડી વાર સહન કરો ત્યાર પછી, તમને પૂર્ણ, સ્થિર તથા બળવાન કરશે.
૧૧ તેને સદાસર્વકાળ સત્તા હોજો. આમેન.

૧૨ સીલ્વાનસ, જે મારી ધારણા પ્રમાણે વિશ્વાસુ ભાઈ છે, તેની હસ્તક મેં
ટૂંકમાં તમારા ઉપર લખ્યું છે, ને તમને વિનંતી કરીને સાક્ષી આપી છે, કે આ
તો દેવની ખરી કૃપા છે; તેમાં તમે સ્થિર ઊભા રહો. ૧૩ બાબેલોનમાંની
[મંડળી] જેને તમારી સાથે પસંદ કરવામાં આવેલી છે તે તથા મારો દીકરો માર્ક
તમને સલામ કહે છે. ૧૪ તમે પ્રીતિના ચુંબનથી એકબીજાને સલામ કરજો.

ખ્રિસ્ત ઈસુમાંના તમ સર્વને શાંતિ થાઓ. આમેન.



## પીતરની પોતાની તેમજ પ્રબોધકોની સાક્ષી

૧૬ કેમકે જ્યારે અમે આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તનું સામર્થ્ય તથા તેના
આગમનની વાત તમને જણાવી, ત્યારે અમે ચતુરાઈથી કલ્પેલી કહાણીઓને અનુસર્યા
નહોતા, પણ તેની મહાન પ્રભુતાને પ્રત્યક્ષ જોનારા હતા. ૧૭ કેમકે જ્યારે બહુ
તેજસ્વી મહિમામાંથી તે સંબંધી એવી વાણી થઈ, કે એ મારો વહાલો પુત્ર છે, એના
પર હું બહુ પ્રસન્ન છું; ત્યારે દેવ બાપ તરફથી તે માન તથા મહિમા પામ્યો.
૧૮ જ્યારે અમે તેની સાથે પવિત્ર પહાડ પર હતા ત્યારે અમે તે આકાશવાણી
સાંભળી હતી. ૧૯ વળી અમારી પાસે એથી વધારે ખાતરીપૂર્વક વાત, એટલે
ભવિષ્યવચન, છે; તેને અંધારે ઠેકાણે પ્રકાશ કરનાર દીવાના જેવાં જાણીને
જ્યાં સુધી પો ફાટે ને સવારનો તારો તમારાં અંતઃકરણોમાં ઊગે, ત્યાં સુધી
તમે તેના પર ચિત્ત લગાડો તો સારું. ૨૦ પ્રથમ તમારે એ જાણવું, કે પવિત્ર
લેખમાંનું કોઈ પણ ભવિષ્યવચન મનુષ્યપ્રેરિત નથી. ૨૧ કેમકે ભવિષ્યવચન
માણસની ઇચ્છા પ્રમાણે કદી આવ્યું નથી; પણ પવિત્ર આત્માની પ્રેરણાથી
માણસો દેવનાં વચન બોલ્યાં.

## જૂઠા પ્રબોધકો તથા દુષ્ટ જીવન

૨ [ઈસ્રાએલી] લોકોમાં ખોટા પ્રબોધકો પણ ઊભા થયા હતા, તેમ તમારામાં
પણ ખોટા ઉપદેશકો થશે; તેઓ નાશકારક પાખંડી મતો ગુપ્ત રીતે
ફેલાવશે, અને જે પ્રભુએ તેઓનો ઉદ્ધાર કર્યો તેનો પણ નકાર કરીને પોતાને
માથે ઉતાવળે નાશ વહોરી લેશે. ૨ તેઓના ભ્રષ્ટાચાર પ્રમાણે ઘણા માણસો
ચાલશે; અને તેઓને લીધે સત્યના માર્ગની નિંદા થશે. ૩ તેઓ દ્રવ્ય-
લોભથી કપટી વાતો બોલીને તમને વેચવાના માલ જેવા કરશે; તેઓને માટે
આગળથી ઠરાવેલી સજા વિલંબ કરતી નથી, અને તેઓનો નાશ ઢીલ કરતો
નથી. ૪ કેમકે જે દૂતોએ પાપ કર્યું તેઓને દેવે છોડયા નહિ, પણ તેઓને
નરકમાં નાખીને ન્યાયકરણ થતાં સુધી અંધકારના ખાડાઓમાં રાખ્યા;
૫ તેમજ [દેવે] પુરાતન જગતને પણ છોડયુ નહિ, પણ અધર્મી જગત પર જળપ્રલય
લાવીને ન્યાયીપણાના ઉપદેશક નુહને તથા તેની સાથેનાં સાત માણસોને બચાવ્યાં;
૬ અને થનાર અધર્મીઓને ઉદાહરણ આપવા સારુ સદોમ તથા ગમોરાહ
શહેરોને બાળીને ભસ્મ કર્યાં, અને તેઓને પાયમાલ કરીને તેઓને શિક્ષા
કરી; ૭ અને ન્યાયી લુત જે અધર્મીઓના દુરાચારથી ત્રાસ પામતો હતો
તેને છોડાવ્યો. ૮ (કેમકે તે ન્યાયી માણસ તેઓની સાથે રહેતો હતો ત્યારે
તેઓનાં દુષ્ટ કૃત્યો જોઇને તથા સાંભળીને તે પોતાના ન્યાયી આત્મામાં નિત્ય
ખિન્ન થતો હતો). ૯ પ્રભુ તો ભક્તોને પરીક્ષણમાંથી છોડાવવાનું જાણે છે,
અને અન્યાયીઓને તથા વિશેષે કરીને જેઓ દુર્વાસનાઓથી, ૧૦ દૈહિક વિકારો
પ્રમાણે ચાલે છે, ને [પ્રભુના] અધિકારને તુચ્છ ગણે છે તેઓને ન્યાયકાળ સુધી
શિક્ષાને માટે રાખી મૂકવાનું તે જાણે છે. તેઓ ઉદ્ધત તથા સ્વચ્છંદી થઈને

અધિકારીઓની નિંદા કરતાં ડરતા નથી; ૧૧તોપણ દૂતો વિશેષ બળવાન તથા
શક્તિમાન હોવા છતાં પ્રભુની આગળ તેઓની નિંદા કરીને તેઓ પર દોષ
મૂકતા નથી. ૧૨પણ તેઓ સ્વભાવે મૂર્ખ પશુ, કે જેઓ પકડાવા તથા નાશ
પામવા સારુ સૃજાએલાં છે, તેઓની પેઠે જે વિષે તેઓ પોતે કંઈ જાણતા નથી,
તે વિષે નિંદા કરીને પોતાની ભ્રષ્ટતામાં નાશ પામશે, અને અન્યાય કર્યાને લીધે
અન્યાયનું ફળ ભોગવશે. ૧૩તેઓ ધોળે દિવસે સુખભોગમાં આનંદ માણે છે;
તેઓ ડાઘ તથા એબ છે; તેઓ પ્રેમભોજનોમાં મોજશોખ કરીને તમારી સાથે
ભોજન કરે છે; ૧૪તેઓની આંખો વ્યભિચારથી ભરેલી છે, અને પાપ કરતી
બંધ નથી પડતી; તેઓ અસ્થિર માણસોને લલચાવે છે; તેઓનાં અંતઃકરણો
દ્રવ્યલોભમાં કેળવાએલાં છે; તેઓ શાપનાં છોકરાં છે; ૧૫ખરો માર્ગ મૂકીને
તેઓ અવળે માર્ગે ગયા છે, અને બેઓરનો [દીકરો] બલઆમ, જે અન્યાયના
ફળ પર મોહ પામ્યો, તેને માર્ગે ચાલનારા થયા; ૧૬પણ તેને પોતાના
અધર્મને લીધે ઠપકો આપવામાં આવ્યો; મૂંગા ગધેડાએ માણસની વાણીથી
પ્રબોધકની ઘેલછાને અટકાવી. ૧૭તેઓ પાણી વગરના ઝરા જેવા તથા તોફાનથી
ઘસડાતી ધૂમર જેવા છે, તેઓને સારુ ઘોર અંધકાર રાખી મૂકેલો છે.
૧૮કેમકે જેઓ ભ્રમણામાં પડયા છે તેઓમાંથી જેઓ મુક્ત થવાની તૈયારીમાં છે
તેઓને તેઓ ખાલી બડાઈની વાતો કહીને દૈહિક વિષયોથી તથા ભ્રષ્ટાચારથી
મોહ પમાડે છે; ૧૯તેઓને તેઓ સ્વતંત્રતા [મળવા]નું વચન આપે છે,
પણ પોતે પાપના દાસ છે; કેમકે માણસને જે કંઈ જીતે છે, તેજ તેને પોતાનો
દાસ કરી લે છે. ૨૦કેમકે આપણા પ્રભુ તથા તારનાર ઈસુ ખ્રિસ્તને ઓળખીને
જો તેઓ, જગતની મલિનતાથી છૂટીને, પાછા તેમાં ફસાઈને હારી ગયા,
તો તેઓની છેલ્લી દશા પહેલીના કરતાં ભૂંડી છે. ૨૧કારણ કે એક વાર
ન્યાયીપણાનો માર્ગ જાણ્યા પછી તેઓને જે પવિત્ર આજ્ઞા આપવામાં આવી
તેથી પાછા ફરવું, એ કરતાં તેઓ તે [માર્ગ] વિષે અજાણ્યા રહ્યા હોત તો
સારું હોત. ૨૨પણ કૂતરું પોતાની ઓક તરફ, અને ધોએલી ભૂંડણ કાદવમાં
આળોટવા સારુ પાછાં જાય છે, આ કહેવત તો ખરી છે, અને તે પ્રમાણે
તેઓનું [વર્તન] થયું છે.

### ખ્રિસ્તના આગમનનો દિવસ

૩ વહાલાઓ, હવે આ બીજો પત્ર હું તમારા ઉપર લખું છું; અને બન્ને
[પત્રો]થી તમારાં નિર્મળ મનોને ચેતવણી આપીને સાવધ કરું છું; કે
૨પવિત્ર પ્રબોધકોદ્વારા અગાઉ જે વચનો કહેવામાં આવ્યાં હતાં, તેઓનું, પ્રભુ
અને તારનારે તમારા પ્રેરિતોની મારફતે આપેલી આજ્ઞાનું તમે સ્મરણ કરો.
૩પ્રથમ તો આ વાત જાણો કે છેલ્લા સમયમાં ઠઠ્ઠા કરનારા આવશે, જેઓ
પોતાની દુર્વાસના પ્રમાણે ચાલશે, ૪અને કહેશે, કે તેના આગમનના વચનનું
શું થયું છે? કેમકે પૂર્વજો ઊંઘી ગયા ત્યારથી ઉત્પત્તિના

હતું તેવું જ રહે છે. ૫ કેમકે તેઓ જાણીજોઈને આ ભૂલી જાય છે કે દેવના
શબ્દે કરીને આકાશો પ્રથમથી હતાં, અને પૃથ્વી પાણીથી તથા પાણીમાં બાંધેલી
હતી; ૬ તેથી તે વેળાનું જગત પાણીમાં ડૂબીને નાશ પામ્યું; ૭ પણ હમણાંનાં
આકાશ તથા પૃથ્વી તેજ શબ્દથી ન્યાયકાળ તથા અધર્મી માણસોના નાશના દિવસ
સુધી રાખી મૂકેલાં છતાં બાળવાને સારુ તૈયાર રાખેલાં છે.

૮ પણ, વહાલાઓ, આ એક વાત તમે ભૂલી ન જાઓ, કે પ્રભુની
નજરમાં એક દિવસ હજાર વરસોના જેવો, અને હજાર વરસો એક દિવસના
જેવાં છે. ૯ વિલંબનો જેવો અર્થ કેટલાએક લોકો કરે છે, તેમ પ્રભુ પોતાના
વચન સંબંધી વિલંબ કરતો નથી; પણ કોઈનો નાશ ન થાય પણ સઘળાં
પશ્ચાત્તાપ કરે, એવું ઇચ્છીને પ્રભુ તમારે વિષે ધીરજ રાખે છે. ૧૦ પણ
જેમ ચોર આવે છે, તેમ પ્રભુનો દિવસ આવશે; તે વેળાએ આકાશો મોટી
ગર્જનાસહિત જતાં રહેશે, ને તત્ત્વો અગ્નિથી પીગળી જશે, અને પૃથ્વીને તથા
તે પરનાં કામોને બાળી નાખવામાં આવશે.

## તૈયાર રહેવાની અગત્ય

૧૧ તો એ સર્વ લય પામનાર છે, માટે પવિત્ર આચરણ તથા ભક્તિભાવમાં
તમારે કેવા થવું જોઈએ? ૧૨ દેવના જે દિવસે આકાશો સળગીને લય પામશે
તથા તત્ત્વો બળીને પીગળી જશે, તેના આવવાની આતુરતાથી તમારે અપેક્ષા
રાખવી. ૧૩ તોપણ આપણે તેના વચન પ્રમાણે નવાં આકાશ તથા નવી પૃથ્વી
જેમાં ન્યાયીપણું વસે છે, તેની વાટ જોઈએ છીએ.

૧૪ એ માટે, વહાલાઓ, એઓની વાટ જોઈને, તમે તેની નજરે નિષ્કલંક
તથા નિર્દોષ થઈને શાંતિમાં રહેવાને યત્ન કરો. ૧૫ અને આપણા પ્રભુનું ધૈર્ય
એ તારણ છે એમ માનો; આપણા વહાલા ભાઈ પાઉલે પણ તેને અપાએલી
બુદ્ધિ પ્રમાણે તમને એજ પ્રમાણે લખ્યું છે. ૧૬ તેના સઘળા પત્રોમાં પણ
આ વાતો વિષે તેણે એમજ કહ્યું છે. તે [પત્રો]માં કેટલીએક વાતો
સમજવાને અઘરી છે, અને જેમ બીજા લેખોનો તેમ એ વાતોનો પણ અજ્ઞાની
તથા અસ્થિર માણસો પોતાના નાશને સારુ મારીમચરડીને અવળો અર્થ કરે છે.
૧૭ માટે, વહાલાઓ, તમે અગાઉથી ચેતીને સાવધ થાઓ, કે અધર્મીઓની
ભૂલથી ખેંચાઈ જઈને તમે તમારી સ્થિરતાથી ન ડગો. ૧૮ પણ આપણા
પ્રભુ તથા તારનાર ઈસુ ખ્રિસ્તની કૃપામાં તથા જ્ઞાનમાં તમે વધતા જાઓ. તેને
હમણાં તથા સદાસર્વકાળ મહિમા હો. આમેન.

# યોહાનનો પહેલો પત્ર

### પ્રભુ ઈસુમાં પ્રગટ કરાએલું અનંતજીવન

૧ જે આરંભથી હતું, જે અમે સાંભળ્યું, જે અમે પોતાની આંખે જોયું, જેને
અમે નિહાળ્યું, અને જેને અમે અમારે હાથે સ્પર્શ કર્યો, તે જીવનના શબ્દ
સંબંધી [અમે તમને કહી દેખાડીએ છીએ]. ૨ (તે જીવન પ્રગટ થયું, તેને અમે
જોયું છે, અને સાક્ષી પૂરીએ છીએ, અને તે અનંતકાળનું જીવન જે બાપની
પાસે હતું, અને અમને પ્રગટ થયું, તે તમને કહી દેખાડીએ છીએ). ૩ હા, અમારી
સાથે તમારી પણ સંગત થાય, એ માટે જે અમે જોયું તથા સાંભળ્યું છે, તે
તમને પણ કહી દેખાડીએ છીએ; અને ખરેખર અમારી સંગત બાપની સાથે
તથા તેના પુત્ર ઈસુ ખ્રિસ્તની સાથે છે; ૪ અને અમારો આનંદ સંપૂર્ણ થાય,
માટે એ વાતો અમે લખીએ છીએ.

### ઈશ્વરની સાથે સંગત એટલે પાપનો ત્યાગ

૫ હવે જે સંદેશો અમે તેના મોં[થી સાંભળ્યો છે, અને તમને જણાવીએ
છીએ, તે એ છે કે દેવ પ્રકાશ છે, અને તેનામાં કંઈ પણ અંધકાર નથી.
૬ જો આપણે કહીએ, કે તેની સાથે આપણી સંગત છે, અને અંધકારમાં ચાલીએ,
તો આપણે જૂઠું બોલીએ છીએ, અને સત્યથી વર્તતા નથી; ૭ પણ જેમ તે
પ્રકાશમાં છે, તેમ જો આપણે પ્રકાશમાં ચાલીએ, તો આપણને એકબીજાની
સાથે સંગત છે, અને તેના પુત્ર ઈસુનું રક્ત આપણને સઘળાં પાપથી શુદ્ધ
કરે છે. ૮ આપણામાં પાપ નથી, એમ જો આપણે કહીએ, તો આપણે
પોતાને ઠગીએ છીએ, અને આપણામાં સત્ય નથી. ૯ જો આપણે આપણાં પાપ
કબૂલ કરીએ, તો આપણાં પાપ માફ કરવાને તથા આપણને સર્વ અન્યાયથી
શુદ્ધ કરવાને તે વિશ્વાસુ તથા ન્યાયી છે. ૧૦ આપણે પાપ કર્યું નથી,
એવું જો આપણે કહીએ, તો આપણે તેને જૂઠો પાડીએ છીએ, અને તેનું વચન
આપણામાં નથી.

૨ મારાં બાળકો, તમે પાપ ન કરો, માટે હું તમને આ વાતો લખું છું. જો કોઈ
પાપ કરે તો બાપની પાસે આપણો મધ્યસ્થ છે, એટલે ઈસુ ખ્રિસ્ત
જે ન્યાયી છે તે; ૨ અને તે આપણાં પાપનું પ્રાયશ્ચિત્ત છે; અને કેવળ આપણાં જ
નહિ, પણ આખા જગત[નાં પાપ]નું [તે પ્રાયશ્ચિત્ત છે].

### આજ્ઞાંકિતપણું એ સંગતનું પ્રમાણ છે

૩ જો આપણે તેની આજ્ઞાઓ પાળીએ, તો એ ઉપરથી આપણને માલૂમ
પડે છે કે આપણે તેને ઓળખીએ છીએ. ૪ જે કહે છે, કે હું તેને ઓળખું

છું, પણ તેની આજ્ઞા પાળતો નથી, તે જૂઠો છે, અને તેનામા સત્ય નથી;
૫ પણ જે કોઇ તેનુ વચન પાળે છે, તેનામા દેવ પરનો પ્રેમ ખરેખર સંપૂર્ણ
થયો છે એથી આપણે જાણીએ છીએ કે આપણે તેનામા છીએ ૬ હુ તેનામા
રહું છું એમ જે કહે છે, તેણે જેમ તે ચાલ્યો તેમજ ચાલવુ જોઈએ

૭ વહાલાઓ, નવી આજ્ઞા નહિ, પણ જૂની આજ્ઞા જે આરંભથી તમારી
પાસે હતી, તે હુ તમને લખુ છું, જે વચન તમે સાભળ્યુ, તેજ જૂની આજ્ઞા
છે ૮ વળી નવી આજ્ઞા જે તેનામા તથા તમારામા સત્ય છે, તે હુ તમને
લખુ છું, કેમકે અધકાર જતો રહે છે, અને ખરે પ્રકાશ હમણા પ્રકાશે છે
૯ જે કોઈ કહે છે, કે હુ પ્રકાશમા છું અને પોતાના ભાઈ પર દ્વેષ રાખે છે,
તે હજી સુધી અધકારમા છે ૧૦ જે કોઈ પોતાના ભાઈ પર પ્રેમ રાખે છે,
તે પ્રકાશમા રહે છે, અને તેનામા ઠોકર ખવાનું કારણ નથી ૧૧ પણ જે
કોઈ પોતના ભાઈ પર દ્વેષ રાખે છે, તે અધકારમા છે, અધકારમા ચાલે છે,
અને પોતે ક્યા જાય છે તે જાણતો નથી કેમકે અધકારે તેની આખો આધળી
કરી છે

૧૨ બાળકો, હુ તમને લખુ છું કારણ કે તેના નામની ખાતર તમારા પાપ
માફ થયા છે ૧૩ પિતાઓ હુ તમને લખુ છું કારણ કે જે આરંભથી છે,
તેને તમે ઓળખો છો જુવાનો, હુ તમને લખું છું કારણ કે તમે દુષ્ટને
જીત્યો છે છોકરા મે તમને લખ્યુ છે, કારણ કે તમે પિતાને ઓળખો છો
૧૪ પિતાઓ, મેં તમને લખ્યુ છે, કારણ કે જે આરંભથી હતો તેને તમે
ઓળખો છો જુવાનો, મે તમન લખ્યુ છે, કારણ કે તમે બળવાન છો, અને
દેવનું વચન તમારામા રહે છે, ને તમે દુષ્ટને જીત્યો છે ૧૫ જગત પર અથવા
જગતમાના વાના પર પ્રેમ ન રાખો જો કોઈ જગત પર પ્રેમ રાખે તો તેનામા
પિતા પરનો પ્રેમ નથી ૧૬ કેમકે જગતમા જે સર્વ છે, એટલે દૈહિક વાસના તથા
આખોની લાલસા તથા જીવનનો અહંકાર તે પિતાથી નથી પણ જગતથી છે
૧૭ જગત તથા તેની લાલસા જતા રહે છે, પણ જે દેવની ઇચ્છા પૂરું કરે છે
તે સદા રહે છે

## ખ્રિસ્તવિરોધીઓ વિષે ચેતવણીઓ

૧૮ બાળકો, આ છેલ્લી ઘડી છે ખ્રિસ્તવિરોધી આવનાર છે, એવું તમે
સાભળ્યુ છે, તેમ હમણા ખ્રિસ્તવિરોધીઓ ઘણા થયા છે, એ ઉપરથી આપણે
જાણીએ છીએ કે આ છેલ્લી ઘડી છે ૧૯ તેઓ આપણામાથી નીકળી ગયા,
પણ તેઓ આપણામાના નહોતા, કેમકે જો તેઓ આપણામાના હોત તો તેઓ
આપણી સાથે રહેત પણ તેઓ સર્વે આપણામાના નથી, એમ પ્રગટ થાય માટે
[તેઓ નીકળી ગયા] ૨૦ જે પવિત્ર છે તેનાથી તમે અભિષિક્ત થયા છો, અને
તમે સર્વ જાણો છો ૨૧ તમે સત્યને જાણતા નથી, એ કારણથી નહિ, પણ
તમે તેને જાણો છો, અને સત્યમાથી કંઈ જૂઠું [આવતું] નથી, એ કારણથી મે

તમને લખ્યું છે. ૨૨ જે કોઈ ઈસુનો નકાર કરે છે, અને કહે છે કે તે ખ્રિસ્ત
નથી, તેના જેવો જૂઠો બીજો કોણ? જે કોઈ પિતા તથા પુત્રનો નકાર કરે છે
તેજ ખ્રિસ્તવિરોધી છે. ૨૩ જે કોઈ પુત્રને નાકબૂલ કરે છે, તે દરેકને પિતા
પણ નથી; પુત્રને જે કોઈ કબૂલ કરે છે તેને પિતા પણ છે. ૨૪ જે તમે
પ્રથમથી સાંભળ્યું છે, તે તમારામાં રહો. પ્રથમથી જે તમે સાંભળ્યું તે જો
તમારામાં રહે, તો તમે પણ પુત્રમાં તથા પિતામાં રહેશો. ૨૫ જે વચન તેણે
આપણને આપ્યું છે તે એજ, એટલે સર્વકાળનું જીવન. ૨૬ જેઓ તમને ભમાવે
છે તેઓ સંબંધી મેં તમને આ લખ્યું છે. ૨૭ વળી તેણે તમને જે અભિષેક
કર્યો તે તમારામાં રહે છે, અને કોઈ તમને શીખવે એવી કંઈ અગત્ય નથી;
પણ જેમ તેનો અભિષેક તમને સર્વ બાબતો વિષે શીખવે છે ને તે સત્ય છે,
જૂઠો નથી, ને જેમ તેણે તમને શીખવ્યું, તેમ તમે તેનામાં રહો. ૨૮ હવે,
બાળકો, તેનામાં રહો; કે જેથી જો તે પ્રગટ થાય, તો આપણામાં હિંમત
આવે, ને તેના આગમનને વખતે તેની રૂબરૂ આપણે શરમાઈએ નહિ. ૨૯ જો તમે
જાણો છો કે તે ન્યાયી છે, તો એ પણ જાણજો, કે જે કોઈ ન્યાયીપણું કરે છે
તે દરેક તેનાથી જન્મ્યો છે.

### ઈશ્વરના પ્રેમમાંથી શુભ જીવન નીપજે છે

૩ જુઓ, પિતાએ આપણા પર કેટલો બધો પ્રેમ રાખ્યો છે કે આપણે દેવનાં
છોકરાં કહેવાઈએ; અને ખરેખર આપણે તેનાં છોકરાં છીએ. તેથી જગત
આપણને ઓળખતું નથી, કેમકે તેણે તેને ઓળખ્યો નહિ. ૨ વહાલાંઓ, હાલ
આપણે દેવનાં છોકરાં છીએ, અને આપણે કેવાં થઈશું, તે હજી સુધી પ્રગટ થયું
નથી. આપણે એટલું તો જાણીએ છીએ કે જ્યારે તે પ્રગટ થશે, ત્યારે તેના
જેવાં આપણે થઈશું; કેમકે જેવો તે છે તેવો આપણે તેને જોઈશું. ૩ અને
જે તેના પર એવી આશા રાખે છે, તે દરેક જેમ તે શુદ્ધ છે તેમ પોતાને
શુદ્ધ કરે છે.

### ઈશ્વરના પુત્રો પાપ કરે નહિ

૪ જે પાપ કરે છે, તે દરેક નિયમભંગ પણ કરે છે; અને પાપ એજ નિયમ-
ભંગ છે. ૫ તે પાપનું હરણ કરવાને પ્રગટ થયો, એ તમે જાણો છો; અને
તેનામાં પાપ નથી. ૬ જે કોઈ તેનામાં રહે છે. તે પાપ કરતો નથી; જે કોઈ
પાપ કરે છે તેણે તેને જોયો નથી, અને તેને ઓળખતો પણ નથી. ૭ બાળકો,
કોઈ તમને ન ભમાવે; જેમ તે ન્યાયી છે, તેમ જે ન્યાયીપણું કરે છે તે પણ
ન્યાયી છે; ૮ જે પાપ કરે છે તે શેતાનનો છે, કેમકે શેતાન આરંભથી પાપ કરે
છે. શેતાનનાં કામનો નાશ કરવા માટે દેવનો પુત્ર પ્રગટ થયો. ૯ જે કોઈ દેવથી
જન્મેલો છે તે પાપ કરતો નથી, કેમકે તેનું બીજ તેનામાં રહે છે; અને તે પાપ
કરી શકતો નથી, કેમકે તે દેવથી જન્મેલો છે. ૧૦ એથી દેવનાં છોકરાં તથા
શેતાનનાં છોકરાં ઓળખાઈ આવે છે: જે કોઈ ન્યાયીપણું કરતો નથી, અને જે-

કોઈ પોતાના ભાઈ પર પ્રેમ રાખતો નથી, તે દેવનો નથી. ૧૧ કેમકે જે સંદેશો
તમે પ્રથમથી સાંભળ્યો છે તે એજ છે, કે આપણે એકબીજા પર પ્રેમ રાખીએ;
૧૨ જેવો કાઈન દુષ્ટનો હતો, અને તેણે પોતાના ભાઈને મારી નાખ્યો, તેવા
આપણે ન થવું. તેણે શા માટે તેને મારી નાખ્યો? એટલા માટે કે તેના પોતાનાં
કામ ભૂંડાં હતા, અને તેના ભાઈના [ કામ ] ન્યાયી હતાં.

## બંધુપ્રેમ

૧૩ ભાઈઓ, જો જગત તમારા પર દ્વેષ કરે તો તેથી તમે આશ્ચર્ય ન પામો.
૧૪ આપણે ભાઈઓ પર પ્રીતિ રાખીએ છીએ, એથી આપણે જાણીએ છીએ કે
મરણમાંથી નીકળીને આપણે જીવનમાં આવ્યા છીએ. જે પ્રેમ રાખતો નથી તે
મરણમા રહે છે. ૧૫ જે કોઈ પોતાના ભાઈ પર દ્વેષ રાખે છે તે મનુષ્યઘાતક
છે; અને તમે જાણો છો કે કોઈ મનુષ્યઘાતકમા અનંતજીવન રહેતું નથી.
૧૬ એથી આપણે પ્રેમ શું છે તે જાણીએ છીએ, કેમકે તેણે પોતાનો પ્રાણ આપણી
વતી આપ્યો; અને આપણે પણ ભાઈઓને સારૂ આપણા પ્રાણો આપવા જોઈએ.
૧૭ પણ જેની પાસે આ જગતનું દ્રવ્ય હોય, ને પોતાના ભાઈને ગરજ છે એવું
જોયા છતા તેના પર તે દયા ન કરે, તો તેનામા દેવની પ્રીતિ શી રીતે રહી શકે?
૧૮ બાળકો, આપણે શબ્દથી નહિ, અને જીભથી નહિ, પણ કૃત્યમાં તથા સત્યમાં
પ્રીતિ કરીએ ૧૯ એથી આપણે જાણીશુ કે આપણે સત્યના છીએ, અને જે
કોઈ બાબતમા આપણુ અંત:કરણ આપણને દોષિત ઠરાવે છે, તે વિષે તેની
આગળ આપણા અંત:કરણને શાંત કરીશું, ૨૦ કેમકે આપણા અંત:કરણ કરતાં
દેવ મોટો છે, અને તે સઘળુ જાણે છે ૨૧ વહાલાઓ, જો આપણુ અંત:કરણ
આપણને દોષિત ન ઠરાવે, તો દેવ પ્રત્યે આપણને હિંમત છે, ૨૨ અને જે કંઈ
આપણે માગીએ છીએ, તે તેની પાસેથી આપણને મળે છે, કેમકે આપણે તેની
આજ્ઞાઓ પાળીએ છીએ, અને તેની નજરમાં જે પસંદ પડે છે તે કરીએ છીએ.
૨૩ તેની આજ્ઞા એ છે કે તેના પુત્ર ઈસુ ખ્રિસ્તના નામ પર આપણે વિશ્વાસ
રાખીએ, અને જેમ તેણે આપણને આજ્ઞા આપી છે, તેમ આપણે એકબીજા
પર પ્રેમ રાખીએ. ૨૪ જે તેની આજ્ઞાઓ પાળે છે, તે એનામા રહે છે, અને
એ તેનામા અને જે આત્મા એણે આપણને આપ્યો છે તેનાથી આપણે જાણીએ
છીએ કે એ આપણામા રહે છે.

## પ્રેરણાની પારખ

૪ વહાલાંઓ, દરેક આત્મા પર વિશ્વાસ ન રાખો, પણ આત્માઓ દેવ પાસેથી
છે કે નહિ એ વિષે તેઓને પારખી જુઓ, કેમકે જગતમા જૂઠા પ્રબોધકો
ઘણા નીકળ્યા છે. ૨ ઈસુ ખ્રિસ્ત મનુષ્યદેહમા આવ્યો છે, એવુ જે દરેક આત્મા
કબૂલ કરે છે તે દેવ પાસેથી છે; એથી તમે દેવનો આત્મા ઓળખી શકો છો,
૩ જે દરેક આત્મા ઈસુને કબૂલ કરતો નથી તે દેવ પાસેથી નથી, અને ખ્રિસ્ત-
વિરોધીના જે આત્મા વિષે તમે સાંભળ્યુ કે તે આવે છે, તે એજ છે, અને તે

દુશ્મણું પણ જગતમાં છે. ૪ બાળકો, તમે દેવનાં છો, ને તમે તેઓને જીત્યા છે;
કેમકે જગતમાં જે છે તેના કરતાં તમારામાં જે છે તે મોટો છે. ૫ તેઓ જગતના
છે; તેથી તેઓ જગત સંબંધી બોલે છે, અને જગત તેઓનું સાંભળે છે. ૬ આપણે
દેવના છીએ: જે દેવને ઓળખે છે તે આપણું સાંભળે છે; જે દેવનો નથી તે
આપણું સાંભળતો નથી. એથી આપણે સત્યના આત્માને તથા ભ્રાંતિના આત્માને
ઓળખી શકીએ છીએ.

## ઈશ્વરનો પ્રેમ અને માણસનો પ્રેમ

૭ વહાલાંઓ, આપણે એકબીજા પર પ્રેમ રાખીએ, કેમકે પ્રેમ દેવથી છે;
અને જે પ્રેમ કરે છે તે દરેક દેવથી જન્મેલો છે, અને દેવને ઓળખે છે.
૮ જે પ્રેમ કરતો નથી, તે દેવને ઓળખતો નથી; કેમકે દેવ પ્રેમ છે. ૯ દેવે પોતાના
એકનાએક પુત્રને જગતમાં મોકલ્યો, કે આપણે તેનાથી જીવીએ, એ પરથી
આપણા પર દેવનો પ્રેમ પ્રગટ થયો. ૧૦ આપણે દેવ પર પ્રેમ રાખ્યો,
એમાં પ્રેમ નહિ, પણ તેણે આપણા પર પ્રેમ રાખ્યો અને પોતાના પુત્રને
આપણાં પાપનું પ્રાયશ્ચિત્ત થવા માટે મોકલ્યો, એમાં પ્રેમ છે. ૧૧ વહાલાઓ,
જો દેવે આપણા પર એવો પ્રેમ રાખ્યો, તો આપણે પણ એકબીજા પર પ્રેમ
રાખવો જોઈએ. ૧૨ કોઈએ દેવને કદી જોયો નથી; જો આપણે એકબીજા પર
પ્રેમ રાખીએ, તો દેવ આપણામાં રહે છે, ને તેનો પ્રેમ આપણામાં સંપૂર્ણ
થએલો છે. ૧૩ આપણે તેનામાં રહીએ છીએ, ને તે આપણામાં [રહે છે],
તે પરથી આપણે જાણીએ છીએ કે તેણે પોતાના પવિત્ર આત્માનું [દાન] આપણને
આપ્યું છે. ૧૪ અમે જોયું છે ને સાક્ષી પૂરીએ છીએ, કે પિતાએ પુત્રને જગતનો
તારનાર થવા મોકલ્યો છે. ૧૫ ઈસુ દેવનો પુત્ર છે એવું જે કોઇ કબૂલ કરે છે,
તેનામાં દેવ રહે છે તથા તે દેવમાં [રહે છે]. ૧૬ દેવનો જે પ્રેમ આપણા
પ્રત્યે છે તે આપણે જાણીએ છીએ, અને આપણે તે પર વિશ્વાસ કર્યો છે.
દેવ પ્રેમ છે; અને જે પ્રેમમાં રહે છે તે દેવમાં ને દેવ તેનામાં રહે છે.
૧૭ એથી આપણામાં પ્રેમ સંપૂર્ણ થયો છે, કે ન્યાયકાળે આપણને હિંમત રહે;
કેમકે જેવો તે છે, તેવા આપણે આ જગતમાં છીએ. ૧૮ પ્રેમમાં ભય નથી;
પણ પૂરો પ્રેમ ભયને દૂર કરે છે, કેમકે ભયમાં શિક્ષા છે; અને જે ભયભીત
છે તે પ્રેમમાં સંપૂર્ણ થએલો નથી. ૧૯ આપણે પ્રેમ રાખીએ છીએ, કેમકે
પ્રથમ તેણે આપણા પર પ્રેમ રાખ્યો. ૨૦ જો કોઈ કહે, કે હું દેવ પર પ્રેમ
રાખું છું, પણ તે પોતાના ભાઈ પર દ્વેષ રાખે છે, તો તે જૂઠો છે; કેમકે
પોતાનો ભાઈ જેને તેણે જોયો છે તેના પર જો તે પ્રેમ રાખતો નથી, તો
દેવ જેને તેણે જોયો નથી તેના પર તે પ્રેમ રાખી શકતો નથી. ૨૧ જે દેવ પર
પ્રેમ રાખે છે, તેણે પોતાના ભાઇ ઉપર પણ પ્રેમ રાખવો જોઈએ, એવી આજ્ઞા
તેના તરફથી આપણને મળી છે

## ખ્રિસ્તી વિશ્વાસ

૫ ઈસુ એજ ખ્રિસ્ત છે એવો જે કોઈ વિશ્વાસ કરે છે, તે દેવથી જન્મેલો છે;
અને જન્મ આપનાર પર જે કોઈ પ્રેમ રાખે છે તે તેનાથી જન્મેલા પર
પણ પ્રેમ રાખે છે. ૨ જ્યારે આપણે દેવ પર પ્રેમ રાખીએ છીએ અને તેની
આજ્ઞાઓ પાળીએ છીએ, ત્યારે એ પરથી આપણે જાણીએ છીએ કે આપણે
દેવનાં છોકરાં ઉપર પણ પ્રેમ રાખીએ છીએ. ૩ કેમકે આપણે દેવની આજ્ઞાઓ
પાળીએ, એજ દેવ પરનો પ્રેમ છે; અને તેની આજ્ઞાઓ ભારે નથી. ૪ કેમકે
જે કોઈ દેવથી જન્મેલું છે તે જગતને જીતે છે; અને જે જયે જગતને જીત્યું છે
તે આપણો વિશ્વાસ છે. ૫ જે વિશ્વાસ કરે છે કે ઈસુ દેવનો પુત્ર છે તે વગર
બીજો કોણ જગતને જીતે છે? ૬ પાણીથી તથા રક્તથી જે આવ્યો, તે એ છે,
એટલે ઈસુ ખ્રિસ્ત; અને તે કેવળ પાણીથી નહિ, પણ પાણી તથા રક્તથી
આવ્યો. ૭ જે સાક્ષી પૂરે છે તે આત્મા છે, કેમકે આત્મા સત્ય છે. ૮ કેમકે
સાક્ષી પૂરનાર ત્રણ છે, એટલે આત્મા, પાણી તથા રક્ત; અને એ ત્રણેની
સાક્ષી એકસરખી છે. ૯ જો આપણે માણસોની સાક્ષી માનીએ છીએ તો એ કરતાં
દેવની સાક્ષી મોટી છે; કેમકે દેવે પોતાના પુત્ર સંબંધી જે સાક્ષી આપી છે
તે એજ છે. ૧૦ જે દેવના પુત્ર પર વિશ્વાસ રાખે છે તેના પોતાનામાં તે
સાક્ષી છે; જે દેવ પર વિશ્વાસ રાખતો નથી તેણે તેને જૂઠો પાડ્યો છે;
કેમકે દેવે પોતાના પુત્ર વિષે જે સાક્ષી આપી છે, તે સાક્ષી પર તેણે વિશ્વાસ
રાખ્યો નથી. ૧૧ એ સાક્ષી એવી છે કે દેવે આપણને અનંતજીવન આપ્યું,
ને આ જીવન તેના પુત્રમાં છે. ૧૨ જેને [દેવનો] પુત્ર છે તેને જીવન છે;
જેને દેવનો પુત્ર નથી, તેને જીવન નથી.

## સમાપ્તિ

૧૩ તમને અનંતજીવન છે એ તમે જાણો, માટે તમારા ઉપર, એટલે દેવના
પુત્રના નામ પર વિશ્વાસ રાખનારા ઉપર, મેં આ વાતો લખી છે. ૧૪ તેના વિષે
આપણને જે હિંમત છે તે એ છે કે જો આપણે તેની ઇચ્છા પ્રમાણે કંઈ માગીએ, તો
તે આપણું સાંભળે છે; ૧૫ અને જો આપણે જાણીએ કે જે કંઈ આપણે માગીએ તે
સંબંધી તે આપણું સાંભળે છે, તો આપણે તેની પાસે જે માગ્યું છે તે આપણને
મળે છે, એ પણ આપણે જાણીએ છીએ. ૧૬ મરણકારક નથી એવું પાપ
જો કોઈ પોતાના ભાઈને કરતો જુએ તો તેણે માગવું, એટલે મરણકારક નથી
એવું પાપ કરનારાઓને માટે [દેવ] તેને જીવન આપશે. મરણકારક એવું
પણ પાપ છે; તે વિષે હું કહેતો નથી કે વિનંતી કરવી. ૧૭ સર્વ અન્યાય
પાપ છે; અને મરણકારક નથી એવું પણ પાપ છે.

૧૮ આપણે જાણીએ છીએ કે જે કોઈ દેવથી જન્મેલો છે તે પાપ કરતો
નથી; પણ દેવથી જે જન્મ્યો છે તે તેને સંભાળે છે, અને દુષ્ટ તેને સ્પર્શ

કરતો નથી. ૧૯આપણે દેવના છીએ, અને આખું જગત તે દુષ્ટની સત્તામાં
રહે છે, એવું આપણે જાણીએ છીએ.

૨૦વળી આપણે જાણીએ છીએ કે દેવનો પુત્ર આવ્યો છે, ને જે સાચો
છે તેને ઓળખવા સારૂ તેણે આપણને સમજણ આપી છે; અને જે સાચો
છે, એટલે તેનો પુત્ર ઈસુ ખ્રિસ્ત, એનામાં આપણે છીએ. એજ ખરો દેવ
છે, તથા અનંતજીવન છે. ૨૧મારાં બાળકો, સાવધ રહીને મૂર્તિઓથી
દૂર રહો.



# યોહાનનો બીજો પત્ર

---

૧ પસંદ કરેલી બાઈ તથા તેના છોકરા જોગ લખિતંગ વડીલ ૨ જે સત્ય
આપણામા રહે છે, અને સર્વકાળ સુધી રહેવાનું છે તે [સત્ય]ની ખાતર
હુ સત્યમા તમારા પર પ્રેમ રાખુ છું, અને એકલો હુ જ નહિ, પણ જેઓ સત્યને
જાણે છે તેઓ સઘળા પણ રાખે છે ૩ દેવપિતાથી તથા પિતાના પુત્ર ઈસુ ખ્રિસ્તથી
આપણી સાથે કૃપા, દયા તથા શાંતિ સત્યમા તથા પ્રીતિમા રહેશે

૪ જે પ્રમાણે આપણને પિતાએ આજ્ઞા આપી તે પ્રમાણે સત્યમા ચાલતા
તારા કેટલાએક બાળકોને મે જોયા છે, તેથી મને ઘણો આનંદ થાય છે.
૫ હવે બાઈ, હુ તને નવી આજ્ઞા લખુ છું એમ નહિ, પણ આરંભથી જે આજ્ઞા
આપણને મળેલી છે તે લખીને તને વિનતી કરૂ છું કે આપણે માહોમાહે પ્રેમ
રાખીએ ૬ આપણે તેની આજ્ઞાઓ પ્રમાણે ચાલીએ તેજ પ્રેમ છે જેમ તમે
આરંભથી સાભળ્યુ તેમ તમે પ્રેમમા ચાલો એજ આજ્ઞા છે ૭ કેમકે જગતમા
ઘણા ભમાવનારા ઊભા થયા છે, તેઓ ઈસુ ખ્રિસ્તનુ [મનુષ્ય] દેહમાં આવવુ
કબુલ કરતા નથી તેજ ભમાવનાર તથા ખ્રિસ્તવિરોધી છે ૮ તમે પોતાના
વિષે સાવધ રહો, જેથી અમે જે કામ કર્યું છે તેનો તમે નાશ ન કરો, પણ
તેનું પૂરૂ પ્રતિફળ પામો ૯ જે કોઈ ઉલ્લંઘન કરે છે, અને ખ્રિસ્તના બોધને
વળગી રહેતો નથી, તેને દેવ નથી, બોધને જે વળગી રહે છે, તેનેજ પિતા
તથા પુત્ર પણ છે ૧૦ જો કોઈ તમારી પાસે આવે, અને એજ બોધ લઈને ન
આવે, તો તેને ઘરમા પેસવા ન દો, ને તેને ક્ષેમકુશળ ન કહો, ૧૧ કેમકે જે તેને
ક્ષેમકુશળ કહે છે તે તેના દુષ્કર્મોનો ભાગીદાર થાય છે

૧૨ મારે તમને લખવાનું તો ઘણું છે, તોપણ શાહીથી કાગળ પર લખવાની
મારી ઇચ્છા નથી, પણ તમારો આનંદ સપૂર્ણ થાય એ માટે તમારી પાસે
હાજર થઈને મોઢામોઢ વાત કરવાની હું આશા રાખું છું ૧૩ તારી પસંદ કરેલી
બહેનના બાળકો તને ક્ષેમકુશળ કહે છે

---

# યોહાનનો ત્રીજો પત્ર

૧ જેના પર હું સત્યમાં પ્રેમ રાખું છું, તે વહાલા ગાયસ જોગ લખિતંગ
વડીલ.
૨ વહાલા, હું પ્રાર્થના કરૂં છું કે જેમ તારો આત્મા કુશળ છે તેમ તું સર્વ
વાતે કુશળ તથા તંદુરસ્ત રહે. ૩ કેમકે ભાઈઓ આવ્યા ત્યારે તેઓએ તું
સત્યમાં ચાલે છે તેવી તારા સત્ય વિષે સાક્ષી આપી, તેથી મને ઘણો આનંદ થયો.
૪ જ્યારે મારા સાંભળવામાં આવે છે કે મારાં બાળકો સત્યમાં ચાલે છે, ત્યારે એ
કરતાં [બીજાથી] મને મોટો આનંદ થતો નથી.
૫ વહાલા, ભાઈઓને માટે, હા, પારકા ભાઈઓને માટે પણ, તું જે કંઈ કામ
કરે છે તે તું વિશ્વાસ [કરનારને] યોગ્ય કામ કરે છે; ૬ તે [ભાઈ]ઓએ
તારા પ્રેમ વિષે મંડળીની આગળ સાક્ષી પૂરી છે. દેવ પ્રસન્ન થાય એવી રીતે
તું તેઓને આગળ વળાવશે તો તું સારૂં કરશે. ૭ કેમકે તેઓ તેના નામની
ખાતર બહાર નીકળ્યા છે, ને વિદેશીઓ પાસેથી કંઈ લેતા નથી. ૮ આપણે
સત્ય [ફેલાવવા]માં તેઓના સહકારીઓ થઈએ, માટે આપણે એવા માણસોનો
સ્વીકાર કરવો જોઈએ.
૯ મેં મંડળીને કંઈ લખ્યું; પણ દિયત્રેફેસ, જે તેઓમાં મુખ્ય થવા ચાહે
છે, તે અમારો અંગીકાર કરતો નથી. ૧૦ એ માટે જો હું આવીશ તો તે જે
કામો કરે છે તે [કામો]ને હું યાદ કરાવીશ; તે અમારી વિરુદ્ધ ભૂંડું બોલીને
બકબક કરે છે, અને એટલેથી સંતુષ્ટ ન થઈને, તે પોતે ભાઈઓનો અંગીકાર
કરતો નથી; તેમજ જેઓ એમ કરવાની ઇચ્છા રાખે છે તેઓને તે અટકાવે
છે, અને મંડળીમાંથી તેઓને બહિષ્કૃત કરે છે. ૧૧ વહાલા, ભૂંડાનું નહિ,
પણ સારાનું અનુકરણ કર. જે સારૂં કરે છે તે દેવનો છે; જે ભૂંડું કરે છે
તેણે દેવને જોયો નથી. ૧૨ દેમેત્રીઅસ વિષે સર્વે તેમજ સત્ય પોતે સાક્ષી
પૂરે છે; અને અમે પણ સાક્ષી પૂરીએ છીએ; અને અમારી સાક્ષી ખરી
છે તે તું જાણે છે.
૧૩ મારે તારા પર લખવાનું તો ઘણું હતું, પણ શાહી તથા કલમથી હું
તારા પર લખવા ચહાતો નથી; ૧૪ પણ હું તને જલદીથી જોવાની આશા
રાખું છું, ત્યારે આપણે મોઢામોઢ વાત કરીશું. તને શાંતિ થાઓ. મિત્રો તને
ક્ષેમકુશળ કહે છે. [દરેકનું] નામ લઈને મિત્રોને ક્ષેમકુશળ કહેજે.

# યહુદાનો પત્ર

## લેખકની સલામ

૧ દેવ બાપને વહાલા તથા ઈસુ ખ્રિસ્તને માટે રાખી મૂકવામાં આવેલા અને તેડવામાં આવેલાઓ જોગ લખિતગ, ઈસુ ખ્રિસ્તનો સેવક, યાકૂબનો ભાઈ યહુદા: ૨ તમારા પર દયા, શાંતિ તથા પ્રેમ પુષ્કળ થાઓ.

## જૂઠા શિક્ષકો તથા નીતિભ્રષ્ટતા વિષે ચેતવણી

૩ વહાલાઓ, હું આપણા સામાન્ય તારણ વિષે તમારા પર લખવાને ઘણો આતુર હતો, એવામાં જે વિશ્વાસ સંતોને એકજવાર આપવામાં આવેલો હતો, તેની ખાતર તમારે ખંતથી યત્ન કરવો, એવો બોધ પત્રદ્વારા તમને કરવાની મને અગત્ય જણાઈ. ૪ કેમકે જેઓને આ દંડાજ્ઞાને માટે પ્રાચીન કાળથી નિર્માણ કરવામાં આવ્યા હતા, એવા કેટલાએક માણસો ગુપ્ત રીતે માંહે આવ્યા છે; તેઓ અધર્મી છે, ને આપણા દેવની કૃપાનો વિષયાસક્તિમાં દુરુપયોગ કરે છે, અને ઈસુ ખ્રિસ્ત જે આપણો એકલો સ્વામી તથા પ્રભુ છે તેનો નકાર કરે છે.

૫ હવે તમે બધું જાણી ચૂક્યા છો ખરા, તોપણ હું તમને યાદ દેવડાવવા ચાહું છું કે પ્રભુએ લોકોનો મિસર દેશમાંથી બચાવ કર્યા પછી અવિશ્વાસીઓનો નાશ કર્યો. ૬ વળી જે દૂતોએ પોતાની પદવી જાળવી રાખી નહિ, પણ પોતાનું સ્થાન છોડી દીધું, તેઓને મોટા દિવસના ન્યાયકરણ સુધી તેણે અંધકારમાંના સનાતન બંધનમાં રાખ્યા છે. ૭ તેમજ સદોમ તથા ગમોરાહ અને તેઓની આસપાસના શહેરો, એજ રીતે વ્યભિચારમાં અને અનુચિત દુરાચારમાં ગરક થઈને, નિત્ય અગ્નિદંડ સહન કરીને ચેતવણી માટે દાખલારૂપ પ્રસિદ્ધ થયાં છે. ૮ તોપણ એવીજ રીતે આ દુઃસ્વપ્નીઓ દેહને ભ્રષ્ટ કરે છે, [સ્વર્ગીય] અધિકારને તુચ્છ ગણે છે, અને [દેવદૂતોના] ગૌરવની નિંદા કરે છે. ૯ પણ મીખાએલ પ્રમુખ દૂતે જ્યારે શેતાનની સાથે મુસાના શબ વિષે તકરાર કરીને વિવાદ કર્યો, ત્યારે તેણે નિંદા કરીને તહોમત મૂકવાની હિંમત કરી નહિ, પણ એટલું જ કહ્યું, કે પ્રભુ તને ધમકાવો. ૧૦ તોપણ તેઓ જે વિષે કંઈ જાણતા નથી તે બાબતમાં તેઓ નિંદા કરે છે, અને બુદ્ધિહીન પશુઓના પેઠે જેને તેઓ કુદરતી રીતે સમજે છે તેમાં તેઓ પોતાને ભ્રષ્ટ કરે છે. ૧૧ તેઓને અફસોસ! કેમકે તેઓ કાઈનને માર્ગે ચાલ્યા, તેમજ દ્રવ્યલાલસાને માટે બલઆમની ભૂલમાં ધસી ગયા, અને કોરાહના બંડમાં નાશ પામ્યા. ૧૨ તેઓ તમારી સાથે ખાય છે ત્યારે તેઓ તમારાં પ્રેમભોજનોમાં ખરાબા છે. તેઓ નિડરતાથી પોતાનું પોષણ કરે છે; તેઓ પવનથી ઘસડાતાં નિર્જળ વાદળાં છે; તેઓ પાંદડાં વગરના

ફળરહિત, બે વખત મરેલાં, તથા ઉખેડી નાખવામાં આવેલાં ઝાડો છે; ૧૩ તેઓ પોતાની લાજનું ફીણ કાઢનારા, સમુદ્રનાં વિકાળ મોજાઓ છે; તેઓ ભટકનારા તારા છે, કે જેઓને માટે ઘોર અંધકાર સર્વકાળ રાખી મૂકવામાં આવેલો છે. ૧૪ તેઓ વિષે પણ આદમથી સાતમા પુરુષ હનોખે ભવિષ્યવચન કહ્યું છે, કે જુઓ, ૧૫ સઘળાંનો ન્યાય કરવાને, સર્વ અધર્મીઓએ જે સર્વ અધર્મી કામો અધર્મીપણામાં કર્યાં, અને અધર્મી પાપીઓએ તેની વિરુદ્ધ જે સર્વ કઠણ વચનો કહ્યાં, તે વિષે પણ તેઓ સઘળાંને અપરાધી ઠરાવવાને પ્રભુ પોતાના હજારોહજાર સંતોસહિત આવ્યો. ૧૬ તેઓ બડબડ કરનારા, અસંતોષી અને પોતાની દુર્વાસના પ્રમાણે ચાલનારા છે (તેઓ મોઢે ગર્વિષ્ઠ [વચનો] બોલે છે); તેઓ પોતાના સ્વાર્થને સારૂ ખુશામત કરનારા છે.

૧૭ પણ, વહાલાઓ, આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના પ્રેરિતોથી જે વચનો અગાઉ કહેવામાં આવ્યાં છે, તેઓને તમે સંભારો; ૧૮ કે તેઓએ તમને કહ્યું છે, કે છેલ્લા કાળમાં નિંદાખોરો ઊભા થશે, તેઓ પોતાની અધર્મી વાસનાઓ પ્રમાણે ચાલશે. ૧૯ એઓ પક્ષ ઊભા કરનારા, અને વિષયી છે, એઓમાં [પવિત્ર] આત્મા નથી. ૨૦ પણ વહાલાઓ, તમારા પરમ પવિત્ર વિશ્વાસમાં વધતા જઈને, પવિત્ર આત્મામાં પ્રાર્થના કરીને, ૨૧ અને અનંતજીવનને અર્થે આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની દયાની વાટ જોઈને, દેવની પ્રીતિમાં પોતાને સ્થિર રાખો. ૨૨ કેટલાએક જેઓ [તમારી સાથે] વાદવિવાદ કરે છે તેઓને ઠપકો આપો; ૨૩ અને કેટલાએકને અગ્નિમાંથી ખેંચી કાઢીને બચાવો; અને કેટલાએક પર ભયસહિત દયા રાખો, ને દેહથી ડાઘ લાગેલા વસ્ત્રનો પણ તિરસ્કાર કરો.

૨૪ હવે જે તમને ઠોકર ખાતાં બચાવવા, અને પોતાના ગૌરવની સમક્ષ તમને પરમાનંદસહિત નિર્દોષ રજૂ કરવા, સમર્થ છે, ૨૫ એટલે આપણો તારનાર જે એકલો દેવ, તેને ગૌરવ, મહત્ત્વ, પરાક્રમ તથા અધિકાર અનાદિકાળથી, હમણાં, તથા સર્વકાળ હોજો. આમેન.

# પ્રકટીકરણ
## ઈશ્વરજ્ઞાની યોહાનને થએલું

### પ્રસ્તાવના અને લેખકની સલામ

1 ઈસુ ખ્રિસ્તનું પ્રકટીકરણ, એટલે જે બનાવો ટૂક સમયમાં બનવાના છે
તે વિષેનું પ્રકટીકરણ, જે પોતાના સેવકોને કરી દેખાડવા સારૂ દેવે તેને
આપ્યું તે; તેણે પોતાના દૂતને મોકલીને તેદ્વારા પોતાના સેવક યોહાનને તે
જણાવ્યું; 2 અને એણે દેવના વચન વિષે તથા ઈસુ ખ્રિસ્તની શાહેદી વિષે, એટલે
જેટલું પોતે જોયું હતું તે વિષે, સાક્ષી આપી. 3 આ ભવિષ્યવચનો જે વાંચે છે,
ને જેઓ સાંભળે છે, અને એમાં જે લખેલું છે તે પાળે છે, તેઓને ધન્ય છે; કેમકે
સમય પાસે છે.

4 આસિયામાંની સાત મંડળીઓ જોગ લખિતંગ યોહાન: જે છે, જે હતો ને
જે આવનાર છે, તેના તરફથી, તથા તેના રાજ્યાસનની આગળ જે સાત આત્મા
છે તેઓના તરફથી; 5 તથા ઈસુ ખ્રિસ્ત જે વિશ્વાસુ શાહેદ, અને મૂએલાંમાંથી
પ્રથમજનિત, અને પૃથ્વીના રાજાઓનો અધિપતિ છે તેના તરફથી, તમારા પર
કૃપા તથા શાંતિ હોજો. જેણે આપણા પર પ્રેમ રાખ્યો, અને પોતાના રક્ત
વડે આપણને આપણાં પાપથી મુક્ત કર્યાં; 6 અને દેવ એટલે પોતાના પિતાને
સારૂ આપણને યાજકો[નું] રાજ્ય બનાવ્યું; તેને મહિમા તથા અધિકાર સદાસર્વકાળ
સુધી હોજો. આમેન. 7 જુઓ, તે વાદળાંસહિત આવે છે; દરેક આંખ,
અને જેઓએ તેને વીંધ્યો તેઓ પણ તેને જોશે; અને પૃથ્વી પરની સર્વ
જાતિઓ તેને લીધે વિલાપ કરશે. હા, આમેન.

8 પ્રભુ દેવ જે છે, જે હતો ને જે આવનાર છે, જે સર્વશક્તિમાન છે, તે
કહે છે, કે હું આલ્ફા તથા ઓમેગા છું.

### મનુષ્યપુત્રનું દર્શન

9 હું યોહાન તમારો ભાઈ, અને વિપત્તિમાં તથા ઈસુના રાજ્ય તથા ધીરજમાં
ભાગીદાર, દેવના વચનને લીધે તથા ઈસુની સાક્ષીને લીધે, પાત્મસ નામે બેટમાં
હતો. 10 પ્રભુને દહાડે હું આત્મામાં હતો, ત્યારે મેં મારી પાછળ રણશિંગડાના
અવાજ જેવી મોટી વાણી સાંભળી, 11 તે કહેતી હતી, કે તું જે જુએ છે
તે પુસ્તકમાં લખ; અને એફેસસમાં, સ્મર્નામાં, પેર્ગામમમાં, થુઆતેરામાં,
સાર્દિસમાં, ફિલાદેલ્ફિયામાં તથા લાઓદિકિઆમાં જે સાત મંડળી છે, તેઓના
ઉપર તે મોકલ. 12 જે વાણી મારી સાથે બોલી તેને જોવાને હું પાછો ફર્યો.
અને ફર્યો ત્યારે મેં સોનાની સાત દીવી જોઈ; 13 તે દીવીઓની વચમાં

મનુષ્યપુત્ર જેવા એકને મેં જોયો, તેણે પગની પાની સુધી પહોંચે એવો ઝભ્ભો
પહેરેલો હતો, અને તેની છાતી પર સોનાનો પટો બાંધેલો હતો. ૧૪ તેનું
માથું તથા કેશ ધોળા ઊનના જેવાં, બરફની માફક શ્વેત હતાં; અને તેની
આંખો અગ્નિની જ્વાળા જેવી હતી; ૧૫ તેના પગ જાણે ભઠ્ઠીમાં શુદ્ધ થએલા
ચળકતા પિત્તળના જેવા હતા; તેનો સાદ પુષ્કળ પાણીના અવાજ જેવો હતો.
૧૬ તેના જમણા હાથમાં સાત તારા હતા; તેના મોંમાંથી બેધારી પાણીદાર
તરવાર નીકળતી હતી; તેનો ચહેરો પૂર્ણ તેજથી પ્રકાશતા સૂર્યના જેવો હતો.
૧૭ જ્યારે મેં તેને જોયો ત્યારે મૂએલા જેવો થઇને હું તેના ચરણ આગળ પડી ગયો.
પછી તેણે પોતાનો જમણો હાથ મારા પર મૂકીને કહ્યું, કે બી મા; પ્રથમ તથા
છેલ્લો હું છું, ૧૮ અને હું જીવંત છું; હું મૂઓ પણ હતો, અને, જુઓ, સદાકાળ
જીવતો છું; અને મરણ તથા હાડેસની કૂંચીઓ મારી પાસે છે. ૧૯ તેં જે જે
જોયું છે, અને જે જે છે, અને હવે પછી જે જે થશે, તે સર્વ લખ; ૨૦ મારા
જમણા હાથમાં જે સાત તારા તેં જોયા, અને સોનાની જે સાત દીવી છે,
એમનો મર્મ તું લખ. સાત તારા તે સાત મંડળીઓના દૂત છે, અને સાત
દીવી તો સાત મંડળીઓ છે.

## એફેસસમાંની મંડળી પર પત્ર

તું એફેસસમાંની મંડળીના દૂતને લખ, કે
૨ જે પોતાના જમણા હાથમાં સાત તારા રાખે છે, અને જે સોનાની સાત
દીવીની વચમાં ચાલે છે તે આ વાતો કહે છે: ૨ તારાં કામ, તારો શ્રમ તથા તારી
ધીરજ હું જાણું છું, વળી એ પણ જાણું છું કે તું ભૂંડાં માણસને સહન કરી
શકતો નથી, અને જેઓ પોતાને પ્રેરિત કહેવડાવે છે પણ એવા નથી, તેઓને
તેં પારખી લીધા, ને તેઓ જૂઠા છે એમ તને માલૂમ પડ્યું; ૩ વળી તું ધીરજ
રાખે છે, અને મારા નામની ખાતર તેં સહન કર્યું છે, ને તું થાકી ગયો નથી.
૪ તોપણ તારી વિરુદ્ધ મારે આટલું છે, કે તેં તારા પ્રથમના પ્રેમનો ત્યાગ કર્યો.
૫ એ માટે તું જ્યાંથી પડ્યો છે તે યાદ કરીને પસ્તાવો કર, અને પ્રથમના જેવાં
કામ કર; નહિ તો હું તારી પાસે આવીશ, અને જો તું પસ્તાવો નહિ કરે તો
તારી દીવીને તેની જગાએથી હું ખસેડી દઈશ. ૬ પણ તારામાં એટલું છે કે
નીકોલાયતીઓનાં કામ, જેઓને હું ધિક્કારું છું, તેઓને તું પણ ધિક્કારે છે. ૭ આત્મા
મંડળીઓને જે કહે છે તે જેને કાન છે તે સાંભળે. જે જીતે છે તેને દેવના પારાદેસ-
માંના જીવનના ઝાડ પરનું [ફળ] હું ખાવાને આપીશ.

## સ્મર્નામાંની મંડળી પર પત્ર

૮ સ્મર્નામાંની મંડળીના દૂતને લખ, કે
જે પ્રથમ તથા છેલ્લો, જે મૂઓ હતો પણ જીવતો થયો, તે આ વાતો કહે છે:
૯ હું તારી વિપત્તિ તથા તારી દરિદ્રતા જાણું છું (તોપણ તું ધનવાન છે), અને
જે કહે છે, કે અમે યહુદી છીએ પણ તેઓ એવા નથી પણ શેતાનની સભા

છે, તેઓનુ દુર્ભાષણ હુ જાણુ છું ૧૦ તારે જે જે સહન કરવુ પડશે, તેનાથી
બીતો ના; જુઓ, તમારૂ પરીક્ષણ થાય એ માટે તમારામાના કેટલાકને શેતાન
બંદીખાનામા નાખવાનો છે; અને દશ દિવસ સુધી તમને વિપત્તિ પડશે.
તું મરણપર્યંત વિશ્વાસુ થઈ રહે, અને હુ તને જીવનનો મુગટ આપીશ.
૧૧ આત્મા મંડળીઓને જે કહે છે તે જેને કાન છે તે સાભળે. જે જીતે છે તેને
બીજા મરણનુ દુખ [ભોગવવું] પડશે નહિ.

## પેર્ગામમમાંની મંડળી પર પત્ર

૧૨ પેર્ગામમમાંની મંડળીના દૂતને લખ, કે
જેની પાસે બેધારી પાણીદાર તરવાર છે તે આ વાતો કહે છે: ૧૩ તું ક્યાં
વસે છે તે હુ જાણુ છું, એટલે જ્યા શેતાનની ગાદી છે ત્યા વળી તું મારા નામને
વળગી રહે છે, અને જ્યારે મારા વિશ્વાસુ સાક્ષી આંતીપાસને, તમારામા,
એટલે જ્યા શેતાન વસે છે ત્યા, મારી નાખવામા આવ્યો, તે સમયે પણ તેં
મારા પરના વિશ્વાસને નાકબુલ કર્યો નહિ. ૧૪ તોપણ મારે તારી વિરુદ્ધ થોડીએક
વાતો છે, કેમકે બલઆમના બોધને વળગી રહેનારા ત્યા તારી પાસે છે, એણે
બાલાકને ઈસ્રાએલપુત્રોની આગળ ઠોકર મૂકવાને શીખવ્યુ કે તેઓ મૂર્તિઓના
નૈવેદ ખાય અને વ્યભિચાર કરે. ૧૫ અને એજ પ્રમાણે જેઓ એવી રીતે
નીકોલાયતીઓના બોધને વળગી રહે છે તેઓ પણ તારે ત્યા છે. ૧૬ માટે પસ્તાવો
કર, નહિ તો હુ તારી પાસે વહેલો આવીશ, અને મારા મોમાંની તરવારથી હુ
તેઓની સાથે લડીશ. ૧૭ આત્મા મંડળીઓને જે કહે છે તે જેને કાન છે તે
સાભળે. જે જીતે છે તેને હુ ગુપ્ત રાખેલા માન્નામાથી આપીશ, વળી હુ તેને,
શ્વેત પથ્થર આપીશ, તે પથ્થર પર એક નવુ નામ લખેલુ છે, તેને જે પામે
છે તે સિવાય બીજું કોઈ [તે નામ] જાણતું નથી

## થુઆતૈરામાંની મંડળી પર પત્ર

૧૮ થુઆતૈરામાંની મંડળીના દૂતને લખ, કે
દેવનો પુત્ર, જેની આખો અગ્નિની જ્વાળા જેવી છે, અને જેના પગ ચળકતા
પિત્તળના જેવા છે, તે આ વાતો કહે છે: ૧૯ તારા કામ, તારો પ્રેમ, તારી
સેવા, તારો વિશ્વાસ તથા તારી ધીરજ હુ જાણુ છું, અને તારા છેલ્લા કામ
પહેલાના કરતાં અધિક છે [એ પણ હુ જાણુ છું] ૨૦ તોપણ મારે તારી
વિરુદ્ધ આટલુ છે કે ઈઝેબેલ, જે પોતાને પ્રબોધિકા કહેવડાવે છે, તે બાઈને તું
સહન કરે છે, તે મારા સેવકોને વ્યભિચાર કરવાને તથા મૂર્તિઓનાં નૈવેદ ખાવાને
શીખવે છે તથા ભમાવે છે ૨૧ તે પસ્તાવો કરે, માટે મેં તેને અવકાશ આપ્યો;
પણ તે પોતાના વ્યભિચારનો પસ્તાવો કરવા ચાહતી નથી ૨૨ જુઓ, હુ તેને
ખાટલે પાડુ છું, અને તેની સાથે જેઓ વ્યભિચાર કરે છે તેઓ જો પોતાના
કામનો પસ્તાવો ન કરે તો તેઓને હું મોટી વિપત્તિમાં નાખુ છું. ૨૩ મરકીથી
હુ તેના છોકરાનો સંહાર કરીશ; અને સર્વ મંડળીઓ જાણશે કે મન તથા

મેં તારા પર પ્રેમ રાખ્યો છે એવું તેઓ જાણશે. ૧૦તેં મારા ધૈર્યનું વચન
પાળ્યું છે, તેટલા જ માટે પૃથ્વી પર રહેનારાંઓની કસોટી કરવા સારૂ કસોટીનો
જે સમય આખા સંસાર પર આવનાર છે, તેનાથી હું પણ તને બચાવીશ. ૧૧હું
વહેલો આવું છું; તારૂં જે છે તેને તું વળગી રહે, કે કોઈ તારો મુગટ લઈ
લે નહિ. ૧૨જે જીતે છે તેને હું મારા દેવના મંદિરમાં સ્તંભ કરીશ, ને તે
ફરી ત્યાંથી બહાર જશે નહિ; અને તેના પર દેવનું નામ તથા મારા દેવના
શહેરનું નામ, એટલે જે નવું યરૂશાલેમ મારા દેવની પાસેથી આકાશમાંથી ઊતરે
છે તેનું, તથા મારૂં પોતાનું નવું નામ લખીશ. ૧૩આત્મા મંડળીઓને જે કહે
છે તે જેને કાન છે તે સાંભળે.

## લાઓદીકીઆમાંની મંડળી પર પત્ર

૧૪લાઓદીકીઆમાંની મંડળીના દૂતને લખ, કે
જે આમેન છે, જે વિશ્વાસુ તથા ખરો સાક્ષી છે, જે દેવની સૃષ્ટિનું આદિકરણ
છે, તે આ વાતો કહે છે: ૧૫તારાં કામ હું જાણું છું, તું ટાઢો નથી, તેમ
ઊનો પણ નથી; તું ટાઢો અથવા ઊનો થાય એમ હું ચાહું છું. ૧૬પણ તું
હુંફાળો છે, એટલે ઊનો નથી તેમ ટાઢો પણ નથી, માટે હું તને મારા મોમાંથી
થૂંકી નાખીશ. ૧૭તું કહે છે, કે હું ધનવાન છું, મેં સંપત્તિ મેળવી છે, અને
મને કશાની ગરજ નથી; પણ તું જાણતો નથી, કે તું કંગાળ, બિહામણો, દરિદ્રી,
આંધળો તથા નગ્ન છે, ૧૮એ માટે હું તને એવી સલાહ આપું છું કે તું ધનવાન
થાય, માટે અગ્નિથી શુદ્ધ કરેલું સોનું મારી પાસેથી વેચાતું લે; અને તું વસ્ત્ર પહેરે,
ને તારી નગ્નતાની શરમ પ્રગટ ન થાય, માટે ઊજળાં વસ્ત્ર વેચાતાં લે; અને તું
દેખતો થાય, માટે અંજન [વેચાતું] લઈને તારી આંખોમાં આંજ. ૧૯હું જેટલાં
પર પ્રેમ રાખું છું, તે સર્વેને ઠપકો આપું છું તથા શિક્ષા કરૂં છું; માટે તું
ઉત્સાહી થા અને પસ્તાવો કર ૨૦જુઓ, હું બારણા આગળ ઊભો રહીને
ઠોકું છું, જો કોઈ મારી વાણી સાંભળીને બારણું ઉઘાડશે, તો હું તેની પાસે
માંહે આવીને તેની સાથે જમીશ, ને તે મારી સાથે જમશે. ૨૧જે જીતે છે તેને હું
મારા રાજ્યાસન પર મારી સાથે બેસવા દઈશ, જેમ હું પણ જીતીને મારા બાપની
સાથે તેના રાજ્યાસન પર બેઠેલો છું તેમ. ૨૨આત્મા મંડળીઓને જે કહે છે તે જેને
કાન છે તે સાંભળે

## સ્વર્ગનું દર્શન

૪ એ બનાવો બન્યા પછી મેં જોયું, તો, જુઓ, આકાશમાં એક દ્વાર ઉઘાડેલું
હતું! અને જે પહેલી વાણી મેં સાંભળી તે રણશિંગડાના અવાજ જેવી મારી
સાથે બોલતી હતી. તેણે કહ્યું, કે અહીં ઉપર આવ, અને હવે પછી જે જે
થવાનું જ છે તે હું તને દેખાડીશ. ૨એકાએક હું આત્મામાં હતો; અને જુઓ,
આકાશમાં એક રાજ્યાસન મૂકવામાં આવ્યું, તે રાજ્યાસન પર એક [જણ]
બેઠેલો હતો; ૩જે બેઠેલો હતો તે દેખાવમાં યાસપિસ પાષાણ તથા લાલ જેવો

હતો; અને રાજ્યાસનની આસપાસ એક મેઘધનુષ્ય હતું, જેનો દેખાવ લીલમ
જેવો હતો. ૪ રાજ્યાસનની આસપાસ ચોવીસ આસનો હતાં; તે આસનો પર
ચોવીસ વડીલોને બેઠેલા મેં જોયા, તેઓએ ઊજળાં વસ્ત્ર પહેરેલાં હતાં; અને
તેઓના માથા પર સોનાના મુગટ હતા. ૫ રાજ્યાસનમાંથી વીજળીઓ, વાણીઓ
તથા ગર્જનાઓ નીકળે છે, અને રાજ્યાસનની આગળ અગ્નિના સાત દીવા બળે
છે તે દેવના સાત આત્મા છે. ૬ રાજ્યાસનની આગળ સ્ફટિકના જેવો ચળકતો
સમુદ્ર હતો; અને રાજ્યાસનની મધ્યે તથા રાજ્યાસનની આસપાસ આગળ
પાછળ આંખોથી ભરપૂર એવાં ચાર પ્રાણી હતાં. ૭ પહેલું પ્રાણી સિંહના જેવું
હતું, ને બીજું પ્રાણી વાછરડાના જેવું હતું, ને ત્રીજા પ્રાણીને માણસના જેવું મોં
હતું, ને ચોથું પ્રાણી ઊડતા ગરુડના જેવું હતું. ૮ તે ચાર પ્રાણીમાંના દરેકને
છ છ પાંખ હતી, અને તેઓ ચારેતરફ તથા માંહે આંખોથી ભરપૂર હતાં; તેઓ

પવિત્ર, પવિત્ર, પવિત્ર, પ્રભુ દેવ, સર્વશક્તિમાન, જે હતો,
જે છે, ને જે આવનાર છે,

એમ કહેતાં રાતદિવસ વિસામો લેતાં નથી.

૯ રાજ્યાસન પર જે બેઠેલો છે, જે સદાસર્વકાળ જીવંત છે, તેનાં જ્યારે તે
પ્રાણીઓ મહિમા, માન તથા સ્તુતિ ગાશે, ૧૦ ત્યારે ચોવીસ વડીલો રાજ્યાસન
પર બેઠેલાને પગે પડશે, ને જે સદાસર્વકાળ જીવંત છે તેની આરાધના કરશે, ને
રાજ્યાસન આગળ પોતાના મુગટ નાખી દઈને કહેશે, કે

૧૧ ઓ અમારા પ્રભુ તથા દેવ, મહિમા, માન તથા સામર્થ્ય પામવાને તું જ
યોગ્ય છે;
કેમકે તેં સર્વને ઉત્પન્ન કર્યાં,
અને તારી ઇચ્છાથી તેઓ હતાં, ને ઉત્પન્ન થયાં.

### ઈશ્વરના હલવાનનું દર્શન

૫ રાજ્યાસન પર જે બેઠેલો હતો તેના જમણા હાથમાં મેં એક ઓળિયું જોયું,
તે માંહેની તથા બહારની બન્ને બાજુએ લખેલું હતું, અને સાત મુદ્રાથી
મુદ્રિત કરેલું હતું. ૨ મેં એક બળવાન દૂતને જોયો, તેણે મોટે સાદે પોકારીને
કહ્યું, કે આ ઓળિયું ઉઘાડવાને ને તેની મુદ્રા તોડવાને કોણ યોગ્ય છે? ૩ પણ
આકાશમાં અથવા પૃથ્વી પર અથવા પૃથ્વીની તળે, તે ઓળિયું ઉઘાડવાને અથવા
તેમાં જોવાને કોઈ સમર્થ ન હતો. ૪ હું બહુ રડ્યો, કારણ કે તે ઓળિયું ઉઘાડવાને
અથવા તેમાં જોવાને કોઈ યોગ્ય જડ્યો નહિ. ૫ ત્યારે વડીલોમાંના એકે
મને કહ્યું, કે તું રડ મા; જો, યહુદાહના કુળમાંનો જે સિંહ છે, જે દાઊદનું થડ છે,
તે ઓળિયું ઉઘાડવાને તથા તેની સાત મુદ્રા [તોડવાને] વિજયી થયો છે.
૬ અને રાજ્યાસનની તથા ચાર પ્રાણીઓની વચમાં તથા વડીલોની વચમાં મારી
નખાએલા જેવું એક હલવાન ઊભું રહેલું મેં જોયું, તેને સાત શિંગડાં તથા સાત
આંખ હતી; એ [આંખો] દેવના સાત આત્મા છે, જેઓને આખી પૃથ્વી પર

મોકલવામાં આવેલા છે. ૭ તેણે જઈને રાજ્યાસન પર બેઠેલાના જમણા હાથમાંથી
તે [ઓળિયું] લીધું. ૮ અને જ્યારે તેણે તે ઓળિયું લીધું, ત્યારે ચારે પ્રાણી
તથા ચોવીસ વડીલ હલવાનને પગે પડ્યા; અને દરેકની પાસે વીણા તથા ધૂપે
ભરેલાં સોનાનાં પ્યાલાં હતાં, એ [ધૂપ] સંતોની પ્રાર્થનાઓ છે. ૯ તેઓ નવું
કીર્તન ગાતાં કહે છે,

તું ઓળિયું લેવાને તથા તેની મુદ્રા તોડવાને યોગ્ય છે,
કેમ કે તને મારી નાખવામાં આવ્યો હતો, ને તેં તારા રક્તથી દેવને
સારુ સર્વ કુળોના, ભાષાના, પ્રજાના તથા દેશોમાંના [લોકોને] વેચાતા
લીધા છે,
૧૦ અને અમારા દેવને સારુ તેમને રાજ્ય તથા યાજકો કર્યા છે; અને તેઓ
પૃથ્વી પર રાજ કરે છે.

૧૧ મેં જોયું, તો રાજ્યાસન, તથા પ્રાણીઓ તથા વડીલોની આસપાસ મેં
ઘણા દૂતોની વાણી સાંભળી, તેઓની ગણતરી લાખોલાખ અને હજારોહજાર હતી.
૧૨ તેઓએ મોટે સાદે પોકારીને કહ્યું, કે જે હલવાનને મારી નાખવામાં આવ્યું
હતું તે પરાક્રમ, સંપત્તિ, જ્ઞાન, સામર્થ્ય, માન, મહિમા તથા સ્તુતિ પામવાને
યોગ્ય છે. ૧૩ વળી ઉત્પન્ન થએલું [પ્રાણી] જે આકાશમાં, પૃથ્વી પર તથા
પૃથ્વીની તળે તથા સમુદ્ર પર છે, તેઓમાંના સર્વને મેં એમ કહેતાં સાંભળ્યાં, કે
રાજ્યાસન પર જે બેઠેલો છે તેને તથા હલવાનને સ્તુતિ, માન, મહિમા તથા
સત્તા સદાસર્વકાળ હો. ૧૪ ત્યારે ચારે પ્રાણીએ કહ્યું, આમેન. અને વડીલોએ
પગે પડીને [તેની] આરાધના કરી.

## મુદ્રાઓ તોડવામાં આવી

૬ ત્યારે હલવાને જે સાત મુદ્રામાંની એકને તોડી ત્યારે મેં જોયું, તો ચાર
પ્રાણીમાંના એકને મેં બોલતાં સાંભળ્યું, જાણે ગર્જનાનો ધ્વનિ હોય તેવા
અવાજથી [તેણે] કહ્યું, કે આવ. ૨ મેં જોયું, તો જુઓ, એક સફેદ ઘોડો હતો,
ને તેના પર જે બેઠેલો હતો તેની પાસે એક ધનુષ્ય હતું; અને તેને મુગટ
આપવામાં આવ્યો, અને તે જીતતો તથા જીતવા સારુ નીકળ્યો.

૩ જ્યારે તેણે બીજી મુદ્રા તોડી, ત્યારે મેં બીજા પ્રાણીને એમ કહેતાં સાંભળ્યું,
કે આવ. ૪ ત્યારે બીજો એક લાલ ઘોડો નીકળ્યો; અને તેના પર જે બેઠેલો હતો
તેને પૃથ્વી પરથી શાંતિ લઈ લેવાની [સત્તા] આપવામાં આવી, જેથી તેઓ
એકબીજાને મારી નાખે, વળી તેને એક મોટી તરવાર આપવામાં આવી.

૫ જ્યારે તેણે ત્રીજી મુદ્રા તોડી, ત્યારે મેં ત્રીજા પ્રાણીને એમ કહેતાં સાંભળ્યું,
કે આવ. ત્યારે મેં જોયું તો જુઓ, એક કાળો ઘોડો; અને તેના પર જે બેઠેલો
હતો તેના હાથમાં ત્રાજવાં હતાં. ૬ અને ચાર પ્રાણીઓની વચમાં મેં એક વાણી
એમ કહેતી સાંભળી, કે રૂપિયે શેર ઘઉં, ને રૂપિયે ત્રણ શેર જવ; પણ તેલ તથા
દ્રાક્ષારસને બગાડ તું ન કર.

૭ જ્યારે તેણે ચોથી મુદ્રા તોડી, ત્યારે મેં ચોથા પ્રાણીની વાણીને એમ કહેતી
સાંભળી, કે આવ. ૮ મેં જોયું, તો જુઓ, ફીકા રંગનો એક ઘોડો; તેના પર જે
બેઠેલો હતો તેનું નામ મરણ હતું; અને હાડેસ તેની પાછળ પાછળ ચાલતું હતું.
અને તરવારથી, દુકાળથી, મરણથી તથા પૃથ્વી પરનાં શ્વાપદોથી જગતમાંના ચોથા
હિસ્સાને મારી નાખવાનો અધિકાર તેમને આપવામાં આવ્યો.

૯ જ્યારે તેણે પાંચમી મુદ્રા તોડી, ત્યારે દેવના વચનને લીધે તથા પોતે જે
સાક્ષીને વળગી રહ્યા હતા તેને લીધે મારી નાખવામાં આવેલાના આત્માઓને મેં
વેદી તળે જોયા. ૧૦ તેઓએ મોટે સાદે પોકારીને કહ્યું, કે હે સ્વામી, પવિત્ર
તથા સત્ય, ઈન્સાફ કરવાનું તથા પૃથ્વી પરનાં રહેનારાંઓની પાસેથી અમારા
રક્તનો બદલો લેવાનું તું ક્યાં સુધી મુલતવી રાખીશ? ૧૧ પછી તેઓમાંના
દરેકને શ્વેત ઝભ્ભો આપવામાં આવ્યો; અને તેઓને એમ કહેવામાં આવ્યું કે
તમારા સાથી સેવકો તથા તમારા ભાઈઓ, જેઓ તમારી પેઠે માર્યા જવાના છે,
તેઓની સંખ્યા પૂરી ન થાય, ત્યાં સુધી હજુ થોડી વાર તમે વિસામો લો.

૧૨ જ્યારે તેણે છઠ્ઠી મુદ્રા તોડી, ત્યારે મેં જોયું, તો મોટો ધરતીકંપ થયો;
અને સૂર્ય નિમાળાના કામળા જેવો કાળો થયો, અને આખો ચંદ્ર લોહી જેવો
થઈ ગયો; ૧૩ અને જેમ ભારે પવનથી અંજીરી હાલી ઊઠે છે, અને તેના
કાચાં ફળ તૂટી પડે છે, તેમ આકાશમાંના તારાઓ પૃથ્વી પર પડ્યા. ૧૪ વળી
આકાશ વાળી લીધેલા ઓળિયાની પેઠે જતું રહ્યું; અને દરેક પહાડ તથા બેટને
પોતપોતાને ઠેકાણેથી ખસેડવામાં આવ્યા. ૧૫ જગતના રાજાઓ, મોટા માણસો,
સેનાપતિઓ, શ્રીમંતો, પરાક્રમીઓ તથા દરેક દાસ તથા સ્વતંત્ર, એ તમામ
ગુફાઓમાં તથા પહાડોના ખડકોને ઓથે સંતાઈ ગયા; ૧૬ તેઓ પહાડોને
તથા ખડકોને કહે છે, કે અમારા પર પડો, અને રાજ્યાસન પર બેઠેલાની નજર
આગળથી તથા હલવાનના કોપથી અમને સંતાડો; ૧૭ કેમકે તેઓના કોપનો
મોટો દહાડો આવ્યો છે; અને કોનાથી ઊભું રહેવાય?

## એક લાખ ચુંમાળીસ હજાર મુદ્રિત કરાયા

૭ ત્યાર પછી, મેં ચાર દૂતને પૃથ્વીના ચાર ખૂણા પર ઊભા રહેલા જોયા;
પૃથ્વી પર, સમુદ્ર પર અથવા કોઈ ઝાડ પર પવન ન વાય, તેટલા માટે
તેઓએ પૃથ્વીના ચાર વાયુને અટકાવી રાખ્યા. ૨ વળી મેં બીજા એક દૂતને
ઉગમણી દિશાથી ચડતો જોયો, તેની પાસે જીવતા દેવની મુદ્રા હતી; અને જે
ચાર દૂતોને પૃથ્વી તથા સમુદ્રને ઉપદ્રવ કરવાની [સત્તા] આપવામાં આવી
હતી, તેઓને તેણે મોટે ઘાટે હાંક મારીને કહ્યું, કે ૩ જ્યાં સુધી અમે અમારા
દેવના દાસોને તેઓનાં કપાળ પર મુદ્રા કરી ન રહીએ, ત્યાં સુધી તમે પૃથ્વીને
અથવા સમુદ્રને અથવા ઝાડોને ઉપદ્રવ કરશો નહિ. ૪ અને મુદ્રિત થએલાની
સંખ્યા મેં સાંભળી; ઈસ્રાએલપુત્રોનાં સર્વ કુળોમાંના એક લાખ ચુંમાળીસ હજાર
મુદ્રિત થયા: ૫ યહુદાહના કુળમાંના બાર હજાર મુદ્રિત થયા; રેઉબેનના

કુળમાંના બાર હજાર; ગાદના કુળમાંના બાર હજાર; ૬ આશેરના કુળમાંના બાર હજાર; નાફતાલીના કુળમાંના બાર હજાર; મનાશ્શેહના કુળમાંના બાર હજાર; ૭ શિમઓનના કુળમાંના બાર હજાર; લેવીના કુળમાંના બાર હજાર; યિસ્સાખારના કુળમાંના બાર હજાર; ૮ ઝબુલૂનના કુળમાંના બાર હજાર; યુસફના કુળમાંના બાર હજાર; અને બિન્યામીનના કુળમાંના બાર હજાર મુદ્રિત થયા.

## સ્વર્ગમાં ઉદ્ધાર પામેલાનું દર્શન

૯ આ બીનાઓ બન્યા પછી મેં જોયું, તો જુઓ, સર્વ દેશોમાંથી આવેલા, સર્વ કુળના, લોકના તથા ભાષાના, કોઈથી ગણી શકાય નહિ એટલા માણસોની એક મોટી સભા! તેઓ રાજ્યાસનની આગળ તથા હલવાનની આગળ ઊભેલા હતા; તેઓએ શ્વેત ઝભ્ભા પહેરેલા હતા, અને તેઓના હાથમાં ખજૂરીની ડાળીઓ હતી; ૧૦ તેઓ મોટે સાદે પોકારીને કહે છે, કે અમારો દેવ, જે રાજ્યાસન પર બેઠેલો છે, તેને તથા હલવાનને તારણનિ માટે] ધન્યવાદ હોજો ૧૧ સઘળા દૂતો રાજ્યાસનની તથા વડીલોની તથા ચારે પ્રાણીઓની આસપાસ ઊભા રહેલા હતા; તેઓએ રાજ્યાસનની આગળ દંડવત્ પ્રણામ કરતાં દેવની આરાધના કરીને કહ્યું, ૧૨ કે આમેન; અમારા દેવને ધન્યવાદ તથા મહિમા તથા જ્ઞાન તથા ઉપકારસ્તુતિ તથા માન તથા પરાક્રમ તથા સામર્થ્ય સદાસર્વકાળ હો. આમેન. ૧૩ પછી તે વડીલોમાંના એકે મને પૂછ્યું, કે જેઓએ શ્વેત ઝભ્ભા પહેરેલા છે તેઓ કોણ છે, અને ક્યાંથી આવ્યા છે? ૧૪ તેને મેં કહ્યું, કે મારા મુરબ્બી, તમે જાણો છો. તેણે મને કહ્યું, જેઓ મોટી વિપત્તિમાંથી આવ્યા તેઓ એ છે, તેઓએ પોતાના વસ્ત્ર ધોયાં, અને હલવાનના રક્તમાં ઊજળાં કર્યાં. ૧૫ માટે તેઓ દેવના રાજ્યાસનની આગળ છે, અને તેના મંદિરમાં રાતદહાડો તેની સેવા કરે છે; અને રાજ્યાસન પર જે બેઠેલો છે તે તેમના પર મંડપરૂપે રહેશે. ૧૬ તેઓને ફરી ભૂખ લાગશે નહિ, અને ફરી તરસ પણ લાગશે નહિ; અને સૂર્યની ઝાળ અથવા કોઈ પ્રકારનો તાપ તેઓના ઉપર પડશે નહિ; ૧૭ કેમકે રાજ્યાસનની મધ્યે જે હલવાન છે, તે તેઓનો પાળક થશે, અને જીવનના પાણીના ઝરાઓ પાસે તેઓને દોરી લઈ જશે; અને દેવ તેઓની આંખોમાંથી પ્રત્યેક આંસુ લોહી નાખશે.

## સાત રણશિંગડાં વગાડવામાં આવ્યાં

૮ જ્યારે તેણે સાતમી મુદ્રા તોડી, ત્યારે આશરે એક ઘડીસુધી આકાશમાં મૌન રહ્યું. ૨ અને દેવની આગળ ઊભા રહેનારા સાત દૂતોને મેં જોયા; તેઓને સાત રણશિંગડાં આપવામાં આવ્યાં.

૩ ત્યાર પછી બીજો એક દૂત આવીને વેદીની પાસે ઊભો રહ્યો, તેના હાથમાં સોનાની ધૂપદાની હતી; અને તેને પુષ્કળ ધૂપદ્રવ્ય આપવામાં આવ્યું, જેથી સર્વ સંતોની પ્રાર્થનાઓ સાથે, રાજ્યાસનની સામેની સોનાની વેદી પર તે તેને અર્પણ કરે. ૪ તે દૂતના હાથમાંથી ધૂપનો ધુમાડો સંતોની પ્રાર્થનાઓ સાથે

દેવની આગળ ચડી. ૫ પછી દૂતે ધૂપદાની લઈને તેમાં વેદીનો અગ્નિ ભરીને તેને પૃથ્વી પર નાખી દીધો; ત્યાર પછી ગર્જનાઓ, વાણીઓ, વીજળીઓ તથા ધરતીકંપ થવા લાગ્યાં.

૬ પછી જે સાત દૂતની પાસે સાત રણશિંગડાં હતાં તેઓ વગાડવા સારૂ તૈયાર થયા.

૭ પહેલાએ વગાડ્યું, એટલે રક્તમિશ્રિત કરા તથા આગ થયાં, અને પૃથ્વી પર ફેંકવામાં આવ્યાં; અને [તેથી] પૃથ્વીનો ત્રીજો ભાગ બળી ગયો, ઝાડનો ત્રીજો ભાગ બળી ગયો, અને સઘળું લીલું ઘાસ બળી ગયું.

૮ પછી બીજા દૂતે વગાડ્યું, ત્યારે આગથી બળતા મોટા પહાડના જેવું કંઈ સમુદ્રમાં ફેંકવામાં આવ્યું; એટલે સમુદ્રનો ત્રીજો ભાગ લોહી થઈ ગયો, ૯ જેથી સમુદ્રમાંનાં જીવતાં પ્રાણીઓનો ત્રીજો ભાગ મરણ પામ્યો; અને વહાણોના ત્રીજા ભાગનો નાશ થયો.

૧૦ પછી ત્રીજા દૂતે વગાડ્યું, એટલે દીવાના જેવો બળતો એક મોટો તારો આકાશમાંથી નદીઓના ત્રીજા ભાગ પર તથા પાણીના ઝરાઓ પર પડ્યો. ૧૧ તે તારાનું નામ કડવાદૌના છે; અને તેથી પાણીનો ત્રીજો ભાગ કડવાદૌનારૂપ થયો; અને તે પાણી કડવાં થયાં, તેથી ઘણાં માણસો મરણ પામ્યાં.

૧૨ પછી ચોથા દૂતે વગાડ્યું, ત્યારે સૂર્યના ત્રીજા ભાગ પર તથા ચંદ્રના ત્રીજા ભાગ પર તથા તારાઓના ત્રીજા ભાગ પર પ્રહાર થયો; કે જેથી તેઓનો ત્રીજો ભાગ અંધકારરૂપ થાય, અને દિવસનો ત્રીજો ભાગ, તેમજ રાતનો ત્રીજો ભાગ, પ્રકાશરહિત થાય.

૧૩ પછી મેં જોયું, તો અંતરિક્ષમાં મેં એક ઊડતા ગરુડને મોટે સાદે કહેતો સાંભળ્યો, કે જે બીજા ત્રણ દૂતો વગાડવાના છે, તેઓનાં રણશિંગડાંના બાકી રહેલા નાદને લીધે પૃથ્વી પર રહેનારાંઓને અફસોસ! અફસોસ! અફસોસ!

૯ ત્યારે પાંચમા દૂતે વગાડ્યું, ત્યારે મેં એક તારો આકાશમાંથી પૃથ્વી પર પડેલો જોયો; તેને ઊંડાણના ખાડાની કૂંચી આપવામાં આવી. ૨ તેણે ઊંડાણના ખાડાને ઉઘાડ્યો, એટલે તેમાંથી મોટી ભઠ્ઠીના ધુમાડા જેવો ધુમાડો નીકળ્યો; અને ખાડાના ધુમાડાથી સૂર્ય તથા વાતાવરણ અંધરાયાં. ૩ અને ધુમાડામાંથી તીડો નીકળીને પૃથ્વી પર આવ્યાં, અને પૃથ્વી પરના વીંછુઓના જેવી શક્તિ તેઓને આપવામાં આવી. ૪ અને તેઓને એવું ફરમાવવામાં આવ્યું હતું, કે પૃથ્વીના ઘાસને, કોઈ લીલોતરીને તથા કોઈ પણ ઝાડને ઉપદ્રવ ન કરો, પણ જે માણસોના કપાળ પર દેવની મુદ્રા નથી તેઓને ઉપદ્રવ કરો. ૫ વળી તેઓને એવી [આજ્ઞા] આપવામાં આવી કે તેઓ તેમને મારી નાખે નહિ, પણ પાંચ મહિના સુધી તેમને પીડા કરે; અને વીંછુ જ્યારે માણસને ડંખ મારે છે તે વખતની પીડા જેવી તેઓની પીડા હતી. ૬ તે સમયે માણસો મરણને માટે તલપી રહેશે પણ તે પામશે જ નહિ; અને તેઓ મરવાની બહુ

ઇચ્છા રાખશે, પણ મરણ તેઓની પાસેથી નાસી જશે. ૭તે તીડોના આકાર
લડાઈને સારુ સજ્જ થએલા ઘોડાઓના જેવા હતા; અને તેઓનાં માથાં પર
સોનાના જેવા મુગટો હતા, ને તેઓનાં મુખ માણસોનાં મુખ જેવાં હતાં. ૮તેઓના
કેશ સ્ત્રીના કેશ જેવા, અને તેઓના દાંત સિંહના દાંત જેવા હતા. ૯અને
તેઓના પર લોઢાનાં બખતર જેવાં બખતર હતાં; અને તેઓની પાંખોનો અવાજ
લડાઈમાં દોડતા ઘણા ઘોડાના રથોના ગડગડાટ જેવો હતો. ૧૦વીંછુઓના જેવી
તેઓને પૂછડી છે, અને ડંખ પણ છે; અને પાંચ મહિના સુધી માણસોને ઉપદ્રવ
કરવાની તેઓની પૂછડીઓમાં શક્તિ છે. ૧૧ઊંડાણનો જે દૂત છે તે તેઓનો રાજા
છે; તેનું નામ હેબ્રી ભાષામાં આબાદ્દોન, પણ ગ્રીક ભાષામાં તેનું નામ આપોલ્યોન
[એટલે સંહારક] છે.

૧૨પહેલી આપત્તિ આવી ગઈ છે; જુઓ, હવે પછી બીજી બે આપત્તિઓ
આવવાની છે.

૧૩પછી છઠ્ઠા દૂતે વગાડ્યું, ત્યારે દેવની સંમુખની સોનાની વેદીનાં શિંગડાં-
માંથી [નીકળતી] એક વાણી મેં સાંભળી; ૧૪તેણે જે છઠ્ઠા દૂતની પાસે
રણશિંગડું હતું તેને કહ્યું, કે મહા નદી યુફ્રેટિસ પર જે ચાર દૂતોને બાંધેલા
છે તેઓને છોડી મૂક. ૧૫માણસોના ત્રીજા ભાગને મારી નાખવા માટે જે ચાર
દૂતોને નિર્મિત ઘડી, દિવસ, મહિના તથા વર્ષને, સારુ તૈયાર રાખેલા હતા, તેઓને
છોડવામાં આવ્યા. ૧૬તેઓના લશ્કરના ઘોડેસ્વારોની સંખ્યા વીસ કરોડ
હતી; તેઓની સંખ્યા મેં સાંભળી. ૧૭આવી રીતે દર્શનમાં મેં ઘોડાઓને
તથા તેઓ પર બેઠેલાઓને જોયા; તેઓનાં બખતર અગ્નિ જેવાં રાતાં તથા
જાંબુડા તથા ગંધકના રંગનાં હતાં. તે ઘોડાઓનાં માથાં સિંહોનાં માથાં જેવાં
છે, અને તેઓનાં મોંમાંથી અગ્નિ, ધુમાડો તથા ગંધક નીકળે છે. ૧૮એ ત્રણ
અનર્થથી, એટલે તેઓનાં મોંમાંથી નીકળતા અગ્નિથી, ધુમાડાથી તથા ગંધકથી
માણસોના ત્રીજા ભાગને મારી નાખવામાં આવ્યો. ૧૯કેમકે ઘોડાઓનું સામર્થ્ય
તેઓનાં મોંમાં તથા તેઓનાં પૂછડાંમાં છે; કારણ કે તેઓનાં પૂછડાં સાપના
જેવાં છે, ને એ પૂછડાંઓને માથાં હોય છે, જેથી તેઓ ઉપદ્રવ કરે છે. ૨૦બાકીનાં
જે માણસોને તે અનર્થથી મારી નાખવામાં આવ્યાં નહિ, તેઓએ પોતાના હાથની
કૃતિઓ સંબંધી પસ્તાવો કર્યો નહિ, એટલે તેઓએ ભૂતોની તથા સોનારૂપાની,
પિત્તળની, પથ્થરની તથા લાકડાની મૂર્તિઓ, જેઓને જોવાની, સાંભળવાની તથા
ચાલવાની પણ શક્તિ નથી, તેઓની પૂજા કરવાનો [પસ્તાવો કર્યો નહિ].
૨૧વળી તેઓએ પોતે કરેલી હત્યાઓ, પોતાની જાદુક્રિયા, પોતાના વ્યભિચાર
તથા પોતાની ચોરીઓ વિષે પસ્તાવો કર્યો નહિ.

### બળવાન દૂત અને નાનું પુસ્તક

૧૦ પછી મેં બીજા એક બળવાન દૂતને આકાશમાંથી ઊતરતો જોયો. તે
વાદળાથી વેષ્ટિત હતો; તેના માથા પર મેઘધનુષ્ય હતું. તેનું મોં

સૂર્યના જેવું તથા તેના પગ અગ્નિના સ્તંભો જેવા હતા; ૨ તેના હાથમાં એક
નાનું ખુલ્લું કરેલું ઓળિયું હતું, ને તેણે પોતાનો જમણો પગ સમુદ્ર પર તથા
ડાબો [પગ] પૃથ્વી પર મૂકયો; ૩ તેણે સિંહની ગર્જના જેવા મોટે સાદે
પોકાર કર્યો; અને જ્યારે તેણે પોકાર કર્યો ત્યારે સાત ગર્જના બોલી.
૪ જ્યારે તે સાત ગર્જના બોલી ત્યારે [તેઓએ જે કહ્યું તે] હું લખી લેવાનો
હતો; પણ મેં આકાશમાંથી એક વાણીને એમ કહેતી સાંભળી, કે સાત ગર્જનાએ
જે જે વાતો કહી, તેના પર તું મુદ્રા કર ને તેઓને લખ નહિ. ૫ જે દૂતને
સમુદ્ર પર તથા પૃથ્વી પર મેં ઊભો રહેલો જોયો હતો તેણે પોતાનો જમણો
હાથ આકાશ ભણી ઊંચો કર્યો, ૬ અને જે સદાસર્વકાળ જીવંત છે, જેણે
આકાશ તથા તેમાં જે કંઈ છે તે, ને પૃથ્વી પર તથા તેમાં જે કંઈ છે તે, અને
સમુદ્ર તથા તેમાં જે કંઈ છે તે સર્વને ઉત્પન્ન કર્યું, તેના સમ ખાઈને તેણે
કહ્યું, કે હવે વિલંબ થશે નહિ; ૭ પણ સાતમા દૂતની વાણીના સમયમાં, એટલે
જ્યારે તે વગાડવા માંડશે ત્યારે દેવનો મર્મ, જે તેણે પોતાના દાસોને, એટલે
પ્રબોધકોને, જણાવ્યો હતો, તે પ્રમાણે સંપૂર્ણ થશે. ૮ અને આકાશમાંથી
જે વાણી મેં સાંભળી હતી, તેણે ફરીથી મને સંબોધીને કહ્યું, કે તું જા, ને
જે દૂત સમુદ્ર પર તથા પૃથ્વી પર ઊભેલો છે, તેના હાથમાં જે ઉઘાડું ઓળિયું
છે તે લે. ૯ મેં દૂતની પાસે જઈને તેને કહ્યું, કે એ નાનું ઓળિયું મને આપ.
તેણે મને કહ્યું, કે આ લે, ને તેને ખાઈ જા; તેને ખાધા પછી તે તને કડવું
લાગશે, પણ તારા મોંમાં તે મધ જેવું ગળ્યું લાગશે. ૧૦ ત્યારે હું દૂતના
હાથમાંથી નાનું ઓળિયું લઈને તેને ખાઈ ગયો; તે મારા મોંમાં મધ જેવું ગળ્યું
લાગ્યું, પણ તેને ખાધા પછી તે મને કડવું લાગ્યું. ૧૧ ત્યારે મને એમ કહેવામાં
આવે છે, કે ઘણા લોકો તથા દેશો તથા ભાષાઓ તથા રાજાઓ વિષે તારે પ્રબોધ
કરવો જોઈએ.

## બે સાક્ષીઓ

૧૧ પછી લાકડી જેવું એક બરૂ મને આપવામાં આવ્યું; અને મને
કહેવામાં આવ્યું, કે તું ઊઠ, ને દેવના મંદિરનું તથા વેદીનું માપ લે;
અને [મંદિરમાં] ઉપાસના કરનારાઓની ગણતરી કર. ૨ પણ મંદિરની બહારનું
આંગણું પડતું મૂક, તેનું માપ ન લે; કેમકે તે વિદેશીઓને આપવામાં આવેલું
છે; તેઓ બેંતાળીસ મહિના સુધી પવિત્ર નગરને ખૂંદી નાખશે. ૩ મારા બે
સાહેદો તાટ પહેરીને એક હજાર બસો સાઠ દિવસ સુધી પ્રબોધ કરે, એવો
હું તેઓને [અધિકાર] આપીશ. ૪ જૈતૂનનાં જે બે ઝાડ તથા જે બે દીવી
પૃથ્વીના દેવની સમક્ષ ઊભા રહે છે તેઓ એજ છે. ૫ જો કોઈ તેઓને ઈજા
કરવા ચાહે, તો તેઓનાં મોંમાંથી અગ્નિ નીકળે છે, ને તે તેઓના શત્રુઓનો
સંહાર કરે છે; અને જો કોઈ તેઓને ઈજા કરવા ચાહે, તો તેજ પ્રમાણે તેણે
માર્યા જવું જોઈએ. ૬ તેઓને આકાશ બંધ કરવાની સત્તા છે, કે તેઓના

પ્રબોધ કરવાના સમયમાં વરસાદ વરસે નહિ; અને તેઓને પાણીનું લોહી
કરવાની સત્તા છે, અને તેઓ જ્યારે જ્યારે ચાહે ત્યારે ત્યારે તેઓ પૃથ્વી પર
દરેક [જાતની] આફત લાવે. ૭જ્યારે તેઓ પોતાની સાક્ષી પૂરી કરશે,
ત્યારે જે શ્વાપદ ઊંડાણમાંથી નીકળે છે તે તેઓની સાથે લડાઈ કરીને તેઓને
જીતશે, અને તેમને મારી નાખશે. ૮જે મોટા નગરને આત્મિક રીતે સદોમ
તથા મિસર કહેવામાં આવે છે, જ્યાં તેઓના પ્રભુને વધસ્તંભે જડાવવામાં
આવ્યો, તે નગરના રસ્તામાં તેઓનાં મુડદાં [પડ્યાં રહે છે]. ૯અને લોકો
તથા કુળો તથા ભાષાઓ તથા દેશોમાંથી [આવેલાં] માણસો સાડાત્રણ દિવસ
સુધી તેઓનાં મુડદાં જુએ છે, અને તેઓનાં મુડદાંને કબરમાં દાટવા દેતાં નથી.
૧૦પૃથ્વી પરનાં રહેનારાંઓ તેઓને લીધે ખુશી થાય છે અને આનંદ કરે છે;
તેઓ એકબીજા પર ભેટ મોકલશે, કેમકે તે બે પ્રબોધકોએ પૃથ્વી પરનાં રહેનારાં-
ઓને દુઃખ દીધું હતું. ૧૧પણ સાડાત્રણ દિવસ પછી દેવ તરફથી જીવનનો
આત્મા તેઓમાં પેઠો, એટલે તેઓ પોતાના પગ પર ઊભા રહ્યા; અને તેઓને
જોનારાઓને ઘણો ભય લાગ્યો. ૧૨તેઓએ આકાશમાંથી મોટી વાણી પોતાને
એમ કહેતાં સાંભળી, કે તમે અહીં ઉપર ચઢી આવો. અને તેઓ મેઘારૂઢ
થઈને આકાશમાં ચઢી ગયા; અને તેઓના શત્રુઓએ તેઓને [ચઢતાં] જોયા.
૧૩ તે સમયે મોટો ધરતીકંપ થયો, જેથી તે નગરનો દશમો ભાગ જમીનદોસ્ત
થયો; એ ધરતીકંપથી સાત હજાર માણસો માર્યાં ગયાં; અને જે બાકી રહ્યાં
હતાં તેઓ ભયભીત થયાં, ને તેઓએ આકાશના દેવની સ્તુતિ કરી.

૧૪બીજી આપત્તિ આવી ગઈ છે; જુઓ, હવે ત્રીજી આપત્તિ સત્વર
આવે છે.

## સાતમું રણશિંગડું

૧૫પછી સાતમા દૂતે વગાડ્યું, ત્યારે આકાશમાં મોટી વાણીઓ થઈ;
તેઓએ કહ્યું, કે આ જગતનું રાજ્ય આપણા પ્રભુનું તથા તેના ખ્રિસ્તનું થયું
છે; તે સદાસર્વકાળ રાજ કરશે. ૧૬જે ચોવીસ વડીલો દેવની સમક્ષ પોતાનાં
આસન પર બેઠા હતા, તેઓએ દંડવત પ્રણામ કરીને દેવની આરાધના કરી,
અને કહ્યું, કે ૧૭હે સર્વશક્તિમાન પ્રભુ દેવ, જે છે ને જે હતો, અમે તારી
સ્તુતિ કરીએ છીએ; કેમકે તેં તારું મહાન સામર્થ્ય ધારણ કર્યું છે, અને તું
રાજ કરવા લાગ્યો છે. ૧૮દેશોના લોકો કોપે ભરાયા, અને તારો કોપ પ્રગટ
થયો, અને મૂએલાંનો ઈન્સાફ થવાનો, અને તારા સેવકો, એટલે પ્રબોધકો,
સંતો તથા તારા નામથી ડરનારા, પછી તેઓ નાના હોય કે મોટા હોય, તેઓને
પ્રતિફળ આપવાનો, તથા જેઓ પૃથ્વીનો નાશ કરનારા છે તેઓનો નાશ કરવાનો
સમય આવ્યો છે.

૧૯[ત્યાર પછી] આકાશમાંનું દેવનું મંદિર ઉઘાડવામાં આવ્યું; અને તેના
મંદિરમાં તેના કરારનો કોશ જોવામાં આવ્યો; અને વીજળીઓ, વાણીઓ,

ગર્જનાઓ તથા ધરતીકંપ થયાં તથા પુષ્કળ કરા પડ્યા.

## સ્ત્રી તથા અજગરનું દર્શન

૧૨ [ત્યાર પછી] આકાશમાં મોટું ચિહ્ન જોવામાં આવ્યું; એટલે સૂર્યથી
વેષ્ટિત એક સ્ત્રી [જોવામાં આવી], તેના પગ તળે ચંદ્ર ને તેના માથા
પર બાર તારાનો મુગટ હતો. ૨ તે ગર્ભવતી હતી; તેને પ્રસવવેદના થતી
હતી, અને તેની પીડાને લીધે તે બૂમ પાડતી હતી. ૩ વળી આકાશમાં બીજું
એક ચિહ્ન પણ જોવામાં આવ્યું; જુઓ, મોટો લાલ અજગર હતો, તેને સાત
માથાં ને દશ શિંગડાં હતાં; અને તેનાં માથાં પર સાત મુગટ હતા. ૪ તેના
પૂછડાએ આકાશના તારાઓનો ત્રીજો ભાગ ખેંચીને તેઓને પૃથ્વી પર નાખ્યા;
અને જે સ્ત્રીને પ્રસવ થવાનો હતો, તેને જ્યારે પ્રસવ થાય ત્યારે તેના બાળકને
ખાઈ જવા માટે તે [અજગર] તેની આગળ ઊભો રહ્યો હતો. ૫ તેને પુત્ર,
નરબાળક, અવતર્યો, એ સર્વ દેશના લોકો પર લોઢાના દંડથી રાજ કરશે;
તેના બાળકને ઉપાડીને દેવ પાસે તથા તેના રાજ્યાસન પાસે લઈ જવામાં
આવ્યો. ૬ અને તે સ્ત્રી અરણ્યમાં નાસી ગઈ, ત્યાં દેવે તેને સારુ બારસો
સાઠ દિવસ સુધી તેનું પોષણ થાય એવું એક સ્થળ તૈયાર કરી રાખ્યું છે.

૭ પછી આકાશમાં લડાઈ જાગી: મીખાએલ તથા તેના દૂતો અજગરની
સાથે લડ્યા; અને અજગર તથા તેના દૂતો પણ લડ્યા; ૮ તો પણ તેઓ
તેમને જીત્યા નહિ, ને તેઓને આકાશમાં ફરી સ્થાન મળ્યું નહિ. ૯ તે મોટા
અજગરને બહાર નાખી દેવામાં આવ્યો, એટલે તે જૂનો સર્પ, જે દુષ્ટાત્મા તથા
શેતાન કહેવાય છે, જે આખા જગતને ભમાવે છે, તેને પૃથ્વી પર નાખી દેવામાં
આવ્યો; અને તેની સાથે તેના દૂતોને પણ નાખી દેવામાં આવ્યા. ૧૦ ત્યારે
આકાશમાં મેં મોટી વાણી બોલતી સાંભળી, કે હવે તારણ, પરાક્રમ, અમારા
દેવનું રાજ્ય તથા તેના ખ્રિસ્તનો અધિકાર આવ્યાં છે; કેમકે અમારા ભાઈઓ
પર દોષ મૂકનાર, જે અમારા દેવની આગળ રાતદહાડો તેઓના પર દોષ મૂકે
છે, તેને નીચે ફેંકવામાં આવ્યો છે. ૧૧ તેઓએ હલવાનના રક્તથી તથા
પોતાની સાક્ષીના વચનથી તેને જીત્યો છે; અને છેક મરતાં સુધી તેઓએ
પોતાના જીવને વહાલો ગણ્યો નહિ. ૧૨ એ માટે, ઓ આકાશો તથા તેઓમાં
રહેનારાંઓ, તમે આનંદ કરો. પૃથ્વીને તથા સમુદ્રને અફસોસ! કેમકે શેતાન
તમારી પાસે ઊતરી આવ્યો છે, ને તે ઘણો કોપાયમાન થયો છે, કેમકે તે જાણે
છે કે હવે મારે માટે થોડો જ વખત રહેલો છે.

૧૩ જ્યારે અજગરે જોયું કે મને પૃથ્વી પર ફેંકવામાં આવ્યો છે, ત્યારે જે
સ્ત્રીને નરબાળક અવતર્યો હતો તેને તેણે સતાવી. ૧૪ તે સ્ત્રીને મોટા ગરુડની
બે પાંખો આપવામાં આવી, કે જેથી તે સાપની [નજર] આગળથી અરણ્યમાં
પોતાને [નીમેલે] ઠેકાણે ઊડી જાય, અને ત્યાં સમય તથા સમયો તથા અર્ધા
સમય સુધી તેનું પ્રતિપાલન કરવામાં આવે છે. ૧૫ ત્યારે સાપે તે સ્ત્રીની

પાછળ પોતાના મોમાંથી નદીના જેવો પાણીનો પ્રવાહ છોડી મૂક્યો, કે તેના પૂરથી
તે તણાઈ જાય ૧૬ પણ પૃથ્વીએ તે સ્ત્રીને સહાય કરી, એટલે તે પોતાનું મો
ઉઘાડીને અજગરે પોતાના મોમાંથી છોડી મૂકેલી નદીને પી ગઈ. ૧૭ ત્યારે
અજગર તે સ્ત્રી પર ગુસ્સે થયો, અને તેના બાકીના સંતાન, એટલે જેઓ
દેવની આજ્ઞા પાળે છે, અને ઈસુની સાક્ષીને વળગી રહે છે, તેઓની સાથે લડવાને
તે ચાલી નીકળ્યો, અને તે સમુદ્રની રેતી પર ઊભો રહ્યો.

## શ્વાપદોનું દર્શન

૧૩ પછી મેં એક શ્વાપદને સમુદ્રમાંથી નીકળતું જોયું, તેને દશ શિંગડાં
તથા સાત માથાં હતાં, અને તેનાં શિંગડાં પર દશ મુગટ તથા તેનાં
માથાં પર ઈશ્વરનિંદક નામો હતાં ૨ જે શ્વાપદને મેં જોયું, તે ચિત્તાના જેવું
હતું, તેના પગ રીંછના પગ જેવા હતા, અને તેનું મો સિંહના મો જેવું હતું,
તેને અજગરે પોતાનું પરાક્રમ, પોતાનું રાજ્યાસન તથા મોટો અધિકાર આપ્યા.
૩ મેં તેનાં માથાંમાંના એકને મરણતોલ ઘાયલ થએલું જોયું, પણ તેનો પ્રાણઘાતક
ઘા રુઝાયો, અને આખું જગત શ્વાપદને જોઈને આશ્ચર્ય પામ્યું, ૪ અને
અજગરે શ્વાપદને અધિકાર આપ્યો હતો, તેથી તેઓએ તેની આરાધના કરી;
વળી તેઓએ શ્વાપદની પણ આરાધના કરી, અને કહ્યું, કે શ્વાપદના જેવું બીજું
કોણ છે? અને એની સામે લડી શકે એવું કોણ છે? ૫ અને મોટી મોટી
વાતો બોલનાર તથા ઈશ્વરનિંદા કરનાર મો તેને આપવામાં આવ્યું, અને
બેતાળીસ મહિના સુધી તે એમ કર્યા કરે એવો અધિકાર તેને આપવામાં
આવ્યો ૬ તેણે દેવની નિંદા કરવા સારૂ પોતાનું મો ઉઘાડ્યું, કે તે તેના નામની,
તેના મંડપની તથા આકાશમાં રહેનારાઓની નિંદા કરે ૭ તેને [એવું
સામર્થ્ય] પણ આપવામાં આવ્યું કે તે સંતોની સામે લડે, અને તેઓને જીતે;
વળી દરેક જાતિ તથા પ્રજા તથા ભાષા તથા દેશ પર તેને અધિકાર આપવામાં આવ્યો.
૮ જેઓનાં નામ સૃષ્ટિના મંડાણથી મારી નંખાએલા હલવાનના જીવનપુસ્તકમાં
લખેલાં નથી, એવા પૃથ્વી પર રહેનારા સર્વે તેની આરાધના કરશે.
૯ જો કોઈને કાન હોય તો તે સાંભળે ૧૦ જો કોઈ બીજાને દાસત્વમાં લઈ જાય,
તો તે પોતે દાસત્વમાં જશે, જો કોઈ બીજાને તરવારથી મારી નાખે, તો
તેને પોતાને તરવારથી માર્યા જવું પડશે આમાં સંતોનું ધૈર્ય તથા [તેઓનો]
વિશ્વાસ [રહેલા] છે

૧૧ પછી મેં પૃથ્વીમાંથી બીજા એક શ્વાપદને નીકળતું જોયું; તેને હલવાનનાં
[શિંગડાં] જેવાં બે શિંગડાં હતાં, અને અજગરની પેઠે તે બોલતું હતું ૧૨ પહેલા
શ્વાપદનો સર્વ અધિકાર તેની સમક્ષ તે ચલાવે છે અને જે પહેલા શ્વાપદનો
પ્રાણઘાતક ઘા રુઝાયો હતો, તેની આરાધના પૃથ્વી પાસે તથા તે પર
રહેનારાઓની પાસે તે કરાવે છે ૧૩ અને તે મોટા ચમત્કારો કરે છે, એટલે
સુધી કે તે માણસોની નજર આગળ આકાશમાંથી પૃથ્વી પર અગ્નિ પણ વરસાવે

છે. ૧૪ શ્વાપદની સમક્ષ જે ચમત્કારો કરવાનો [અધિકાર] તેને આપવામાં આવ્યો, તેઓ વડે પૃથ્વી પર રહેનારાંઓને તે ભમાવે છે; અને પૃથ્વી પર રહેનારાંઓને તે કહે છે, કે જે શ્વાપદ તરવારથી ઘાયલ થયું હતું, છતાં તે જીવતું રહ્યું, તેની મૂર્તિ બનાવો. ૧૫ અને એને એવું [સામર્થ્ય] આપવામાં આવ્યું કે તે શ્વાપદની મૂર્તિમાં પ્રાણ મૂકે, જેથી તે શ્વાપદની મૂર્તિ બોલે, અને જેટલાં માણસો શ્વાપદની મૂર્તિની આરાધના ન કરે તેટલાંને તે મારી નંખાવે. ૧૬ વળી નાના તથા મોટા, ધનવાન તથા દરિદ્રી, સ્વતંત્ર તથા દાસ, તે સર્વની પાસે તેઓના જમણા હાથ પર અથવા તેઓના કપાળ પર તે છાપ લેવરાવે છે; ૧૭ વળી જેને તે છાપ, એટલે શ્વાપદનું નામ, અથવા તેના નામની સંખ્યા હોય, તે વગર બીજા કોઈથી કંઈ વેચાય લેવાય નહિ, એવી પણ તે ફરજ પાડે છે. ૧૮ આમાં ચાતુર્ય [રહેલું] છે. જેને બુદ્ધિ છે, તે શ્વાપદની સંખ્યા ગણે; કેમકે તે એક માણસ[ના નામ]ની સંખ્યા છે: અને તેની સંખ્યા છસો છાસઠ છે.

## હલવાન તથા ઉદ્ધાર પામેલાઓનું દર્શન

૧૪ પછી મેં જોયું, તો જુઓ, સિયોન પહાડ પર હલવાન ઊભેલું હતું, અને તેની સાથે એક લાખ ચુંમાળીસ હજાર [સંતો] હતા. તેઓના કપાળ પર તેનું તથા તેના પિતાનું નામ લખેલું હતું. ૨ મેં ઘણા પાણીના અવાજના જેવી તથા મોટી ગર્જનાના અવાજ જેવી આકાશમાંથી વાણી સાંભળી; તે તો વીણા વગાડનારાઓ પોતાની વીણા વગાડતા હોય એવી વાણી હતી; ૩ તેઓ રાજ્યાસનની આગળ અને ચાર પ્રાણીઓની તથા વડીલોની આગળ જાણે કે નવું કીર્તન ગાય છે; પૃથ્વી પરથી જે એક લાખ ચુંમાળીસ હજારને ખરીદવામાં આવ્યા હતા, તેઓ વગર બીજું કોઈ એ કીર્તન શીખી શક્યું નહિ. ૪ સ્ત્રીઓ[ના સંસર્ગ]થી જેઓ અપવિત્ર થયા નથી તેઓ એ છે; કેમકે તેઓ કુંવારા છે. અને હલવાન જ્યાં જાય છે ત્યાં તેની પાછળ જે ચાલનારા છે તેઓ એ છે. તેઓને દેવને સારુ તથા હલવાનને સારુ પ્રથમફળ થવાને માણસોમાંથી ખરીદવામાં આવ્યા હતા. ૫ તેઓના મોંમાં અસત્ય ન હતું; તેઓ નિર્દોષ છે.

## ત્રણ દૂતોનું દર્શન

૬ પછી મેં બીજા એક દૂતને અંતરિક્ષમાં ઊડતો જોયો, પૃથ્વી પર રહેનારાંઓમાં, એટલે સર્વ રાજ્ય, જાતિ, ભાષા તથા પ્રજામાં પ્રગટ કરવાને, તેની પાસે સનાતન સુવાર્તા હતી; ૭ તે મોટે સાદે કહે છે, કે દેવથી બીહો ને તેને મહિમા આપો; કેમકે તેના ન્યાયકરણનો સમય આવ્યો છે; અને જેણે આકાશ તથા પૃથ્વી તથા સમુદ્ર તથા પાણીના ઝરાઓને ઉત્પન્ન કર્યાં, તેની આરાધના કરો.

૮ ત્યાર પછી તેની પાછળ બીજો એક દૂત આવીને બોલ્યો, કે પડ્યું રે, મોટું બાબેલોન શહેર પડ્યું, કે જેણે પોતાના વ્યભિચાર[ને લીધે રેડાએલા] કોપરૂપી દ્રાક્ષારસ સર્વ દેશો[ના લોકો]ને પાયો છે.

૯ પછી તેઓની પાછળ ત્રીજો દૂત આવીને મોટે સાદે બોલ્યો, કે શ્વાપદને

તથા તેની મૂર્તિને જો કોઈ પુજે, અને તેની છાપ પોતાના કપાળ પર અથવા
પોતાના હાથ પર લે, ૧૦ તો તે પણ દેવનો કોપરૂપી દ્રાક્ષારસ, જે તેના ક્રોધના
પ્યાલામાં નર્યો રેડેલો છે, તેમાંથી પીશે; અને પવિત્ર દૂતોની સમક્ષ તથા
હલવાનની સમક્ષ અગ્નિથી તથા ગંધકથી તે રિબાશે; ૧૧ અને તેઓની પીડાનો
ધુમાડો સદાસર્વકાળ ઉપર ચઢ્યા કરે છે; જેઓ શ્વાપદની તથા તેની મૂર્તિની
આરાધના કરે છે તથા જે કોઈ તેના નામની છાપ લે છે, તેઓને રાતદિવસ
વિશ્રાંતિ નથી. ૧૨ આમાં સંતોનું ધૈર્ય, એટલે જેઓ દેવની આજ્ઞા પાળે છે
તથા ઈસુ પર વિશ્વાસ રાખે છે તેઓનું ધૈર્ય [રહેલું] છે.

૧૩ પછી મેં આકાશમાંથી એક વાણી એમ બોલતી સાંભળી, કે તું એમ લખ,
કે હવે પછી જે મરનારાંઓ પ્રભુમાં મરણ પામે છે, તેઓને ધન્ય છે; આત્મા
કહે છે, હા, કે તેઓ પોતાની મહેનતથી વિશ્રાંતિ લે; કેમકે તેઓનાં કામ
તેઓની સાથે આવે છે.

### પૃથ્વીની ફસલ તથા દ્રાક્ષોના સંગ્રહની મોસમ

૧૪ પછી મેં જોયું, તો જુઓ, ઊજળું વાદળું ને તેના પર મનુષ્યપુત્રના જેવો
એક [પુરુષ] બેઠેલો હતો, તેના માથા પર સોનાનો મુગટ હતો, અને તેના
હાથમાં ધારવાળું દાતરડું હતું. ૧૫ પછી મંદિરમાંથી બીજા એક દૂતે બહાર
આવીને વાદળા પર બેઠેલા [પુરુષ]ને મોટે સાદે હાક મારી, કે તું તારું દાતરડું
લગાડીને કાપ; કેમકે કાપણીની મોસમ આવી છે, કારણ કે પૃથ્વીની ફસલ
પૂરેપૂરી પાકી ગઈ છે. ૧૬ ત્યારે વાદળા પર બેઠેલા [પુરુષે] પૃથ્વી પર પોતાનું
દાતરડું નાખ્યું; એટલે પૃથ્વી પરના પાકની કાપણી કરવામાં આવી.

૧૭ ત્યાર પછી આકાશમાંના મંદિરમાંથી બીજો એક દૂત બહાર આવ્યો, તેની
પાસે પણ ધારવાળું દાતરડું હતું. ૧૮ અને બીજો એક દૂત, એટલે જેને અગ્નિ
પર અધિકાર છે તે, વેદી પાસેથી બહાર આવ્યો; તેણે જેની પાસે ધારવાળું
દાતરડું હતું તેને મોટે સાદે કહ્યું, કે તું તારું ધારવાળું દાતરડું લગાડીને પૃથ્વીના
દ્રાક્ષાવેલાનાં ઝૂમખાંને લણી લે; કેમકે તેની દ્રાક્ષ પાકી ચૂકી છે. ૧૯ ત્યારે તે
દૂતે પોતાનું દાતરડું પૃથ્વી પર નાખ્યું, અને પૃથ્વીના દ્રાક્ષાવેલાનાં ઝૂમખાંને કાપી
લીધાં, ને દેવના કોપના મોટા દ્રાક્ષાકુંડમાં નાખ્યાં. ૨૦ અને દ્રાક્ષાકુંડમાં જે હતું
તે શહેર બહાર ખૂંદવામાં આવ્યું, અને દ્રાક્ષાકુંડમાંથી બસો માઈલ સુધી ઘોડાઓની
લગામોને પહોંચે, એટલું લોહી વહી નીકળ્યું.

### સાત પ્યાલા તથા અનર્થોનું દર્શન

૧૫ ત્યાર પછી મેં આકાશમાં બીજું મોટું તથા આશ્ચર્યકારક ચિહ્ન જોયું,
એટલે સાત દૂત અને તેઓની પાસે છેલ્લા સાત અનર્થ હતા, કેમકે
તેઓમાં દેવનો કોપ પૂરો કરવામાં આવે છે.

૨ પછી મેં જાણે કે અગ્નિમિશ્રિત ચળકતો સમુદ્ર જોયો; અને જેઓએ શ્વાપદ
પર, તેની મૂર્તિ પર તથા તેના નામની સંખ્યા પર વિજય મેળવ્યો હતો, તેઓ

તે ચળકતા સમુદ્ર પાસે ઊભા રહેલા હતા, ને તેઓની પાસે દેવની વીણાઓ
હતી. ૩ તેઓ દેવના સેવક મુસાનું કીર્તન તથા હલવાનનું કીર્તન ગાઈને કહે
છે, કે હે સર્વશક્તિમાન પ્રભુ દેવ, તારાં કામો મહાન તથા અદ્દભુત છે; હે
યુગોના રાજા, તારા માર્ગ ન્યાયી તથા સત્ય છે. ૪ હે પ્રભુ, [તારાથી] કોણ
નહિ બીશે, અને તારા નામની સ્તુતિ કોણ નહિ ગાશે? કેમકે એકલો તું
પવિત્ર છે; હા, સઘળી પ્રજાઓ તારી આગળ આવશે ને તારી આરાધના કરશે;
કેમકે તારાં ન્યાયી કૃત્યો પ્રગટ થયાં છે.

૫ ત્યાર પછી મેં જોયું, તો આકાશમાં સાક્ષ્યમંડપના મંદિરને ઉઘાડવામાં
આવ્યું હતું; ૬ અને જે સાત દૂતની પાસે સાત અનર્થ હતા, તેઓ મંદિરમાંથી
બહાર આવ્યા; તેઓએ સ્વચ્છ તથા ચળકતાં શણનાં વસ્ત્ર પહેરેલાં હતાં, તથા
છાતી પર સોનાના પટ્ટા બાંધેલા હતા. ૭ પછી ચાર પ્રાણીઓમાંના એકે
સદાસર્વકાળ જીવંત દેવના કોપથી ભરેલાં સોનાનાં સાત પ્યાલાં તે સાત દૂતને
આપ્યાં. ૮ અને દેવના મહિમાના તથા તેના પરાક્રમના ધુમાડાથી મંદિર ભરાઈ
ગયું; અને સાત દૂતના સાત અનર્થ પૂરા થયા ત્યાં સુધી કોઈથી મંદિરમાં પ્રવેશ
થઈ શક્યો નહિ.

૧૬ ૧ ત્યાર પછી મેં મંદિરમાંથી નીકળતી એક મોટી વાણી સાંભળી, તેણે સાત
દૂતને કહ્યું, કે તમે જાઓ, અને દેવના કોપનાં સાત પ્યાલાં પૃથ્વી પર રેડી દો.

૨ ત્યારે પહેલા દૂતે જઈને પોતાનું પ્યાલું પૃથ્વી પર રેડી દીધું; એટલે જે
માણસો પર શ્વાપદની છાપ હતી ને જેઓ તેની મૂર્તિને પૂજતાં હતાં, તેઓને
ત્રાસદાયક તથા પીડાકારક ઘારું થયું.

૩ પછી બીજાએ પોતાનું પ્યાલું સમુદ્ર પર રેડી દીધું; એટલે સમુદ્ર મુડદાના
લોહી જેવો થઈ ગયો, અને તેમાંનું દરેક સજીવ પ્રાણી મરણ પામ્યું.

૪ પછી ત્રીજાએ પોતાનું પ્યાલું નદીઓ પર તથા પાણીના ઝરાઓ પર રેડી
દીધું; એટલે તેઓ લોહી થઈ ગયાં. ૫ ત્યારે પાણીના દૂતને મેં એમ બોલતાં
સાંભળ્યો, કે હે પવિત્ર, તું જે છે ને હતો, તું ન્યાયી છે, કેમકે તેં એવો [અદલ]
ન્યાય કર્યો છે; ૬ કારણ કે તેઓએ તારા સંતોનું તથા પ્રબોધકોનું લોહી
વહેવડાવ્યું, અને તેં તેઓને લોહી પીવાને આપ્યું છે; તેઓ [એ માટે] લાયક છે.
૭ ત્યારે મેં વેદીને એમ કહેતાં સાંભળી, કે હા, હે સર્વશક્તિમાન પ્રભુ દેવ, તારા
ન્યાયચુકાદા સત્ય તથા યથાર્થ છે.

૮ પછી ચોથાએ પોતાનું પ્યાલું સૂરજ પર રેડી દીધું; એટલે તેને અગ્નિથી
માણસોને બાળી નાખવા[ની શક્તિ] આપવામાં આવી; ૯ માણસો મોટી આંચથી
દાઝયાં; અને તેથી જે દેવને આ અનર્થો પર અધિકાર છે, તેના નામની તેઓએ
નિંદા કરી; પણ તેઓએ પસ્તાવો કર્યો નહિ, અને દેવને મહિમા આપ્યો નહિ.

૧૦ પછી પાંચમાએ પોતાનું પ્યાલું શ્વાપદના રાજ્યાસન પર રેડી દીધું; એટલે

તેના રાજ્યમાં અંધકાર વ્યાપી ગયો; અને તેઓએ વેદનાને લીધે પોતાની
જીભો કરડી, ૧૧ અને પોતાની વેદનાને લીધે તથા પોતાનાં ઘારાંને લીધે તેઓએ
આકાશના દેવની નિંદા કરી; પણ તેઓએ પોતાનાં કામોનો પશ્ચાત્તાપ કર્યો નહિ.

૧૨ પછી છઠ્ઠાએ પોતાનું પ્યાલું મોટી નદી પર, એટલે યુફ્રેટિસ પર, રેડી
દીધું; એટલે ઉગમણથી જે રાજાઓ આવનાર છે તેઓને સારૂ રસ્તો તૈયાર
થાય, માટે તેનું પાણી સુકાઈ ગયું. ૧૩ ત્યારે પેલા અજગરના મોંમાંથી તથા
શ્વાપદના મોંમાંથી તથા જૂઠા પ્રબોધકના મોંમાંથી દેડકાંના જેવા ત્રણ અશુદ્ધ
આત્મા [નીકળતા] મેં જોયા; ૧૪ કેમકે તેઓ ચમત્કારો કરનારા ભૂતોના આત્મા
છે; કે જેઓ સર્વશક્તિમાન દેવના મહાન દિવસની લડાઈને સારૂ આખા જગતના
રાજાઓને એકઠા કરવા માટે તેઓની પાસે બહાર જાય છે. ૧૫ (જુઓ,
ચોરની પેઠે હું આવું છું. જે જાગૃત રહે છે, અને પોતાનાં વસ્ત્ર એવી રીતે
સાચવે છે કે પોતાને નગ્ન ચાલવું ન પડે, અને પોતાની લાજ ન દેખાય, તેને
ધન્ય છે!) ૧૬ અને હેબ્રી ભાષામાં જેને હાર-માગેદોન કહે છે તે ઠેકાણે તેઓએ
તેઓને એકઠાં કર્યાં.

૧૭ પછી સાતમાએ પોતાનું પ્યાલું વાતાવરણમાં રેડી દીધું; એટલે 'સમાપ્ત
થયું' એમ બોલતી મોટી વાણી મંદિરના રાજ્યાસનમાંથી થઈ; ૧૮ અને
વીજળીઓ, વાણીઓ તથા ગર્જનાઓ થયાં; વળી મોટો ધરતીકંપ થયો, તે એવો
ભયંકર તથા ભારે હતો કે માણસો પૃથ્વી પર ઉત્પન્ન થયાં ત્યારથી એના જેવો
કદી થયો નહોતો. ૧૯ મોટા નગરના ત્રણ ભાગ થઈ ગયા, અને રાજ્યોનાં
નગરો પડયાં; અને દેવને મોટા બાબિલોનનું સ્મરણ થયું, કે તે પોતાના સખત
કોપના દ્રાક્ષારસનું પ્યાલું તેને આપે. ૨૦ દરેક બેટ નાઠો, અને પહાડોનો પત્તો
લાગ્યો નહિ. ૨૧ અને આકાશમાંથી માણસો પર આશરે એક એક મણના
મોટા કરા પડયા; અને કરાના અનર્થને લીધે માણસોએ દેવની નિંદા કરી; કેમકે
તેનો આ અનર્થ અતિશય ભારે છે.

## વેશ્યા તથા શ્વાપદનું દર્શન

૧૭ જે સાત દૂતની પાસે તે સાત પ્યાલાં હતાં, તેઓમાંનો એક આવ્યો,
તેણે મારી સાથે વાત કરી, ને કહ્યું, કે અહીં આવ, જે મોટી વેશ્યા
ઘણાં પાણી પર બેઠેલી છે, તેને જે શિક્ષા થવાની છે તે હું તને દેખાડીશ.
૨ તેની સાથે પૃથ્વીના રાજાઓએ વ્યભિચાર કર્યો છે, અને તેના વ્યભિચારના
દ્રાક્ષારસથી પૃથ્વી પર રહેનારા છાકટા થયા. ૩ પછી તે મને આત્મામાં
અરણ્યમાં લઈ ગયો; ત્યાં મેં એક કિરમજી રંગના શ્વાપદ પર એક સ્ત્રીને બેઠેલી
જોઈ; તે શ્વાપદ ઈશ્વરનિંદક નામોથી ભરેલું હતું, તેને સાત માથાં તથા દસ
શિંગડાં હતાં. ૪ તે સ્ત્રીએ જાંબુઆ તથા કિરમજી રંગનાં વસ્ત્ર પહેરેલાં હતાં,
અને તે સોનાથી તથા મૂલ્યવાન રત્નોથી તથા મોતીઓથી શણગારેલી હતી,
અને તેના હાથમાં તેના વ્યભિચારનાં ધિક્કારપાત્ર કૃત્યોથી તથા મલિનતાથી ભરેલું

એક સોનાનું પ્યાલું હતું; ૫ તેના કપાળ પર એક નામ લખેલું હતું, એટલે,
મર્મ, મહાન બાબેલોન, વેશ્યાની તથા પૃથ્વીના ધિક્કારપાત્ર કૃત્યોની
માતા. ૬ મેં તે સ્ત્રીને સંતોનું લોહી તથા ઈસુના શાહેદોનું લોહી પીધેલી
જોઈ. હું તને જોઈને અતિશય આશ્ચર્ય પામ્યો. ૭ દૂતે મને પૂછ્યું, કે તું કેમ
આશ્ચર્ય પામે છે? એ સ્ત્રીનો, અને સાત માથાં તથા દશ શિંગડાંવાળું શ્વાપદ,
જેના પર તે બેઠેલી છે, તેનો મર્મ હું તને કહીશ. ૮ જે શ્વાપદ તેં જોયું, તે
હતું ને નથી; તે ઊંડાણમાંથી નીકળવાનું તથા નાશમાં જવાનું છે. અને પૃથ્વી
પર રહેનારાંઓ જેઓનાં નામ સૃષ્ટિના મંડાણથી જીવનપુસ્તકમાં લખેલાં નથી,
તેઓ જે શ્વાપદ હતું ને નથી ને આવનાર છે તેને જોઈને આશ્ચર્ય પામશે.
૯ આનો ખુલાસો જ્ઞાની મન કરે. જે સાત માથાં છે તે સાત પહાડ છે, તેઓ
પર સ્ત્રી બેઠેલી છે; ૧૦ વળી તેઓ સાત રાજા છે; તેમાંના પાંચ પડ્યા છે,
એક છે, અને બીજો હજુ સુધી આવ્યો નથી; જ્યારે તે આવશે ત્યારે તેને
થોડી જ વાર રહેવાનું થશે. ૧૧ જે શ્વાપદ હતું ને નથી, તે જ આઠમો છે, તે
સાતમાંનો એક છે; અને તે નાશમાં જાય છે. ૧૨ જે દશ શિંગડાં તેં જોયાં
છે તેઓ દશ રાજા છે, તેઓને હજી સુધી રાજ્ય મળ્યું નથી; પણ શ્વાપદની
સાથે એક ઘડીભર રાજાઓના જેવો અધિકાર તેમને મળે છે. ૧૩ તેઓ એક
વિચારના છે, અને તેઓ પોતાનું પરાક્રમ તથા અધિકાર શ્વાપદને સોંપી દે છે.
૧૪ તેઓ હલવાનની સાથે લડશે, અને હલવાન તેઓને જીતશે, કેમકે એ
પ્રભુઓનો પ્રભુ તથા રાજાઓનો રાજા છે; અને એની સાથે જેઓ છે, એટલે
જેઓ તેડાએલા, પસંદ કરેલા તથા વિશ્વાસુ છે તેઓ [પણ જીતશે]. ૧૫ તે
મને કહે છે, કે જે પાણી તેં જોયાં છે, જ્યાં તે વેશ્યા બેઠેલી છે, તેઓ
પ્રજાઓ, જનસમૂહો, રાજ્યો તથા ભાષાઓ છે. ૧૬ તેં જે દશ શિંગડાં તથા
શ્વાપદ જોયાં તેઓ તે વેશ્યાનો દ્વેષ કરશે, તેની પાયમાલી કરીને તેને નગ્ન
કરશે, તેનું માંસ ખાશે, અને અગ્નિથી તેને બાળી નાખશે. ૧૭ કેમકે તેઓ
દેવની ઇચ્છા પૂરી કરે, એક વિચારના થાય, અને દેવનાં વચનો પૂરાં થાય
ત્યાં સુધી તેઓ પોતાનું રાજ્ય શ્વાપદને સોંપે એવું દેવે તેઓના મનમાં મૂક્યું
છે. ૧૮ જે સ્ત્રીને તેં જોઈ છે, તે તો જે મોટું શહેર પૃથ્વીના રાજાઓ પર
રાજ કરે છે તે છે.

### મોટા નગરની પડતી

૧૮ એ પછી મેં બીજા એક દૂતને આકાશમાંથી ઊતરતો જોયો, તેને મોટો
અધિકાર [મળેલો] હતો; અને તેના પ્રતાપથી પૃથ્વી પ્રકાશિત થઈ.
૨ તેણે મોટે સાદે કહ્યું, કે પડ્યું રે, મોટું બાબિલોન પડ્યું, અને તે ભૂતોનું
નિવાસસ્થાન તથા દરેક મલિન આત્માનું રહેઠાણ, અને દરેક અશુદ્ધ તથા
ધિક્કારપાત્ર પક્ષીનો વાસો થયું છે. ૩ કેમકે તેના વ્યભિચારને લીધે રેડાએલા]
કોપરૂપી દ્રાક્ષારસથી સર્વ દેશના લોકો પીધેલા છે; પૃથ્વી પરના રાજાઓએ

તેની સાથે વ્યભિચાર કર્યો છે, અને પૃથ્વી પરના વેપારીઓ તેના પુષ્કળ મોજ-
શોખથી ધનવાન થયા છે.

૪ પછી આકાશમાંથી મેં બીજી એક વાણી બોલતી સાંભળી, કે ઓ મારા લોક,
તમે તેનાં પાપના ભાગીદાર ન થાઓ, અને તેના પર આવનારા અનર્થોમાંનો
કોઈ પણ તમારા પર ન આવે, માટે તેમાંથી નીકળી જાઓ; ૫ કેમકે તેનાં
પાપ આકાશ સુધી પહોંચ્યાં છે, અને દેવે તેનાં દુષ્કર્મોને યાદ કર્યાં છે.
૬ જેમ તેણે [બીજાઓને] ભરી આપ્યું તેમ તેને પાછું ભરી આપો, અને તેની
કરણીઓ પ્રમાણે તેને બમણું આપો; જે પ્યાલું તેણે મેળવીને ભર્યું છે તેમાં
તેને સારૂ બમણું મેળવીને ભરો. ૭ તેણે પોતે જેટલી કીર્તિ મેળવી અને જેટલો
મોજશોખ કર્યો, તેટલી વેદના તથા તેટલું રુદન તેને આપો; કેમકે તે પોતાના
મનમાં કહે છે, કે હું રાણી થઈને બેઠી છું, હું વિધવા નથી, અને હું રુદન
કરનારી નથી. ૮ એ માટે એક જ દિવસમાં તેના પર અનર્થો, એટલે મરણ તથા
રુદન તથા દુકાળ, આવશે; અને તેને અગ્નિથી બાળી નાખવામાં આવશે; કેમકે
તેનો ન્યાય કરનાર પ્રભુ દેવ સમર્થ છે. ૯ પૃથ્વીના જે રાજાઓએ તેની સાથે
વ્યભિચાર તથા મોજશોખ કર્યો, તેઓ જ્યારે તેમાં લાગેલી આગનો ધુમાડો
જોશે, ત્યારે તેઓ તેને માટે રડશે, વિલાપ કરશે. ૧૦ અને તેની વેદનાની
ધાકને લીધે દૂર ઊભા રહીને કહેશે, કે અરેરે! અરેરે! મહાન બાબેલોન નગર,
બળવાન નગર! એક ઘડીમાં તને કેવી શિક્ષા થઈ છે! ૧૧ પૃથ્વી પરના
વેપારીઓ પણ તેને માટે રડે છે અને વિલાપ કરે છે, કેમકે હવેથી કોઈ તેઓનો
માલ વેચાતો લેનાર નથી; ૧૨ સોનું, રૂપું, કીમતી રત્નો, મોતીઓ, બારીક
શણનું કાપડ, જાંબુઆ રંગનાં, રેશમી અને કિરમજી રંગનાં વસ્ત્ર; તથા સર્વ
જાતનું સુગંધી કાષ્ટ, હાથીદાંતની, મૂલ્યવાન કાષ્ટની, પિત્તળની, લોઢાની તથા
સંગેમરમરની સર્વ જાતની વસ્તુઓ; ૧૩ વળી તજ, તેજાના, ધૂપદ્રવ્યો, અત્તર,
લોબાન, દ્રાક્ષારસ, તેલ, ઝીણો મેંદો, ઘઉં, તથા ઢોરઢાંક, ઘેટાં; ઘોડા, રથો,
ગુલામો તથા માણસોના પ્રાણ, એ તેમનો માલ હતો. ૧૪ તારા જીવનાં
વાંચ્છિત ફળ તારી પાસેથી જતાં રહ્યાં છે, અને સર્વ સુંદર તથા કીમતી પદાર્થો
તારી પાસેથી [જતા રહ્યા છે, અને] નાશ પામ્યા છે, અને હવેથી તેઓ કદી
મળશે નહિ. ૧૫ એ વસ્તુઓથી ધનવાન થએલા વેપારીઓ તેની વેદનાની
ધાકને લીધે રુદન તથા શોક કરતા દૂર ઊભા રહીને ૧૬ કહેશે, કે અરેરે!
બારીક શણનાં, જાંબુઆ તથા કિરમજી રંગનાં વસ્ત્રથી વેષ્ટિત, અને સોનાથી,
રત્નોથી તથા મોતીઓથી અલંકૃત મહાન નગરને હાય હાય! ૧૭ કેમકે આ
સર્વ એટલી મોટી સંપત્તિ એક ઘડીમાં નાશ થઈ છે. સર્વ નાખુદા, અને સર્વ
સફર કરનારા, ખલાસીઓ અને સમુદ્રમાર્ગે વેપાર કરનારા, દૂર ઊભા રહ્યા,
૧૮ તેઓએ તેના બળવાનો ધુમાડો જોઈને પોકાર કરીને કહ્યું, કે આ મોટા નગરના
જેવું બીજું કયું છે? ૧૯ તેઓએ પોતાનાં માથાં પર ધૂળ નાખી, અને રુદન

તથા વિલાપ કરતાં મોટે સાદે કહ્યું, કે અરેરે! અરેરે! જે મોટા નગરની
સંપત્તિથી સમુદ્ર પરનાં વહાણોના સર્વ માલિકો ધનવાન થયા, તે એક ઘડીમાં
ઉજ્જડ થયું છે! ૨૦ઓ આકાશ, સંતો, પ્રેરિતો તથા પ્રબોધકો, તેને લીધે
આનંદ કરો; કેમકે દેવે તેની પાસેથી તમારો બદલો લીધો છે.

૨૧પછી એક બળવાન દૂતે મોટી ઘંટીના પડના જેવો એક પથ્થર ઉંચકી
લીધો, અને તેને સમુદ્રમાં નાખીને કહ્યું, કે તે મહાન નગર બાબેલોનને એજ
પ્રમાણે ઝપાટાથી નાખી દેવામાં આવશે, અને ફરી તે કદી પણ જોવામાં આવશે
નહિ: ૨૨વળી વીણા વગાડનારા, ગાનારા, વાંસળી વગાડનારા તથા રણશિંગડું
વગાડનારાઓનો સાદ ફરી તારામાં સંભળાશે નહિ; તારામાં હરકોઈ કારીગરીનો
કોઈ પણ કારીગર ફરી જોવામાં આવશે નહિ; તારામાં ઘંટીનો અવાજ ફરી
સંભળાશે નહિ; ૨૩તારામાં દીવાનો પ્રકાશ ફરી થશે નહિ; તારામાં વરકન્યાના
વરઘોડાનો અવાજ ફરી સંભળાશે નહિ; કેમકે તારા વેપારીઓ જગતના મહાન
પુરુષો હતા; તારી જાદુક્રિયાથી સર્વ દેશના લોકો ભુલાવામાં પડ્યા. ૨૪પ્રબોધકોનું,
સંતોનું તથા પૃથ્વી પર જેઓને મારી નાખવામાં આવ્યા છે, તે સર્વનું લોહી
પણ તેમાંથી જડયું હતું.

## સ્વર્ગમાં વિજય અને હલવાનનું લગ્ન

૧૯ તે પછી આકાશમાં મોટા જનસમૂહના જેવી મેં મોટી વાણી સાંભળી,
તે બોલી, કે હાલેલુયાહ; આપણા દેવને તારણ, મહિમા તથા
પરાક્રમ છે; ૨કારણ કે તેના ન્યાયચુકાદા સત્ય તથા યથાર્થ છે; કેમકે જે મોટી
વેશ્યાએ પોતાના વ્યભિચારથી પૃથ્વીને ભ્રષ્ટ કરી, તેનો તેણે ન્યાય કર્યો છે, અને
પોતાના સેવકોના લોહીનો બદલો તેની પાસેથી લીધો છે. ૩ફરીથી તેઓએ
કહ્યું, કે હાલેલુયાહ. અને તેનો ધુમાડો સદાસર્વકાળ ઉપર ચઢે છે. ૪ત્યારે
ચોવીસ વડીલોએ તથા ચાર પ્રાણીઓએ દંડવત્ પ્રણામ કરીને રાજ્યાસન પર
બેઠેલા દેવની આરાધના કરીને કહ્યું, આમેન; હાલેલુયાહ. ૫પછી રાજ્યા-
સનમાંથી એવી વાણી થઈ, કે આપણા દેવના સર્વ સેવકો, તેનાથી બીનારા,
નાના તથા મોટા, તેની સ્તુતિ કરો. ૬મોટા જનસમૂહના જેવી તથા ઘણાં
પાણીના પ્રવાહના જેવી તથા ભારે ગર્જનાઓના જેવી વાણીને એમ બોલતી મેં
સાંભળી, કે હાલેલુયાહ; કેમકે હવે સર્વશક્તિમાન પ્રભુ આપણો દેવ રાજ્ય કરે
છે. ૭આપણે આનંદ કરીએ તથા બહુ હર્ષ પામીએ, અને તેને મહિમા
આપીએ; કેમકે હલવાનના લગ્નનો દિવસ આવ્યો છે, અને તેની કન્યાએ પોતાને
તૈયાર કરી છે. ૮તેને તેજસ્વી, સ્વચ્છ તથા બારીક શણનું વસ્ત્ર પહેરવા
દીધું છે; તે બારીક શણનું વસ્ત્ર સંતોનાં ન્યાયી કૃત્યોરૂપ છે. ૯વળી તે મને
કહે છે, કે હલવાનના લગ્નજમણમાં આવવાનું જેઓને આમંત્રણ આપવામાં
આવ્યું છે તેઓને ધન્ય છે, એમ તું લખ. તે મને એમ પણ કહે છે, કે આ
તો દેવનાં ખરાં વચનો છે. ૧૦ત્યારે તેનું વંદન કરવાને હું તેને પગે પડયો.

પણ તેણે મને કહ્યું, કે જોજે, એવું ન કરતો; હું તો તારો તથા ઈસુની
સાક્ષીને વળગી રહેનારા તારા ભાઈઓનો સાથીદાસ છું; દેવની આરાધના કર;
કેમકે ઈસુ વિષેની સાક્ષી તો પ્રબોધનો આત્મા છે.

## વિજયવાન ખ્રિસ્ત

૧૧ પછી મેં આકાશ ઉઘડેલું જોયું, તો જુઓ, એક શ્વેત ઘોડો, અને તેના પર
એક જણ બેઠેલો છે, તેનું નામ વિશ્વાસુ તથા સાચો છે; તે પ્રામાણિકપણે ન્યાય
તથા લડાઈ કરે છે. ૧૨ તેની આંખો અગ્નિની જ્વાળા [જેવી] છે, અને તેના
માથા પર ઘણા મુગટ છે; તેના પર એવું નામ લખેલું છે કે જે તેના સિવાય
બીજું કોઈ જાણતું નથી. ૧૩ તેણે રક્તથી છંટાએલો ઝભ્ભો પહેરેલો છે; તેનું
નામ દેવનો શબ્દ છે. ૧૪ આકાશમાંનાં સૈન્યો શ્વેત ઘોડા પર સવાર થઈને
ઊજળાં તથા શુદ્ધ બારીક શણનાં વસ્ત્રો પહેરીને તેની પાછળ પાછળ ચાલ્યાં.
૧૫ તેના મોંમાંથી ધારવાળી તરવાર નીકળે છે, કે તે વડે તે વિદેશીઓને મારે;
તે લોઢાના દંડથી તેઓના પર અધિકાર ચલાવશે; અને સર્વશક્તિમાન દેવના
સખત કોપનો દ્રાક્ષાકુંડ તે ખૂંદે છે. ૧૬ તેના ઝભ્ભા પર તથા તેની જાંગ પર
રાજાઓનો રાજા તથા પ્રભુઓનો પ્રભુ એવું નામ લખેલું છે.

## ખ્રિસ્તના શત્રુઓનો નાશ

૧૭ પછી મેં એક દૂતને સૂર્યમાં ઊભો રહેલો જોયો; તેણે અંતરિક્ષમાં ઊડનારાં
સર્વ પક્ષીઓને મોટે સાદે હાંક મારી, કે તમે આવો, અને દેવના મોટા જમણને
સારુ એકઠાં થાઓ; ૧૮ કે તમે રાજાઓનું, સેનાપતિઓનું, શૂરવીરોનું, ઘોડાઓનું
અને સવારોનું, સર્વ સ્વતંત્ર તથા દાસોનું, નાના તથા મોટાનું માંસ ખાઓ.

૧૯ પછી મેં શ્વાપદ, પૃથ્વીના રાજાઓ તથા તેઓનાં સૈન્યને ઘોડા પર
બેઠેલાની સામે તથા તેના સૈન્યની સામે લડવાને એકઠાં થએલાં જોયાં.
૨૦ શ્વાપદ પકડાયું, અને તેની સમક્ષ જે જૂઠા પ્રબોધકે ચમત્કારો દેખાડીને શ્વાપદની
છાપ લેનારાઓને તથા તેની મૂર્તિ પૂજનારાઓને ભમાવ્યા હતા, તેને પણ તેની
સાથે [પકડવામાં આવ્યો]; એ બન્નેને ગંધકથી બળનારી અગ્નિની ખાઈમાં
જીવતાં જ નાખી દેવામાં આવ્યાં. ૨૧ જેઓ બાકી રહ્યા તેઓ ઘોડા પર બેઠેલાના
મોંમાંથી નીકળતી તરવારથી માર્યા ગયા; અને તેઓના માંસથી સઘળાં પક્ષીઓ
તૃપ્ત થયાં.

## એક સહસ્ર વર્ષ સુધી શેતાનનો બંદીવાસ

૨૦ પછી મેં એક દૂતને આકાશમાંથી ઊતરતો જોયો, તેની પાસે ઊંડાણની
કૂંચી હતી, અને તેના હાથમાં એક મોટી સાંકળ હતી. ૨ તેણે પેલા
અજગરને, એટલે ઘરડો સર્પ, જે દોષ મૂકનાર તથા શેતાન છે, તેને પકડયો,
અને હજાર વર્ષ સુધી તેને બાંધી રાખ્યો. ૩ તેણે તેને ઊંડાણમાં નાખી દઈને
તેને બંધ કર્યું, અને તે પર મુદ્રા કરી, જેથી હજાર વર્ષ પૂરાં થતાં સુધી તે
ફરી લોકોને ભુલાવે નહિ; ત્યાર પછી થોડી વાર સુધી તેને છૂટો કરવો પડશે.

૪ પછી મેં રાજ્યાસનો જોયાં અને તેઓ પર જે લોક બેઠેલા હતા, તેઓને
ન્યાય કરવાનું સોંપવામાં આવ્યું; અને ઈસુની શાહેદીને લીધે તથા દેવના વચનને
લીધે જેઓનો શિરચ્છેદ થયો હતો, તથા જેઓએ શ્વાપદની તથા તેની મૂર્તિની
પૂજા કરી નહોતી, અને પોતાના કપાળ પર અથવા પોતાના હાથ પર તેની છાપ
લીધી નહોતી, તેઓના આત્માઓને [મેં જોયા]; તેઓ જીવતા થયા, ને
ખ્રિસ્તની સાથે હજાર વર્ષ રાજ કર્યું. ૫ મૂએલાંમાંના જેઓ બાકી રહ્યા તેઓ તે હજાર
વર્ષ પૂરાં થતાં સુધી જીવતા થયા નહિ. એજ પહેલું પુનરુત્થાન છે. ૬ પહેલા
પુનરુત્થાનમાં જેને ભાગ છે તે ધન્ય તથા પવિત્ર છે; એવાઓ પર બીજા મરણનો
અધિકાર નથી; પણ તેઓ દેવના તથા ખ્રિસ્તના યાજક થશે, અને તેની સાથે
હજાર વર્ષ રાજ કરશે.

## શેતાનનો છૂટકારો અને છેલ્લી લડાઈ

૭ જ્યારે તે હજાર વર્ષ પૂરાં થશે ત્યારે શેતાનને તેના બંદીખાનામાંથી છોડવામાં
આવશે, ૮ એટલે તે પૃથ્વીને ચારે ખૂણે હેરતી પ્રજાઓને, ગોગ તથા માગોગને,
ભમાવીને લડાઈને સારૂ તેઓને એકઠા કરવાને બહાર આવશે; તેઓની સંખ્યા
સમુદ્રની રેતી જેટલી છે. ૯ તેઓ પૃથ્વીની આખી સપાટી પર ચાલતા ગયા, અને
તેઓએ સંતોની છાવણીને તથા વહાલા શહેરને ઘેરો ઘાલ્યો; પણ આકાશમાંથી
અગ્નિ ઊતર્યો, અને તેઓનો સંહાર કર્યો. ૧૦ અને તેઓને ભમાવનાર શેતાનને
તે અગ્નિ તથા ગંધકની ખાઈમાં, જ્યાં શ્વાપદ તથા જૂઠો પ્રબોધક છે, ત્યાં નાખી
દેવામાં આવ્યો; ત્યાં તેઓ રાતદહાડો સદાસર્વકાળ વેદના ભોગવશે.

## સામાન્ય પુનરુત્થાન અને છેલ્લો ન્યાયકાળ

૧૧ પછી મેં મોટું શ્વેત રાજ્યાસન જોયું, અને તેના પર બેઠેલા પુરુષને જોયો,
તેની સંમુખથી પૃથ્વી તથા આકાશ જતાં રહ્યાં; અને તેઓને સારૂ કોઈ સ્થાન
મળ્યું નહિ. ૧૨ પછી મેં મૂએલાંને, મોટાં તથા નાનાં સર્વને, દેવની સમક્ષ
ઊભાં રહેલાં જોયાં; અને પુસ્તકો ઉઘાડવામાં આવ્યાં, અને એક બીજું પુસ્તક
જે જીવનનું [પુસ્તક] છે તે પણ ઉઘાડવામાં આવ્યું; તે પુસ્તકોમાં જે જે
લખેલું હતું તે પરથી મૂએલાંઓનો તેઓની કરણીઓ પ્રમાણે ન્યાય કરવામાં
આવ્યો. ૧૩ સમુદ્રે પોતાનામાં જેઓ મૂએલાં હતાં તેઓને પાછાં આપ્યાં; અને
મરણે તથા હાડેસે [પણ] પોતાનામાં જેઓ મૂએલાં હતાં, તેઓને પાછાં આપ્યાં;
અને દરેકનો ન્યાય તેની કરણીઓ પ્રમાણે કરવામાં આવ્યો. ૧૪ મરણ તથા
હાડેસને અગ્નિની ખાઈમાં નાખવામાં આવ્યાં. અગ્નિની ખાઈ એજ બીજું
મરણ છે. ૧૫ જો કોઈ જીવનપુસ્તકમાં નોંધેલો માલૂમ પડ્યો નહિ, તો તેને
અગ્નિની ખાઈમાં નાખી દેવામાં આવ્યો.

## નવું આકાશ તથા નવી પૃથ્વી

૨૧ પછી મેં નવું આકાશ તથા નવી પૃથ્વી જોયાં: કેમકે પહેલું
આકાશ તથા પહેલી પૃથ્વી જતાં રહેલાં છે; અને સમુદ્ર હવે છેજ નહિ.

૨વળી મેં પવિત્ર નગર, નવું યરૂશાલેમ, દેવની પાસેથી આકાશમાંથી ઊતરતું
જોયું, અને જેમ કન્યા પોતાના વરને સારૂ શણગારવામાં આવેલી હોય તેમ તે
તૈયાર કરેલું હતું. ૩વળી મેં રાજ્યાસનમાંથી મોટી વાણી એમ બોલતી સાંભળી,
કે જુઓ, દેવનો મંડપ માણસોની સાથે છે, [દેવ] તેઓની સાથે વાસો કરશે,
તેઓ તેના લોકો થશે, અને દેવ પોતે તેઓની સાથે રહીને તેઓનો દેવ થશે.
૪તે તેઓની આંખોમાંનું દરેક આંસુ લુછી નાખશે; મરણ ફરીથી થનાર નથી;
તેમજ શોક કે રુદન કે દુઃખ ફરીથી થનાર નથી; પ્રથમની વાતો જતી રહેલી છે.
૫રાજ્યાસન પર જે બેઠેલો છે તેણે કહ્યું, કે જુઓ, હું સઘળું નવું બનાવું છું
વળી તે કહે છે, કે તું લખ; કેમકે આ વાતો વિશ્વાસયોગ્ય તથા સત્ય છે.
૬તેણે મને કહ્યું, કે હવે તેઓ પૂરી થઈ ગઈ છે. હું આલ્ફા તથા ઓમેગા, આદિ
તથા અંત છું. હું તરસ્યાને જીવનના પાણીના ઝરામાંથી મફત આપીશ. ૭જે જીતે
છે તેને એ [સઘળાં]નો વારસો મળશે; હું તેનો દેવ થઈશ, અને તે મારો પુત્ર થશે.
૮પણ બીકણો, અવિશ્વાસીઓ, ભ્રષ્ટ થએલા, ખૂનીઓ, વ્યભિચારીઓ, જાદુક્રિયા
કરનારા, મૂર્તિપૂજકો તથા સઘળા જૂઠાઓનો ભાગ અગ્નિ તથા ગંધકથી બળનારી
ખાઈમાં છે; એજ બીજું મરણ છે.

## સ્વર્ગીય યરૂશાલેમ

૯પછી જે સાત દૂતોની પાસે છેલ્લા સાત અનર્થોથી ભરેલાં સાત પ્યાલાં
હતા, તેઓમાંના એકે મારી પાસે આવીને મને કહ્યું, કે અહીં આવ, અને
જે કન્યા હલવાનની વહુ છે તેને હું તને દેખાડીશ. ૧૦[એમ કહીને] તે મને
આત્મામાં એક મોટા, ઊંચા પહાડ પર લઈ ગયો, અને મને દેવની પાસેથી
આકાશમાંથી દેવના મહિમાસહિત ઊતરતું પવિત્ર નગર યરૂશાલેમ દેખાડ્યું;
૧૧તેનું તેજ યાસપિસ જેવા અતિ મૂલ્યવાન રત્ન જેવું, એટલે સ્ફટિકના જેવું
નિર્મળ હતું; ૧૨તેનો કોટ મોટો તથા ઊંચો હતો; તેને બાર દરવાજા હતા.
દરવાજા પાસે બાર દૂતો [ઊભેલા] હતા; અને [દરવાજા] ઉપર નામો લખેલાં
હતાં, એ ઈસ્રાએલપુત્રોના બાર કુળના [નામ] છે. ૧૩પૂર્વ તરફ ત્રણ દરવાજા;
ઉત્તર તરફ ત્રણ દરવાજા; દક્ષિણ તરફ ત્રણ દરવાજા; અને પશ્ચિમ તરફ ત્રણ
દરવાજા હતા. ૧૪નગરના કોટના પાયાના બાર [પથ્થર] હતા, અને તેમના
પર હલવાનના બાર પ્રેરિતોના બાર નામ [હતાં]. ૧૫જે દૂત મારી સાથે
બોલતો હતો, તેની પાસે તે નગરનું, તેના દરવાજાનું તથા તેના કોટનું માપ
લેવા સારૂ સોનાની છડી હતી. ૧૬નગર ચોખંડું છે, એટલે જેટલી તેની
લંબાઈ છે તેટલી તેની પહોળાઈ છે; તેણે છડીથી નગરનું માપ લીધું,
તો તે દોઢ હજાર માઈલ થયું; તેની લંબાઈ તથા પહોળાઈ તથા ઊંચાઈ સરખી
છે. ૧૭પછી તેણે તેના કોટનું માપ લીધું, તે માણસના માપ પ્રમાણે, એટલે
દૂતના માપ પ્રમાણે, એકસો ચુમાળીસ હાથ થયું. ૧૮તેના કોટનું
ચણતર યાસપિસનું હતું; અને નગર નિર્મળ કાચના જેવા ચોખ્ખા સોનાનું હતું

૧૦તે મને કહે છે, કે આ પુસ્તકમાંનાં ભવિષ્યવચનોને મુદ્રાથી બંધ ન કર;
કેમકે સમય પાસે છે. ૧૧જે અન્યાયી છે, તે હજુ અન્યાય કર્યા કરે; અને
જે મલિન છે, તે હજુ મલિન થતો જાય; જે ન્યાયી છે, તે હજુ ન્યાયી
કૃત્યો કર્યાં કરે; અને જે પવિત્ર છે, તે હજુ પવિત્ર થતો જાય. ૧૨જુઓ,
હું થોડી વારમાં આવું છું; અને દરેક માણસને તેની કરણીઓ પ્રમાણે ભરી
આપવાનો બદલો મારી પાસે છે. ૧૩હું આલ્ફા તથા ઓમેગા, પ્રથમ તથા
છેલ્લો, આદિ તથા અંત છું. ૧૪જીવનના ઝાડ પર તેઓને હક મળે, અને
તેઓ દરવાજામાં થઈને નગરમાં પ્રવેશ કરે, એ માટે જેઓ પોતાનાં વસ્ત્ર ધુએ
છે તેઓને ધન્ય છે. ૧૫કૂતરા, જાદુગરો, વ્યભિચારીઓ, ખૂનીઓ, મૂર્તિપૂજકો
તથા જે સર્વ અસત્ય ચાહે છે અને આચરે છે, તેઓ બહાર છે.

૧૬મેં ઈસુએ મારા દૂતને મોકલ્યો છે કે તે મંડળીઓને સારુ આ સાક્ષી
તમને આપે. હું દાઊદનું થડ તથા સંતાન, અને પ્રભાતનો પ્રકાશિત તારો છું.

૧૭આત્મા તથા કન્યા બન્ને કહે છે, કે આવ. જે સાંભળે છે તે એમ કહે,
કે આવ. અને જે તરસ્યો હોય તે આવે; જે ચાહે તે જીવનનું પાણી
મફત લે.

૧૮આ પુસ્તકમાંનાં ભવિષ્યવચનો જે કોઈ સાંભળે છે તેને હું સોગન
દઈને કહું છું, કે જો કોઈ તેઓમાં વધારો કરશે તો તેના પર દેવ આ
પુસ્તકમાં લખેલા અનર્થો વધારશે; ૧૯વળી જો કોઈ આ ભવિષ્યવચનના
પુસ્તકમાંથી કંઈ પણ કાઢી નાખશે, તો દેવ તેનો ભાગ જીવનના ઝાડમાંથી
તથા પવિત્ર નગરમાંથી, એટલે આ પુસ્તકમાં જે જે લખેલું છે તેમાંથી,
કાઢી નાખશે.

૨૦જે આ વાતોની સાક્ષી આપે છે તે કહે છે, કે હા; હું થોડી
વારમાં આવું છું. આમેન; હે પ્રભુ ઈસુ, આવ.

૨૧પ્રભુ ઈસુ [ખ્રિસ્ત]ની કૃપા સંતો પર હો. આમેન.

Bombay—Published by G. S. Cox, Secretary, for the B. & F. Bible Society, Amar Building, Sir Pherozshah Mehta Road, and Printed by R. S. Dickey, at the Mission Press, Surat.